क्षुद्व्याधिश्च चिकित्स्यतां प्रतिदिनं भिक्षौषधं भुज्यतां
स्वाद्वन्नं न तु याच्यतां विधिवशात्प्राप्तेन संतुष्यताम् ।
शीतोष्णादि विषह्यतां न तु वृथावाक्यं समुच्चार्यता-
मौदासीन्यमभीप्स्यतां जनकृपानैष्ठुर्यमुत्सृज्यताम् ॥ ६ ॥

પ્રતિદિવસ ભિક્ષારૂપી ઔષધનું ભોજન કરીને ક્ષુધારૂપી વ્યાધિની ચિકિત્સા કરો (ઉપચાર કરો); સ્વાદિષ્ઠ અન્નની યાચના નહિ કરો, પરન્તુ દૈવવશાત્ જે મળે તેટલાથી જ સંતુષ્ટ રહો; ટાઢ તડકા વગેરે દ્વંદ્વ દુઃખોને સહન કરો; વૃથા વાક્યનો ઉચ્ચાર મા કરો; સંસારના વિષયો ઉપર ઉદાસીનતાની ઇચ્છા રાખો; મનુષ્યોના ઉપર અનુગ્રહ કે નિગ્રહ (રાગ કે દ્વેષ) મા કરો. ૬

एकांते सुखमास्यतां परतरे चेतः समाधीयतां
पूर्णात्मा सुसमीक्ष्यतां जगदिदं तद्बाधितं दृश्यताम् ।
प्राक्कर्म प्रविलाप्यतां चितिबलान्नाप्युत्तरैः श्लिष्यतां
प्रारब्धं त्विह भुज्यतामथ परब्रह्मात्मना स्थीयताम् ॥ ७ ॥

એકાંતમાં સુખેથી બેસો; માયા થકી પર એવા બ્રહ્મવિષે ચિત્તનું સમાધાન કરી પૂર્ણાત્માનું સારી રીતે અવલોકન કરો; આત્માવિના આ જગત્ વગેરે કંઇ નથી એવી દૃષ્ટિ કરો; આત્માના જ્ઞાનબળવડે પૂર્વના કર્મનું પ્રવિલાપન કરો; ઉત્તર કર્મની સાથે સંબંધ નહિ કરો; પ્રારબ્ધ કર્મનો ઉપભોગ કરો અને પરબ્રહ્મસ્વરૂપ વિષે સ્થિતિ કરીને રહો. ૭



किं मधुना किं विधुना किं सुधया किं च वसुधयाऽखिलया ।
यदि हृदयहारिचरितः पुरुषः पुनरेति नयनयोरयनम् ॥ ८ ॥

જેનું ચરિત્ર હૃદયહારી છે, એવા પરમ પુરુષનું જો પુનઃ આ નેત્રને દર્શન થાય તો મધુ, વિધુ, સુધા અને સકલ વસુધાની શી આવશ્યકતા છે? સર્વ તુચ્છ છે. ૮

ॐ शांतिः शांतिः शांतिः ।

# ૧. બંધારણ સભાના ઘડવૈયાઓ

હિંદ પર રાજ્ય ચલાવવા માટે ઘડાયેલું બંધારણ, હિંદી બંધારણ સભામાં આખરી આકાર લઈ રહ્યું છે. કોંગ્રેસ નેતાઓએ આ બંધારણ, બંધારણ સભા સમક્ષ પેશ કર્યું છે.

સ્વાભાવિક રીતે જ પ્રશ્ન થશે કે આ બંધારણ ઘડનારાઓ કોણ છે ? શું આમ જનતાના તેઓ સાચા પ્રતિનિધિ છે ? દેશની આઝાદીની લડત આગે ધપાવવા માટે ગામડાંઓના લાખો અને કરોડો કિસાનોએ, શહેરોના લાખો કામદારોએ તથા ગઢવાલી અને નાવિક બળવાના સૈનિકોએ અને સંખ્યાબંધ સામાન્ય સ્ત્રી પુરૂષોએ પોતાના લોહી વહાવ્યાં છે, ભયાનક જુલ્મો વેઠયા છે અને અનેક કુરબાનીઓ કરી છે. આજે જ્યારે હિંદના ભાવિ બંધારણના ઘડતરની વાતો થઈ રહી છે ત્યારે એ પ્રશ્ન પૂછવો જરૂરી છે કે શું આ આમ જનતાના પ્રતિનિધિઓ એ બંધારણ ઘડી રહ્યા છે ?

સાફ સાફ કહેવું પડશે કે **નહિ જ.** આમ જનતાને, જનતાના ૮૭ ટકા વિભાગનો એમાં રજ માત્ર અવાજ નથી. માત્ર ૧૩ ટકાના પ્રતિનિધિઓ એટલે ઉપલા વર્ગના પ્રતિનિધિઓ બંધારણ સભામાં બેઠા છે અને એમને ફાવે એવું બંધારણ ઉપલા વર્ગના આ પ્રતિનિધિઓ ઘડશે. જનતાએ તો માત્ર એને સ્વીકારવાનું જ રહેશે.

## બંધારણ સભામાં કોણ છે?

વાત આટલેથી જ નથી અટકતી. જનતાના ૧૩ ટકાએ પણ બંધારણ સભામાંના પ્રતિનિધિઓને સીધી રીતે ચૂંટયા નથી. રખેને સીધી ચૂંટણી દ્વારા જનતાના કેટલાક પ્રતિનિધિઓ ચૂંટાઈ આવે એ ડરે સીધી ચૂંટણીથી એમને બંધારણ સભામાં મોકલવામાં આવ્યા નથી. માત્ર પ્રાંતિક ધારાસભાઓના મુઠ્ઠીભર સભ્યોએ એમને ચૂંટી કાઢયા છે.

અને રજવાડાંઓને ખુશ કરવા માટે તો આ નાટક પણ પડતું મૂકવામાં આવ્યું છે. બંધારણ સભાના લગભગ અર્ધો અર્ધ (૪૦ ટકા) સભ્યો દેશી રાજ્યોમાંથી આવે છે. એમાંથી અર્ધા તદ્દન બોગસ ધારાસભાઓ દ્વારા આડકતરી રીતે પસંદ કરવામાં આવ્યા છે.

આમ સાફ રીતે દેખી શકાય એમ છે કે બંધારણ સભાનું ઘડતર એવું કરવામાં આવ્યું છે કે જેથી એ રજવાડાંઓ અને ઉપલા વર્ગોનું હથિયાર જ બની રહે. મોટા ભાગની જનતાનો એમાં કશો અવાજ નથી; એને તો માત્ર નિર્ણયનો અમલ કરવાનો રહે છે.



# चन्द्रकान्त

## (तृतीय विभाग)



## चतुर्थ प्रवाह–हिमगिरिनी पर्णकुटी



## पीठिका :– महात्मा दर्शन



श्रियो दोलालोला विषयजरसाः प्रान्तविरसाः
विपद्गेहं देहं महदपि धनं भूरिनिधनम् ।
बृहच्छोको लोकः सततमबला दुःखबहुला-
स्तथाप्यस्मिन्घोरे पथि बत रता हन्त कुधियः ॥

લક્ષ્મી ડોલાના જેવી ચંચળ છે, વિષયના રસો પરિણામે નીરસ છે, શરીર વિપત્તિનું ઘર છે, પુષ્કળ સંપત્તિ મોટું મરણ છે, લોકો મોટા શોકથી ભરપૂર છે અને અબળાઓ નિત્ય બહુ દુઃખ દેનારી છે, તોપણ અરેરે! અજ્ઞાની પુરુષો આ સંસારના ઘોર માર્ગમાં રચ્યાપચ્યા જ રહે છે.



### બાળયોગી



પૂર્ણાનન્દ પૂર્ણ પુરુષોત્તમ શ્રીસર્વેશ્વર પ્રભુની લીલા અપાર છે, વિચિત્ર છે, આશ્ચર્યમયી છે, આનન્દદાયિની છે. આ ચમત્કૃતિ અધિકારી જનોને, ઠામેઠામ ને ક્ષણેક્ષણે દૃષ્ટિગોચર થાય છે.

પ્રાતઃકાળ! અલૌકિક પ્રભાત! આનંદી પ્રભાત! સૂર્યનારાયણ દેવ પ્રકાશ્યા છે; કમળો પ્રફુલ્લિત થયાં છે; મનુષ્યો સ્નાન કરવામાં, નિત્ય નૈમિત્તિક કર્મ કરવામાં અને જપ તપ કરવામાં તત્પર થઇ ગયાં છે;

### લોકોની છેતરપીંડી

બ્રિટિશ કેબીનેટ મિશનના સભ્યોથી માંડીને તે છેક પંડિત નહેરૂ અને કોંગ્રેસી નેતાઓએ જનતાના આ અધિકાર પર મૂકવામાં આવેલા પ્રહારને ન્યાયી ગણાવ્યો છે; કારણ કે પુખ્ત મતાધિકાર દ્વારા ચૂંટણી કરવામાં આવે તો બહુ સમય ચાલ્યો જાય એવું એમનું માનવું છે. પરંતુ એ જાણવું જરૂરી છે કે વર્તમાન બંધારણ સભાની ચૂંટણીને આજે ત્રણ વરસ થવા આવ્યા (૧૯૪૬ના જુલાઈમાં ચૂંટણી થઈ હતી) અને એ દરમિયાન માત્ર ૯૦ દિવસ જ તેમણે કામ કર્યું. એથી એક વાત સાફ બને છે કે પુખ્ત મતાધિકારની ચૂંટણી માટે આખું એક વરસ ચાલ્યું જાત તો પણ આ બંધારણ સભાએ વીતાવેલા સમય જોતાં એ સમય લાંબો ગણાત નહિ.

ખરું પૂછો તો બંધારણ સભાનું બિનલોકશાહી ઘડતર સમયના અભાવે નથી કરવામાં આવ્યું; પરંતુ, આમ જનતાને પોતાના દેશનું બંધારણ ઘડવાનો અધિકાર નહિ આપવા માટે કરવામાં આવ્યું છે.

## ૨. સૂચિત બંધારણનું ધ્યેય

### લોકોને શું નહિ મળે?

સૂચિત બંધારણના ચોથા ભાગમાં રાજ્ય નીતિના મુખ્ય સિદ્ધાંતો આપવામાં આવ્યા છે. એમાં કલમ ૨૯માં જણાવવામાં આવ્યું છે કેઃ—

"કોઈ પણ કોર્ટ આ ભાગમાં જણાવેલી કલમોનો અમલ કરાવી શકશે નહિ." વાત સાફ છે કે રાજ્ય નીતિના મુખ્ય સિધ્ધાંતોના અમલ માટે રાજ્ય જવાબદાર રહેતું નથી અને જનતાને એ કલમોનો અમલ કરાવવાનો કોઈ અધિકાર રહેતો નથી.

આથી સ્વાભાવિક રીતે પ્રશ્ન થશે કે આ કલમોમાં એવું શું છે કે હિંદનું ભાવિ રાજ્ય એના મૂળભૂત બંધારણમાં પણ એનો અમલ કરવાની જવાબદારીનો સાફ ઇન્કાર કરે છે? કલમ ૨૯–૩૮માં વિગતે એનું વર્ણન આપવામાં આવ્યું છે. એમાં, નાગરિકનો ગુજરાન ચલાવવાનો અધિકાર, જીવન વેતન, કામનો અધિકાર અને બેકારીમાં રાહત, મોટી ઉંમરે પેન્શન, મફત પ્રાથમિક કેળવણી, સારો ખોરાક અને જીવન ધોરણને ઉંચે લઈ જવાના અધિકારોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

**અને આ કલમોનો અર્થ જ જનતાની સાચી આઝાદી. સોવિયેત સંઘ અને જન લોકશાહી (પૂર્વ યુરોપના દેશો)નાં બંધારણોમાં આ અધિકારોને મૂળભૂત અધિકારો ગણવામાં આવ્યા છે અને એનો અમલ કરવાની જવાબદારી રાજ્યની જ રહે છે. પરંતુ હિંદના બંધારણમાં એમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે પણ અમલમાં મૂકવાની કાયદેસરની જવાબદારી સ્વીકારવામાં આવી નથી**

મધુરો પવન વાહી રહ્યો છે; દેવળોમાં ઘંટાનાદ ઘનનન ઘનનન કરી રહ્યો છે. એ સમયે, અવિમુક્ત વારાણસી ક્ષેત્રમાં 'જય શંભો,' 'હર હર શંભો'નો મંગલધ્વનિ ગાજી રહ્યો છે; હરિપાદોદકી ભાગીરથીને કિનારે, ઈશ્વરીલીલા પૂર્ણપણે પ્રકાશિત થઈ રહી છે; નિર્મળ પ્રભાત સમયે પૂર્વ દિશામાંથી બાળસૂર્યનાં કુમળાં કિરણો, તરણતારિણી, અધમોદ્ધારિણી, પાપહારિણી ભાગીરથીના દક્ષિણોત્તર લાંબા વિસ્તારવાળા તટને સુપ્રકાશિત કરી રહ્યાં છે; અનેક રાજા મહારાજાઓ, ગૃહસ્થો અને પ્રતાપી પુરુષોએ અપાર દ્રવ્ય ખર્ચીને બંધાવેલા ગંગાના સુદૃઢ ને સોહામણા ઘાટો, વિચિત્ર વસ્ત્રાલંકાર સજેલાં સ્ત્રી પુરુષોથી ભરપૂર થઇ ગયા છે; સ્થળે સ્થળ, વિદ્વાન્ વિપ્રોથી ભણાતા સ્નાનના સંકલ્પો ને પ્રયોગોથી ગાજી રહ્યું છે; ભાવિકજનો વિધિપૂર્વક સ્નાનદાનાદિક કરી રહ્યાં છે; શ્રદ્ધાળુ ને ધર્મિષ્ઠ મનુષ્યો સ્નાનાદિકથી પવિત્ર થઇને જળસન્નિધ બેસી, એકાગ્ર મને પોતાનાં નિત્ય નૈમિત્તિક જપ, તપ, ઇશ્વરસ્તવનાદિક કર્મો કરે છે; અને સ્નાન માટે જળમાં ઉતરેલાં, તેમ જ ઘાટપરનાં મનુષ્યોમાં વારંવાર 'જય ગંગે! હર હર ગંગે! પાપહારિણી! ભવતારિણી! અધમોદ્ધારિણી! જય જાહ્નવી!' ઇત્યાદિ ગર્જનાઓ સહર્ષ થયા કરે છે. કોઇ કોઇ સ્થળે વિપ્રવૃંદો તટ નિકટ બેસી, પદ, ક્રમ, જટા, ઘન, ઇત્યાદિ વેદવિકૃતિઓનો, મધુર અને કર્ણ પાવન ઘોષ કરી રહ્યા છે. ઘણા પહોળા પટમાં ગંભીરપણે વહન કરતી શ્રીમતી ગંગાનાં નિર્મળ અને પાવન જળપર અનેક નાની મોટી સુશોભિત નૌકાઓ આમથી તેમ આવજાવ કરી રહી છે; તેમાં બેઠેલાં મનુષ્યો ગંગાના પ્રત્યેક ઘાટની અલૌકિક લીલાને આનંદ સાથે નિહાળે છે; પ્રત્યેક સુશોભિત ઘાટ ઉપરના કિનારાપર આવી રહેલા ને બહુ ઊંચી જાતિના પાષાણોથી મોટા શિલ્પશાસ્ત્રનિપુણ પુરુષોના હાથથી બંધાયલા અતિ ભવ્ય સુદૃઢ ગગનચુંબિત સુંદર પ્રાસાદો-મહાલયો શોભી રહ્યા છે; સૂર્યબિંબની પેઠે પ્રકાશી રહેલાં અસંખ્ય સુવર્ણ શિખરોવાળાં શિવાલયો તથા બીજાં દેવમંદિરો ઘણે દૂર સુધી સંભળાતા 'જય જય શંભો! હર હર શંભો! જય પાર્વતીપતે!' ઇત્યાદિ પરમ પવિત્ર શબ્દોથી, શંખધ્વનિઓથી, ઘણું ઘણું થતા ઘંટાના નાદોથી તથા દુંદુભિઓની ગર્જનાઓથી ગાજી ઉઠ્યાં છે; અતિ મનોહર અને સુકોમળ એવી ભૈરવી રાગણીનો મધુર સુસ્વર છવાઇ રહ્યો છે; અને તેની પાછળ પાછળ મધુર આલાપ કરી રહેલી નોબતો વાગી રહી છે.

એ જ કલમો ( ૨૯–૩૮ ) માં "અવામને નુકશાનકારક એવા મૂડીના તથા ઉત્પાદનનાં સાધનોના એકીકરણને રોકવાની" રાજ્યની જવાબદારીનો ઇન્કાર કરવામાં આવ્યો છે. ટુંકમાં આથી મૂડીવાદીઓ જનતાના શોષણ દ્વારા નફાના ગંજ ખડકયા કરશે અને વધુ ને વધુ કારખાનાંઓ અને મિલોને ઉત્તરોત્તર તેઓ એમના અંકુશ હેઠળ લાવશે. અને આ રીતે મૂડી અને ઉદ્યોગો પર પોતાની મજબૂત પકડ જમાવી શકશે. અર્થાત મુઠ્ઠીભર ધનપતિઓ બેંકીગ ને ઉત્પાદનના વર્તુળમાં ઇજારાશાહી સ્થાપી શકાશે.

વળી, આ કલમોમાં 'ઉત્તમ પ્રકારે જનતાનું હિત થઇ શકે એ માટે જનતાની સાધન સંપત્તિની માલિકી તથા અંકુશ ને ઉત્પાદન વહેંચણી' કરવાની જવાબદારીમાંથી રાજ્યને મુકત કરવામાં આવ્યું છે. આનો સાફ અર્થ એ છે કે હિંદમાં ઇજારાશાહી મૂડીવાદી શોષણને બંધારણ ખુલ્લો પરવાનો આપે છે અને બેશરમ રીતે જાહેર કરે છે કે દેશની મૂડી અને સાધન સંપત્તિ મુઠ્ઠીભર મૂડીવાદીઓ પોતાના હાથમાં લાવવાનો પ્રયાસ કરે અને જન હિતને નુકશાન પહોંચાડે એની સામે કાયદેસરનો કોઇ બાધ નથી.

## કોંગ્રેસનાં વચનો અને અમલ

પરંતુ ૧૯૪૬માં કોંગ્રેસે જનતાને ઉપરના વ્યવહાર કરતાં જુદા જ વચનો આપ્યાં હતાં. કોંગ્રેસના 'ચૂંટણી જાહેરનામા'માં સાફ જણાવવામાં આવ્યું હતું કે:

"હિંદનો સૌથી મહત્વનો અને તત્કાળ જરૂરિયાતનો પ્રશ્ન એ છે કે જનતાની કંગાલિયત દૂર કરવામાં આવે ને એનું જીવન ધોરણ ઉંચું લાવવામાં આવે."

આ પ્રશ્નનો ઉકેલ લાવવા કોંગ્રેસે કાર્યક્રમ સૂચવ્યો હતો અને એનું "ધ્યેય જનતાને ફાયદા પહોંચાડવાનું હતું તથા એનું આર્થિક, સાંસ્કારિક અને આધ્યાત્મિક ધોરણ ઉંચું લાવવાનું હતું: બેકારી દૂર કરવાની હતી અને વ્યક્તિના દરજ્જાને ભવ્ય બનાવવાનો હતો." એ ઉપરાંત વચન આપવામાં આવ્યું હતું કે: "ઘણાં ક્ષેત્રોમાં સામાજીક વિકાસને આગે ધપાવવા સંકલન કરવામાં આવશે તથા યોજનાઓ ઘડાશે; વ્યક્તિઓ અને જુથ્થોના હાથમાં મૂડી અને સત્તાનું એકીકરણ રોકવામાં આવશે; સમાજને નુકશાન કરતાં સ્થાપિત હિતોના વિકાસને અટકાવવામાં આવશે; ખાણો, વાહન વ્યવહાર, ઉત્પાદનનાં મુખ્ય સાધનો, જમીનની વહેંચણી, ઉદ્યોગો અને રાષ્ટ્રીય પ્રવૃત્તિના બીજા વિભાગો પર સામાજીક અંકુશ લાવવામાં આવશે..." (કોંગ્રેસ ઇલેકશન મેનીફેસ્ટો ૧૯૪૫–૪૬, પાનું ૫)

પરંતુ આજે આ બધી જાહેરાતો અને વચનોને કચરાની ટોપલીમાં ફગાવી દેવામાં આવ્યાં છે. કોંગ્રેસના નેતાઓ બેશરમ રીતે એમના બંધારણમાં જનતાને કહે છે કે એમનું રાજ્ય એમના જીવન ધોરણને ઉંચું લાવવા માટે, બેકારીને દૂર કરવા માટે, તથા જમીન અને ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવા માટે

આજનો દિવસ પવિત્ર પર્વણીનો છે. આ કારણથી નિત્ય કરતાં સર્વત્ર વિશેષ આનંદ છવાઈ રહ્યો છે. પ્રતિદિવસ ગંગાપર સ્નાનાદિક માટે નહિ આવી શકતાં એવાં વ્યવસાયી કિંવા અશક્ત ક્ષેત્રવાસી મનુષ્યો પણ આજે ચાહીને સ્નાન તથા દર્શનાર્થે ચાલ્યાં આવે છે. વિદેશી યાત્રાળુજનો પણ ઘણાંક દૃષ્ટિએ પડે છે. સૌ કરતાં મણિકર્ણિકાના ઘાટ પર મનુષ્યોની ભીડ વધારે મચી રહી છે. એવે પ્રસંગે ત્યાં એક ચમત્કાર જોવામાં આવ્યો.

ઘાટના ઉપલા માર્ગમાં ચાલતાં લોકો એકાએક પરસ્પરમાં "ચલો, ચલો, હટો, હટો," એમ બોલતાં ખસીને કોરે થવા માંડ્યાં. સૌ આશ્ચર્યથી જોવા માંડ્યાં કે, એ વળી શું છે? એટલામાં શ્રીવિશ્વેશ્વરના મંદિર ભણીથી આવતી એક સુંદર તેજસ્વી કિશોરમૂર્તિ દૃષ્ટિએ પડી. એનું અદ્ભુત સ્વરૂપ અને અપ્રતિમ તેજ જોતાં જ સર્વને આનંદાશ્ચર્ય સાથે પૂજ્યભાવ ઉત્પન્ન થયો. જેણે એકવાર એના ભણી જોયું, તેને તો ત્યાંથી બીજી દિશા ભણી જોવાનું મન જ થયું નહિ! એનું રૂપ, વિદ્યુત સરખી ચમકતી ચાલ, બહુ નાનું વય છતાં એણે ધારણ કરેલો તીવ્ર ત્યાગ, એનું તપસ્તેજ અને અતિ મનોહર વેશ, એ બધું જોઈ, સ્વાભાવિક જ આશ્ચર્ય પામેલાં લોકો પરસ્પર અનેક વાતો કરવા લાગ્યાં:- "અહો! આ બાળયોગી કયાંથી આવ્યો હશે? શું એનું સૌંદર્ય! અંગો અંગનું આટલું બધું સૌંદર્ય છતાં એનાથી આ કઠિન યોગ કેમ વેઠાતો હશે? આટલી લઘુ વયમાં એને આવો પરમ વૈરાગ્ય કેમ પ્રાપ્ત થયો હશે? એનાં માતપિતા, જેમને આવો રત્નરૂપ પુત્ર હશે, તેમનાથી એનો વિયોગ કેમ વેઠાતો હશે? શું એ પોતાનાં માતપિતાને તીવ્ર વિરાગથી ટળવળતાં મૂકીને વેરાગી થયો હશે, કે જન્મથી જ એ યોગીરૂપે ઉત્પન્ન થયો હશે? અથવા તો પરમયોગીશ્વર શંકર પોતે જ આ પુણ્ય પર્વણીને દિવસે આ બાળયોગીને રૂપે ભાવિક જનોનું કલ્યાણ કરવાને અને શ્રીમતી ભાગીરથીના તટપર વિહાર કરવાને પધાર્યા હશે; એનું સર્વાંગ, ભસ્મથી ચર્ચેલું છતાં, એની સુવર્ણસરખી કાંતિ તે માંહેથી કેવી પ્રકાશી નીકળે છે! એના ચંદ્રસરખાં સુપ્રકાશિત, પરન્તુ બાલ્યવયની તપશ્ચર્યાને લીધે સહજ કરમાયલા કમળસરખાં કોમળ મુખની છબી અતિ અદ્ભુત છે; એની વાંકી ભ્રૂકુટીવાળાં તથા કમળની પાંખડી સરખાં નેત્ર, નમણી નાસિકા, મરક મરક થતા પરવાળા સરખા લાલ હોઠ, તીવ્ર તપશ્ચર્યાને લીધે કિંચિત્ કરમાયલા ગાલોપરની ગુલાબી ઝાંઇ, તે

અથવા સ્થાપિત હિતોનો સામનો કરવા માટે જવાબદાર નથી. કોંગ્રેસનાં વચનો એમના સંકેદ સ્વરૂપમાં રજૂ થઈ ગયાં છે. સાફ સાફ રીતે જોઈ શકાય છે કે આ વચનો જનતા પર આચરવામાં આવેલી છેતરપીંડી સિવાય બીજું કશું નથી.

આમ, જનતાને મૂળભૂત અધિકારો આપવાનો કોંગ્રેસી રાજ્ય ઈન્કાર કરે છે, છતાંયે આ અધિકારોને રાજ્યના મુખ્ય સિદ્ધાંતો તરીકે શબ્દોમાં અપનાવે છે ત્યારે જનતાની ક્રૂર મશ્કરી સિવાય એ બીજું કશું નથી. ફક્ત દોઢ વરસના એના રાજ્ય દરમિયાન આજના રાજકર્તાઓએ એમના મુખ્ય સિદ્ધાંતોની જનતાને બરાબર રીતે જાણ કરાવી દીધી છે. એમની રાજ્ય નીતિના મુખ્ય સિદ્ધાંતો દ્વારા તેઓએ રાષ્ટ્રીયકરણનો ઈન્કાર કર્યો છે; યુદ્ધ પહેલાનું જીવન ધોરણ આપવાનો પણ તેઓએ ઈન્કાર કર્યો છે; જનતાનાં ખોરાક, કપડાં, તંદુરસ્તી અને કેળવણીના ભોગે લશ્કરી અને કારોબારી ખર્ચ બેફામ રીતે વધાર્યો છે, માલદારો પરના કરવેરા ઘટાડ્યા છે અને ગરીબ જનતા પર કરવેરા વધાર્યા છે. આ રીતે ખાત્રી કરાવી આપી છે કે રાજ્ય નીતિના આવા મુખ્ય સિદ્ધાંતો કાયદેસર રીતે અમલ કરવાની જોગવાઈ વિના જનતાની છેતરપીંડી કરવા તથા તેના અધિકારો છીનવી લેવાની યુક્તિઓ સિવાય બીજું કશું નથી.

આમ વાત સાફ બને છે કે બંધારણનું ધ્યેય જીવન વેતન આપવાનું નથી. તંદુરસ્તી, કેળવણી અને જનતાને આરામ આપવાનું નથી; કે ન તો એનું ધ્યેય સખ્યાબંધને ભોગે થતું મુઠ્ઠીભર લોકોના હાથમાં મૂડીનું એકીકરણ રોકવાનું છે.

## બંધારણનું ધ્યેય

**તો પછી બંધારણનું મુખ્ય ધ્યેય શું છે?** કોંગ્રેસ નેતાઓએ ઉઘાડે છોગ એની જાહેરાત કરવાની હિંમત કરી નથી. પરંતુ બંધારણનું ધ્યેય અને નીતિ નીચેના થોડાક દાખલાઓ પરથી સ્પષ્ટ બની જાય છે.

(૧) કલમ ૨ જણાવે છે કે: "કોઈ પણ મૂડી સ્થાવર કે જંગમ, પછી એ વેપારમાં રોકાયેલી હોય કે ઉદ્યોગમાં રોકાયેલી હોય એને જાહેર હેતુ માટે લઈ શકાશે નહિ"—અને જો એમ કરવું હશે તો પહેલાં વળતર આપવું પડશે. એટલે કે મૂડીવાદીઓ, જમીનદારો, રજવાડાંઓ અને સ્થાપિત હિતોને ઉદ્યોગમાંથી નફો મેળવવાની અને જમીનમાંથી ગણોત લેવાની કાયદેસરની છૂટ રહેશે. અલબત્ત રાજ્ય એમના આ સાધનો લઈ લેશે તો આ લોકોને વળતર રૂપે અગાઉથી મોટી રકમો આપશે અને એ પછી આ વધુ પડતા બોજા હેઠળ દબાયેલા સાધનોનું પોતે "રાષ્ટ્રીય કરણ" કર્યું છે એવું જાહેર કરશે!

સ્થાપિત હિતોને મળેલો શોષણનો આ પરવાનો છે. અને બેશરમ રીતે કોંગ્રેસ નેતાઓએ આ પરવાનાને 'જનતા'ના મૂળભૂત અધિકાર તરીકે બંધારણમાં ઉમેર્યો છે. હકીકતે શરમને નેવે મૂકીને તેઓએ મૂળભૂત ઉદ્યોગોના રાષ્ટ્રીયકરણને

પર ઝુકી રહેલી મૂળમાં શ્યામ, પરંતુ છેડાના ભાગમાં કિંચિત ભૂરી જણાતી મસ્તકની વિશાળ જટા-એ સર્વ વસ્તુ ગમે તેવાં મનુષ્યને પણ મોહ પમાડે તેવી છે. એનાં અતિ કોમળ હાથપગનાં તળિયાં તો જાણે ગુલાબનાં ફૂલ સરખાં જ લાલ છે, છતાં નિઃશંકપણે તે આ પાષાણમય ભૂમિમાં અડવાણે પગે વિચરી રહ્યા છે! આવી સુકોમળતા છતાં તેણે શરીરપર કામળીની જાડી કંથા ઓઢી છે! રે એ એનાથી કેમ ખમાતી હશે! હાથમાંનું આ કમંડળ અને બગલમાંની મૃગછાલાને પણ તે કેવી રીતે ઊંચકી શકે છે? કમળના નાળ જેવા ગૌર કંઠમાં સોહાવેલી પેલી મોટા મણકાની અક્ષમાળા પણ આને રાયરૂપ જ થઈ પડેલી જણાય છે!"

આવી રીતે પરસ્પર અનેક વાતો કરી રહેલાં લોકોની ભારી ભીડમાંથી થઇને તે અદ્ભુત મૂર્ત્તિ મણિકર્ણિકાના એક અતિ સુંદર ઓવારાપર જઇ ઊભી રહી. ઊંચી જાતના આરસપહાણથી રચેલો તે ઓવારો-જેની બંને બાજુએ સુંદર બેઠકો આવેલી છે, ત્યાં પોતાની મૃગછાલા બિછાવી, તેની પાસે કમંડલુ મૂકીને તે બાળયોગી, 'જય ગંગા મૈયા' એમ બોલતો, બે હાથ જોડી ઠટ ઠટ ઓવારાનાં પગથિયાં ઉતરી, છેક પ્રવાહની પાસે જઇને ઊભો રહ્યો. તેણે ઘણાં મંજુલ અને પવિત્ર પદ્ય-(શ્લોક)વડે, શ્રીભાગીરથી ગંગાની પ્રાર્થના કરીને તેનાં પવિત્ર જળને વંદન કર્યું. પછી તેના પુણ્યરૂપ જળનું આચમન કર્યું; તે પછી પાછા પ્રેમસહિત પ્રણામ કરીને, ત્યાંથી પાછો ફર્યો અને પોતાની અદ્ભુત કાંતિથી મનુષ્યમાત્રનાં ચિત્તને આકર્ષણ કરતો તે યોગી, પોતાના બિછાવેલા આસનપર આવીને બેઠો. તે વેળાએ એ કંઇ સ્મરણ કરતો હોય, તેમ તેના ઓષ્ઠ હાલી રહ્યા હતા; છતાં સૌને મોહ પમાડનારી દૃષ્ટિવડે તે ચોમેર મનુષ્યોની ભીડમાં આંખ ફેરવી ફેરવીને જોયા કરતો હતો. એનું જોવું સાહજિક નહોતું, પણ સાભિપ્રાય અને સકારણ હતું; પરંતુ મર્ત્યલોકનાં માનવીઓ વર્તી શકે નહિ, તે માટે તેણે સંભાળ રાખી હતી.

તે યોગીને એક ઠેકાણે બેઠેલો જોઇને, લોકોનાં ટોળેટોળાં તેની આગળ એકઠાં થવા માંડ્યાં. જોતજોતાંમાં ત્યાં એટલી બધી ભીડ થઈ ગઇ કે, ગંગામાં સ્નાન કરવા ઉતરનારને કે સ્નાન કરીને પાછાં ફરનારને માર્ગ મળવો પણ મુશ્કેલ થઇ પડ્યો. એ અદ્ભુત મૂર્તિ આગળથી કોઇને ખસવું જ ગમતું નહોતું. કદાચ કેટલાકો અગત્યનાં કામને લીધે કે ભીડથી બહુ ચગદાવાના ભયને લીધે, પરાણે ખસી નીકળવા હતા, તો તેથી બમણા ત્યાં એકઠા થતા હતા. એટલામાં મધ્યાહ્ન કાળ થવા

રોકવા માટે અને સ્થાપિત હિતોને વિકસાવવા માટે આ પગલું લીધું છે.

આ 'મૂળભૂત અધિકાર' બ્રિટિશ અને બીજા પરદેશી મૂડીવાદીઓને પણ આપવામાં આવ્યો છે. અમાનુષી શોષણ અને ઉઘાડે છોગ લૂંટ દ્વારા બ્રિટિશ મૂડીવાદીઓએ હિંદના અર્થતંત્રને કુંઠિત કર્યું છે. અને કલ્પી ન શકાય એવી કંગાળ દશામાં જનતાને મૂકી દીધી છે. **આ લૂંટને "આઝાદ" હિંદના બંધારણમાં કાયદેસર ગણવામાં આવી છે અને એ લૂંટેલી મિલ્કત પર એમની માલિકીને** (બ્રિટિશરો તથા બીજા પરદેશી મૂડીવાદીઓ) **દેશના મૂળભુત અધિકાર તરીકે ગણવામાં આવી છે.** અને વળી, બંધારણ, અમેરિકનો તથા બ્રિટિશ મૂડીવાદીઓને અગાઉથી વચન આપે છે કે તેઓ એમની મૂડી હિંદમાં રોકવા માગતા હોય તો એમની મૂડીનું રક્ષણ હિંદનો રાજકર્તા વર્ગ અવશ્ય કરશે.

(૨) કલમ ૯૨ (૩) માં કહેવામાં આવ્યું છે કે: "હિંદ સરકારને જે દેવાં તથા વ્યાજ વગેરે ભરવાનું હશે" એ રાજ્યના મહેસુલમાંથી ફરજીયાત રીતે ચૂકવવામાં આવશે અને પાર્લામેન્ટ પણ એના પર મત આપી શકશે નહિ.

સ્વાભાવિક રીતે જ પ્રશ્ન થાય છે કે આ દેવાં કયા પ્રકારનાં છે કે જેની ચૂકવણી માટે આટલી ઇંતેજારી બંધારણમાં વ્યક્ત કરવામાં આવી છે? આ દેવાં બ્રિટિશરોના શાસન દરમિયાન હિંદી સરકારે દમનરાજ ચલાવવા માટે કર્યાં હતાં. હિંદને ગુલામ બનાવવા માટે કરવામાં આવેલા દેવાંને વ્યાજ સહિત ભરપાઇ કરવાનું "આઝાદ" હિંદનું બંધારણ વ્યાજબી ઠરાવે છે!

વળી, રેલ્વે અંગેની વાર્ષિક રકમ પર નજર કરો. બ્રિટિશ શાહીવાદીઓએ અહીંની સાધન સંપત્તિનો આસાનીથી ફાયદો ઉઠાવવા માટે તથા હિંદ પર પોતાના લશ્કરી રાજના સકંજાને મજબૂત બનાવવા માટે હિંદમાં રેલ્વે શરૂ કરી હતી. આ રેલ્વેઓ દ્વારા તેઓએ બેસુમાર નફો હાંસલ કર્યો હતો. બ્રિટિશ શાહીવાદીઓએ રેલ્વેમાં જેટલી મૂડી રોકી હતી એનાથી કયાં યે વધારે તેઓએ લોકો પાસે વસુલ કરી હતી. છતાં યે એ મૂડી તો દેવાં રૂપે આજે ય ચાલુ જ છે. આજે એના વ્યાજ પેટે દર વરસે ૨૬ કરોડ રૂપિયા હિંદની આવકમાંથી મૂડી રોકવાવાળાઓને આપવા પડે છે. કોંગ્રેસ સૂચિત બંધારણમાં એવો નિયમ બનાવવામાં આવ્યો છે કે હિંદી જનતાએ દર સાલ આ રકમ ચુકવવી જરૂરી છે અને મધ્યસ્થ ધારાસભા પણ એમાં કોઇ ફેરફાર કરી શકશે નહિ.

સરકાર "ઇન્ડસ્ટ્રીયલ ફાઇનન્સ કોરપોરેશન" વગેરે દ્વારા સરકારી અને વ્યપારી મુડીઓની 'મિશ્ર' પેઢીઓ ખોલી રહી છે. આમાં મૂડીવાદી નફાખોરોને ઓછામાં ઓછી કમાણીની બાંહેધરી આપવામાં આવી છે. પરંતુ નબળા મેનેજમેન્ટ, બેઇમાની અથવા તો કોઇ બીજી નિષ્ફળતાઓને કારણે આ સંસ્થાઓ સાથે નક્કી કરવામાં આવેલી ઓછામાં ઓછી કમાણી મુડીવાદીઓને

આવ્યો; માથે તડકો થયો; ઘાટપરનાં ટકોરખાનાંઓમાંથી દુંદુભિઓના કડિગ્ધિગ્ કડિગ્ધિગ્ શબ્દો થવા લાગ્યા; બહુધા મોડું થયું જોઈ લોકોની ભીડ પણ ધીમે ધીમે ઓછી થવા માંડી; સ્ત્રીઓ અને પુરુષો તે બાળયોગીને વંદન કરી કરીને ત્યાંથી જવા માંડ્યાં.

પુરુષો કરતાં સ્ત્રીઓનાં અંતઃકરણ ઘણીક વાતમાં બહુ કોમળ તથા શ્રધાળુ હોય છે, તેથી એક સ્ત્રીએ, હાથ જોડીને તે બાળયોગીને વિનતિ કરી કે, "મહારાજ! ભિક્ષાનો સમય થઈ ગયો છે, તો કૃપા કરી પ્રસાદ લેવાને પધારી અમારાં ઘરને પાવન કરો તો અમારું મોટું ભાગ્ય!" પણ તે યોગીએ પોતાનો નૂતન યોગ હોવાને લીધે કોઇને પણ ઘેર નહિ જવાનો અને વસ્તીની બહાર જ પડાવ રાખવાનો પોતાનો કઠિન નિયમ જણાવ્યો. તેનાં અમૃતતુલ્ય વચન સાંભળીને એ સ્ત્રીએ કોઈ જાતની આભડછેટ ન અડે, તેવી નિર્લેપ સામગ્રી શુદ્ધપણે ત્યાં જ લઈ આવવાનું પૂછ્યું, જે તે યોગીએ માન્ય કર્યું.

તુરત જ તે સ્ત્રી પોતાની એક સખીની સાથે ઉતાવળી ઉતાવળી પોતાનાં ઘર તરફ ચાલી. માર્ગમાં તેણીએ પોતાની સખીને કહ્યું; "બહેન! આ બાળ બ્રહ્મચારીના સંબંધમાં તું શું ધારે છે? શું તેનું અદ્ભુત રૂપ! શો તેનો ત્યાગ! કેવી તેની અવસ્થા! તેનું વય તદ્દન નાનું છે. હજુ તેના કુમળા મુખપર કિંચિત્ દોરો પણ ફૂટયો નથી; પણ એટલામાં તો શું તેનું તપસ્તેજ ભાગ્ય જ પરમ છે!"

એ સાંભળી તેની સખી બોલી; "બહેન! આપણે તે બાળ તપસ્વીને તમારા ભર્તાના આગમન વિષે પ્રશ્ન કરીશું? શું તે વયે નાનો છતાં, નૂતન યોગી છતાં, આગમ નિગમ જાણતો હશે? ભૂત ભવિષ્ય જાણવાની તેનામાં શક્તિ આવી હશે?"*

પેલી સ્ત્રીએ કહ્યું; "યોગીઓની અવસ્થા ઉપર વિચાર કરવાનો નથી. મેં ઘણીકવાર સાંભળ્યું છે કે, ઘણાક યોગીઓ બહુ લાંબું આયુષ્ય ભોગવતાં, પોતાનું શરીર બહુ જીર્ણ થઈ જવાથી, તે વૃદ્ધ શરીર તજી દઇને ઇચ્છામાં આવે તેવું નવીન બાલશરીર ધારણ કરી શકે છે–યોગબળવડે પોતાના જૂના દેહમાંથી નીકળીને બીજા કોઇના મૃત્યુવશ થયેલા સુંદર અને બાળવયના દેહમાં પોતાના આત્માને પ્રવેશ કરાવે છે; અને પછી આનંદે જગતમાં વિચરે છે. આ ક્રિયાને પરકાયાપ્રવેશ કહેવામાં આવે છે.† માટે બહેન! યોગીઓના

* परिणामत्रयसंयमादतीतानागतज्ञानम् । पा. यो. ३. १६.

† बन्धकारणशैथिल्यात्प्रचारसंवेदनाच्च चित्तस्य परशरीरावेशः ॥ पा. यो. ३. ३८.

નહિ મળે તો હિંદી જનતાએ રાજ્યની આવક દ્વારા એ રકમ મુડીવાદી નફાખો-રોને આપવાની રહેશે.

મૂડીવાદી ઉદ્યોગોને મજબુત બનાવવા તથા મૂડીવાદીઓને અમુક નફો આપવાની બાંહેધરીને કારણે સરકાર પર જે દેવું થશે, અને જમીનદારો અને રજવાડાંઓને વળતરને નામે જે બોંડ અપાશે—એ બધાનો બોજ હિંદની ભૂખી જનતા પર હંમેશા માટે લદાયેલો રહેશે. બંધારણમાં કહેવામાં આવ્યું છે કે "આઝાદ" હિંદમાં દેશી અને વિદેશી મૂડીવાદીઓ, બોંડ હાંસલ કરનારાઓ જમીનદારો ને બીજા બેઠાખાઉ શોષક વર્ગોને શોષણ કરવાની આઝાદી મળશે.

## બ્રિટિશ કોમનવેલ્થ સાથે જોડાણ

(૧) આ રીતે બ્રિટિશ શાહીવાદીઓને (હિંદના લગભગ અર્ધા અથવા એથી વધુ ઉદ્યોગ પર જેઓ વર્ચસ્વ ધરાવે છે) હિંદ પરના એમના આર્થિક વર્ચસ્વની રક્ષા કરવાની બંધારણીય બાંહેધરી આપ્યા પછી એ વાત એકદમ મહત્વ હિન બની જાય છે કે હિંદ માત્ર દેખાવ પૂરતું "આઝાદ" રહે કે અંગ્રેજોના કોમન-વેલ્થમાં રહે. પરંતુ હિંદનું બંધારણ ઘડનારાઓ શાહીવાદી બ્રિટન પાસે એટલી હદ સુધી નાકલીટી ખેંચી રહ્યા છે. કે તેઓ "આઝાદી"ના ઉપરના દેખાવનો પણ અંત આણવાની કોશિશ કરી રહ્યા છે. બંધારણ સભાની પહેલી બેઠકમાં પસાર થયેલા હેતુઆત્મ ઠરાવમાં એ ભાવના જાહેર કરવામાં આવી હતી કે હિંદ "સ્વાધીન અને સ્વતંત્ર" રાજ્ય બનવું જોઇએ. પરંતુ હવે બંધારણના ખરડામાં એવી સલાહ આપવામાં આવી છે કે "સ્વતંત્ર" શબ્દને બદલીને એને સ્થાને "લોકશાહી" શબ્દ રાખવામાં આવે કે જેથી બ્રિટનના શાશક વર્ગના કોમનવેલ્થમાં હિંદને શામેલ થવામાં કોઇ મુશ્કેલી આવે નહિ.

અલબત્ત, એથી લોકોના રોષના કારણે સ્વાતંત્ર્ય શબ્દને બેશરમ રીતે કાઢી નાખવાની ચાલને એમને છોડી દેવી પડે એવી સ્થિતિ ઉભી થાય તોય આજના હિંદનો રાજકર્તા વર્ગ શાહીવાદી રથ સાથે હિંદને જોતરાવવાના બીજા રસ્તાઓ ખોળી કાઢશે.

૮મી નવેમ્બરે બંધારણ સભામાં ભાષણ કરતાં પંડિત નહેરૂએ આ મુદ્દા પર ચોખવટ કરી હતી. બ્રિટન સાથે હિંદે જોડાવું જોઇએ એવી "ઇચ્છા" વ્યક્ત કરીને એમણે કહ્યું હતું કે આ જોડાણ "બંધારણથી પર હશે."

એટલે કે હિંદને ભલે બંધારણમાં સત્તાવાર રીતે સ્વતંત્ર પ્રજાસત્તાક તરીકે જાહેર કરવામાં આવે પરંતુ બ્રિટિશ કોમનવેલ્થ સાથે હિંદને જોડવાની બીજી યુક્તિ પ્રયુક્તિઓ તો ચાલુ જ છે.

## દેશી રાજ્યો પર રજવાડાંઓને ઠોકી બેસાડવામાં આવ્યા

(૪) બંધારણના ચોથા પ્રકરણમાં પ્રાંતોના લોકોને પ્રતિનિધિ સરકાર, ચૂંટણી વગેરે સ્વાયત્ત શાસનના મર્યાદિત અધિકારો આપવામાં આવ્યા છે. પરંતુ દેશી

અદ્ભુત યોગબળ આગળ તેમની અવસ્થાનો કે વયનો વિચાર કરવા જેવું નથી. ભલે તારી ઈચ્છા હશે તો આપણે એકાંત મળતાં તેને પ્રાર્થના કરીશું.”

આ પ્રમાણે વાતચીત કરતી બંને સ્ત્રીઓ ઘેર જઇ પહોંચી, અને પોતાનાં માતપિતાની આજ્ઞા લઈ દૂર લઇ જતાં અભડાય નહિ તેવો ફ્લાહાર લઇને બહુ ઉતાવળથી ગંગાતટે પાછી આવી. આ વેળાએ સઘળી ભીડ મટી ગઈ હતી; કોઇ પણ મનુષ્ય તે બાળયોગીની પાસે નહોતું. એકલો પડેલો તે તપસ્વી એકાગ્રચિત્તે પોતાના ઇષ્ટ-આરાધ્ય વિષયનું મનન કરી રહ્યો હતો. પેલી સ્ત્રીઓએ, નમનપૂર્વક આણેલી સામગ્રી બાળયોગીને અર્પણ કરી. વસ્ત્રથી બાંધેલી તે સામગ્રીને છોડી, ગંગાજળવડે પ્રોક્ષણ કરીને તે બાળયોગી આસપાસ જોવા લાગ્યો. તેના આસનની જોડમાં જ એક સ્વચ્છ ને વિશાળ ગંભાર દેખાયો. વૃષ્ટિ થતી હોય, ઘણો તાપ પડતો હોય, કે ઉગ્ર વાયુ વહાતો હોય, તે વેળા ગંગાતટપર બેસી, જપ તપ કરતા લોકોને નિશ્ચતપણે બેસીને પોતાનું ધર્મકૃત્ય સાધવાને સારુ, ગંગાના પ્રત્યેક ઘાટની ઉપર ઘણું કરીને એવા અનેક ગંભારો બાંધેલા છે. જપ, તપ, ધ્યાન, સ્મરણ, ભોજન ઇત્યાદિ કાર્યો એકાંતમાં કરવામાં આવે તો જ નિરુપદ્રવપણે થાય. આ પ્રમાણે તે તપસ્વીએ પણ પેલા ગંભારમાં જઇને, ભોજન કરવાનો નિશ્ચય કર્યો; અને તે પેલી સ્ત્રીઓએ આપેલું ફ્લાહારનું પોટલું લઈને ત્યાં આગળ જઈ બેઠો. પણ પ્રભુનું સ્મરણ કરી જેવો ગ્રાસ ભરવા જાય છે, તેવું જ જાણે તેના મનમાં કોઈ મોટું દુઃખ આવી ઉભું હોય, તેવી રીતે તેની મુખમુદ્રા બહુ ઉદાસ થઇ ગઇ. તેનાં નેત્રોમાં જળ ભરાઇ આવ્યાં, પરંતુ મોટા પરિશ્રમથી પોતાની ઊર્મિને દબાવી દઇ, ભક્ષ્ય પદાર્થોને વારંવાર નમન કરીને તેણે જે ભાવ્યું તે પ્રાશન કરી લીધું અને ગંગાના જળથી હસ્ત મુખ પ્રક્ષાલન કરી, જળ પીને પાછો તે આસનપર આવી બેઠો.

પછી તે સ્ત્રીઓમાંની એકે હાથ જોડીને પૂછ્યું; “યોગિરાજ! ભોજન કરવા બેસતાં આપ એટલા બધા ઉદાસ અને શોકાતુર કેમ થઇ ગયા? શું સામગ્રી લાવવામાં અમારી કંઇ ભૂલ થઇ છે? કિંવા આપને ન રુચે કે દુઃખરૂપ થઇ પડે એવો કોઇ અભોજ્ય પદાર્થ એમાં આપને દેખાયો? જે હોય તે, અપરાધ ક્ષમા કરી, આપ અમને જણાવો. અમે અજ્ઞાત અબળાઓ-સંસારી માયાનાં જીવ છીએ, વાત વાતમાં અમારે હાથે અનેક અપરાધો થવાનો સંભવ છે; તેથી કૃપા કરીને જે કારણ હોય તે કહો.”

રાજ્યોને આ અધિકારો કે કલમો લાગુ પડશે નહિ (કલમ ૧૨૮). દેશી રાજ્યોના ૮ કરોડ લોકોને "આઝાદ" હિંદમાં પણ બંધારણીય અધિકારો મળશે નહિ. એક યા બીજા સ્વરૂપે જૂલ્મી અને બેઠાખાઉ રજવાડાંઓ લોકોની ખાંધ પર બેઠેલા જ રહેશે અને કોંગ્રેસ સરકારે આપેલી તકો અને સત્તાઓના ઉપયોગ લોકો પર તેઓ બિન પ્રતિનિધિ અથવા તો અર્ધ પ્રતિનિધિ અને અર્ધ સામંતી રાજતંત્ર ઠોકી બેસાડવામાં કરશે. આ રજવાડાંઓ હેઠળ કચડાતી જનતાએ એમને કયારે પણ ધુળ ભેગા કરી શકે એમ છે પરંતુ કોંગ્રેસે ઘડેલું બંધારણ એમની મદદ આવે છે.

## માલદારો અને ગરીબોને સમાન ધોરણે લાવવાની રીત!

(૫) કલમ ૨૫૬ (૨)માં જણાવવામાં આવ્યું છે કે "કોઇ પણ વ્યક્તિએ રાજ્ય અથવા મ્યુનિસિપાલિટી કે જીલ્લા સમિતિ વગેરેને ધંધા રોજગાર પર કરવેરા આપવાની રકમ રૂા. ૨૫૦ થી વધુ હશે નહિ" ટુંકમાં ગરીબ પાનવાળા વચ્ચે અને કરોડપતિ વેપારી વચ્ચે કરવેરામાં ૨૫૦થી વધુ ફરક પડશે નહિ. "આઝાદ" હિંદમાં ગરીબ અને માલદાર વચ્ચેના મતભેદો મીટાવવાના કોંગ્રેસે શોધી કાઢેલા તરીકાના આ છે નમુનો!

## બ્રિટિશ ખાંધીયાઓ ચાલુ રહેશે

(૬) કલમ ૨૮૩માં જણાવવામાં આવ્યું છે કે બંધારણ પહેલાં ઉંચા હોદ્દાઓ વાળી નોકરીને જે નિયમો લાગુ પડતા હતા એ તમામ નિયમો હવે પછી પણ ચાલુ રહેશે. (અહીં એ વાતની નોંધ લેવી જરૂરી છે કે સત્તા, પગાર, નોકરી વગેરે અંગેના આ નિયમો બ્રિટિશરોએ ઘડી કાઢ્યા હતા અને એનો મુખ્ય હેતુ એ દ્વારા ખાંધીયાઓનો એક વર્ગ પેદા કરવાનો હતો. 'આઝાદ' હિંદમાં પણ એ પૂરાણી રીત રસમ ચાલુ રહેશે.) આ ઉપરાંત પબ્લીક સર્વીસ કમિશન અંગે પણ ૨૮૫ કલમમાં નક્કી કરવામાં આવ્યું છે કે પબ્લીક સર્વીસ કમિશનના અર્ધા સભ્યો દસ વરસ જુના સરકારી નોકરો હોવા જોઇએ. એટલે કે છેક ગુલામ માનસ ધરાવતા અને માલદારોના મસ્કા લઇને 'યોગ્ય કાબેલીયત' ધરાવતા બનેલા અને લોકો પર દમન ચલાવી શાહીવાદીઓનું સર્ટીફીકેટ મેળવી ચૂકેલા માણસો આઝાદ હિંદના કારોબારી ખાતા માટેના અમલદારોની પસંદગી કરશે. આથી બ્રિટિશ શાહીવાદની અસર રાજ્યતંત્ર પર ચાલુ રહેશે, રાજ્યતંત્રના એક એક અંગમાં માલદારો પ્રત્યે ગુલામ માનસ, આમ જનતા પ્રત્યે ધિક્કાર અને લાંચ રૂશ્વતની નીરંકૂશ અને બેશરમ બદી ચાલુ રહેશે.

## હિંદી–શાહીવાદી મૂડીવાદી સાંસ્થાનિક રાજ્ય

ઉપરના ઉદાહરણો જોયા પછી બંધારણનો મૂળ ઉદેશ સાફ બની જાય છે. બંધારણનો ઉદેશ હિંદી–બ્રિટિશ મૂડીવાદી હિતોની રક્ષા કરવા માટે તથા

તે સ્ત્રીઓનાં આવાં નમ્ર વચન સાંભળી, યોગિરાજ બોલ્યો; "સાધ્વીઓ! ચિંતા મા કરો; તમારો કંઇ અપરાધ નથી. ઉદાસીનતા થઇ આવવાનું કારણ સહજ હતું. એવી ઉદાસીનતા મને વારંવાર થઇ આવે છે." એમ કહેતાંની સાથે જ તેણે એક ઊંડો નિઃશ્વાસ મૂક્યો. આ વેળાએ તે સ્ત્રીઓને તેનું કારણ પૂછવા પુનઃ ઉત્કંઠા થઇ; પરંતુ એવા નિઃસ્પૃહ તપસ્વીઓ સાથે વધારે પડપૂછ કરવામાં માલ નથી, એમ સમજીને તેઓ મૌન ધરી રહી. પણ જે કારણ માટે તેઓ ખાસ આવી હતી, તે પ્રશ્ન તો ગમે તેમ કરીને પણ પૂછવો જ જોઇએ એમ ધારી, ધૈર્યપૂર્વક તેમાંની એક સ્ત્રીએ હાથ જોડીને પ્રશ્ન કર્યો.

એક સ્ત્રી બોલી; "યોગિદેવ! જો આપની આજ્ઞા હોય તો અમારે એક વિનતિ કરવાની છે."

યોગી બોલ્યા; "ભલે, સુખેથી કરો."

એક સ્ત્રીએ કહ્યું; "મહારાજ! અમે બન્ને સખીઓ બ્રાહ્મણકન્યા છીએ. આ વારાણસીપુરીમાં અમારું કુળ ઊંચું અને પવિત્ર ગણાય છે. અમારાં માતપિતાનાં અને સસરાનાં કુળોમાં આપ સરખા મહાત્માઓના આશીર્વાદથી અને સંપૂર્ણ ભગવત્કૃપાથી, હમણાં સુધી સૌ વાતે પરમ સુખ હતું; સૌ આનંદે દિવસ નિર્ગમન કરતાં હતાં, પરંતુ તેટલામાં મારાં કઠિન પ્રારબ્ધને યોગે, એક મોટું સંકટ આવી પડ્યું. મારા સસરાજીને રૂપગુણયૌવનસંપન્ન એક જ પુત્ર હતો; તેને પોતાનું સર્વ કાર્ય સોંપી દઇને તે વૃદ્ધાવસ્થાને લીધે નિશ્ચિન્તપણે પરમાર્થસાધનમાં તત્પર થયા. મારાં માતપિતાને પણ સંતતિમાં માત્ર હું એક કન્યા જ છું! મને યોગ્ય પતિ મળેલો જોઇ, પોતાને કૃતકૃત્ય માનતાં મારા માતપિતાને પોતાના સર્વસ્વમાં આ પુત્રી અને જમાઇ જ છે, એમ સમજીને તેઓ દિવસ નિર્ગમન કરતાં હતાં. હું પણ મારા ભાગ્યવાન્ સ્વામીની સેવામાં અંગીકૃત થયેલી હોવાથી મને પરમ ભાગ્યવતી જ માનતાં હતાં. પરન્તુ પૂર્વજન્મનો મારાં ભાગ્યનો કોઇ કપરો લેખ જોવામાં આવવાથી, મારા તરફથી કોઇ જાતનો અપરાધ ન છતાં, તેમ મારાં સાસુ સસરા તરફથી પણ કારણ બનેલું ન હોવા છતાં, કોણ જાણે શાએ કારણથી, મારા સ્વામિનાથ એકાએક, એક રાત્રે, મને શય્યામાં સૂતેલી જ મૂકીને, ગૃહ, કુટુંબ તથા આ પવિત્ર કાશીપુરીનો ત્યાગ કરીને ચાલ્યા ગયા છે. એ વાતને આજે લગભગ છ માસ થવા આવ્યા છે. ઘણીક રીતે ઠામોઠામ ને ગામોગામ શોધ કરવા છતાં પણ તેમનો

હિંદના શોષણને ચાલુ રાખવા માટે રાજ્યને મુખ્ય હથિયાર તરીકે ઉપયોગમાં લેવાનો છે; તથા શકય તેટલે અંશે બ્રિટિશ કોમનવેલ્થ સાથે હિંદને જોડી દઇ શાહીવાદી–મૂડીવાદી સંયુકત વર્ચસ્વ પર મહોર મારવાનો છે, સાથે સાથે એનો હેતુ બ્રિટિશ કરતાં વધુ તાકાતવાન ડોલરીયા શાહીવાદને હિંદના શોષણ માટે આકર્ષવાનો છે.

બંધારણનો બીજો એક ઉદ્દેશ રજવાડાંઓને દેશી રાજ્યોની જનતાની લોક ક્રાંતિના જુવાળમાંથી બચાવી લેવાનો છે. તથા આગે ધપતા ખેત ક્રાંતિના જૂવાળ માંથી જમીનદારોની ધન દોલતની હિફાઝત કરવાનો છે. જનતા સામે બંધારણ દ્વારા શાહીવાદી–મૂડીવાદી–સામંતી જોડાણ કરવાનો બંધારણ ઘડનારાઓનો ઉદ્દેશ છે અને હિંદી–શાહીવાદી–મૂડીવાદી સાંસ્થાનિક રાજ્ય ઉભું કરવાનો છે.

આ બંધારણ પાસેથી આ સિવાય કોઇ બીજી આશા રાખી શકાય નહિ. આ શરતો પર જ કોંગ્રેસ નેતાઓએ બ્રિટિશ શાહીવાદીઓ સાથે સમાધાન કર્યું હતું કે જેથી હિંદી જનતાની આગે ધપતી ક્રાંતિકારી ચળવળને ખાળવા તેઓ સંયુકત મોરચો રચી શકે. આજે આ શરતોનો અમલ વ્યવહારમાં થઇ રહ્યો છે.

## ૩. રાજ્યનું માળખું

મૂડીવાદી-સાંસ્થાનિક રાજ્યનું બંધારણ એવું બનાવવામાં આવ્યું છે કે જેમાં સામાન્ય જનતા કદી પણ સત્તા પર આવી શકે નહિ; ઉલ્ટાનું એ રાજ્ય તો જનતા પર જ વર્ચસ્વ ભોગવે.

બંધારણ સભાની ચૂંટણી માટે સમય નથી એવું બહાનું કાઢી જનતાને મતાધિકાર આપવામાં આવ્યો ન હતો. પરંતુ હવે તો બંધારણ અનુસારની ચૂંટણીમાં એવું બહાનું કાઢી શકાશે નહિ. એટલા ખાતર માંડ માંડ એ વાતનો બંધારણમાં સ્વીકાર કરવામાં આવ્યો છે કે પાંચ વરસમાં એક વાર ૨૧ અથવા એથી વધુ મોટી ઉંમરના માણસોને મધ્યસ્થ અને પ્રાંતોની નીચલી ધારાસભાની ચૂંટણી માટે મતાધિકાર મળશે.

પરંતુ જ્યાં ધન દોલત અને સત્તા મુઠ્ઠીભર સ્થાપિત હિતોના હાથમાં હોય ત્યાં પુખ્ત મતાધિકારનો અર્થ માલદારો માટે જ લોકશાહી સિવાય બીજું કશું થતો નથી. કારણ કે ફ્રાન્સ, ઇંગ્લાંડ ને અમેરિકા જેવા બંધારણીય રીતે "આગળ વધેલા" મૂડીવાદી દેશોમાં પણ પુખ્ત મતાધિકારના મતનો ઉપયોગ કરતાં પહેલાં જે શરતો પૂરી પાડવાની હોય છે એ બતાવે છે કે ગરીબ લોકોને એનાથી મોટો ગેરફાયદો થાય છે અને માલદારો માટે મતો હાંસલ કરવાનું એથી આસાન બને છે. ઉપલો રાજકર્તા વર્ગ આ વિગતો અને શરતો પર પ્રકાશ પાડવા દેતો નથી, અને એને 'નજીવી વિગતો' કહી એના પર ઢાંકપિછોડો કરવાનો પ્રયાસ કરે છે. પરંતુ આ વિગતોનું બારીકાઇથી નિરીક્ષણ કરવામાં આવે તો માલુમ પડી જશે કે

પત્તો મળતો નથી. મારાં સાસુ સસરા તો મહાખેદ પામીને કેટલાક દિવસ અન્નનો પણ ત્યાગ કરીને બેઠાં હતાં; અને મારાં માતપિતાની પણ એ જ દશા હતી. હજુ પણ તેઓ એ વાતના સ્મરણથી સદાય શોકાતુર જ રહે છે. મારાં તન મનની કેવી સંકટમય સ્થિતિ છે, તેનું તો હું આપની આગળ વર્ણન પણ કરી શકું તેમ નથી. હે યોગિરાજ! હે બાળતપસ્વિ! આપે તો બાલ્યાવસ્થામાં જ સંસાર ત્યજી દીધો છે, એટલે મારા જેવી પતિવિયોગિની તરુણ અબળાના વિરહદુઃખનો આપને અનુભવ ન હોય, તથાપિ આપના તપોબળ તથા યોગબળના પ્રતાપે, અમારા જેવા સંસારી જીવોનું સંકટ દૂર કરી નાંખવું, એ કંઇ આપને મોટી વાત નથી. મહારાજ! હે દયાળુ! હું પતિવિયોગાનલથી તપ્ત થયેલીનો કોઇ રીતે ઉદ્ધાર થાય એવી કૃપા કરો. આપ સરખા સંતોનો અવતાર તો અમારા સરખાં દુઃખીઓનાં દુઃખ દૂર કરવા માટે જ હોય છે.”

તે સ્ત્રી આ પ્રમાણે યોગિરાજને વિનતિ કરતી હતી, પણ તેની આ પ્રાર્થના સાંભળવાપર, બાળયોગીનું લક્ષ જ ન હોતું. તે સ્ત્રીનું પેલું–“હે મહારાજ! મારા તન મનની કેવી સંકટમય સ્થિતિ છે, તેનું તો હું આપની આગળ વર્ણન પણ કરી શકું તેમ નથી”–એ વાક્ય સાંભળતાં જ, બાળયોગીની પ્રકૃતિ બહુ વિલક્ષણ થઇ ગઇ. તે યોગીનું હૃદય એકદમ ભરાઇ આવ્યું, તેનું મુખારવિન્દ ઝાંખું પડી ગયું; તે ગદ્‌ગદ થઈ ગયો; નેત્રમાં જળ ભરાઈ આવ્યાં. આવી અવસ્થાને લીધે કેટલીકવાર સૂધી તો તેઓ કંઇ પણ બોલી શકયા નહિ, પણ ઘણા પરિશ્રમે પોતાનાં મનની ઊર્મિને દબાવીને તેણે ઉત્તર આપ્યું; “હે સુવ્રતા! જગતમાં દુઃખી મનુષ્યો ઘણાં હોય છે; પણ તેમાં દુઃખીને દુઃખીનો સમાગમ થાય છે, ત્યારે તેઓ પરસ્પર પોતાનાં દુઃખના ઊભરા પૂરેપૂરા બહાર કાઢે છે. ધૈર્ય ધર! આ તારાં દુઃખની વાત સાંભળીને મારી કેટલીક કથા અને જમતી વેળાની ઉદાસીનતાનું કારણ પણ હું તને કહીશ. હે તરુણિ! આ જગતમાં સૌથી મોટામાં મોટું બંધન પ્રીતિબંધન છે. પ્રીતિબંધનમાંથી એકાએક છૂટી શકવાને સમર્થ પુરુષો પણ નિર્બળ થઇ જાય છે, તો પછી એવાં બંધનને કારણ વગર જ સહજમાં તોડીને કોઇ જૂદું થઈ જાય, એ નહિ માનવા જેવું છે. કઠણ વાંસને કોરી કાઢનારો ભ્રમર ઘણા પ્રેમબંધનને લીધે જ કમળના સુકુમાર કોશમાં બંધાઈ જાય છે, એ કેવું પ્રેમબંધન! પરંતુ એવાં સુદૃઢ પ્રીતિનાં બંધ,

ગરીબો પર એક પછી એક એમ અનેક અંકુશો મૂકવામાં આવ્યા છે. ગરીબોને ધારાસભાની ચૂંટણી અંગે મતાધિકારનું પ્રમાણપત્ર (રહેવાની જગ્યાનું પ્રમાણપત્ર વગેરે), પ્રતિનિધિ સંસ્થાઓની ચૂંટણીની રીતોની વિગતો એમને મુશ્કેલીમાં મૂકે છે. સભાઓ ભરવાની મુશ્કેલી તો હોય જ છે કેમકે મોટા સભાગૃહો એમને માટે હોતા નથી અને લાઉડસ્પીકર, ગાડીઓ વગેરે તેઓ ભાડે કરી શકતા નથી. દૈનિક પત્રો મૂડીવાદીઓના હાથમાં હોય છે; સરકાર અને માલદાર વર્ગોના હાથમાં રેડીયો પરનો અંકુશ હોય છે—આમ અનેક અવરોધો અંગે લેનિન લખે છે કે "ગરીબો પરના અંકુશો, અપવાદો, સગવડનાના અભાવો અને અવરોધો સામાન્ય લાગશે, ખાસ કરીને જેણે પોતાની નજરે આ જોયું નથી અને જેનો કચડાયેલ વર્ગની સામુદાયિક જીંદગી સાથે નજીકનો સંબંધ નથી એને એવું દેખાશે. પરંતુ આ અવરોધો ગરીબ લોકોને રાજકારણમાંથી લોકશાહીમાં સક્રિય ભાગ લેવાથી દૂર રાખે છે અને એને એ ક્ષેત્રમાંથી હડસેલી મૂકે છે."

પરંતુ અમરિકી યા બ્રિટિશ શાહીવાદીઓની નકલ કરતા હિંદી મૂડીવાદીઓને તો ગરીબો પર આ પ્રકારના અંકુશો ઠોકયા પછી પણ સલામતિ લાગતી નથી. એટલે તેઓએ ચારે તરફથી મતાધિકાર પર પ્રહાર કર્યો છે અને એવી બિન લોકશાહી શરતો લગાડી છે કે જેથી સામાન્ય જનતા કદી પણ ઉપલા વર્ગનો બંધારણીય રીતે અસરકારક સામનો કરી શકે નહિ. દાખલા તરીકે કલમ ૬૭ અને ૧૪૯માં જણાવવામાં આવ્યું છે કે:—

(૧) પુખ્ત મતાધિકારનો હક્ક ભોગવવાનો અધિકાર બ્રિટિશ હિંદ તરીકે ઓળખાતા પ્રદેશના લોકોને મળશે. ટુંકમાં દેશી રાજ્યોના આઠ કરોડ લોકોને પુખ્ત મતાધિકારનો અધિકાર આપવાની બંધારણ બાંહેધરી આપતું નથી. મધ્ય યુગના ખ્યાલ ધરાવતા રાજવીઓ દેશી રાજ્યોની જનતાને એ અધિકાર આપશે તો જ એ અધિકાર એમને મળશે.

(૨) પુખ્ત મતાધિકાર માટે ઓછામાં ઓછી ઉંમર ૨૧ નું ધોરણ રાખીને યુવાનોના વિશાળ વર્ગને મતાધિકારના ક્ષેત્રમાંથી બાકાત રાખવામાં આવ્યો છે, જો કે કોંગ્રેસના બંધારણમાં પણ ઓછામાં ઓછી ઉંમરનું ધોરણ ૧૮ રાખવામાં આવ્યું છે. આ યુવાનો ભલે શાહીવાદીઓની જેલ સહન કરે, ભલે એ કોંગ્રેસ નેતાઓના આક્રમણમાં મદદગાર બને પરંતુ એમને મતનો અધિકાર આપી શકાય નહિ. રખેને યુવાન વધુ ક્રાંતિકારી અને ઓછો રૂઢીચૂસ્ત હોવાને કારણે પ્રત્યાઘાતી રાજકર્તા વર્ગ સામે મચદાને પડે. એ વાતની નોંધ લેવી જરૂરી છે કે સોવિયેત સંઘ, ઝેકોસ્લાવાકિયા વગેરે લોકશાહી દેશોમાં મતાધિકાર માટે ઓછામાં ઓછી ઉંમરનું ધોરણ ફક્ત વરસ ૧૮ રાખવામાં આવ્યું છે.

(૩) પાર્લામેન્ટની નીચલી ધારાસભામાં વધુમાં વધુ ૫૦૦ સભ્યો ચૂંટાશે એવું નક્કી કરવામાં આવ્યું છે (કલમ ૬૭). એટલે કે ૬ લાખની વસ્તી દીઠ એક

નને પણ ચિત્તવિક્ષેપ ક્ષણભરમાં તોડી નાંખે છે. ચિત્તવિક્ષેપ પ્રીતિને વિષે અસંતોષ ઉપજાવે છે, અને એથી પ્રીતિનું સુદૃઢ બંધન આપોઆપ નિર્બળ થઈ જઇને તૂટી જાય છે. તું કહે છે કે, તારો ભર્તા અર્ધરાત્રે-કશા કારણ વગર જ તારો ત્યાગ કરીને ચાલ્યો ગયો છે! આશ્ચર્ય! એમ બને નહિ. એમ થવાનું કારણ, મારા ધારવા પ્રમાણે તું જ છે. તારી તરફથી કંઇક અસંતોષ થવાથી જ તારો પતિ તને ત્યજીને ચાલ્યો ગયેલો હોવો જોઇએ."

એ સાંભળીને પેલી સ્ત્રી બોલી; "મહારાજ! આપ કહો છો તો ભલે; પણ છેવટ સુધીમાં અમારા બંને વચ્ચે કોઇ જાતનો અસંતોષ મારા જોવામાં આવ્યો નથી; તેમ તેમની મનોવૃત્તિને કોઇ પણ વાતે મેં કદી પણ દૂભવી નથી; તેમની મનોવૃત્તિ જાણીને હું સદા તે પ્રમાણે જ અનુસરતી હતી. મારા પતિ મારાં પ્રત્યેક કામથી સદાય પ્રસન્ન રહેતા હતા, પણ મારા હતભાગ્યે, કોણ જાણે કેમ–"

તેનું એ વાક્ય પૂરું થતાં પહેલાં જ બાળયોગી વચ્ચે બોલી ઉઠ્યા; "સાધ્વી! કેમ શું! મારા માનવામાં એ વાત નથી આવતી, તેનું કારણ તું સાંભળ. સ્ત્રીઓ સંસારની માયાનાં પુતળાં સરખી છે અને તે માયાના પ્રપંચને જ વશ વર્તે છે. તેથી, સ્ત્રી ગમે તેવી સુશીલા હોય, તોપણ કોઇ વેળા માયિક આવેશને લીધે પોતાના સ્ત્રીધર્મને ભૂલી જઇને અન્યથા આચરે છે અને તે અન્યથા આચરણનું જ્યારે ફળ ભોગવે છે, ત્યારે ઘણો જ પશ્ચાત્તાપ કરે છે. પરંતુ તેથી ફળ શું? એ માટે મારા પ્રત્યક્ષ અનુભવની વાત હું તને કહું છું, તે તું સાંભળ."

### પતિવ્રતાખ્યાન-પતિસેવાતત્ત્વ

ક્ષણભર યોગિરાજ મૌન ધરી, ચિત્તને સ્થિર કરી, નાસિકાના અગ્ર ભાગ તરફ દૃષ્ટિ રાખીને બેઠા પછી બોલ્યા; "હે દ્વિજપુત્રી! તારા જ સરખી હતભાગીણી અને પતિવિયોગિની સ્ત્રીની એક વાત હું તને કહું છું, તે સાંભળ. એ સ્ત્રી તારી પેઠે ઉચ્ચ કુળની બ્રાહ્મણી છે, ધનવાન્ માતપિતાની કન્યા છે. સાસરામાં, પિયરના જેવી ધન-સંપત્તિ ન છતાં, માત્ર વિદ્યા અને વિનયસંપન્નતા જોઇને જ તેને પરણાવવામાં આવી છે. તેનો પતિ સુશીલ, વિદ્વાન, દયાળુ, ધર્મિષ્ઠ, ભગવચ્ચરણમાં પ્રીતિમાન, માયાળુ અને રૂપયૌવનથી સંપન્ન છે. એ સ્ત્રી પરણીને સાસરે ગયા પછી થોડા જ વખતમાં તેના સાસુ સસરો, થોડે થોડે અંતરે મરણ પામ્યાં; તેથી ઘરમાં તે અને તેનો સ્વામી બે જ

પ્રતિનિધિ ચૂંટાશે. સાફ દેખી શકાય એવી વાત છે કે સામાન્ય જનતાના ઉમેદવાર માટે આવડા મોટા વિસ્તારની ચૂંટણીનો ખર્ચો કરવો એ લગભગ અશક્ય વાત છે. આવું ધોરણ અપનાવવામાં આ રાજકર્તાઓએ તો બ્રિટિશરોને પણ આંટી દીધા છે. ૮૦ હજારની વસતી દીઠ એક પ્રતિનિધિની ચૂંટણીનું ધોરણ તેઓએ અપનાવ્યું છે. પરંતુ આપણો રાજકર્તા વર્ગ તો ઉપલા વર્ગના ઉમેદવારોને વધુ સફળતા અપાવવા માંગે છે. પ્રાંતિક ધારાસભાઓના નીચલા ગૃહોમાં પણ કેટલાયે દાખલાઓમાં બે લાખ લોકો દીઠ એક પ્રતિનિધિ ચૂંટાશે ( કલમ ૧૪૯ ).

## સ્થાપિત હિતોની ઉપલી ધારાસભા

(૪) સ્થાપિત હિતોના વર્ચસ્વને વધુ જોરથી ટકાવી રાખવા માટે મધ્યમાં ઉપલી ધારાસભા ( કૌંસિલ ઑફ સ્ટેટસ ) રચવાનું નક્કી કરવામાં આવ્યું છે. આમાં ૨૨૫ સભ્યો હશે. આ સભ્યોની ચૂંટણી કરવાનો લોકોને અધિકાર નથી.

આ ૨૨૫ માંથી "સાહિત્ય, કળા, વિજ્ઞાન અને સામાજીક સેવા" ના કાર્યમાં અનુભવી એવા ૧૨ લોકોની પ્રમુખ નીમણુંક કરશે. સાફ વાત છે કે સ્થાપિત હિતોની ભાટાઇ કરનાર વિભાગમાંથી આ લોકોને પસંદ કરવામાં આવશે.

કમિશ્નરના પ્રાંતોમાંથી બે સભ્યોને પસંદ કરવામાં આવશે. એ કામ પણ પ્રમુખ કરશે.

બીજા ૭૫ સભ્યો દેશી રાજ્યોની બોગસ ધારાસભાઓમાંથી આવશે. રજવાડાં અને એમના દોસ્તોના વર્ચસ્વવાળી આ ધારાસભાઓમાંથી આવતા આ સભ્યો સ્વાભાવિક રીતે જ રજવાડી હિતોની રક્ષા કરવા માથાં પછાડશે.

બાકીના ૧૩૬ની ચૂંટણી પ્રાંતોની નીચલી સભાઓ કરશે. સીધી ચૂંટણી કરવામાં આવે તો તો સ્થાપિત હિતોના ખુલ્લા પ્રતિનિધિ તરીકે ઓળખાતા તથા લાંચ રૂશ્વતખોરી અને લોકશાહી વિરોધી નીતિને કારણે નામચીન બનેલા માણસો માટે ચૂંટાવું મુશ્કેલ બને; એટલે આ આડકતરી ચૂંટણીનો તરીકો અપનાવવામાં આવ્યો છે. વળી. લઘુમતિ પક્ષોનો અથવા નીચલા વર્ગોનો કોઇ પ્રતિનિધિ રખેને ચૂંટાઇ આવે એટલા ખાતર સપ્રમાણ પ્રતિનિધિત્વની ચૂંટણી પ્રથાને પણ તિલાંજલી આપવામાં આવી છે. બહુમતિ પક્ષ ધારાસભામાંની પોતાની સાદી બહુમતિના જોરે સ્થાપિત હિતોના ચૂસ્ત વફાદાર--નફાખોરો, કાળા બજારીયાઓ, જમીનદારો, મૂડીવાદીઓ અને એમના નામીચા ખાંધીયાઓને આસાનીથી ચૂંટી કાઢશે.

આમ, સ્થાપિત હિતોની આ ઉપલી ધારાસભા વધુ પ્રતિનિધિત્વ ધરાવતી નીચલી ધારાસભા પર ઠોકી બેસાડવામાં આવી છે અને એવું નક્કી કરવામાં આવ્યું છે કે એક પણ બીલ ( નાણાંકીય બિલ સિવાય ) બંને ધારાસભાની સંમતિ વિના અથવા બંને સભાઓની સંયુક્ત સભામાં બહુમતિના સ્વીકાર વિના કાયદો બની શકશે નહિ ( કલમ ૮૮ ). નાણાંકીય બિલ અંગે ઉપલી ધારાસભા એમાં ઢીલ

રહ્યાં. તે સ્ત્રી સ્વભાવે ઘણી જ માયાળુ, શાંત, પતિવ્રતા અને ગૃહધર્મમાં કુશળ છે. સાસુ સસરાનો સ્વર્ગવાસ થયા પછી તે સ્ત્રીએ ઘરનો તમામ કાર્યભાર ઉઠાવી લીધો ને પ્રથમથી ચાલતા આવેલા વ્યવહારમાં કોઇ પણ જાતની ખામી આવવા દીધી નહીં; કારણ કે તેને નાની વયથી જ તેનાં સુશીલ માતપિતાએ, ગૃહસંસારની ઉત્તમ પ્રતિની કેળવણી આપી હતી, તેથી તે સ્ત્રી, સ્ત્રીધર્મમાં બહુ જ કુશળ છે.

“સ્ત્રી અને પુરુષ એ બન્ને સંસારરથનાં ચક્ર જેવાં છે. જેમ એક ચક્રથી (પૈડાથી) રથ આગળ ચાલતો નથી, પરન્તુ તેને બન્ને ચક્રોની જરૂર પડે છે, તેમ જ સંસારવ્યવહાર પણ સ્ત્રી અને પુરુષ એ બન્નેના પરસ્પર સહાયકપણાંથી સારી રીતે ચાલે છે. વ્યવહારનું બંધારણ યોગ અને ક્ષેમ એ બે વિષયોને આધારે ટકી રહેલું છે. યોગ કહેતાં પરિશ્રમ કરીને વસ્તુને સંપાદન કરવી તે. એ કામ મુખ્યત્વે કરીને પુરુષને માટે જ નિર્માણ થયેલું છે. ક્ષેમ કહેતાં મેળવેલી વસ્તુનો યથોચિત ઉપયોગ કરવો તે. આ કામ બહુધા સ્ત્રીજાતિને માટે જ નિર્માણ કરવામાં આવ્યું છે. આ ઉભય કાર્ય કે જેના ઉપર અર્થશાસ્ત્રનો તમામ આધાર રહેલો છે, તેવું મહત્વભર્યું કાર્ય સ્ત્રી પુરુષ એમ ઉભયની સહાયતાથી જ પાર પાડી શકાય છે. તેમાં પણ યોગ કરવા કરતાં ક્ષેમ કરવામાં વધારે ડહાપણની જરૂર છે અને તે કામ સ્ત્રીના અધિકારનું છે. સચ્ચરિત્રશાળી સ્ત્રી આ કાર્ય પૂર્ણ કુશળતાથી કરે છે; અને જે સ્ત્રી વ્યવહારકુશળ હોય છે, તે પોતાના પતિનાં કુળને ઉન્નતિમાં આણે છે. સાસુ સસરાની સેવા કરવી, પોતાને જે કંઇ ઘરેણુંગાંઠું તથા અન્નપાન મળતું હોય તેટલા ઉપર સંતોષ રાખવો, પોતાને ત્યાં આવનારાં સગાં સંબંધીઓનો સારી રીતે સત્કાર કરવો, વાતચીત કરતી વખતે પ્રસન્ન મુખથી વાતચીત કરવી, પારકા કજીઆમાં પડવું નહિ, પરંતુ પોતાથી બને તો સારી સમજણ આપીને તેનું સમાધાન કરવું, ઝીણાં વસ્ત્રો કે જેમાંથી અંગો દેખાય તેવાં વસ્ત્રો પહેરવાં નહિ, પરંતુ સઘળાં અંગો ઢંકાય તેવાં વસ્ત્રો પહેરવાં, ઊંચે સાદે બોલવું નહિ, ખડખડાટ હસવું નહિ, દરરોજ પ્રભાતમાં પતિના ઊઠ્યા પૂર્વે ઊઠવું અને પછી પોતાનાં છોકરાંને ઊઠાડી, આંખ, મોઢું ધોઇને વડીલોની પાસે પ્રણામ કરવા મોકલવાં; કારણ કે તેમ કરવાથી છોકરાંઓ વિવેકી બને છે તથા વૃદ્ધોના આશીર્વાદથી તેઓના આયુષ્યમાં વધારો થાય છે; અનાજ વગેરે ખોરાકની જાત જ તપાસ કર્યા કરવી; વસ્ત્રો, સુંવાળા ગાથવા

કરાવી શકશે પરંતુ આખરી સત્તા નીચલી ધારાસભાને રહે છે.

ઉપલી ધારાસભાને મળેલી આવી સત્તા પરથી આસાનીથી એ વાત સમજી શકાય એમ છે કે નીચલી ધારાસભા કદાચ કોઈ લોકશાહી નિર્ણય લે તો એને ફગાવી દેવા અથવા એના પર અંકુશ આણવા ઉપલી ધારાસભા રચવામાં આવી છે. અને આ સભા મારફત સ્થાપિત હિતોને આગળ ધપાવતા પગલાઓ ને કાયદાઓને આગળ ધપાવવામાં આવશે અને એ મારફત ખેંધાખાઉ વર્ગોનું વર્ચસ્વ રાજ્ય તંત્ર પર વધુ મજબુત કરવામાં આવશે.

(૫) પશ્ચિમ બંગાળ, મુંબઈ, મદ્રાસ, યુક્ત પ્રાંત, પૂર્વ પંજાબ, અને બિહાર જેવા પ્રાંતોની નીચલી સભાઓ પર પણ ઉપલી સભાઓ ઠોકવામાં આવી છે. અહીંયાં નીચલી ધારાસભામાં દર એક લાખે એક માણસ ચૂંટાશે પરંતુ ધારાસભામાં ૩૦૦ થી વધારે સભ્યો નહિ હોય. ઉપલી સભાની સભ્ય સંખ્યા નીચલી સભા કરતા ચોથા ભાગની હશે. દાખલા તરીકે પશ્ચિમ બંગાળમાં નીચલી સભામાં જો ૨૨૦ સભ્યો હશે તો ઉપલી સભામાં ૫૫ સભ્યો હશે. આમાંથી ત્રીજા ભાગને એટલે કે ૧૮ને સપ્રમાણ પ્રતિનિધિત્વના ધોરણે નીચલી સભા ચૂંટી કાઢશે. બીજા અર્ધો અર્ધ એટલે કે ૨૭ની **નીમણુંક** થશે. કેન્દ્રની માફક પ્રાંતોમાં આ નિમાયેલા ગૃહસ્થો મૂડીવાદી સંસ્કારની ઉપાસના કરવાવાળા લોકો હશે. હજી સુધી એ નક્કી કરવામાં આવ્યું નથી કે કોણ આ ૨૭ની નીમણુંક કરશે પરંતુ બનતા સુધી પ્રાંતિક ગવર્નર હશે. અને સમજી શકાય એવી વાત છે કે સ્થાપિતો કહેશે એવા માણસોને જ આ ગવર્નર નીમશે. અને બાકીના દસ પણ ગવર્નર નીમશે કલમ (૧૫૦). મનસ્વી રીતે ઠોકી બેસાડવામાં આવેલી ઉપલી ધારાસભાના આ સભ્યો નીચલી સભા પર સ્થાપિત હિતોની રખેવાળી કરવા ચોકી પહેરો કરશે. આ ગૃહસ્થોને નીચલી ધારાસભાની માફક દર પાંચ વરસે બદલી શકાશે નહિ. એમાંનો ત્રીજો ભાગ ત્રણ વરસ સુધી રહેશે, બીજો ત્રીજો ભાગ ૭ વરસ સુધી રહેશે અને બાકીનો ત્રીજો ભાગ નવ વરસ સુધી રહેશે ( કલમ ૧૫૧ ).

## ચૂંટણીના સિધ્ધાંતોને ફગાવી દેવામાં આવ્યા

૧૯૪૫–૪૬ની કોંગ્રેસની ચૂંટણી જાહેરાતમાં વચન આપવામાં આવ્યું હતું કે "પુખ્ત મતાધિકારના ધોરણે ધારાસભાઓ ચૂંટાશે." આજે આ વચનને ઉપલી ધારાસભાની બિન લોકશાહી રચના કરીને બેશરમ રીતે ઠોકરે મારવામાં આવ્યું છે. વળી, દિલ્હી, અજમેર–મારવાડ અને કુર્ગ જેવા કમિશ્નરના પ્રાંતોને બંધારણના ચૂંટણીના નિયમો લાગુ પડશે નહિ. હિંદી સંઘના પ્રમુખ મનસ્વી રીતે એમની પસંદગી કરશે ( કલમ ૨૧૨ ).

## દેશી રાજ્યો

દેશી રાજ્યોના કરોડો લોકોનું ભાવિ લોહીચૂસ રજવાડાંઓ, નવાબો,

તો જાડાં પોતાની શક્તિ પ્રમાણે પહેરવાં, પરંતુ મેલાં, ગંધાતાં અને વાસ મારતાં પહેરવાં નહિ—દરરોજ ધોયેલાં સ્વચ્છ વસ્ત્રો પહેરવાં વગેરે સ્ત્રીઓનો વ્યવહારધર્મ બહુ ઉત્કૃષ્ટ ને ઉન્નતિમાં આણનાર છે.

"ગૃહરાજ્યની શોભાનો ને સ્વચ્છતાનો સર્વ આધાર પુરુષ કરતાં પણ સ્ત્રીના ઉપર વધારે છે. સ્ત્રીએ ઘરના કામકાજમાંથી પરવાર્યા પછી પતિસેવામાં તત્પર થવું. પતિ બહારથી કાર્યથી પરવારી સાયંકાળે ઘેર આવે ત્યારે તેને પીવાને પાણી અને બેસવાને આસન આપવું; ભોજન કરવા બેસે ત્યારે નવ નવી રસોઇ બનાવીને જાતે પીરસવી અને તે વખતે દુઃખની અથવા તો પોતાનાં ઘરેણાંગાઠાં વગેરેની વાતો કરીને પતિને કંટાળો આપવો નહિ. એવી પતિસેવા એ જ સ્ત્રીઓનો પરમ ધર્મ છે. વ્રત, ઉપવાસ તથા બીજાં સર્વ ધર્મકૃત્યો પતિની સેવાથી જ સફળ થાય છે. સીતા, દમયંતી, દ્રૌપદી, સાવિત્રી વગેરે સતી સ્ત્રીઓ પોતાના ઘરમાં હજારો દાસીઓ છતાં પણ જાતે જ પતિસેવામાં રાતદહાડો તત્પર રહેતી હતી. એટલું જ નહિ પરંતુ પતિના દુઃખમાં ભાગ લેવા માટે સતી સીતાએ રાજ્યસુખનો એકદમ ત્યાગ કરીને રામ સાથે વનવાસ વેઠવાનો પણ અંગીકાર કર્યો હતો; વીરપત્ની દ્રૌપદીએ પણ પાંડવોની પાછળ છાયાની પેઠે વનમાં રખડી રઝળીને તેઓના દુઃખમાં ભાગ લીધો હતો. સ્ત્રીઓનાં પાતિવ્રત્ય ધર્મનું પવિત્ર ચરિત્ર તેઓ આ જગતમાં લાંબા વખત માટે મૂકી ગઇ છે. સ્ત્રીઓનાં પાતિવ્રત્ય ધર્મને લીધે જ મોટમોટા મુનીશ્વરો પણ સ્ત્રીઓનાં ચરણની પવિત્ર રજને પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે. સ્ત્રીઓને સર્વ ધર્મમાં પતિસેવા, એ જ મુખ્ય ધર્મ છે અને તેમાં તેનું પરમ કલ્યાણ સમાયલું છે. હે સાધ્વીઓ! આવો પતિવ્રતાનો ધર્મ સાંભળીને તમારા મનમાં કદાચ શંકા થશે કે, નિઃસ્વાર્થપણે પોતાના ક્ષુધાદિક તજી દઇને સેવા કેમ થઇ શકે? અર્થ વગરની સેવાનું પ્રયોજન શું? તેનો ખુલાસો સાંભળો. પોતે પોતાનાં મનથી પોતાના સેવ્યની સેવાના અર્થે સ્વસુખાદિકનો ત્યાગ કરવાથી તે સુખાદિક નાશ પામતાં નથી, પણ ઉલટાં વૃદ્ધિ પામે છે. વધારે તો શું, પણ એ સેવા પોતે જ સર્વાંગે સુખરૂપ છે એટલું જ નહિ, પણ તેનું પરિણામ પરમ અવિનાશી સુખ આપનારું નીવડે છે. સેવા જો કે દેખીતી સેવ્યને જ સુખ કરનારી છે, પણ તેમાં સેવકનાં સર્વ સુખોનો સમાવેશ થાય છે. તાત્પર્ય એટલું જ સમજવાનું કે—જેમ ભક્તજન પોતાના સેવ્ય શ્રીહરિને સારુ ઉત્તમોત્તમ સ્વાદિષ્ઠ સામગ્રી સિદ્ધ કરીને, તેમને નિવેદન કરે

રાજા અને મહારાજાઓ (આ સદ્‌ગૃહસ્થોને હવે રાજપ્રમુખ, ઉપપ્રમુખ વગેરેના ખિતાબો આપવામાં આવ્યાં છે)ના હાથમાં સુપ્રદ કરાયું છે. પ્રાંતોમાં તો લોકોને થોડા ઘણા હક્કો પણ આપવામાં આવ્યા છે; નીચલી ધારાસભાની ચૂંટણી, પ્રધાન મંડળની રચના વગેરે લોકોના હાથમાં મૂકવામાં આવ્યા છે. પરંતુ બંધારણમાં આ ફાયદાઓ દેશી રાજ્યોની જનતાને આપવામાં આવ્યા નથી.

કોંગ્રેસ નેતાઓ ઉપલા વર્ગના પ્રતિનિધિઓ છે. એમના દ્વારા હિંદના ઉપલા વર્ગોએ સ્થાપિત હિતોની છાવણીને મજબૂત બનાવવા રજવાડાંઓ સાથે સમાધાન કર્યું છે. રાજપ્રમુખ વગેરેના હોદ્દાઓ આપીને તેઓએ રજવાડાંઓને દેશી રાજ્યો પર જીંદગી ભર સુધી વિશાળ સત્તાઓ આપી છે અને દેશી રાજ્યોનું આંતરિક માળખું "આઝાદ" હિંદના બંધારણથી તદન અળગું રાખ્યું છે.

## પ્રમુખની ચૂંટણી

હિંદી સંઘના પ્રમુખને હિટલરી સત્તાઓ આપવામાં આવી છે: આ પ્રમુખની ચૂંટણી જનતા કરશે નહિ.

મધ્યસ્થ ધારાસભાના સભ્યો અને પ્રાંતોની નીચલી સભાના સભ્યો એની વરણી કરશે(કલમ ૪૩). સૂચિત બંધારણ દ્વારા જો પ્રજાકીય ચૂંટણી કરવામાં આવે તો સ્થાપિત હિતોનો ઉમેદવાર આસાનીથી ચૂંટાય આવે એમ છે. પરંતુ હિંદના રાજકર્તા વર્ગને એટલી જોગવાઈ પૂરતી લાગી નથી. પ્રમુખ તરીકે ચૂંટાનાર માણસ માત્ર સ્થાપિત હિતોનો **સામાન્ય** પ્રતિનિધિ જ નહિ હોવો જોઈએ પરંતુ સ્થાપિત હિતોની રાજકર્તા **ટોળકી**ની પસંદગીનો માણસ હોવો જોઈએ. એટલે તેઓએ પ્રમુખની ચૂંટણીમાં જુદી રીત દાખલ કરી છે. અમેરિકામાં જેમ રૂઝવેલ્ટની ચૂંટણીમાં બન્યું, એવું તેઓ હિંદમાં બનવા દેવા માગતા નથી. મોટા માલદારોની રાજકર્તા ટોળકીની ઇચ્છા વિરૂધ્ધ રૂઝવેલ્ટ ત્રીજી વખત ચૂંટાય આવ્યો હતો એવું હિંદમાં ન બને એવો આ બંધારણનો ઉદ્દેશ છે.

સૂચિત બંધારણમાં પ્રાંતિક ગવર્નરની ચૂંટણી પ્રજાકીય મતદાન દ્વારા થવી જોઈએ એવું સૂચવવામાં આવ્યું છે. પરંતુ 'લોકશાહી' તરફનું આટલું કદમ નહિ સહી શકવાથી સુધારો લાવવામાં આવ્યો છે કે હિંદી સંઘના પ્રમુખ ગવર્નરની પસંદગી કરશે. પ્રાંતિક ધારાસભા ગવર્નર તરીકે ચાર જણના નામ પેશ કરશે. એમાં જેના પર ઠીક લાગે તેના પર પ્રમુખ પોતાનો કળશ ઢોળશે. આ સુધારો સ્વીકારવામાં આવશે એવું જણાય છે.

આમ, તરેહ તરેહની યુક્તિ પ્રયુક્તિઓ મારફત પ્રજાકીય મતાધિકારને ફગાવી દેવામાં આવ્યો છે યા તો એને બિનઅસરકારક કરવામાં આવ્યો છે. અને રાજ્યતંત્રનું માળખું સ્થાપિત હિતોની આજ્ઞા અનુસાર રચવામાં આવ્યું છે.

છે, પણ પછી તેનો પુણ્યરૂપ પ્રસાદ પોતાના સ્નેહી સજ્જનો સાથે જમીને પોતે પરમ સુખનો અનુભવ કરે છે. એમાં સામગ્રી સિદ્ધ કરીને, સેવ્યભાવથી શ્રીહરિને સમર્પણ કરવાનું ગર્ભિત ફળ તેને જ મળે છે અને તેથી જે આનંદ થાય છે, તેની બલિહારી શું ગાઉં ? મેં માત્ર સેવાનાં ઐહિક સુખનું જ–એટલે કે સેવા સ્વતઃ સુખરૂપ છે તેનું જ દિગ્દર્શન કરાવ્યું છે. તેવી જન્મપર્યંત કરેલી સમસ્ત સેવાનું ફળ તો એટલું બધું અમૂલ્ય છે, કે જેનું વર્ણન મારી જીભે થઇ શકે તેમ નથી.”

એટલું કહીને પુનઃ તે બાળયોગી બોલ્યા; “મન, વાણી અને કાયા, એ ત્રણે સાધનોથી જે પોતાના સ્વામીની સેવા કરે, તે જ ખરો સેવક, અને તે જ ખરી સતી! જે સ્ત્રીનું આ વૃત્તાંત મેં તને કહેવાનો આરંભ કર્યો છે, તે સર્વાંશે તો નહિ, પરંતુ બહુ અંશે પતિવ્રતા છે. તેણે પોતાના દેવરૂપ સ્વામીને સેવાથી બહુ બહુ પ્રકારે સંતુષ્ટ કીધા હતા. અંતઃકરણમાં તેને જ તે પોતાનું સર્વસ્વ, પોતાનું દૈવત અને પોતાનો પ્રભુ માનતી હતી; આત્મા કરતાં પણ તેને અધિક પ્રિય ગણતી હતી. મનસા, વાચા, કર્મણા સદા તેને જ સંતુષ્ટ રાખવા મથતી. તે પતિનાં સુખે સુખી અને આનંદે આનંદી હતી. પતિને કંઇ પણ ઓછું લાગે, તેવું પોતાનાં મુખથી તે બોલતી નહિ. તે સદા જ, અતિ હિતકારી ને સાચી છતાં બહુ પ્રિય લાગે એવી મંજુલ વાણી વદતી. શરીર પણ રાત્રિ દિવસ સ્વામિસેવામાં જ તેણે નિયત કરી દીધેલું હતું. સ્વામીની આજ્ઞાનું અસ્ખલિત પાલન કરવું, એને તે પોતાનું પ્રથમ કર્તવ્ય સમજતી હતી. પોતાના પિતાને ત્યાં સધનતા હોવાથી ત્યાં તેણે અનેક રાજસી વૈભવો ભોગવેલા, એટલે તેની મનોવૃત્તિઓ બહુ રજોગુણી થયેલી હતી; તથાપિ પરમ સત્ત્વશીલ અને ઋષિધર્મ પાળતા એવા પોતાના બ્રહ્મનિષ્ઠ સ્વામીનો નિત્ય સહવાસ થતાં તે સર્વાંગે બદલાઇ ગઈ હતી–સત્ત્વગુણી થઇ હતી. પોતાના સ્વામીની પેઠે यदृच्छालाभसंतुष्ट–જે મળે કે જે હોય, તેમાં સંતોષ માનીને તે વ્યવહાર ચલાવતી હતી.

“હે સાધ્વીઓ! તમે જાણો છો કે, ઘરસંસારમાં કોઇ વસ્તુ વગર તે ચાલે ? તેમાં જોઇતી કોઇ વસ્તુ દ્રવ્યાવના શું મળે છે ? સંસારમાં ડગલે ડગલે દ્રવ્યની અત્યાવશ્યકતા પડે છે. દ્રવ્ય વગર ગૃહસ્થાશ્રમ ચલાવવો, એ ભાંગેલાં પૈડાંથી ગાડું ચલાવ્યા સરખું છે. તે પ્રસંગે જે હોય તેમાં જ સંતોષ માનીને રહેવું, એ સામાન્ય પુરુષ કિંવા પ્રાકૃત વિલાસેચ્છુ સ્ત્રીથી બને એમ નથી. એવા વ્યવહારથી તો સદસદ્વિચાર

# ૪. કેન્દ્ર અને પ્રાંતો

ચૂંટણી જાહેરાતમાં કોંગ્રેસે વચન આપ્યું હતું કે "આ (હિંદનું) બંધારણ સમવાય હોવું જોઇએ અને (પ્રાંતોને) સ્વાયત્ત શાસન મળવું જોઇએ." કોંગ્રેસે એ વચન પણ આપ્યું હતું કે તમામ શેષ સત્તાઓ પ્રાંતોને રહેશે અને ભાષાવાર પ્રાંતોની રચના થશે.

## પ્રાંતો–શોષણના અડ્ડાઓ

પરંતુ બધાં ય વચનોની જે દશા થઇ એમ આ વચનને પણ સત્તા હાથમાં આવ્યા પછી કોંગ્રેસી નેતાઓએ કચરાની ટોપલીમાં ફગાવી દીધું છે. સ્વાયત્ત તંત્ર આપવાને બદલે એક એક ખરી સત્તા પર તેઓએ પ્રહાર કર્યો છે. અખિલ હિંદના મૂડીવાદીઓએ સારા યે હિંદનું શોષણ કરવા માટે "મજબૂત" કેન્દ્ર રચવાની યોજના ઘડી છે.

પ્રાંતોનું મુખ્ય કાર્ય કરવેરાઓ ઉઘરાવવાનું અને કાયદો અને વ્યવસ્થા જાળવવાનું છે. જમીન, જંગલ અને થોડાક વધારે ક્ષેત્રો સિવાય બાકીની જે "સત્તાઓ" પ્રાંતોને આપવામાં આવી છે એ બીજા દેશોમાં મ્યુનિસિપાલિટીને મળતી સત્તાઓ જેવી છે (શીડયુલ ૭ સ્ટેટસ લીસ્ટ).

## કેન્દ્ર– શોષણનું ધામ

પરદેશ સાથેનો વ્યાપાર, જકાત, વાહન વ્યવહાર, સંરક્ષણ, સંરક્ષણ ઉદ્યોગો, આવક વેરો, તમાકુ વેરો, ચલણી નાણું અને રીઝર્વ બેંક પર કેન્દ્રનો અંકુશ રહેશે. બેંકીંગ, ઇન્સ્યોરન્સ, સ્ટોક એક્સચેંજ, પેટ્રોલ, ખાણો અને રેલ્વે પર પણ એનો ખાસ અલાયદો કબ્જો હશે. ટ્રેડીંગ કોરપોરેશનોને એક બીજા સાથે ભેળવી દેવાની, એ અંગે ધારા ધોરણો ઘડવાની અથવા એને બંધ કરવાની તમામ સત્તા કેન્દ્રના હાથમાં રહેશે. આનો અર્થ એ કે ઉદ્યોગો અને નફાખોરી અંગેનો તમામ દોર કેન્દ્રના હાથમાં રહેશે અને અખિલ હિંદના કેન્દ્ર દ્વારા અખિલ હિંદના મૂડીવાદીઓ—તાતાઓ અને બિરલાઓ–હિંદનું શોષણ કરશે.

અત્યાર સુધી કોંગ્રેસે હંમેશા માગણી કરી હતી કે શણની નિકાસ જકાતની આવકનો મોટો ભાગ શણ ઉગાડનારા પ્રાંતોને જવો જોઇએ. પરંતુ સત્તા પર આવ્યા પછી કોંગ્રેસ નેતાઓએ આ માંગણીને લાત મારી છે અને જાહેર કર્યું છે કે જ્યાં સુધી પાર્લામેન્ટ એ અંગે બીજું નક્કી ન કરે ત્યાં સુધી પહેલાં જે પરિસ્થિતિ હતી એટલે કે બ્રિટિશ રાજ્યમાં જે પરિસ્થિતિ હતી એ ચાલુ રહેશે (કલમ ૨૫૪).

## પ્રાંતોના સ્વાયત્ત શાસનને ઠોકરે મારવામાં આવ્યું

પરંતુ અખિલ હિંદના મૂડીવાદીઓને આથી સંતોષ નથી એટલે બંધારણને છેડે એક તદ્દન નવો ભાગ જોડવામાં આવ્યો છે. આમાં કેન્દ્ર માટે વિશાળ

વાન્ વિવેકી ને વૈરાગ્યશીલ દંપતી જ વર્તી શકે છે. તે સ્ત્રીનો પતિ તો સૌ વાતે યોગ્ય જ હતો; પરંતુ તેની સ્ત્રીનું મન વ્યવહારના વૈભવ ભોગવવાને સમર્થ-આતુર બનતું. કોઇ કોઇવાર પોતાના દ્રવ્યહીન લૂખા ગૃહસંસારથી તે સ્ત્રી બહુ જ કંટાળતી અને સ્ત્રીસ્વભાવને વશ થઈ પોતાનો ઉભરો સ્વામીની આગળ કોઇ કોઈ દિવસ ખાલી પણ કરતી. સ્વામી બહુ બહુ દૃષ્ટાંતોથી અને સિદ્ધાંતોથી તેને સમજાવી શાંત કરતો, અને કહેતો કે,-'હે સાધ્વી! આપણે સામાન્ય મનુષ્યની પેઠે માત્ર ઘર સંસાર ભોગવવામાં જ આપણા આ ઉત્તમ જન્મનું સાર્થક્ય સમજવાનું નથી; પરંતુ ભગવત્પ્રાપ્તિ કરીને આ જન્મમરણરૂપ ભવસાગરમાંથી તરી જવા માટે, મહાન્ પુરુષાર્થ કરવાનો છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, "ब्राह्मणस्य तु देहोऽयं क्षुद्रकामाय नेष्यते । ज्ञानाय तपसे चैव प्रेत्यानंत्यसुखाय च ॥ અનેક જન્મોના પુણ્યના પ્રભાવે મળેલું આ બ્રાહ્મણનું ખોળિયું ક્ષુદ્ર વિષય ભોગવવા માટે નિર્માણ થયું નથી, પરંતુ તે તો જ્ઞાન અને તપ માટે તથા મરણ પછી મોક્ષ માટે નિર્માણ થયું છે-" ત્યારે તું વ્યર્થ ચિંતા શાને કરે છે? તું લક્ષ્મીની લાલસા શા સારુ કરે છે? એ શ્રી તો સર્વ સુખ-કલ્યાણનો નાશ કરી, મોહમાં નાંખીને ખસી જનારી છે. માટે લક્ષ્મીને તજી લક્ષ્મીપતિનું સ્મરણ કર, જેથી આપણું શીઘ્ર કલ્યાણ થાય, અને આ સંસારરૂપ રઘવાયા અવગ્રહનો અંત આવી જાય!' સ્વામીના માન માટે તુરત તો તે સ્ત્રી સર્વ મનોવૃત્તિઓને ઉપરથી દબાવી દેતી; પણ અંદરથી તેનું મન વાળ્યું વળતું નહિ. આવું ઘણીકવાર થતાં તેના સ્વામીને બહુ ખેદ થતો ને સંસારની માયામાં લચીપચી રહેલી સ્ત્રીના સહવાસથી પોતાના ઉભય લોકને બગાડશે અને પોતાના પરમાર્થ લાભમાં અંતે પથ્થર પડશે, માટે હવે શીઘ્ર નિઃસંગ થઈ જવું, એવો તેને નિશ્ચય થયો હોવો જોઇએ ને તેથી એક દિવસે પ્રાતઃકાળે તે પતિવ્રતાએ, તેનો સ્વામી સ્નાન સંધ્યાથી પરવારી શિવપૂજન કરવા સારુ નગરથી થોડેક દૂર આવેલા શિવાલય પ્રતિ જવાને ઘરમાંથી નીકળ્યો, તે વેળા કહ્યું, 'વહેલા પધારજો.'

ત્યારે તેણે કિંચિત્ હસવા સાથે ઉત્તર દીધું; "તારે દ્રવ્યની બહુ અપેક્ષા છે, તો તે પૂર્ણ કરવા માટે મારો વિચાર છે કે, 'હું ભગવાન્ શંકરને પ્રાર્થના કરીશ. એ કારણથી મને આવતાં વિલંબ થાય તો તારે ગભરાવું નહિ.' એટલું કહીને તે પવિત્ર પુરુષ યથેચ્છપણે ચાલ્યો ગયો. તે ફરીને આજ દિન સુધી પાછો આવ્યો જ નથી."

સત્તાઓની જોગવાઇ કરવામાં આવી છે. એમાં એવું નક્કી કરવામાં આવ્યું છે કે કેન્દ્રને પ્રાંતો માટે વેપાર ધંધાને અંગે કાયદાઓ કરવાની સત્તા રહેશે. આ કાયદાની રૂએ કોલસા, લોખંડ, પોલાદ, અબરખ, સુતરાઉ અને ગરમ કાપડની મિલો, કાગળ, ખાદ્ય પદાર્થો, પેટ્રોલ, પેટ્રોલની બનતી ચીજો, મોટર ગાડી વગેરેના સ્પેર પાર્ટસ વગેરે ઉદ્યોગોના ઉત્પાદન, એની વહેંચણી અને પૂરવઠા પર કેન્દ્ર સત્તા ધરાવી શકશે. આનો અર્થ કે પ્રાંતોની મોટા ભાગની તમામ ચીજો પર તાતાઓ, બીરલાઓ અને દાલમીયાઓની સીધી પકડ આવશે.

મધ્યસ્થ તંત્રને આ બધી સત્તાઓ આપ્યા પછી, લીસ્ટમાં રહી ગયેલી બાકીની શેષ સત્તાઓ અંગે ભવિષ્યમાં કોઇ સવાલ ઉભો થાય તો એ અંગે નિર્ણય કરવાની આખરી સત્તા કેન્દ્રને રહેશે. આમ શેષ સત્તાઓ પ્રાંતોને મળશે એવું અપાયેલું વચન ફગાવી દેવામાં આવ્યું છે. વળી, એની સાથે સાથે "વિભાગીય ઘટકો (પ્રાંતો)ને વધુમાં વધુ સ્વતંત્રતા મળે એ માટે સામાન્ય અને જરૂરી સમવાય (કેન્દ્રીય) સત્તાઓ ઓછામાં ઓછી રાખવામાં આવશે" એવા વચનને પણ ઠોકરે મારવામાં આવ્યું છે.

એક કલમ દ્વારા તો આ બધા પર છોગું ચડાવે એવું નક્કી કરવામાં આવ્યું છે કે કેન્દ્રની ઉપલી ધારાસભાની બે તૃતીયાંશ બહુમતિની સંમતિથી પ્રાંતોના કોઇ પણ ક્ષેત્ર પરની સત્તા કેન્દ્ર હાંસલ કરી શકશે ને એ અંગે પોતે કાયદાઓ ઘડી શકશે.

## ભાષા

સૌ કોઈ જાણે છે કે ભાષાવાર પ્રાંતોની પુનઃરચનાના પ્રશ્નની શી વલે થઈ છે. બંધારણ સભાના પ્રમુખે નીમેલા કમિશને ભાષાવાર પ્રાંતોની રચનાના પ્રશ્નને ઉડાવી દીધો છે. બ્રિટિશરોને પગલે ચાલી બંધારણ સભાએ તમામ ભાષાઓની સમાનતાના સિદ્ધાંતને, બહુ કિંમતી લોકશાહી અધિકારને ઠોકરે માર્યો છે અને નક્કી કર્યું છે કે પાર્લામેન્ટનું કામકાજ હિંદી અથવા અંગ્રેજીમાં ચલાવવામાં આવશે. વાત સાફ છે કે કોંગ્રેસ નેતાઓ હિંદીને રાજભાષા તરીકે ઠોકી બેસાડવા માંગે છે. તમામ ભાષાઓના સમાનતાના સિધ્ધાંતનો અસ્વીકાર અને હિંદીને ફરજિયાત રીતે રાજભાષા તરીકે ઠોકી બેસાડવાનું પરિણામ એજ આવશે કે રાજ્યની પ્રવૃત્તિમાં ભાગ લેવામાં આમ જનતા માટે એક નવી મુશ્કેલી ઉભી થશે. હિંદીને રાજ ભાષા બનાવવાથી કરોડો બિન-હિંદી બોલતા લોકોનો દેશની મુખ્ય તથા બીજી સંસ્થાઓમાં ભાગ લેવાનો અધિકાર ખુંચવાઇ જશે. આથી બિન-હિંદી વિસ્તારોમાં સામાન્ય જનતાને રાજ્યની પ્રવૃત્તિથી દૂર રાખવા માટે આ એક નવો અંકૂશ ઉમેરાશે અને રાજ્ય સત્તા ઉપલા વર્ગના ભણેલા ગણેલા થોડા મુઠ્ઠીભર લોકોના હાથમાં રહેશે. એ ઉપરાંત એનાથી બીજી ભાષાઓ કચડાશે અને મહેનતકશ જનતાને છેતરવાનું એ

અહીં સુધીનો વૃત્તાંત કહેતાં કહેતાં પુનઃ તે બાળયોગીનાં નેત્ર જળથી ભરાઇ આવ્યાં, કંઠ ગળગળો થઇ ગયો, પરંતુ મનોવૃત્તિને મહાકષ્ટે દબાવીને તે બોલ્યો; "જુઓ; આ સ્રીસ્વભાવનો મહિમા! આમાં કોનો વાંક? તે સ્રી તો અદ્યાપિપર્યંત એમ જ કહે છે કે, મેં મારા સ્વામિનાથને યત્કિંચિત્ પણ દૂભવ્યા નથી, પણ કોણ જાણે એમના મનમાં શુંએ આવ્યું હશે, કે જેથી તે ચાલ્યા ગયા છે! પરંતુ તે સ્રીને મનમાં તો એવો અનિવાર્ય પશ્ચાત્તાપ થાય છે કે, મેં અભાગણીએ હાથે કરીને જ મારા પતિનો સદાનો વિયોગ વ્હોરી લીધો છે, એમાં એ મહાપુરુષનો કશો પણ વાંક નથી." અસ્તુ.

સ્વામીના ગયા પછી, નિત્યનિયમ પ્રમાણે હમણાં ઘેર આવશે, એમ સમજીને તે સ્રી રુડી રીતે સર્વ રસોઇ તૈયાર કરીને પતિની વાટ જોતી બેઠી. મધ્યાહ્ન વીતી ગયો, અપરાહ્ણ વેળા થઇ, સંધ્યાકાળ પણ મટી ને રાત્રિ પડી, તોય તેના સ્વામી આવ્યા નહિ. તે સ્રી બહુ ચિન્તાતુર થઇ ગઈ. તેના મનમાં મોટો ધ્રાસ્કો પડ્યો, હૃદય બહુ વ્યાકુળ થઇ ગયું. પોતાના સ્વામીના સ્નેહીઓ, જેઓ તેનો નિત્ય સત્સમાગમ કરવા આવતા, તેઓ દ્વારા તેણે શિવાલય અને બીજાં અનેક સ્થાનોમાં તે મહાત્માની શોધ કરાવી, પણ તેનો પત્તો મળ્યો જ નહિ. પછી મહાશોકાકુલ થઇને તે ગાઢ સ્વરે રુદન કરવા લાગી. તેનું કલ્પાંત સાંભળી, એકઠાં થયેલાં કેટલાંક સગાં સ્નેહીઓએ ને આડોશી પાડોશીઓએ, બહુ બહુ રીતે સમજાવીને તેને ધીરજ આપી, પણ તેનું મન કેમ વળે? અંતરનો ઘા કેમ સહન થઇ શકે? રાંધ્યાં રજક રહ્યાં, સઘળું અન્ન ગાયને ખવરાવી દઇ, તે રાત્રિ તે સ્રીએ નિરાહારમાં ગાળી કાઢી. બીજે દિવસે પણ ભોજન કર્યું નહિ. ત્રીજો દિવસ પણ સ્વામિવિયોગના શોકથી ભોજન વિના રુદનમાં જ વ્યતીત કર્યો. લોકોએ તેને ઘણીક રીતે સમજાવી, પણ તે એકની બે થઇ નહિ. તેણે પોતાનો નિશ્ચય કહી બતાવ્યો કે, 'પતિવ્રતા સ્રી પોતાના સ્વામીને જમાડ્યા વિના કદી જમતી નથી, પોતાના સ્વામી વિના એકલી રહી શકતી નથી, માટે જ્યારે મને મારા સ્વામીનાં દર્શન થશે, ત્યારે જ હું ભોજન કરીશ.' લોકોએ કહ્યું, 'તું કહે છે તેવો જ સતી સ્રીનો ધર્મ છે,પરંતુ અન્નસમાન પ્રાણ છે, તેવાં અન્નનો ત્યાગ કરવાથી થોડા જ દિવસમાં મરણશરણ થવું પડે છે. સ્વેચ્છાથી ચાલ્યો ગયેલો તારો સ્વામી ક્યારે આવશે, એનો કેમ નિશ્ચય થઇ શકશે? તું ક્યાંસુધી નિરાહાર રહેશે?

હથિયાર બનશે. આમ હીંદીને ફરજીયાત રીતે રાજભાષા તરીકે ઠોકી બેસાડવાનો નિર્ણય જનતાની લડત પર પ્રહાર કરવાનો છે; માટે એ સામે હિંદી ને બિન–હિંદી ભાષા બોલતા મહેનતકશોએ અવાજ ઉઠાવવો જોઇએ અને લડી લેવું જોઇએ.

## ૫. પોલિસ રાજ

આવું પ્રત્યાઘાતી રાજ્ય, લોકોને છેતરવાની એની અનેક ચાલબાજીઓ છતાં પણ લોકોમાં રોષ પેદા કર્યા વિના રહેવાનું નથી. હિંદી–શાહીવાદી મૂડીવાદીઓ અને એમના "રાષ્ટ્રીય" આગેવાનો એ જાણે છે કે લોકોનો જુવાળ આગળ ધપતો જશે અને લોકો એમના રાજ્ય તંત્ર સાથે અથડામણમાં આવશે; એમની અનેક ચાલબાજીઓ લોકોના જુવાળને રોકી શકશે નહિ અને જનતાને છેતરી શકશે નહિ.

એટલા ખાતર તો જનતાને સત્તાથી સાત ગાઉ દૂર રાખ્યા છતાં પણ મૂડીવાદીઓને સ્થાપિત હિતોની સલામતિ અંગે વિશ્વાસ આવતો નથી. એટલે તેઓએ આખરે છડે ચોક લોકશાહીનો દંભ છોડી દીધો છે અને બંધારણમાં એવી કલમો ઘડી છે કે જે એમના નગ્ન પોલિસ રાજ અને બેફામ આપખુદીને ખુલ્લાં પાડે છે.

મૂળભૂત અધિકારોના ખરડામાં હડતાળ અને પીકેટીંગ કરવાના અધિકારને માન્ય કરવામાં આવ્યો નથી. આનો અર્થ એ કે, એકે એક હડતાળ ગેરકાયદે થઇ શકશે, ને પોલિસ અને કાયદાની મદદથી મૂડીવાદી શોષણ સામેની કામદારોની લડત આપખુદ દમનથી કચડી શકાશે. પણ વાત આટલેથી જ નથી અટકતી. આવા પગલાંને છોગું ચડાવે એવું કલમ ૧૭ (૨)માં કહેવામાં આવ્યું છે કે: "જાહેર હિત માટે ફરજીયાત કામ લેવામાં રાજ્યને કોઇ રોકી શકશે નહિ." એટલે કે ગમે ત્યાં ગંભીર હડતાળ પડશે કે સરકાર તરત જ માલદારોના હિતનું રક્ષણ કરવા બહાર પડશે અને આ કલમનો ઉપયોગ 'જાહેર હિત'ના નામે અવશ્ય કરશે.

**હથિયારો રાખવાનો પરવાનો જનતાને આપવામાં આવ્યો નથી.** બ્રિટિશરોએ સારી યે જનતાને નિશસ્ત્ર બનાવી હતી અને ફક્ત એના લશ્કર, પોલિસ ને વફાદારોને શસ્ત્રસજ્જ બનાવ્યા હતા. તેઓ જનતા પરનું એમનું તીરસ્કૃત રાજ્ય એ રીતે ચલાવવા માંગતા હતા. ભવિષ્યમાં હિંદી–શાહીવાદી વર્ગો પણ એ જ કરવા માંગે છે. તેઓ એમના લશ્કર અને પોલિસ, એમના ફાસીસ્ટ "રાષ્ટ્રીય" સંરક્ષણ દળ, એમના મૂડીવાદી ખાંધીયાઓ, જમીનદારો, આઇ. એન. ટી. યુ. સી. અને એવી બીજી સંસ્થાઓના ગુંડાઓને હથિયાર આપશે; નિશસ્ત્ર આમ જનતાના રોષને કચડી નાખવા હથિયારોનો ઉપયોગ તેઓ આ રીતે કરશે.

કેટલાક એવું માને છે કે અહિંસામાં માનતી કોંગ્રેસ ન તો ભૂતકાળમાં

આહાર વિના આ કળિયુગમાં મનુષ્યથી જીવિત ધારણ કરી શકાય નહિ. પૂર્વે થઇ ગયેલી સત્યયુગ, ત્રેતાયુગ તથા દ્વાપરયુગની મહાસતીઓનું અનુકરણ કરવાનો આગ્રહ મૂકી દઇ, કાલાંતરે પણ તારા સ્વામીને મળવાની આશા હોય, તો હઠને પૂરી કરી તેને મળવાનો જ પ્રયત્ન કર. સ્વામી વિના ભોજન કરતાં તારો નિયમભંગ થતો હોય તો ફલાહાર કર; અને તે પણ નિત્ય મધ્યાહ્ન સમય વીત્યા પછી એટલે ત્રીજા અથવા ચોથા પ્રહરમાં આહાર કરીશ તો સ્વામીના ભોજન કર્યા પૂર્વે ભોજન કરવાના દોષથી તું મુક્ત થઇશ. વિદેશ ગયેલા સ્વામીની સ્ત્રીએ નિત્ય મધ્યાહ્ન કાળ વીત્યા પછી ભોજન કરવું, એમ શિષ્ટ જનોએ કહેલું છે.' સગાં સમ્બન્ધીઓએ એ પ્રમાણે કહ્યું અને પોતાના સ્વામીનાં મુખથી પણ એવાં જ વચનો, પૂર્વે તેણે ઘણીવાર સાંભળેલાં હોવાથી. તેણે સૌનું કહેવું સત્ય માન્યું. ચોથે દિવસે તેણે ફલાહાર કર્યો.

"તે દિવસથી નિત્ય મધ્યાહ્ન વીત્યા પછી, તે સ્ત્રી માત્ર એકવાર ફલાહાર જ કરે છે. તેણે શરીરપરથી સૌભાગ્ય શણગાર સિવાય બીજા બધા શણગાર કાઢી નાંખ્યા છે, શયન પણ માત્ર એક જ વસ્ત્ર ભૂમિપર પાથરીને કરવા માંડ્યું છે. નિત્યપ્રતિ સ્વામીની જ ઝંખનામાં અને સ્મરણમાં તેણે જેમ તેમ કરી છ માસ ગાળ્યા; પરંતુ સ્વામીનું દર્શન થયું નહિ. હવે તેના મનની વિહ્વલતાનો પાર રહ્યો નહિ. દિનપ્રતિદિન સ્વામિવિયોગ તેને વિશેષ સાલવા માંડ્યો. પરમાત્મા અને સ્વામી વિના અન્યનું તેને સ્મરણ કે મનન નહોતું: તે જ સર્વસ્વ હતું." તેના સ્વામીનો એક અતિ પ્રિય મિત્ર, આવો પ્રકાર જોઇને બહુ ચિંતાતુર થઈ ગયો. તેણે પોતાના એ વિદેશી મિત્રની ગાઢ સંગતથી ને સેવાથી ઘણી નિપુણતા મેળવી હતી તેથી તેણે એ વેળાએ ધીરજ ધરી, તેના આત્માને બહુ સંતોષ આપીને કહ્યું: 'હે બહેન! હવે તું ધૈર્ય રાખ. તારા સ્વામી મને મારા આત્મા કરતાં પણ અધિક પ્રિય છે, તેથી તેની શોધ કરવા માટે હું પોતે જઇશ; અને પ્રભુકૃપાએ ગમે તેમ કરી, ગમે ત્યાંથી પણ તેને શોધી કાઢીને તારો સમાગમ કરાવીશ. એ માટે હું અત્યારથી જ સર્વ ઐહિક સુખોનો ત્યાગ કરું છું ને તીવ્ર તપોયોગ ધારણ કરું છું-જે યોગ, મારા પ્રિય મિત્રનો સમાગમ થશે ત્યારે જ ઉતારીશ; નહિ તો તપશ્ચર્યાવડે આ દેહને તજી દઇને પરલોકમાં તેની વાટ જોઇશ.' એવી દૃઢ પ્રતિજ્ઞા કરી બીજે જ દિવસે તે દૃઢ મનનો પ્રેમાળ મિત્ર તૈયાર થયો ને તે સ્ત્રીના સ્વામીની શોધ માટે ત્યાંથી ચાલી નીકળ્યો.

કે વર્તમાનમાં લોકોને હથિયારો આપવાની વાતો કરી શકે. પરંતુ કોંગ્રેસની અહિંસાના દંભ અંગે ચર્ચામાં પડયા વિના એ વાત સ્પષ્ટ રીતે બતાવી શકાય એમ છે કે પોતાની ચૂંટણી જાહેરાતમાં ભવિષ્યના બંધારણના મૂળભૂત અધિકારમાં એવી કલમ દાખલ કરવાનું કોંગ્રેસે વચન આપ્યું હતું કે "દરેક શહેરીને હથિયારો રાખવાનો હકક હશે;" સાફ રીતે જોઈ શકાય એમ છે કે આ વચન એક ધોખાબાજી હતી.

**વાણી, મિલન અને વિચારો જાહેર કરવાના સ્વાતંત્ર્યના વચનને પણ ઠોકરે મારવામાં આવ્યું છે.** મૂળભૂત નાગરિક અધિકારોમાં અખબારી સ્વાતંત્ર્યનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. અને વાણી સ્વાતંત્ર્યને પણ ફગાવી દેવામાં આવ્યું છે. કલમ ૧૩ (૩)માં એવી વાત કરવામાં આવી છે કે "આ બાબતો અંગે આજના કોઈ પણ કાયદાના અમલી કાર્યને વાંધો આવવા દેવામાં આવશે નહિ." અથવા તો ભવિષ્યમાં મુક્ત વાણી અને અખબારી સ્વાતંત્ર્ય સામે "રાજ્યને કાયદો બનાવતાં" કોઈ રોકી શકશે નહિ. આપણા આજના રાજકર્તાઓએ જનતાના અવાજ અને અખબારી સ્વાતંત્ર્યને સંપૂર્ણ રીતે કચડી નાખવા બ્રિટિશરોની આબાદ નકલ કરી છે. બ્રિટિશરોએ ઘડેલી ૧૨૪ આઈ. પી. સી. કલમ, પ્રેસ (ઇમરજન્સી) એકટ, વર્ગ વિગ્રહના ખ્યાલો પ્રસરાવવા પર પ્રતિબંધ મૂકતા કાયદાઓ વગેરેને તેઓએ અપનાવી લીધા છે. આજના 'વર્તમાન' કાયદાઓ જનતાના અવાજને કચડી રાખવાનું જારી રાખશે અને જનતાના ગણગણાટને સાવ ચુપ કરી દેવા મુંબઈ ગુંડા ધારો, પશ્ચિમ બંગાળ સલામતિ ધારો વગેરે નવા કાયદાઓની નવી બેડીઓ ઠોકવામાં આવશે. ભવિષ્યના હિંદ માટેના સૂચિત બંધારણમાં સ્વાતંત્ર્ય અને મૂળભૂત અધિકારોનો આવો અર્થ ઘટાવવામાં આવ્યો છે.

## મિલન, સભા અને દેખાવો કરવાના અધિકારોનો ઇન્કાર

વાણી અને અખબારી સ્વાતંત્ર્યની માફક 'વર્તમાન કાયદા'ઓ (૧૪૪મી કલમ, કર્ફયુ વગેરે જેવા કાયદાઓ) દ્વારા મિલન, સભા અને દેખાવો કરવાના અધિકારોને કચડવામાં આવશે અને ભવિષ્યમાં એ અધિકારોને કોઇ કાયદા દ્વારા સંપૂર્ણ રીતે ખૂંચવી લઇ શકાશે; કારણકે રાજ્યને એવો કાયદો ઠોકી બેસાડવાનો અધિકાર છે. [કલમ ૧૩,(ક)]

## યુનિયનો તથા એસોશિયનો બાંધવાના અધિકારનો ઇન્કાર

આજના અથવા ભવિષ્યના કોઇ કાયદા દ્વારા આ અધિકાર પર તરાપ મારી શકાશે. આનો અર્થ એ કે કોઇ પણ કાયદેસરની સંસ્થા પર પ્રહાર કરવા ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ એકટનો ઉપયોગ થઇ શકશે. કારણ કે આ કાયદા હેઠળ

"પ્રથમ તેણે દક્ષિણ દિશામાં નર્મદા, તાપી, ગોદાવરી, ચંદ્રભાગા, કૃષ્ણા, કાવેરી ઇત્યાદિ સર્વ પવિત્ર સરિતાઓપરનાં તીર્થો અને ત્ર્યંબક, ઋષ્યશૃંગ, કાંચીપુરી, રામેશ્વર ઇત્યાદિ ક્ષેત્રો જોયાં. તે પ્રત્યેક ક્ષેત્રના ઘાટ ઘાટમાં ફરી ફરીને તેણે પોતાના મિત્રને શોધ્યો. પશ્ચિમમાં ગિરિનાર, પ્રભાસ, દ્વારિકા, નારાયણસર આદિ ક્ષેત્રો જોઇ વળીને ત્યાંથી સિદ્ધક્ષેત્ર મધુપુરી, હરિદ્વાર, કેદાર, બદરિકાશ્રમ અને ગંગોત્રી સુધીનાં સ્થાનો સારી પેઠે શોધ્યાં. પછી ત્રિવેણી ( પ્રયાગ ), અયોધ્યા અને બીજાં અનેક તીર્થો શોધ્યાં, પણ પોતાના પ્રાણસખાની ક્યાંઇ પણ ભાળ મળી નહિ, ત્યારે થાકીને તેણે અરણ્યોમાં તથા પર્વતોમાં આવેલી તપસ્વીઓની ગુફાઓ ને ઋષિઓના આશ્રમો શોધવાનો વિચાર કરયો."

"પ્રથમમાં સૌથી મોટું ક્ષેત્ર વારાણસી, કે જે મુક્તિપુરી ગણાય છે, અને આત્મકલ્યાણની ઇચ્છાવાળા મુમુક્ષુઓ, તેમ જ જીવન્મુક્ત મહાત્માઓ પણ, તેને મોક્ષ સાધન કરવા યોગ્ય સ્થાન સમજીને ત્યાં નિવાસ કરે છે, તેથી બહુ સાવધપણે તેને શોધતો શોધતો તે વિયોગી યોગી અહીં આવ્યો છે. આ પુણ્ય જળ વહન કરતી સ્વર્ગની સીઢી સરખી શ્રીમતી ભાગીરથીના સઘળા ઘાટ તથા ક્ષેત્રમાં વસતા મહાત્મા પુરુષોનાં પ્રત્યેક સ્થાન તે જોઈ વળ્યો છે; પણ પોતાના પ્રિય પ્રાણ-સખાનો પત્તો લાગ્યો નહિ, ત્યારે અંતે થાકી, નિરાશ થઇને ઘણા મોટા વમળમાં પડેલો તે, પ્રસિદ્ધ એવા મણિકર્ણિકાના ઘાટપર, પોતાના સરખી દુઃખિયારી બે દ્વિજપુત્રીઓ સાથે સુખદુઃખની વાતો કરતા અહુણાં બેઠા છે!!" આ છેલ્લાં વાક્યો બોલતાં બોલતાં એ બાળયોગીની સ્થિતિ પુનઃ ઘણી દુઃખમય થઇ ગઇ.

એ વેળા પેલી બે સ્ત્રીઓની પણ એ જ દશા હતી. તે તો વળી એટલા મોટા અચંબામાં પડી ગઇ કે, 'અહા ! જે વિયોગિની સ્ત્રીની આપણે વાત સાંભળી, તેના પતિને શોધવા માટે જ જેણે યોગ ધારણ કરેલો છે, એવો તેનો મિત્ર તે શું આ પોતે જ !!! અહો! શી તેની ધીરતા, કેવી તેની સાચી મૈત્રી ને કેવો તેનો ઉત્કટ પ્રેમ! ધન્ય છે એવા મિત્રને, કે જેણે પોતાના એક મિત્રને શોધી કાઢવા સારુ આખાં આયુષ્યનો ભોગ આપવાનો સંકલ્પ કીધો છે; અને પોતે પોતાના સુકોમળ દેહને તીવ્ર તપશ્ચર્યાવડે, તેમ જ તીર્થ તીર્થ, ગામે ગામ, ને ઠામે ઠામ ભટકીને શોધવાના મોટા પરિશ્રમવડે, કષ્ટ દઈ રહ્યો છે.'

તહોમતો પૂરવાર કરવાની કોઇ ફરજ સત્તાવાળાઓ પર મૂકવામાં આવી નથી. એટલે જે સંસ્થાઓ સ્થાપિત હિતોનો વિરોધ કરતી હશે એનું ગળું ટુંપવાનું કામ આ કાયદા મારફત જારી રહેશે. અને ભવિષ્યમાં જરૂરત ઉભી થશે તો આનાથી વધુ કડક કાયદાઓ ઘડવામાં આવશે.

## કોર્ટમાં કામ ચલાવ્યા વિના જેલમાં પુરી શકાશે નહિ— એવા સૌથી અગત્યના મૂળભુત અધિકાર પર પ્રહાર

રાજકર્તા વર્ગની નીતિનો વિરોધ કરનાર શહેરીઓને કોર્ટમાં કામ ચલાવ્યા વિના અટકાયતમાં રાખી શકાશે; કારણ કે ૧૫મી કલમ અનુસાર કોર્ટમાં કામ ચલાવ્યા વિના જેલમાં પૂરી શકાય એવો કાયદો ભવિષ્યમાં નહિ થઇ શકે, એવું કહેવામાં આવ્યું નથી. બંધારણ પેશ કર્યાં પહેલાં પણ આવા કાયદાઓ ઘડવાનું કામ એ કોંગ્રેસ સરકારની મુખ્ય બંધારણીય પ્રવૃત્તિ બની ગઇ છે. બંધારણ ખાત્રી આપે છે કે આ પ્રવૃત્તિ ચાલુ રહેશે.

## ગવર્નરોને ખાસ સત્તા

વળી, પ્રાંતોમાં ધારાસભાની બેઠક ચાલુ ન હોય ત્યારે ગવર્નરને કોઇ પણ બાબત અંગે ફતવાઓ બહાર પાડવાની સત્તા આપવામાં આવી છે. ધારાસભાની બેઠક શરૂ થયા પછી ૬ અઠવાડિયા સુધી આ ફતવાઓનો અમલ જારી રહી શકશે ( કલમ ૧૮૭ ). હિંદી સંઘના પ્રમુખ પણ ફતવાઓ બહાર પાડી શકશે ( કલમ ૧૦૨ ). હિંદી જનતા એ વાત આબાદ રીતે જાણે છે કે જનતાની આઝાદી પર પ્રહાર કરવા જ સામાન્ય રીતે ફતવાઓ બહાર પાડવામાં આવે છે. આથી ભવિષ્યના હિંદનું ચિત્ર બદલાવાનું નથી.

આ બધા દમનકારી પગલાંઓ અસાધારણ સંજોગો માટે નથી પણ સામાન્ય સંજોગો માટે છે. હિંદી–શાહીવાદી રાજ્યના નાગરિકોને સામાન્ય સંજોગોમાં પણ પોલિસ રાજ હેઠળ જીવવું પડશે અને ધુંધવાતા રોષનો થોડો બબડાટ પણ પોલિસના દંડાથી કચડવામાં આવશે.

## પ્રમુખને હિટલરી સત્તા

પરંતુ આટલા બધા દમનકારી પગલાંઓ લીધા પછી પણ રાજકર્તા વર્ગને એ પૂરતુ લાગતું નથી. હિંદી જનતાની વધતી જતી જાગ્રુતિ અને એના ક્રાંતિકારી મિજાજને તેઓ પહેચાને છે. એટલે તેઓએ એને કચડવા "ગંભીર કટોકટી"ના નામે નગ્ન આપખુદી અને રાક્ષસી ક્રુરતા આચરવાની જોગવાઇઓ બંધારણમાં તૈયાર રાખી છે.

કલમ ૧૮૮ અનુસાર પ્રાંતના ગવર્નરને લાગે કે ગંભીર કટોકટી ઉભી થઇ છે તો એ પ્રાંતિક ધારાસભાની તમામ સત્તાઓને રદ કરી શકશે અને

એટલામાં પોતાનાં મનને મોટા બળથી વારીને ધીરજથી તે તપસ્વી પાછો બોલી ઉઠયો; "જુવો! આ તમારા સ્ત્રીઓના સ્વભાવનું પરિણામ! તમારી પણ તે મારા મિત્રની પેઠે કોઇ જાતની ભૂલ હશે જ કે જેને પરિણામે તમે ભર્તૃવિયોગિની થયેલ છો. અસ્તુ. હવે તેને સારુ મનમાં બહુ પશ્ચાત્તાપ ન કરતાં પ્રભુની ક્ષમા માગો; સ્વસ્થપણે વ્રત આચરો; કલ્યાણ ઇચ્છો; મનઃકામના સફળ થશે. પતિવિયોગિની સુશીલ સ્ત્રીઓ ઇન્દ્રિયદમનવ્રત આચરે છે. પતિ એ જ સ્ત્રીનું દૈવત, પતિ એ જ ગુરુ, पतिरेको गुरुः स्त्रीणाम्। પતિ એ જ સ્ત્રીનું સર્વસ્વ છે. શંકરથી અને વિષ્ણુથી પણ સ્ત્રીને તો પોતાનો પતિ જ અધિક છે. જે સ્ત્રી, લક્ષ્મી જેમ શ્રીહરિની સેવા કરે છે, તેમ પોતાના પતિની પ્રભુભાવથી તત્પર થઇને સેવા કરે છે, તે લક્ષ્મીની પેઠે પોતાના પ્રભુરૂપ પતિની સાથે શ્રીહરિના લોક(વૈકુંઠ)માં વસીને આનંદ પામે છે. या पतिं हरिभावेन भजेच्छ्रीरिव तत्परा। हर्यात्मना हरेर्लोके पत्या श्रीरिव मोदते॥ લક્ષ્મીજી, જેમ હમ્મેશાં વિષ્ણુને ભજે છે, તેમ જે સ્ત્રી, સાવધાન થઇ, પોતાના પતિને ઇશ્વરરૂપ માનીને તેની જો સેવા કરે છે, તો લક્ષ્મીજી અને વિષ્ણુ જેમ પરલોકમાં આનંદ ભોગવે છે, તેમ તે સ્ત્રી પણ, વિષ્ણુરૂપ થયેલા પોતાના પતિની સાથે પરલોકમાં આનંદ ભોગવે છે. એવા પતિનો વિયોગ પામેલી કયી સ્ત્રી એકલી છતાં સુખ વૈભવ ભોગવવાની કામના કરે? સ્ત્રીએ તો સર્વ વસ્તુ પતિની પ્રસાદીરૂપે જ વાપરવાની છે; અર્થાત્ પતિને નિવેદન કર્યાં વગરની વસ્તુ તે અપ્રસાદી છે, ને તેનો ઉપયોગ પતિવ્રતાઓ કરતી નથી. આવા નિયમવાળી પતિવ્રતાઓને પ્રભુની કૃપાથી પતિવિયોગ થતો નથી; અને કર્મસંયોગે કદાચ થયો, તો તેવડે આપોઆપ ઇન્દ્રિયદમનવ્રત સધાવાથી, શ્રીહરિ પ્રસન્ન થઇ, તેઓનો વિયોગ સદાને માટે દૂર કરે છે. મારા મિત્રની સ્ત્રીએ એવા જ પ્રકારનું વ્રત આચર્યું છે, અને તેના બળથી મને સંપૂર્ણ શ્રદ્ધા છે કે, શ્રીહરિ પરિણામે અવશ્ય મને મારા મિત્રની ભેટ કરાવશે. ભગવત્કૃપાએ અને તેનાં સૌભાગ્યના બળથી, તે મુમુક્ષુ મિત્ર, અદ્યાપિ કુશળ પણ હશે જ, એવું મને અનુમાન થાય છે. પણ તે સાથે આશ્ચર્યસહિત સંદેહ પણ એટલો જ મોટો થાય છે, કે જેનો મારા મનને ઉત્તર મળી શકતો નથી. મારા મિત્રની અપરાધિની સ્ત્રી, પોતાના પતિના વિયોગથી કેવળ ભ્રમિત ચિત્તની અને શોકસાગરમાં નિમગ્ન થઇ ગયેલી હોવાથી ગાંડા સરખી થઇ ગઇ છે. મેં પણ તેના વિયોગથી પ્રાણાર્પણ માટે નિશ્ચય

પોતાને ફાવે એ રીતે રાજ કરી શકશે. પરંતુ પ્રાંતિક ગવર્નરે આ અંગે હિંદી સંઘના પ્રમુખને બે અઠવાડિયામાં ખબર આપવાની રહેશે અને એ પછી પ્રમુખને યોગ્ય લાગે તે એ કરશે. પ્રાંતની કોઇ પણ સત્તા કે સત્તાઓ તે લઇ શકશે અને મધ્યસ્થ ધારાસભાને અથવા પોતે પસંદ કરેલા અમલદારને કે અમલદારોને એ સત્તાઓ આપી શકશે (કલમ ૨૭૮).

આ જોગવાઇઓ ઉપરાંત એથી ય વધુ સરમુખત્યારી સત્તાઓ પ્રમુખ ધરાવી શકશે. પ્રમુખ પ્રજાકીય રીતે ચૂંટાયો નથી છતાં પણ એ આમ કરી શકશે. એને લાગશે કે "યુદ્ધ અથવા આંતરિક હિંસા'ને કારણે ગંભીર કટોકટી ઉભી થઇ છે તો એ અંગે એ જાહેરાત કરશે અને નીચે જણાવેલા કોઇ પણ પગલાં ભરી શકશે.

(૧) પ્રાંત અથવા પ્રાંતોની તમામ સત્તા એ કેન્દ્રના હાથમાં લઇ શકશે (કલમ ૨૭૬); રેવન્યુ પરનો પ્રાંતનો અધિકાર રદ કરી શકશે.

(૨) નજીવા નાગરિક અધિકારો પર પણ એ પ્રહાર કરી શકશે, હાઇ કોર્ટમાં હેબીઅસ કોર્પસ અરજી કરવાનો અધિકાર પણ ખૂંચવી શકશે. (કલમ ૨૭૯ અને ૨૮૦)

(૩) પ્રાંત અથવા પ્રાંતોના બંધારણને એ અભેરાઇ પર ચઢાવી શકશે (કલમ ૨૭૮).

(૪) મધ્યસ્થ ધારાસભાના નિર્ણય દ્વારા પ્રાંત અથવા પ્રાંતોની કોઇ પણ તમામ સત્તાઓ એ વખતની સરકારને અથવા એના અમલદારોને સોંપી શકાશે એટલે કે મધ્યસ્થ ધારાસભાની બહુમતિ કટોકટીને નામે બંધારણીય ધોરણને જ નાબુદ કરી શકશે. (કલમ ૨૭૬ (બ) વી.

કટોકટીની આ જાહેરાત પછી પ્રમુખના હાથમાં આ સરમુખત્યારી સત્તાઓ ૬ મહિનાઓ સુધી રહી શકશે એ માટે મધ્યસ્થ ધારાસભાની સંમતિની એને જરૂરત રહેશે નહિ. અને પાર્લામેન્ટ દર વરસે એક વાર એ અંગે નિર્ણય લઇને એ કટોકટીનો સમય ત્રણ વરસ સુધી લંબાવી શકશે. (કલમ ૨૭૫).

હકીકતે આ સરમુખત્યારી જાહેરાતને અમલમાં લાવવા 'યુધ્ધ અથવા આંતરિક હિંસા'ની જરૂરત રહેવાની નથી. પ્રમુખને લાગશે કે "તત્કાલમાં કટોક-ટીનો ભય ઉભો થવાનો છે" તો એ કટોકટીની જાહેરાત કરશે અને સરમુખત્યાર બની શકશે. (કલમ ૨૭૫ (૬).

આજે લગભગ તમામ પ્રાંતોમાં સરકારી પાપોને ઢાંકવા માટે કટોકટીના ભયના બનાવટી ઓઠા હેઠળ સલામતિ ધારાઓ અને દમનકારી પગલાંઓ અસ્તિત્વમાં આવી રહ્યા છે. આ બંધારણ અનુસારના ભવિષ્યના હિંદમાં સ્થાપિત હિતોના રક્ષણ અર્થે આ કટોકટીની કલમોનો એવો જ અથવા એથી ય વધુ બુરો ઉપયોગ થશે.

* * *

કર્યો છે, ને કોઈ પણ સ્થળે મને ચેન પડતું નથી; ત્યારે આટઆટલો લાંબો કાળ એકલવાઈ સ્થિતિમાં ગાળ્યા છતાં, તેને પોતાને એ વિયોગદુઃખ કંઇ નહિ લાગતું હોય? એ મહાવિરહાગ્નિ તેનાથી કેમ સહન થઈ શકતો હશે? તેની દાસીરૂપ નિરપરાધિની અબળાને–એક પ્રેમપાત્ર શિષ્ય અથવા દાસરૂપ મિત્રને, તે તદ્દન વિસરી ગયો!! કૌતક! તેનાં પ્રત્યેક કાર્યસમયે, તેની પ્રત્યેક મનોવૃત્તિને અધીન થઇ, તેની સેવામાં ક્ષણે ક્ષણ તત્પર રહેનાર એવા તેના સ્વજનનું પણ તેને સ્મરણ નહિ થતું હોય? તેને, ક્ષણે ક્ષણ ને એકે એક કાર્યમાં સેવા કરનારની અપેક્ષા રહેતી, ત્યારે શું હવે તેવે પ્રસંગે પણ તેને પોતાનું કોઈ પ્રેમી જન નહિ સાંભરતું હોય? અથવા શું પ્રવાસે નીકળ્યા પછી તેનું અતિ દયાળુ ને પ્રેમાળ અંતઃકરણ, અણછાજતી કઠોરતાને પામ્યું હશે? હે વિશ્વનાથ! હે જગદીશ્વર! કોણ જાણે આપને શું ગમતું હશે!!"

એ પ્રમાણે કહેતાં કહેતાં મોટા નિઃશ્વાસ સાથે પાછો શોકાકુલ થઇ ગયેલો તે તાપસ, ત્યાંથી ઊભો થયો; અને "હે સાધ્વીઓ! તમારું કલ્યાણ થાઓ, તમારું કલ્યાણ થાઓ; હું ઊઠીશ. મારા પ્રાણપ્રિય શિરશ્છત્ર મિત્રવર્યની શોધ સારુ આગળ વધીશ!" એટલું કહી શ્રીમતી ભાગીરથી ગંગાને વન્દન કરીને તે બાળયોગી ત્યાંથી તત્કાળ ચાલ્યો ગયો. અનેક વિચારોના વમળમાં પડેલી પેલી વિપ્રકન્યાઓ પણ, તે યોગીને તથા ગંગાને વંદન કરીને, અનેક પ્રકારની વાતો કરતી કરતી પોતાને ઘેર ગઇ. એ દિવસ પછી પુનઃ તે તપસ્વી કોઇ વાર પણ ત્યાં દૃષ્ટિએ પડ્યો નહિ.



# ૬. આ પ્રત્યાઘાતી બંધારણને ફાડીને ફગાવી દો જનતાના સાચા લોકશાહી રાજ્ય માટે લડત કરો

હિંદનું આ ભાવિ બંધારણ એ ગુલામીનું બંધન છે.

આ બંધારણ દ્વારા જે રાજ્ય ઉભું થશે એ સ્થાપિત હિતોનું રાજ્ય હશે અને તે સંપૂર્ણપણે લોકશાહી વિરોધી હશે. તેમાં આપવામાં આવેલો મતદાનનો હક્ક અને ધારાસભા મંડળો જનતાને માત્ર ઠગવા માટે છે. કદાચ જનતા, નીચલી ધારાસભા માટે પોતાના સાચા પ્રતિનિધિઓને બહુમતિ સંખ્યામાં ચૂંટી મોકલે તો યે, આ પ્રતિનિધિઓને સ્થાપિત હિતો પર પ્રહાર વીંઝવાનો અને જનતાનાં હિતોને આગળ કરવાનો કોઇ હક્ક હશે નહિ. કારણ રાજ્યના એક મૂળભૂત કાયદા તરીકે, બંધારણમાં એવું જણાવવામાં આવ્યું છે કે, ગમે તે પક્ષ સત્તામાં આવે તો યે, તેને સ્થાપિત હિતોની જમીન, ઉદ્યોગો, યા તો કોઇ પણ પ્રકારની બીજી મિલ્કત જપ્ત કરવાનો કે તેને રાષ્ટ્રની માલિકીની બનાવવાનો કોઇ અધિકાર રહેશે નહિ [ કલમ ૨૪ (૨) ]. આ બંધારણ હેઠળ જમીન ખેડનારા ખેડૂતને જમીન મેળવવાની બંધી કરવામાં આવી છે, દેશી રાજ્યોની પ્રજાઓને નિઝામ અને રાજ–પ્રમુખોને હકાલપટ્ટી આપવાની મનાઇ ફરમાવવામાં આવી છે. પરદેશી મૂડીદારોના અસ્તિત્વ અને તેમના વર્ચસ્વનો અંત આણવાની યે સત્તા જનતાના હાથમાં નહિ હોય; કારણ કે પરદેશી મૂડીદારોના શોષણના હક્કને અબાધિત અધિકાર તરીકે બંધારણમાં સ્વીકારવામાં આવ્યો છે. વધુ ઓછા પ્રમાણમાં જનતાનો વિશ્વાસ ધરાવનાર કોઇ પણ લોકપ્રિય પક્ષ ધારાસભામાં ( પાર્લામેન્ટમાં ) બહુમતિ મેળવે તો યે, બ્રિટિશોએ કરેલા કરજ ઉપરનું વ્યાજ, તાતાઓએ કરેલા કરજ ઉપરનું વ્યાજ, રેલ્વેને આપવામાં આવેલા બોંડ ઉપર વ્યાજ રૂપે ખંડણી, 'મિશ્રીત' મૂડીદારી કંપનીઓને અપાતી નફાની રકમો, આ બધું રાજ્યને પોતાની તિજોરીમાંથી ભરવાનું રહેશે. ધારાસભાને તેના પર મત આપવાનો કોઇ અધિકાર હશે નહિ.

ધંધા પરના કરની ઓછામાં ઓછી મર્યાદા રૂ. ૨૫૦ આંકવા જેવી નાનામાં નાની બાબતથી માંડીને તે બ્રિટિશોએ ઉભા કરેલા નોકરશાહી તંત્ર, યથાવત ચાલુ રાખવાની બાબત સુધ્ધાં આ બંધારણમાં એટલી ઝીણવટપૂર્વક નક્કી કરવામાં આવી છે કે, આ બનાવટી ચૂંટણી તંત્ર ઉભું કર્યા પછી યે ગમે તે પક્ષ સત્તામાં આવે તો પણ, રાજ્યનું સ્વરૂપ સંપૂર્ણ પ્રત્યાઘાતી જ રહેવા પામે.

બંધારણમાં આ ચૂંટણી–તંત્રને ય ખતમ કરી દેવામાં આવ્યું છે અને રાજ્યનો સંપૂર્ણ કાબુ સ્થાપિત હિતો અને તેના શાહીવાદી માલેકોના હાથમાં મૂકી દેવામાં આવ્યો છે. એ માટે લુસખોર, જૂલમી અને પ્રજાદ્રોહી નોકરશાહીનો, રાજ્યના લશ્કર અને પોલિસ તંત્રનો, ખાસ પસંદ કરેલા માણસોની બનેલ



# મહાત્માનું માહાત્મ્ય

प्रियप्राया वृत्तिर्विनयमधुरो वाचि नियमः
प्रकृत्या कल्याणी मतिरनवगीतः परिचयः ।
पुरो वा पश्चाद्वा तदिदमविपर्यासितरसं
रहस्यं साधूनामनुपधि विशुद्धं विजयते ॥

સાધુ પુરુષોનો કાયિક વ્યાપાર બહુધા પ્રિય થઇ પડે તેવો હોય છે, તેની વાણીનો નિયમ એટલે વાગ્વ્યાપાર પણ વિનયવડે મધુર હોય છે; અર્થાત્ અસત્ય બોલી જવાના ભયથી સાધુ પુરુષો બહુધા વિનયવડે મધુર એવું મિત ભાષણ કરે છે. તેની બુદ્ધિ પણ સ્વાભાવિક રીતે કલ્યાણી હોય છે, તથા તેનો પરિચય-સંગ પણ નિર્દોષ હોય છે. આ પ્રમાણે ભૂતકાળમાં તથા ભવિષ્યકાળમાં અવિચ્છિન્ન સ્વભાવવાળું, દંભરહિત અને વિશુદ્ધ-પ્રમાદાદિક દોષ વિનાનું સત્પુરુષોનું રહસ્ય વિજયી થાય છે.

## કુરુક્ષેત્રમાં સૂર્યપર્વ

એકવાર ઘણુંક ભાવિક યાત્રાળુ મનુષ્યોનો મોટો સંઘ જતો જોવામાં આવ્યો. જે અરણ્યમાં થઇને તે જતો હતો, તેની આસપાસ કોઈ પુણ્યક્ષેત્ર નજીકમાં ન હોવાથી સમજાતું નહોતું કે, તેઓ કયાં અને શાને માટે જાય છે ? માર્ગમાં કેટલાક બ્રાહ્મણો પરસ્પર પૂછવા લાગ્યા કે, 'અહીંથી હવે કુરુક્ષેત્ર કેટલું દૂર હશે; અને આપણે બરાબર પર્વને સમયે ત્યાં પહોંચી શકીશું કે નહિ ?' તેનાં વચન સાંભળીને તેઓમાંના એક વૃદ્ધ બ્રાહ્મણે કહ્યું; 'હે ભાઇ ! ચિન્તા કરવાનું કંઈ કારણ નથી. ક્ષેત્રમાં તો આપણે આજે સન્ધ્યાકાળે પહોંચીશું, ને સૂર્યપર્વ તો હજુ આવતી કાલે મધ્યાહ્ન પછી છે, પણ તે પૂર્વે આપણે પર્વ વેળાએ જે જે કરવાનું આવશ્યક કર્તવ્ય છે, તે તે વાતની બરાબર તૈયારી કરી રાખવી જોઇએ.' એ સાંભળીને કેટલાકો પુનઃ પૂછવા લાગ્યા, 'પિતાજી ! પર્વણીમાં કયી કયી ક્રિયાઓ આવશ્યક છે, તે અમને કૃપા

ઉપલી ધારાસભાનો અને આડકતરી રીતે પસંદ કરેલા તેમજ સરમુખત્યારી સત્તાઓ ધરાવતા રાજ્યના પ્રમુખનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

એ જ પ્રમાણે, આ બંધારણમાં, પોતાના હક્કો માટે હિલચાલ કરવા શ્રમજીવી જનતા અને કચડાયેલા મધ્યમ વર્ગના અધિકારનો ઇન્કાર કરવામાં આવ્યો છે; યુનિયનો બનાવવાનો અને હડતાળ પર જવાનો તેમનો હક્ક નકારવામાં આવ્યો છે; સ્થાપિત હિતોના અત્યાચારો સામે પોતાનું સ્વરક્ષણ કરવા શસ્ત્ર ધારણ કરવાનો તેમનો અધિકાર નાકબુલવામાં આવ્યો છે.

અને આખરમાં, કેસ ચલાવ્યા વિના જેલમાં બંધ કરવાની શિક્ષા પર બંધારણની કાયદેસરની મહોર મારવામાં આવી છે, તથા સ્થાપિત હિતોને મરજીમાં આવે ત્યારે, ખુદ બંધારણને ઠોકે ઉડાવી ફતવાઓ દ્વારા રાજ કરવાની સત્તા—અમર્યાદ સરમુખત્યારી આપવામાં આવી છે. આ રીતે જનતાના હિંદને એક પ્રકારનું વિશાળ કેદખાનું આ બંધારણ દ્વારા બનાવી દેવામાં આવ્યું છે.

આમ, આ બંધારણના ફાડીને ફૂરચા ઉડાવી દીધા સિવાય અને એ બંધારણ દ્વારા નિર્માણ થનારા રાજ્યને જમીનદોસ્ત કર્યા સિવાય જનતા પોતાની સત્તા સ્થાપિત કરી શકશે નહિ અને ત્યાં સુધી તે પોતાના મૂળભૂત હક્કો મેળવી શકશે નહિ. અત્યારે જ્યારે નવી દિલ્હીમાં "છીછછુર" બંધારણના ઘડતરનું નાટક ભજવાઇ રહ્યું છે ત્યારે બહાર જનતાનો અસંતોષ બઢી રહ્યો છે. આપણો સત્તાધારી વર્ગ એ જોઇને કંપી રહ્યો છે. એથી જ તે ચર્ચાને ઝટપટ સમેટવા લાગ્યો છે, આ પ્રત્યાઘાતી બંધારણને ધોરણે જલ્દી ચૂંટણી કરવાની તૈયારી પાછળ મંડયો છે. ચૂંટણીની ગાજવીજ ઉભી કરીને બંધારણના પ્રત્યાઘાતી સ્વરૂપને ઢાંકવા તે મથી રહ્યો છે, અને બહુ મોડું થઇ જાય એ પહેલાં, કોઇ પણ ઉપાયે સત્તાના આસને આવી જવાની વેતરણમાં પડયો છે. એક વાર સત્તામાં આવ્યા પછી, જનતાની લોકશાહી લડતોને દાબી દેવાનાં તમામ જરૂરી સાધનો તેના હાથમાં આવી ગયાં હશે એવું તે માને છે.

## જનતાના સાચા લોકશાહી રાજ્યનું સ્વરૂપ

જનતા સત્તાધારી વર્ગનું ખરું સ્વરૂપ ઝડપભેર સમજવા લાગી છે, પણ એ બોધપાઠ પચાવવાનો વેગ તેણે હજીય વધારવો જોઇએ. તેણે સંગઠિત થઇને આ બંધારણ સામે મક્કમ લડત ઉપાડવી જોઇએ. તેણે આ બંધારણના ચીરેચીરા ઉડાવી દેવાની માંગ ઉઠાવવી જોઇએ અને લોકશાહી બંધારણ તથા જનતાના સાચા પ્રજાસત્તાકની સ્થાપનાની લડત શરૂ કરવી જોઇએ. જનતાના સાચા પ્રજાસત્તાક રાજ્યનો પાયો નીચેની ભૂમિકા પર ઉભો થવો જોઇએ.

(૧) બ્રિટિશ સામ્રાજ્ય સાથેનો સંબંધ સંપૂર્ણપણે ખતમ કરી ખરેખરી સંપૂર્ણ આઝાદીની ઘોષણા કરવી.

કરીને જણાવો.' પેલા વૃદ્ધે કહ્યું; 'સઘળી ક્રિયાઓ ને કર્મો, તેના કર્તાની સ્થિતિ ને શક્તિના પ્રમાણમાં કરવાનાં છે. મુખ્યત્વે કરી કરવાનાં કર્મ-પર દૃઢ શ્રદ્ધા–વિશ્વાસ તથા ઈશ્વરપરાયણતા હોવી જોઇએ. એ જ કર્મ, કર્મ કરનારાઓને અત્યાવશ્યક ને ફલપ્રદ છે. સૂર્યગ્રહણનો જયારથી સ્પર્શ થાય ત્યારથી મુક્ત થવા સુધીનો કાળ તે પર્વ અથવા પુણ્યકાળ ગણાય છે. તેટલા કાળમાં જે જે કર્મ (સત્કર્મ કિંવા અસત્કર્મ) કરવામાં આવે છે, તેનું ફળ અનન્તગણું થાય છે. માટે, તીર્થસ્નાન, ઇશ્વરાર્ચન, ધ્યાન, જપ, સ્મરણ, દાન ઇત્યાદિ કર્મો જે કેવળ ઈશ્વરપ્રીત્યર્થ જ કરવાનાં છે તે, તે પર્વ વેળા અવશ્ય કરવાનાં છે. ધર્મશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે બીજાં સર્વ તીર્થો કરવાં કુરુક્ષેત્રને વિષે જો સૂર્યપર્વનો યોગ પ્રાપ્ત થાય તો તેમાં કરેલાં પુણ્યકર્મની ગણના થઇ શકે નહિ. એટલા જ માટે, ઘણે ઘણે દૂરથી શ્રદ્ધાળુ મનુષ્યો, મહાત્મા મુનિઓ, તપસ્વીઓ, યોગીઓ અને સાધુઓ, સૂર્યપર્વનો યોગ સાધવા માટે અતિમહા કષ્ટ–સંકટ વેઠીને પણ કુરુક્ષેત્રમાં આવે છે. આવે પ્રસંગે જિજ્ઞાસુઓને અનાયાસે જ ઘણાક મહાત્માઓનાં દર્શનનો લાભ પણ મળે છે. આ સમયે પણ એવો લાભ મળવાનો સંભવ છે. વળી મારા સાંભળવામાં આવ્યું છે કે, કોઇએક મહાપુરુષ, કે જેણે ઘણાંક તીર્થો ઉપર લોકોપકારાર્થ મોટા વિસ્તારવાળી ધર્મશાળાઓ, વિદ્યાશાળાઓ, વાવો, કૂવાઓ, ઘણા મોટા ખર્ચવાળાં અન્નસત્રો, સદાવ્રતો અને ભવ્ય દેવમન્દિરો, અપાર દ્રવ્ય ખર્ચી ખર્ચીને બંધાવ્યાં છે; ઘણાક અનાથ દરિદ્રીઓનાં દારિદ્રય દૂર કરી નાંખ્યાં છે; અસંખ્ય લોકોપકારનાં તથા ધર્મનાં કાર્યો ચાલુ કર્યાં છે. એવો મહાપુરુષ, આ પર્વસમયે ત્યાં આવી સત્પાત્ર બ્રાહ્મણોને અસંખ્ય સુવર્ણનું દાન આપનાર છે. એથી ભિક્ષુકોની પણ ત્યાં ભારે ભીડ થશે.' પછી ગ્રહણ વેળાએ સ્ત્રી, પુરુષ, બાળ, વૃદ્ધ આદિકથી શું થઇ શકે? શું ન થઇ શકે? ઇત્યાદિક ધર્મો સંબંધી વાતચીત કરતા કરતા, સૂર્યાસ્તસમયે તેઓ, પવિત્ર એવા કુરુક્ષેત્રમાં જઇ પહોંચ્યા.

રાત્રિ વીતી. પ્રાતઃકાળ થયો. જેમ જેમ સૂર્યગ્રહણનો સમય સમીપ આવતો ગયો, તેમ તેમ અસંખ્ય મનુષ્યોની મેદની ચોમેરના પ્રદેશોમાંથી આવી આવીને ત્યાં એકઠી થવા લાગી. ઘણાક ઋષિઓ, તપસ્વીઓ, સાધુઓ, મહાત્માઓ, બ્રાહ્મણો, રાજાઓ, વૈશ્યો, ધનાઢ્યો, ભિક્ષુકો અને શૂદ્રો, એમ સર્વ વર્ણનાં શ્રદ્ધાળુ સ્ત્રી પુરુષોના સમૂહો, તીર્થસ્નાન કરવા માટે તત્પર થયાં. સૌ, પર્વસમયની વાટ જોતા

(૨) કામદારો, મહેનતકશ કિસાનો અને કચડાયેલ મધ્યમ વર્ગનું પ્રતિનિધિત્વ ધરાવતી લોકશાહી સરકારની સ્થાપના કરવી. એ સરકાર બ્રિટિશ—અમરિકી શાહીવાદ સાથેની ભાગિયાગીરીનો વિરોધ કરશે અને શાંતિ તેમજ તમામ રાષ્ટ્રોની આઝાદી માટે મથતાં લોકશાહી રાષ્ટ્રો સાથે દોસ્તી કરશે.

(૩) પુખ્ત મતાધિકાર અને સપ્રમાણ પ્રતિનિધિત્વને ધોરણે ઘડાયેલું બંધારણ અમલમાં આણશે. એ બંધારણમાં સામાન્ય જનતાને સંપૂર્ણ આઝાદી અને લોકશાહીની બાંહેધરી આપવામાં આવશે અને તેના મૂળભૂત આર્થિક અધિકારોને માન્ય કરવામાં આવશે.

(૪) લઘુમતિના ન્યાયી અને લોકશાહી હક્કો બંધારણમાં માન્ય કરવામાં આવશે; લઘુમતિની ભાષા અને સંસ્કૃતિને સમાન ગણવામાં આવશે તથા તેને રક્ષણ આપવામાં આવશે. કોમ, જાતિ અને ધર્મના ભેદભાવના ધોરણે થતા અન્યાયો તેમજ અપાતી સગવડોને કાયદાથી રદ કરવામાં આવશે અને એનો ભંગ કરનારને સજા કરવામાં આવશે.

(૫) રાષ્ટ્રીય ઘટકોને, અલગ થવાના અધિકાર સહિત આત્મનિર્ણયનો હક્ક રહેશે. હિંદી સંઘ મરજીયાત એકતાના ધોરણે ઊભું થયેલું રાજ્ય હશે અને ભાષાભાષી પ્રાંતોને સ્વાયત્ત સત્તા આપવામાં આવશે.

(૬) દેશી રાજ્યોમાં રજવાડાંશાહી અને સામંતી રાજવ્યવસ્થાનો નાશ કરવામાં આવશે અને સંપૂર્ણ લોકશાહીની સ્થાપના થશે.

(૭) આદીવાસીઓ અને અન્ય પછાત લોકોને આર્થિક, સાંસ્કૃતિક ને રાજકીય દમનમાંથી મુક્તિ મળશે. તેમને સંપૂર્ણ લોકશાહી હક્કો અને એના વિકાસ માટે ઝડપી તથા પૂરતી રાજ્યની મદદ મળશે કે જેથી, આગળ વધેલાં રાષ્ટ્રીય ઘટકોની બરોબરીમાં આવવા તે ઝડપથી પોતાનો વિકાસ કરી શકે. મોટા પ્રમાણમાં આદીવાસી વસતી ધરાવતા અને એક સળંગ પ્રદેશવાળા વિસ્તારોના લોકોને પ્રાદેશિક સ્વાયત્તતા આપવામાં આવશે. તેઓ પ્રાંતોની અંદર રહીને પોતાના સ્વાયત્ત ઘટકની રચના કરી શકશે અને એ પ્રદેશના સામાન્ય કારોબારમાં તથા ખાસ કરીને, પ્રાદેશિક મહત્વની આર્થિક તેમજ સાંસ્કૃતિક બાબતોમાં એ પ્રદેશોની અંદર તેમને પૂરેપૂરી સત્તા રહેશે. આવા વિસ્તારો કે પ્રાંતોના લોકોને, જનતાના લોકશાહી નિર્ણય અનુસાર હિંદી રાજ્યમાંથી અલગ પડવાનો અધિકાર રહેશે.

(૮) શ્રમજીવી જનતાનાં હિતોની દૃષ્ટિએ, હિંદી સંઘ અને પાકિસ્તાન વચ્ચે પરસ્પર આર્થિક મદદ માટે સહકાર કરવામાં આવશે. શાહીવાદી દરમ્યાનગીરી અને પરદેશી આક્રમણ સામે લશ્કરી અને રાજકીય દોસ્તી સ્થાપવામાં આવશે. અને બ્રિટિશ—અમરિકી જૂથ સામે લોકશાહી રાષ્ટ્રોના સહકારમાં સાચી લોકશાહી પરદેશ નીતિ અપનાવવામાં આવશે.

તટપર બેઠા. જ્યોતિર્વિદો જ્યોતિઃશાસ્ત્રને આધારે રચેલા અનેક યંત્રો માંડી સૂર્યબિંબની ઘણી સૂક્ષ્મદૃષ્ટિથી જોઇ રહ્યા. કેટલાક પંડિતો ગ્રહણ એ શું છે, શાથી થાય છે ને તેનો સ્પર્શથી તે મુક્ત થવા સુધીનો કાળ એટલો બધો પુણ્યપ્રદ શા માટે ગણ્યો હશે, ઇત્યાદિ વિષયની સપ્રમાણ વાતો કરી રહ્યા હતા. એટલામાં સૂર્યગ્રહણ થયું. યંત્રોદ્વારા જોઇ જ્યોતિષીઓએ ગ્રહસ્પર્શ થયો એવું જણાવ્યું. પ્રભુનાં પવિત્ર નામની મોટી જયગર્જના સાથે લોકો પોતપોતાનાં ઇષ્ટ કર્મો કરવા તત્પર થઇ ગયાં. સર્વ જનો તીર્થમાં ઉતર્યાં. વિધિયુક્ત સ્નાન થવા માંડ્યું. કેટલાકો જળમાં જપ કરવા લાગ્યા. કેટલાક બહાર નીકળી વસ્ત્ર બદલીને એકાગ્ર મનથી ઈશ્વરસ્મરણ કરવા સારુ આસનોપર બેસી ગયા.

આ વેળાએ એ મહાતીર્થપર અતિ ગમ્ભીર અને શાંતિરૂપ ઇશ્વરલીલા વિસ્તરી રહી હતી. ગ્રહણ મુક્ત થતાં જ સર્વ જનોએ પુનઃ મુક્તિસ્નાન કર્યું, અને ગ્રહણ વેળા સંકલ્પી રાખેલાં હિરણ્ય, વસ્ત્ર, અન્ન, ધેનુ આદિકનાં સત્પાત્ર બ્રાહ્મણોને વિધિવત્ દાન આપવા માંડ્યાં. આ વેળાએ, માર્ગમાં આવતા જે યાત્રાળુ બ્રાહ્મણો, જે મહાદાનેશ્વરીના સંબંધમાં વાતો કરતા હતા, તે મહાપુરુષે પણ પોતાનો સંકલ્પી રાખેલો સુવર્ણરાશિ વિપ્રોને વહેંચવા માંડ્યો.

કુબેર ભંડારી જેવા એ પુરુષે, તે ક્ષેત્રપર મોટો ખર્ચ કરી એક ઘણો સુશોભિત મંડપ બાંધ્યો હતો. તેમાં બ્રાહ્મણોને બોલાવી આસન-પર બેસાડી વિધિવત્ પૂજન કરીને તે દાન આપતો હતો. એક બાજુ દાનમંડપ હતો, બીજી મેર ઘણી વિશાળ ભૂમિમાં સર્વ જ્ઞાતિના બ્રાહ્મણા-દિક ભિક્ષુકોને માટે રસોડાં બાંધી તેમાં અખૂટ પકવાન્ન સામગ્રીઓ તૈયાર કરાવવા માંડી. આખી તીર્થભૂમિમાં નિમંત્રણ કરાવ્યું હતું કે, સર્વ યાત્રાવાસી જનોએ કૃપા કરી અવશ્ય આ પ્રભુભક્તને ઉતારે ભોજન કરવા પધારવું. એક તરફ મંડપમાંથી બ્રાહ્મણો, ઉપાડી શકે તેટલું સુવર્ણ લઇ દાતા યજમાનને શુભ આશીર્વાદ દેતા અને તેના નામનો જય જયકાર કરતા નીકળતા હતા; બીજી તરફથી સ્નાનશુદ્ધ બનીને ભોજનાર્થે રસોડા ભણી સેંકડો લોકો જતાં હતાં.

યાત્રાળુઓની ભીડ બીજે દિવસે ઓછી થવા માંડી. ઘણે દૂરના યાત્રાળુઓ, પુનઃ પુનઃ આ પુણ્યક્ષેત્રમાં ક્યાંથી આવી શકાશે એમ ધારી, કેટલાક દિવસ રહેવાનો ઠરાવ કરી, મુકામ નાંખીને પડ્યાં હતાં. એમાંનો ઘણો ભાગ બહુ બહુ દૂરનાં આશ્રમો, તીર્થો, ગુહાઓ વગેરેમાં

(૯) કોઈ પણ જાતના વળતર વિના જમીનદારીની નાબુદી અને ખેડનારને જમીન. જમીનદારી પદ્ધતિની નાબુદીનો અર્થ એ કે મોટાખાઉ જમીનદારોની ખાસ જમીન જપ્ત કરવી અને ગણોતિયા તથા ભાગે ખેડનારાઓને જમીન આપવી. ગામડાંની જનતા પરનું દેવું ખતમ કરવું અને શાહુકારી વ્યાજખોરીનો અંત આણવો. ખેત–મજુરોને જીવવા પૂરતી રોજી આપવી.

(૧૦) બેંકો, ઉદ્યોગો, વાહનવ્યવહારનાં સાધનો, ચાના બગીચાઓ, ખાણો, વગેરેની અંદરની પરદેશી મૂડીને રાજ્યે જપ્ત કરવી અને આ ઉદ્યોગો રાષ્ટ્રની માલિકીના બનાવવાં.

(૧૧) મોટ મોટા ઉદ્યોગો, મોટી બેંકો અને ઇન્સ્યુરન્સ કંપનીઓનું રાષ્ટ્રીયકરણ કરવું; કામદારોનો તેના પર કાબુ સ્થાપવો; કામદારોને જીવવા પૂરતી રોજી, આઠ કલાકનો દિવસ વગેરેની ખાત્રી આપવી.

(૧૨) હિંદની સાધન સામગ્રીના વિકાસ માટે આર્થિક યોજના ઘડવી અને અગત્યના તમામ આર્થિક ક્ષેત્રોમાંથી મોટા મૂડીદારોને દૂર કરવા. જે ઉદ્યોગો ખાનગી માલિકીના હોય તેના નફાઓ પર અંકુશ.

(૧૩) તમામ દમનકારી કાયદાઓ રદ કરવા.

(૧૪) રાજ્યના નોકરશાહી વહીવટી તંત્રને દૂર કરવું ને એની જગ્યાએ લોકોએ ચૂંટેલા અમલદારો ધરાવતા લોકશાહી વહીવટી તંત્રની સ્થાપના કરવી; જે વહીવટી તંત્રનું લોક–સમિતિઓ માર્ગદર્શન કરશે.

(૧૫) જનતાનું સાચું લોકશાહી સૈન્ય ઊભું કરવું.

(૧૬) મફત શિક્ષણ અને પ્રાથમિક ફરજિયાત શિક્ષણનો હક્ક આપવો.

(૧૭) સ્ત્રીઓને સમાન લોકશાહી અધિકાર આપવો.



વસનારા ઋષ્યાદિક મહાત્માઓનો હતો. તેઓનું કર્તવ્ય, કેવળ ઇશ્વર-સ્મરણ, તત્ત્વવિચાર, આત્મશોધન અને ભગવદ્‌ગુણવર્ણનશ્રવણાદિક જ હતું. તેઓમાંનું કોઇ ભોજન કરવાની કે દાન લેવાની દોડધામમાં દૃષ્ટિએ પડતું નહોતું.

સર્વ બ્રાહ્મણાદિક ભિક્ષુકોને ભોજનદાનાદિકથી સંતુષ્ટ કરી રહેલો તે દાનદક્ષ, ક્ષેત્રમાં ઠામેઠામ ને મુકામે મુકામે ફરી ફરીને, કોઇ સંત–અભ્યાગત–અન્નાર્થી–દ્રવ્યાર્થી–યાત્રાળુની શોધ કરવા લાગ્યો, કે કોઇ રહી ગયું તો નથી. એની પાસે અખૂટ દ્રવ્ય હતું. તેનો આવો સદુપયોગ કરવાની તેની કામના હતી. એ કામના સંપૂર્ણ કરી મોટી નામના થાય એવી પણ તેની કામના હતી. તે માનતો હતો કે, આ કાર્યથી પરોપકારરૂપે અપાર પુણ્ય થાય છે અને તીર્થમાં ધર્માર્થે એકઠા થયેલા આવા અસંખ્ય જનસમૂહમાંથી, ધર્મરાજના રાજસૂયયજ્ઞમાં જેમ શુકદેવજી આવી ચડ્યા હતા, તેમ કોઇ એકાદ ભગવત્પ્રિય મહાત્મા આવી ચડે, તો તેનાં દર્શનનો અલભ્ય લાભ પણ મળે ને મોટો વૈભવ આપી દે. તેનો આ બીજો મનોરથ હજી સુધી ફલીભૂત થયો નહોતો.

### મહાત્માનાં દર્શન

ક્ષેત્રમાં ફરતાં ફરતાં એક સ્થળે એક અશ્વત્થ વૃક્ષનાં મૂળ આગળ બેઠેલા એક વૃદ્ધ જટાધારી મનુષ્ય તેની દૃષ્ટિએ પડ્યા. તેની આકૃતિ વૃદ્ધ છતાં અતિ કાંતિમાન્, ભવ્ય અને તેજસ્વી હતી; પ્રભાવશ્રી ઝળહળી રહી હતી. તે અદ્વિતીય, પરમ તત્ત્વરૂપ, ક્રિયારહિત, શાંત, નિર્દ્વેષી, નિરંજન જણાતા હતા; તે બંધ–મોક્ષરહિત જ હતા; જેમ નટ, વેશ ધારણ કર્યો હોય ત્યારે જૂદો જણાય છે ને તેના ત્યાગ પછી જૂદો જણાય છે, છતાં તે પુરુષ જ છે, તેમ આ મહાત્મા સિદ્ધ પુરુષ, જાણે સાક્ષાત્ બ્રહ્મવેત્તા જ હોય તેવા છતાં, નૂતન વેશ ધારણ કરીને નટની પેઠે કોઇ કાર્ય કરવાને પધાર્યા હોય તેમ, ત્યાં આવીને બેઠેલા જણાતા હતા; તેમનું મુખ, કામનારહિત જણાતું હતું; તે શુભ કે અશુભ, સુખ કે દુઃખ, પ્રિય કે અપ્રિય, એ સર્વથી રહિત હતા; અસંગ હતા; આનંદમૂર્તિ હતા; અવિનાશી જેવા હતા–અવિનાશી જ હતા; ઉપાધિરહિત હતા; તે સ્વયં એકલા જ હતા–તેની પાસે એક કમંડલુ અને વ્યાઘ્રાંબરવિના બીજું કશુંય નહોતું; આખે શરીરે તેણે વિભૂતિ-રૂપ વસ્ત્ર ધારણ કર્યાં હતાં; લજ્જાસંરક્ષણાર્થ વલ્કલની કોપીન પહેરેલી હતી; દૃષ્ટિ પોતાની નાસિકાની અણીપર જોડી, કેવળ શાંતપણે સ્વસ્તિ-

કાસનવડે, બંને હાથ ઘુંટણુપર મૂકીને બેઠેલા હતા; મુખ બીડેલું હતું; પણ અંદરથી કંઠ પૂર ઝડપમાં હાલી રહેલો હતો–તેમાં કોઇ પ્રકારનો નિશ્ચિત ધ્વનિ થતો હતો.

એને જોઇ અતિ પૂજ્ય ભાવથી તે દાનદક્ષ કેટલીકવાર સુધી હાથ જોડીને ઊભો રહ્યો. પરંતુ તે જટાધારી વૃદ્ધ મહાપુરુષે ઊંચું જોયું નહિ. પછી છેક આગળ જઇ નીચા નમીને તેણે કહ્યું; "હે અવધૂત! હે યોગિન્! હે મહાપુરુષ! હું આપને પ્રણામ કરું છું: ક્ષણભર પ્રાર્થના કરવા ઇચ્છું છું."

દાનદક્ષનાં તે વચન સાંભળીને તે મહાપુરુષે બહુ શાંતપણે ઊંચું જોયું; પછી ગંભીર વાણીથી આશીર્વાદ દઇને કહ્યું; "પ્રાર્થના કોના પ્રતિ કરી શકાય? પ્રાર્થના સાંભળીને પ્રાર્થેલું કરવાને જે સમર્થ છે, તેને જ પ્રાર્થના કરવી યોગ્ય છે. આ જીવ તો તેના અપાર વિસ્તારવાળા સામ્રાજ્યમાંનો એક રંક છે; માટે તેના યોગ્ય જે કંઇ કહેવાનું હોય તે ભલે કહે!"

આવું વિલક્ષણ અને કેવળ અભિમાનરહિત ઉત્તર સાંભળી, વિસ્મય પામેલો એ દાનદક્ષ, પુનઃ હાથ જોડીને બોલ્યો; "મહારાજ! મારે પ્રાર્થના કરવાની એટલી જ છે કે, આપ કૃપા કરી, આ સેવકના સ્થાનપર ભોજન કરવા પધારો; અને શરીરસુખાર્થે વસ્ત્રદ્રવ્યાદિક જે કંઇ કામના હોય તે માગી લ્યો; પરમભાગ્ય સમજીને આ સેવક, આપની આગળ નમ્રતાથી આ પ્રાર્થના નિવેદન કરવા તત્પર ઊભો છે."

એનાં ઉત્તરમાં તે દિગંબરે કહ્યું; "હે ધર્મવીર! તું શું બોલ્યો? તું મહારાજ કોને કહે છે? મહારાજ કોણ છે રે? જે મહારાજ હોય તેને શી ન્યૂનતા હોય કે જેથી બીજા કોઈની પાસેથી અન્નવસ્ત્રાદિકની ઇચ્છા રાખે? મહારાજ તો તેને જ જાણ, કે મારા, તારા, રંકથી તે રાય ને કીડીથી તે કુંજરાદિ સર્વ પ્રાણીના, સર્વ જગતના, તેમ જ એવાં અસંખ્ય જગત જેમાં સમાયલાં છે એવા આખા વિશ્વના ઉપર, જેની પ્રબળ સત્તા વ્યાપી રહેલી છે. હું તો તે મહારાજના અનંત રાજ્યમાંનો એક નિકૃષ્ટ રંક છું. રંકની સ્થિતિ પણ રંક જ! રંક જન ઘણી મોટી ઉપાધિને કેમ ઉપાડી શકે?"

આવું ગૂઢ ઉત્તર સાંભળીને બહુ વિચારમાં પડી ગયેલો તે દાનશૂર પુનઃ બોલ્યો; "હે મહાત્મન! હું મૂર્ખ પામર પ્રાણી, આપનાં આ ગૂઢ ભાષણને ક્યાંથી સમજી શકું? પણ એટલું તો મેં અવશ્ય

જાણી લીધું છે કે, આપ કોઇ શરણાગતનું કલ્યાણ કરનાર મહાપુરુષ છો; અને તેથી આપનાં આવાં અલક્ષ્ય દર્શન પામી, હું મહાભાગ્યવાન છું. હે મહાત્મન્! આ પાવનતીર્થને વિષે મારી પાસેથી અન્નપાનાદિકનો પણ સ્વીકાર કરીને આપ મને વધારે ભાગ્યશાળી કરો!"

એના ઉત્તરમાં દિગંબર વળી બોલ્યા; "જળાશયમાં જઇને વૃથા જળ રેડવા કરતાં વૃક્ષના મૂળમાં રેડ! ગંગામાં ગંગાજળ રેડ્યા કરતાં, વિષથી ભરપૂર દેહને, તે જળનું સિંચન કરી, પાવન ને અમર કર! તૃષિતને જળ પાવું એ જળનો સદુપયોગ છે. ભોજનથી તૃપ્ત થયેલાને જમવાનો આગ્રહ કરવા કરતાં એક ગ્રાસ પણ કોઇ ક્ષુધિતને જમાડવામાં આવે તો તે ભોજનનો સદુપયોગ! જમેલાને જમાડવાનો તું શા માટે આગ્રહ કરે છે?"

દાનદક્ષ બોલ્યો; "હે મહાપુરુષ! આપ ક્યારે અને ક્યાં જમ્યા છો? હમણાં જો ભોજનની ઇચ્છા ન હોય તો, આપને જ્યારે ક્ષુધા બાધ કરે ત્યારે ભોજન સારુ પધારો! આજ્ઞા કરો ત્યારે ભોજન-સામગ્રી હું અહીં લઇ આવું."

દિગંબરે ઉત્તર દીધું; "ભાઇ! શું કહું? પૂર્વે ઘણાક કાળ હું જમી જમીને થાકયો, પણ અનિવાર્ય ક્ષુધા દિન પ્રતિ દિન વધારે જ પ્રબળ થતી ગઈ. અંતે તે મહારાજે મને રંકને પરમ કૃપા કરીને પોતાના એક પ્રિય સેવકદ્વારા અમૃતભોજન જમાડ્યું, અને મારી ક્ષુધા તત્ક્ષણે સદાને માટે શાંત થઈ ગઇ છે! હવે મને ભોજનની જરાએ અપેક્ષા નથી."

આવું ચમત્કૃતિ ભરેલું ભાષણ સાંભળી, ચકિત થયેલો તે દાનદક્ષ, પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'અવશ્ય આ કોઇ ખરો ભગવત્પ્રિય મહાત્મા છે-રે પરમ યોગી અને સદ્ગુરુપદવીને યોગ્ય પુરુષ છે. આવો પુરુષ જેને ત્યાં એક ગ્રાસ પણ અન્ન જમે, તેને સહસ્રાવધિ બ્રહ્મભોજનનું ફળ પ્રાપ્ત થાય; પણ ભાગ્ય ક્યાંથી કે એ મારું નિમંત્રણ સ્વીકારે!' આવા વિચારથી તેણે પુનઃ આગ્રહપૂર્વક પ્રાર્થના કરવા માંડી; ત્યારે તે દિગંબરે તેને કહ્યું; "ભાઇ! તારી એવી પ્રબલ જ ઇચ્છા હોય તો મને જમાડવા કરતાં, જેની ક્ષુધા અતિશય વૃદ્ધિ પામીને મહાત્રાસ ઉપજાવે એવી છે, એવી પેલી ભિક્ષુકીને જમાડ. એ બિચારી ભોજનની ઇચ્છાથી જ સર્વત્ર ભટકયા કરે છે."

## આશા ભિક્ષુકીનું આખ્યાન

તે મહાત્માના કહેવા પ્રમાણે સામેના માર્ગપર દૃષ્ટિ કરતાં તે તરફથી એક સ્ત્રી આવતી દાનદક્ષની દૃષ્ટિએ પડી. દૂરથી તે કોમળ, મોહક અને સુંદર શરીરવાળી હતી, પણ તે સ્ત્રી નજીકમાં આવી ત્યારે બહુ દયામણી અવસ્થામાં આવી પડેલી હોય તેવી જણાઈ. તીવ્ર ક્ષુધાને લીધે તેનું શરીર ઘણુંજ કૃશ થઈ ગયું હતું, આંખો ઊંડી જતી રહી હતી, પેટ વાંસા સાથે ચોંટી બેઠું હતું, ડાચાં મળી ગયાં હતાં, મુખેથી જેમ તેમ કરતાં બોલી શકતી હતી,-તે પણ માત્ર 'હું-ભૂ-ખી-છું-રે-બહુ-ભૂ-ખી છું, કૃપા કરી કોઇ ખવરાવો,' એટલું જ બોલી શકતી હતી. મહાત્માની આજ્ઞા થઇ હતી, અને એ સ્ત્રીની પણ સ્થિતિ ખરેખરી તેવી જ દયાજનક હતી, તેથી તે દાનશૂર તત્કાળ મહાત્માને વન્દન કરીને ઊભો થયો, અને તે ભિખારણ પ્રતિ દૃષ્ટિ કરીને બોલ્યો; "બાઇ! તું મારી સાથે ચાલ, મારે ઉતારે હું તને યથેચ્છ ભોજન કરાવીશ."

તે સાંભળી તે મહાત્માએ કહ્યું; "ઓ ધર્મકર્મવીર! જ્યારે તારી ઇચ્છા એને જમાડવાનીજ છે, ત્યારે પછી તેની સ્થિતિ તો તું જોઇ રહ્યો છે, કે ક્ષુધાતુરતાથી તેનામાં ચાલવાની પણ શક્તિ રહી નથી, તો પછી તારે ઉતારે તે કેમ આવી શકે? તું પોતેજ જઇને ભોજન અહીં લઇ આવ."

એ સાંભળી 'તથાસ્તુ' કહીને તે સ્ત્રીને ત્યાંજ બેસવાનું જણાવી દાનદક્ષ, તત્કાળ પોતાના મુકામ તરફ ચાલ્યો અને પોતાના રસોડામાં અપાર અન્ન રંધાઇ રહ્યાં હતાં, તેમાંથી સર્વ પ્રકારની પકવાન્નાદિક સામગ્રી, બે સેવકો પાસે ઉપડાવી, થોડીક વારમાં ત્યાં લઈ આવ્યો અને તેણે તે તત્કાળ તે ક્ષુધિત સ્ત્રીની આગળ મૂકી દીધી.

તે સામગ્રી જોઇને તે સ્ત્રી બોલી; 'ભાઇ! હું તો જમીશ નહિ.'

દાનશૂરે પૂછયું; "શા માટે? શું એમાં કોઇ જાતની આભડછેટ થઇ છે? એવી કશી શંકાનું કારણ નથી; કેમકે હું જાતે જઇને શુદ્ધપણે તે ઉપડાવી લાવ્યો છું-લાવનારા આ બંને, સ્નાન કરી શુદ્ધ થયેલા બ્રાહ્મણો છે."

તે ભિખારણ બોલી; 'એવું કંઇ કારણ નથી; પણ હું તો ઘણી ભૂખાળવી ભિખારણ છું, માટે આટલી સામગ્રીથી મારી તૃપ્તિ થશે નહિ. મારે તો પુષ્કળ આહાર જોઇશે. મને પેટપૂર જમાડવાની જો તારી ઇચ્છા હોય તો જ હું જમું. સાંભળ; મારી ક્ષુધા અતિ પ્રબળ છે. તેને અત્યાર

સુધી મેં જેમ તેમ કરીને દબાવી રાખી છે, પણ જ્યારે હું આહાર કરવા માંડીશ, ત્યારે તે શાંત થવાને બદલે બહુ જ પ્રજ્જવલિત થાય છે.'

દાનશૂર બોલ્યો, 'કંઇ ચિન્તા નહિ. તું નિશ્ચિન્તપણે જમવા બેસ; તારે જોઇયે તેટલી ભોજનસામગ્રી હું અહીં તારી આગળ જ બેઠા બેઠા આ બ્રાહ્મણો પાસે મંગાવી આપીશ.'

તે ભિખારણે કહ્યું; 'હે અન્નદાતા! હમણાં જ એ બ્રાહ્મણોને બીજું અન્ન લેવા મોકલ, કે જેથી હું જમી ન રહું, તે પહેલાં તેઓ લઈને આવી પહોંચે. મારી આગળ પીરસેલું જમી રહું, તેટલામાં જો બીજું અન્ન આવી પહોંચશે નહિ, તો મારાથી ધીરજ ધરી શકાશે નહિ. તેતલામાં મારી સ્થિતિ ક્ષુધાપીડાને લીધે અત્યંત દુઃખદાયી થઈ પડશે. માટે સાંભળ, મને જમાડતાં વિલંબ થશે તો, મારામાં જે મોટામાં મોટો દુર્ગુણ છે, તે આટલો જ છે કે, મને જમાડનારને જ હું ખાઇ જાઉં છું. આ શરતનો સ્વીકાર હોય તો જ હું જમીશ.'

તે ભિખારણનાં એવાં વચન સાંભળી દાનદક્ષ બહુ આશ્ચર્ય પામ્યો. ચાર મનુષ્ય તૃપ્ત થાય, એટલું અન્ન તો તે સ્ત્રી આગળ મૂકેલું હતું; છતાં હજી તે બીજું પૂર્વથી મંગાવી રાખવાનું કહે છે, ને તે પણ ખાઇ જવાની ઇચ્છા રાખે છેઃ જાણે મારી પાસે અન્નનો તોટો હોય તેમ, મને ખાઈ જવા કહે છે; એ કેવું કૌતક! પણ 'ભૂખ્યો જાણે હું ધરાઇશ નહિ, ને ધરાયો જાણે હું ખાઇશ નહિ.' એ કહેતી પ્રમાણે, એ અતિશય ભૂખી હોવાથી જ આમ બોલે છે! ખાઇ ખાઇને એ કેટલુંક ખાશે? આવું ધારીને તે દાનવીર હસવા લાગ્યો, તોપણ તે સ્ત્રીના મનના સમાધાનાર્થે તેણે તે બ્રાહ્મણોને બીજું અન્ન લેવાને મોકલ્યા અને અહીં તેને જમવા બેસાડી.

ભિખારણે તત્ક્ષણે ભોજનપાત્ર પોતાની પાસે ખેંચી લીધું અને મોટા મોટા ગ્રાસથી પેટમાં એવું ઓરવા માંડ્યું કે, પેલા બ્રાહ્મણો તો હજુ રસોડાં સુધી પહોંચ્યા નથી, તેટલામાં તો પાત્રમાંનું સઘળું અન્ન તે સ્વાહા કરી ગઈ અને પછી દાનદક્ષની સામે અત્યાતુરતાથી જોવા લાગી! તે બોલી, 'અલ્યા એ મૂઢ! હું તને નહોતી કહેતી કે, મારે આટલે અન્ને ચાલશે નહિ; લાવ, લાવ, અરેરે! મારી ક્ષુધા મને બહુ પીડે છે; હવે મારાથી રહેવાતું નથી. ખવાડ, જમાડ, તૃપ્ત કર! જ્યાં સુધી હું ભૂખી હતી, ત્યાંસુધી કંઈક ઠીક હતું; પણ હવે તો મારા પેટમાં દાહ થવા લાગ્યો છે. હવે જો અન્ન આવતાં વિલંબ થશે તો તે

મારાથી સહન થઇ શકશે નહિ.' પણ એટલામાં દાનદક્ષના સેવકો અન્ન લઇને આવ્યા. લાવેલું ભોજન ભાણામાં પીરસાવતાં તેણે પુનઃ તેઓને આજ્ઞા કરી કે; 'રે જાઓ! દોડો! ઉતાવળા જાઓ! આ કરતાં પણ વધારે અન્ન લઇને સત્વર પાછા આવો.' વળી સેવકો અન્ન લઇને સત્વર પાછા વળ્યા નહોતા, એટલામાં તો અહીં સઘળું સ્વાહા થઈ ગયું!! આ જોઈને અત્યાશ્ચર્ય પામેલા દાનદક્ષે સેવકોને આજ્ઞા કરી કે, "સેવકો! બીજાં પચાસ મનુષ્યોની પાસે, તેમનાથી ઉપડાય, તેટલું અન્ન ઉપડાવીને જલદી અહીં લાવો!"

સેવકોએ ધણીની આજ્ઞાનુસાર ક્ષણવારમાં પકવાન્નનો ઢગલો કરી દીધો; અને દાનદક્ષે તે સ્ત્રીને કહ્યું; "કેમ બાઇ! હવે તો તૃપ્ત થઇશ કે નહિ?"

તે બોલી; "અરે ભાઈ! તૃપ્ત થવાનું શું પૂછે છે? વિલંબ ન કરતાં આ સેવકોને પાછા મોકલ ને વગર અટકે બીજું અન્ન મંગાવ; કેમકે ભોજન કરવાથી મારી ભૂખ ઉઘડી છે; હવે તે મારા સ્વાધીનમાં રહેવી બહુ જ દુષ્કર છે!" એટલું કહીને તે પાછી પેટમાં હોમવા મંડી પડી; અને જોતજોતામાં લાવેલું સર્વાન્ન સ્વાહા કરી ગઇ! એ જોઇ દાનદક્ષ આશ્ચર્યથી ચમકી ઉઠ્યો.

તે ચિન્તા કરવા લાગ્યો કે, 'હવે તે આની ભૂખ કેમ ઓલવાશે અને શું થશે?' પણ એટલામાં ઘણાક સેવકો અન્નના ટોપલે ટોપલા ઊંચકીને આવ્યા, અને ઉપરાઉપરી પેલી ભિખારણને પીરસવા લાગ્યા. ભિક્ષુકી પણ બીજી બાજુથી સપાટાબંધ પેટમાં ઓરવા લાગી. એક મેરથી થોકબંધ અન્ન આવે છે, બીજી મેરથી દાનદક્ષની આજ્ઞાથી નવું અન્ન જથાબંધ રંધાતું જાય છે, અને રધાતાં વાર લાગે છે, પણ તેને સ્વાહા કરતાં વિલંબ થતો નથી!

થોડાક સમયમાં રસોડામાંનું રાંધેલું અને રાંધવા માટે તૈયાર રાખેલું સર્વ અન્ન સમાપ્ત થઈ ગયું; અને સેવકોએ આવી દાનદક્ષને દીનતાથી કહ્યું કે, "મહારાજ! આપ તો 'અન્ન લાવો, અન્ન લાવો' એવી આજ્ઞા જ કર્યા જાઓ છો, પરંતુ હવે અન્ન છે કયાં કે લાવીએ? રાંધનારાઓ પણ થાકયા, લાવનારાઓ થાકયા, ને અન્ન પણ ખૂટી ગયું! ભંડારમાં જે સીધાં તૈયાર કરી રાખેલાં હતાં, તે પણ સઘળાં રંધાઈને અહીં આવી ગયાં છે; કોઠારમાં કે રસોડામાં અન્નનો દાણો સરખો પણ નથી. રહ્યા સહ્યા કોઈ બિચારા ગરીબ ભિક્ષુકો અન્નાર્થે આવે છે, તેઓ પણ તદ્દન નિઃશ્વાસ નાંખીને વિમુખ જાય છે. હે મહારાજ! જુઓ તો ખરા, આ રાક્ષસી તો હજુ 'લાવો લાવો'જ

કર્યા કરે છે. એ કૃત્યા અનેક ગરીબોને રઠાવે છે! એ ભિખારડી કોણ છે ને ક્યાંથી આવી છે?"

સેવકનું એ બોલવું સાંભળી દાનદક્ષે કહ્યું; "ભાઈઓ! ગમે તેમ થાય, પણ જેને નિમંત્રણ દઈને જમવા બેસાડ્યું તેને ભૂખ્યું કેમ રખાય? તમારામાંથી થોડાક શહેરમાં જાઓ અને જે ખર્ચ થાય, તે આપીને મળે તેટલું સીધું લાવી, રસોડામાં રાંધવું શરુ કરો. બીજા ભિક્ષુકોને પણ વિમુખ જવા દેશો નહિ, તેમ અહીં આ ભિક્ષુકીને પણ જોઈએ તેટલું મોકલાવ્યા કરો."

આજ્ઞા થતાં જ, સેંકડો સેવકો દોડ્યા. આખા શહેરમાં અને આસપાસનાં ગામોમાં, ઘરેઘર ને હાટેહાટ ફરી વળ્યા; અને જ્યાંથી જેટલું મળ્યું તેટલું સીધું, બમણા ત્રમણા દામ આપીને લઈ આવ્યા. રસોડું ચાલતું થયું. આટો, ઘી, ખાંડ, ગોળ, સાકર અને બીજાં સર્વ પ્રકારનાં શાક પાકાદિકનાં સાહિત્યના બાજુપર મોટા ડુંગરો કરી દીધા. પછી સેવકો મોટા ટોપલા ભરી ભરીને પેલી ભિક્ષુકી આગળ જળના રેલા માફક, તે અન્ન પીરસવા લાગ્યા. આખા દેશને જમવાને નિમંત્રણ કરયું હોય, તો પણ જેટલું ન જોઈએ, તેટલું અન્ન ખાઇ જવા છતાં હજુ પણ તે ભિખારણ 'લાવો લાવો' જ કરવા લાગી. જેટલું પીરસવામાં આવ્યું, તે સર્વ તે સ્વાહા જ કરી ગઈ! એ કેટલું બધું આશ્ચર્ય છે કે, હજી તેનું પેટ જરા પણ ભરેલું જણાતું નહોતું.

આવી અદ્દ્ભુતતા જાણી તેને જોવાને ઘણાંક મનુષ્યોની ત્યાં મેદની ભેગી થઈ, પણ તે ભિખારણનો અતિ આહાર જોઇ, દાનદક્ષ મોટી ચિન્તામાં પડ્યો કે, 'હવે કેમ થશે! આસપાસનાં ગામડાંઓમાંનું પણ સઘળું અન્ન કોઠારમાં આવી ગયું છે ને તેમાંથી પણ અડધું તો તે ખાઈ ગઇ છે, તો બાકીનું ખાતાં શી વાર? અરે! આ કૃત્યારૂપ કોણ છે? હું તો જાણતો હતો કે, એ કોઇ ગરીબ ભિક્ષુકી હશે, તે ખાઇ ખાઇને કેટલુંક ખાશે? પણ એણે તો આડો આંક વાળ્યો! નિશ્ચય, આ કોઇ સાધારણ ભિખારણ નથી, પણ કોઇ અદ્દ્ભુત કારણ-રૂપ કૃત્યા જણાય છે; કેમકે આ અપાર અન્ન ખાધું, તો પણ એનું પેટ જરાએ ઊંચું આવ્યું નથી. હજુ તો એ જેવી ને તેવી જ દકાળવી જણાય છે ને મોવડીપેરે બે હાથે પેટમાં ઓરે છે અને આગળ કરતાં પણ વધારે ભૂખી દેખાય છે! હર! હર! કોણ જાણે હવે શું થશે? લજ્જા કેમ રહેશે?' આવા વિચારમાં દિઙ્મૂઢ થઇ ગયેલા દાનશૂરે, અધીર થઇ જઇને તેને પૂછ્યું; "બાઈ! આવી પ્રચંડ ક્ષુધાવાળી તું

કોણ છે? શું તું ક્ષુધા દેવી જઠરાગ્નિની દેવતા છે કે સર્વનો નાશ કરનારી મૃત્યુની દેવતા છે?"

### ભિખારણનું કુટુમ્બ

દાનશૂર એ પ્રમાણે પ્રશ્ન કરે છે, એટલામાં તો નાનાં મોટાં પાંચ બાળકો, જે માર્ગેથી ભિખારણ આવી હતી, તે માર્ગેથી જ દોડી આવ્યાં અને "મા! મા! તું નિર્દય અમને બાળકોને ભૂખ્યાં મૂકીને એકલી અહીં આવીને ખાવા બેસી ગઇ કે?" એમ કહેતાં તેની પાસે આવી તેનાં ભેગાં બેસીને તેઓ પણ ચડપોચડપ ખાવા મંડી પડ્યાં. હવે તો પૂછવું જ શું? ભિખારણ એકલીએ આટલો મોટો ઘાણ વાળ્યો હતો તો તેના સરખાં હવે બીજાં પાંચ ભેગાં થયાં તેમના આહારમાં કમીના શી હોય!!

છોકરાંઓનાં શરીર પર હાથ ફેરવી, રાજી થઇને તે ભિખારણ બોલી; "હે ભોજનદાતા! હવે અન્ન માટે વિલંબ ન થાય તેની તજવીજ કર, અને ઝટ પીરસાવ, એટલે હું કોણ છું તે તને કહું."

આગળ કરતાં ચોગણું અન્ન લાવી લાવીને સેવકો પીરસતા હતા, પણ ભાણામાં જાણે પીરસાયું જ ન હોય, તેમ જોતજોતામાં સઘળું સફાચટ થઇ જતું હતું. ખૂબ ખાધા પછી, ભિખારણ કિંચિત્ અવકાશ લઇને બોલી; "હે ભોજનદાતા! હું કોઇ પણ ઠેકાણેથી તૃપ્તિ નહિ પામેલી એવી બહુ ભુખાળવી અને ભૂખ પૂરી કરવા માટે દેશેદેશ, ગામે ગામ, મનુષ્યે મનુષ્ય અને લોકે લોકમાં ભટકનારી ભિક્ષુકી છું. મારું નામ આશા ભિક્ષુકી છે.* હું વારંવાર મોટમોટા દેવો, દનુજો, મુનિઓ, તપસ્વીઓ, મહારાજાઓ, રાજાઓ, કંગાલ તથા ધનાઢ્યોની આગળ ભટકયા કરું છું, પણ મારી ક્ષુધા કોઇ તૃપ્ત કરી શકતું નથી. હું ઘણાક કાળથી જેવી ને તેવી જ ભુખાળવી–દકાળવી–મોવડી રહેલી છું; મને તૃપ્ત કરવાને કોઇ પ્રયત્ન કરે છે, તો તે અંતે થાકી જાય છે; કેમકે હું જેમ જેમ ખાતી જાઉં છું, તેમ તેમ મારી ક્ષુધા શાંત થવાને બદલે ઊલટી વિશેષ પ્રદીપ્ત થતી જાય છે. તે દિવસમાં જેટલી વધે છે, તેનાથી વધારે તીવ્ર થઇને પ્રહરમાં વધે છે ને તેનાથી વધારે તીવ્ર થઇ ઘડીમાં વધે છે; ઘડીથી વધારે તીવ્ર થઇ પળમાં વધે છે; પળથી વધારે તીવ્ર થઇ વિપળમાં વધે છે ને વિપળમાં વધે છે તેનાથી વિશેષ તીવ્ર થઇ નિમેષમાં વધે છે, એવી મારી ક્ષુધા છે. એમ છતાં પણ જેઓ મને પોષવાનો જ પ્રયત્ન ચાલુ રાખે છે, તેઓ અંતે મારા પોષણમાં નિર્બળ થઇ પડવાથી, હું દુષ્ટા સ્વયં તેનો જ ભક્ષ

* आशाया ये दासास्ते दासाः सन्ति सर्वलोकस्य । आशा येषां दासी तेषां दासायते लोकः ॥

કરી જાઉં છું ! અત્યંત વધી પડેલી ક્ષુધાને લીધે, મારાથી તેમ કર્યા વિના રહેવાતું નથી. હું ભિક્ષુકી છતાં મારાપર દયા કરીને મારું પોષણ કરવા તત્પર થએલા ઘણા જનોને આજ સુધીમાં હું ખાઇ ગઇ છું. એમ કરવાથી મને પાપ લાગતું નથી, કેમકે પ્રભુએ મને તેવી જ સરજી છે. આ પછવાડેથી આવેલાં બાળકો મારી જ પ્રિય પ્રજા છે. આ લોભલાલ, આ કામશંકર ને આ મોહસિંહ છે. એ ત્રણ મારા પુત્રો છે. આ તૃષ્ણાગૌરી ને લોલુપતા બહેન, એ બે મારી પુત્રીઓ છે. એ વિના બીજી પ્રજા પણ મારે છે, જે અહીં આવી નથી. હવે હું કુટુંબસહ થઇ છું, માટે મારે ઘણું ખાવાનું જોઇશે; તેની તું જેમ બને તેમ તૈયારી કરાવ. જો મારી ક્ષુધા મટશે નહિ તો હું તને જ ખાઇ જઇશ ! !" એટલું કહીને તે પાછી શિરાવવા મંડી પડી.

થોડીકવાર પછી સેવકોએ આવી દાનદક્ષને જણાવ્યું કે, "મહારાજ ! હવે સર્વ અન્ન પૂરું થઇ જવા આવ્યું છે, અને બીજું આટલામાં મળી શકે તેમ નથી. જેટલું હતું તેટલું છેલવેલ્લું લાવીને તેનાં ભાણામાં પીરસીએ છીએ; અને હવે એક જ ઘાણ બાકી છે, તે રંધાઇ રહ્યા પછી લાવીશું; પણ તે લાવીશું, એટલે પછવાડે એક તિલ માત્ર પણ અન્ન રહેશે નહિ."

આ સાંભળીને દાનદક્ષ મોટી ચિંતામાં પડ્યો કે, 'હવે કરવું શું ? આ તો મને કોઇ મહાદુસ્તર પીડા આવી વળગી. અન્ન ખૂટ્યું છે ને આની ભૂખ ભડકી છે ! એણે કહ્યું તે જ પ્રમાણે હોય તો પછી નિશ્ચે મારું હવે આવી જ બન્યું: એ હવે મને જીવતો મૂકશે નહિ.' આવા ભયંકર વિચારોમાં તે લીન થઇ ગયો હતો, એટલામાં સેવકો છેલ્લો ઘાણ લૂહીલાહીને ત્યાં લઇ આવ્યા અને ભિખારણના ભાણામાં પીરસી દીધો ! હવે દાનદક્ષની ચિન્તાનો પાર રહ્યો નહિ. જો કે તેની પાસે દ્રવ્યની ખોટ નહોતી, ઇચ્છામાં આવે તેટલું દ્રવ્ય તે ખર્ચી શકવાને સમર્થ હતો, તેમ તેનું અંતઃકરણ પણ તે પ્રમાણે પરમ ઉદાર હતું; પરંતુ એક મોટી અડચણ હતી તે એ જ હતી કે, આસપાસના ગામોમાં જર એ અન્ન નહતું-સઘળેથી અન્ન આણ્યું હતું તેથી ખૂટી ગયું હતું. દૂર દેશથી અન્ન આવે કયારે, રંધાય કયારે અને ભિક્ષુકીને પીરસાય કયારે, કે તેની ક્ષુધા શાંત થાય ? અધૂરામાં પૂરું રાત દિવસ કામ કરવાને લીધે તેણે નિયત કરેલા સેવકો પણ તદ્દન થાકી ગયા હતા.

થોડીક પળમાં પીરસેલું અન્ન પણ ઓહિયાં કરી જઇને તે ભિક્ષુકીએ ઊંચું જોયું. મ્હોટું બગાસું ખાધું, જે જોઈ દાનદક્ષ ચમક્યો! પછી તે દાનદક્ષને કહેવા લાગી, "હે ભોજનદાતા! કૃપા કરી અન્ન લાવ, આ મારાં છોકરાં ભૂખે ટળવળે છે ને હું પણ હવે વધારે સમય ક્ષુધા સહન કરી શકું તેમ નથી.'

દાનદક્ષ બોલ્યો; "બાઈ! હવે તો ક્ષમા કર. હજી પણ તારી તીવ્રતર ક્ષુધા જો શાંત થઇ ન હોય તો થોડીકવાર બેસ, કે જેથી અન્નાદિક સામગ્રી દૂર ગ્રામાંતરથી મંગાવીને એકઠી કરી શકાય અને તારે માટે રંધાવી શકાય. જરા શાંત થા. મારા સેવકોને મોકલું છું."

એ સાંભળતાં જ મહાવિકરાળ થઈ જઈને તે ભિખારણ બોલી: "હું! અલ્યા હે! શાંતિ કેવી ને અવકાશ શો? મેં તને પ્રથમ જ નહોતું કહ્યું કે, 'તું મને તૃપ્ત કરી શકે તો જ જમાડજે'? અરે ત્રાહિ! ત્રાહિ! ત્વરા કર! ત્વરા કર. હવે મારાથી રહી શકાતું નથી: મારા પેટમાં લાહ્ય લાગી છે ને આ મારાં બાળકાંની પણ એ જ દશા થઇ પડી છે. ત્વરા કર, ત્વરા કર. સત્વર અન્ન પીરસ, નહિ તો મારો સ્વભાવ મારા વશમાં રહે તેમ નથી! મારી પ્રતિજ્ઞા પ્રમાણે હું તારોજ આહાર કરીશ!"

એમ કહેતાં કહેતાં તો તેનું શરીર અતિશય ઊંચું, ને બહુ જ વિકરાળ બની ગયું. તેની આકૃતિ ભયંકર ભાસવા માંડી. માથાના કેશ સિંહની કેશવાળીની પેઠે ઉભા થઇ ગયા, વિકરાળ દંતૂશળ સરખી દાઢો અને વીજળી સરખી જીભ, મ્હોંની બહાર નીકળી આવી અને તે મોટા આવેશથી એકાએક ઉભી થઇ, મ્હોં ફાડીને 'ખાઉં ખાઉં' એવા શબ્દો ઉચ્ચારવા તથા પેટ કુટવા લાગી. એ સાથે તેનાં બાળકો પણ મોટા પ્રૌઢ શરીરવાળાં બની જઇ, મોઢાં ફાડી ફાડીને 'ખાઉં ખાઉં' કરતાં આમ તેમ દાનદક્ષની ચારેમેર દોડવા લાગ્યાં. અતિ ભય પામેલા અને જીવિતની પણ શંકામાં આવી પડેલાં સર્વ મનુષ્યો તથા દાનદક્ષનાં સેવકાદિકો નાસાનાસ કરવા લાગ્યાં. અતિ ક્રૂર અને વિકરાળ બની ગયેલી તે આશા ભિખારણ, મોટા આવેશથી, ભયંકર મુખ ફાડીને દાનદક્ષની સામે ધસી ગઈ! એટલે તે બિચારો મોટી બૂમ પાડી જીવ લઇને નાઠો. અહો! સજ્જનને શી વિપદ્? શી દૈવગતિ?*

*आशैव राक्षसी पुंसामाशैव विषवल्लरी । आशैव जीर्णमदिरा धिगाशा सर्वदोषभूः ॥

અર્થ–આશા એ પુરુષોને રાક્ષસીસમાન, વિષની વેલી સમાન તથા જીર્ણ મદિરા સમાન છે. સર્વ દોષોની ભૂમિરૂપ એ આશાને ધિક્કાર પરો.

આશા-તૃષ્ણાના દાસોની એ જ ગતિ છે. પરમાર્થવીર દાનદક્ષની વૈરણ થઇને તે ભિખારણ તેનો જ આહાર કરવાને, તેની પાછળ પડી.

પોતાનાં બાળકો સહિત પ્રચંડ ભુખાળવી, જેમ જેમ આહાર કરે, તેમ તેમ વધારે આહારની ઈચ્છાવાળી ભિખારણ આશા, દાનશૂરની પછવાડે દોડી. તેનાથી કોઇ પણ રીતે છૂટવાને અર્થે તે વીર, ક્ષેત્રવાસી લોકોના સમૂહમાં જઇને ભરાયો. ત્યાં પણ તે જઇ પહોંચી અને તેની સાથે બીજા સર્વને પણ ભક્ષણ કરી જવાનો ભય આપવા માંડી.

એ લોકોએ ભય પામીને त्यजेदेकं कुलस्यार्थे (એક જણને માટે આખા કુળનો નાશ થતો હોય તો તે એકનો ત્યાગ કરવો) એ ન્યાયથી, દાનદક્ષનો ત્યાગ કર્યો; કેમકે તેઓ સર્વ મળીને પણ તે રાક્ષસીનું નિવારણ કરી શકે તેમ નહોતું.

તે બૂમ પાડીને કહેતી હતી કે; "રે, રે! ઓ આશાવંતા! તું નાસભાગ શાને કરે છે? તું જઈ જઈને કેટલેક જઈશ? સ્વર્ગમાં વા પાતાળમાં જઇને સંતાઇશ, તો પણ હું તને છોડીશ નહિ! કેમકે સર્વ લોકમાં મારી નિર્ભયપણે ગતિ છેઃ સર્વ લોક મને સારી પેઠે જાણે છે. શાસ્ત્રોમાં ને પુરાણોમાં પણ હું પ્રસિદ્ધ છું. જેને જેને મારી સાથે પ્રસંગ પડ્યો છે, તેઓ તો મારું નામ પણ લેતા નથી; ઊલટું મારે નામે 'ત્રાહિ ત્રાહિ' પોકાર કરે છે. તું દીન-એક ક્ષુલ્લક પ્રાણી-ક્યાં જવાનો છે? અરે! ઓ ઊભો રહે, ઊભો રહે! મને એક છેલ્લો કોળિયો ભરવા દે."

તેનું આવું બોલવું સાંભળીને મહાભય પામેલો તે દાનશૂર, કેવળ સ્તબ્ધ બની ગયો, અને ક્યાં જવું? શું કરવું? એને માટે મોટી વિમાસણમાં પડ્યો.

લોકો પરસ્પર કહેવા લાગ્યા કે, "જોયું? ગુણના ભાઈ દોષ, ધર્મ કરતાં ધાડ! દયા ડાકણ થઈ પડે છે, ને તેના કરનારને જ ખાય છે, તેનું આ પ્રત્યક્ષ દૃષ્ટાંત! આ બિચારો પુણ્યાત્મા અને પવિત્ર બ્રાહ્મણ, તે દુષ્ટા ભિખારણને ભૂખી જાણીને ખવરાવવા માંડ્યો, તેનું આ ફળ! જોયું! અરે! એ રાંડે ખાધું છે પણ કેટલું? આખા દેશનું અન્ન એ રંડા એકલી જ ખાઈ ગઈ! હર! હર! અને હજુ પણ ભૂખી હોવાથી પોતાના અન્નદાતાને જ ખાવા તૈયાર થઇ છે! શું કરીએ? એ મહા-ભયંકર ક્રૂર રાક્ષસી છે, ત્યાં કોઈનું શું ચાલે?"

જેમ દુર્વાસા મુનિ, અંબરીષના કોપમાંથી છૂટવા માટે નાઠા ને તેની પાછળ સુદર્શન પડ્યું હતું, તેમ જ દાનદક્ષની પાછળ તે ભિખારણ પડી; અને કોઇ પણ સ્થળે રક્ષણ ન મળવાથી દુર્વાસા મુનિને, કોને શરણે જઇ રક્ષણ માગવું, આવો વિચાર થયો હતો, તેમ જ દાનદક્ષ નાસતાં નાસતાં વિચાર કરવા લાગ્યો. તે મન સાથે બોલ્યો: 'અરે! આ દુષ્ટ કૃત્યા મને ક્યાંથી વળગી? હું તો પેલા સંત-યોગી મહાત્માને ભોજનનું નિમંત્રણ કરવા ગયો હતો; તેણે ભોજન લેવાની ચોખ્ખી ના પાડવા છતાં, હું બહુ આગ્રહ કરવા લાગ્યો, ત્યારે તે મહાત્માએ મને આ ભૂખી ભિખારણ દેખાડી. મેં એવી આશા રાખી કે, મારા જેવું કોઇએ કીધું નથી એવું નામ કાઢું! પરંતુ હાય! વ્યર્થ આશા! વ્યર્થ ગર્વ! મારાં કર્યાં મને જ નડ્યાં! અરે! મેં હજારો ને લાખો બ્રહ્મભોજન કરાવ્યાં અને અસંખ્ય સુવર્ણ આપ્યું તેનું શું આ જ ફળ? છેવટે આ રાક્ષસીને જ હાથે મરણ! હર હર! વળી એવા મહાન પુરુષના દર્શનનો પણ મને આ જ લાભ? ના, એમાં મારી જ ભૂલ છે. મેં તે મહાત્માને, ગર્વગાંડો બની, જે અત્યાગ્રહ કર્યો હતો, એ જ બહુ ખોટું હતું. ગર્વગંજને આજે મારો ગર્વ તોડ્યો છે; એ જ ગર્વગંજન મારું શરણ છે. એવા મહાત્માઓનું કર્તવ્ય બહુ ગહન તથા સામર્થ્ય અપાર હોય છે. આ સઘળો પ્રકાર તેમની સમક્ષ જ બન્યો છે, છતાં તેમને મૂકીને હું બીજે ક્યાં નાસીને જઈશ? તેઓ જો મારું રક્ષણ કરવાને સમર્થ હશે, તો રક્ષણ કરશે, નહિતર રક્ષણનો ઉપાય તો મને અવશ્ય બતાવશે. ચાલ, હું તેમને જ શરણે જાઉં!' આવો નિશ્ચય કરી, મુનિ દુર્વાસા પેરે, પાછો ફરીને તે દાનશૂર, પેલા મહાત્માભણી આવ્યો; અને 'ત્રાહિ! ત્રાહિ!' કરતો તેમનાં ચરણમાં મસ્તક મૂકીને પડ્યો.

એ દિગંબર યોગી મહાત્મા—જેઓ આ સઘળો પ્રકાર અથથી તે ઇતિ સુધી બેઠા બેઠા જોયા કરતા હતા, તેમણે તે આશાવંત દાનવીરને હવે તદ્દન નિરુપાય, નિઃસહાય તેમ જ નિઃસાધન થઇ ગયેલો, ને પોતાને શરણે આવેલો જોઇને કહ્યું; "હે દાનશૂર! આટલો બધો દુઃખી કેમ થાય છે? દાન દેવામાં તું હમણાં સુધી અત્યંત શૂરવીર હતો, તે આ ક્ષણે કેમ આમ કાયર થઇ નીચે મુખે પડ્યો છે? તેં હજારો અને લાખો બ્રાહ્મણો જમાડ્યા છે, અનેક મનુષ્યોનાં અનેક સંકટો દૂર કીધાં છે, અનેક સંતોને સંતુષ્ટ કીધા છે, અનેક અન્નછત્ર સ્થાપ્યાં છે, અનેક

વાવ, કુવા, તળાવ રચાવ્યાં છે ને આટલી એક ભિખારણને ભૂખી કાઢે છે, એ શું? દાનશૂરને એ વાત યોગ્ય છે?"

દાનદક્ષ બોલ્યો; "કૃપાનાથ! હું ભૂલ્યો; હું અપરાધી છું; અજ્ઞાત છું; હું પામર, દાનશૂર કેમ હોઇ શકું? કૃપા કરો! કૃપા કરો! આ મહાભયમાંથી મને મુક્ત કરો. એ ભિક્ષુકી નથી, પરંતુ ભયંકર ભક્ષકી છે. તે મને ભક્ષ કરી જવા ઇચ્છે છે; માટે તેનાથી મને બચાવો. હું આપને શરણ છું. મેં આપને જે ભોજનનો અત્યાગ્રહ કરવારૂપ અપરાધ કર્યો છે, તેની હું વારંવાર ક્ષમા માગું છું."

પછી તે મહાત્મા, જે અત્યાર સુધી બધું જોયા કરતા હતા, તેણે દાતાની પછવાડે દોડી આવતી ભિક્ષુકીને, ભ્રુકુટીના ભંગથી અને આંખના પલકારામાં જ દાતાથી દૂર ઊભી રહેવાની આજ્ઞા કરી. પછી દાનશૂરને ઊઠાડી બેઠો કરી, ધીરજ આપીને કહ્યું; "હે ઋષિપુત્ર! ચિંતા મા કર! કલ્યાણ કરનારનું કદી અકલ્યાણ થતું નથી; મહાત્મા શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે કે, **नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ।** 'હે તાત! કલ્યાણકર્તાની કોઈ દિવસ અસદ્‌ગતિ થતી નથી,' પરંતુ સારું કે નરસું કરવાના હેતુમાં જ માત્ર ફેર છે. જે કાર્ય, સમજીને કરવામાં આવતું નથી, તે પરિણામે દુઃખરૂપ થઇ પડે છે. આ ભિક્ષુકીએ તને પ્રથમથી જ ચેતાવ્યો હતો કે, તું મને પૂરેપૂરી તૃપ્ત કરી શકે તો જ ભોજન કરાવજે, પણ તે વાત તારા લક્ષમાં રહી નહિ–તેના કહેવાનું રહસ્ય તું સમજ્યો નહિ, તેનું જ આ પરિણામ છે. તોપણ તારે માટે હું પૂરતો પ્રયત્ન કરીશ."

એટલું કહીને યોગીન્દ્રે તે ભૂખી ભિખારણને કહ્યું; "કેમ રે! તું કેમ આટલો મોટો દ્વંદ્વ મચાવી રહી છે? તારા પર ઉપકાર કરનારા પર અપકાર કરવા તું તત્પર થઇ છે, એ કેટલું બધું અનર્થરૂપ છે? તને પ્રતિકૂલ વર્તતાં લજ્જા નથી આવતી?"

એ સાંભળીને તે બોલી; "મહારાજ! હું જાણું જ છું કે, એ તદ્દન ઊલટું ને જગતના ન્યાયે પાપરૂપ છે; પણ શું કરું? મારી જગત્પ્રસિદ્ધ ક્ષુધા એટલી બધી તો પ્રબળ છે કે, મને પોષવાને જે ક્ષણભર ઇચ્છા કરે છે, તેમાં તે સફળ ન થતાં જ, હું તેને જ ખાઈ જાઉં છું! પ્રકૃતિથી જ તેમ કર્યા વિના મારાથી રહી શકાતું નથી. જ્યારે મારા ભક્ષ્યરૂપ એ બ્રાહ્મણને આપે શરણે લીધેલો છે, ત્યારે હવે એનાપર મારું બળ ચાલી શકે તેમ નથી. પરંતુ હે દેવ! મારી ક્ષુધા મને અતિ અસહ્ય થઈ પડી છે. તે ક્રૂર–તીવ્ર

ક્ષુધાના ત્રાસથી નાસીને હું પણ આપને જ શરણે આવી છું! આપ સમર્થ, કૃપા કરીને મારી વધી પડેલી ક્ષુધાને અખૂટ ભક્ષ્ય આપીને તૃપ્ત કરો!" એમ બોલતી ભિખારણ પણ તે યોગીન્દ્રનાં ચરણમાં પડી!

પછી મહાત્માએ તેને આશ્વાસન આપી, પોતાની સામે બેસાડીને કહ્યું; "જરા શાંત થા! વિચાર કર! હું તો એક અકિંચન સાધુ છું, તારી ક્ષુધા શાંત કરવાને મારી પાસે અન્નાદિક કશા પદાર્થો નથી. આ કમંડલુમાં થોડુંક જળ છે, તે તારે જોઇએ તો ભલે લે. ઘેર આવેલા અતિથિનું યથાશક્તિ સન્માન કરવું, એવો સનાતન ધર્મ હોવાથી મારી પાસે જે કંઇ તૈયાર છે, તે હું તારા સમક્ષ સાદર કરું છું. લે, અંજલિ માંડ!"

એ સાંભળી તુરત જ ભિક્ષુકીએ પોતાના બંને હાથવડે અંજલિ કરી; ત્યારે તે મહાત્માએ 'ॐ तत्सद्ब्रह्मार्पणमस्तु' એમ કહેતાંની સાથે જ કમંડલુમાંથી પવિત્ર જળ તે ભિક્ષુકીની અંજલિમાં રેડ્યું. અંજલિ ભરાઇ ગઇ. મોઢે માંડી માત્ર એક જ ઘુંટડાથી તે જળ ભિક્ષુકી પી ગઇ. તે પછી મોટા આનંદાશ્ચર્યપૂર્વક તે યોગિરાજનાં ચરણમાં નમી પડી, અને આનંદાવેશમાં પાછી ઊભી થઇ નાચવા ને તાળીઓ પાડવા લાગી તથા કહેવા લાગી કે; 'અહો! ધન્ય ધન્ય આ મહાત્મા યોગીશ્વરના અતુલ પ્રતાપને! ધન્ય તેમની અદ્‌ભુત શક્તિને! મારી જે કૃતાંત કાળના સરખી કરાલ ક્ષુધાને આજ પર્યન્ત કોઇ જ શમાવી શક્યું નહોતું, તેને આ કૃપાળુ યોગીશ્વરે એક ક્ષણ માત્રમાં એક જ અંજલિ જળવડે તૃપ્ત કરી દીધી છે! અહો! તે શું સામાન્ય જળ હતું? નહિ નહિ. તે તો સાક્ષાત્ અમૃત હતું! ના રે ના, એને અમરોનાં અમૃતની ઉપમા પણ આપી શકાય નહિ; કેમકે અમૃત તો ઇંદ્રાદિ અમરોએ મને પૂર્વે ઘણુંએ પાયું હતું, પરંતુ તેથી તો હું જરાએ તૃપ્ત થઇ નહોતી; અને આ અમૃત! અહા! આ અદ્‌ભુતામૃત તો માત્ર એક અંજલિ પીતામાં જ મારું કાર્ય સિદ્ધ થઇ ગયું. હવે તો હું સારી પેઠે તૃપ્ત થઇ—સદાને માટે તૃપ્ત થઇ-અને તે સાથે આ મારાં બાળકો પણ તૃપ્ત થઇ ગયાં!' અહો!"*

---

* ते धन्या भुवि परमार्थनिश्चितेहाः शेषास्तु भ्रमनिलये परिभ्रमंति ।

અર્થ—'જેઓ પરમાર્થ વસ્તુને માટે નિશ્ચયપૂર્વક પ્રયત્ન કર્યા કરે છે, તેઓ પૃથ્વીપર ભાગ્યશાળી ગણાય છે, બાકીના તો ભ્રમરૂપી અંધારી કોટડીમાં ભટક્યા જ કરે છે

એમ બોલતાં બોલતાં તેની આકૃતિ વિકરાળ મટી જઇને કેવળ શાંત અને સૌમ્ય બની ગઇ; અને તે પેલા દાનદક્ષ બ્રાહ્મણ-પુત્રને કહેવા લાગી કે, "હે ઋષિપુત્ર! તારું કલ્યાણ થાઓ. તારું અપાર અન્ન ભક્ષી જવા છતાં ઊલટી હું છેવટે તને જ ભક્ષણ કરવાનો પ્રયત્ન કરતી હતી, પણ આ મહાત્મા મુનીશ્વરે મને અમૂલ્ય સંતોષામૃત પાઇને અત્યંત તૃપ્ત કરી દીધી છે;* માટે હવે હું તૃષ્ણારહિત થઇ છું ને મારાં સ્થાન પ્રત્યે જાઉં છું. મારા અપરાધને ક્ષમા કર!" એમ કહી, મહાત્માનાં ચરણમાં વંદન કરીને તે ભિખારણ કુટુંબસહિત ત્યાંથી વિદાય થવાને તત્પર થઇ!

આવો પ્રકાર જોઈ અત્યંત સાનન્દાશ્ચર્ય પામેલો તે દાનદક્ષ બ્રાહ્મણ મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'કેવો અદ્ભુત ચમત્કાર! આ મહાપુરુષની કેવી અકળ કૃતિ છે! ક્ષણવાર પહેલાં જે ભયંકર રાક્ષસી મારું ભક્ષણ કરી જવાની તૈયારીમાં હતી, અને જે હજારો નહિ, પરન્તુ લક્ષાવધિ પકવાન્નોથી પણ ધરાઈ નહોતી, તે આ યોગીન્દ્રના પ્રતાપવડે માત્ર એક અંજલિભર જળથી જ તૃપ્ત થઇ, અને મારી ક્ષમા માગીને પોતાની મેળે જ શાંતપણે જવાને તત્પર થઇ છે, એ તે મહાપુરુષનું કેટલું બધું અમાનુષી કૃત્ય!'

'અહા! ધન્ય છે એવા યોગીશ્વરને! વિનાશ અને અભય, એ બન્ને વસ્તુનું સામર્થ્ય પ્રભુએ એમને જ આપેલું છે! એ મહાપુરુષ અવશ્ય આ જગતમાં સદ્ગુરુ કરવા જેવા છે. એમનાં દર્શનનો લાભ મારા ભાગ્યોદયથી જ મળ્યો. રે! પુનઃ મળવો દુર્લભ જ! હવે તો સર્વથા એમને શરણે રહીને મારે કૃતકાર્ય થવું જોઇએ. મારો ઘણા દિવસનો મનોરથ આજે પ્રભુએ સફળ કરયો.' આવા વિચારથી તે, 'સદ્ગુરુદેવ! સદ્ગુરુદેવ!' એવા શબ્દો ઉચ્ચારતો ઊભો થઇને, તે મહાત્માને પુનઃ પુનઃ પ્રણામ કરવા લાગ્યો.

તે મહાત્માએ તેને આશ્વાસનપૂર્વક બેસાડ્યો અને શાંત કીધો. પછી મહાપુરુષ કિંચિત્ બોલ્યા; "દ્વિજપુત્ર! હવે સાવધ થા; આ પ્રાપંચિક (સંસારમાં રહેલી) આશા ભિખારણ જાય છે તેને જો, અને ઇચ્છા હોય તો સ્વાગત કર!"

મહાત્માનાં વચન સાંભળી તે બોલ્યો; "કૃપાનાથ! હવે શા ભોગ લાગ્યા છે, કે હું એનું સ્વાગત કરું? આટલું બધું વીત્યા છતાં જો

* सन्तोष एव पुरुषस्य परं निधानम् ।

કદાચ હું એનો પુનઃ આદર કરું તો પછી મારા સરખો મૂર્ખ કોણ ગણાય? જે કોઈ તેને આદર આપશે, તે મૂર્ખ ગણાશે ને મારી પેઠે જીવિતના વિનાશની સીમામાં જ આવી પડશે. પ્રભો! મને એવો આશીર્વાદ આપની કનેથી મળવો જોઇએ કે, પુનઃ કોઈ પણ કાળે એ પ્રાપંચિક દુર્મુખીનું દર્શન જ ન થાય."

મહાત્મા બોલ્યાઃ "એમ કેમ? એ તો સાક્ષાત્ આશા છે-એ પુણ્યફળની આશા છે-સાંસારિક સુખની આશા છે-કીર્તિની આશા છે-હમણાં સુધી તો એનાપર તારી અપાર પ્રીતિ હતી, અને ક્ષણમાં આટલો બધો અભાવ? અપ્રીતિ? અધુના તેં અસંખ્ય સુવર્ણનું દાન આપ્યું, તે પણ પરલોકનાં અનેક સુખભોગની આશાના ઉદ્દેશથી જ; અસંખ્ય બ્રહ્મભોજન કરાવ્યાં, તે પણ મહાપુણ્ય અને કીર્તિની આશાથી જ; ઘણા ઘણા યજ્ઞો કીધા, તે પણ એ આશામાં ને આશામાં જ કે, મારી સર્વ લોકમાં નામના થશે, કે મારા જેવું કોઇએ કર્યું નથી. વળી એ દાન મનઃકામના પૂર્ણ કરશે! એ આશાના મીલન માટે છેવટે સ્વયં તેને જ તેં અપાર અન્ન ખવરાવ્યું, તે પણ એ અપાર પુણ્યની આશાથી જ! અને અધુના તેનો તિરસ્કાર કાં? પણ હા, આશા એ તો આશા જ! તે વ્યર્થ કલ્પિત નિરાશામાં પરિણામે હડસેલી દેનારી છે. તથાપિ એ આશા વિના તો કશુંય થઇ શકતું નથી; માટે એનો ત્યાગ શી રીતે કરી શકીશ?"

એ સાંભળીને તે બોલ્યો; "કૃપાનાથ! ત્યારે શું કોઇ પણ કાર્યની આશા અથવા કામના તેનું આ જ ફળ?"

મહાત્મા બોલ્યા; "હા. સંસારસુખની-સ્વર્ગસુખની આશા-તૃષ્ણા-કામના-લોભનું એ જ ફળ છે. જોઇ કેની, એ આશાની મૂર્તિમતી દેવતા?"

દાનદક્ષ બોલ્યો; "એને સેવવાનું ફળ એ જ હોય તો એ મહાકષ્ટકારી છે, એનો આશ્રય કરવો એ સર્વથા દુઃખરૂપ જ!"

મહાત્મા બોલ્યા; "હા. એટલા માટે જ મહા પુરુષોનું વચન છે કે-आशा हि परमं दुःखं निराशा परमं सुखम् ॥ (આશા પરમ દુઃખરૂપ છે અને નિરાશા પરમ સુખરૂપ છે). તેથી કોઇ પણ મુમુક્ષુ જન એ સાંસારિક-માયિક-આશાને આશ્રય આપતો નથી. એ આશાનો ભક્ષ્ય કેટલો ભયંકર છે-કેવો અપાર છે, તે તેં પ્રત્યક્ષ જોયું છે. જેમ જેમ ખાતી જાય છે, તેમ તેમ ક્ષુધા વધતી જાય છે. એ જ પ્રમાણે સઘળાં કાર્યોમાં એની સ્થિતિ સમજવી. ધનાદિકના સંબંધમાં-સુખાદિકના સંબં-

ધમાં-જેણે આશાને આશ્રય આપ્યો, અર્થાત્ ધનની-કીર્તિની-સ્વર્ગાદિ લોકની-આશા જેને ઉત્પન્ન થઈ, તેની પણ અંતે એ જ દશા છે. જેમ તેમ કરીને શતમુદ્રા (સો રૂપિયા) એકઠી કરી, એટલે પછી સહસ્રની આશા ઉત્પન્ન થાય છે; તે જ્યાંસુધી પૂરી ન થાય ત્યાંસુધી ચિત્તને કિંચિત્ પણ સુખ થતું નથી. પણ સહસ્રમુદ્રાની પ્રાપ્તિ માટે ચિત્ત સદા મહાદુઃખ ને ઉદ્વેગમાં જ રમણ ભ્રમણ કર્યા કરે છે. ભાગ્યવશાત્ સહસ્રમુદ્રાની પ્રાપ્તિ થઇ, તો પછી અનુક્રમે અયુત (દશ હજાર) ને લક્ષ મુદ્રાની આશા તેની સંગે જ જન્મે છે! અને તે ન મળી ત્યાંસુધી મહા દુઃખ જ રહે છે. લક્ષ મળતાં કોટિની આશા ને કોટિ મળતાં અર્બુદની આશા જન્મે છે! એમ કરતાં અપાર દ્રવ્ય પ્રાપ્ત થાય છે તોએ ઉત્તરોત્તર આશા વધતી જ જાય છે, પણ સંતોષ થતો નથી. એ જ પ્રમાણે સત્તાની ને સુખાદિકની આશા પણ છે,* તે પણ પરિણામે મહા દુઃખરૂપ જ છે. તેટલા માટે જ મહાપુરુષો તેને ક્ષણભર પણ આશ્રય ન આપતાં, પરમ સુખરૂપ એવા સંતોષનો જ આશ્રય કરે છે. આ આશા, એ એક નદી જેવી છે. તે મનોરથના જળવાળી છે, તૃષ્ણાતરંગથી આકુળવ્યાકુળ છે, રાગરૂપી ગ્રાહવાળી છે, વિતર્કવિહંગો સહિત વહે છે, ધૈર્યદ્રુમનો નાશ કરવાવાળી છે, મોહના આવર્તથી તરવી અતિ દુસ્તર છે, અતિ ઊંચા ચિન્તાતટની વચ્ચે દોડે છે ને અતિ ગહન છે, જેના પારને કદી પણ પહોંચી શકાતું નથી. હે દાનશૂર! તેને તરી ગયેલા તો વિશુદ્ધ મનવાળા યોગીશ્વરો જ છે, જે તેની-આશાની પાર ઊતરી, સત્ય આનન્દ અનુભવે છે.'† એટલું કહી 'ૐ નમો નારાયણાય!' બોલી તે મહાત્માએ ચાલી નીકળવા તત્પર થયેલી આશાને કહ્યું; "એ ભિક્ષુકી! જા તારે સ્થાને સુખેથી. આજ પછી ભગવાનના સેવકો અને શરણાગતોને પીડા કરીશ નહિ. સંસારમાં લચ્યાપચ્યા કુટિલો ભલે તારો આશ્રય કરે, ભલે તેઓને તું પજવ!"

---

* निःस्वोऽप्येकशतं शती दशशतं सोऽपीह लक्षं शतं
लक्षेशः क्षितिराजतां क्षितिपतिश्चक्रेशतां वाञ्छति ।
चक्रेशः सुरराजतां सुरपतिर्ब्रह्मास्पदं वाञ्छति
ब्रह्मा विष्णुपदं हरिः शिवपदं तृष्णावधिं को गतः ॥

† आशा नाम नदी मनोरथजला तृष्णा तरंगाकुला रागग्राहवती वितर्कविहगा धैर्यद्रुमध्वंसिनी ।
मोहावर्तसुदुस्तरातिगहना प्रोत्तुङ्गचिन्तातटी तस्याः पारगता विशुद्धमनसो नन्दन्ति योगीश्वराः ॥

એ સાંભળી એ આશા ભિક્ષુકી તત્કાળ કુટુંબસહ ત્યાંજ અદ્રશ્ય થઇ ગઇ!

## જિજ્ઞાસા

આ સઘળા પ્રકારથી અતિ આનંદાશ્ચર્ય પામેલા તે બ્રાહ્મણના મનમાં સચોટ આઘાત થયો. તેનું વિસ્મૃત જ્ઞાન જાગૃત થયું. 'રે! મારા સર્વ કર્મનું આ ફળ? મેં શું કીધું? જન્મ જ એળે ગુમાવ્યો; હું કોણ?' પુનઃ તે પોતાના મનમાં દ્દઢપણે માનવા લાગ્યો કે; 'ખરેખર, જેનાં દર્શન દેવતાઓને પણ દુર્લભ હોય એવા જ આ કોઇ ભગવત્પ્રિય મહાત્મા છે. મને મારાં પૂર્વ સકૃતવડે એનાં દર્શનનો અલભ્ય લાભ મળ્યો છે, તે હવે મારે પ્રમાદથી ખોઈ નાંખવો ન જોઇએ.' આવા વિચારથી તે અત્યંત નમ્ર અંતઃકરણપૂર્વક વારંવાર તેમનાં ચરણમાં પ્રણામ કરવા લાગ્યો અને પ્રાર્થના કરવા લાગ્યો કે, "હે કૃપાળો! હે સદ્દગુરુ ભગવન્! હું સર્વથા આપને શરણે છું, આપે જ મને આ ક્ષણિક-નાશવંત દેહમાં જીવિતદાન આપ્યું છે, તો હવે જીવન્મુક્તિદાન પણ આપીને મને કૃતાર્થ કરો."

મહાત્મા દિગંબરે કહ્યું-"જીવનમુક્તિદાન એ કંઇ સામાન્ય વસ્તુ નથી; એ તો સૌ કરતાં શ્રેષ્ઠ અને પવિત્ર એવું જ્ઞાન (બ્રહ્મજ્ઞાન-પરમાત્મસ્વરૂપનું જ્ઞાન) પ્રાપ્ત થવાથી જ થાય છે. એ જ્ઞાન કંઇ સહજ નથી, કે માર્ગમાં પડ્યું નથી-તે તો તેના જ્ઞાતા એવા મહાન્ તત્ત્વદર્શીઓ ને મુનિવરોની પાસે જ હોય છે. ઇચ્છા હોય તો તેવા સમર્થ પુરુષો પાસે જા; તેમને પ્રણામ કરી મોટા પ્રેમથી તેમની સેવા કર, એટલે તેઓ કૃપા કરીને તને જ્ઞાનનો ઉપદેશ કરશે."*

દાનદક્ષ બોલ્યો; "હે અનુગ્રહરૂપ! એવા જ્ઞાતા અને તત્ત્વદર્શી મુનીશ્વર સાક્ષાત્ આપ જ છો. મારાં મહદ્દભાગ્યથી મને આપનાં અનાયાસે દર્શન થયાં છે, તો પછી હુ અન્યત્ર શા માટે ભટકું? મનસા, વાચા ને કર્મણા માત્ર હું આપનેજ શરણે છું, કૃપા કરો! કૃપા કરો!"

દિગંબરે ઉત્તર દીધું; "તેવા મહાત્મા મુનીશ્વરોનો હું દીન સેવક છું; અને અતિ દૂર પ્રદેશમાં વસું છું. માત્ર આજની રાત્રિ જ મારે આ પુણ્યક્ષેત્રમાં નિર્ગમવી છે.

* તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા । ઉપદેક્ષ્યંતિ તે જ્ઞાનં જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ॥"

અર્થ-તું પ્રણિપાતથી, પરિપ્રશ્નથી તથા સેવાથી તે જ્ઞાનને જાણ. તત્ત્વદર્શી જ્ઞાનીઓ તને જ્ઞાનનો ઉપદેશ કરશે,

મહાત્માનાં એવાં વચન સાંભળી, દાતા, તુરત તેમની આજ્ઞા માગીને ઊભો થયો અને પ્રણામ કરીને બોલ્યો; "કાલે આ શરણાગત સેવકને આપની સાથે લઈ જવા કૃપા કરો. પ્રાતઃકાલે હું આપનાં ચરણ સમીપ અવશ્ય આવીશ." એવી પ્રાર્થના કરી દાનદક્ષ પોતાના સ્થાનપર આવ્યો.

સ્થાનમાં તે પોતે એકલો જ હતો, પણ આ દાનપુણ્યના મોટા સમારંભ નિમિત્તે કામકાજ સારુ સેંકડો કામચલાઉ સેવકો તેણે રાખ્યા હતા, તેઓને એકઠા કરીને પ્રત્યેકનું ઠરાવેલું વેતન ચૂકવી આપવા ઉપરાંત પોતાની પાસેનું બાકી વધેલું સઘળું સુવર્ણ તેઓને વહેંચી આપ્યું, ને આખી રાત્રિમાં સઘળું કામકાજ આટોપી લઇ, પ્રાતઃકાળ થતાં ચાલી નીકળવા માટે તે તત્પર થઇ ગયો.

### સદ્‌ગુરુશોધન-શિષ્યપરીક્ષા

એ દાતા પુરુષ જો કે અતિ મોટો ધનાઢ્ય હતો, છતાં તેની પાસે નહિ કોઇ માણસ, નહિ કોઇ સેવક, કે નહિ કશો સરસામાન! તે ક્યાંનો નિવાસી છે, તેની પણ કોઇને ખબર ન હોતી. તે એટએટલું અથાગ દ્રવ્ય ક્યાંથી લાવતો હતો અથવા ક્યાં રાખતો હતો, તે પણ કોઇ જાણી શકતું નહોતું.

માત્ર પહેરેલાં ને ઓઢેલાં વસ્ત્ર સાથે જ જેમનો તેમ તે પોતાનો આશ્રમ છોડી ચાલી નીકળ્યો. તે જાતે ઋષિપુત્ર અને વેદવેત્તા છતાં તીવ્રવ્રતધારી હતો, તેથી બહુ તેજસ્વી લાગતો હતો. પોતાના ગુફામેથી નીકળીને થોડીક વારમાં તે પૂર્વના અશ્વત્થ વૃક્ષ આગળ આવ્યો અને જે મહાત્માનાં ચરણસ્પર્શ માટે અતિ ઉત્કંઠિત હતો, ત્યાં આવી તે મહાત્માને ઉત્કંઠિત દૃષ્ટિ વડે ચોમેર જોવા લાગ્યો, તો ત્યાં કોઈજ જણાયું નહિ! પુનઃ પુનઃ દષ્ટિ કરી, પણ તેને કાંઇ દૃષ્ટિગોચર થયું નહિ. એ સમયે તેને બ્રહ્માંડ તૂટી પડવા જેટલો મોટો ખેદ થયો. અત્યંત નિરાશાથી નિઃશ્વાસ નાંખતો તે અશ્વત્થની ચોમેર પુનઃ પુનઃ જોવા લાગ્યો; પરંતુ ત્યાં કોઇ પણ તેની દૃષ્ટિએ પડ્યું નહિ. માત્ર ત્યાં થઇને એક નાનો માર્ગ જતો હતો, તેપર મનુષ્યનાં જેવાં પગલાં દેખાયાં. તે ઘણાં સુશોભિત અને અનેક સુચિહ્નોવાળાં હતાં. તેણે અનુમાન કર્યું કે, 'અવશ્ય આ જ તે મહાપુરુષનાં ચરણચિહ્નો છે; તે આ માર્ગે થઇને ગયેલા હોય એમ લાગે છે; મારે પણ એ માર્ગે જ જવું. સદ્‌ગુરુને અનુસરવું (પછવાડે પછવાડે જવું) એ શિષ્યનો ધર્મ છે. તે મારા જીવિતના

દાતા હોવાથી, તેમ જ મેં તેમને અંતઃકરણવડે ગુરુ માનેલા હોવાથી, હું તેમની પછવાડે જઇને તેમને મળું. પણ એ મહાપુરુષ મને મૂકીને કેમ ચાલ્યા ગયા હશે? હા, કામનારહિત–નિઃસ્પૃહ પુરુષને શિષ્ય એ પણ એક ઉપાધિરૂપ છે; કારણ મહાત્માઓ કેવળ નિઃસંગપણે વર્તનારા હોય છે. એટલા જ માટે તે પરમ સંસિદ્ધિને પામેલા જ્ઞાનયોગી છતાં, મારી આગળ પોતાનું હીનત્વ વર્ણન કરતા હતા ને પોતાને સર્વ મહાત્માઓના સેવક તરીકે જણાવતા હતા. મહાત્મા પુરુષો સ્વમુખે પોતાની જ્ઞાનસત્તાનું કે વડાઇનું વર્ણન કરતા જ નથી. તે મહાપુરુષ મને એક નવી ઉપાધિરૂપ સમજીને જ મારો ત્યાગ કરીને ચાલ્યા ગયેલા છે! ભલે ગયા, પરંતુ હું તો ગમે તેમ કરીને પણ તેમને શોધી કાઢીશ. એ જ ગુરુ! એ જ પ્રભુ! એ જો જ્ઞાનોપદેશ કરશે તો જ હું આ દેહને ધારણ કરીશ'–એવો દૃઢ નિશ્ચય કરીને તે એ પગલાંની નિશાની નિશાનીએ ચાલવા લાગ્યો.

ચાલતાં ચાલતાં તે પગલાંને પોતાના પગ કોઇ રીતે ન જ અડકે, તેની તે બહુ જ સંભાળ રાખતો હતો, એટલું જ નહિ, પરંતુ તે પગલાંમાંથી વારંવાર ધૂળ લઇ પ્રેમથી પોતાને માથે ચડાવતો હતો. પુનઃ તે મન સાથે કહેવા લાગ્યો કે, 'અરે! મેં સાંભળેલું છે કે नास्ति तत्त्वं गुरोः परम । ગુરુ કરતાં શ્રેષ્ઠ કોઈ તત્ત્વ નથી, અને સદ્‍ગુરુનો સમાગમ ઘણો દુર્લભ છે; છતાં હું તેમની આગળથી દૂર ગયો, એ જ મેં મોટી ભૂલ કરી છે. સ્થાનકપર જે થવાનું હત તે થાત. તેમાં મને શી હાનિ થવાની હતી? મારું હતું શું કે જવાનું હતું? મેં અજ્ઞાતે, હાથે કરીને જ આપોઆપ આવી મળેલું અમૃત, છાશના રક્ષણની ખટપટમાં, પીધા વિના ગુમાવ્યું છે. મને જ્યારે ભગવાન્ શંકર પ્રસન્ન થયા, ત્યારે કહ્યું હતું કે, થોડાક સમયમાં તને એક મહાત્માનાં દર્શન થશે, તેમની પાસેથી તું જ્ઞાનસિદ્ધિ સંપાદન કરજે. અહો! તે મહાત્મા એ જ! અહો! મારી મૂઢતા કેવી કે હાથમાં આવેલાં રત્નને મેં ગુમાવ્યું. બાલિશતાથી જ મેં મળેલી તક એળે ગુમાવી દીધી છે.'

આવા વિચારોમાં તે કેટલીકવાર સુધી પગલે પગલે ચાલ્યો ગયો. તેની દૃષ્ટિ પગલાંપર જ હતી, મન ગુરુનાં દર્શનપર હતું; તેથી કેટલે દૂર નીકળી આવ્યો છે ને કેવા સ્થાનમાં આવી ચડ્યો છે, તેનું તેને ભાન જ રહ્યું નહોતું. થોડીકવારે એને સંજ્ઞા આવી કે, હું એક મોટા દુર્ગમ અરણ્યમાં આવી ચડ્યો છું. કેમકે થોડુંક આગળ જતાં પેલાં પાદચિહ્નો તદ્દન લુપ્ત થઇ ગયાં, ને માર્ગ પણ વિચ્છિન્ન દેખાયો.

અરણ્યમાંની ઝાડી એટલી બધી તો ગીચ અને વિકટ હતી કે, તેમાં થઇને ચાલવું બહુ જ કઠિન હતું. કોઇ મોટો ધોરી માર્ગ તો તેમાં હોય જ શાનો, પણ અનેક નાના નાના ને આડાઅવળા ભાગ્યા તૂટ્યા શેરડાઓ જણાતા હતા-નાનાં મોટાં પશુઓની આવજાવ માટેના તે શેરડાઓ હતા.

તે દાનદક્ષ-ઋષિપુત્ર અનેક પીડા સહન કરતો કરતો એક શેરડે થઇને આગળ વધ્યો. ને આમ તેમ પગલાં શોધતો આગળ ને આગળ જવા લાગ્યો. પણ જાય ક્યાં ? જેમ જેમ આગળ જતો ગયો, તેમ તેમ તે વધારે વધારે ગુંચવાડામાં પડતો ગયો. ઉત્તરોત્તર અરણ્ય વિકટ આવતું હતું. આડા અવળા શેરડાઓપર ફરવાથી પોતે ક્યાં થઇને કયી દિશાએથી આવ્યો તે પણ ભૂલી ગયો. એકવાર ભૂલ્યો, પાછો ફર્યો, થાકી ગયો. અરણ્યમાંથી બહાર પાછા નીકળી જવા તેણે પ્રયત્ન કર્યો. પણ તે ફાવ્યો નહિ. તેને દિશા સૂઝી નહિ. તે ગુંચવાઇ ગયો. ભટકતાં ભટકતાં મધ્યાહ્ન વીતી; સાંજ પડવા આવી; તેને ક્ષુધા પણ બહુ લાગી. પણ 'સદ્ગુરુની ભેટ થયા વિના આહાર જ કરવો નથી.' એવો નિશ્ચય કરીને તે આગળ ને આગળ ચાલવા લાગ્યો. રાત્રિ નજીક આવી; વિકરાળ વનપશુઓ ચોમેર દોડાદોડ કરવા લાગ્યાં; અનેક ભયંકર શબ્દો થવા લાગ્યા; સૂર્યના અસ્તની સાથે અન્ધકારનું બળ વધવા માંડયું; રાત્રિ પડી; એક મોટા વૃક્ષના થડમાં તે જઇને બેઠો. તેની પડોશમાં જ અનેક વ્યાઘ્ર, વરુ, રીંછઆદિક પ્રાણીઓ ચીસો પાડતાં હતાં; તેના શબ્દો હૃદયને કમ્પાવતા હતા; પણ જિજ્ઞાસુ ઋષિપુત્રે નિશ્ચય કર્યો હતો કે, 'કાં તો સદ્ગુરુ મળે છે, ને કાં તો પ્રાણ જાય છે. देहं पातयामि, किंवा कार्यं साधयामि. 'સદ્ગુરુનાં પુનર્દર્શન થયા વિના દેહ ધારણ કરવો નથી;' આવા વિચારમાં તે સદ્ગુરુ મહાત્માનું જેવું શરીર જોયું હતું, તેવી મૂર્તિનું જ સતત ધ્યાન ધરવા લાગ્યો. મન સંગે તે વારંવાર, 'હે સદ્ગુરો ! હે ગુરુદેવ !' ઈત્યાદિક શબ્દોવડે વાત કરવા લાગ્યો. મોટાં મોટાં ક્રૂર વ્યાઘ્રાદિક પશુઓ તેની આગળ થઇને વારંવાર ફાળો ભરતાં પસાર થતાં હતાં, પરન્તુ ગુરુસ્મરણમાં તલ્લીન થયેલો દાતા, અસ્ખલિત સ્મરણના બળથી કિંચિત્ પણ ભય પામ્યો નહિ. તેને ભયનો વિચાર થયો નહિ. તે કંપ્યો પણ નહિ, અજંપ્યો પણ નહિ. જાણે સમર્થ ગુરુ પોતે જ તેની રક્ષા કરવાને પાસે ઊભા હોય, એવા અડગપણાથી તે સ્મરણ કરતો હતો. વનપશુઓ પણ એને પ્રત્યક્ષ જોવા છતાં, જાણે તે તેમનો સ્વજાતીય જ

હોય, એવી રીતે તેની ઉપેક્ષા કરીને ચાલ્યાં જતાં હતાં. આવી સ્થિતિમાં તેણે તે આખી રાત્રિ વ્યતીત કીધી.

નિર્મળ પ્રભાત થતાં જ તેણે પાછું ભટકવું ચાલુ કીધું. જળનું પણ ઠેકાણું ન હતું કે જેથી તે સ્નાન સંધ્યાદિક પણ કરે. ઝાડીમાંથી કવચિત સૂર્યનારાયણ દેખાવા લાગ્યા, એટલે તેમને પ્રણામ કરી મનોમય (સમંત્ર) સ્નાન અને મનોમય જ સંધ્યા વંદનાદિ કર્મ કરી લીધું અને પાછો પંથે પડ્યો. તે આખો દિવસ મહાત્મા મળ્યા નહિ, અને તેણે અન્ન ગ્રહણ કર્યું નહિ. પૂર્વ દિવસ, આશા ભિક્ષુકીની ખટપટમાં પૂરો થઇ ગયો હતો, તેથી તેનાથી અન્ન લેવાયું નહોતું; બીજે દિવસ અરણ્યમાં ગયો, ને આજે પણ ત્યાં જ. એમ ત્રણ દિવસ ક્ષુધા, તૃષા, ચિંતા ને પરિશ્રમથી બહુ થાકી ગયેલો તે, અંધારું થતાં એક વૃક્ષ તળે જઇને બેઠો અને અતિશય ચિંતામગ્ન થઇ મોટા નિઃશ્વાસયુક્ત પોતાના મન સાથે અનેક પ્રકારે મનન કરવા લાગ્યો:–'હું કોણ? મારો દેશ કયાં? મારી સ્ત્રી કયાં? મારું કુટુંબ કયાં! રે! હું કયાં હતો? કેવી સ્થિતિમાં હતો! શું કરતો હતો? અત્યારે કયાં છું? અહો! જેઓ મારાં હતાં, તેઓમાંનું કોઇ અત્યારે મારા દુઃખમાં ભાગ લેનાર નથી. સત્ય છે કે જગતમાં કોઇ કોઇનું નથી. પોતાનો સંગી પોતે જ છે. અહો! જેમને મેં અંતઃકરણથી મારા પરમ દૈવતરૂપ ગુરુ માન્યા કે, જે દૈવત સંસારરૂપ અપાર સંકટોના સાગરમાંથી ખેંચી કાઢનાર ગણાય છે, તે પણ મારા સંગી ન જ થયા. અહો! આ મહાસંકટમાંથી હવે હું કોની સહાયતાથી તરીશ? મારું અખૂટ દ્રવ્ય આ વેળાએ શા કામનું? જેની સહાયતાથી હું શતાવધિ મનુષ્યો પાસે મારી સેવા કરાવતો, ને રાજાઓથી પણ ન બને તેવાં મોટાં કાર્ય કરી શકતો, તે ધન પણ શું તેના સમગ્ર બળથી મને અત્યારે આ સંકટમાંથી મુક્ત કરી શકે તેમ છે? નહિ. હર હર! હે ગુરુવર્ય! શું હું અધિકારી નથી? હું અસંસ્કારી છું, માટે આપ મારો ત્યાગ કરીને ચાલ્યા ગયા? અરે! આપનાં દર્શન માત્ર ગમે તેવા અનધિકારીને પણ અધિકારી બનાવે છે, તો પછી આ અનધિકારી જીવને પણ આપની સેવાનો અધિકારી કરો! મને પાત્ર કે અપાત્ર કરવો, એ આપના જ હાથમાં છે. હું આપનો શિષ્ય થવાથી આપને ઉપાધિ વધે એ વાત ખરી; તો પણ તે ઉપાધિરૂપ કષ્ટ મારા કલ્યાણાર્થે વેઠીને પણ મને તારવો, એ શું આપનો ધર્મ નથી? **परोपकाराय सतां विभूतयः ।** એ વચન પ્રમાણે આપના સરખા સત્પુરુષોની

વિભૂતિઓ પરોપકારાર્થ જ હોય છે, તો પછી મને કાં તારો નહિ?' આવા વિચારો કરતો કરતો તે અત્યંત પરિશ્રમને લીધે, બેસી નહિ શકવાથી, એજ વૃક્ષની નીચે ઢળી પડ્યો, અને અતિ નિશ્ચેષ્ટ અવસ્થામાં થોડીકવારે નિદ્રાવશ થઇ ગયો.

### પરોક્ષ કૃપાનુભવ

અતિ શ્રમિત થવાને લીધે દાનવીરને ગાઢ નિદ્રા આવી ગઇ. આખી રાત્રિ એક નિમિષવત્ કેમ વીતી ગઇ, તેનીએ તેને ખબર પડી નહિ. અરુણોદય થવાની તૈયારી હતી, એટલામાં અકસ્માત્ તે જાગૃત થઇ ગયો. જેવો તે હર્ષભેર નેત્ર ઉઘાડી, આળસ મરડીને બેઠો થવા જાય છે, તો તેણે પોતાના શરીરપર અતિ સુંવાળું ને વિચિત્ર રંગવાળું વ્યાઘ્રાંબર ઓઢાડેલું જોયું!! તે અતિ વિસ્મય પામ્યો; "જય ગુરુદેવ! ધન્ય ગુરુદેવ!" એવા શબ્દો ઉચ્ચારતો તે, તે વ્યાઘ્રાંબરને વારંવાર પોતાના હૃદય સરસું ચાંપવા ને વંદન કરવા લાગ્યો, અને હર્ષથી બોલ્યો; "અહો! કેવો પરમ તત્ત્વનો પ્રત્યક્ષ ચમત્કાર! હે કૃપાળુ! મને આજના સ્વપ્નમાં આપ આવીને ઓઢાડી ગયા હતા, એજ આ વ્યાઘ્રાંબર છે! પેલા અશ્વત્થ નીચે બિછાવીને આપ બેઠા હતા, તે જ આ વ્યાઘ્રાંબર છે! મહાત્મા જનનો શરણાગતપર કેટલો બધો વાત્સલ્યભાવ! હું અજ્ઞાત સમજતો હતો કે, આપ મને ત્યજીને ચાલ્યા ગયા છો; પણ ના, આપ મારી સાથે જ છો–સમીપ જ છો–અપરોક્ષ છો, તેમ પરોક્ષ પણ છો. હે કરુણાળુ દેવ! મને સ્વપ્નમાં જેવી કૃપા કરી, તેવી પ્રત્યક્ષ ક્યારે કરશો? હે દીનવત્સલ! આપના કૃપાપ્રસાદથી મારા સર્વ શ્રમનો પરિહાર થઇ ગયો છે; હવે હું આપનાં ચરણસમીપ આવવા તત્પર છું. જય દીનવત્સલ! જય ગુરુદેવ!" એવા ઉચ્ચાર સાથે નવીન ઉત્સાહ અને નવા ચૈતન્યથી યુક્ત થયેલો તે દાનદક્ષ, ગુરુપ્રસાદરૂપ વ્યાઘ્રચર્મને શરીરપર ઓઢીને આગળ ચાલવાને તત્પર થયો.

અહો! ઇશ્વરી લીલાનો શો અદ્ભુત ચમત્કાર! પોતે સૂતો હતો, તે વૃક્ષ નીચેથી ચાલતાં તેણે વિચાર કર્યો કે, હવે મારે કઇ તરફ ચાલવું? પણ એટલામાં તેના જમણા હાથ ભણી એક સ્વચ્છ પગદંડો તેની દૃષ્ટિએ પડ્યો–બે દિવસમાં તે પગથી ક્યાંય તેના જોવામાં આવી નહોતી. તેના પર કોઇ કોઇ સ્થળે ભાગ્યાં તૂટ્યાં પાદચિન્હો પણ દેખાવા લાગ્યાં; તે જોઇને તેના આનંદનો પાર રહ્યો નહિ. તેની સઘળી ગુંચવણ મટી ગઇ, અને તે પગથીએ પગથીએ ત્વરાથી આગળ ચાલવા માંડ્યો.

પોતાને શરીરે ઓઢેલા વ્યાઘ્રાંબરમાં જાણે કોઇ અપૂર્વ સિદ્ધિ હોય, તેની પેઠે તે મુહૂર્તમાત્રમાં ઘણોક લાંબો માર્ગ ચાલી ગયો. થોડે દૂર જતાં માર્ગ વચ્ચે નિર્મળ અને કમળનાં પુષ્પોથી ઢંકાયલાં જળને વહન કરતી એક સરિતા આવી. બહુ પ્રસન્ન ચિત્તે તેમાં વિધિવત્ સ્નાન સંધ્યાદિ કરી લઇને પાછો તે માર્ગે પડ્યો. તે ઘણી ત્વરાથી ચાલતો હતો. ઉત્તરોત્તર માર્ગ બહુ સ્પષ્ટ, તેજસ્વી ને અસંખ્ય જાતિનાં પુષ્પિત વૃક્ષોથી છવાઇ ગયેલો આવવા લાગ્યો. માર્ગમાં અનેક સુપક્વ ફળો ભોંયપર પડેલાં હતાં તથા વૃક્ષોપર પણ લટકતાં હતાં, પરંતુ દૃઢ મનવાળા દાતા ઋષિપુત્રે, તેને હાથ પણ અડકાડ્યો નહિ. મધ્યાહ્ન થતાં સુધીમાં ઘણીક નદીઓ, વનો ને નાના મોટા પર્વતો ઓળંગી ગયા પછી, કોઇ દિવ્યભૂમિ સરખો પ્રદેશ તેની દૃષ્ટિએ પડ્યો.

### સિદ્ધાશ્રમ

શુદ્ધ સ્ફટિક અથવા રૌપ્ય સરખા શુભ્ર બાષ્પથી આચ્છાદિત થયેલાં ગગનચુંબિત શિખરોવડે, સુવર્ણ, રજત, તામ્રાદિક અનેક ધાતુઓ તથા મણિમાણિક્યાદિ રત્નોવડે, અઢાર ભાર વનસ્પતિ અને અમૂલ્ય એવી સર્વ પ્રકારની દિવ્યૌષધિવડે, અતિ નિર્મળ, શીતળ અને અમૃત-સમાન જળના નિરંતર વહી રહેલા અસંખ્ય પવિત્ર પ્રવાહોવડે, અસંખ્ય મદોન્મત્ત ગજ, સિંહ, વ્યાઘ્ર, મૃગાદિ વનના પશુઓવડે, સંસારને અસાર માનનારા મહાન્ ઋષિઓ, મુનિઓ, સિદ્ધો અને તપસ્વીઓના નિવાસસ્થાનરૂપ એવી અતિ નવપલ્લવિત વૃક્ષઘટાઓથી સુશોભિત અનેક દિવ્ય ગુહાઓ તથા આશ્રમોવડે, દેવ, ગન્ધર્વ, કિન્નર અને અપ્સરાદિ ગણોને ક્રીડા કરવાના સ્થાનરૂપ અનેક વનોવડે ને કમલવેષ્ટિત સરોવરોવડે તથા અનેક ઇશ્વરી લીલાઓનું, ધર્મરહસ્યનું તેમ જ દૃઢ ભક્તિ-ભાવનું દર્શન કરાવનારાં કલ્યાણકારક અનેક તીર્થાદિકોવડે, અત્યંત સમૃદ્ધિમાન્ બની રહેલા એવા પર્વતરાજ હિમાલયની, ઘણા વિસ્તાર-વાળી તળેટીનો પુણ્ય પ્રદેશ તે હતો. ઉત્તરોત્તર આનંદના પૂરમાં વહેતો દ્વિજપુત્ર તે ભૂમિપર ચાલ્યો. તે અતિ વિચિત્ર ઇશ્વરી લીલા-ઓને જોતો જોતો ઊંચે ચડવા લાગ્યો. પર્વતરાજપરથી ઊતરતા અસંખ્ય મોટા સ્રોત-પ્રવાહો, સમગ્ર ભૂમિને પાવન કરતી જગત્પાવિની ગંગાને મળે છે. તેઓના મૂળ આગળની સૃષ્ટિરચના બહુ જ વિચિત્ર ને આનંદપ્રદ છે. ખરી મુમુક્ષુ અવસ્થાને પામેલો એવો તે દાતા દ્વિજપુત્ર, થોડીક વારમાં એ સ્થાનને પણ વટાવીને આગળ વધ્યો, કે અતિશય

રમ્ય અને સ્ફટિક સરખી ઉજ્જવલ દિવ્યભૂમિ આવી. પર્વતરાજના ઘણાં દૂર દૂરનાં ને બરફથી ઢંકાવાને લીધે રૂપા સરખાં લાગતાં ગગનચુંબિત શિખરોને જોઇ, અતિ વિસ્મય પામેલો તે વારંવાર સર્વ દિશાઓમાં પોતાની દૃષ્ટિને ફેરવવા લાગ્યો. તે ઇશ્વરી માયાની મહત્તાનો વિચાર કરવા લાગ્યો. જરાક થંભીને તે સ્થળની રચના નિહાળવા લાગ્યો. અનેક વૃક્ષઘટાઓથી કોઇ કોઇ સ્થળે કેવળ અન્ધકાર જેવું જણાતું હતું; કોઈ કોઈ સ્થળે લીલા રંગનો ગાલીચો પાથર્યો હોય, એમ હરિયાળી ભૂમિને લીધે ભાસ થતો હતો; દૂર દૂર ઝમકઝમ ઝમકઝમ થતાં ઝરણાંઓ વહેવાનો ધ્વનિ સંભળાતો હતો; કાળાં મૃગો નિશ્ચિન્તપણાંથી ચરી રહ્યાં હતાં; સુગંધ પ્રસરી રહ્યો હતો; સંસારી મનુષ્યનું મગજ તર થઇ જતું હતું; સંસાર વિસરી જવાતો હતો-તેનો વિયોગ આનંદમાં બદલાઇ જતો હતો. મહાત્મા જનોનું એ સ્થળ પરમ પવિત્ર છે. જ્ઞાનની-વિરાગની-સંસારત્યાગની-રસની-પ્રેમની-લીલાની એમ સર્વ સ્થિતિ સંપૂર્ણ સર્વાંશે ત્યાં અનુભવાય છે.

આવાં દિવ્ય સ્થળપર થઇને દાનદક્ષ આગળ વધે છે. ઊંચે-વધારે ઊંચે-હજી પણ વધારે ઊંચે-તેથી પણ વધારે ઊંચે-તે ચડ્યો જાય છે. એટલામાં કેટલેક દૂરથી એક અતિ સુશોભિત વૃક્ષઘટા તેની દૃષ્ટિએ પડી. તેની પગથી પણ તેણી મેર જ વળતી હતી. ચાલ્યો ચાલ્યો ત્યાં આગળ તે ગયો. તે એક અતિ નવપલ્લવિત રમ્ય વાટિકા હતી. તેના દ્વાર આગળ જ તેનો માર્ગ પણ પૂરો થતો હતો. તે ક્ષણભર થંભ્યો; તેણે અંદર જવાનો વિચાર કર્યો, પરંતુ એ અતિ વિસ્તારવાળી વનિકાનાં દ્વાર આગળ એક મોટો વિકરાળ સિંહ બેઠેલો હતો. તેને જોતાં જ મોટા ભયથી તે દ્વિજપુત્ર કેવળ સ્તબ્ધ સરખો બની ગયો; માંહે જવાની કે ત્યાંથી પાછા ખસવાની તેનામાં હામ જ રહી નહિ. કેટલીકવાર સુધી તેનાથી એક પગલું આઘું-પાછું ભરાયું નહિ. તે સિંહ પણ ત્યાંથી ખસ્યો કે ઊભો થયો નહિ. ક્ષણભર વિચારના વમળમાં પડ્યો રહ્યો, પછી મનમાં, "હે ગુરુદેવ! હવે મારે શું કરવું? આપની કૃપાથી અહીં સુધી તો હું નિર્વિઘ્ને આવ્યો; પણ અત્યારે મારા માર્ગમાં પ્રાપ્ત થયેલા વિઘ્નરૂપ આ ક્રૂર પ્રાણીને મારે કેવી રીતે નિવારવું?" એવો વિચાર કરે છે, એટલામાં તો તે વનિકામાંથી એક એવા પ્રકારનો અપરિચિત શબ્દ થયો, કે તે સાંભળતાં જ સિંહ બહુ જ શાંતપણે ત્યાંથી બીજી બાજુએ થઇને બહાર ચાલ્યો ગયો; અને આનંદાશ્ચર્યથી દ્વિજપુત્રે અંદર પ્રવેશ કીધો.

અંદર જઇને જૂએ છે તો અનેક વિચિત્ર પુષ્પસ્તબકો, વૃન્દાવનો અને અસંખ્ય જાતિનાં દિવ્ય વૃક્ષો ખીલી રહ્યાં હતાં. તેઓપર વિવિધ જાતિના પક્ષિગણો મધુર મધુર કલરવ કરી રહ્યાં હતાં. વાટિકાના મધ્ય ભાગમાં અતિ સુશોભિત વૃક્ષોથી ઢંકાયલા કિનારાઓવાળું, અને સ્ફટિક સરખા નિર્મળ જળથી ભરેલું એક દિવ્ય સરોવર આવેલું હતું-તેમાં ખીલેલાં વિચિત્ર કમળપુષ્પોની શોભા મનને હરણ કરતી હતી. તેના સુંદર કિનારાથી થોડેક છેટે એક નાની પર્ણકુટી જોવામાં આવી-તે કેવળ વૃક્ષની નીચે લતાઓથી જ બાંધેલી હતી, છતાં પણ અતિ રમ્ય હતી. તેના દ્વાર આગળ જઇને જોતાં દ્વિજપુત્રના આનન્દનો પાર રહ્યો નહિ! જેના પુણ્યરૂપ દર્શનાર્થે તે આટલો બધો પરિશ્રમ કરી રહ્યો હતો, તે જ શાંતપણે બેઠેલા સમર્થ પ્રભુનાં તેને દર્શન થયાં. તત્કાળ મોટા હર્ષના ઉમળકાથી 'જય ગુરુદેવ!' 'ધન્ય ગુરુદેવ!' એવો ધ્વનિ કરતાંની સાથે તે તેમનાં ચરણારવિન્દમાં જઇ પડ્યો; તેણે પ્રેમાશ્રુવડે તેમનાં પવિત્ર પાદપદ્મો ભીંજવી દીધાં. તેની શ્રદ્ધા અને ભક્તિથી પ્રસન્ન થઇને તે યોગીશ્વરે તેને હાથ ઝાલીને બેઠો કર્યો, અને આશ્વાસનપૂર્વક હૃદયે ચાંપી પોતાની સામે બેસાડ્યો. તે બે ત્રણ દિવસોનો ભૂખ્યો હતો, માટે તત્કાળ પોતે બોલ્યા; "વત્સ! આ આશ્રમ બહાર જઇ તારી ઇચ્છામાં આવે તેવાં સુપક્વ ફળો પ્રાશન કરીને ક્ષુધાને શાંત કર."

દાનદક્ષ ક્ષણભર વિચાર કરીને બોલ્યો; "કૃપાનાથ! આપનાં ચરણારવિન્દનાં અલભ્ય દર્શન પામી આજે મારી સર્વ ક્ષુધા ને તૃષા આપોઆપ જ શાંત થઇ ગઇ છે; પણ આપની આજ્ઞા છે તો ભલે હું જાઉં છું;" એમ કહી તે આશ્રમ બહાર ગયો ને થોડીક વારમાં ઘણાંક સ્વાદિષ્ટ ફળો લઈ આવીને તેણે ગુરુવરને નિવેદન કર્યાં. યોગીશ્વર તેની શ્રદ્ધા અને વિવેક જોઇને પ્રસન્ન થયા અને તેમણે તેમાંથી કેટલાંક તેને ખાવા આપ્યાં; જે એકાંતે બેસીને ભક્ષણ કરતાં તે અતિશય તૃપ્ત થઈ ગયો. જળની આજ્ઞા થતાં સરોવરમાંથી જળ પી આવ્યો, અને પાછો દંડવત્ પ્રણામ કરી, તેમનાં ચરણસમીપ બેઠો. કુરુક્ષેત્રથી આજ સુધીમાં પોતે જોયેલા અદ્દ્ભુત ચમત્કારોવડે દાતા દ્વિજપુત્ર, આ યોગેશ્વરને સાક્ષાત્ ઈશ્વરાંશ જ માનવા લાગ્યો; તે તેમના મુખમાંથી નીકળતાં અમૃત સમાન મધુર વચનોની અનિવાર્ય પ્રેમથી ચાતકની પેઠે વાટ જોવા લાગ્યો.

### પરમોપદેશ

મહાત્મા યોગીશ્વર અંતર્યામીપણે તે બ્રાહ્મણની વૃત્તિને જાણી ગયા. તે બોલ્યા; "હે વત્સ! અનેક સંસારસુખોને ત્યજી ઘણાંક સંકટોને પરિણામે આ સ્થાનને પ્રાપ્ત થયેલો તું, પરમ તત્ત્વનો જિજ્ઞાસુ છે એમ મેં જાણ્યું. તારું કલ્યાણ થાઓ; તારાપર તે તત્ત્વપતિ કૃપા કરો. હે તાત! પરમ કૃપાળુ સર્વેશ્વર પ્રભુની આજ્ઞા એવી છે કે, તેના સંબંધી તત્ત્વનું જ્ઞાન, જ્ઞાતાએ તેના જિજ્ઞાસુને આપવું. પણ તે પૂર્વે, વિચાર કરવો કે, તે તે વસ્તુનો અધિકારી વા પાત્ર છે કે નહિ? પાત્ર વિના આપેલી વસ્તુ નષ્ટ કે ભ્રષ્ટ થઇ જાય છે, અથવા તો તેના ગ્રાહકને નષ્ટ ભ્રષ્ટ કરી નાંખે છે; અર્થાત્ તેનો પ્રતિકૂલ પ્રયોગ થાય છે, કિવા તે વસ્તુ વ્યર્થ જાય છે. હે પુત્ર! જ્ઞાન એ શબ્દનો અર્થ, જાણવું, ઓળખવું, સમજવું એવો થાય છે. જેવો અર્થ જ્ઞાનનો છે, તેવોજ વિદ્યાનો છે. કોઇ પણ પદાર્થને ખરી રીતે જાણવો-ઓળખવો તે તેનું યથાર્થ જ્ઞાન છે. તેજ પ્રમાણે આપણે પોતે કોણ છીએ? ક્યાંથી આવ્યા છીએ? ક્યાં છીએ? શા માટે આવ્યા છીએ? ક્યાં જવાના છીએ? ઇત્યાદિ વાત યથાર્થપણે જાણવી, તે સ્વાત્મજ્ઞાન છે. એ જ્ઞાન બીજાં સર્વ જ્ઞાનોનું તથા સર્વ વિદ્યાઓનું તાત્પર્ય છે. એ જ્ઞાન જેને યથાર્થપણે પ્રાપ્ત થયું, તેને બીજાં સર્વ જ્ઞાનો અશેષપણે પ્રાપ્ત થયાં, એમ સમજવું. પણ એ જ્ઞાન જેમ સર્વ કરતાં ઉત્કૃષ્ટ છે, તેમ પ્રાપ્ત કરવું, એ પણ સર્વ કરતાં દુષ્કર છે. એ જ્ઞાનનું યથાર્થ વિવેચન થવાને માટેજ જગતમાં સર્વે વેદો, વિદ્યાઓ અને શાસ્ત્રો પ્રકટ થયેલાં છે. સઘળાં વિવેચનોને પરિણામે તેઓએ એટલે વૈદિક ગ્રંથોએ જગતના સર્વ પ્રાણીઓ પ્રત્યે સૌથી મોટામાં મોટી એવી આજ્ઞા કરી છે કે, આ અપાર દુઃખરૂપી માયાના પ્રપંચમાં મચેલા જીવે, તેમાંથી મુક્ત થવા માટે, માયાના પતિને શરણે જવું-પછી સ્મરણ મનનથી તેનું પરોક્ષ દર્શન કરવું.* એ દર્શનમાં લીન થતાં અપરોક્ષ દર્શન થશે ને તે પછી તદ્રૂપ થવું. એમ થવાથી તે કૃપા-સાગર તેમાંથી તેનો ઉદ્ધાર કરીને પોતાના અપાર સુખનો ભોક્તા કરશે. હે ઋષિપુત્ર! એ આજ્ઞા સર્વ ધર્મોનું મૂળ છે, સર્વ જ્ઞાનોનું દોહન છે, સર્વ કર્તવ્યોનું કર્તવ્ય છે અને સર્વ શાસ્ત્રોનું રહસ્ય છે. મારી પણ તારા પ્રત્યે એજ આજ્ઞા છે કે, તું તેને જાણ, જો અને તદ્રૂપ થા."

આ છેલ્લા શબ્દો તે મહાત્માના મુખમાં હતા, એટલામાં એક

* मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ।

ભારી ગર્જના થઇ, જે સાંભળતાં દ્વિજપુત્ર ચમકી ઊઠ્યો. તેને ધીરજ આપી યોગિરાજે કહ્યું; "વત્સ! બ્હીશ મા, એ કોઈ ભયનું આગમન નથી. અત્ર ભય કેવું? પણ એ ગર્જના આપણને આવશ્યક સૂચના છે. એ ગર્જના આ અરણ્યવાસી સિંહની છે, જે આપણને સંધ્યાસમય થવા આવ્યો હોવાથી અન્ય કાર્ય સમાપ્ત કરી, નિત્ય કાર્યમાં પ્રવૃત્ત થવાનું સૂચવે છે. હે વત્સ! એ સિંહ પોતાની સ્વાભાવિક ક્રૂરતા ને હિંસાને તજી દઇ, સર્વ પ્રાણીઓના મિત્ર સરખો ભગવદીય બનેલો છે, અને તે પોતાની મેળે જ આવીને આ આશ્રમનું રક્ષણ કરે છે. તેને પોતાની ગુહામાં જવાનો સમય થયો હોવાથી તે તત્પર થયો હશે એમ લાગે છે."

એટલામાં તો પૂછડી હલાવતો ને ગેલ કરતો તે મૃગરાજ પર્ણ-શાળા આગળ આવ્યો, અને મુખ નીચું નમાવી ઊભો રહ્યો. તેને જોઇ યોગિરાજ બોલ્યા; "વત્સ! તારે આહાર કરવાનો સમય થયો છે, જા; આ દ્વિજપુત્ર આજથી તારો સહવાસી થયો છે, તેની સાથે ભ્રાતૃભાવથી વર્તજે." એ સાંભળી તુરત તે મૃગપતિ, પર્ણશાળાની પ્રદક્ષિણા કરીને દ્વિજપુત્ર પ્રતિ પ્રેમદૃષ્ટિ ફેંકી, ત્યાંથી ચાલતો થયો અને મહાત્મા યોગિરાજ પણ દ્વિજપુત્રને સાથે લઈ પર્ણકુટીની બહાર નીકળ્યા અને આશ્રમની વિચિત્ર રમ્ય વૃક્ષલતાઓમાં ફરતાં ફરતાં સરોવરપર ગયા. ત્યાં દ્વિજપુત્રે સંધ્યાવંદન કર્યું; યોગિરાજ પણ પરમાત્મસ્વરૂપની ધ્યાનરૂપ સંધ્યા કરવા બેઠા.

દ્વિજપુત્ર સંધ્યાવંદન કરી રહીને તેની સમાપ્તિમાં ગુરુચરણવિષે પ્રણામ કરવા ગયો, તો ગુરુને તેણે કાષ્ઠ કિંવા પાષાણની પ્રતિમાવત્ સ્થિર થઇ ગયેલા જોયા! તે સમજી ગયો કે, તેઓ ધ્યાનસ્થ છે; તેથી તેમના જાગૃત થવાની વાટ જોતો તે ત્યાં જ બેઠો. ક્ષણ થઇ, ઘડી થઈ, પ્રહર થઇ ગયો, છેક આખી રાત્રિ વીતી ગઇ, તોપણ તે તો તેમના તેમ જ રહ્યા! શિષ્ય પણ આખી રાત્રિ તેમની સમ્મુખ જ બેસી રહ્યો. પ્રાતઃકાળ થયો ત્યારે દેહકૃત્યથી શુદ્ધ થઇને પાછો તે ત્યાં જ આવી બેઠો, ને તેમણે કહેલા ઉપદેશનું મનન કરવા લાગ્યો. ગુરુનો એ દિવસ પણ સમાધિમાં જ ગયો. બીજી રાત્રિ પણ એમ જ ગઇ; તો પણ શિષ્ય કર જોડી તેમની સમ્મુખ જ બેસી રહ્યો હતો. તેટલા સમયમાં તેણે કશો આહાર કર્યો નહોતો; કેમ કે હવે તે પોતાને સેવકધર્મનો અધિકારી સમજતો હતો. પોતાના સેવ્ય એવા ગુરુદેવની આજ્ઞા વિના કે તેમને નિવેદન કર્યા વિના મારાથી કશું કર્મ થઇ શકે નહિ, એમ

તેનો નિશ્ચય હતો. પણ તે વેળાએ તે, પર્ણકુટીમાંથી, આગળના ચોગાનમાંથી, આશ્રમના માર્ગોમાંથી ને સરોવરના તટોપરથી, સાયં-પ્રાતઃ બન્ને વેળા કચરો વાળી નાંખવો, તુળસી, મોગરા, ગુલાબ, ઈત્યાદિ છોડવાઓને જળ સીંચવું તથા પક્ષીઓના પાડવાથી, તેમ જ ઘણા પાકી જવાથી નીચે ખરી પડેલાં ફળોને વીણી એકઠાં કરવાં, ઈત્યાદિ પરિચર્યા કરવી ચૂકયો નહોતો. જેવું એણે શિષ્યવ્રત ધારણ કર્યું હતું, તે જ પ્રમાણે પેલા સિંહની પણ સ્થિતિ હતી. યોગીશ્વર સમાધિ-માંથી જાગ્યા નહિ, ત્યાંસુધી તે પણ આશ્રમના ઝાંપા આગળથી ખસ્યો નહિ. તે થોડી થોડીવારે માંહે આવીને ગુરુવર્યનાં દર્શન કરી જતો હતો.

ત્રીજે દિવસે યોગિરાજની સમાધિ ઊતરી. ત્રણ ત્રણ દિવસોથી પોતાના બંને શિષ્યો ક્ષુધિત છતાં સેવામાં તત્પર છે, તે જોઈ બહુ પ્રસન્ન થઇને તેમણે તત્કાળ બંનેને યથેચ્છ ફલાહાર કરવાની આજ્ઞા કરી. દ્વિજ-પુત્રે પોતે જે ઓળખતો હતો, તે જાતિનાં ફળો લાવી ગુરુને નિવેદન કરયાં; સિંહ પણ વંદન કરીને ગયો. શિષ્યના પ્રસાદ ધરાવેલાં ફળો જોઈ, યોગિરાજ બોલ્યા, "પુત્ર! અત્યારે તો તું ભલે એ ફળો ભક્ષણ કર, પણ પછી અવકાશ મળતાં હું તને આશ્રમમાંથી ને આ અરણ્યમાંના પર્વતોમાંથી એવા પ્રકારનાં ફળો તથા મૂળો ઓળખાવીશ, કે જે એકવાર ભક્ષણ કરવાથી દિવસોના દિવસો કિંવા મહિનાના મહિનાઓ સુધી કશા પણ આહાર વગર તૃપ્તિ રહે છે; એટલું જ નહિ, પણ શરીરમાંથી બળ–તેજ કિંચિત્ પણ ન ઘટતાં જેવું ને તેવું જ તે ચાલુ રહે છે."

### સ્વરૂપાવલંબન

શિષ્ય ફલાહાર કરી તૃપ્ત થઇને પાછો ગુરુસમીપ આવી કર જોડીને બેઠો અને પ્રણામપૂર્વક પૂછવા લાગ્યો કે, "હે નાથ! આપે મને આજ્ઞા કરી કે, માયાના પ્રપંચમાં ફસેલા પ્રાણીએ માયાના પતિનો આશ્રય કરવો, પરંતુ તેમાં હું બરાબર સમજી શકયો નથી. કૃપાનિધાન! મને કહો કે, માયા તે શું? માયાનો પ્રપંચ તે શું? ને માયાપતિ એ કોણ?"

મહાત્મા બોલ્યા; "વત્સ! એ વસ્તુઓ જાણવા જેવી છે. તારાં નેત્રો-વડે દેખાતું એવું આ સર્વ જગત્–જેમાં પૃથ્વી, આકાશ, ગ્રહો, નક્ષત્રો, દેવો, મનુષ્યો, રાક્ષસો, પશુઓ, પક્ષીઓ અને બીજાં સર્વ જાતિના પ્રાણીઓનો તથા પદાર્થોનો સમાવેશ થાય છે, એ સર્વ–માયાનો પ્રપંચ (વિસ્તાર) છે. પ્રપંચ એટલા માટે છે કે, એ વાસ્તવિક નથી, પણ અસત્ય

છે–નાશવંત છે, છતાં સત્ય જેવું ભાસે છે. તે સઘળો પ્રપંચ માયાથકી ઉત્પન્ન થયેલો હોવાથી એ માયાનો પ્રપંચ કહેવાય છે. સઘળા અસત્ય–નાશવંત પદાર્થો ઉત્પન્ન કરવાની, તેમ જ તેઓને સત્ય સ્વરૂપવાન મનાવવાની કોઇથી નહિ ટાળી શકાય એવી અદ્ભુત શક્તિ જેનામાં છે, તે માયા. એ માયાને વિષ્ણુની–વિશ્વપતિની મોહનમૂર્તિ પણ કહે છે.* એ મૂર્તિનાં દર્શનથી, સંસારી જીવો–જેની મોહિનીમાં પડી જઇને સુખ, દુઃખ, અહંતા, મમતા વગેરેનો અનુભવ કરે છે તે માયા; અર્થાત્ માયા પોતાનું રૂપ બતાવી–માયામય ભાવ દેખડાવી, અનિત્યમાં નિત્યતા અને અજ્ઞાનમાં જ્ઞાનનો ભાસ કરાવીને, જીવને ભૂલાવે છે. માત્ર ભક્તયોગી જનો જ માયાની મોહિનીમાં લપટાતા નથી; કારણ કે તેમણે ચિત્તવૃત્તિને વશ કરેલી હોય છે. માયાનું સ્વરૂપ અજ્ઞાન છે, એટલે માયા અજ્ઞાન-રૂપ છે એમ જાણજે. માયાના અજ્ઞાનપણાંમાં લૌકિક અનુભવ પ્રમાણ છે. મંત્ર, તંત્ર, ઇન્દ્રજાળ વગેરેમાં જે કંઇ ચમત્કાર જોવામાં આવે છે અને તે જોવાથી જે મોહ ઉત્પન્ન થાય છે, તેને માયા કહેવામાં આવે છે. અજ્ઞાન અને માયા એ બન્ને પર્યાય શબ્દો જ છે; પરંતુ જ્યાં અજ્ઞાન ઘટી શકે નહિ ત્યાં માયા જાણવી. માયા અને અજ્ઞાન વસ્તુતઃ એ એક જ છે. જે માયા પરબ્રહ્મનાં સ્વરૂપનું આવરણ કરીને જ્ઞાનની વિરોધી થાય છે, તે માયા અજ્ઞાન એવે નામે કહેવાય છે. આવી માયા સત્ય તથા અસત્યથી વિલક્ષણ છે, તેથી તેને અનિર્વચનીયા કહેવામાં આવે છે. એ માયા જ્ઞાને કરીને નિવૃત્ત થાય છે. એટલા માટે ચિત્તશુદ્ધિ કરી, વાસનાઓથી દૂર રહીને, પરમાત્માનાં સ્વરૂપને જાણવાનો પ્રયત્ન કરવો એ, જે જીવને મુક્તિની ઇચ્છા છે, તેનો ધર્મ છે. પરમાત્મા પોતે માયાના પતિ છે. સર્વ તેને અધીન છે. તેની આજ્ઞા વિના માયાથી એક પાંદડું પણ હલાવી શકાતું નથી. તે પરમાત્મા પરબ્રહ્મ કે જેને સૌ ભગવાન્, પ્રભુ, ઈશ્વર અને આખા જગતના પતિ કે પિતાને નામે ઓળખે છે, તેના વશમાં એ માયા છે. એની સહાયતાથી જ, માયાએ આ સઘળો પ્રપંચ ઊભો કર્યો છે, એટલા માટે તે માયાનો પતિ છે. હે બ્રહ્મપુત્ર! વિચાર કર, કે એ માયાનો પ્રપંચ કેમ મિથ્યા છે અને માયા પોતે કેમ જડ છે–પરતંત્ર છે, ને સર્વ સત્તાધીશ તો માત્ર ચૈતન્યરૂપ એવો માયાપતિ

* मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।
तस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥

જ છે. એ માયાને તરી માયાપતિને શરણે થવું, એ જ પ્રાણીનું જન્મ્યાનું શ્રેષ્ઠ કર્તવ્ય છે.”

શિષ્ય બોલ્યો; “ગુરુવર્ય! તે માયાપતિ કેવો છે, ક્યાં છે, તેને શરણે કેવી રીતે થવું?”

મહાત્મા બોલ્યા; “તાત! એને જેવો કલ્પીએ તેવો તે છે. આ આખા જગત્ જેવો તે છે. આખું જગત, માયા સાથે તે સમર્થ માયાપતિનો એકાંશ મળવાથી જ, પ્રકાશિત થયું છે;* તેથી તે સમગ્રપણે આખા જગદ્રૂપ છે–ચૈતન્યરૂપ છે. પરથકી પર એવો તે અત્યંત અલક્ષ્ય (લક્ષમાં પણ ન આવી શકે તેવો) છે. તો પણ તે માયાપતિ અનંત શક્તિમાન્ હોવાથી શરણાગત વા સેવક–ભકતજન તેને જેવો ધારે તેવો તે પ્રતીત થાય છે. (૨) તે કયાં છે, એમ જ્યારે તું પૂછે છે, ત્યારે મારે કહેવું જોઇએ કે, એ જ્યાં ન હોય એવું એક અણુમાત્ર ઠામ પણ ખાલી નથી. તે સભરો છે. जले विष्णुः स्थले विष्णुर्विष्णुः पर्वतमस्तके । ज्वालामालाकुले विष्णुः सर्वं विष्णुमयं जगत् ॥ એમ શાસ્ત્રમાં કહ્યું છે. સઘળે જ સ્થળે–ભૂમિ, આકાશ, પાતાળ ને આખા બ્રહ્માંડમાં તે એક સરખો સુઘટ્ટ વ્યાપીને રહેલો છે. એવડો મોટો તે છે, છતાં તેની અતિ અદ્ભુત શક્તિ તું જો, કે તે કોઇની પણ દૃષ્ટિએ પડતો નથી! અહા! તે પરમ કૃપાળુની અચિંત્ય કરણીને કોણ વર્ણવી શકે તેમ છે?” એ છેલ્લા શબ્દો બોલતાંની સાથે તે યોગીશ્વરનાં નેત્રો પ્રેમાશ્રુથી ભરાઇ આવ્યાં, કંઠ ગદ્ગદ થઇ ગયો!!

કેટલીકવારે પોતાના પ્રેમાવેશને આવરીને વળી તે મહાત્મા બોલ્યા; “વિપ્ર! હવે એને શરણે કેવી રીતે થવું, તે સાંભળ: મનથી, વચનથી, કાયાથી–સર્વ રીતે તેને અધીન થવું; એ મારો રક્ષક, એ જ મારો તારક, એ જ પિતા, એ જ પ્રભુ, એ જ પૂજ્ય અને પ્રારંભમાં હું તેનો સેવક છું; અને પછી, તે તે હું, અને પછી હું ને તે એક જ, એવી દૃઢ ભાવના કરીને રહેલું, એ તેને શરણ થવું છે. એ પવિત્ર ભાવના સદા સર્વદા જાગૃત રહે, ભૂલાઇ કે શિથિલ થઇ જાય નહિ, તે માટે બહુ જ પ્રયત્નથી નિત્ય તેનું મનન થવું જોઇએ. પણ પુત્ર! એ મનન એમ ને એમ નિરાધાર થઇ શકતું નથી. તેને માટે કંઈક આલંબન જોઇએ, કે જેના આધારે મનન દૃઢ થાય.”

* एकांशेन स्थितो जगत् ।

## આલંબનની રીત

એ પ્રમાણે વાતચીત કરતાં, સંધ્યાસમય થયો. સરોવર પર સંધ્યાવંદન કરી ગુરુ અને શિષ્ય પર્ણકુટીમાં આવ્યા. રાત્રિ થતાં સર્વત્ર શાંતિનું રાજ્ય સ્થપાયું. ગુરુદેવે તે સચ્છિષ્ય પ્રતિ પુનઃ કહ્યું: "પ્રિય પુત્ર! પેલા દર્ભાસનને અહીં લાવી, ને ઉપર મારા સમ્મુખ બેસ; પેલા કમડલુમાંથી આચમન કરી, તારી શકત્યનુસાર પ્રાણાયામવડે ચિત્તને સ્થિર કર." શિષ્યે તે પ્રમાણે કર્યું. પછી યોગીશ્વર બોલ્યા; "વત્સ! નિત્ય ગાયત્રીજપ વેળાએ તું જેવું તેજોમય સૂર્યબિમ્બનું ધ્યાન ધરે છે, તેવું અતુલ સ્વચ્છ તેજ જ સર્વત્ર વ્યાપી રહ્યું છે–અન્ય કશી જ વસ્તુ નથી, એમ બન્ને નેત્રો મીંચીને તારા મનવડે જો. સૂર્યબિમ્બનું તેજ એ પ્રભુનું શરણ ઇચ્છનાર સાધકને ઉદાહરણરૂપ છે. જગતમાંના સઘળાં તેજો–અગ્નિ, વિદ્યુત, તારાગણ, ચંદ્ર ઇત્યાદિ સર્વ તેજસ્વી પદાર્થોનાં તેજો કરતાં સૂર્યબિમ્બનું તેજ ઉત્કૃષ્ટ છે. એના કરતાં અધિક પ્રકાશવાળું તેજ જગતમાં બીજું કોઇ દૃષ્ટિગોચર થતું નથી. બીજાં સર્વે તેજોની પેઠે એ તેજ પણ સર્વના પ્રભુ-માયાપતિનું આપેલું હોવાથી, વાસ્તવિક જોતાં માયાપતિનું જ છે; એટલા માટે માયાપતિના અગોચર–અલક્ષ્ય સ્વરૂપને ઓળખવા ઇચ્છનારે, પ્રથમ એ અતુલ તેજનું જ ધ્યાન ધરવાનું છે. માટે હે દ્વિજ! પ્રથમ તારું ચિત્ત સારી પેઠે સ્થિર થવાને તું કેટલાક સમય સુધી તેનું જ ધ્યાન ધર. એ મારા પ્રભુનું–મારા સ્વામીનું–અકળ–અચિન્તનીય સ્વરૂપ છે એવું જાણીને તેને, મનોમય પદાર્થો અર્પણ કર; અને હાથ જોડી સેવકની પેઠે નમ્ર થઇને પ્રણામ કર, શુદ્ધ ભાવથી પ્રાર્થના કર, કે હું આપનો છું, મારાપર કૃપા કરો. અંતઃકરણને સ્વસ્વરૂપમાં એકાગ્ર કરીને અખંડ વૈભવવાળા આત્માને જો, બંધનને કાપી નાખ, અને સંસારના દુર્ગંધનો ત્યાગ કર. સઘળી ઉપાધિથી રહિત બની, સચ્ચિદાનંદરૂપ બની જા–આ અધમ આત્માને શુદ્ધ બનેલો જો. એમ જોવાથી તને પાછો સંસાર ભોગવવો પડશે નહિ."

એટલું કહીને ઘણી વાર સુધી મૌન ધરી રહેલા તે મુનિ પુનઃ બોલ્યા: "પણ ભાઈ! એવી ભાવના માત્ર ઉપર ઉપરની જ હોય તો કશું ફળ નથી. પ્રભુનો આશ્રય તો બીજા સર્વ આશ્રયો છોડી દઇને અનન્યપણે કરવો જોઇએ. પોતાનાં બળનો, ભાગ્યનો, ધનનો, વિદ્યાનો, સિદ્ધિ આદિક ઐશ્વર્યનો, તપનો, પુણ્યનો કે સ્વજન આદિ કોઇનો પણ

આશ્રય હોય ત્યાં સુધી ભગવદાશ્રય દૃઢ થતો નથી-અંતઃકરણ પૂરેપૂરું પરબ્રહ્મને વિષે લીન થતું નથી. માટે બીજા સર્વ આશ્રયો છોડી દઈને તું તે કૃપાળુને શરણ થા.* એમ કરતાં તારો અધિકાર વધશે, એટલે હું તને તે અનંતરૂપ બ્રહ્મના અતિ મનોહર પ્રેમસાગર લલિત સ્વરૂપનું અવલંબન કરાવીશ, કે જેવડે તે કૃપાળુ પ્રેમમૂર્તિને વિષે તને પ્રેમળ ભક્તિ ઉત્પન્ન થશે-સત્ય સ્વરૂપ પ્રત્યક્ષ થશે અને તે પછી તેનો તારાપર અનુગ્રહ થવાને વિલંબ લાગશે નહિ. હે દ્વિજન્મા! રૂપરહિત એવા બ્રહ્મ-માયાપતિનાં અનંત રૂપો કલ્પીને ઉપાસના થઈ શકે છે. જેને જેવી રુચિ હોય તેવું રૂપ તે કલ્પે. બ્રહ્મના સાક્ષાત્કાર માટે અનેક માર્ગો છે. તેમાં કોઈ સહેલા હોઈને કાલાંતરે ફળ આપનારા છે, તો કોઈ કઠિન-દુષ્કર હોઈને થોડા સમયમાં ફળ આપનારા છે. તારે માટે આ સરલ માર્ગ મેં યોગ્ય ધાર્યો છે, તેનો તું નિત્ય અભ્યાસ કર." પછી ઘણીકવાર સુધી પરબ્રહ્મનું સ્વરૂપ વિચારીને, તેમણે શિષ્યને પોતાના આસનપર જવાની આજ્ઞા કરી ને તે પોતે સમાધિમાં બેઠા.

### જટામાંનો મણિ

બીજે દિવસે પ્રાતઃકાળમાં ગુરુવર્યને ધ્યાનસ્થ જ જોયા, ત્યારે શિષ્ય પણ સ્નાનસંધ્યા આટોપી પર્ણકુટીની બહાર બેસીને ગુરુએ ઉપદેશેલા ધ્યાનયોગનો અભ્યાસ કરવા લાગ્યો. એક ગયો, બે ગયા, ને ત્રીજો દિવસ પણ ગયો. ચોથે દિવસે મધ્યાહ્ન થવા આવ્યા ત્યારે ગુરુની સમાધિ ઊતરી. શિષ્ય પણ આહાર નિદ્રા તજીને તેમની સમ્મુખ જ તેજોમય જ્યોતિનું ધ્યાન ધરતો બેઠો છે તે જોઈને, મહાત્માએ તેને ફલાહાર કરવાની આજ્ઞા કરી. શિષ્ય ફલાહાર કરીને પાછો ગુરુની સમ્મુખ આવી બેઠો, એટલે ગુરુ બોલ્યા; "પુત્ર! આજે તો ચાલ; હું તને આપણે માટે પરમાત્મા-પ્રભુએ ભરી રાખેલા આહાર ભંડાર દેખાડું; કારણ, આ પ્રમાણે વારંવાર તારે ક્ષુધા વેઠવી પડે છે એ યોગ્ય નહિ. યોગના અભ્યાસીએ તો નિદ્રા, જાગરણ, આહાર, વિહાર ને બીજી સર્વ ક્રિયાઓ કરવામાં સર્વ કાળ નિયમિત રહેવું જોઈએ-અનિયમિત રહેનારને યોગ પ્રાપ્ત થતો નથી."† એમ કહેતાંની સાથે યોગેન્દ્ર પ્રભુ ઊભા થયા, ને શિષ્યને સાથે લઈ આશ્રમની બહાર આવ્યા. ત્યાં પેલો સિંહ બેઠેલો હતો. તેણે ઊભા થઈ તત્કાળ તેમને વંદન કર્યું. તેને

---

* सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज।

† असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः।

આશીર્વાદ દઇ તેઓ આશ્રમની બાજૂએ થઇને તેની પછવાડે આવેલી પર્વતકંદરાઓ તરફ ચાલ્યા. ત્યાંની વૃક્ષઘટા, જલનાં ઝરણો, તેની અપાર ઊંડી ગયેલી ખોભણોમાં પડતી ધારાઓ, અનેક કુંજો, ગુફાઓ આદિ જોઇને શિષ્ય ચકિત થઈ ગયો. જલનાં ઝરણોથી જે અનેક મોટા કરાડાઓ પડ્યા હતા, તેમાં ઊઘાડાં થયેલાં કેટલાંક મૂળિયાં દેખાડીને મહાત્માએ કહ્યું; "આ મૂળને અગ્નિમાં શેકીને ભક્ષણ કરવાથી એક માસ પર્યંત ક્ષુધા લાગતી નથી. પછી બીજાં જૂદાં જૂદાં દેખાડીને કહ્યું; "આનું ભક્ષણ કરવાથી બે માસ તૃપ્તિ રહે છે, આ કંદ ત્રણ માસ સુધી તૃપ્તિ આપે છે, આ દિવ્ય કંદનું ભક્ષણ કરનાર યોગીને છ માસ પર્યંત બીજા કશા આહારની અપેક્ષા રહેતી નથી. આ લાલ રંગનું કંદ અપૂર્વ પુષ્ટિ આપનારું છે; આ શ્વેત મૂળ બહુ જ સ્વાદિષ્ઠ ને શાંતિકર છે." એમ જૂદાં જૂદાં કંદમૂળો બતાવી એમાંનાં કેટલાંક કંદમૂળો તેની પાસે ખોદી લેવરાવીને તે પાછા આશ્રમ તરફ વળ્યા.

માર્ગમાંના એક ઝરણમાં તે કંદમૂળ ધોવરાવી પાસેની એક સુન્દર સ્ફટિક શિલા ઉપર પોતે બેઠા, પછી કહેવા લાગ્યા કે, "હે દાનદક્ષ! આવા પ્રકારનાં સ્વાદિષ્ઠ ભોજન જેઓને પ્રભુએ અખૂટ આપ્યાં છે, તેઓ બીજાં લૌકિક ભોજનની શા માટે ઇચ્છા કરે?" એ સાંભળી દાનદક્ષ બહુ હર્ષિત થઈ, દંડની પેઠે લાંબો થઇ તેમનાં ચરણમાં વારંવાર પ્રણામ કરવા લાગ્યો. અહીંયાં એક ચમત્કાર બન્યો. દંડની પેરે તે નમવા ગયો, એવામાં તેના મસ્તકપરની કેશની ગુંડી છૂટી ગઇ; જેમાંથી એક કાષ્ઠની દાબડી નીકળી પડી. એ જોતાં જ મહાત્મા બોલ્યા, "એ શું છે?"

શિષ્યે કહ્યું; "કૃપાનાથ! એમાં એક મણિ છે."

મહાત્માએ કહ્યું; "તારી પાસે મણિ ક્યાંથી? લાવ જોઉં કેવો છે?"

દાનવીરે તે દાબડી તેમના હાથમાં મૂકી, જે ઉઘાડીને જોતાં જ અતિ સુંદર તેજસ્વી મણિ તેમાંથી નીકળ્યો, તેને જોઇ મહાત્મા બોલ્યા; "શું આવા એક ચકચકતા પાષાણના કકડાને તેં પ્રેમથી જીવની પેઠે મસ્તકમાં છૂપાવી મૂકયો છે! ભગવત્પ્રાપ્તિના યોગની લાલસા રાખનાર મનુષ્યે આ ક્ષુલ્લક વસ્તુમાં શામાટે પ્રીતિ રાખવી જોઇએ? આવા, તેમજ આ કરતાં પણ વધારે સુંદર પાષાણો તો સામેની કંદરામાં જોઇએ તેટલા પડેલા છે. પરંતુ તેનો શો અર્થ?" એમ કહેતાંની સાથે તે કંદરાને જાણે, કાંકરો નાંખીને બતાવતા હોય તેમ, તે મણિને મહાત્માએ, તેણીમેર ફેંકી દીધો! જે અસંખ્ય વૃક્ષો તથા કોતરોની દુર્ગમ જગ્યામાં

કોણ જાણે ક્યાં જઇ પડ્યો, તે જણાયું પણ નહિ. થયું. પોતાનો વહાલામાં વહાલો તથા અનેક કષ્ટો ભોગવી મેળવેલો, સર્વસ્વ ધનરૂપ અમૂલ્ય મણિને સહજમાં ફેંકી દીધેલો જોઇને, દ્વિજપુત્ર એકાએક મૂર્છા ખાઇને પડ્યો; કેમકે, તેને અદ્યાપિ પૂર્ણ અધિકાર પ્રાપ્ત થયો નહોતો.

અર્થીને અર્થભંગથી, કામીને કામનાશથી, ને આશાબદ્ધને આશાભંગ થવાથી, જે દુઃખ સ્વાભાવિક થવું જોઇએ, તે સઘળાથી એ મહાનુભાવ યોગિરાજ જાણીતા હતા. કેટલીકવાર સુધી તેની આકસ્મિક સ્થિતિ જોતાં, તે શાંતપણે બેસી રહ્યા, પણ પછી તે વધારે અસાવધ ન થઇ જાય માટે, તેમણે પાસેના ઝરણામાંથી જળ લાવી તેનાં નેત્રોપર છાંટયું; ને હાથ ફેરવી ઢંઢોળી તે તેને બેઠો કરવા લાગ્યા. ઘણીકવારે શુદ્ધિમાં આવી તે બેઠો, ત્યારે રુદન કરવા લાગ્યો. તેને આશ્વાસન આપીને મુનિ બોલ્યા; "પુત્ર! હું જાણતો હતો કે, તું સર્વસ્વનો ત્યાગ કરીને કેવળ સંસારથી વિરક્ત થઇને, મોટો અધિકાર લઇને અહીં આવ્યો છે ને પરબ્રહ્મનું શરણ ઇચ્છે છે. પણ તારી તો હજી સઘળી સંસારવાસના જેવી ને તેવી જ ઉગ્ર છે. ભ્રાન્તિના સમયમાં-જે કંઇ અસત્ય પદાર્થપર પ્રેમ ચોંટ્યો હોય, તેવો પ્રેમ વિવેકજ્ઞાન પ્રાપ્ત થયા પછી ન જ થાય, પણ તને તેવો પ્રેમ થાય છે, તેથી જાણું છું કે, હજી તું ભ્રાંતિમાં જ છે. એક ન્હાના પાષાણના ટુકડા સારુ ગતપ્રાણવત્ થઇ ગયો ત્યારે પરમાત્મા કિંવા ગુરુને સારુ દેહાર્પણ શી રીતે કરી શકશે? શું તારી બાહ્ય ભાવના દેખાય છે તે માત્ર ઉપરની જ છે?"

ઋષિપુત્ર બહુ કચવાઇને બોલ્યો; "કૃપાનાથ! આપ કહો છો તેમ એ કંઈ સાધારણ પાષાણનો ટુકડો નહોતો! એ તો ઘણો અમૂલ્ય અને અપાર ધનરૂપ-અખૂટ દ્રવ્યના મહાનિધિરૂપ સ્પર્શમણિ હતો. એ મણિ ભગવાન્ શંકરે પ્રસન્ન થઇને મને આપેલો હતો. એનામાં એવો અદ્દભુત ગુણ હતો કે, તામ્ર લોહ ઇત્યાદિ કુત્સિત ધાતુને પણ સ્પર્શ કરતાં માત્રમાં તે સુવર્ણ કરી દેતો હતો. તેના યોગથી જ હું આજ પર્યંત અપાર સુવર્ણ ઉત્પન્ન કરીને ઘણાંક ધર્મકાર્યો કરતો હતો ને ભગવત્પ્રીત્યર્થ દ્રવ્ય ખરચતો હતો. એવા અમૂલ્ય ગુણને લીધે જ એનું નામ સ્પર્શમણિ હતું. એવા મણિઓ જગતમાં ઠેરઠેર હોતા કે મળતા નથી, કવચિત્ કોઇ મહાપુણ્યવાન્ રાજાના ભંડારમાં કે આપ સરખા કોઇ મહાન્ યોગીશ્વરની પાસે હોય, એમ સાંભળવા માત્ર છે. એટલા માટે એને ખોવાયલો જોઈ મને અપાર ખેદ થાય છે."

એ સાંભળી યોગિરાજે પૂછ્યું; "તને એ મણિ શંકરની પાસેથી કેવી રીતે મળ્યો હતો ?"

દાનદક્ષે હાથ જોડીને કહ્યું; "પ્રભો ! નિર્ધનતાથી કંટાળી, હું મારું ગૃહ, ગૃહિણીને સોંપીને અરણ્યમાં ગયો. ત્યાં મેં મારા ઉપાસ્ય દેવ શંકરને પ્રસન્ન કરવા તપ આરંભ્યું. છ માસના અસ્ખલિત પર્ણાશન* વ્રતથી આશુતોષ† ભગવાન શંકર પ્રસન્ન થયા. એક દિવસે એક અતિ બાલવયના જટિલે મારી આગળ આવી, અકસ્માત્ મારું નામ લઇને કહ્યું: 'હે દ્વિજપુત્ર ! તારું નામ સુવિચારશર્મા છે છતાં. તું વગર વિચારે. શા માટે કાયાને કષ્ટે છે ?' મેં કહ્યું; 'મહારાજ ! નિર્ધનતાના દુઃખથી પીડાયલો એવો હું, અખૂટ દ્રવ્યની ઇચ્છાથી ભગવાન્ શંકરને ઉપાસું છું.' જટિલે કહ્યું, 'અચિંત્ય તત્ત્વરૂપ શંકરની ઉપાસના ક્ષુલ્લક અને નાશવંત એવા દ્રવ્યને અર્થે કોઈ કરતું નથી. એની ઉપાસના તો અકામપણે, માત્ર મોક્ષની ઈચ્છાથી જ કરવી યોગ્ય છે.' મેં કહ્યું, 'મહારાજ ! સંસારની અનેક પ્રબળ કામનાઓ પૂરી થયા વિના કિવા નિર્મૂળ થયા વિના, અકામપણું શી રીતે પ્રાપ્ત થાય ? મારું માનવું એવું છે કે, જે સદાશિવ અકામ છે, તે જ પૂર્ણકામ પણ છે. માટે તે કૃપાળુ મારી અકામ તથા સકામ એવી સર્વ વાસનાઓને સફળ કરો. એવું સાંભળીને તે બટુકરૂપ જટિલે મારા હાથમાં એક મણિ આપીને કહ્યું; 'લે, અખૂટ ધનના ભંડારરૂપ આ સ્પર્શમણિ છે. એ સ્પર્શમાત્રથી લોહાદિક ધાતુને પણ સુવર્ણરૂપ કરી દે છે.‡ તેનાવડે તારી સર્વ કામનાઓ–સકામ વાસનાઓને પૂર્ણ કર. અકામપણું તો મોક્ષનું સાધન હોવાથી સદ્ગુરુના સેવનવડે પ્રાપ્ત થાય છે; માટે કોઈ મહાક્ષેત્ર વિષે તને કોઈ તત્ત્વવિત્ મહાત્માનો સમાગમ થશે, તેની સેવા કરીને તે સંપાદન કરજે.' ગુરુવર્ય ! એટલું કહેતાંની સાથે તે બાળ બ્રહ્મચારી ત્યાં જ અંતર્હિત થઇ ગયા: અને હું તે મણિ લઇને ધર્મકાર્ય કરતો તીર્થાટન કરવા લાગ્યો–એવી જિજ્ઞાસાથી કે કોઈ ક્ષેત્રમાં મને સદ્ગુરુદેવનાં દર્શન થાય; એટલે તેમનો કૃપાપ્રસાદ મેળવીને હું નિશ્ચિતપણે ઘેર જાઉં."

એટલું કહીને પુનઃ તે બોલ્યો; "કૃપાનાથ ! એવી રીતે પ્રાપ્ત થયેલો અમૂલ્ય મણિ ખોવાઈ જવાથી મને ખેદ થયો છે. મારી સંસારવાસના

* પર્ણાશનવ્રત એટલે માત્ર વૃક્ષોપરથી પોતાની મેળે ખરી પડેલાં પાંદડાં જ ખાઇને ઉપવાસ કરવો તે. † ઝટ પ્રસન્ન થઇ જનારા.

‡ अयः स्पर्शे लग्नं व्रजति सहसा हेमपदवीम् ।

માટે આપ કહો છો તે ઠીક; પણ એ મણિના દ્રવ્યમાંથી મેં મારા દેહ-સુખાર્થે યત્કિંચિત પણ ઉપયોગ કર્યો નથી. અદ્યાપિપર્યંત માત્ર ધર્માર્થે જ કર્મ કર્યા કરું છું. છતાં એવો મણિ, કે જે કેવળ સદ્ધર્મના સાધનરૂપ હતો, તેના જવાથી મારા જેવા ક્ષુલ્લક વિચારના જીવને કેમ સંતાપ ન થાય?" એમ કહીને તે પુનઃ રુદન કરવા લાગ્યો.

અતીવ દયાળુ તે મહાત્માએ જોયું કે, એ જીવની મનોવૃત્તિ કેવળ લૌકિક કે વિષયી તો નથી જ; તે પૂર્ણ ધાર્મિક વૃત્તિની છે; મુમુક્ષુ છે; માટે એનો સંતાપ દૂર કરવો જોઇએ. એવા વિચારથી તત્કાલ તે ઊભા થયા અને દાનવીરનો હાથ ઝાલીને ઊભો કરતાં બોલ્યા: "પ્રિય પુત્ર! ચિંતા કરીશ મા-ચાલ આપણે તે મણિને જોઇએ."

મણિશોધન-ચિદ્ગુહા

ગુરુ અને શિષ્ય હિમાલયની ઘટાવાળી કંદરા ભણી ચાલ્યા; બહુ ખડબચડા માર્ગેથી ત્યાં ગયા. આગળ જતાં એક મોટું કોતર આવ્યું. ઘણીજ સાવધતાથી એમાં ઊતરવાનું હતું. તેમાં ઊતરવા માંડ્યું તો ઉત્તરોત્તર અંધારું આવવા માંડ્યું. ઘણાક દૂર, ઊંડાણમાં ને અંધારામાં ઊતરતાં એક બાંકાં સરખું બારણું આવ્યું. તે બહુ જ સાંકડું હોવાથી માંહે પેસવું ઘણું જ કઠિન હતું. મહાત્મા મુનિવર તો જોતજોતામાં પેસી ગયા; પણ શિષ્ય શરીરને બહુ બહુ સંકોચવા છતાં પણ તેમાં પેસી શક્યો નહિ ત્યારે, મહાત્માએ તેને નેત્રો મીંચીને માયાપતિનું ધ્યાન ધરવાની આજ્ઞા કરી. તેમ કરતાં જ તે સહજમાં અંદર પ્રવેશ કરી શક્યો. અંદર તો કોઇ અલૌકિક નવી જ સૃષ્ટિ સરખો આનંદ જણાતો હતો. એ સ્થાન એક મોટી ગુપ્ત ગુહા હતી. તેમાં આગળ જતાં સુંદર પ્રકાશ આવ્યો. અનેક દિવ્ય જાતિનાં વૃક્ષો તથા ચોમેરની શિલાઓમાંથી ઝરીને એકઠાં થતાં ત્યાંનાં નિર્મળ જલસમૂહની શોભા બહુ આનંદ આપતી હતી. ચોમેરથી અસંખ્ય નાનાં નાનાં ઝરણો ઝમ ઝમ ઝમ કરતાં વહીને નીચાણમાં વહેતાં હતાં, ને ત્યાંથી એક સરોવરમાં એકઠાં થઈ, એક મોટા પ્રવાહરૂપે પર્વતના કોતરમાં અલોપ થઈ જતાં હતાં. સર્વ ભૂમિ પાષાણમય જ હતી; પરંતુ આ ગુહાના પાષાણો કંઈ વિલક્ષણ ને તેજોમય હતા. એક સુંદર વૃક્ષ નીચે બેસીને ગુરુ મહારાજ બોલ્યા; "પુત્ર! પેલા ઝરણમાં ઊતરી તેને તળીએથી એક ખોબો ભરી કાંકરા લઈ આવ."

શિષ્ય જળમાં ઊતર્યો. જળમાં સઘળે મોટામોટા કાંકરા જ હતા, તેથી તુરત મોટો ખોબો ભરીને તે બહાર નીકળ્યો; અને ખોબામાંના કાંકરાને

જોતાં આશ્ચર્યમાં લીન થઇ ગયો. ખોબામાં, સાધારણ ઝરણ કે નદીમાં હોય છે તેવા કાંકરા નહિ, પરંતુ પોતાના સ્પર્શમણિને પણ ઝાંખા પાડી દે એવા તેજસ્વી અને મનોહર કાંકરા હતા. તે લાવીને તેણે ગુરુદેવની સન્નિધ મૂકયા ત્યારે તેમણે કહ્યું; "પુત્ર! એમાંથી તારો સ્પર્શમણિ ઓળખીને ઉપાડી લે અને પછી બીજા સઘળા કાંકરા પાછા ઝરણમાં નાંખી દે." શિષ્ય એક એક કાંકરાને વારંવાર હાથમાં લઇ લઇને જોવા લાગ્યો, તો તે બધાય સ્પર્શમણિઓ જ હતા; એકેકને ભૂલાવી દે તેવા તેજસ્વી હતા. વિસ્મય પામેલો તે બ્રહ્મબાળ કશું ઉત્તર દઇ શકયો નહિ.

પુનઃ મહાત્માએ તેને બીજા ઝરણમાંથી ખોબો ભરી કાંકરા લાવવાની આજ્ઞા કરી. બીજા ખોબામાં આવેલા કંકર તો વળી એથી પણ અપાર તેજસ્વી હતા, અને તે પણ બધા સ્પર્શમણિઓ જ હતા. ત્રીજા ઝરણમાંથી પણ એક ખોબો મંગાવ્યો. એમાંના કંકર તો આશ્ચર્યજનક જ હતા. એના અદ્ભુત તેજથી તો એક ટસે સામું પણ જોઇ શકાતું નહોતું. એ ત્રણે ઢગલા દેખાડીને તે મહાત્મા બોલ્યા; "હે દાનદક્ષ! હે સુવિચારશર્મા! પૂર્ણ વિચાર કરીને, તારો જ કિંવા તારા સરખો જ મણિ હોય તે તું એમાંથી ઉપાડી લે." આશ્ચર્યમગ્ન થયેલો શિષ્ય બહુ ગુંચવાયાથી કશું ઉત્તર દઇ શકયો નહિ; તેમ મણિએ લઇ શકયો નહિ. ત્યારે મહાત્માએ કહ્યું; "ભાઇ! આ બધા સ્પર્શમણિઓ છે; પણ તેઓની જાતિઓ પૃથક્ પૃથક્ છે. આ તું પ્રથમ લાવ્યો તે મણિઓ સ્પર્શમાત્રથી લોહાદિ ધાતુને સુવર્ણ કરે છે; આ બીજા ઢગલામાંના મણિઓમાંથી સ્વાભાવિક સુવર્ણ ઉત્પન્ન થાય છે; આ છેલ્લા ઢગલામાંના મણિઓ તો એ સર્વ મણિઓનું મૂળ છે; કેમકે એમનો સ્પર્શ થવાથી સાધારણ પાષાણ પણ મણિ થઇ જાય છે; એવા અસંખ્ય મણિઓના ભંડારરૂપ આ ચિદ્ગુહા છે. પરંતુ એ નાશવંત કંકરના સંગ્રહથી પરમાર્થની સાધના જેને કરવી છે, તેને એ મહાન અંતરાયરૂપ છે. એવા કંકરમાં કોણ લોભાય? એ શા ખપમાં આવે? એ મણિસંગ્રહ કયા ભયથી ઉગારે? સદસદ્ વસ્તુનો વિચાર કરનાર વિનયસંપન્ન પ્રાણી, સતને ત્યજી, અસત્પર પ્રેમ, કિયા કલ્યાણ માટે એ મણિનો સંગ્રહ કરી કરે? વિચાર કર. જે વેળાએ તું પેલા વિકટ જંગલમાં ગુંચવાયો હતો, તારું જીવિત પણ શંકામાં આવી પડયું હતું, ત્યારે તારો સ્પર્શમણિ તારી પાસે જ હતો, છતાં તેણે તને શી સહાય કરી હતી? એ દેહાંત સંકટમાંથી બચવાનો કશો ઉપાય તેણે સૂચવ્યો હતો?

સંકટમાંથી બચાવવું કે સહાય કરવી તો રહી, પણ ઉલટો એ તો બળે કરીને બંધન કરાવનાર પદાર્થ છે. માયાનાં મૂળ તત્ત્વોમાંનો એ મુખ્ય છે, તેમ જ રજોગુણી પદાર્થોમાં પણ અગ્રગણ્ય છે. રજોગુણનો સ્વભાવ માયાપ્રપંચની વૃદ્ધિ કરવાનો છે. તું તો કેવળ સાત્ત્વિક પ્રકૃતિનો મનુષ્ય છે, માટે જ એ મણિના દ્રવ્યમાંથી કેવળ ધર્મકાર્યો જ કરતો હતો અને એ પુણ્યના પ્રતાપે જ તને ઉત્તમ જ્ઞાન સંપાદન કરવાની જિજ્ઞાસા થઇ છે, એ નિશ્ચે જાણ. પરંતુ રાજસી પ્રકૃતિવાળા મનુષ્યના હાથમાં જો એ મણિ આવ્યો હોત તો તે તેનો ઉપયોગ અસંખ્ય દ્રવ્ય ઉત્પન્ન કરી, તેવડે અનેક પ્રકારના વિષયોપભોગો ભોગવવામાં જ મહત્તા માનત અને તેવડે અસંખ્ય દુષ્કૃતોનો ડુંગર ઊભો કરત; વા વિષયોપભોગમાં જ લચ્યો પચ્યો રહી, આયુષ્ય પૂરું કરી સત્કર્મહીન એવો તે, યમને સ્વાધીન થાત. અને તમોગુણી મનુષ્યનું શું થાત ? એવો અમૂલ્ય મણિ મળવાથી તત્કાળ જ નરકમાં પડત; કારણ કે તે પોતાની અજ્ઞાનતાને યોગે ઊલટું જ આચરણ કરત. હવે દુરાચરણનું ફળ નરકવાસ છે; અર્થાત તારી પણ તેવી રજોગુણી કે તમોગુણી પ્રકૃતિ હોત તો, તું પણ એ જ દશાને પામત. પૂર્વજન્મના સંસ્કારને યોગે તારી પ્રકૃતિ સાત્ત્વિક છે, તે પણ ઘણા સમય સુધી રાજસી પદાર્થોના સેવનથી રજોગુણી થાત; પરિણામે તમોગુણી પણ થાત; કેમકે માયાએ ઉત્પન્ન કરેલા પ્રાપંચિક પદાર્થોનો સંગ, એ પ્રાણીને ઉત્તરોત્તર તેની ઉત્તમ સ્થિતિને અધોગતિમાં જ ઊતારનાર છે. આવા અનર્થમૂલક છતાં એ પદાર્થો માયિક હોવાથી માયાના પ્રપંચની પેઠે જ નાશવંત છે, અનિત્ય છે, ચપલ છે, સુદૃઢ બંધનરૂપ છે. વળી અશાંત, ભયરૂપ, માયાપતિનો આશ્રય થવામાં આડે આવનારા, વાસનાઓની વૃદ્ધિ કરનારા અને પરિણામે મહાદુઃખદાયક પણ એ જ છે. માટે હે પુત્ર ! અનિત્ય, નાશવંત, જડ અને અનર્થમૂલક એવા ક્ષુલ્લક માયિક મણિનો, મહાત્માઓ કે જ્ઞાની જનો, જેઓ માયાના પ્રપંચથી છૂટવાને યત્ન કરનારા હોવાથી યતિ કહેવાય છે, તેઓ કદિ પણ આશ્રય કરતા નથી. અહો ! પરમ અભયપ્રદ, શરણ્ય, અવિનાશી, પરમ તત્ત્વરૂપ, આનંદમય અને સર્વાર્થ પૂર્ણ એવા સાક્ષાત્ ચૈતન્યમણિ સર્વેશ્વર ભગવાન્ માયાપતિનો સદાશ્રય મૂકીને એ ક્ષુલ્લક જડ મણિનો કોણ આશ્રય કરે ? કયો જ્ઞાની જીવ, પરમ આનન્દરસના અમૃતને ત્યજીને સંસારી પદાર્થોમાં રમણ કરે ? અત્યંત સુખ આપનાર પ્રત્યક્ષ ચન્દ્રપ્રકાશ છોડીને, ચિત્રમાં ચિત્રેલા ચન્દ્રને જોવાથી કોણ મૂઢ આનન્દ પામે ?

મિથ્યા પદાર્થોના ભોગથી તૃપ્તિએ થતી નથી ને દુઃખની નિવૃત્તિ પણ થતી નથી. જેમ શ્રીમતી ભગવત્પાદોદકી ભાગીરથીને કિનારે ઊભેલો કોઈ તરસ્યો દુર્મતિ મનુષ્ય, જળ પીવા માટે કિનારે કૂવો ખોદવા કે શોધવા પ્રયત્ન કરે, તેવી જ રીતે સર્વ વાતે અનુકૂળતા મળ્યા છતાં પરમ કલ્યાણકારક ચિન્તામણિ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન મૂકી દઈ, કયો ભાગ્ય-હીન દુર્મતિ મનુષ્ય આવા જડ મણિ તરફ દૃષ્ટિ પણ કરે? સારાસાર-વિચારહીન મંદમતિનાં દર્શન પણ મહાપાપરૂપ છે. તેનો તો જેમ બને તેમ સત્વર સંગ તજવો, એ સન્મતિનું પ્રથમ કર્તવ્ય છે. અને હે શિષ્ય! ચૈતન્યમણિ તો સર્વ અર્થો, સર્વ કામનાઓ, સર્વ આશાઓ, સર્વ વિદ્યાઓ, સર્વ શક્તિઓ, સર્વ ચમત્કૃતિઓ, સર્વ સુખો, સર્વોત્તમ જ્ઞાન, સમગ્ર શાંતિ, સર્વ પુરુષાર્થો અને સર્વ શ્રી સંપત્તિઓનો સામટો સમુદ્ર-રે મહાસમુદ્ર છે. એ સકલ ચમત્કૃતિવાળી અને અઘટિત ઘટના ચાતુર્ય-વાળી મહામાયાનો પતિ છે, મોક્ષનો સ્વામી છે, ભક્તિનો ભૂપ છે, ભવનું ભંજન કરનારો છે, શરણાગતનો ત્રાતા છે, દુષ્ટને દુઃખદ છે, સંતને સુખદ છે, અગણિત ગુણાકાર છે, આનંદસાગર છે, ઘટઘટવાસી છે, સદા અવિનાશી છે, સત્ય છે, નિત્ય છે, સારમાં સાર છે, અકળ છે, અપાર છે, અચિન્ત્ય છે ને પરમ દયાવંત છે. વળી અગમ્ય છે, અગો-ચર છે, અકથ છે, છતાં ગમે તેવા અનિવાર્ય ભય-દુઃખમાંથી શરણા-ગતનું અવશ્ય રક્ષણ કરનાર પણ એ જ છે; વળી સર્વનો સાક્ષી છે, ભયને પણ ભયરૂપ તથા અભયનો દાતા છે; સદા ન્યાયી ને સર્વમાં સરખો છે અને વધારે શું કહું? એનું અશેષ વર્ણન કોઈથી પણ થઈ શકે તેવું નથી. સર્વ રીતે એની જ પ્રાપ્તિનો પ્રયત્ન કરવો, એ મનુષ્યનું આવશ્યક કર્તવ્ય છે. એના વિના બીજું સર્વ મિથ્યા અને દુઃખરૂપ છે."

આ સર્વ સદ્બોધ એકાગ્રતાથી સાંભળી રહેલો દ્વિજપુત્ર, સંશયથી નિર્મુક્ત થવાને લીધે બહુ આનંદ પામી, તે મહાત્માનાં ચરણોમાં નમી પડ્યો ને બોલ્યો: "હે પ્રભો! હે ગુરુવર્ય! હે ચૈતન્યનિધે! હે દયાસિંધો! આપની કૃપાથી હવે હું સમજ્યો. મારું અજ્ઞાનપડળ ખસી ગયું, ને સાર શું તથા અસાર શું, તે મેં જોયું. આપના અતુલ પ્રભાવને મેં જાણ્યો."

પછી ગુરુવર્યે પ્રેમપૂર્વક તેને બેઠો કરી પોતાના હૃદય સાથે ચાંપ્યો, ને અનેક આશીર્વાદો આપી પોતે ઊભા થયા. બહુ સંતુષ્ટ થયેલા તે દ્વિજપુત્રે, પેલા ત્રણે મણિપુંજો જ્યાંથી લાવ્યો હતો, ત્યાં જ પાછા નાંખી દીધા; ત્યારે પ્રસન્ન થયેલા ગુરુદેવ તેને સાથે લઇ ત્યાંથી નીકળી આશ્રમ ભણી ચાલ્યા.

## ચિન્મણિદર્શન

આશ્રમપ્રતિ આવતાં આવતાં સંધ્યાસમય થઇ ગયો. તુરત જ તેમણે સંધ્યોપાસના કરી લીધી. પછી ગુરુ અને શિષ્ય બંને જણ, સ્વસ્થ ચિત્તે પર્ણશાળામાં આવીને બેઠા. ઘણીક રાત્રિ થતાં સુધી શિષ્યે એ પૂજ્યપાદની સેવા કરી. જ્યારે સર્વત્ર શાંતિ પ્રસરી ગઇ, ત્યારે તે કૃપાળુ મહાત્મા બોલ્યા; "હે દ્વિજપુત્ર! હવે તું હસ્તપાદ પ્રક્ષાલન કરીને પેલા દર્ભાસનપર બેસી જા, આચમન પ્રાણાયામ કરીને ચિત્તને સ્થિર કર, અને હું કહું તે સાંભળ."

શિષ્ય તે પ્રમાણે સ્થિર થઇને બેઠો. પછી મહાત્મા બોલ્યા; "હે તાત! મેં તને પ્રથમ કહેલું છે કે, માયાપતિનું સ્વરૂપ જેવું આપણે કલ્પીએ તેવું છે. એનો અર્થ એવો છે કે, એ પરમ પુરુષનું વાસ્તવિક સ્વરૂપ કોઇથી નહિ જાણી શકાય એવું, કિંવા નહિ કલ્પી શકાય એવું–અકલ અને અચિન્ત્ય છે. માટે તે કશા પણ આધાર વિના કેવી રીતે લક્ષ્યમાં આવી શકે? કેવી રીતે તેનાપર મન સ્થિર થઈ શકે? તેટલા માટે તેનું અમુક પ્રકારનું સ્વરૂપ કલ્પવું પડે છે; અને જે જે કલ્પના આપણે કરી શકીએ, તે તેમ સર્વવ્યાપક અને સકલ સત્તાધીશની સત્તાથી બહારની હોઈ શક્તી નથી. તેની સત્તામાં જ આપણું મન, ને આપણી કલ્પના પણ છે. તો પછી તેનું આપણે જે સ્વરૂપ કલ્પીએ, તેવો હોવાની પણ તેની સત્તા છે, માટે જ મેં તને એમ કહ્યું છે કે, 'આપણે જેવું કલ્પીએ તવું તેનું સ્વરૂપ છે.' પણ એમ મનમાં આવે તેવી કલ્પના કરવા કરતાં, કંઇક આધારપૂર્વક કલ્પના થાય તો તે ઉત્તમ. આ જગતમાં જ્યારે જ્યારે અધર્મ અને અધર્મીઓ વધી પડે છે, ને ધર્મપર પ્રહાર કરવા માંડે છે, ત્યારે ત્યારે ધર્મ, જે ભગવાનને પ્રાપ્ત કરી લેવાનું સાધન હોવાથી, ભગવાન્ માયાપતિને અતિ પ્રિય છે, તેનું રક્ષણ કરવા સારુ તે કૃપાળુ પોતે જ જગતમાં પ્રકટ થાય છે, અને ધર્મનું સંરક્ષણ કરી, અધર્મનો તથા અધર્મીઓનો ઉચ્છેદ કરે છે.* એવું ઘણીકવાર બને છે ને તે તે વેળાએ તે સમર્થનું જેવું સ્વરૂપ હોય છે, તેવું સ્વરૂપ તેની ઉપાસનાને માટે સાધકો પોતાનાં અંતઃકરણમાં દૃઢ કરી રાખે છે. વળી માયાની સાથે રહીને એ માયાપતિ જગદ્રૂપે થયેલા છે; તેમાં રંકથી રાય, કીડીથી કુંજર, પરમાણુથી

* यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत! । अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्॥ परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् । धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

મેરુ, ને સૂક્ષ્મ જન્તુથી બ્રહ્મદેવપર્યંત સર્વરૂપે તે પોતે જ છે; અર્થાત્ જગદ્રૂપ થવાની સાથે એ જગતના નિયંતારૂપે પણ તે જ થયેલો છે. માટે સમગ્ર જગદ્રૂપે-વિશ્વરૂપે જો તેને ન ભજી શકાય તો જગતના નિયંતારૂપે ભજવો. કેટલાક સાધકો એ નિયંતૃસ્વરૂપની પણ ઉપાસના કરે છે.”

એટલું કહીને તે મહાત્મા પુનઃ બોલ્યા; “હે દ્વિજપુત્ર! મેં તને જે તેજ:પુંજનું ધ્યાન કરવાનું બતાવ્યું છે, તે તો વળી આ હમણાં બતાવ્યાં, તે બંને સ્વરૂપો કરતાં વિલક્ષણ છે. તે તો અશરીરી છે; અને તેમાં શ્રદ્ધાપૂર્વક મન સ્થિર થઈ જાય તો અતિ શ્રેષ્ઠ! પરમ કલ્યાણ! પણ શરીરવાનને અશરીરી સ્થિતિનું અવલોકન બહુ કઠિન થઇ પડે છે, માટે જેપર મન તત્કાલ સ્થિર થઇ જાય, ને પરમ ભક્તિવડે જેનું સદા સ્મરણ કરાય, એવું તે માયાપતિનું શરીરી સ્વરૂપ આજે હું તને બતાવીશ. નેત્રો મીંચીને તારી કલ્પનાદૃષ્ટિવડે જે સર્વત્ર મહાતેજોભાસ તું જુએ છે, તે આભાસને વિષે ખૂબ સ્થિર થઇને જો, કે તેના મધ્યભાગમાં એક બહુ વિસ્તૃત અને સપાટ ભૂમિ ઉત્પન્ન થઇ છે. તે ભૂમિ નવા અને લીલા રંગના તૃણાંકુરોથી છવાયલી હોવાથી હારિત રંગી દેખાય છે. તેમાં થોડે થોડે અંતરે અનેક જાતિનાં સુપુષ્પોના સ્તબકો આવી રહેલા છે. તેના મધ્યમાં એક સુંદર નવ-પલ્લવિત કદમ્બવૃક્ષ બહુ ગોળ, ઘટાદાર અને સુપુષ્પિત વિરાજી રહ્યું છે. તેની છાયામાં બહુ શ્વેત રંગની યુવાન્ અને હૃષ્ટપુષ્ટ તથા સુવ-ર્ણનાં ઝાંઝરો તથા ઘંટાઓ વગેરેથી શણગારેલી સવત્સા ધેનુઓનું મોટું વૃન્દ ઊભેલું છે. તે કુમળા તૃણાંકુરો ચરે છે. તેઓની મધ્યમાં અતિ દિવ્ય વસ્ત્રાલંકાર સજેલી નવયૌવનસંપન્ન બાલાઓ તથા કિશોર વયનાં સુંદર ચપળ બાળકો, હાથમાં નાની નાની છડીઓ-ગેંડીઓ વેણુઓ લઇને ઊભેલાં છે. એ સર્વની વચ્ચે કદંબ તરુનાં મૂળ પાસે એક અતિ સુલલિત મેઘ સરખી શ્યામ કાંતિવાળો, કામદેવને પણ લજાવે તેવો સૌન્દર્યવાન્ મહાતેજસ્વી બાળક ઊભેલો છે. એનું વય છથી આઠ વર્ષોની માંહેનું છતાં એની છબી એટલી બધી મનોહર છે કે, પેલાં સર્વ બાળકો, બાળાઓ ને ધેનુઓ તેને મૂકી કોરે ખસતાં નથી. એનાં ચરણોમાં મણિજડિત ઝાંઝરો, કટિપર પીતાંબરનો કછોટો, તેનાપર સુવર્ણકિંકિણીયુક્ત મેખલા અને કંઠમાં અતિ દિવ્ય તેજોમય મણિમાણિક્યની માળાઓ છે. તેની બાંહે મણિના તેજસ્વી

બાજુબંધો અને પહોંચાઓમાં દિવ્ય મણિકંકણો છે. તેણે સુવર્ણની કિનારીયુક્ત પીતાંબરનો પિછોડો ખભે નાંખેલો છે. તેના ચંદ્રસમા સુપ્રકાશિત અને કમળસમા સુકોમળ મુખારવિંદની શોભાનો તો પાર જ નથી. પ્રવાલસરખો અધરોષ્ઠ, સુંદર ગોળ બંને ગંડસ્થલો, સુંદર નમણી નાસિકા, કમળ સરખાં વિશાળ મંજુલ નેત્રો, બંને કર્ણોમાં પહેરેલાં મણિજડિત કુંડલો, મસ્તકપરથી લલાટપર ને ચોમેર ઝુકી પડેલી સુંદર શ્યામ સુંવાળા કેશોની આંકડીઓ, વિશાળ ભાલમાંનું કેસર કસ્તૂરીનું તિલક ઇત્યાદિ, સર્વથી તેનું મુખારવિંદ લાવણ્યના પ્રવાહ-મુક્તામાળાની ઝાંઈ સરખું દીસે છે. એના મસ્તકપર ઘણો તેજસ્વી, મણિમાણિક્યથી જડેલા સુવર્ણના કિરીટપર, સુંદર મયૂરચન્દ્રિકાઓનો મનહર મુકુટ શોભી રહ્યો છે. તે પોતાના બંને કોમળ કરકમળોવડે મનોહર સ્વરવાળી બંસીને અધર આગળ ધારણ કરી તેમાં શ્વાસ પૂરી રહ્યો છે, ને તેમાંથી નીકળતા મહામધુર સ્વરવડે તેની આસપાસ ઊભેલાં સર્વ તદાકાર બની રહ્યાં છે.”

એટલું કહીને તે યોગિરાજ કેટલીકવાર સુધી શાંત રહ્યા. શિષ્યને પણ સ્થિર થઇ ગયેલો જોઇ તે પાછા બોલ્યા; ‘એ બાલક-એ મહા-મનોહર અદ્ભુત બાલક-સામાન્ય પ્રાકૃત બાલક નથી. એ આ સમસ્ત વ્યષ્ટિ અને સમષ્ટિ-સકળ બ્રહ્માંડ-અરે આવાં અનન્ત બ્રહ્માંડોનો સ્વામી, સર્વનો ઈશ્વર, પ્રપંચથી પર, ને માયાનો-મહામાયાનો પતિ છે. એ મહામાયાનો પતિ હોવાથી તે માયાના બનેલા પ્રાપંચિક જગતનો અને તેમાં રહેલ મારો તથા તારો પણ પતિ-સ્વામી છે, એમ અહુણાં જાણ; તથાપિ તું તેને સ્વામીરૂપે જાણતો નથી, માટે અત્યારથી તેમને ઓળખી લે, કે એ જ તારો સ્વામી છે. એના સેવકરૂપે તારે હાલની સ્થિતિમાં રહેવાનું છે. તારા સર્વ ભાવો તું તેમને અર્પણ કર, કેમકે સઘળું એમની કૃપાથી જ પ્રાપ્ત થયું છે. આ દૃશ્ય પદાર્થોમાં તારું પોતાનું કંઈ જ નથી. તું પોતે પણ એમાંથી-એનામાંથી જ થયો છે, એટલે એ તદ્રૂપ જ છે, રે એ જ છે. પણ પ્રપંચમાં ફસેલો હોવાથી તે વાત તું તદ્દન જ ભૂલી ગયો છે. એના સદા સહવાસથી પાછું તારું સત્ય સ્વરૂપ તું સંપાદન કરી લે. એ માયા ને માયાનો પ્રપંચ ઇત્યાદિ સર્વ પરિણામે નાશવંત છે. પણ માત્ર એ તારો સ્વામી જ સદા સર્વદા અવિનાશી છે; એના વગરનું સર્વ નાશવંત છે, દુઃખદ છે, અકલ્યાણકારી છે. એ જ ચૈતન્યમણિ ! એ જ તારા હૃદયરૂપ અંધારા ઓર-

ઠામાં અજવાળું કરશે. તારો પેલો જટામાંનો કે ગુફામાંનો નાશવંત મણિ શા કામનો ? આ જ ખરો ચન્દ્રકાન્તમણિ ! એના અંજનથી, તારા અવિદ્યા-અજ્ઞાન-પટો નાશ પામશે. પ્રપંચમાં પડીને પાષાણરૂપ થઈ ગયેલો તું, આ ચૈતન્યરૂપ ચન્દ્રકાન્તમણિના સ્પર્શથી સાક્ષાત્ સ્પર્શમણિ જ થઇ જઇશ. એ જ તને શીતલ કરશે-તારાં નેત્રો ખોલશે-પ્રકાશ આપશે-અંધકાર નસાડશે. માટે એ મહાચૈતન્ય સ્પર્શમણિરૂપ તારા સ્વામીનાં ચરણારવિંદમાં પૂર્ણ પ્રેમથી પ્રણામ કરવારૂપે સ્પર્શ કર; અને હાથ જોડીને તેની પરિચર્યામાં ઊભો રહે. તારી સર્વ પ્રિય વસ્તુઓ તથા સર્વ સુખનાં સાધનો તું આ જ ક્ષણથી એના પાદારવિંદમાં અર્પણ કરીને તેની પ્રસાદીરૂપે જ ગ્રહણ કરજે, એની આજ્ઞામાં જ રહેજે-એની આજ્ઞા વિના કશું જ કરીશ નહિ. મિથ્યા નાશવંત સ્પર્શમણિને કોઇ ન જાણે તેવી રીતે તું જ્યારે તારા મસ્તકમાં રાખતો હતો, ત્યારે આ ચૈતન્યરૂપ સ્પર્શમણિને તારાં હૃદયને વિષે રાખવાનો છે. તે જડ પારસને, લોહાદિક જડ ધાતુઓ સાથે ઘસીને તેજસ્વી-(સુવર્ણ) કરી દેતો હતો, તે પ્રમાણે આ ચૈતન્ય પારસને તારાં મન તથા મનોવૃત્તિરૂપ મલિન જડ ધાતુઓને ઘસી તેજસ્વી ચૈતન્ય સરખી કરવાની છે. એ જડ પારસમણિને જ્યારે જ્યારે ખપ પડે ત્યારે જ તું સંભાળતો, પણ આ પારસને તો પ્રતિદિન અને ક્ષણે ક્ષણ સંભાળ્યા કરજે; કેમ કે એ જડ પારસ કોઇ ચોરી લે અથવા હરણ કરી લે ત્યારે જ તારી પાસેથી જાય એવો હતો, પણ આ ચૈતન્ય પારસ તો વારંવાર સંભાળી રાખીએ નહિ, કિંવા અખંડ દૃષ્ટિ તેના ભણી રાખીએ નહિ, તો આપો આપ ચાલ્યો જાય તેવો ચપળ છે. પણ હા ! જો અંતઃકરણપૂર્વક તેની સાથે પૂર્ણ પ્રીતિ બંધાઇ, એટલે તે તને મૂકીને ક્યાંય જઈ શકશે નહિ; ઊલટી સદા સર્વદા તે તારી સંભાળ લીધા કરશે અને સમગ્ર સંકટસમૂહથકી ને અજ્ઞાનતિમિરથકી દૂર જ તને સુપ્રકાશિત રાખશે. એ જડ પારસનો તું સ્વામી હતો, પરંતુ આ ચૈતન્ય પારસ તો તારો સ્વામી છે. તારે નચિંતાઈજ રાખવી કે, તારા જડ પારસના રક્ષણની તું કાળજી રાખતો, પણ આ તો ઊલટું તારું રક્ષણ તેને માથે આવેલું છે. તે તારું, મારું અને આખી સૃષ્ટિનું રક્ષણ કરવા સમર્થ છે. હે દાનદક્ષ ! પ્રથમ જડ પારસ તારી પાસે હતો, પણ તું ધનાઢ્ય ન હોતો. ખરો ધનાઢ્ય તો હવે તું થયો; માટે આ ચૈતન્યધનની સારી રીતે સંભાળ રાખજે; અને પ્રીતિથી તેનું સતત સેવન કરજે.'

એ પ્રમાણે ચૈતન્યધનનો ભંડાર પોતાના સુપાત્ર શિષ્ય આગળ ખુલ્લો મૂકીને પછી તે સદ્દગુરુ પોતાના મનમાં ચિત્સ્મરણ કરતા શાંતપણે બેઠા, અને તે દ્વિજ પુત્રને, ચૈતન્યમણિનાં સ્વરૂપને વિષે સમાધિ લાગી ગઈ. સ્વરૂપાનંદમાં તલ્લીન થઇ ગયેલો તે, ઘણીકવાર સુધી બોલ્યો પણ નહિ; પણ પછી "જય પ્રભો ! જય જય ગુરુદેવ !" એમ બોલતો એકાએક ઊભો થઇ, અતિ આનંદની ધૂનમાં પડી ગયો.

પછી સદ્દગુરુદેવ તેને ઊભો રાખી પોતાના હૃદય સાથે ચાંપીને બોલ્યા; "બાપ ! તારું કલ્યાણ થાઓ. હવે તું ભાગ્યશાળી થયો, અનાથ મટી સનાથ થયો, ને તે પૂર્ણકામ, કોટીકામ, પરમ પરમાત્માની કૃપાથી તને તેનાં ધ્યાનરૂપ ચૈતન્યમણિ પ્રાપ્ત થયો. હવે તેને સતત સંભાળી રાખી તેનો ખરો ઉપયોગ કરવાનો તારે આરંભ કરવો જોઇએ. એની સંભાળ તો હું પૂર્વાપર કહી ગયો તે પ્રમાણે, એનાપર પૂર્ણ અને વિશુદ્ધ પ્રેમ દૃઢ થવાથી, ને તેવડે એનાપર અખંડ દૃષ્ટિ રાખવાથી રહે છે. એ બે વાત કદી ન ભૂલાય, તેને માટે બહુ સાવધ થવાનું છે. એ અખંડ દૃષ્ટિ કયા નેત્રાવડે રાખવાની છે તે તું સમજ્યો ?"

શિષ્ય વિચારમાં પડ્યો. તેણે અજ્ઞાનપણું દર્શાવ્યું ત્યારે મહાત્મા બોલ્યા; "તેં હમણાં જે સ્વરૂપ જોયું તે શાવડે ?"

શિષ્યે કહ્યું: "કૃપાનાથ ! એ તો મનવડે જોયું. અને હા, હવે હું સમજ્યો કે એનાપર અખંડ દૃષ્ટિ પણ મનવડે જ રાખવી."

સદ્દગુરુ બોલ્યાઃ "જેમ દૃષ્ટિ મનોમય નેત્રાવડે જ રાખવાની છે, તેમ પ્રેમ પણ મનવડે જ રખાય છે. તું સારી પેઠે સમજ્યો હોઈશ, કે એ સર્વેશ્વર પ્રભુ માયાપતિને શરણ થવાનું ને તેની સેવા કરવાનું મુખ્ય સાધન મન છે. પણ તું જાણતો નહિ હોય કે એ મન માયાના પ્રપંચમાં લદબદ હોવાથી ઘણું હઠીલું, ચપળ, ઉન્મત્ત અને ભારે જોરાવર છે. વળી એ સાથે જડ હોવાથી સ્વભાવે નીચ અને મલિન પણ છે. માટે કોઇ પણ સાધકે પ્રથમ તેને શુદ્ધ, સ્થિર ને પોતાને સ્વાધીન કરવાની આવશ્યકતા છે."*

* અર્જુનને પણ મનના અતિ ચંચળપણા વિશે શંકા થઈ હતી. ( ગી. ૬–૩૪ ) चञ्चलं हि मनः कृष्ण ! प्रमाथि बलवद्दृढम् । तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ શ્રીકૃષ્ણે તેનો ઉપાય બતાવ્યો હતો. ( શ્રીમદ્ભગવદ્ગીતા અ. ૬–૩૫. ) असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् । अभ्यासेन तु कौन्तेय ! वैराग्येण च गृह्यते ॥

એ સાંભળી શિષ્ય બોલ્યો; "કૃપાનાથ! ત્યારે એનો શો ઉપાય હશે?"

સદ્‌ગુરુ બોલ્યા; "પુત્ર! સર્વ વસ્તુઓના ઉપાયરૂપ મેં તને એ ચૈતન્યરૂપ સ્પર્શમણિ આપ્યો છે, તેના ઉપયોગથી તું ધારીશ તે કાર્ય કરી શકીશ. પેલી ચિદ્‌ગુહામાં જે ત્રણ પ્રકારના સ્પર્શમણિઓ તેં જોયા, તેમાંના પ્રત્યેકનો પ્રભાવ જૂદો જૂદો હતો. એમાં છેલ્લો સ્પર્શમણિપુંજ સૌથી વધુ તેજસ્વી ને સર્વોત્તમ ગુણવાળો હતો. બીજાઓને મૂકી દઇ, માત્ર એમાંના એક જ કંકરનું જે અર્થી ગ્રહણ કરે, તેના સર્વ અર્થો-પેલા ત્રણે પુંજવાળા મણિઓથી થનારા સઘળાં કાર્યો, માત્ર એ એકલાથી જ સધાઇ શકે તેમ છે; કારણ કે, સર્વોત્તમ સ્પર્શમણિ સાધારણ પાષાણને પણ સ્પર્શમાત્રથી સ્પર્શમણિ કરી દે તેવો છે, અને બીજાઓ તો માત્ર ધાતુને જ સુવર્ણ કરી દેનારા છે. તેવી રીતે મેં આ ચૈતન્યસ્પર્શમણિ તને સૌ કરતાં શ્રેષ્ઠ આપ્યો છે, કે જેવડે તારાં સઘળાં કાર્યો સધાશે. પરબ્રહ્મ પરમાત્મા માયાપતિની ચૈતન્યમય દિવ્યમૂર્તિરૂપ સર્વોત્તમ સ્પર્શમણિનું ઘર્ષણ થવાથી તું પોતે મલિનતારહિત ચૈતન્યમય સ્પર્શમણિ થઇ જઇશ; અને તારું મન કે જે જડ પાષાણવત્ છે, તે પણ વારંવાર તે મહામણિની સાથે ઘસવાથી સ્પર્શમણિરૂપ થશે; અને પછી અતિ મલિનતા તથા કઠોરતાને પ્રાપ્ત થયેલી લોહપિત્તલાદિક ધાતુઓરૂપ તારી મનોવૃત્તિઓ તથા મનોવિકારો, તે તારા ઉજ્જવલ અને પવિત્ર બનેલા મનોમય સ્પર્શમણિ સાથે ઘસાઈ ઘસાઇને ઉજ્જવલ નિર્મળ સુવર્ણ સરખા થઇ જશે. એમ થશે ત્યારે જ તારું કાર્ય પૂર્ણ થયું, ને તને મળેલા દિવ્ય ચૈતન્યમણિનો તેં યથાર્થ ઉપયોગ કર્યો એમ કહેવાશે; ત્યારે જ તું પૂરો ભાગ્યવાન્ અને અખૂટ ચૈતન્યમણિના આગારનો સ્વામી થઈશ. પછી તે ચૈતન્યમણિ કદી તારી પાસેથી ખસશે જ નહિ, તું અને તારું મન પણ તેની પાસેથી ખસશે નહિ, અર્થાત્ એ ને તું એકરૂપ થઇ જશો. પછી સદા સર્વદા અખંડ સુખ, અખંડ પ્રીતિ, અખંડ પ્રેમ, અખંડાનંદ ને અખંડ જ્ઞાનરૂપ અતુલિત ઐશ્વર્યનો તું ભોક્તા થઇશ."

એ સાંભળી શિષ્ય પ્રાર્થના કરવા લાગ્યો કે; "હે કૃપાસિંધો! આપે આપેલા એ ચૈતન્યમણિનો યથાર્થ ઉપયોગ કરી, મારાં મન તથા મનોવૃત્ત્યાદિકને શુદ્ધ સુવર્ણરૂપ કરવાનું આપ કૃપા કરી બતાવીને સેવકને પૂર્ણ કૃતાર્થ કરો."

સદ્‌ગુરુજીએ કહ્યું; "બાપ! હા, હું એ પ્રકારને અવશ્ય જણાવીશ, પણ તે કંઇ એક ઘડીમાં કે એક દિવસમાં જણાવી શકાય તેમ નથી; એને માટે તો લાંબો સમય જોઇશે. આજે રાત્રિ ઘણી ગઇ છે. તું શ્રમિત પણ બહુ થયો છે, તેથી જરા વિશ્રામ લે; તારા સ્વામીની સેવામાં તત્પર થા; પછી નિશ્ચિન્તપણે હું તને સર્વ પ્રકાર જણાવવાને આરંભ કરીશ."

## એક નૂતન શિષ્ય

બીજે દિવસે દ્વિજપુત્ર પોતાનાં પ્રાતરાહ્નિકનાં કર્મથી નિવૃત્ત થઇ, ગુરુચરણમાં વંદન કરવા ગયો, ત્યારે મુનીશ્વરે તેને આશીર્વાદ દઇને કહ્યું; "પુત્ર! પેલા કાલે આપણે લાવ્યા છીએ, તેમાંનું એક શ્વેત કંદ તું લઇને યથેચ્છ ભક્ષણ કર; પછી સ્વસ્થ ચિત્તે હું કહું તે શ્રવણ કરજે."

ગુરુની આજ્ઞા થતાં શિષ્ય ત્યાંથી ઊઠવા જાય છે, એટલામાં આશ્રમમાં કંઇ પદસંચાર સંભળાવાથી તેણે આશ્રમદ્વારભણી જોયું, તો કોઇ આશ્રમમાં આવતું દૃષ્ટિએ પડયું. તે ગુરુદેવને જણાવતાં જણાવતાં તો એક અતિ અદ્‌ભુત સુંદર કિશોર મૂર્તિ, ઘણી ચપલ ચાલથી, પર્ણકુટીના દ્વાર આગળ આવીને ઊભી રહી. તે મૂર્તિ, "गुरुवर्याय नमो नमः" એવો ઉચ્ચાર કરવા સાથે તે યોગિવરનાં ચરણોમાં અતુલ હર્ષથી નમી પડી.

એ અદ્‌ભુત મૂર્તિનું સ્વરૂપ અતિ મનોહર હતું, તેના મસ્તક પર સુન્દર જટાજૂટ શોભી રહ્યો હતો. તેના સર્વાંગે ભસ્મ ને ગળાંથી ચરણ સુધી તેણે એક મોટો વ્યાઘ્રાંબરનો ઝભો પહેરેલો હતો. તેના એક હાથમાં જલનું કમંડલુ ને બીજા હાથની બગલમાં કૃષ્ણાજિન હતું. આરંભાયલી શરદ્ ઋતુનાં આછાં આછાં વાદળથી ઢંકાયલા ચંદ્રસમાન તેના ભસ્મથી ઢંકાયલા મુખારવિંદપર શ્મશ્રુકેશો ઊગ્યા નહોતા, તેથી જેનારને અનુમાન થતું હતું કે, તે કોઇ પંદર સોળ વર્ષોની અંદરનો બાલક છે. તેને જેતાં જ, યોગિરાજ જાણે તેને ઓળખતા જ હોયની તેમ બોલી ઊઠ્યા: "હે ધર્માર્થપૂર્ણપ્રેષિત!* તું અમરગિરિથી આવ્યો? ત્યાં મુનિ ધર્માર્થપૂર્ણ પ્રસન્ન છે?" એ સાંભળી, યોગીશ્વરના અન્તર્યામીપણાં માટે આશ્ચર્ય પામીને તેણે તત્કાલ "હા કૃપાનાથ! મુનિવર ધર્માર્થપૂર્ણજી કુશળ અને સુપ્રસન્ન છે, ને તેમણે આપને પરમ પ્રેમાવેશથી પ્રણામ કહ્યા છે," એમ કહેતાંની સાથે બીજીવાર દંડવત્ પ્રણામ કર્યા.

* ધર્માર્થપૂર્ણ નામના ગુરુએ મોકલેલો.

ગુરુવર્યે તેને ઊઠાડી આશીર્વાદ આપી સામે બેસાડીને કહ્યું: "હે છદ્મલિંગ!* તારું કલ્યાણ થાઓ; તારું આગમન સફલ થાઓ. તારા આવવાની હું બે દિવસો પૂર્વે વાટ જોતો હતો, છતાં તને મોડું થયું, તો કંઇ ચિંતા નહિ. ભગવદિચ્છા બલવતી છે.† પણ મહાત્મા મુનિ ધર્માર્થપૂર્ણે તને શી આજ્ઞા કરી છે, તે મને કહે."

ગુરુદેવનાં એ વચનો સાંભળી, છદ્મલિંગ બોલ્યો; "પ્રભો! મારી મનોવૃત્તિને યથાર્થ જાણી લઇ, મહાત્મા મુનિવરે મને કૃપા કરી, આપની પાસે આવવાની આજ્ઞા કરી અને કહ્યું કે, 'તું જે જ્ઞાન ઇચ્છે છે, ને જેવા જ્ઞાનનો તને અધિકાર છે, તેવા પ્રકારનું જ્ઞાન તે સ્થળે જવાથી તને મળશે; કેમકે ત્યાં તેવા જ્ઞાનનો ઉપદેશ લેવા સારુ એક દ્વિજપુત્ર, એ પૂજ્યપાદ મુનિવર પાસે આવેલો છે, ને તેને ઉપદેશ કરવાનો તેઓ હમણાં જ આરંભ કરવાના છે; તેઓ મારા પરમપ્રેમી છે. માટે હું તને તેમની પાસે મોકલું છું.' એટલી આજ્ઞા કરીને તેમણે મને આ એક દિવ્ય ગુટિકા આપી, અને જણાવ્યું કે, 'એ ગુટિકાને મસ્તકમાં રાખીને જવાથી તું અગમ્ય સ્થળમાં પણ નિર્ભયપણે સત્વર ચાલી શકીશ, ને જ્યાં જવું છે તે સ્થાન પ્રત્યે આપો-આપ જઇ પહોંચીશ' અને હે દેવેન્દ્ર! એ જ પ્રમાણે એમની આપેલી ગુટિકાના ચમત્કારિક પ્રભાવથી, મને આજે આપનાં પુણ્યરૂપ દર્શન થયાં છે; હવે હું પૂર્ણ કૃતાર્થ થયો છું; આપને શરણે છું. જેમ આ ઋષિપુત્રને આપે અપત્યરૂપ માનીને વાત્સલ્ય કર્યું છે તેમ મને પણ ગણીને આપની અમૂલ્ય સેવાનો લાભ આપો. આ ઋષિપુત્રને આપ પૂજ્ય છો, ને મારે તો આપ તથા આપના પટ્ટશિષ્ય હોવાથી એ ઋષિપુત્ર પણ પૂજ્ય છે; માટે આપની સમસ્ત સેવાનો અધિકાર હવે કૃપા કરી મને જ આપશો."

એટલી પ્રાર્થના કરીને પુનઃ છદ્મલિંગ કર જોડી બોલ્યો; "કૃપાનાથ! હું તો માત્ર આપની સેવાથી જ કૃતાર્થ થઇશ, કેમ કે મારો અધિકાર માત્ર સેવાનો જ છે; જ્ઞાનશ્રવણનો નથી. જ્ઞાનશ્રવણ તો સુબુદ્ધિ, સદ્વિચાર, સદાચરણ, તપ ઇત્યાદિથી સંપન્ન જીવનું જ કર્તવ્ય છે. પણ એ સર્વથી હીન અજ્ઞાત એવા મજ સરખા પ્રાણીનું કર્તવ્ય તો માત્ર સદ્ગુરુસેવન જ છે. તે લાભ આપના કૃપાળુ ચરણારવિંદમાંથી મને મળશે, એવી પૂર્ણ આશા છે."

---

* એ તેનું નામ.        † बलीयसी केवलमीश्वरेच्छा।

આ સઘળું સાંભળી રહેલા તે મહાત્મા યોગીશ્વર, એ છદ્મલિંગ કોણ છે? ક્યાંથી આવેલો છે? તેની કેવી વૃત્તિ છે? તેનો કેટલો અધિકાર છે? તે શું ઇચ્છે છે? ઈત્યાદિ સર્વ પોતાના યોગબળથી જાણતા હતા; તેથી તેની એવી નમ્ર પ્રાર્થના સાંભળી તે બહુ પ્રસન્ન થયા, ને બોલ્યા કે: "તારું કલ્યાણ થાઓ. આ દ્વિજપુત્રમાં ને તારામાં મને કશું અંતર નથી. તારું નિર્મળ અને સત્ત્વશીલ તપસ્વી અંતઃકરણ જ, તારાં મહદ્‌ભાગ્યોદયનું મૂળ છે. તારા પવિત્ર ધૈર્યને અને શુદ્ધ મનોભાવને ધન્ય છે. હવે તમે બંને શિષ્યો મિત્રભાવથી રહો, ને અતિ ઉત્કૃષ્ટ અને અલભ્ય એવું ભગવત્‌સંબંધી-પરમપુરુષસંબંધી જ્ઞાન સંપાદન કરો. પ્રથમ તમને વારંવાર ક્ષુધા બાધ ન કરે, એટલા માટે (દ્વિજપુત્ર ભણી દૃષ્ટિ કરીને) પેલાં કંદમૂળોનું યથેચ્છ ભક્ષણ કરો."

એ આજ્ઞા થતાં જ દ્વિજપુત્ર ઊઠીને કંદમૂળો ગુરુની પાસે લઇ આવ્યો. તેમણે બંનેને નિર્વિકાર બુદ્ધિ આપનારાં તથા લાંબા કાળપર્યંત તૃપ્તિ આપનારાં કંદમૂળો વહેંચી આપ્યાં. જે લઇને ભક્ષણ કરવા સારુ તે બંને શિષ્યો આશ્રમમાંના સરોવરપર ગયા.

## જ્ઞાનકથન

બીજે દિવસે મહાત્મા યોગીશ્વરે કૃપા કરી બંને શિષ્યોને સમ્મુખ બેસાડ્યા. પછી તેમણે પૂર્ણાનંદપૂર્ણ પુરુષોત્તમ સર્વેશ્વર એવા વ્યાપક પરબ્રહ્મનું ધ્યાન-સ્મરણરૂપ મંગલાચરણ કરી, તે પરબ્રહ્મની પ્રાપ્તિ થવા માટે સર્વોત્તમ પ્રકારનું કથન કરવાનો આરંભ કર્યો. પ્રથમ પ્રત્યેક મનુષ્ય પ્રાણીને જન્મ સાથે જ અત્યાવશ્યક કર્તવ્ય શું છે તે કહ્યું; પછી માયાના સર્વ પદાર્થોનો મનમાંથી ત્યાગ કરીને, મનને ભગવાનનું અનન્ય શરણાગત કરવું, એવો સિદ્ધાંત કહી સંભળાવ્યો. એ મન અદૃશ્ય અને સર્વમાં વ્યાપક છતાં ગૂઢ, પણ સર્વ શક્તિમાન્ ભગવાનને શરણે સદા સર્વદા અનન્ય ભાવથી શી રીતે રહે, અને માયાના પદાર્થોથી વિરક્ત શી રીતે બને, એ વાત સર્વ કરતાં કઠિન હોવાથી અને સમજણમાં ઝટ લઇને ઊતરી શકે તેવી નહિ હોવાથી, તેને વિસ્તારથી તેમણે પોતાના શિષ્યોને પૃથક્કરણપૂર્વક કહેવા માંડી; માયા કોણ, એનો વિસ્તાર, એના છલ, જીવ કોણ, આત્મા એ શું, એની કેટલી સત્તા, પરમાત્મા કોણ, એને કેમ ઓળખવો, એ માટે શાં શાં સાધનો કરવાં, જીવની સેના, જીવનો સ્વભાવ, જીવનું માયિક ને અમાયિક બલ, બલાબલથી જીવની પરાધીનતા, પરમાત્માનું શોધન-જ્ઞાન, એનું

નિર્લેપપણું-શુદ્ધતા, એનું સામર્થ્ય-સામ્રાજ્ય, તત્ત્વબલ, મનુષ્યની મૂર્ખતા, સંતોનું મહત્વ, ચૈતન્યપ્રાપ્તિ માટે શરીરની અને હૃદયની રક્ષા, માયિક નિર્માયિક પદાર્થો, પરલોક, મૃત્યુ, જીવની અખંડતા, પ્રાણ-ચેતના, ચૈતન્યકલા, યમમાર્ગ, માયાના વિયોગથી માયિક જીવને થતાં દુઃખો, અભિમાનની નીચતા, માનસિક નરકો, સ્થૂલ દુઃખ ઈત્યાદિનું વર્ણન કરવારૂપે જ્ઞાનની આવશ્યકતા જણાવીને પછી મનુષ્યનું મન તથા મનોવૃત્તિઓને ભગવદ્રૂપ મણિના સ્પર્શ તથા ઘર્ષણથી કેવી રીતે સુવર્ણરૂપ કરી દેવાં તેનો પ્રકાર, ઘણાં સ્પષ્ટ અને દીર્ઘ એવાં અસંખ્ય દૃષ્ટાંતો આપી, અને સિદ્ધાંતોથી સ્ફુટ કરીને તેઓને સમજાવ્યા.

ઘણા લાંબા સમય સુધી નિત્ય નિયમપૂર્વક મહાત્મા સદ્ગુરુની પાસેથી શ્રવણ કરેલા ઉત્તમોત્તમ જ્ઞાનવડે, બંને શિષ્યો કેવળ ચન્દ્ર-કાન્ત-મણિરૂપ બની ગયા અને પૂર્ણ કૃતાર્થતાપૂર્વક વારંવાર ગુરુનાં ચરણોમાં પ્રણામ કરવા લાગ્યા. જ્ઞાનોપદેશની સમાપ્તિના આનંદમાં-હર્ષસિંધુ વિષે નિમગ્ન થયેલા બંને શિષ્યોને અંતિમ મંગલાચરણરૂપે ગુરુદેવે પોતે ઉપદેશેલા ચૈતન્યરૂપ સ્પર્શમણિનો સ્પર્શ કરવાનું, એટલે કે તે ભગવત્સ્વરૂપનું ધ્યાન કરવાનું કહ્યું; અને પોતે પણ તે કૃપાળુ પ્રભુના મંગલસ્વરૂપના ધ્યાનમાં સમાધિસ્થ બની ગયા.





# શિષ્યોનો વાર્તાલાપ

अहिमिव जनयोगं सर्वदा वर्जयेद्यः कुणपमिव सुनारीं त्यक्तुकामो विरागी ।
विषमिव विषयान्यो मन्यमानो दुरंतान् जयति परमहंसो मुक्तिभावं समेति ॥

અર્થ—જે વૈરાગ્યશીલ પુરુષ, સદાય સર્પની પેઠે મનુષ્યસંગ કરવાની ઇચ્છા કરતો નથી, શબની પેઠે સુંદર સ્ત્રીનો ત્યાગ કરવાને ઇચ્છે છે તથા પરિણામે દુઃખ દેનારા વિષયોને વિષસમાન માને છે, તે પરમહંસ, વિજય મેળવે છે તથા મુક્તિને પામે છે.

## સૂક્ષ્મ બિન્દુ ૧ લું—યથાલાભસંતોષ

મહાત્મા યોગિરાજની સમાધિ કંઈ સાધારણ સમાધિ નહોતી. શિષ્યોને—પરમ અધિકારી શિષ્યોને પરબ્રહ્મના સ્વરૂપનો યથાર્થ ઉપદેશ કરતાં કરતાં તેમનું અંતઃકરણ સંપૂર્ણ સમાધાન પામી ગયું હતું. એ અવસ્થામાં તેમને નિત્ય કરતાં વધારે અહોરાત્ર વીતી ગયાં, તો પણ તેઓ જાગૃત થયા નહિ. એ પ્રસંગે તે બંને શિષ્યો એ સમર્થ ગુરુવર્યની પાસેથી, પરમ લાભ—સર્વોત્કૃષ્ટ જ્ઞાનલાભ મેળવી કૃતાર્થ થયા હતા. તેઓ, એ અવકાશના સમયમાં, પોતે સંપાદન કરેલાં તત્ત્વસંબંધી અનેક પ્રશ્નોત્તરો કરીને જ્ઞાનવિનોદ કરતા હતા.

પ્રસંગ નીકળતાં છદ્મલિંગ દ્વિજપુત્રે સુવિચારશર્માને પૂછયું; "સુહૃદ્વર્ય! આપણા ગુરુ મહારાજે પેલા ઋષિદેવનો ઇતિહાસ કહેતાં સૂચવ્યું હતું કે 'તે મહાત્માએ અધ્યયન કરી રહેલા પોતાના શિષ્યોને પોતપોતાને ઘેર ચાલ્યા જવાની, ને ત્યાં જઇ ધર્મયુક્ત ગૃહસ્થાશ્રમ ચલાવવાની આજ્ઞા કરી, અર્થાત્ વેદશાસ્ત્રાદિકનું અધ્યયન કરી રહેલા દ્વિજપુત્રોએ બ્રહ્મચર્યની સમાપ્તિને અંતે ગુરુદેવની આજ્ઞા લઈને પોતાને ઘેર જવું, અને ત્યાં સમાવર્તન સંસ્કાર કરી, કુલીન અને સદ્ગુણી કન્યા સાથે વિવાહ કરીને ગૃહસ્થાશ્રમી થવું; પછી ગુરુ પાસેથી અધ્યયન કરેલાં ધર્મશાસ્ત્ર પ્રમાણે ગૃહસંસાર ચલાવવો—એવો સનાતન ધર્મ કહ્યો

છે.* આપણું પણ આ બ્રહ્મવિદ્યારૂપ અધ્યયન સમાપ્ત થઇ ગયું છે; શું આપણને પણ હવે ગુરુવર્ય પોતપોતાને ઘેર જવાની આજ્ઞા કરશે ?"

સુવિચારશર્મા બોલ્યો; "હે ભ્રાત ! એ વાત સત્ય છે કે, ગુરુ પાસે અધ્યયન કરી રહેલા બ્રહ્મચારીએ ગુરુની આજ્ઞા મેળવીને ઘેર જવું, ને ત્યાં વિધિવત્ ગૃહસ્થાશ્રમ કરવો. આપણું પણ આ જ્ઞાનાધ્યયન પૂરું થયું છે, ઘેર જવાની હવે આજ્ઞા મળશે એ સંભવિત છે, તથાપિ આપણું અધ્યયન આટલેથી જ પૂરું થયું હોય એમ હું સમજતો નથી. આપણે જો કે વાચિક જ્ઞાન–શ્રવણ જ્ઞાન ગુરુદેવ પાસેથી મેળવ્યું છે, તથાપિ તેનું મનન તથા નિદિધ્યાસન અવશેષ છે; તે થયા વિના વિજ્ઞાન. પ્રાપ્તિ કેમ થાય ? વિજ્ઞાન એટલે અનુભવજન્ય જ્ઞાન."

છદ્મલિંગે કહ્યું; "મનન, નિદિધ્યાસનાદિક તો ઘેર ગયા પછી પણ થઇ શકશે, તેમ ધારીને ગુરુદેવ કદાચ આપણને ઘેર જવાની આજ્ઞા કરશે, તો કેમ કરીશું ?"

સુવિચારશર્મા બોલ્યો; "ગુરુદેવની આજ્ઞા તેવી થશે તો તે શિરસાવંદ્ય જ ગણવી પડશે; એમાં શી હાનિ છે ? જેમાં શિષ્યનું સદા હિત જ સમાયલું હોય એવી જ આજ્ઞા સદ્દગુરુ કરે છે, છતાં તેઓ કદાચ કોઇ કારણને લીધે સ્વેચ્છાનુસાર તેથી વિપરીત આજ્ઞા કરે, તો પણ તેને વંદ્ય ગણીને અનુસરવું, એ જ શિષ્યનું કર્તવ્ય છે. તે આજ્ઞા ગમે તેવી વિપરીત હોય તો પણ શિષ્યનું તો તેને અનુસરવાથી પરિણામે હિત જ થાય છે. गुरोराज्ञा सदा कार्या मनोवाक्कायकर्मभिः એટલે મન, વાણી, શરીર અને કર્મવડે કરીને શિષ્યે સદા ગુરુની આજ્ઞાનું પાલન કરવું. પણ વારુ, ગુરુ મહારાજ ઘેર જવાની આજ્ઞા કરે તો તેમાં તને શી અડચણ છે?"

છદ્મલિંગે કહ્યું; "અડચણ તો કંઇએ નથી. પણ આવા સ્થાનમાંથી હવે મને ઘેર જવું રુચતું નથી. ઘર એ જ સંસાર, સંસાર એ જ ઘર. ઘર એ કેવળ કારાગૃહરૂપ છે. તેમાં ફસાવું, એવો મારો મનોદય નથી. હું લગ્ન કરનાર નથી, તો પછી આવા કૃપાળુ ગુરુચરણનો વિયોગ શા માટે

* જુવો તૈત્તિરીય ઉપનિષદ્ શિક્ષાધ્યાય–પ્રથમ શિક્ષાવલ્લી, એકાદશ અનુવાક वेदं अनूच्य आचार्यः अन्तेवासिनं अनुशास्ति । ...प्रजातंतुं मा व्यवच्छेत्सीः । વગેરે.

वेदानधीत्य वेदौ वा वेदं वापि यथाक्रमम् ।
अविप्लुतब्रह्मचर्यो गृहस्थाश्रममावसेत ॥ ३।४॥
गुरुणानुमतः स्नात्वा समावृत्तो यथाविधि ।
उद्वहेत द्विजो भार्यां सवर्णां लक्षणान्विताम् ॥ मनुः–अ. ३ श्लो. २–४.

કરવો ? જેને વિવાહ ન કરવો હોય તેવો બ્રહ્મચારી, ગુરુ પાસેથી અધ્યયન કરી રહ્યા પછી પણ જન્મપર્યંત નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળીને ગુરુચરણની સેવા કરતો, સદા તેમની પાસે જ રહે, એવો ધર્મશાસ્ત્રનો નિયમ છે, નહિ વારુ ?"

એ સાંભળી દ્વિજપુત્ર દાનદક્ષ બોલ્યો; "એવી ધર્મશાસ્ત્રની આજ્ઞા છે ખરી, તથાપિ આપણા સરખા શિષ્યોના સંબંધમાં તેમ નથી. તે આજ્ઞા તો જે દ્વિજપુત્ર યજ્ઞોપવીતસંસ્કાર પામીને તુરત જ વેદાધ્યયન કરવાને ગુરુ પાસે રહે છે તેને અંગે છે અને આપણે તો સમાવર્તનાદિ કરી ચૂકેલા ગૃહસ્થાશ્રમી છીએ; તથા આરંભના અધ્યયનાર્થે નહિ પણ અંતિમ અધ્યયનાર્થે એટલે વેદને અંતે કથેલા એવા જ્ઞાનના અધ્યયનાર્થે આવેલા છીએ. હવે કહો, સંસાર એ પરમ દુઃખરૂપ છે, એમ સારી રીતે અનુભવ્યા છતાં, પુનઃ પાછી ગૃહસ્થાશ્રમ કરવાની ઈચ્છા કેમ જ કરીએ ? સંસારના તાપથી તપેલા પુરુષને શાંતિદાયક શીતળ સ્થાન માત્ર આ અનુપમ જ્ઞાનપ્રદ સદ્ગુરુદેવનાં ચરણકમળો જ છે, તો તે પ્રાપ્ત થયા પછી પુનઃ દુઃખરૂપ સંસારની વાંચ્છના સ્વપ્ને પણ કયો મૂર્ખ જન કરે ?"

છદ્મલિંગે અતિ આશ્ચર્યથી પૂછ્યું: "શું આપ ગૃહસ્થાશ્રમી છો ? શું ગૃહસ્થાશ્રમનો અકાળે ત્યાગ કરીને અહીં આવ્યા છો ?"

સુવિચારશર્મા બોલ્યો; "હા બંધુ ! હું ગૃહસ્થાશ્રમી છું નહિ પણ હતો. જ્યારે સારી રીતે સમજવામાં આવ્યું કે, મહાત્માઓ કહે છે અને કહી ગયા છે તેમ ગૃહસ્થાશ્રમ એ જ નરદેહધારીને એક લોઢાની બેડી સરખો છે, પરમ અકલ્યાણરૂપ અધોગતિને માર્ગે મોકલનાર છે; ત્યારથી તેનાથી ઉદાસ થઈ ગયો હતો, અને તે બેડી તોડવાને આતુર થઈ રહ્યો હતો. ભગવદિચ્છાથી મારો પગ તેમાંથી ખસી ગયો. કેટલાક સમય પછી તે બેડીમાં સખત રીતે ફસાવાનો પ્રસંગ નજીક આવ્યો, પણ તેટલામાં આ કૃપાળુ સદ્ગુરુદેવના સમાગમથી, તેમાંથી સહજમાં છૂટી ગયો છું. હવે હું કેવળ નિશ્ચિંત અને નિરાશાથી આનંદમગ્ન છું, તે પુનઃ સંસારમાં કેમ લપટાઉં ?"

સુવિચારશર્માનું આવું બોલવું સાંભળીને છદ્મલિંગ પોતાના મનને વારી રાખવાને ઘણોય પ્રયત્ન કરતો જણાયો, છતાં તેની મુખમુદ્રા વદન મ્લાન પડી ગઈ. આંખમાંનાં થોડાંક ઝળઝળીઆં સાથે તેનાથી નિઃશ્વાસ નંખાઇ ગયો. આમ થવાનું કારણ કંઇ સમજાતું ન હોતું, છતાં

એટલી સમજ પડતી હતી કે, પોતાની કોઇ જાતની દુઃખાતી વા ઉભરાઇ આવતી લાગણીને બહાર ન જણાવા દેવાને તે પ્રયત્ન કરે છે. સુવિચારશર્માએ એ જોઇને એવું અનુમાન કર્યું કે, 'એણે જ્ઞાન-શ્રવણના આવેશમાં 'લગ્ન નથી કરવું' એવી પ્રતિજ્ઞા મારી આગળ પ્રસિદ્ધ કરી, છતાં સંસારથી ઉપરમ નહિ પામેલો એવો કોઇ ઉછરતો જીવ એ છે ને મારી વાત સાંભળીને હવે પછી પોતાનું કેમ થશે, એ ચિંતવનથી તેની પરસ્પર વિરુદ્ધ સ્વભાવવાળી વૃત્તિઓ અન્તરમાં લડી રહી છે, તેનું આ બહિર્દર્શન છે.' અસ્તુઃ એ ગમે તેમ હો! થોડીક વારે સ્વસ્થ બની જઇને છદ્મલિંગ બોલ્યો; "આપ નિશ્ચિત અને આનંદમગ્ન છો તો ભલે, પણ આપની ગૃહસ્થાશ્રમરૂપ બેડી છૂટી ગઈ, ને વળી તેમાં સખત ફસાઈ પડવા પ્રસંગ આવ્યો હતો ઇત્યાદિ ગર્ભિત વાતોમાં મને કંઈ સમજણ પડી નહિ, તો તે ક્ષમા કરી મને સ્પષ્ટપણે સમજાવશો કે, એ વચનોમાં ભાવાર્થ શો છે? આપ મારા વડીલ બંધુ ગુરુસમાન છો, હું આપના કનિષ્ઠ બંધુસમાન વા સેવકસમાન છું; વળી મારી ગૃહસ્થાશ્રમમાં રહેવાની ગર્ભિત ઇચ્છા છે, તેથી હું આપને મારા પૂર્વના નિશ્ચયથી ઊલટું પૂછું છું એમ નહિ, પણ માત્ર એક ન્યાયને માટે જ પૂછું છું કે, ગુરુ મહારાજે આજ પર્યંત આપણને જે જ્ઞાન સંભળાવ્યું તેમાં તો ઘણાંક દૃષ્ટાંતો અને સિદ્ધાંતોથી એવું જ સિદ્ધ કરી આપ્યું છે કે, પ્રત્યેક મનુષ્યે ગૃહસ્થાશ્રમમાં રહીને જ જ્ઞાન સંપાદન કરવું, એ સુખસાધ્ય ને શ્રેયસ્કર છે. ગૃહસ્થાશ્રમ એ, પુરુષને, એક ઘણા શત્રુઓવાળા રાજનગરની આસપાસ બાંધેલા મહા દૃઢ દુર્ગ જેવો છે, છતાં આપ તેને એક બેડી–લોઢાની બેડીરૂપે કેમ વર્ણવો છો?"

સુવિચારશર્મા બોલ્યો; "પ્રિયબંધુ! તું શુદ્ધ બુદ્ધિમાન છે ને તેથી ગુરુ મહારાજે અર્પણ કરેલા જ્ઞાનામૃતને યથાર્થ પાત્ર પણ છે; અને તેથી જ તારા પૂછેલા પ્રશ્નોનો હું બહુ પ્રીતિપૂર્વક સવિસ્તર ઉત્તર આપીશ. ગૃહસ્થાશ્રમ, એ જ્ઞાન સંપાદન માટે નિર્ભય સાધનદુર્ગ છે ખરો, પણ તે યથાર્થ હોય તો જ. જેવો તેવો–રૂઠ્યો કુટચો ગૃહ-સ્થાશ્રમ પોતે પોતાના રૂપને જ શોભાવનારો કે સફળ કરનારો હોતો નથી, તો પછી જ્ઞાન સાધનરૂપ કેમ થઇ શકે? હું ગૃહસ્થાશ્રમી હતો ખરો, પણ મારો તે ગૃહસ્થાશ્રમ જોઇએ તેવો ન છતાં, જ્ઞાન સંપાદન માટે સાધનરૂપ થવાને બદલે અંતરાયરૂપ થઈ પડનારો બન્યો જતો હતો. ગૃહસ્થાશ્રમનું મૂળ સ્ત્રી છે. તે જ્યારે સર્વગુણસંપન્ન હોય ત્યારે જ

ગૃહસ્થાશ્રમ યથાર્થ ફળ આપનારો મનાય છે. પણ બંધુ ! સર્વગુણ-સંપન્ન તો બધી સ્ત્રીઓ ક્યાંથી જ હોય? તથાપિ સેવાપરાયણતા, આજ્ઞાનુકૂલતા ને યથાલાભસંતોષ, એટલા ગુણો તો ગૃહિણીને અંગે અવશ્ય જોઇએ જ. સેવાપરાયણતા, તેમ જ આજ્ઞાનુકૂલતા એ બે ગુણો મારી સ્ત્રીમાં પણ એટલા બધા જાગૃત હતા કે, જેવા બીજી સ્ત્રીઓમાં ભાગ્યે જ હશે. તેના પ્રેમાળુ સ્વભાવની પણ કરું તેટલી પ્રશંસા ઓછી છે. એ ગુણો સામાન્ય ગૃહસ્થાશ્રમને તો ખરેખર શોભા-રૂપ જ હતા, પરંતુ હું તેટલાથી સંતોષ પામું તેમ ન હોતું. મારી વૃત્તિઓ મારા ગૃહસ્થાશ્રમના નાશવંત સુખની જ અભિલાષાવાળી નહિ, પણ ઉત્તરોત્તર અવિનાશી સુખની અભિલાષાવાળી હતી. મને મારી ગૃહચારિણીમાં એક મોટા આવશ્યક સદ્‌ગુણની ખામી જણાઇ. એ ગુણ તે પેલો ત્રીજો–યથાલાભસંતોષ–એટલે જે મળે તેમાં, જેટલું હોય તેટલામાં જ સંતોષ માની, તેવડે પોતાનો નિર્વાહ કરવો; પણ સર્વસુખસંપન્નતા માટે ઘણી કાળજી ને ઘણી તૃષ્ણા તથા વ્યાકુળતા રાખીને સદા અસંતોષી ને દુઃખી રહેવું નહિ.

"તને સ્મરણ હશે કે, ગુરુ મહારાજે આપણને સંસાર પ્રવાસની વાર્તા કહી હતી, તેમાં સ્પષ્ટ સમજાવ્યું હતું કે, સંસારમાં પ્રાણીનું આવવું, એ એક થોડાક દિવસના પ્રવાસ સરખું છે. પ્રવાસમાં નીકળેલો મનુષ્ય પોતાના મનમાં સારી રીતે નિશ્ચયવાળો હોય છે કે, મારે અમુક સ્થળે જવું છે, જેમ બને તેમ ત્યાં શીઘ્ર જઇ પહોંચાય, તે માટે તે બહુ સાવધ રહે છે, માર્ગમાં સમય મિથ્યા વ્યતીત કરતો નથી, રસળતો નથી ને ઘરના જેવું સુખ ભોગવવાની આશાએ કરતો નથી. તે પોતાની પાસે જે કંઇ ભાતુંપોતું હોય, તેમાંથી ટીમણ કરી લઇ, તડકો લાગે તો વૃક્ષાદિકને છાંયે ઘડિક બેસી, વિસામો લઇ, પાછો માર્ગે પડે છે ને ધારેલે મુકામે જઇ પહોંચે છે ત્યારે જ કૃતાર્થ થયેલો માને છે. એ વેળા માર્ગમાં ઝાડનો છાંયો ઘરના જેવો સુખદ છે કે નથી, ખાવાનું સંતોષકારક છે કે નથી, એ વાતપર તે લક્ષ રાખતો નથી વા તે મેળવવા માર્ગમાં પ્રયત્ન પણ કરતો નથી. તે જાણે છે કે, મારે કંઇ સદાકાળ અહીં બેસી રહેવું નથી–માત્ર વિસામા માટે જ બેસવું છે, ને નિર્ધારેલે મુકામે પહોંચી શકાય ત્યાંસુધી જ ભાતું ખાવાનું છેઃ માટે થોડા સમય સારુ જેમ બને તેમ ચલાવી લેવું. એ જ પ્રમાણે સંસારરૂપ પ્રવાસમાં આવેલા પ્રાણીએ પણ લક્ષમાં રાખવાનું છે કે, મારે સદા અહીં બેસી

રહેવાનું નથી, પણ અણુધારેલે સમયે સ્વર્લોક પ્રત્યે જવાનું છે. ત્યાં જવા પછી મારું શું થશે, શું કરું તો ત્યાં જઈ સુખરૂપ સ્થાન પામું, એ વાતની જ ચિંતામા રહી, અહીં માર્ગમાંનાં ક્ષણિક સુખો ભોગવવા મથવું કે મિથ્યા રસળવું નહિ; પણ યોજાયલા કાર્યમાં તત્પર રહી, તે પૂર્ણ કરી, મૂળ સ્થાનપ્રતિ જતાં વિઘ્ન ન નડે, તે જ સંભાળવાનું તેનું કર્તવ્ય છે. પ્રવાસી જો નિર્ધારેલે મુકામે જવાની વાત લક્ષમાં ન રાખતાં, માર્ગમાં સુખ મેળવવાની ઇચ્છાથી રસળે તો ધારેલે મુકામે જઈ ન શકતાં, માર્ગમાં જ ચૌરાદિકના ઉપદ્રવથી નષ્ટપ્રાય થઈ જાય, કે નકામી વેઠ માથે આવી પડે. તેવી જ રીતે સંસારપ્રવાસી પ્રાણી પણ સ્વર્લોકમાં જવાની વાત ભૂલી જઇ, ઐહિક સુખની જ લાલસામાં ભટકે તો અંતે મરણશરણ થઇ, યમસદનમાં જ જાય, ને ત્યાં અપાર ક્લેશ ભોગવે. એટલા માટે, સુજ્ઞ ગૃહસ્થાશ્રમીએ ઐહિક સુખની આશા ન રાખતાં યથાલાભસંતોષ માનીને, માત્ર પરમાર્થપ્રાપ્તિમાં જ પ્રયત્નવાન રહેવું જોઇએ. યથાલાભસંતોષ એટલા માટે રાખવાનો છે કે, આ લોકને વિષે મનુષ્ય પ્રાણીને જે કંઇ સુખદુઃખાદિ પ્રાપ્ત થાય છે, તે સર્વ તેના પ્રારબ્ધાનુસાર આપોઆપ જ પ્રાપ્ત થાય છે. એ નિયમ એવો અનિવાર્ય છે કે, ગમે તેમ કરવા છતાં પણ પ્રારબ્ધ ભોગવ્યા વગર ત્રણ બ્રહ્માંડોવિષે પણ છૂટકો થતો નથી. भोगादेव क्षयः । એટલા જ માટે પ્રારબ્ધના ભોગસંબંધે હર્ષશોકાદિ કરવાં એ વ્યર્થ છે; તેમ જ તે ફેરવવા માટે પ્રયત્ન કરવો પણ વ્યર્થ જ છે. એ પ્રારબ્ધભોગ સંબંધી આપણા ગુરુમહારાજે આપણી આગળ સવિસ્તર કથન કરેલું છે કે, એ તો જેવા હોય તેવા જ ભોગવે છૂટકો છે; સંભાળ એટલી જ રાખવાની છે કે, તેવા અનિષ્ટ દેનારા પ્રારબ્ધના પોટલા ફરી પાછા ન બંધાય. પ્રારબ્ધ માટે, સંસ્કાર માટે તેં ઘણું ઘણું ગુરુમુખે શ્રવણ કર્યું છે, એટલે હવે તારી આગળ તે વિષે વિશેષ વર્ણન કરવાની આવશ્યકતા નથી. તે પરથી આટલું જાણવાનું છે કે, જે વસ્તુ અણુચિતવ્યે ને અનાયાસે આપોઆપ જ સૃષ્ટિકર્તાના દૃઢ નિયમાનુસાર, પૂર્વ કર્મોના યોગે આવી મળે છે, વા હોય છે, તે નષ્ટ થઈ જાય છે, તો તે માટે ચિંતા વા પ્રયાસ કરવો, એ કેવળ વ્યર્થ નથી ? તેટલા માટે, યથાલાભસંતોષ માનીને, કેવળ ભગવત્પ્રાપ્ત્યર્થ જ દૃઢ પ્રયત્ન કાં ન કરવો ? સંસાર મૂળે તો દુઃખરૂપ જ છે, તેમાં વાસ્તવિક સુખ જ નથી; દુઃખની કિંચિત્ નિવૃત્તિ થવાને જ સુખ માનવામાં

આવે છે તો પછી તેવાં એક 'માનવા' માત્ર સુખની આશાથી સદા સંતપ્ત શા માટે રહેવું ?"

એટલું કહીને પુનઃ તે બોલ્યો; "પ્રિય બંધુ ! સદસદ્ વસ્તુનો વિવેક જાણનારા પુરુષો એવી મિથ્યા આશાથી કદી સંતપ્ત રહેતા નથી. છતાં પરાણે તેને કોઇ એવી આશામાં બંધાવા પ્રયત્ન કરે, એ તેને કેટલું બધું કષ્ટરૂપ થઇ પડે, એનો તું જ વિચાર કર. મારે પણ એવી જ રીતે હતું. મારી સ્ત્રી આ વાતમાં બીજી પ્રાકૃત સ્ત્રીઓના સરખી જ હતી. મારે ત્યાં સાંસારિક પ્રત્યેક સુખની તેને ઉણપ લાગતી; તે ઉણપ પૂરી કરવા માટે પ્રયત્ન કરવાને મને વારંવાર વિનવતી, છતાં હું લક્ષમાં ન લેતો, એથી દુઃખિની બનીને, કોઇ કોઇ વાર સ્ત્રીસ્વભાવને લીધે તે કલેશ પણ કરતી. આ કારણથી પરમાર્થસાધનને વિષે મારો ગૃહસ્થાશ્રમ મને એક અંતરાયરૂપ થઇ પડેલો હતો. દિનપ્રતિદિન મારા અંતરમાં સંસારપ્રતિ પુષ્કળ તિરસ્કાર આવી ગયો. એટલામાં શ્રીહરિની કૃપાથી મારી તે બેડી સહજમાં છૂટી ગઇ."

એ સાંભળી છદ્મલિંગ બોલ્યો; "મિત્રવર્ય ! આપની એ બેડી સહજમાં શી રીતે છૂટી ગઇ ? શું આપનાં પ્રિય પત્નીનું અકાળે દેહાવસાન થયું ?"

સુવિચારે કહ્યું; "ના; તેનું દેહાવસાન તો થયું નહિ; પણ તેનો ને મારો લાંબા સમયને માટે વિયોગ થઇ ગયો."

છદ્મલિંગ બોલ્યો; "શું તે બિચારી અજ્ઞાત અબળાનો આપે ત્યાગ કરી દીધો ?"

સુવિચારે કહ્યું; "નહિ નહિ; જે બિચારીનું આખું જીવન મારા દેહ પછવાડે અર્પિત થયેલું, તેવી અબળાનો ત્યાગ કરવો, એ વાતને હું યોગ્ય ગણુતો નથી. પણ અમારા વિયોગ માટે સ્વાભાવિક જે કારણ બન્યું, તે તું સાંભળઃ તે વારંવાર સંસારસુખોની ઓછપથી અસંતુષ્ટ રહેતી ને ઉદ્વિગ્ન થઇ જતી. એક દિવસે મને એવી ઊર્મિ થઇ આવી કે, આ સ્ત્રી સંસારસુખમાં જ સાર્થકતા–કૃતકૃત્યતા છે એમ માને છે અને મનાવે છે. સાંસારિક સુખ જો કે મિથ્યા અને પરિણામે દુઃખનું કારણરૂપ છે, છતાં એ વાત તેને અનુભવ વિના માનવામાં આવે તેવી નથી; માટે એકવાર તેને તે વાતનો અનુભવ કરાવું તો ઠીક–અર્થાત્ સંસારસુખ ભોગવીને, તે પોતાની મેળે જ તેને મિથ્યા, તેમ જ અપાયરૂપ સમજે તો ઠીક. પણ એ વાત તો દ્રવ્યવિના બની શકવી

કઠિન જ. તે સારુ પ્રથમ પુષ્કળ દ્રવ્ય મેળવવાનો મેં નિશ્ચય કર્યો. બીજે જ દિવસે 'હું તારે માટે કદી નહિ ખૂટે તેવું દ્રવ્ય મેળવવાને જાઉં છું,' એમ કહીને મેં સદાને માટે ગૃહનો ત્યાગ કર્યો." અહીં સુધીનો વૃત્તાંત કહીને સુવિચાર મૂક રહ્યો.

ત્યારે છદ્મે પાછું પૂછ્યું; "કૃપાબન્ધુ! પછી?"

સુવિચાર બોલ્યો; "પછી શું? દ્રવ્ય કંઇ માર્ગમાં પડેલું નથી કે ગાંસડો બાંધી ઘેર આવું, તેમ સહજમાં કાંઇ કોઈ કોઇને આપીએ દેતું નથી, તો તે મને ક્યાંથી મળે કે હું તે લઇને ઘેર જઇ મારી સ્ત્રીને સંતુષ્ટ કરું?"

ત્યારે છદ્મલિંગ બોલ્યો: "વારુ, ત્યારે તો આપ તેને સમજાવવારૂપ કહો કે છળવારૂપ બહાનું કરીને જ માત્ર ઘેરથી નીકળી ચાલ્યા, તે પછી પાંસરા અહીં આ એકાંત સ્થાનમાં આવી રહ્યા છો? શું એ યથાર્થાચરણી શિષ્ટ જનને છાજતી વાત ગણાય?"

"નહિ નહિ, પ્રિય બંધુ! એમ નહિ; મેં એમ કર્યું નથી, ને એમ કરવું એ યોગ્ય પણ નથી. ઘેરથી નીકળ્યા પછી મારું શું થયું, તે હું હવે તને અવકાશ મળશે તો કાલે કહીશ. આજે તો હવે આશ્રમપરિચર્યાનો* સમય થઇ ગયો છે, ને તે પછી લાગલો જ સંધ્યાસમય થશે, એટલે આજે વાત કરવા માટે અવકાશ મળવાનો નથી. ચાલો, જય શ્રીહરિ! જય સચ્ચિદાનંદ! ગુરુમહારાજને વંદન કરી આપણે આપણું કાર્ય કરીએ." એમ કહી બંને શિષ્યો પર્ણશાળામાં ગુરુવર્યના દર્શનાર્થે ગયા. યોગીશ્વર સમાધિસ્થ હતા. તેઓએ ભાવયુક્ત તેમને નમન કર્યું ને પછી છૂટા પડી ગયા.

## (૨) શિવારાધન-અર્થસિદ્ધિ

બીજે દિવસે પોતાનું નિત્યકૃત્ય આટોપી લઇને પાછા તે બંને શિષ્યો ગુરુદેવને સમાધિમાં જોઇ, તેમને વંદન કરીને આશ્રમમાંના એક સુંદર પુષ્પિત વૃક્ષ તળે જઇને બેઠા. છદ્મલિંગે નમન કરી પૂછ્યું:-"ઘેરથી નીકળ્યા પછી આપે શું કર્યું તે કહો!"

"સુવિચારશર્માએ પોતાનો વૃત્તાંત કહેવાનો આરંભ કર્યો.

"ઘેરથી નીકળ્યા પછી હું મારા ગ્રામની સીમમાં આવેલા એક શિવાલયમાં ગયો. ત્યાં તે આદિ દેવનું પૂર્ણ પ્રેમથી વિધિવત્ પૂજન

* આશ્રમપરિચર્યા એટલે આશ્રમમાં વાળઝાડ કરવી, વૃક્ષોને સીંચવા વગેરેનું તથા ફળ ફૂલ વગેરેની સંભાળ લેવા:નું કામ કરવું તે.

કરીને નિત્યની પેઠે ઘેર ન આવતાં, મંદિરની આગળના મંડપમાં, તે દેવાધિદેવનું ધ્યાન ધરવા બેઠો. એ જ મંડપમાં બેસી આગળ હું નિત્ય ધ્યાન કરતો, ને તે વેળા તે પ્રભુના પૂર્ણાનંદમય સ્વરૂપનો મારા હૃદયમાં સાક્ષાત્કાર થતો; પણ તે દિવસે તેમ થયું નહિ. નિત્યે તો મારું હૃદય કેવળ નિષ્કામ હતું, મને કોઇ જાતની આશા કે કામના ન હોતી, કેવળ ભક્તિભાવને માટે જ હું ભગવાન્ સદાશિવનું ધ્યાન ધરતો હતો, પણ એ દિવસે તો મારા હૃદયમાં દ્રવ્ય, દ્રવ્ય ને દ્રવ્યની જ વાસના વસી ગઇ હતી. શિવ પ્રભુનું ધ્યાન કરીને પણ મનોમય રીતે તેમની પાસેથી હું કેવળ દ્રવ્ય જ માગવાનો હતો, તેથી નેત્રો મીંચીને ધ્યાન કરવા માંડું કે, તુરત શંકરના કર્પૂરગૌર સ્વરૂપને ઠેકાણે અનેક પ્રકારનું દ્રવ્ય તથા તેને પ્રાપ્ત કર્યા પછી સ્ત્રીને સંતુષ્ટ કરવાની, સારાં ઘર, અનેક સુખસાધનો, સારાં ભોજનો ઇત્યાદિ વસ્તુઓ જ મારી મનોમય દૃષ્ટિ આગળ રમણ ભ્રમણ કરવા માંડી. સકામપણે ભગવદ્ભક્તિ કરવામાં ને નિષ્કામપણે કરવામાં કેટલું બધું અંતર છે, તેનો અનુભવ મને તે પ્રસંગે પૂરેપૂરો થયો. હું મારા મનને ઘણીક રીતે વારી વારીને ઠેકાણે લાવું, પ્રભુના ચરણમાં લગાડું, પણ ક્ષણવાર થઈ કે પાછું દૃષ્ટિ આગળ દ્રવ્ય જ દોડાદોડ કરે. છેવટે હું થાક્યો. ઘણે પ્રયત્ને હું જેમ તેમ કરી પ્રભુનું જેવું તેવું એકવાર ધ્યાન થયું, એટલે સંતોષ માની, જરા શાંતપણે બેઠો. હવે મારે કરવું શું, તથા કયા ઉપાયથી પુષ્કળ દ્રવ્ય મળશે, તેના વિચારોમાં હું લીન થઈ ગયો. મારા મનથી મેં અનેક પ્રકારો ને ઉપાયો તપાસી જોયા, પરંતુ કોઇ પ્રકાર, મારી મનોવૃત્તિને અનુકૂલ જણાયો નહિ. કૃષિકર્મ, વ્યાપાર, રાજસેવા, વિદ્યાવિક્રય તથા ભિક્ષા આદિ સર્વ પ્રકારો મને પરમ દૂષિત દેખાયા; તેમ જ તેમાંના એકેથી જોઇએ તેટલું દ્રવ્ય શીઘ્ર મેળવી શકવું, એ પણ દુષ્કર દેખાયું. જેનું મન જેવા સંસ્કારોથી ઘડાયું હોય છે, તવી વૃત્તિ તેની બંધાય છે. તે જ પ્રમાણે મારે પણ થયું. મારા પિતાશ્રી કેવલ અયાચક વૃત્તિવાળા હોઇને યદૃચ્છાલાભથી સંતોષ માનતા અને બ્રાહ્મણપણાંનું તન મન ધનથી પાલન કરતા, એટલે નિત્યકર્માનુષ્ઠાનરૂપ તપશ્ચર્યા ને ઈશ્વરારાધનામાં જ તેમનો કાલક્રમ વ્યતીત થતો. તે પ્રમાણે હું પણ તપશ્ચર્યા, ઇશ્વરારાધન ને પરમ તત્ત્વસેવનમાં જ મારો પોતાનો મુખ્ય ધર્મ માનતો હતો.* માટે

* तपःस्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोगः ।

મારી વૃત્તિ એ માર્ગે દોડી. મેં તુરત નિશ્ચય કર્યો કે, મારે કોઇ કઠિન તપ કરીને ભગવાન્ શંકરને પ્રસન્ન કરવા, કે જેઓ મારો મનોરથ પૂર્ણ કરે. પણ તે માટે કોઇ પવિત્ર અને એકાંતસ્થાન જોઈએ, એટલા માટે હું તુરત એ શિવાલયમાંના દૈવતને નમન કરીને ત્યાંથી ચાલી નીકળ્યો. થોડાક દિવસોમાં ઉત્તર ભૂમિને વિષે આવેલા એક અરણ્યમાં જઈ પહોંચ્યો. એ નિર્જન પણ રમ્ય અરણ્યની ભૂમિ, અનેક પર્વતો, ગુહાઓ, જળપ્રવાહો અને સુવૃક્ષોથી વ્યાપ્ત હતી; મનને સ્વાભાવિક રીતે પ્રસન્નતા ઉપજે એવી હતી. ત્યાં એક સુંદર પ્રવાહની સમીપમાં આવેલી ગુહાને વિષે મેં નિવાસ કરચો. બીજે દિવસે પવિત્ર જળમાં સ્નાનાદિ પ્રાતરાહ્નિક કરીને સૂર્યસમ્મુખ બેસીને સંકલ્પ કરચો કે, પોતાના ભકતોપર શીઘ્ર પ્રસન્ન થનારા એવા ભગવાન્ શિવજી પ્રસન્ન થઈને મારો અખૂટ ધનપ્રાપ્તિરૂપ મનોરથ જયારે પૂર્ણ કરશે ત્યારે જ હું અન્નપ્રાશન કરીશ. પછી પાર્વતીસહ શંકરનું સર્વદા ધ્યાન અને તેમના જ મંગલ નામરૂપ મન્ત્રનો એકાગ્રપણે જપ કરતો હું, એક માસપર્યંત વનફળોનો, નિત્ય પ્રતિ એકવાર આહાર કરીને રહ્યો. બીજે માસથી મેં વનફળો તજી માત્ર શુષ્કપત્રાશનથી* જ ચલાવવા માંડ્યું. એમ કરતાં પાંચ માસો વીતી ગયા. મેં વિચાર કરચો કે, આમ કંઇ પાર આવવાનો નથી. अर्थं साधयेद्वा देहं पातयेत् । એવા નિશ્ચયથી છઠ્ઠે માસે મેં પર્ણાશનનો પણ ત્યાગ કરીને કેવળ અનશનવ્રત કરવા માંડ્યું. ભગવાન્ શંકરને ભક્તજનોએ આશુતોષ કહ્યા છે, તે કેવી રીતે યથાર્થ છે, તેની મને બરાબર ખબર પડી. અનશનવ્રતથી મારું શરીર કેવળ શુષ્ક થઈ ગયું ને પ્રાણ રહેશે કે નહિ, તેની પણ શંકા થઇ પડી. મારી નેત્રાદિ સર્વ ઇંદ્રિયોમાંથી પોતપોતાનું કાર્ય કરવાની દૈવી શક્તિ જતી રહી. જિહ્વાથી મન્ત્રનો જપ પણ થતો અટકી પડ્યો. હું તે મંત્ર માત્ર અંત:કરણમાં મનોમય રીતે જપવા લાગ્યો અને એવી સ્મૃતિ પણ વધારે વાર રહી શકશે કે નહિ, એમ મને નિશ્ચય થયો.”

આ છેલ્લું વાકય સાંભળી છદ્મલિંગ પોતાના શરીરને કમકમાટ લાવીને બોલ્યો; “અહા! જે સ્ત્રીની દ્રવ્યલાલસાને લીધે તેના પતિની છેક આવી દયાર્દ્ર-મૃત્યુસમાન અવસ્થા થઇ, તેના સરખી દુષ્ટ ઘાતકી પતિદ્રોહિણી સ્ત્રી બીજી કયી હશે ? હર હર ! ધિક્કાર છે, તે કઠોર કાળજાની કુત્યાને, કે જેણીએ ક્ષુલ્લક સુખને માટે પોતાના આ લોકના

* શુષ્કપત્રાશન-પોતાની મેળે ઝાડપરથી ખરી પડેલાં સુકાં પાંદડાં જ ખાઇને રહેવું તે.

તથા પરલોકના સાથીરૂપ, પોતાના પરમેશ્વરરૂપ, પોતાના સત્યસૌભાગ્યરૂપ ને પોતાના સર્વસ્વરૂપ પતિનું શું થશે, તેનો કિંચિત્ પણ વિચાર ન કરચો! પણ આપ સરખા દયાળુ ને સદસદ્વિવેકી પુરુષો તેવી અબળાઓની સ્વાભાવિક જડતાને લીધે થયેલા અપરાધોને ગણુતા નથી, એ માટે આપને પરમ પ્રેમપૂર્વક પ્રણામ !" એમ કહેતાં કહેતાં તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.

ત્યારે સુવિચારશર્માએ કહ્યું; "પ્રિય સખે ! માત્ર મારો વૃત્તાંત સાંભળીને જ જ્યારે તમને આટલું બધું થયું, ત્યારે જેની પ્રસન્નતાને માટે મેં ઉગ્ર તપ આરંભ્યું હતું, તે દયાના ભંડારરૂપ શંકરને પોતાના ભક્તમાટે કેમ દયા ઉપજ્યા વિના રહે? તેને અત્યંત કરુણા ઉપજી. થોડાક ઉપવાસોને અંતે એક સુંદર બાળયોગીને વેશે તેઓ મને પ્રત્યક્ષ થયા ને મારો ઇચ્છિત મનોરથ પૂર્ણ કરી, ક્ષણુવારમાં મારી દૃષ્ટિસમ્મુખ મને આનંદાશ્ચર્યમાં મગ્ન કરી દેતાં અદૃશ્ય થઇ ગયા !"

અહીં સુધીનો વૃત્તાંત કહીને સુવિચારશર્મા મૌન ધરી રહ્યો, ત્યારે છદ્મલિંગે પૂછયું; "કૃપાબન્ધુ ! શંકર પ્રભુએ આપનો ઇચ્છિત મનોરથ કેવી રીતે પૂર્ણ કર્યો ?"

સુવિચારશર્મા બોલ્યો; "હવે સમય થઇ ગયો છે, માટે અવકાશ મળશે તો શેષ વૃત્તાંત કાલે કહીશ." એમ કહી તેઓ સમાધિસ્થ ગુરુદેવનાં ચરણોનું વંદન કરીને, પોતપોતાના નિત્યકૃત્ય માટે છૂટા પડ્યા.

### ( ૩ ) ત્યાગનિર્ણય

ગુરુજીએ આજ્ઞા આપેલી, તે પ્રમાણે જપ-સ્મરણ-ધ્યાનાદિ ક્રિયાથી-નિત્યકાર્યથી પરવારી ત્રીજે દિવસે નમતા પહોરના તેઓ એક રમ્ય વૃક્ષ તળે એકઠા થયા ત્યારે, છદ્મના પૂછવાથી સુવિચારે પોતાનું પૂર્વવૃત્ત પુનઃ કહેવા માંડ્યું. તે બોલ્યો; " મિત્ર ! બાલજટિલરૂપધારી શિવજીએ, મારા હાથમાં એક તેજસ્વી પાષાણુનો કાંકરો આપીને કહ્યું કે, 'હે બ્રાહ્મણપુત્ર ! લે આ, પથ્થર ! એ તારો મનોરથ પૂર્ણ કરવાને અર્થે હું તને આપું છું. એ અસંખ્ય સુવર્ણનો ભંડાર છે. તને જે વેળાએ જેટલું સુવર્ણ જોઇશે, તેટલું એમાંથી પ્રાપ્ત થઇ શકશે. એનું નામ સ્પર્શમણિ છે, એટલે તામ્ર, લોહ આદિ ધાતુને સ્પર્શમાત્રથી સુવર્ણરૂપ કરી દેવાનો એનામાં અમૂલ્ય ગુણ છે. એ દ્રવ્યનો તું સદા સદ્વ્યય કરજે. એના યોગે તને કોઈ વેળા મહાત્મા સદ્ગુરુનાં દર્શન થશે; જેમની અનન્ય સેવા કરીને તું આત્મજ્ઞાનરૂપ અલભ્ય લાભ

મેળવીશ,' મિત્ર! શંકર ભગવાનના વચનથી ચેતના પામી, હું સદા સદ્દગુરુની શોધ કરતો હતો, તેવામાં મને આ મહાત્મા સદ્દગુરુવર્યનાં ચરણો પ્રાપ્ત થયાં છે. એ સ્પર્શમણિના યોગે મેં અનેક પ્રખ્યાત અને ગુપ્ત તીર્થો જોયાં, ઘણાક સંતો–મહાત્માઓનાં દર્શનો કરયાં ને તેઓનાં દર્શનોની લાલસાથી સ્થળે સ્થળે, કોઇ ન કરી શકે તેવી રીતે, મોટા મોટા મેળાઓ કરયા, ઘણાંક ધર્મકાર્યો ચાલુ કરયાં, કે જેના યોગે તેવા મહાત્માઓ સ્વાભાવિક રીતે તેવે સ્થળે આવે, અસંખ્ય આશીર્વાદો આપે, ને મારો સમાગમ થાય! એ સમસ્ત પુણ્યના ઉદયરૂપે, છેવટે એક સૂર્યગ્રહણના મેળામાં, કુરુક્ષેત્રને વિષે મને આપણા કૃપાળુ ગુરુદેવનાં દર્શન થયાં, જેની કૃપાથી હવે હું કૃતાર્થ થયો છું.''

એ સાંભળી છદ્મલિંગે; ''તમે કુરુક્ષેત્રમાં શા માટે ગયા, ત્યાં તમોએ શો પ્રયત્ન કર્યો, ગુરુદેવનાં દર્શન કેવી રીતે થયાં, ત્યાંથી અહીં તેઓ તમને સાથે તેડી લાવ્યા કે કેમ, તમારો તે સ્પર્શમણિ ક્યાં છે, મને તે દેખાડશો, ઇત્યાદિ પ્રશ્નો કરવાથી, સુવિચારે પોતાનો સર્વ વૃત્તાંત ઇત્થંભૂત કહી સંભળાવ્યો. ને સ્પર્શમણિ ગુરુમહારાજે ફેંકી દીધો તથા એ માટે મને ખેદ થતાં એના બદલામાં બીજા અસંખ્ય મણિઓ દેખાડ્યા, એ કથા પણ અથથી તે ઇતિ સુધી વર્ણવી, ત્યારે પોતાની કોઇ ધારેલી ધારણા પાર પડી હોય, તે રીતે બહુ આનંદમાં આવી જઇ, છદ્મ ઉત્સાહી મુખે બોલ્યો; ''વારુ ત્યારે, મારા પ્રાણમિત્ર! જો કે તમને પ્રયાસ ઘણો કરવો પડ્યો, તોપણ અંતે તમારી અંતર્ભાવના જ્ઞાનપ્રાપ્તિરૂપ ભગવત્કૃપાથી સિદ્ધ થઇ, એટલે હવે આપ સર્વથા કૃતકૃત્ય થયા છો. આપને હવે કશું કરવાનું, કે મેળવવાનું રહ્યું નથી. તોપણ વિનતિ કરવાની આજ્ઞા લઉં છું કે, પૂર્વે આપે પોતાના ઘરમાં જ સ્રીજાતિ અને 'મારા સ્વામિનાથ આજ આવે, કાલ આવે.' એવી વાટ જોતી અબળાને–કહો કે અપરાધિની અબળાને–કેટલા લાંબા સમયથી તજી દીધી છે, તેની શી દશા થઇ હશે, એનું આપને કોઇવાર પણ સ્મરણ થાય છે? દયાને લીધે પણ કોઇવાર તેની પતિવિયોગરૂપ અપાર પીડાનો વિચાર આપને આવે છે? આપ તેના સંબંધમાં શું કરવા માગો છો?''

સુવિચાર બોલ્યો; ''સખે! જ્યાંસુધી હું ગુરુવિહીન એકલો જ વિદેશોમાં ફરતો, ને સ્પર્શમણિની સહાયથી, જેમાં અપાર દ્રવ્યનો વ્યય થાય તેવાં અનેક ધર્મકાર્યો કરતો, તેવામાં કોઈ કોઇવાર તે દ્રવ્ય-

લાલસાવાળીનું મને સ્મરણ થઇ આવતું, કે આ વેળા તે મારી પાસે હોત તો પોતાને હાથે અસંખ્ય દ્રવ્યનો યથેચ્છ ઉપયોગ કરીને કેટલો આનંદ પામત ? પ્રસંગોપાત્ત તેની, પતિવિયોગપીડાસંબંધી વિચાર પણ મને આવતો, પરંતુ તેથી શું ? એ માટે કંઇ હું અપરાધી ન હોતો. મેં કંઇ અકારણથી વા તેના ક્લેશથી તેનો ત્યાગ કરયો ન હોતો, પણ માત્ર તેની દ્રવ્યેચ્છા પૂર્ણ કરવા સારુ જ તેને એકલી મૂકીને હું ચાલી નીકળ્યો હતો. માટે તેના સંતાપનું ફળ તેને મળ્યું. તેમાં મારો અપરાધ શો ?"

"અસ્તુઃ પણ હવે ?" છદ્મે પૂછ્યું.

"હવે શું ? હવે તો જે થવું જોઇતું હતું, તે આપોઆપ જ થઇ ચૂકયું છે," સુવિચાર બોલ્યો.

"મુક્તિમાર્ગમાં અંતરાય પડાવનારા જે હેય-ત્યાગ કરવા યોગ્ય પદાર્થો-કનક અને કાંતા-તેઓ પોતાની મેળે જ અળગા થઇ ગયા છે. ઘણો લાંબો સમય થઇ ગયો, માટે સ્ત્રીનું પણ થવાનું તે થઇ ગયું હશે-કાં તો મરણ પામી હશે વા મન વાળીને ઘરમાં બેઠી હશે,-ને મણિ પણ ખોવાઇ ગયો, એટલે હવે તો નિશ્ચિંતપણે ભગવદ્ધ્યાન કરતાં ગુરુમહારાજની સમીપમાં જ નિવાસ કરવાનો મારો વિચાર છે. પણ મિત્ર ! તારો હવે ગૃહસ્થાશ્રમસંબંધી શો વિચાર છે ?"

"મેં મારો તો નિશ્ચય પૂર્વે જ આપને કહી બતાવ્યો છે કે, મારે સર્વથા લગ્ન કરવું જ નથી;" છદ્મે કહ્યું, "પણ જેણે લગ્ન કીધેલું હોય, તેણે પત્ની જીવતાં તેનો ત્યાગ કરવો, એ શાસ્ત્ર રીતે અને વ્યવહાર રીતે પણ સર્વથા નિંદ્ય જ છે. છતાં આપ તે માટે કેમ ઊલટા નિશ્ચય-પર આવ્યા છો ? શું સ્ત્રીનો ત્યાગ કરનાર જ ત્યાગી ગણાય ? મારા શ્રવણ પ્રમાણે તેવા પુરુષને ત્યાગનું યથાર્થ ફળ પણ મળતું નથી. સ્ત્રીનો ત્યાગ કરીને તો તમે વગર વિધિથી પરમ ધર્મરૂપ આખા ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરો છો અને એ તમારો ત્યાગ યથાર્થ નહિ, પણ રાજસી ત્યાગ ગણાય. એ માટે આપ પૂર્ણાવતાર શ્રીકૃષ્ણચન્દ્રનાં સર્વમાન્ય વચનરત્નોને કેમ વિસરી જાઓ છો ? તેણે ત્યાગનાં લક્ષણો વર્ણવ્યાં છે, તેમાં સ્પષ્ટપણે કહ્યું છે કે; **'दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् । स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत॥** કર્મ એ દુઃખ છે, એમ ધારીને તથા તેવડે શરીરને બહુ કલેશ વેઠવો પડે છે એમ માનીને, ભયથી જે કોઈ કર્મનો ત્યાગ કરે છે, એ રાજસી ત્યાગ ગણાય છે,

ને એથી ત્યાગનું ફળ પ્રાપ્ત થતું નથી.' વળી દ્વિજોનો–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યોનો ગૃહસ્થાશ્રમ વેદોક્ત કર્મરૂપ જ છે. તો સ્ત્રીનો ત્યાગ કરતાં, તમે અવિધિથી ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યો ને ગૃહસ્થાશ્રમ તજ્યો, એટલે સ્વાભાવિક સર્વ વેદોક્ત કર્મોનો ત્યાગ કર્યો એમ થયું; અને એ કર્મોનો ત્યાગ પણ રાજસત્યાગ થયો, એટલે તેનું ફળ તમને તેવું જ મળશે, શ્રેયઃપ્રાપ્તિનો શ્રમ વ્યર્થ જશે. સૌથી પહેલું તો એ જ વિચારવાનું છે કે, આવશ્યક કર્મો તો ત્રિકાળે પણ તજવાં યોગ્ય નથી, તે અનેક દોષવાળાં હોય તોપણ શું થયું? सहजं कर्म कौंतेय ! सदोषमपि न त्यजेत् । એમ છતાં આપને ત્યાગી થવા ઉપર જ વધારે પ્રીતિ–શ્રદ્ધા હોય તો તેવા ત્યાગીનું ખરું સ્વરૂપ પણ તે પુરુષોત્તમે અર્જુન પ્રત્યે કહેલું છે કે–यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते । સમૂળો કર્મનો ત્યાગ કરનાર ત્યાગી નહિ, પણ કર્મ વિધિપૂર્વક કરવા છતાં તે કર્મનાં ફળનો જે ત્યાગ કરે છે, તે ખરો ત્યાગી કહેવાય છે; કારણ કે, કરવા માટે શાસ્ત્રોદ્વારા નિશ્ચિત થયેલાં પોતાનાં નિયત કર્મનો તો ત્યાગ કરવો ન જ જોઇએ. કદાચ મોહથી તેનો ત્યાગ કરવામાં આવે તો તે ત્યાગ તામસી ત્યાગ ગણાય, એટલે રાજસી ત્યાગ કરતાં પણ તે તો ઊતરતો છે. કહ્યું છે કે, नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते । मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ તમારી ગૃહિણી કે જેને વિષે જ આખો તમારો ગૃહસ્થાશ્રમ સમાયલો છે તેનો ત્યાગ કરશો, તો તમે શાસ્ત્રવિધિનો લોપ કરવાના દોષથી લેપાશો અને શાસ્ત્રની આજ્ઞાને ન ગણકારતાં જે મનુષ્ય પોતાની ઇચ્છામાં આવે તેમ વર્તન કરે છે, તેને કર્મયોગની સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. એટલું જ નહિ, પણ તેને આ લોકમાં સુખ મળતું નથી, તેમ પરમ ગતિ પણ મળતી નથી. એ માટે આપ તે પુરુષોત્તમ શ્રીકૃષ્ણચન્દ્રના અદ્વિતીય વાક્યને કેમ વિસરી જાઓ છો? તેમણે સ્પષ્ટ કહ્યું છે કે, यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः । न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ પત્ની જીવતી છતાં તેની પ્રસન્નતાપૂર્વક અનુમતિ લીધા વિના જે મનુષ્ય ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરે છે ત મહાપાપભાગી થાય છે એમાં સંશય નથી. એ વાત આપથી કંઇ અજાણી નથી."

એ સાંભળીને ઋષિપુત્ર સુવિચારશર્મા બોલ્યો; "મિત્ર! તું કહે છે, ત સર્વ પ્રકાર ધર્મયુક્ત છે. સ્ત્રીની અનુમતિ વિના ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરનાર દૂષિત છે, તેમ કર્મોને દુઃખરૂપ સમજનાર તથા આવ-

શ્યક કર્મોનો ત્યાગ કરનાર પણ તેવો જ દોષભાગી છે. પણ તેવો પ્રકાર મારા સંબંધમાં બનેલો નથી. ત્યાગ નહિ કરવાયોગ્ય તથા અત્યાવશ્યક કર્મો–યજ્ઞ, દાન, તપ, સ્વાધ્યાય આદિનો ત્યાગ મેં કર્યો નથી અને સ્ત્રીનો પણ ત્યાગ કરવાના હેતુથી હું ઘેરથી નીકળ્યો નહોતો. સારે ભાગ્યે ઘેરથી નીકળ્યા પછી આજ સુધી સઘળા સંયોગો જ એવા મળતા ગયા કે, જેથી મારા કર્મથી જ આપોઆપ તે પીડા નીકળી ગઇ છે! ભ્રાત! તેં ગૃહસ્થાશ્રમસંબંધી ને કર્માદિકની આવશ્યકતાસંબંધી જે વિવેક કહી બતાવ્યો, તે હું પ્રથમથી જ સારી રીતે જાણું છું; પરંતુ તે સાથે એટલું અવશ્ય ધ્યાનમાં રાખવાનું છે કે, ધર્માદિકનો ગર્ભિત હેતુ જ્ઞાનપ્રાપ્તિને માટે જોઇતી ચિત્તશુદ્ધિ થવાનો છે કે આ લોક પરલોકનાં સુખની પ્રાપ્તિ થવાનો છે, તે કહે? ચિત્તશુદ્ધિ અને ચિત્તની પ્રસન્નતા થવામાં જે પદાર્થો પ્રતિકૂળ હોય, તેવા ગૃહસ્થાશ્રમને શા માટે આચરવો? તેવું કર્મ શા માટે કરવું? મેં તને પૂર્વે કહી જ બતાવ્યું છે કે, મારો ગૃહસ્થાશ્રમ મારા ચિત્તને શુદ્ધ અને પ્રસન્ન કરવાને બદલે ઊલટું મહામલિન–અને પરમ અસ્થિર-વિક્ષિપ્ત કરી નાંખે તેવો હતો; પ્રસન્નતાના બદલામાં મારા ચિત્તવિષે સદા ઉદ્વેગ જ રહ્યા કરતો અને મનઃશુદ્ધિના બદલામાં દ્રવ્ય કેમ મેળવવું, સ્ત્રીનું મન શી રીતે મનાવવું, ઇત્યાદિ વિચારો જ રમ્યા કરતા. પણ હવે તો ગુરુવર્યની કૃપાથી તે સર્વ દુઃખ સમૂળ લય પામી ગયું છે. આજે હું નિર્દ્વન્દ્વ છું. આ જગતમાં મનુષ્યજીવનનું સાફલ્ય આત્મકલ્યાણ થવું એ જ છે, એ આત્મકલ્યાણને અર્થે જ સમગ્ર સત્કર્મોની આવશ્યકતા શાસ્ત્રોમાં વર્ણવેલી છે. ધર્મશાસ્ત્રમાં સમગ્ર ગૃહસ્થાશ્રમાદિક ધર્મોનું જ પ્રતિપાદન કરેલું છે. તેમાં સ્પષ્ટ કહ્યું છે કેઃ—

> इज्याचारदमाहिंसादानस्वाध्यायकर्मणाम् ।
> अयं तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम् ॥ ( याज्ञ. १–१–८)

અર્થ–યજ્ઞ કરવો, સદાચાર પાળવો, ઇંદ્રિયોનું દમન કરવું, કોઇ પ્રાણીને પીડા ન કરવારૂપ અહિંસા ધર્મ પાળવો, દાન દેવું, વેદનું પઠન કરવું ઇત્યાદિ સર્વ કર્મોનો ખરો ધર્મ (હેતુ–ફળ) એ જ છે કે, જે વડે આત્મદર્શન થઇ શકે; અને એનું નામ જ આત્મકલ્યાણ ગણાય છે.

આ જગત્‌માં જન્મીને જે કંઈ કરવું, તે માત્ર આત્મકલ્યાણને અર્થે જ કરવાનું છે. આત્મકલ્યાણ જેનાથી થાય તે જ ધર્મ, ને તે જ આચરવા યોગ્ય છે. ઇતર જો કે ધર્મ ગણાતો હોય તોપણ તે ત્યાગ

કરવા યોગ્ય છે, અને તે ન્યાયથી આત્મકલ્યાણુની આડે આવનારું સઘળું જ ત્યાગ કરવા યોગ્ય છે. શિષ્ટ જનોએ કહેલું પણ છે કે आत्मार्थे पृथिवीं त्यजेत् ॥* અર્થાત્ પોતાના આત્માને માટે એટલે આત્માના કલ્યાણને માટે, આખી પૃથ્વીનો પણ ત્યાગ કરવો. હે મિત્ર ! હે ધર્મજ્ઞ મિત્ર ! તારા કહેવા પ્રમાણે હું માત્ર સ્ત્રીનું જ પ્રિય કરવા અર્થે જ મારા તેવા કઢંગા ગૃહસ્થાશ્રમમાં લચ્ચોપચ્ચો રહ્યો હોત તો પછી પરિણામે મારા આત્માનું શું થતે, તેનો તું જ વિચાર કર. હવે તો પ્રણામ એ ઘરને, ગૃહસ્થાશ્રમને, ને ગૃહસ્થાશ્રમના મૂળરૂપ તે કલેશ-કારિણી-સંતોષહારિણી સ્ત્રીને પણ છેલ્લા છેલ્લા પ્રણામ ! !

એ છેલ્લા શબ્દો બોલતાં તો છદ્મલિંગ વચ્ચે જ બોલી ઊઠ્યો; “હાં, હાં, હાં, કૃપાનાથ ! આપ સુજ્ઞ થઈને સ્રીને પ્રણામ, એ શબ્દો કેમ બોલો છો ? પોતાના સ્વામીના એમ કહેવાથી તો પતિવ્રત પાળનારી સ્ત્રી પોતાને અત્યંત દોષપાત્ર અને નરકગામિની તરીકે ગણે છે, ને પોતાને મોટામાં મોટી શિક્ષા થયેલી સમજે છે. તે પ્રત્યક્ષ નથી, એટલે એમ બોલવામાં શી અડચણ છે, એમ આપ માનતા હો તો પરોક્ષપણે પણ અમુક મનુષ્ય પ્રત્યેનું અયોગ્યાચરણ તેને દૂષિત કરે છે. અસ્તુઃ छन्नेषु किं बहुना ! મારી પ્રાર્થના એટલી જ છે કે, ગમે તેમ થયું, તેણીએ ગમે તેટલો આપનો અપરાધ કર્યો, પણ આપનું તો તેથી કલ્યાણ જ થયું છે, ને તેના તો દુઃખનો પાર પણ નહિ હોય. સહૃદય પુરુષોને એમ છાજતું નથી કે, પોતાની ભૂલને લીધે ઊંડા જળમાં જઇ પડેલા ને ડચકાં ખાતા દીન મનુષ્યને તે દુઃખમાંથી ઉદ્ધારવાને બદલે, મોટો ધક્કો મારીને ડૂબાડી દેવું.”

એ સાંભળી સુવિચાર બોલ્યો; “પ્રિય સખા ! હવે બહુ થયું. વારંવાર એ વાતને શા માટે છેડવી ? ભારેલા કે ઓલવેલા અગ્નિને ફરીથી પ્રદીપ્ત કરવાનું કશું પ્રયોજન નથી. જે થવાનું હતું તે આપો-આપ જ થઇ ગયું છે. તે ક્યાં ને આપણે ક્યાં? તે સંબંધે હવે જરાએ

---

* त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे त्यजेत्कुलम् ।
ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथिवीं त्यजेत् ॥

અર્થ—એક જણનો ત્યાગ કરવાથી કુળ બચતું હોય તો ભલે તે એકને તજવો. તેમજ એકાદ કુળનો ત્યાગ કરવાથી ગામ ઉગરતું હોય તો કુળને તજવું, ગામ તજવાથી દેશ બચતો હોય યા તેનું કલ્યાણ થતું હોય તો ભલે ગામ તજવું, અને આત્માને અર્થે આખી પૃથ્વી તજવી.

વિચારવા જેવું રહ્યું નથી. આ તો ઈશ્વરે અણધારી જ કૃપા કરી છે ને સકળ ઉપાધિઓમાંથી મને મુક્ત કરચો છે, તો પછી નિષ્કારણ તે વાતને સંભારવી, એ મને રુચતું નથી. હવે તો ગુરુસેવા એ જ આપણું કર્તવ્ય છે."

ત્યારે છદ્મલિંગે કહ્યું; "કૃપાનાથ ! હું નથી ધારતો કે, કૃપાળુ ગુરુ મહારાજને તમારા વિચારો માન્ય થાય. મારા ધારવા પ્રમાણે તે મહાપુરુષના જાણવામાં જ નહિ હોય, કે આપ આવો અનર્થ કરીને અત્ર આવેલા છો; નહિ તો તેઓ કદી આપને આદર આપતે નહિ. તેઓ અંતર્યામી હોવાથી કદાચ જાણતા પણ હશે, તો તમારું જ્ઞાનપ્રાપ્તિનું કાર્ય પૂર્ણ થતાં સુધી જ તમને ઉપદેશ નહિ દેતા હોય, પણ કાર્ય પૂરું થયેથી મને લાગે છે કે, તેઓ તત્કાળ તમને ઘેર જવાની આજ્ઞા કરશે. વળી આપને એ માટે મારી એક પ્રાર્થના છે કે, કદાચ ગુરુ મહારાજ આપને ઘેર જવા માટે આજ્ઞા કરે તથા આપ ગૃહસ્થાશ્રમી છો કે કેમ, તે વિષે પ્રશ્ન પૂછે, તો આપ પોતાની ત્યાગી થવાની ઊર્મિના વમળમાં તણાઇને, કદી પણ તે મહાપુરુષની વંચના કરશો નહિ; કેમ કે તેવા મહાપુરુષોની વંચના કરનારને પોતાના તે અપરાધ માટે એટલું બધું શોષવું પડે છે, તેનો એક ખરો ઇતિહાસ મારા જાણવામાં છે."

એ સાંભળી સુવિચારે કહ્યું;"પ્યારા મિત્ર ! સદ્ગુરુની વંચના કરવા સમાન બીજું પાતક જ નથી, એ હું સારી રીતે જાણું છું. તે પૂજ્યપાદની પવિત્ર આજ્ઞા કરતાં એક તિલ માત્ર પણ ઊલટું આચરવું, એને હું મોટામાં મોટો અપરાધ સમજું છું; કેમકે સદ્ગુરુની પવિત્ર આજ્ઞા પાળવામાં જ શિષ્યનું કલ્યાણ વસેલું છે, તો પછી હું એથી પ્રતિકૂલ કર્મ કેમ આચરું ? પણ તેવા સદ્ગુરુની વંચના કરનાર સંબંધી તારા જાણવામાં શો ઇતિહાસ છે, તે હું સાંભળવા ઈચ્છું છું." એમ કહી તેણે સૂર્યસામું જોઇને વિશેષ કહ્યું; "પ્યારા છદ્મ ! આપણી વાતચીત અવકાશ મળશે તો કાલે કહીશું; આજે તો સમય થઇ ગયો હોવાથી આપણે આશ્રમપરિચર્યા માટે ઊઠવું જોઇએ."

---



# શિષ્યોનો વાર્તાલાપ—( ચાલૂ )



केनाप्यनर्थरुचिना कपटं प्रयुक्तमेतत् सुहृत्तनयबंधुमयं विचित्रम् ।
कस्यात्र कः परिजनः स्वजनो जनो वा स्वप्नेन्द्रजालसदृशः खलु जीवलोकः ॥

અર્થ—અનર્થ કરવાની રુચિવાળા કોણે, મિત્ર, પુત્ર અને બંધુવાળું આ વિચિત્ર કપટ—જગત્ રચ્યું છે ? કોણ કોનો ચાકર ? કોણ કોનો મિત્ર ? અથવા કોણ કોનો માણસ ? ખરેખર આ જીવલોક સ્વપ્નમાં જોવાયલા ઈન્દ્રજાળના સરખો છે.

## સૂક્ષ્મ બિન્દુ ૨ જું—સંન્યાસાખ્યાન

આજે પણ ગુરુજી સમાધિમાંથી જાગૃત થયા ન હોતા, એટલે પોતાના નિત્ય કર્માદિકથી પરવારીને બંને શિષ્યો પાછા નિત્યને સ્થળે આવી બેઠા, ને પ્રસ્તુત વિષયપર પ્રશ્નોત્તરો કરવા લાગ્યા. સુવિચારશર્માએ છદ્મલિંગને પૂછ્યું; "પ્રિય સખા ! તારી બુદ્ધિ બહુ ઝીણી ને અંતઃકરણ સ્વચ્છ દર્પણ સરખું શુદ્ધ જણાય છે, કેમકે સનાતન ધર્મના સિદ્ધાંતો તારા અંતઃકરણ પર બહુ સારી રીતે સમજણ પૂર્વક જડિત થયા છે. તને આરંભના દૈહિક તથા માનસિક સંસ્કારો કયાં અને કોની પાસેથી થયા છે, તે માટે તારું પૂર્વ વૃત્ત જાણવાની મને ઇચ્છા થાય છે. પણ ભ્રાત ! તે પૂર્વે તું મને પેલા સંન્યાસીનો ઈતિહાસ કહી સંભળાવ."

છદ્મ બોલ્યો; "કૃપાનાથ ! મારા પિતાશ્રીને માટે આપ પછીથી જાણશો; પણ મારા ગુરુવર્ય, કે જેમની અખંડિત પવિત્ર સેવા એ જ મારું સદાનું કર્તવ્ય હતું, તે તો ખરેખર આપના જ સરખા કાંતિમાન્ અને પરમ ધાર્મિક વૃત્તિના હતા. આપને જોતાં જ મને પ્રતિક્ષણે તેમનું સ્મરણ થાય છે. તેઓની પ્રત્યક્ષ મૂર્તિ જ આપ છો, એવી વારંવાર ભાવના થઈ આવવાથી, મારાથી તેમના વિયોગનું દુઃખ વિસરી જવાય છે. તેથી જ જેમ તેમનાં ચરણોમાં વારંવાર પડવાની મારી ટેવ હતી, તેમ આપનાં ચરણોમાં પણ પ્રેમાવેશમાં મારાથી પડી જવાય છે, જેને આપ અત્યાચાર ગણીને મને પ્રેમઘેલો કહો છો. ભલે કહો, થી મને કંઈ હાનિ નથી. પણ મારાથી તેમ કર્યા વિના રહેવાતું જ

નથી. મને મારા ગુરુનો વિયોગ છે–અસહ્ય વિયોગ છે જે સહન થતો નથી. પણ શું કરું ? હું પરમ હતભાગ્ય, અપરાધી, કે મારા પોતાના જ અપરાધને લીધે, ઘણો સમય થયાં તેમની પવિત્ર સેવાથી વિમુખ થયેલો છું. હશે; નિરાશાથી ભરતખંડમાં ચોમેર ભટકતાં ભટકતાં આપ-સરખા સત્સખા અને આ યોગીશ્વર જેવા સદ્ગુરુવર્યનાં દર્શનોનો લાભ થયો છે, એ કંઇ થોડો લાભ નથી. પરિણામે પ્રભુ મારું કલ્યાણ જ કરશે. પોતાના પૂજ્ય ગુરુજનની મનોવૃત્તિને જેઓ અનુસરતા નથી, વા પોતાની ઊર્મિઓને વશ થઇ, તેમની પવિત્ર આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે, કિંવા તેમની વંચના કરે છે, તેમને કેવાં ફળો મળે છે તે તો મારા ને આપના અનુભવમાં આવી જ ગયું છે. તો પણ આપની મનો-વૃત્તિઓ, જે ગૃહસ્થાશ્રમના અને પેલી ગરીબડી અબળાના ત્યાગ માટે ઉચ્છૃંખલ થઇ રહી છે, તેનું ભવિષ્યમાં શું ફળ નીપજવા સંભવ છે, તે માટે હું એક ઇતિહાસ કહું છું તે સાંભળો.''

એટલું કહીને છદ્મલિંગ બોલ્યો; ''પ્રાણસખા ! પૂર્વે પુણ્યરૂપ જળને વહન કરનારી ગંગાને કિનારે એક ભવ્ય શિવાલય આવેલું હતું. પાષા-ણાદિકથી બાંધેલા તે સરિતાના સુંદર ઘાટપર શોભી રહેલા તે શિવ-મંદિરમાં અખંડ પૂજન થયા કરતું. પૂજન કરવા આવનાર સ્ત્રી પુરુષોનો 'જય જય શંભો ! હર હર મહાદેવ ! પાર્વતીપતે !' ઇત્યાદિ શબ્દો સહિત હર્ષગર્જનાઓ તથા મોટા ઘંટના નાદો, છેટેથી સાંભળનારના મનને પણ ભક્તિભાવ ઉત્પન્ન કરતા હતા. ઘાટ ઉપર જ શિવાલયની જોડમાં, તીર્થવાસીઓ વગેરેને માટે અને જતા આવતા વટેમાર્ગુઓને માટે સુંદર ધર્મશાળાઓ બાંધવામાં આવી હતી. તેની જોડમાં એક સુંદર નવપલ્લવ સઘન અશ્વત્થ વૃક્ષ આવેલું હતું. ઘાટપર અને તેની સામેના કિનારાપર બીજાં અનેક જાતિનાં સુવૃક્ષોથી વન સુશોભિત થઇ રહેલું હતું. अश्वत्थः सर्ववृक्षाणां विभूतिरीश्वरस्य वै । અશ્વત્થ વૃક્ષ–પીપળો એ સર્વ વૃક્ષોમાં ઉત્તમ એટલે ઇશ્વરની વિભૂતિરૂપ હોવાથી, તેને જળ સિચન કરવું, તેનું પૂજન કરવું, ઇત્યાદિ કર્મ અભીષ્ટ ફળ આપનારું છે, એવું જાણીને પાસેના ગ્રામની ઘણીક ઉચ્ચ વર્ણની સ્ત્રીઓ, તે અશ્વત્થનું પૂજન કરવાને આવતી હતી.''

''એકવાર સર્વ સ્ત્રીઓ શિવજીનું તથા અશ્વત્થનું પૂજન–અર્ચન કરીને, પોતપોતાને સ્થાનકે ગઈ, છતાં એક નવયૌવનવતી સુંદરી, જાણે કોઇ પોતાની બહુ કઠિન કામના પૂર્ણ કરવા ઇચ્છતી હોય તેમ, દૃઢ

મનથી, એકલી અટુલી, તે અશ્વત્થનું પૂજન કરીને, તેની આસપાસ પ્રદક્ષિણા કરતી દૃષ્ટિગોચર થઈ. છેક મધ્યાહ્ન સમય થવા આવ્યો ત્યારે પોતાનું તે પ્રદક્ષિણાનું કાર્ય સમાપ્ત કરીને, તે ઘેર આવવા નીકળી એવામાં, પાસેની ધર્મશાળામાં એક મહાપ્રચંડ તેજસ્વી યતીશ્વર ઊતરેલા તેની દૃષ્ટિએ પડ્યા. જેમનાં દર્શન કરવા માત્રમાં અસંખ્ય પાપોનો નાશ થાય, એવા મહાત્માને વંદન કર્યા વગર જવું નહિ એમ ધારી, તે યુવતી તેમની આગળ ગઇ; ને 'नमो नारायणाय' કહી તેમનાં ચરણોમાં નમી, અને તે યતીશ્વરે પણ 'अखंडसौभाग्यवती सत्पुत्रवती भव' એવો આશીર્વાદ આપ્યો. એ સાંભળી તે સુંદરીને કિંચિત્ હસવું આવ્યું. પુનઃ વંદન કરીને તે જવા માટે ઊભી થઈ ત્યારે મહાત્મા બોલ્યા. "બાઇ ! તને હાસ્ય કેમ થયું ? શું મારામાં કોઇ જાતનું દૂષણ તને દેખાયું ?"

યુવતી બોલી; " ના કૃપાનાથ ! તેવું કંઇ જ નથી. પણ આપ સાક્ષાત્ ઈશ્વરસમાન પ્રતાપી અને તેજસ્વી જણાઓ છો છતાં આપનું આશીર્વચન મારા સંબંધમાં મિથ્યા છે, એવું જાણીને જ મને હાસ્ય થયું."

યતીશ્વરે પૂછ્યું; "કાં પુત્રી ! મિથ્યા શાથી ? તું તો સૌભાગ્યવતી છેની ?"

યુવતી બોલી; "પ્રભો ! મારું સૌભાગ્ય તો માત્ર નામનું જ છે; કેમ કે મારો સ્વામી તો આજે લગભગ બાર માસ થયાં કાશીપુરીમાં સંન્યાસી થયેલો છે. કહો કૃપાનાથ ! હવે મારું સૌભાગ્ય અખંડ શાનું ? મારે સત્પુત્ર થવાનો પણ સંભવ કયાંથી ?"

યતિ બોલ્યા; "બેટા ! મને બહુ આશ્ચર્ય થાય છે કે, તારા સરખી તરુણ સ્ત્રીને નિરાધાર મૂકી, જે પુરુષ સંન્યાસી થયો હશે, તે કેવો નિર્દય હશે ! તેવા કૃપણને સંન્યાસ આપનાર ગુરુ પણ કેવો ધર્મવિહીન હશે ! હર ! હર ! હરિ ! હરિ ! તેવા ગુરુ અને શિષ્ય બંનેને શાસ્ત્રે દંડ દેવો ઘટે છે. પણ બાઇ ! તે સંન્યાસીનું નામ ઠામ કંઈ તારા જાણવામાં છે, કે જેણે તારા સ્વામીને સંન્યસ્ત આપ્યું છે ?"

તે તરુણ સ્ત્રી બોલી; "મહારાજ ! એટલું બધું તો ચોક્કસ કંઈ જાણવામાં નથી, પણ સાધારણ રીતે એમ જણાયું છે કે, શ્રીમતી ભાગીરથીના દશાશ્વમેધ નામના પવિત્ર ઘાટ ઉપર જ એ સંન્યાસી મહારાજનો મઠ આવેલો છે, ને તે મારા સ્વામીના ગુરુ આપના સરખા વયોવૃદ્ધ તથા સમર્થ વિદ્વાન્ છે !"

યતીશ્વર બોલ્યા; “ઠીક ! તારા સ્વામીનું વય કેટલું છે ? તેનું નામ શું છે ? તેના શરીરની સ્થિતિ કેવી છે ?”

યુવતી બોલી; “મારા નાથનું શરીર ગૌરવર્ણ, શરીરે રોમાદિક સામાન્ય, બાંધો સુંદર, નાજુક અને મુખમુદ્રા બહુ તેજસ્વી તથા શાંત છે; તેમનું વય પાંત્રીસ વર્ષનું પૂરું છે. તેમનું નામ વિ–” એમ નામનો પ્રથમાક્ષર જ માત્ર ઉચ્ચારીને પોતાના સ્વામીનું નામ બોલતાં સંકોચ પામતી ને નીચું ઘાલતી તેણીને જોઇને; “શું વિશ્વાંતર્વર્તી ?” યતીશ્વર વચમાં જ બોલી ઊઠ્યા. તે સાંભળી યુવતીએ મસ્તક નીચું નમાવ્યું.

ત્યારે યતીશ્વરે કહ્યું; “થયું, થયું, તારા સ્વામીને મેં ઘણે અંશે તો ઓળખ્યો, પણ તેની ખાત્રી માટે મારે કેટલીક વિશેષ વિગત જાણ-વાની આવશ્યકતા છે. બેટા ! તું એક કામ કર. તારા ઘરમાં કોઇ વડીલ મનુષ્ય હોય તો તેને તેડીને મારી પાસે આવજે. તારા આવતાં સુધી હું અહીં જ છું !”

યુવતી બોલી; “પિતાજી ! હું અહીં મારા પિતાને ત્યાં રહું છું. મારાં વૃદ્ધ માતપિતા બંને હજી હયાત છે; મારા સ્વામી અહીંથી જ મને મૂકીને ચાલ્યા ગયા છે. માટે મારા તીર્થરૂપને તેડીને, હું આપની પાસે આવીશ,” એમ કહી યતીશ્વરના ચરણોમાં પ્રણામ કરીને, તે યુવતી પોતાને ઘેર ચાલી ગઈ.

તે સ્ત્રીના જવા પછી, તે મહાત્મા યતીશ્વર મોટો નિઃશ્વાસ નાંખીને પોતાના મન સાથે પ્રકટપણે બોલ્યા; “હર હર ! આવો મોટો અનર્થ કરવાનો આરોપ તો ખરેખર મારા પોતાના જ શિરપર આવ્યો ! અહા ! તે વિશ્વાંતર્વર્તીને જ મેં શિષ્ય કરી સંન્યસ્ત દીક્ષા આપી છે. તેની શરીરાકૃતિ વગેરે આ યુવતીએ કહી તેવી જ છે, વય પણ તેટલું જ છે, સમય પણ તેને મારી પાસે આવ્યાને કહ્યો તેટલો જ થયો ને સ્થાન પણ તેણીએ કહ્યું તે જ. હવે શું વધારે જાણવાનું છે ? પણ અરે ! તે દુષ્ટે મારી વંચના કરી ? મેં પૂછ્યું ત્યારે સ્પષ્ટ કહ્યું હતું કે, ‘મારે સ્ત્રી કે પુત્રાદિ કંઈ જ નથી.’ હા, તેનો વૈરાગ્ય, તેનાં શીલ, તેની જ્ઞાનનિષ્ઠા, સઘળું તો પ્રશંસનીય છે; પરંતુ તેણે પોતાના ગૃહસ્થાશ્રમમાં આવો દાવાનળ સળગતો મૂકીને, તેનો ત્યાગ કર્યો ? એના જેવો બીજો અનર્થ એકકે નથી. હા દૈવ ! હે પરમાત્મન્ ! હવે મારે શું કરવું ? તેણે તો મહા અનર્થ કર્યો છે જ, પણ તેવા અનર્થમાં મારા જેવાનું કર્તવ્ય સંડોવાયું. તેનો સઘળો અપરાધ મારે શિર આવે છે. ચાલ. હવે તો

અહીંથી હુ પાછો કાશીપુરી પ્રત્યે જાઉં ને તે દુષ્ટને શિક્ષા કરું. પણ રે ! મેં કાશીથી સેતુબંધ રામેશ્વર જવાનો સંકલ્પ કરીને પ્રયાણ કર્યું છે, તેનું કેમ ?"

આવી અનેક પ્રકારની ઘડભાંજ યતીશ્વર પોતાના મન સાથે કરે છે, એટલામાં તે સ્ત્રી, પોતાના પિતાને તેડીને ત્યાં આવી પહોંચી. ડોસાએ આવતાં વેત યતીશ્વરને નારાયણમંત્ર બોલી વંદન કર્યું. મધ્યાહ્ન સમય થઇ ગયો હતો. માટે પ્રથમ તો બીજી સર્વ વાત પડતી મૂકીને, તેણે તેમને ભિક્ષાસારુ પોતાને ઘેર પધારવા માટે પ્રાર્થના કરી. મહાત્મા બોલ્યા; "દ્વિજવર્ય ! ભિક્ષાનો સમય વહી ગયો છે ખરો; પરંતુ તમારી પુત્રીનું મહાભારત દુઃખ જ્યારથી મેં સાંભળ્યું, ત્યારથી મારી ક્ષુધા અને તૃષા સર્વ વિસરાઇ જવાઇ છે; ઊલટો અંતઃકરણમાં એવો મોટો ખેદાગ્નિ પ્રગટ થયો છે કે, તેને કેવી રીતે શમાવવો, તેનો માર્ગ પણ તત્કાળ દેખાતો નથી. હું કાશીપુરીથી શ્રીરામેશ્વરની યાત્રા કરવાને અર્થે નીકળ્યો છું; પણ તે યાત્રા હવે મારાથી પૂર્ણ કરાય, એમ મને લાગતું નથી; કેમકે તમારી પુત્રીનો દુઃખાનલ સળગાવવામાં કેટલેક અંશે મારો પણ ભાગ છે, એમ જણાય છે." એમ કહી તે મહાત્મા બહુ ખિન્ન થઈ, પુનઃ બોલ્યા; "શું તમારા જમાઈનું નામ વિશ્વાંતર્વર્તી છે ? એ જ નામના તરુણ અને વિદ્વાન્ નૈષ્ઠિક બ્રાહ્મણે સુમારે બાર માસ થયાં, મારી પાસેથી સંન્યસ્ત દીક્ષા ગ્રહણ કરી છે. બીજી સઘળી નિશાનીઓ તમારી પુત્રીના મુખથી સાંભળતાં મને નિશ્ચય થાય છે કે, તે જ તમારો જમાઇ હોવો જોઈએ. સંન્યસ્ત દશાનું તેનું શું નામ છે, એ કંઈ તમારા જાણવામાં આવ્યું છે ?"

ડોસાએ કહ્યું; "હા, ગુરુદેવ ! સંન્યસ્તપણાંનું એમનું નામ ચૈતન્યાશ્રમ પડ્યું છે, એમ મને ત્યાં જઈ આવેલા કેટલાક એતદ્દેશીય સજ્જન યાત્રાળુઓએ કહ્યું છે."

યતીશ્વર બોલ્યા; "એ જ મનુષ્ય ! એ જ તમારો જામાતા ! પણ તે ઉગ્ર વૈરાગ્યશીલ જણાતા લબાડે, મારી આગળ ચોખ્ખી પ્રતિજ્ઞા કરી હતી કે, મારે સ્ત્રી કે સંતતિ આદિ કશુંએ નથી, ને હુ સંસારાનલથી અત્યંત ત્રાસ પામીને, આપને શરણે આવ્યો છું, માટે મને કૃતાર્થ કરો. મેં તેનાં નિષ્ઠાવૈરાગ્યાદિ લક્ષણો જોઇને તેનું કહેવું સત્ય માન્યું અને વિધિવત્ વિરજાહોમ* કરાવીને દીક્ષા આપી છે. અરે ! તે કુટિલે મને ફસાવ્યો ?"

* અવધૂતતત્વસંપાદક હોમ.

એ સાંભળી, તે બાઈના પિતા બોલ્યા; "કૃપાનાથ! એમની નિષ્ઠામાં તો કશી ન્યૂનતા નથી જ. મેં પણ એમનું સદાચરણ ને પવિત્ર વૃત્તિ જોઈને જ મારી કન્યાનું એમને પ્રદાન કર્યું હતું. એમણે બ્રહ્મચર્યાવસ્થામાં સારું અધ્યયન કરવા ઉપરાંત સઘળાં તીર્થોમાં અટન કર્યું છે; એમનું અંતઃકરણ વિશુદ્ધ, નિર્વિકારી, ભક્તિનિષ્ઠ, વૃત્તિ ઉદાર તથા સંતોષી, સ્વભાવ દયાળુ ને માયાળુ છતાં નિર્લેપ સરખો ને પરમ વૈરાગ્યવાન છે. તેણે પોતાના તે વૈરાગ્યના ઉભરામાં જ સંસારની સઘળી પીડા ઝટ ટળી જવા સારુ આપની આગળ અસત્ય પ્રતિજ્ઞા કરી હશે, એમ મને લાગે છે. મારી પુત્રીને પણ તેઓ નિત્યપ્રતિ કહેતા કે, 'તું મને હા કહે તો હું હમણાં જ ચાલ્યો જાઉં ને ત્યાગ ધારણ કરું; મને સંસારમાં પડી રહેવું ઠીક લાગતું નથી.' નિત્ય તેઓ એમ કહેતા, પણ તે કહેવાને મારી પુત્રી માત્ર ઉપરનું જ હસવા માટેનું જ સમજતી. એક દિવસે તેમણે સહજ વાત કરતાં કરતાં પૂછ્યું કે, 'તું કહેતી હોય તો હું નિર્ગમન કરું.' આ કન્યાએ મુગ્ધપણામાં હસતાં હસતાં હા પાડી દીધી. તે જ દિવસે અર્ધી રાત્રિના ઊઠીને તેને શય્યામાં જ મૂકીને તેઓ ચાલ્યા ગયા છે. કેટલેક મહિને સમાચાર મળ્યા કે, તેમણે તો કાશીપુરીમાં ત્યાગ ધારણ કર્યો છે. એ સાંભળી અમે સૌ કેવળ નિરાશ થઇ ગયાં; આ પુત્રી તથા એની માતા તો અતિશય જ કલ્પાંત કરવા લાગ્યાં, ને મારું અંતઃકરણ તો વજ્રના ઘાની પેઠે હણાઈ ગયું; કેમકે હું અપુત્ર છું. આ એકની એક દીકરી છે, તેનો પણ જન્મારો વ્યર્થ થઇ ગયો. એણે હવે પોતાનું જીવિત કેવી રીતે ગાળવું, એનો અમને વિચાર થઈ પડ્યો. અમે વૃદ્ધ થયેલાં દંપતી, સુશીલ પુત્રી અને તેને યોગ્ય સદ્વિદ્વાન્ જામાતાને જોઈને, તેને પુત્રરૂપ જ ગણી સંતોષ પામતાં હતાં, ને અવસાનની માર્ગપ્રતીક્ષા કરતાં હતાં, એટલામાં આ દુઃખરૂપ વજ્રનો પ્રહાર અમારા પર થવાથી અમે કેવળ નિરાધાર બની ગયાં છીએ. મારાં મનને મેં बलीयसी केवलमीश्वरेच्छा–સૌ વાતે કેવળ પ્રભુની ઇચ્છા જ બળવતી છે, એમ સમજીને વાર્યું; સ્ત્રીને તથા પુત્રીને પણ ઘણીક રીતે સમજાવ્યાં અને છેવટે પુત્રીના સંતોષાર્થે અને કાલક્રમણાર્થે* મેં તેને અશ્વત્થપૂજન† પ્રતિ-

* સમય સરળતાથી વીતે તે માટે. † અશ્વત્થઃ—અ કહેતાં નહિ, શ્વ કહેતાં આવતી કાલે તથા સ્થ કહેતાં રહેનાર. અર્થાત્ જેની સ્થિતિ આવતી કાલે નથી, એમ અશ્વત્થનો અર્થ છે. આનો બીજો લાક્ષણિક અર્થ દેહ અથવા સંસાર થાય છે

દિન કરવાનો પ્રયોગ બતાવ્યો. મેં કહ્યું કે, 'બેટા ! તું પ્રતિદિન નિયમિતપણે અશ્વત્થસેવન કર, એથી પ્રભુ સૌ કલ્યાણ કરશે.' સ્ત્રીઓના સંબંધમાં અશ્વત્થસેવા બહુ સૌભાગ્યદાયિની છે. ત્યારથી તેણે તે પ્રયોગ ચાલુ કર્યો, જે તે આજપર્યંત અસ્ખલિતપણે સાધતી આવી છે. હવે શ્રીહરિ જે કરશે તે ખરું."

યતીશ્વર બોલ્યા; "પ્રભુ કરશે તે જ ખરું; પરંતુ તે સંબંધે હવે શું કરવું, એ કંઈ લક્ષમાં આવતું નથી. આ તો પરમ ધર્મસંકટ આવી પડ્યું !" એમ કહી કેટલીકવાર સુધી પરમ ઉદ્વિગ્નપણે બેસી રહી, મોટો નિઃશ્વાસ નાંખીને તેમણે કહ્યું; "હશે, ચાલો; હરિ હરિ ! મારી યાત્રા હું અહીં જ પૂર્ણ કરું છું. તમે માતા, પિતા ને પુત્રી, ત્રણે જણાં મારી સાથે તૈયાર થાઓ. કાલે જ પ્રાતઃકાળે આપણે કાશીપુરીનો માર્ગ લઇએ."

ડોસાએ કહ્યું; "કૃપાનાથ ! આપ શ્રીરામેશ્વરની યાત્રાને સંકલ્પે નીકળ્યા છો, તો તે સંકલ્પનો ભંગ થાય, એ માટે અમને બહુ ભય લાગે છે; આપ ભલે એકવાર યાત્રા પૂર્ણ કરો. ત્યાંથી પાછા વળતાં અત્રે પધારશો, એટલે અમે સાથે કાશીપુરી આવીશું."

યતીશ્વર બોલ્યા; "દ્વિજવર ! એમ કરવા જેવું નથી. તમો જાણો છો કે, આ દેહ તો અનિત્ય છે, કાલે વા ઘડી પછી શું થશે, તેનો કશો નિશ્ચય નથી; તો પછી આવા મોટા અપરાધમાંથી મારે ક્યારે છૂટવું ? સેંકડો મણ રૂના મોટા ઢગલારૂપ મારી યાત્રાના પુણ્યપુંજને–પુણ્યોના ઢગલાને તમારી પુત્રીનો પતિવિયોગજનિત દુઃખરૂપ મહા પ્રજ્વલિત અગ્નિ, ક્ષણવારમાં બાળીને ભસ્મ કરી નાંખે તેવો છે. માટે હવે તો આ દેહનું પ્રારબ્ધ હશે તો રામેશ્વરની યાત્રા સારુ ફરી અવાશે, પણ અત્યારે તો પાછા જ ચાલો."

બીજે દિવસે પ્રાતઃકાળે કાશીપુરી પ્રત્યે ચારે જણાંએ પ્રયાણ કરવાનું નક્કી કર્યું. પિતા પુત્રીની સાથે યતીશ્વર તેમને ઘેર પધાર્યા. ત્યાં ભિક્ષા કરીને તે પાછા ધર્મશાળામાં ગયા. ડોસાએ પ્રાતઃકાળે ચાલી નીકળવાની તૈયારી કરવા માંડી. ઘરબાર સંબંધી વ્યવસ્થા કરીને પ્રાતઃકાળ થતાં તેઓ ત્રણે જણાં ઘેરથી નીકળીને યતીશ્વર પાસે આવ્યાં.

---

કારણ કે તેની સ્થિતિ વિકારને પામે છે. ભગવદ્‌ગીતાના ૧૫ મા અધ્યાયમાં ઇશ્વરની વિભૂતિરૂપ જગતને–સંસારને અશ્વત્થરૂપે સરખાવ્યું છે. અહીં અશ્વત્થનો અર્થ પીપળો થાય છે તથા તેનું પૂજન એટલા માટે કરવું કે તેમાં સર્વ દેવોનો વાસ છે.

યતીશ્વર તેમની વાટ જ જોઇ રહ્યા હતા. તે તુરત દંડ કમંડલુ લઇને, નારાયણનું નામસ્મરણ કરતા કરતા ઊભા થયા, અને જે માર્ગેથી આવ્યા હતા, તે જ માર્ગે આરૂઢ થઇ ગયા.

પ્રતિદિન માર્ગમાં ચાલતાં, પ્રભુચરિત્રો, ધર્મકથાઓ ને ભક્તિ જ્ઞાન વૈરાગ્યાદિકનાં દૃષ્ટાંત સિદ્ધાંતોનું કથન, મહાત્મા યતીશ્વરના મુખથી શ્રવણ કરતાં કરતાં ને પોતાને આ અલભ્ય સત્સમાગમવડે કૃતાર્થ માનતાં તે ત્રણે જણાં, તનમનધનથી એ મહાત્માની પરિચર્યા કરતાં લગભગ માસ દોઢ માસની મુદતે કાશીપુરી જઇ પહોંચ્યાં.

## કાશીમાં પુનરાગમન

યતીશ્વરે તે ત્રણે જણાંને ગંગામાં સ્નાનાદિ કરાવીને ઘાટપર આવેલા એક શિવાલયમાં બેસાડ્યાં, અને હું બોલાવું ત્યારે આવજો, એમ કહી પોતે એકલા જ, કોઇને કશી ખબર આપ્યા વગર એકાએક પોતાના મઠમાં જઈ પહોંચ્યા.

છદ્મ બોલ્યો; પૂજ્ય સખા ! ઓછામાં ઓછા ચાર પાંચ માસો સુધીમાં જેમનાં દર્શન થવાનો સંભવ જ નહોતો, તેમને થોડાક સમયમાં અણચિંતવ્યા આવી ચડેલા જોઇને, તથા જેમની મુખમુદ્રા સદા પરમ શાંત અને પ્રસન્ન જ દેખાતી, તેને અત્યંત ક્રૂર ને અત્યંત કોપાવેશથી આરક્ત નેત્રવાળી જોઇને યતિ ચૈતન્યાશ્રમ તો પરમ વિસ્મિત થવા સાથે બહુ ભયભીત થઇ ગયો. તોપણ ચિત્તને દૃઢ કરી, જેવો તે તેમના ચરણારવિંદમાં વંદન કરવા જાય છે, તેવો જ તેને તરછોડીને, તે ગુરુ યતીશ્વર બોલ્યા; "મૂઢ ! કોરે ખસ ! રે અપવિત્ર ! તારું મ્હોં મને દેખાડીશ નહિ ! પાપી ! તેં મને છેતરયો ? કાપટ્યથી તેં મારો છળ કર્યો ? મારી આગળ અસત્ય કયાં લગી નભે ? તારા પાપેજ તારું અસત્ય પ્રકટ કર્યું છે. ને મને સત્વર જાગૃત કીધો છે. આરંભમાં જ જે કાર્યનો પાયો અસત્ય અને કપટથી નંખાયો હોય, તેનું પરિણામ પુણ્યરૂપ કયાંથી જ આવે ? જેની પાસેથી કલ્યાણપ્રાપ્તિની ઇચ્છા હોય, તેવા ગુરુજનનો જ છળ કરનાર મનુષ્યના સરખો બીજો પાપી કોણ ? તેવા દુષ્ટને તો નિશ્ચિન્તપણે નરકની જ શિક્ષા થાય છે !"

આ પ્રમાણે તેઓ કહેતા હતા, એટલામાં તો તેમણે સંકેત કરી રાખ્યા પ્રમાણે પેલાં વૃદ્ધ માતપિતા પોતાની પુત્રી સહિત ત્યાં આવી પહોંચ્યાં. તેમની સામે આંગળી કરી, યતીશ્વર બોલ્યા; "મૂઢ ! તું કહેતો હતો કે, મારે તો નથી સ્ત્રી, કે નથી કુટુંબ. જરા તારાં ચર્મચક્ષુઓ ઉઘાડી જો. આ સૌ કોણ ?"

ચૈતન્યાશ્રમ તો પૂર્વે જ પોતાના ગુરુને જોઇને જ આશ્ચર્ય તથા ભીતિમાં સ્તબ્ધ બની ગયો હતો, તેમાં વળી આ પોતે સદાને માટે ત્યાગ કીધેલી મંડળી, અકસ્માત્ પોતાની દૃષ્ટિ સમક્ષ આવી ઊભેલી જોઈ, છેક જ વિસ્મિત અને લજ્જિત થઈ ગયો. પોતાનો સસરો, સાસુ અને સહધર્મચારિણી પત્ની! જેઓની આગળ પોતે સદા વસ્ત્રો, ઉપવસ્ત્રો અને ઉપવીત અલંકારાદિકયુક્ત પૂર્ણ કર્મનિષ્ઠ બ્રાહ્મણોત્તમરૂપે હતો, તેમની આગળ કેવળ વસ્ત્રવિહીન-*માત્ર કાષાય કૌપીન† જ ધારણ કરેલો અને શિખા‡ તથા સૂત્ર§ વગરનો ત્યાગી, અવધૂત વેશે દેખાવું તેને મરણ કરતાં પણ અધિક દુઃખપ્રદ અને લજ્જાસ્પદ થઈ પડ્યું. એવો નગ્નવેશ તેમને દેખાડવા કરતાં ભૂદેવી જો માર્ગ આપે તો તેમાં સમાઇ જવું, એ જ ઉત્તમ, એવું તેના મનને લાગ્યું. તે પોતાના ગુરુવર્યનાં ચરણોમાં પ્રણામ કરી, ભોંયમાં મુખ સંતાડીને ભૂમિપર પડ્યો. તેમણે કરેલા તિરસ્કારના ઉત્તરમાં તે એક અક્ષર પણ બોલી શકયો નહિ! એની આ સ્થિતિ ને એ વેશ જોઇને પેલી નૂતન મંડળી પણ અતિ આશ્ચર્ય તથા ખેદ પામીને અનિવાર્ય અશ્રુપાત કરવા લાગી.

આ કષ્ટમય પ્રસંગ, જોનારને પણ તત્કાળ કરુણાથી દ્રવિત કરે તવો હતો. કેટલીકવાર સુધી શાંત રહીને, ગુરુ યતીશ્વર પાછા બોલ્યા; "કેમ રે ચૈતન્ય! ચૈતન્ય છતાં જડવત્ કેમ થઇ પડ્યો છે? મુમુક્ષુ સરખાં આચરણવાળો છતાં હજુ તું શું એટલું નથી જાણતો કે, ગુરુની સાથે છળ કરનાર તથા અસત્ય બોલનાર મનુષ્ય ઘોર નરકની શિક્ષાને પાત્ર છે? એક સામાન્ય વાતના છળ માટે એવી મોટી શિક્ષા છે, પરન્તુ તં તો એવો મોટો છળ કર્યો છે કે, જેના ફળમાં મારે પણ મોટી યાતના ભોગવવી પડશે; તેવું તારું કર્મ ઘોર પાપરૂપ છે. આ બિચારાં સત્વશીળ-નિર્દોષ મનુષ્યો પણ કેવળ દુઃખના સમુદ્રમાં ડૂબેલાં છે, તેઓનું અને એમાંએ વિશેષ કરીને આ તરુણ બાળાનું પરાકાષ્ઠાનું દુઃખ જોઈ, મને તે સહન ન થવાથી, મારો રામેશ્વરની યાત્રાનો સંકલ્પ પણ મિથ્યા કરીને, હું અહીં આવ્યો છું; અને તારા અપરાધની હવે તને સંપૂર્ણ શિક્ષા કરવા ઇચ્છું છું."

એ સાંભળી ભોંય પડેલો યતિ ચૈતન્યાશ્રમ, કે જે પણ આવનાર મંડળીની પેઠે અશ્રુપાત જ કરતો હતો, તે ગદ્ગદિત કંઠે બોલ્યો; "क्षम्यताम्! क्षम्यताम्! कृपासिंधो! ममापराधः क्षम्यताम्! અવશ્યમેવ આ શરીર

*વસ્ત્ર વગરનો. †નાગવી લંગોટી જ. ‡મસ્તકના કેશ-ચોટલી. §યજ્ઞોપવીત-જનોઇ.

મહત્ અપરાધી છે, આપ જે કરવા ઇચ્છો છો, તેથી પણ તે મહા શિક્ષાને પાત્ર છે. એટલું જ નહિ, પણ તે અપરાધ કોઇ રીતે ક્ષમ્ય ન થતાં, તેને યોગ્ય શિક્ષા થવી, એ જ શ્રેયસ્કર છે, પુણ્ય દેનારું છે; છતાં ક્ષમા એટલા માટે યાચું છું કે, જે સદુદ્દેશથી આ ચતુર્થાશ્રમ આપની પાસેથી ગ્રહણ કરવામાં આવ્યો છે, તે ઉદ્દેશ આપની શિક્ષાથી નિષ્ફળ ને ભ્રષ્ટ થઈ ન જાય અર્થાત્ મારા મોક્ષસાધનમાં વિઘ્ન ન આવે એટલી કૃપા કરો."

ગુરુ યતીશ્વર બોલ્યા; "એ બધી વાત તો ઠીક છે; પણ તું ન જાણતો હોય તો તારે અવશ્ય જાણવું જોઇએ કે, શિષ્યનું કર્તવ્ય શું છે ને તેનું કલ્યાણ શામાં સમાયલું છે? ગુરુની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં કે ગુરુની આગળ અસત્ય બોલીને તેની વંચના કરવામાં શિષ્યનું કલ્યાણ નથી; તેમ એકલાં વેદાંતવાક્યોનું પોપટ પેરે શ્રવણ કે પઠન કરવામાં પણ કલ્યાણ નથી; પણ તે વાક્યો પ્રમાણે યથાર્થ આચરણ કરવામાં, ગુરુસેવામાં, તેમ જ ગુરુની આજ્ઞાના પાલનવિષે તત્પર રહેવામાં જ શિષ્યનું કલ્યાણ સમાયલું છે. शिष्यस्तु को, यो गुरुभक्त एव ॥ ખરો શિષ્ય કોણ કે જે ગુરુનો ભક્ત હોય તે. હવે તારા અપરાધની યોગ્ય શિક્ષા થવા માટે હું તને જે આજ્ઞા કરનાર છું, તેના પાલનમાં જ તારું કલ્યાણ રહેલું છે. ચાલ બેઠો થા, ને હું કહું તે પ્રમાણે કર." એટલું કહીને તેમણે એક વસ્ત્ર લાવી, તેના શરીર ઉપર નાંખ્યું ને હાથ ઝાલી તેને બેઠો કર્યો.

કટ્યાદિ અંગોને તે વસ્ત્રથી આચ્છાદિત કરી લઇ, બે કર જોડીને ગુરુચરણોમાં વંદનપૂર્વક તેણે કહ્યું; "હે કૃપાનાથ! આ અપાર અને કેવળ દુઃખરૂપ અગાધ જળથી ભરેલા ભવસાગરમાં ડૂબતા અને ડચકાં ખાતા એવા મને, નિઃશંકપણે પાર ઉતારનાર દૃઢ નૌકારૂપ આપ સદ્ગુરુ જ છો. હું સારી પેઠે સમજ્યો છું કે, આપના શ્રીમુખમાંથી નીકળેલા વચનનુ યથાર્થ પરિપાલન કરવું એ જ માત્ર મારા આત્માનું કલ્યાણ કરનાર ને આ દેહનું મુખ્ય કર્તવ્ય છે. પ્રથમ તો મેં જાણીજોઇને કરેલા આપના વંચનારૂપ આ મોટા અપરાધના ક્રૂર ફળથી, હું આપના શાપ વગર મુક્ત થઇ જવાની સંધિમાં છું, તે અલભ્ય લાભ પણ માત્ર આપની આજ્ઞાના પરિપાલનરૂપ મારી ગુરુભક્તિપર જ આધાર રાખે છે. અહો દેવ! દેવના પણ દેવ! કૃપા કરી આ દુષ્ટ દેહને–અપરાધીને–ગુણવંચકને–મારા તે સમગ્ર અપરાધથી વિમુક્ત કરો." એ પ્રમાણે કહી, ચૈતન્યયતિ ગદ્ગદિત કંઠે ગુરુવર્યનાં ચરણોમાં પડ્યો.

ગુરુ યતીશ્વર બોલ્યા; "વત્સ ! જો કે મારી આજ્ઞા પ્રથમ તો તને અને અન્ય જનોને પણ બહુ કઢંગી, દુ:ખદ, અપવાદરૂપ અને કેવળ શાસ્ત્રવિરુદ્ધ લાગશે, પણ તારું કલ્યાણ તો તે સર્વ વાતને મુંગે મોઢે સહન કરવામાંજ સમાયલું છે. જો તારું અંતઃકરણ જેવું નિર્મળ છે, તેવુંજ સદોદિત રહેશે, તો કશા પણ લોકાપવાદાદિકને તું લેખવીશ નહિ. હે શિષ્ય ! તું તારા શુદ્ધ અંતઃકરણથી, માત્ર આત્મકલ્યાણકારી હેતુને પૂર્ણ કરવા માટે જ મને અનન્યભાવે શરણ થયો છે; શાસ્ત્રવિધિપૂર્વક ત્યાગદીક્ષા લઇ તેં મારેવિષે ગુરુત્વ સ્થાપન કરયું છે, તેથી મારી આજ્ઞા એ જ તારે શાસ્ત્રની આજ્ઞારૂપ છે. તેટલા માટે કોઇ યતિએ પોતાના શિષ્યને પૂર્વે નહિ કરેલી એવી આજ્ઞા હું તને કરું છું તે સાંભળ. શિખાસૂત્ર અને બ્રહ્મકર્મનો ત્યાગ કરી, કાષાયવસ્ત્ર ધારણ કરીને ભિક્ષાન્નનું ભોજન કરવું, એનું નામ સંન્યાસ નથી; પણ અંતઃકરણને સર્વ કામનાઓથી–સર્વ વ્યાવહારિક કર્મોથી–સંસારના સર્વ નાશવંત પદાર્થોથી વિરક્ત અને અસંગ રાખવું–જગતમાં સંસારીની પેઠે વિચરવા છતાં તદ્દન અલિપ્ત રહેવું–સંસારમાં જ રહી અહોરાત્ર તે પરમ પુરુષ–પુરુષોત્તમમાં સદાકાળ એકનિષ્ઠ થઇ રહેવું, અન્યનું ચિંતન નહિ, સેવન નહિ, પ્રેમ નહિ. પણ જેમ જળમાં કમળ રહે છે, છતાં તે જળથી અલિપ્ત રહે છે,* તેમ સંસારમાં રહેવું, તેનું નામ જ ખરો સંન્યાસ છે. એક સત્પુરુષે કહ્યું છે કે, 'જે વૈરાગ્ય દેખાડે કરી, તે તો મન કેરી મશ્કરી!'† માટે તારે આ વેશરૂપ સંન્યાસ ત્યજી દઈ, વિશુદ્ધ આંતરિક તીવ્રતર સંન્યાસ ધારણ કરવો !"

આવી આજ્ઞા ગુરુવર્યનાં મુખમાંથી થતાં જ, ચૈતન્યયતિનો તો જાણે આત્મા જ ઊડી ગયો ! મુખ શુષ્ક થઇ ગયું, રોમ ખડાં થઇ ગયાં. સ્તબ્ધની પેઠે એ આજ્ઞાના ઉત્તરમાં કશું તેનાથી બોલી શકાયું નહિ.

પુનઃ ગુરુ બોલ્યા; "ધર્મશાસ્ત્રે કહેલા માર્ગનો લોપ થાય નહિ, એટલા માટે હું સારા વિદ્વાન્ ધર્મશાસ્ત્રજ્ઞ બ્રાહ્મણોને તેડાવું છું; તેમના દ્વારા તું પ્રાયશ્ચિત્ત કરીને પુનઃ સંસ્કારપૂર્વક બ્રહ્મત્વ ધારણ કર; આ તારી પૂર્વાશ્રમની સહધર્મચારિણીના નિઃશ્વાસાગ્નિને શાંત કરી, મહત્પાપથી મુક્ત થા !"

આ આજ્ઞા–આ વિલક્ષણ આજ્ઞાથી ચૈતન્યાશ્રમને બ્રહ્માંડ તૂટી પડવા જેટલું દુ:ખ થયું, પણ હવે ઉપાય જ શો ?

* लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा । † અખો કવિ.

તત્કાળ ગુરુવર્યે વિદ્વાન્ વિપ્રોને તેડાવીને, તેમની પાસેથી શાસ્ત્રવિધિ પ્રમાણે ચૈતન્યને પ્રાયશ્ચિત્તપૂર્વક ગૃહસ્થાશ્રમ ગ્રહણ કરાવ્યો. જે ચૈતન્યાશ્રમ કેવળ નિર્મળ અંતઃકરણવાળા, સંસારથી ઉપરતિ પામેલા મહાન્ વિરાગી અને મુક્તિના દ્વારમાં પેસી જવાની સંધિ શોધી રહ્યા હતા ને માત્ર વેશધારી નહિ પણ તેવા ખરા ગુણોવાળા સંન્યાસી હતા, તે આજે પાછા એક સત્પાત્ર સુશીલ બ્રાહ્મણ થઇને ગુરુવર્યનાં ચરણોમાં નમી પડ્યા ! તે જોઇ પ્રસન્ન થઇને ગુરુવર્યે કહ્યું; " બાપ ! તારું કલ્યાણ થાઓ. તારો ગૃહસ્થાશ્રમ સંન્યસ્તરૂપ જ થાઓ ! તારી પતિવ્રતા સ્ત્રી તારા યોગથી, દેવી અનસૂયાની પેઠે ઇશ્વરાંશરૂપ સત્પુત્રોને જન્મ આપો."

આવા વિલક્ષણ બનાવથી, ઘણાકોને આશ્ચર્ય થયું; શાસ્ત્રવિરુદ્ધતાને માટે ઘણાક વિદ્વજ્જનોએ શંકાઓ કરી; તથાપિ ગુરુ યતીશ્વરની મહા વિદ્વત્તા ને બ્રહ્મનિષ્ઠા સર્વત્ર બહુ પ્રસિદ્ધ હતી. 'તે મહાનુભાવે જે કંઈ કરયું હશે તે યોગ્ય જ હશે ને તેનું પરિણામ શાસ્ત્રવિરુદ્ધ નહિ જ આવે,' એવા નિશ્ચયથી સૌને આનંદ થયો.

પેલી પતિવ્રતાને અશ્વત્થ ભગવાનના પૂજનથી પૂર્ણ ફળ મળ્યું. માતપિતા સહિત તે ત્રણે જણાંનાં સદા ભડકાની પેઠે બળી રહેલાં અંતઃકરણો પરમ શાંતિસહિત હર્ષને પામ્યાં. કેટલાક દિવસોપર્યંત તેઓએ ત્યાં રહીને, વિધિપુરઃસર પવિત્ર કાશીક્ષેત્રની યાત્રા કરી; પછી ગુરુ યતીશ્વરની આજ્ઞા થતાં, તેઓ પોતાના દેશ ભણી સિધાવ્યાં.

ઘેર ગયા પછી, ચૈતન્યયતિ સંન્યસ્તાશ્રમમાંથી પાછા ગૃહસ્થાશ્રમમાં આવ્યા, એ માટે ઠેર ઠેર તેમની હાંસી ને પરાકાષ્ઠાની નિંદા થવા માંડી. કેટલાક ઓછી બુદ્ધિના કુટિલ જનો તો તેને એ લાંછન માટે એટલે સુધી પજવવા માંડ્યા કે, જેથી આવા દુઃખમાં જીવવા કરતાં મૃત્યુવશ થવું, તેને વધારે યોગ્ય લાગ્યું.* પણ ના, સત્પુરુષો ગમે તેવા પ્રાણાંત સંકટમાં પણ પોતાના કર્તવ્યથી અને પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થતા નથી. તેણે તો નિશ્ચય કરેલો કે, 'ગુરુવર્યની પવિત્ર આજ્ઞાનું યથાર્થ પાલન કરવું, એ જ મારો ધર્મ છે;' તો પછી પ્રાણાંતે પણ તેઓ પોતાના નિશ્ચયથી કેમ ડગે ?

---

*મહારાષ્ટ્રીય સાધુવર્ય જ્ઞાનેશ્વરના પિતાના જીવન સાથે સરખાવો. જ્ઞાનેશ્વરના પિતાનું જીવનચરિત્ર જાણવા જેવું અને વાંચવા જેવું છે.

હે કૃપાનાથ સખા ! ધન્ય છે એમને તથા એમની ગુરુભક્તિને, કે જેમણે પોતાને તદ્દન અરુચિકર થઇ પડેલો સંસાર, જે એક વાર અંતઃકરણપૂર્વક ત્યાગી દીધો હતો, તેજ દુઃખમય સંસાર, પોતાની રુચિ નહિ છતાં પણ, મહાન્ અપકીર્તિ ને અપાર લોકનિંદાનો વિષમ માર સહન કરીને, માત્ર એક ગુરુની આજ્ઞાને જ અવલંબી, પાછો ગ્રહણ કર્યો ! સંન્યસ્તમાંથી ગૃહસ્થાશ્રમમાં આવવા જેવું નિંદિત કર્મ એકે નથી, પરંતુ તેનું તેણે પ્રેમથી સેવન કર્યું. એને માટે પોતાની જ્ઞાતિના બ્રાહ્મણોએ તેને બહિષ્કૃત કર્યો, તેમ છતાં તે જરાએ ડર્યો કે ડગ્યો પણ નહિ. નિંદા પણ એટલી બધી વધી પડી કે, તેથી ત્રાસ પામીને તેણે ગ્રામમાંથી નીકળી, નદીને કિનારે એકાંતે એક પર્ણશાળામાં નિવાસ કર્યો. આટલું છતાં પણ તેની પોતાની આંતરિક બ્રહ્મનિષ્ઠા કિંચિત્ પણ શિથિલ થઇ નહિ. એ બ્રહ્મનિષ્ઠાનું માહાત્મ્ય તો આપણા ગુરુમહારાજે કહ્યું જ છે કે, यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ! એ નિષ્ઠામાં સ્થિર થયેલા અંતઃકરણવાળો મનુષ્ય ગમે તેવાં મહાભારત દુઃખથી પણ ચલાયમાન થતો નથી.

આ પ્રમાણે કેટલાંક વર્ષોપર્યંત તેમનો પવિત્ર ગૃહસ્થાશ્રમ ચાલ્યો ને તેનાં ફળરૂપ તેને ત્યાં એક પછી એક ચાર સંતાનો થયાં. પૂર્વે થયેલાં ગુરુવર્યના આશીર્વાદ પ્રમાણે ખરેખરાં ઇશ્વરાસક્ત થઇ ગયેલાં તે બંને પતિપત્ની, એ બાળકોને લઘુ વયમાં મૂકીને જ પરમ પદને પામ્યાં; પણ તે બ્રહ્મરૂપ સંતાનોએ અસંખ્ય ઇશ્વરી ચમત્કારો જગતમાં દેખાડી અજ્ઞાત મનુષ્યોને બ્રહ્મતત્ત્વોપદેશ કરીને, સંસારભયથી મુક્ત કર્યા હતા, તે વાત જગત્પ્રસિદ્ધ છે.*

એ ઇતિહાસ સંભળાવીને છદ્મલિંગે કહ્યું;"કહો કૃપાનાથ ! ગુરુવચનનું ફળ શું છે તે જાણ્યું ? ગુરુની પવિત્ર આજ્ઞાનું પાલન કરવારૂપ શિષ્યધર્મની મહત્તા કેટલી. અને નિરપરાધિની અબળાનો પોતાની જ્ઞાનનિષ્ઠાથી ત્યાગ કરવાનું પરિણામ કેવું, એ સર્વ આપે હવે યથાર્થ રીતે જાણ્યું છે. આપ હવે સમજ્યા હશો કે, પેલી નિરાધાર મૂકેલી આપની ચરણદાસીને અકાળે ત્યાગ કરવાનો જે આપનો નિશ્ચય, તે ખરો ધર્મરૂપ નહિ, પણ માત્ર એક નવલ વૈરાગ્યના આવેશરૂપ જ છે. ચૈતન્યાશ્રમની નિરપરાધિણ સ્ત્રીની વહાર જેમ તેમના કૃપાળુ ગુરુ-

* આ કથા સાધુવર્ય જ્ઞાનદેવના પિતાના ચરિત્ર સાથે મળતી આવે છે. જ્ઞાનદેવને બે બંધુઓ અને એક ભગિની હતી. જે ચારે મહારાષ્ટ્રમાં પરમ ભક્ત ગણાયાં છે.

વર્યે કરી હતી, તેમ જ હું ધારું છું કે, તમારી સ્ત્રીની વહાર પણ, જો તમે પૂર્વથી પોતાનું કર્તવ્ય નહિ સમજો, તો આપણા આ અંતર્યામી ગુરુવર્ય જ કરશે. પણ તેમ થતાં કદાચ તમે કોઇ અણધારેલી અવકૃપાના પાત્ર થઇ જાઓ એવો મને ભય લાગે છે. આપ પરમ જ્ઞાની છો, મારે પૂજ્યસ્થાને છો, તેથી વધારે શું કહું ? આપને રુચે તે ખરું."

એ સાંભળી સુવિચાર બોલ્યો; "પ્રિય સખા ! વહાલા છદ્મ ! હવે બહુ થયું. તારા કહેલા ઈતિહાસે મને ઘણું શીખવ્યું છે; તેં મારા હૃદયની અવળી આંટી તોડી નાંખી છે, ને મારા જ્ઞાનમાર્ગપર સારું અજવાળું પાડી આપ્યું છે. આજે તો હવે સમય થઇ ગયો હોવાથી અવકાશ મળતાં કાલે આપણે એ સંબંધે વાત કરીશું."

× × × ×

બીજે દિવસે પોતપોતાના નિત્ય નિયમથી પરવારી તે બંને શિષ્યો, ગુરુવર્યને સમાધિસ્થ જોઇને, પાછા એક વૃક્ષ નીચે બેઠા. ક્ષણભર બંનો ઈશ્વરી લીલા નિહાળ્યા કરતા, આકાશસામી દૃષ્ટિ લગાડી રહ્યા હતા. શી લીલા ! આકાશ નવલ નવલ રંગના ચમત્કારો દર્શાવ્યું જતું હતું; વાયુ મન્દ મન્દ વાહી રહ્યો હતો. 'ધન્ય પ્રભુ !' એમ કહી સુવિચાર જાગૃત થયો હોય તેમ બોલ્યો; "પ્રિય છદ્મ ! તારી કહેલી કથાથી તો મારું મન મોટા વમળમાં પડી ગયું છે. વિચાર કરતાં મને નિશ્ચય થાય છે કે, ગમે તેમ હોય, પણ ચેતન્યયતિના જેટલો અપરાધી તો હું નથી જ. ગુરુદેવની વંચના મેં કરી નથી, તેમ તેની પેઠે પોતાની પત્નીને છેતરી, સૂતી મૂકીને પણ હું નાસી આવ્યો નથી. હું તો ઊલટું તેનું પ્રિય કરવા સારુ ચાલી નીકળ્યો હતો, અને તેમ કરતાં પ્રભુકૃપાથી સદ્ગુરુસમાગમ થઇ ગયો, એટલે હવે ચિત્તવૃત્તિ આપોઆપ શાંત થઇ ગઇ છે ! મારા મનની ઊર્મિઓ સર્વ હેઠે બેઠી, એટલે મેં ઘરબાર સઘળું ગુરુદેવના ચરણોમાં જ માન્યું છે અને ગુરુદેવ પણ હવે મને ઘેર જવા આજ્ઞા કરે એવો સંભવ નથી. મને નીકળી આવ્યાને સમય ઘણો થઇ ગયો છે, એટલે દ્રવ્યની અતિશય લાલસાવાળી તે સ્ત્રી, દ્રવ્યનો અને પતિનો બંનેનો સામટો વિયોગ સહન કરી શકી નહિ જ હોય: ધારું છું કે અવશ્ય તે કલેશિનીનો દેહ પંચત્વને પામ્યો હશે."

છદ્મ બોલ્યો, "કૃપાનાથ ! એમ હોય તો પણ તમે હજુ મોટાં બંધનમાં છો; કેમ કે તમારે પુત્ર નહિ હોવાથી તેની અવસાનક્રિયા, તેમ જ શાસ્ત્રોક્ત ઉત્તર કાર્ય કરીને તેણીને પ્રેતત્વથી મુક્ત કરી, ઊર્ધ્વ

ગતિ પ્રાપ્ત કરાવવાનો સઘળો બોજો તમારા પર જ છે. તેટલા માટે પણ દયાળુ અંતર્યામી ગુરુદેવ તેની શોધનિમિત્તે તમને ઘેર જવાની આજ્ઞા કરે તો તેમાં આશ્ચર્ય જેવું મને તો કંઇ જણાતું નથી. પણ તેટલું બધું શાને માટે? તમે કહો છો તેમ તે પંચત્વને પામી હોય, એવો સંભવ જ નથી. કેમ કે તે ગમે તેટલી દ્રવ્યેચ્છુ છતાં પતિવ્રતા તો હતી જ કેની? પતિવ્રતાની દ્રવ્યેચ્છા કયાંસુધી ટકી રહે? પતિનો સમાગમ હોય ત્યાંસુધી જ. પતિનો વિયોગ થતાં જ દ્રવ્યાદિક સર્વ સુખેચ્છાઓ નષ્ટ થઈ જઇને તે માત્ર પતિસંયોગ માટે જ સદા આતુર અને પ્રયત્નવાન થઇ જાય છે. એટલે સુધી કે પતિને માટે આત્માર્પણ અર્થાત્ દેહાંત સંકટ વેઠવાને પણ તે ચૂકતી નથી. માટે હે બ્રહ્મપુત્ર! એ તમારી અર્ધાંગના પણ પતિવ્રતા હોવાથી માત્ર તમારાં દર્શનાર્થે જ જીવિત ધારણ કરી રહી હશે, તમારી પ્રાપ્તિને અર્થે જ અહોરાત્ર પ્રયત્ન કરી રહી હશે, સર્વત્ર તમને જ શોધતી હશે, ભજતી હશે, નિહાળતી હશે-હૃદયમાંના માનસિક નેત્રવડે તમને જ જોતી હશે, તમને જ સંભારતી હશે ને સ્વપ્નમાં પણ તમારી જ સેવા કરતી હશે, એમ મારો મનોદેવ કહે છે; કેમ કે તેનું સર્વસ્વ તમે જ છો. આજે તો તમારી આગળ કરેલી દ્રવ્યલાલસાને માટે તે વારંવાર બહુ પસ્તાતી હશે ને હવે પછી પ્રભુકૃપાથી તમારો સંયોગ થાય તો તેવા કશા પ્રાકૃત ભાવ કે લાલસાનો કિંચિત્ પણ ઉદ્ભવ ન થવા દેવા માટે તેણે દૃઢ સંકલ્પ પણ કર્યો હશે. એમ છતાં આપે તેને માટે કિંચિત્ પણ ખેદ ન કરતાં આવો ઊલટો નિશ્ચય કરયો છે, એ જોઈ મને બહુ ખેદ થાય છે. આપમાં વૈરાગ્ય અને નિર્દયતા સાથે વસે છે; વૈરાગ્યરૂપી મહાસત્તાધીશની પાસે તો દયારૂપ દ્રવ્યનો ભંડાર ભરેલો હોય, એવું મેં આપ સરખા મહાત્માની પાસેથી સાંભળ્યું છે.”

એ સાંભળી દ્વિજપુત્ર સુવિચારશર્મા બોલ્યો; “પ્યારા છદ્મ! આ શું તું સાચું કહે છે? શું તે હજુ સુધી જીવતી હશે ને એટલી બધી એકાગ્રતામાં આવી ગઇ હશે? એમ હોય તો તેનો ત્યાગ કરવો, એ ઇશ્વરાપરાધ કહેવાય. પણ હવે તેનો સમાગમ થવો દુર્લભ છે; કેમકે ગુરુદેવની આજ્ઞા થતાં હું ઘેર જાઉં, પણ તે તો મારા શોધને માટે તું કહે છે તેમ કોણ જાણે કયાં ફરતી હશે?”

છદ્મે કહ્યું; “મિત્રવર્ય! વધારે શું કહું. જેવું તેના મનમાં આપનું ચિન્તન હશે, તેવી એકાગ્રતા જો તેને માટે આપની થાય તો ઇશ્વરી

સત્તા એવી બળવાળી છે કે, તમારે અહીંથી તેની શોધ કરવા જવાની પણ જરૂર ન પડે. તે અહીંયાં જ તમને આવી મળશે ! કોઇ મહાત્માના મુખે મ્હેં સાંભળ્યું છે કે, જો મનની એકાગ્રતા સમાન કક્ષામાં હોય તો જેમ લોહને ચુંબક આકર્ષી પોતાપાસે ઘસડી લાવે છે, તેમ એક ચૈતન્ય બીજા ચૈતન્યને પણ ઘસડી લાવે છે. ચૈતન્ય એટલું બળવાન છે કે, તે પોતાની શક્તિથી જ જડ પદાર્થને પણ તાણી શકે છે તો ચૈતન્યને તાણી કેમ ન શકે ?"

સુવિચાર બોલ્યો; "ના, ના, એ વાત તો અશક્ય છે. ગમે તેટલી પણ તે સ્ત્રી-અબલા જ કેની ! આવા અતિ દૂરના દુર્ગમ સ્થાનમાં તેનું આગમન થવું, એ કેવળ દુર્લભ જ છે ! હું પોતે પણ અહીં કેટલાં બધાં કષ્ટોને પરિણામે, અને તે પણ ગુરુમહારાજની પૂર્ણ કૃપા થઈ ત્યારે જ આવી શક્યો છું, તો તેના શા આશરા ?"

છદ્મલિંગે કહ્યું: "એ વાત ખરી; પણ શું આપ પતિવ્રતાઓનાં પાતિવ્રત્યબળનો મહાપ્રભાવ નથી જાણતા ? પૂર્વે પતિવ્રતાઓએ પોતાના પાતિવ્રત્યબળથી મોટાં મોટાં અદ્ભુત કાર્યો કરેલાં છે, ને તેના જ બળથી પરમાત્માને પણ તેઓએ પ્રસન્ન કરેલા છે. તે જ પ્રમાણે તમારી અનુગામિની પતિવ્રતા પણ તમને અહીં આવી મળે, એમાં મને તો યત્કિંચિત્ પણ આશ્ચર્ય લાગતું નથી."

સુવિચાર મૌન ધરી રહ્યો. પછી તેણે કહ્યું: "કદાચ તે અહીં આવી ચડે, તો પણ પહેલાંના કરતાં તદ્દન બદલાઇ ગયેલો મારો આ જટાવલ્કલધારી તપસ્વી વેશ જોઇને શું તે મને ઓળખી શકે ?"

છદ્મલિંગે ઉત્તર દીધું કે, "મને આપનું બોલવું સાંભળીને હાસ્ય આવે છે. અરે ! આપ તો અત્યારે પ્રત્યક્ષ અને ચિરંજીવ હો, પણ પતિવ્રતા સ્ત્રીઓ તો પોતાના સ્વામીનો એક કેશ પણ ગમે ત્યાં છૂટો પડી ગયો હોય તો તેને પણ સારી રીતે ઓળખી શકે છે ! પણ કૃપાનાથ ! મને તો ઊલટી તેવી શંકા આપને માટે જ થાય છે કે, કદાચ તે આવીને પ્રત્યક્ષ તમારી આગળ ઊભી રહે તો શું તમે તેને ઓળખી શકો ? હું ધારું છું કે, આપ ન જ ઓળખી શકો. વધારે તો શું, પણ મને લાગે છે કે, તેણે ઘણીક વાર આપને પ્રત્યક્ષ થઇને પ્રણામો પણ કર્યા હશે ને આપની સાથે ક્વચિત્ વાર્તાલાપ પણ કર્યો હશે, છતાં આપ તેને ઓળખી શક્યા નહિ જ હો ! કેમ કે આપે મારી આગળ કહી બતાવેલા તેના સ્વભાવ પ્રમાણે તો તે અવશ્ય ક્ષણે ક્ષણ આપને પગલે પગલે જ હશે !"

ત્યારે સુવિચારે કિંચિત્ હસીને કહ્યું; "પ્યારા છદ્મ! તું કહે છે તે સઘળું કંઇ માનવા યોગ્ય છે? મારી અર્ધાંગના કે, જેના જેટલો મને બીજા કોઇનો પણ સહવાસ નહતો, તેને પ્રત્યક્ષ જોયા છતાં હું ઓળખી શકું નહિ, એ કેવળ હસવા જેવું છે. પ્રથમ તો આ વિકટ ભૂમિમાં આવેલું અત્યંત ગુપ્ત અને દુર્ગમ સ્થાન, કે જ્યાં મનુષ્ય તો શું, પણ વનવાસી પશુ પક્ષ્યાદિકો સુદ્ધાં આવી શકતાં નથી, ત્યાં કોમળ અંગવાળી અને ઘર મૂકીને કદી બહાર નહિ ગયેલી એવી અબળા એકલી અટુલી આવી શકે, એ કદી બનવા યોગ્ય નથી. હવે બહુ થયું; એ વાત મૂકી દે. આપણે વિશ્રાંતિનો સમય બ્રહ્મવાર્તા મૂકી દઇને, માત્ર આવી સાંસારિક વાતોમાં જ નિત્ય ખોઇ નાંખવા માંડ્યો છે, એ ઠીક નહિ."

છદ્મ નમ્ર થઇ, હાથ જોડી બોલ્યો; "કૃપાનાથ! મને ક્ષમા કરશો પણ શું માત્ર બ્રહ્મ બ્રહ્મ કરયા કરવું, એનું નામ જ બ્રહ્મવાર્તા કહેવાય કે? અને બ્રહ્મપ્રાપ્તિમાં સાધનભૂત વાતો, તેમ જ અંતર પડાવીને બ્રહ્મપ્રાપ્તિમાં વિઘ્ન કરનારી વાતો, મુમુક્ષુએ જાણવી જોઇએ નહિ કે? એ વાતોથી અજાણ્યો મનુષ્ય એવાં વિઘ્નોથી શી રીતે બચે ને સાધન શી રીતે કરે? મિત્રવર્ય! આ વાર્તા—આપના ગૃહત્યાગની વાર્તા—આપ સરખા મુમુક્ષુને બ્રહ્મપ્રાપ્તિમાં મોટો અંતરાય પડાવનારી મને લાગે છે; કેમકે, આપણા ગુરુદેવે આપણને કહ્યું છે કે, જગતમાંના સર્વ અપરાધો, સર્વ અન્યાયો, સઘળી દુષ્ટતાઓ, સર્વ પાપો, સર્વ દુર્ગુણો ને સર્વ દુર્વાસનાઓ, એમનાથી દૂર થયેલો મનુષ્ય જ મુમુક્ષુપણાંને યોગ્ય થાય છે, બીજો નહિ. कुशला ब्रह्मवार्तायां वृत्तिहीनाः सुरागिणः । तेऽप्यज्ञानतया नूनं पुनरायांति यांति च ॥ બ્રહ્મસંબંધી વાર્તા કરવામાં કુશળ છતાં, તેવી વૃત્તિ-રહેણી કરણી વગરના રાગી મનુષ્યો પોતાની અજ્ઞાનતાથી વારંવાર જન્મ મરણ પામ્યા કરે છે. એટલા માટે આ સાંસારિક વાર્તા નહિ, પણ બ્રહ્મવાર્તા જ છે, તેનો ચૈતન્યયતિના ચારિત્ર્યપરથી આપને પણ અનુભવ થયો જ છે. માટે હે કૃપાનાથ! હું માત્ર સમય ખોવાને કિંવા વિનોદાર્થે જ આપને કહુ છું એમ નથી; પણ પેલી પતિવિયોગિની અબળાની દયાને માટે ને આપના ઉપરની અતુલ્ય પ્રીતિ માટે તથા પૂજ્યતાને માટે જ, આ ન્યાયવાર્તા—બ્રહ્મવાર્તા, આપને નિવેદન કરું છું. આપને મારું કહેવું ઉપહાસવત્ લાગે છે, પણ તેમ નથી જ; કદાચ તે સત્ય ઠરે, ને ઇશ્વરકૃપાથી આપની અનુયાયિની પત્ની આવા

અગમ્ય સ્થાનમાં આપનાં ચરણોસમીપે આવી ચડે તો આપ મને શું કહેશો ? શું આપ મને વચન આપો છો કે તેમ થાય તો આપે તેનાપર કૃપા કરવી, ને તેનો અંગીકાર કરવો ?"

એ સાંભળી, સુવિચાર પ્રસન્ન થઈને બોલ્યો; " પ્રિય સખા ! જેટલો હું તારી આ અદ્ભુત વાર્તાથી પ્રસન્ન થતો નથી, તેટલી પ્રસન્નતા તારાં વાકચાતુર્યપર મને થાય છે. વારંવાર અને પ્રસંગે પ્રસંગે ઊપડેલી મારી સર્વ ઊર્મિઓને તેં તારી મંજુલ ને ન્યાયયુક્ત વાણીથી શમાવી દીધી છે. તારી વાણી ધર્મયુકત અને શાસ્ત્રસંમત છે. માટે પ્રસન્નતાપૂર્વક હું કહું છું કે, તારા કહેવા પ્રમાણે થાય તો અવશ્ય હું તેણીનો ધર્મ પ્રમાણે અંગીકાર કરીશ."

આ છેલ્લા શબ્દો સાંભળતાં જ, છદ્મ બહુ હર્ષિત થઈ ગયો. તે બોલ્યો; "કૃપાનાથ ! એ ચમત્કાર ત્યારે આપ પ્રત્યક્ષ અત્યારે જ જુઓ ! આપ મારું કહેવું માનતા નહોતા, પણ તે અબળા આપણા આ એકાંત અરણ્યમાં જ છે, ને નિત્યપ્રતિ આપનાં દર્શન વંદન કરે છે, છતાં આપ તેને ઓળખી શકતા નથી !"

એ સાંભળી, સુવિચારે વિસ્મય પામીને કહ્યું; "અહા ! છદ્મ ! તું આવો કોમળ અને બાલ્ય વયનો છતાં, આવો ચમત્કાર જાણે છે, ને આવી અદ્ભુત વાત કરે છે, તેથી મને લાગે છે કે તું કોઇ યોગી છે ! ઠીક ! તે અબળા કયાં છે ? મને બતાવ."

છદ્મે કહ્યું, "ભલે, ચાલો, આશ્રમની બહાર પેલા અરણ્યમાં; ત્યાં જતાં જ તે સમ્મુખ આવીને આપનાં ચરણોમાં પડશે. પછી જોઉં છું વારુ, કે આપ તેને ઓળખી શકો છો કે નહિ ?"

એટલું સાંભળતાં જ સુવિચાર ઊભો થયો. બંને જણા આશ્રમની પૂર્વભણી આવેલી અતિ રમણીય વૃક્ષઘટામાં ગયા. ત્યાં ફરતાં ફરતાં એક સુંદર નવપલ્લવ આમ્રઘટા નીચે ઊભા રહેતાં જ ચતુર છદ્મલિંગ અકસ્માત સુવિચારશર્માનાં ચરણોમાં જઇ પડ્યો, ને પ્રેમાશ્રુઓવડે તેઓને ભીંજવી દેતાં, અતિ ગદ્ગદિત કંઠે બોલ્યો; "હે પ્રભો ! હે સ્વામિન્ ! હે મમ પ્રાણાધાર ! આપને જ પોતાનું સર્વસ્વ માનતી, એવી આપની ચરણદાસી, કે જેને આપે ઘણા સમયથી તજેલી છે, તે આપથી વિખૂટી પડેલી છતાં, વિયોગમાં પણ ભગવત્કૃપાથી આપની સેવામાં જ તત્પર રહેલી છે, તે આ હું ઘણા લાંબા વિયોગને અંતે આજે આ નિર્જન અરણ્યમાં આપનાં ચરણારવિંદને શરણે આવી પડી છું, તેને જો ઓળખતા હો તો ઓળખો, ને દયાર્દ્ર વાણીવડે પોતાની કરીને કૃતાર્થ કરો."

બ્રહ્મચારી-વિદ્યાર્થીની અવસ્થામાં રહેલા છદ્મલિંગને ચરણોમાં પડીને આમ બોલતો જોઇ, સુવિચારશર્મા આશ્ચર્યથી ભ્રમિત સરખો થઈ ગયો. તેને કશું સૂઝ્યું નહિ. પછી તેનો હાથ ઝાલી, "અલ્યા છદ્મ ! છદ્મ ! મને ભ્રમિત કરવા જેવું તું આ શું કરે છે ? ચાલ ઊઠ, ઊભો થા, ગુરુદેવ જાણશે તો મોટું સંકટ આવી પડશે," એમ કહીને તેણે તેને બેઠો કર્યો.

ત્યારે પાછો કંઠે વળગી પડીને તે બોલ્યોઃ પ્રાણપ્રિય ! થયું ? ઓળખી રહ્યા ? હવે ક્ષમા કરો. આ તો છદ્મલિંગ* નહિ પણ આપની અનન્ય દાસી-આપની અપરાધણ અબળા પ્રકટપ્રજ્ઞા† છે. આપે નહિ ઓળખી હોય તો હવે ઓળખજો."

એટલું કહેતાંની સાથે, તેણે પોતાના મસ્તકપર બાંધેલી જટાની ગુંડી છોડી નાંખી, તો તેમાંથી એક દિવ્ય ગુટિકા નીકળીને ભોંયપર પડી, કે તુરત જ તેનો કંઠસ્વર, જે પુરુષના સરખો હતો, તે મટી જઇને અતિ મધુર અને નવયુવતિસમાન થઈ ગયો ! સુવિચારને તુરત ઓળખાઇ આવ્યું કે, એ ઘણો જ પરિચિત એવો પોતાની પત્નીનો શબ્દ છે ! તત્કાળ તેણે પોતાના મુખપરથી ભસ્મ લૂછી નાંખી, કંઠમાંથી રુદ્રાક્ષોનો કંઠો કાઢી નાંખી, ને શરીરઉપરથી લાંબી ઊનની કંથા ઉતારી નાંખતાં જ, સુવિચાર સારી રીતે ઓળખી શકયો કે, એ મારી અર્ધાંગના જ છે ! પછી આશ્ચર્યચકિત થયો થકો તે બોલ્યોઃ "અહા ! પ્રિયા પ્રકટપ્રજ્ઞા ! શું તું મને છેક અહીં આવી મળી !"

તે બોલીઃ "હા પ્રાણવલ્લભ ! હા મારા સુખના સાગર ! હું આપની વિયોગિની પ્રેમસરિતા, આપના ભણી વહન કરી રહેલા અમોઘ પ્રેમપ્રવાહનો વેગ સહન નહીં કરી શકવાથી, આપને વિ આવી મળી છું ને આપમાં જ લીન થવા ઇચ્છું છું."

પછી તો બાકી જ શું રહ્યું ! બન્ને પતિપત્ની મોટા આનંદાવેશથી પરસ્પર ભુજો ભરીને લપટાઇ ગયાં ને પ્રેમાશ્રુઓથી એકેકનાં અંગને ભીજવી નાંખવા લાગ્યાં. સંયોગસુખથી પ્રેમસાગરમાં ડૂબી ગયેલાં તે બન્ને દંપતી ગદ્ગદિત અવસ્થામાં ઘણીક વાર સુધી એક બીજા પ્રત્યે કશું પણ બોલી શકયાં નહિ ! તેમ એક બીજા સામે જોડી રાખેલી મીટ કિંચિત્ પણ ખસેડી કે મીંચી શકયાં નહિ !

---

* છદ્મ=છૂપાવેલું, લિંગ=ચિહ્ન; પોતાનું ખરું જાતિચિહ્ન છૂપાવીને બીજા વેશથી રહેનાર તેથી છદ્મલિંગ.

† પ્રકટપ્રજ્ઞા-એ તે સ્ત્રીનું નામ છે. ખુલ્લી પ્રકટિત થયેલી શુદ્ધ બુદ્ધિ આત્મ-બુદ્ધિ, તે જ પ્રકટપ્રજ્ઞા.

પ્રિય વાચક ! તે વેળાએ એ દંપતીનાં હૃદય કેવી સ્થિતિમાં હશે, તેનું યથાર્થ વર્ણન કરવાને હું જોઇએ તેવી શક્તિ ધરાવતો નથી. આ તો માત્ર તારા હૃદયને એ વાતનું કિંચિત્ દિગ્દર્શન કરાવવા પૂરતું, ઉરઃસ્થિત કૃપાળુ પ્રભુએ મને જે પ્રેર્યું, તેજ હું તને કહું છું. આ વાતનું રહસ્ય શૂન્ય, દંભી, ક્રૂર, સ્વાર્થી, કપટી, એકલપેટા, અભિમાની, દ્વેષી, દુષ્ટ ને પાપી હૃદયના મનુષ્યો સ્વપ્ને પણ જાણી શકતા નથી– શકનારે નથી. ભાગ્ય ક્યાંથી હોય કે જાણે ! નિષ્પાપ અને સરળ–શુદ્ધ અંતઃકરણના મનુષ્યો, કે જેઓનામાં ભગવત્કૃપાથી પ્રેમરસનો–અંશ પણ હોય, તેવા રસિકો જ (બ્રહ્મવેત્તાઓ જ)એ રસનો મર્મ સમજે છે !* પ્રેમ જ સર્વ રસ–સર્વ બ્રહ્મ જાણવાનું સાધન છે. તારામાં પણ તેવી કિંચિત્ રસિકતા હશે, તો તું પણ સમજીને બહુ આનંદ પામીશ. રસિકતા જ મોક્ષનું સાધન છે; કેમ કે અંતઃકરણ શુદ્ધ સરળ થયા વિના રસિકતા ઉપજતી નથી. રસિકતા વિના પ્રેમ નથી, પ્રેમ વિના ભક્તિ નથી, ભક્તિ વિના જ્ઞાન નથી, ને જ્ઞાન વિના મોક્ષ નથી. મોક્ષ વિના જન્મ મરણ જેમનું તેમ જ રહે છે, માટે રસિક જનોની બલિહારી છે.

પ્રેમમાં જ બ્રહ્મ છે, પ્રેમમાં સર્વ રહે છે, એ અદ્વૈત છે, ઐક્યનું તત્ત્વ છે. ઐક્યમાં સુખ અને જૂદાપણામાં દુઃખ છે, માટે જ સર્વત્ર જૂદાપણું ટાળી એકતા કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. ઘણા સમય અને ઘણા પરિશ્રમને અંતે તેવી અપ્રતિમ એકતાને પામેલાં તે પતિ-પત્નીનાં શરીરો, વાસ્તવિક જૂદાં છતાં, ઘણીકવાર સુધી, એકરૂપ થઈ રહ્યાં ! તેઓને પોતાપણાંનું પણ ભાન રહ્યું નહિ. જણાય છે કે, તેમનાં મન પણ બહુધા એક જ થઇ ગયાં હતાં. મન એક થઈ ગયાં એટલે આત્મા એક થઇ જતાં શી વાર ? વચ્ચે માત્ર થોડોક અંતર રહી જતો હતો ચર્મદેહની ગમે તેવી એકતા થાય, પણ અંતર રહે જ ! એકતા કહેવામાં આવે છે, પણ એ એકતા લૌકિક ને માયિક છે. પણ તે જ એકતા બદલાઇને અલૌકિકપણે માયાપતિની સાથે જોડાય તો થયું; આત્મા પરમાત્મા એક જ–અખંડાદ્વૈત સચ્ચિદાનંદઘન ! અસ્તુ; પણ આ લૌકિક એકતા, એ કંઇ સામાન્ય નથી. એનાથી જ અલૌકિક એકતાની પાત્રતા આવે છે. લૌકિકથી જ અલૌકિકની પ્રાપ્તિ છે. માટે તેવી સ્તુત્ય એકતામાં ગુંથાયલું, તે રસીલું જોડું ઘણીક વાર સુધી

---

* જે કોઈ પ્રેમા અંશ અવતરે, પ્રેમરસ તેના દિલમાં ઠરે. પ્રેમાનંદ.

નિ:સંજ્ઞ જ હતું, ને એથી પણ વધારે સમય જતાં સુધી તેઓને સંજ્ઞા આવે, એમ પણ નહોતું. પણ તેટલામાં ત્યાં નજીકમાં એક મોટી સિંહગર્જના સંભળાઇ. તેનો પરિચિત શબ્દ કર્ણો ઉપર અથડાતાં જ તે બન્ને ચમકીને જાગૃત થયાં, ને "અહા ! ચાલો ચાલો, સમય થઇ ગયો; ને કદાચ ગુરુમહારાજની સમાધિ પણ ઊતરી હશે, માટે જ આપણા આશ્રમરક્ષક સિંહે આપણને આ સૂચના કરી છે." એમ બોલતાં બોલતાં તેઓ ઉતાવળથી આશ્રમ ભણી ચાલ્યાં.

ચાલતી વેળાએ તે દ્વિજપત્નીએ પોતાના મંજુલ પણ તપશ્ચર્યાને લીધે કંઇક પીળા પડી ગયેલા સુંદર કેશો પાછા જટાના આકારમાં બાંધી લીધા; તેમાંથી કાઢી લીધેલી માંત્રિક ગુટિકા પાછી તેમાં સ્થાપિત કરતાં જ તેનો સ્વર પાછો હતો તેવો પુરુષવત્ થઈ ગયો ! ભસ્મ, રુદ્રાક્ષ તથા કંબલકંથાદિ પણ શરીરે સજી લીધાં, એટલે તે તો પાછો બ્રહ્મચારી છદ્મલિંગ જ બની રહ્યો. આ સર્વ બનાવથી આશ્ચર્યસમુદ્રમાં ડૂબેલો સુવિચારશર્મા તેને ફરી એકવાર ગાઢ પ્રેમાલિંગન દઇને, પછી ત્વરાથી આશ્રમમાં જઇ પહોંચ્યો; પણ ત્યાં કંઈ ચિન્તા કરવા જેવું નહોતું. ગુરુદેવની સમાધિ ઊતરી નહોતી, પણ આશ્રમપરિચર્યાનો સમય થઇ ગયેલો છતાં, તે બન્નેમાંથી એકે જણને આશ્રમમાં ભાળ્યા નહિ, અને પોતાને પણ બહાર જવું હતું, તેથી તે સિંહે સૂચનારૂપ શબ્દ કર્યો હતો. તત્કાળ બન્ને શિષ્યો છુટા પડી, પોતપોતાનાં નિત્ય કાર્યવિષે પ્રવૃત્ત થઇ ગયા.





# શિષ્યોનો વાર્તાલાપ—(ચાલુ)

साध्वी शीलवती दयावसुमती दाक्षिण्यलज्जावती
तन्वी पापपराङ्मुखी स्मितवती मुग्धा प्रियालापिनी ।
देवब्राह्मणबंधुसज्जनरता यस्यास्ति भार्या गृहे
तस्यार्थागमकाममोक्षफलदाः कुर्वन्ति पुण्यप्रियाः ॥
पतिर्हि देवो नारीणां पतिर्बन्धुः पतिर्गतिः ।
पत्युर्गतिसमा नास्ति दैवतं वा यथापतिः ॥

અર્થ—જે પુરુષના ઘરમાં સ્ત્રી પતિવ્રતા, શીલવતી, દયારૂપી ધનવાળી, ડહાપણભરેલી, લજ્જાવાળી, પાપથી દૂર રહેનારી, હસતા મ્હોડાની, દેખાવડી, પ્રિય બોલનારી, દેવ, બ્રાહ્મણ, કુટુંબીઓ તથા સજ્જન પુરુષોપર પ્રીતિ રાખનારી હોય છે, તે પુરુષના ધર્મ, અર્થ, કામ અને મોક્ષને પુણ્ય ઉપર પ્રીતિ ધરાવનારા દેવો સફળ કરે છે. પતિ જ સ્ત્રીઓનો દેવ, બંધુ અને ઉત્તમ ગતિ ગણાય છે. સ્ત્રીઓને પતિના જેવો આશ્રય અથવા તો દૈવત (બીજું) નથી.

## સૂક્ષ્મ બિન્દુ ૩ જું—બાળયોગી તે કોણ

ગત દિવસના સમાગમથી તે બંનેનાં મન જાગૃત થઈ ગયાં હતાં, માટે એકેને કશી વાતે ચેન પડતું ન હોતું; આખી રાત્રિ નિદ્રા પણ આવી નહોતી. પ્રાતઃકાળ થયા પછી સ્નાન-સંધ્યાદિક નિત્ય કર્મમાં પણ ચિત્ત બરાબર સ્થિર રહેતું નહોતું. છદ્મને તો પ્રભુકૃપાથી પોતાનો મનોરથ સિદ્ધ થયો હતો, તે માટે આનંદ થવા ઉપરાંત હવે આ પૃથક્ વાસ મટી જઇ સહવાસ કયારે થાય, તે માટેની જ ઊર્મિ ઊભરાઇ રહી હતી. પણ સુવિચારના મનમાં બીજું જ હતું. તેણે જેમ તેમ કરીને પોતાના પ્રેમથી આવિષ્ટ થઇ ગયેલાં મનને જરાક માર્ગે વાળ્યું; પણ આ સ્ત્રીજાતિ છતાં અહીં કેમ કરીને આવી હશે, તેણે આજ પર્યંત શું શું કર્યું હશે, તે કયાં કયાં રહી હશે, ને તેનાથી આમ છદ્માવસ્થામાં શી રીતે રહેવાયું હશે, એ સઘળું

આશ્ચર્ય જાણવા ભણી તેની મનોવૃત્તિ બહુ ઉતાવળી થઇ. આજે પણ ગુરુવર્યની સમાધિ ઊતરી નહોતી; તેથી સમય મળતાં જ તેઓ બંને નિત્યના વાર્તાસ્થાન પ્રત્યે જઇને બેઠાં. છદ્મે વંદન કરતાં જ સુવિચાર કિંચિત્ હસીને બોલ્યો; "પ્યારા છદ્મ! તારી કૃતિએ ને તારી બુદ્ધિએ તો મને આશ્ચર્યના પૂરમાં નિમગ્ન કરી દીધો છે! જન્મપર્યંતના તારા સહવાસમાં પણ તારી આટલી પ્રજ્ઞા મેં કદી જોઇ નહોતી. દ્રવ્યસંબંધી તારી લાલસા અને આપણા ગૃહસ્થાશ્રમમાં રહેતી દ્રવ્યની તાણને લીધે તારા ચિત્તનો અસંતોષ જોઇ, હુ તારાથી કંટાળી ગયો હતો, ને તું કોઇ પ્રાકૃત પામર સ્ત્રી છે, એમ જાણીને મારું મન તારાથી તદ્દન વિરક્ત થઇ ગયું હતું. પણ હવે તારી આ અદ્દભુત પ્રજ્ઞાને માટે તને ધન્યવાદ આપ્યા વિના મારાથી રહેવાતું નથી. તેમ જ તારા સુવિદ્વાન્ પિતા, કે જેમણે તારા નામકરણસંસ્કાર વેળાએ ભવિષ્ય વરતી લઇને જ, જાણે તારું પ્રકટપ્રજ્ઞા એવું નામ પાડયું છે, તેમને પણ પૂરો ધન્યવાદ છે. પણ હવે, હુ ઘેરથી વિદાય થયા પછી તે આજ સુધીમાં તેં શું શું કર્યું, તે જાણવાની મને બહુ ઉત્કંઠા થઇ છે. માટે તારો ત્યાર પછીનો સવિસ્તર વૃત્તાંત મને સંભળાવ."

એ સાંભળીને છદ્મલિંગે પોતાનું ઇતિવૃત્ત કહેવાનો આરંભ કર્યો:-

તે બોલ્યો: "કૃપાનાથ! પતિ કે જે સ્ત્રીનું સર્વસ્વ છે, તેનો વિયોગ થતાં, ને તે પણ અકારણ અને અકસ્માત્ થતાં, સાધ્વી બાળાને કેટલું સંકટ થાય છે, તેનું હું શબ્દોથી વર્ણન કરી શકવા સમર્થ નથી. આપ મને હસતાં હસતાં એવું કહીને ગયા કે, 'હુ તારે માટે અખૂટ દ્રવ્ય લેવા જાઉં છું,' તે વેળાએ તો જો કે મને કંઈ સંશય થયો નહિ, પણ ઉત્તરોત્તર જેમ જેમ આપના આવવાને વિલંબ થતો ગયો, તેમ તેમ મારા મનમાં ધ્રાસકો પડતો ગયો કે, રખેને મારા સ્વામિનાથ મારાથી કંટાળીને મારો ત્યાગ કરી ગયા હોય! હું તો આપની વાટ જ જોતી બેઠી અને સાંજ સુધી પણ આપ જ્યારે નજ આવ્યા, ત્યારે બીજે દિવસે મેં સર્વત્ર આપની શોધ કરાવી. આપનાં દર્શન થાય તો જ અન્ન લેવું, એવા નિશ્ચયથી ઉપવાસ કર્યો. ઘણા શોધને અંતે પણ આપનો પત્તો ન લાગ્યો, ત્યારે માત્ર ફલાહાર ઉપર જ દેહનો નિર્વાહ કરવાનું નિર્ધારીને, મેં જાતે જ સર્વત્ર દેશાટન કરી, આપનો શોધ કરવાનો નિશ્ચય કર્યો. પણ તે વાતમાં મને એક મોટી અડચણ દેખાઇ. એક તો હુ સ્ત્રી-અબલા અને

વળી એકલી-માથા વગરની પાખડી સરખી થઇ રહેલી, એટલે મારાથી નિર્ભયપણે દેશાટન શી રીતે થઇ શકે ? મારું શિયળ શી રીતે સચવાય ? આપેજ મને પૂર્વે કહેલું છે કે, યુવાન સ્ત્રીનું શરીર તો રાંધેલા અન્ન સરખું છે; અર્થાત્ રાંધેલા અન્નની જો બરાબર સંભાળ ન રખાય તો જેમ અભડાતાં કે બગડતાં વાર લાગતી નથી, તેમ સ્ત્રીના શરીરને પણ દૃષ્ટિદોષથી કે સ્પર્શદોષથી ભ્રષ્ટ થતાં વાર લાગતી નથી. એટલા માટે, કૃપાળુ પ્રભુની પ્રાર્થના કરીને તથા ક્ષમા માગીને મેં મારો સ્ત્રીવેશ ગુપ્ત રાખવાનું નક્કી કરયું. પુરુષવેશમાં પણ કદાચ હું કળાઇ જઇશ, એવા ભયથી કોઇથી પણ કળી ન શકાય, એવો આ છદ્મવેશ-યોગિવેશ ધારણ કરવાનાં સાધનો સાથે લઇને ઘરમાંથી હું નીકળી.

ઘેરથી નીકળતી વેળાએ તે સૌ ગ્રામ્ય જનોના જોતાં હું સ્ત્રીવેશમાં જ હતો; પણ પછી એકાંતમાં આવીને મેં આ વેશ ધારણ કરી લીધો. મેં કેશોમાં ભસ્મ રગદોળીને તેને જટાના આકારમાં બાંધી લીધા, આખા શરીરના હૃદયાદિકના કાંઈ પણ અવયવો સ્પષ્ટપણે ન જ દેખાઇ આવે, એટલા માટે આ મોટી કંબલકંથા ગેરુથી રંગીને પહેરી લીધી, અંદરની બાજુ કટિએ કચ્છ ભીડ્યો. હસ્તોમાંનાં કંકણો, કંઠમાંનું મંગળસૂત્ર અને મસ્તકપરનાં કેશભૂષણો આદિ સૌભાગ્યચિહ્નોના બદલામાં તે સર્વ સ્થાનોમાં રુદ્રાક્ષના મણિઓ ધારણ કરયા; કુંકુમના બદલામાં લલાટાદિ સર્વાંગે ભસ્મ ચર્ચી લીધી; જળના સાધનને માટે આ શ્રીફલપાત્ર અને આસનને માટે મૃગચર્મ બગલમાં મારી લીધું. 'આપનાં દર્શન થાય ત્યારે જ આ વેશ ઉતારવો, ને દર્શન ન થાય તો આ વેશમાં જ દેહનો અંત આણવો;' એવી મેં તે વેળા દૃઢ પ્રતિજ્ઞા કરી. આવી રીતે હું આપના શોધને માટે એક ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણી મટીને અરણ્યવાસિની યોગિની થઇ. બહારથી જોનાર મનુષ્યો તો મને એક બાળ બ્રહ્મચારી-બાળયોગી રૂપેજ જોતા હતા. આટલું છતાં પણ મેં જેમ બને તેમ મનુષ્યોનો સહવાસ બહુજ ઓછો રાખ્યો હતો. અન્નનો પણ મેં ત્યાગ કરયો હતો, એટલે ભિક્ષાર્થે પણ મારે ગ્રામ કે શહેરમાં જવું પડતું નહિ; માત્ર અરણ્યમાંનાં ફળોથી અને જળથી જ હું સંતોષ માનતી. સમયે અરણ્યથી છેટે આવેલા કોઇ તીર્થ કે શહેરમાં આપને શોધવાં માટે જવાનું થતું, તો ત્યાં ફળાદિક નહિ મળે, માટે તેવે પ્રસંગે ઘણીકવાર મને અપવાસો પણ થતા હતા.

એ પ્રમાણે ઘેરથી નીકળીને, મેં ભરતખંડનાં પ્રત્યેક તીર્થો, ક્ષેત્રો, મહાત્માઓનાં સ્થાનો, ઋષિ મુનિઓના આશ્રમો ને પર્વતોમાં આવેલાં અરણ્યો તથા ગુહાઓમાં ફરી ફરીને બહુ જ સૂક્ષ્મપણાંથી આપનો શોધ કર્યો. કોઈ કોઇ નગરોમાં ને તીર્થોમાં પર્વણીને ટાંકણે, જ્યાં જ્યાં મનુષ્યોનો સમૂહ મળવાનો હોય ત્યાં ત્યાં પણ અવશ્ય હું જતી, ને સર્વત્ર ફરી ફરીને આપને શોધતી, પણ ત્યાં આપનું દર્શન થતું નહિ, એટલે બહુ જ નિરાશ થઇ જતી. વારંવાર મારું હૃદય ભરાઇ આવતું, ને એકાંતમાં જઇને પછી હું પુષ્કળ રુદન કરતી. આવે પ્રસંગે કોઈની દૃષ્ટિએ પડી જવાનો ભય રહેવાથી, હું મારા હૃદયને ઘણીક રીતે દાબવાનો પ્રયત્ન કરતી, પણ તેમાં નિષ્ફળ થઈ જતી. લોકો મને તેમ કરવાનું કારણ પૂછતા ત્યારે તેઓના સમાધાન માટે એમ જણાવતી કે, 'મારા ગુરુવર્ય મારો ત્યાગ કરીને ચાલ્યા ગયા છે, તે હવે કયાંય મળતા નથી, માટે મને દુઃખ થાય છે.' એમ કહેવામાં હું અસત્ય સમજતી નહિ. કેમ કે पतिरेव गुरुः स्त्रीणां पतिरेव गतिः शुभा । પતિ એ જ સ્ત્રીનો ગુરુ અને પતિ એ જ સ્ત્રીની ઉત્તમ ગતિ છે. એ શાસ્ત્રોક્ત વચન પ્રમાણે આપ મારા પૂજ્ય ગુરુવર્ય જ છો. એવી જ રીતે ઠેરઠેર મારે યુક્તિપૂર્વક બોલીને અસત્યથી બચવું પડયું હતું.

જનસમૂહમાં ફરતી વેળા હું જ્યારે જ્યારે પતિપત્નીનાં આનંદે ફરતાં યુગ્મોને જોતી, ત્યારે ત્યારે આપના વિરહને લીધે મારી બહુ જ દુર્દશા થઇ જતી. એકવાર કાશીક્ષેત્રમાં મારી તેવી દુર્દશા થઈ હતી. ત્યાં ભાગીરથીના ઘાટપર મારા જ સરખી એક દુઃખિયારી પતિવિયોગિનીનો મને સમાગમ થયો હતો. ઠેરઠેર લોકો અદ્ભુત યોગિવેશ ધરાવતી તેને જોવાને બહુ એકઠા થઇ જતા, તે વેળાએ આપનો શોધ કરવાનું મારે સ્વાભાવિક બની આવતું. આ તો કોઈ મહાત્મા અદ્ભુત બાળયોગી છે, એમ જાણીને, પેલી પતિવિયોગિની સ્ત્રી પોતાના પતિને માટે પ્રશ્ન કરવા આવી. તે વેળાએ મારા સમાન દુઃખવાળી તે સ્ત્રીને જોઈને મને આપનો અત્યંત વિરહ થઈ આવ્યો; તેથી મારા મનની જે દુઃખદ અવસ્થા થઇ પડી, તેનું હું વર્ણન કરી શકતી નથી. પણ તે અવસ્થા જોઇને, તેણે મને તેનું કારણ પૂછયું, ત્યારે તેના અને મારાં બંનેના મનના સમાધાન માટે, મેં મારો આપના વિયોગરૂપ ઈતિહાસ કહી બતાવ્યો, તેમાં પણ અસત્યથી બચવાને માટે મારે બહુ યુક્તિ રચવી પડી હતી. 'મારા એક પ્રાણવલ્લભ મિત્ર, કે જેમને

હું ગુરુરૂપ માનું છું, તેઓ પોતાની સ્ત્રીનો, એક સામાન્ય અપરાધને માટે ત્યાગ કરીને ચાલ્યા ગયા છે; ને તેમના શોધને અર્થે હું યોગ ધારણ કરીને નીકળ્યો છું,' એમ મેં તે સ્ત્રીને કહ્યું હતું. કારણ કે આપ મારા પ્રાણવલ્લભ મિત્ર છો, ને ગુરુ પણ છો."

આ વાતચીત ઉપરથી જિજ્ઞાસુ (વાંચક) ના સમજવામાં આવ્યું જ હશે કે, કાશીપુરીમાં ભાગીરથીના મણિકર્ણિકાના ઘાટ પર દેખાયેલો પેલો અદ્દ્ભુત બાલયોગી તે કોણ હતો? એ યોગી નહિ, પણ મહાસાધ્વી યોગની પ્રકટપ્રજ્ઞા હતી! તેનું વાક્ચાતુર્ય અદ્દ્ભુત છતાં કેવું સત્યમય હતું. તે સર્વના સમજવામાં આવ્યું હશે જ! ગુપ્ત વેશ ધારણ કરીને તે સ્ત્રીએ અસંખ્ય પ્રસંગોમાં બોલતાં પોતાની વાણીને અસત્યના વાયુનો સ્પર્શ પણ થવા દીધો નથી! અર્થાત્ પોતે પુરુષવેશમાં છતાં કોઈની સાથે કશું પણ બોલવાને પ્રસંગે, પોતાને પોતે સ્ત્રીરૂપે જણાવ્યું નથી! તેમ તેના બોલવામાં તેનાં જાતિચિહ્નો માટે પણ કોઇને કશો સંશય ઉપજે એવું પણ બન્યું નથી! અસ્તુઃ હવે પછી તેનું શું થયું? તે તેના મુખથી જ તને (વાંચકને) સંભળાવું છું.

પછી છદ્મલિંગ બોલ્યો; "કૃપાનાથ! બહુ શોધ કર્યા છતાં પણ ક્યાંય જ્યારે આપનું દર્શન ન થયું, એટલે હું નિરાશ થઇ ગઇ. અતિ દુઃખી થવાથી એક જ ઠેકાણે બેસીને આપનું સ્મરણ કરતાં કરતાં દેહનો અંત આણવાનો મેં નિશ્ચય કરયો. પછી ગંગાના ઉત્તર તટપર ફરતાં ફરતાં એક એકાંત સ્થળ આવ્યું. ત્યાં હું ગંગાસ્નાન કરીને બેઠી, અને આપની પ્રાપ્તિને માટે પ્રભુનું એકાગ્ર મનથી નામસ્મરણ કરવા લાગી. પણ ત્યાંએ મારું મન થોડી થોડીવારે એટલું બધું તો વિહ્વલ અને શોકાવિષ્ટ થઇ જતું કે, મારાથી મુક્તકણ્ઠે રુદન કર્યા વિના રહેવાતું જ નહિ. આવી દશામાં બે ત્રણ દિવસો તો મેં જેમ તેમ કરીને કાઢી નાંખ્યા! એ સ્થાન ગમે તેવું ઉજ્જડ હતું, છતાં અંધારી રાત્રે પણ મને વાઘ વરુ સુદ્ધાંતનો ભય લાગતો નહિ. આપના વિયોગથી તો મારી ક્ષુધા, તૃષા, તૃષ્ણા, નિદ્રા, શાંતિ, ભીતિ ને સર્વ પદાર્થો ઉપરની પ્રીતિ, મારો ત્યાગ કરીને ચાલ્યાં ગયાં હતાં. છેવટે મને કંટાળો આવ્યો કે, 'આવું નિરર્થક અને દુઃખમય જીવિત ક્યાં સુધી ધારણ કરી રાખવું? માટે હવે ફલાહાર પણ કરવો નહિ, તેમ અહીંથી ઊઠવું પણ નહિ; તેમ શ્રીમતી ભાગીરથીનો પવિત્ર તટ પણ છોડવો નહિ. વૃથા ભટકીને જીવન ગાળવા કરતાં ગંગાને તટે જ પ્રાણ છૂટી જાય તો

શ્રેયસ્કર છે, આવા નિશ્ચયથી મેં ત્રણ અહોરાત્ર ગાળી કાઢ્યા ને ચોથો દિવસ, પવિત્ર પર્વણીનો હતો, તેથી ઉષ:કાલ થતાં અસંખ્ય મહાત્મા જનો આસપાસના અરણ્યોમાંથી એ એકાંત અને પુણ્યરૂપ તટપર સ્નાન કરવા આવ્યા. "जय जय गंगे ! हर हर गंगे ! पापहारिणि ! अघमोहारिणि !" ઈત્યાદિ શબ્દોની ગર્જનાઓ સાંભળીને, મને પણ ઉમળકો થઇ આવ્યો. લાગલાગટ ત્રણ ઉપોષણો થવાથી મારામાં તે વેળા આય તો રહી જ નહોતી, તોપણ શ્રદ્ધાથી ધીમે ધીમે ઊઠીને મેં પ્રવાહમાં ઊતરી ગંગાસ્નાન કરયું અને પતિતપાવનીને કર જોડીને પ્રાર્થના કરી કે, "હે માતા ! સર્વ પ્રાણીઓનાં પાપો હરણ કરવાં, એવું આપનું બિરદ છે, ત્યારે હું, કે જે એક અપરાધણ અબળા છું, બાળા છું, વળી પશ્ચાત્તાપ કરવાવાળી છું, ને મારાં પાપોથી જ આ મહાદુ:ખ અનુભવી રહી છું, છતાં આપ પતિતપાવની મારાં દુ:ખનો અંત કેમ આણતાં નથી ? હે દેવિ ! કૃપા કરો ! કૃપા કરો ! મને તારો. હું તમારે શરણે છું ! તમે જગજ્જનની છો, તો આ દીન બાળકીનું રક્ષણ કરો."

એટલું કહીને, છદ્મલિંગ પાછો બોલ્યો, "કૃપાનાથ ! મારી એ પ્રાર્થના દેવી ભાગીરથીએ સફળ કરી. જેવી હું સ્નાન કરીને તટપર આવી અને ઉદાસ ચિત્તે મારા આસનપર બેઠી, તેવામાં જ ઉત્તર દિશાના અરણ્યમાંથી એક ઘણા જ વૃદ્ધ વયના મહાત્માને મેં તટ ભણી આવતા નીરખ્યા ! તેમની આકૃતિ, પ્રભાવશ્રી અને તેજ જોઇને, મને નિશ્ચય થયો કે, એ કોઈ ઈશ્વરી પુરુષ છે. મેં ઊઠીને તેમનાં ચરણોમાં મસ્તક મૂકી વંદન કર્યું. તેઓ મને પોતાની દિવ્ય દૃષ્ટિવડે ઓળખી લઇને બોલ્યા, 'બાળે ! તારું કલ્યાણ થાઓ ! પુત્રિ ! તું સ્ત્રીજાતિ છતાં આ એકાંત અને ઘનઘોર અરણ્યમાં એકલી કેમ આવી છે ?' સ્વામિનાથ ! આજ પર્યંત મને કોઇએ જ ઓળખી નહોતી, તેથી એ મહાત્માનું એવું અંતર્યામિત્વ તથા ઇશ્વરી પ્રભાવ જોઇ, મને બહુ આશ્ચર્ય થયું. જેવી એમણે મને પુત્રી કહી, તેવો જ એમને વિષે મને પિતૃભાવ પણ ઉત્પન્ન થયો. તેમનો પ્રશ્ન સાંભળતાં જ, કોઇ મહાદુખિયારી દીકરીની, પોતાના પ્રેમાળુ પિતાને મળતાં જેવી દશા થાય, તેવી જ દશા મારી થઇ ગઇ. મારું હૃદય ભરાઇ આવ્યું, મ્હોં સુકાઇ ગયું. પછી નેત્રોનાં ઉષ્ણ જળથી મેં તેમનાં બન્ને ચરણારવિંદોનું પ્રક્ષાલન કર્યું. તેમના પ્રશ્નના ઉત્તરમાં હું કશું પણ તેમને કહી શકી નહિ. થોડીવારમાં તેઓ પોતે જ પોતાના ધ્યાનયોગવડે સઘળું જાણી લઇને બોલ્યા, 'પુત્રિ ! ચિન્તા કરીશ નહિ.

ભગવત્કૃપાવડે તારું સંકટ મારા જાણવામાં આવ્યું છે. પરમાત્મા તે ટાળવા સમર્થ છે! હમણાં તું અહીં સ્વસ્થપણે બેસ; આ પર્વણીનો પુણ્યકાળ વીતી જાય છે, માટે તે પૂર્વે મને ગંગાસ્નાન કરી આવવા દે.'

સ્વામિનાથ! એ દયાળુ મહાત્મા સ્નાન કરીને પાછા વળતાં, મને પોતાની સાથે એક અતિ ગુપ્ત અને દિવ્ય સ્થાન પ્રત્યે લઈ ગયા. ત્યાંની ભૂમિ, તૃણાંકુરો, વૃક્ષો, લતાઓ, વેલીઓ, જલાશયો ને પક્ષી-આદિક સર્વ અદ્ભુત અને દિવ્ય હતું. મને પોતાના આશ્રમે લઇ ગયા પછી પોતાની સામે બેસાડીને તેઓએ કહ્યું, 'પુત્રિ! તારો પતિ બહુ સુપાત્ર અને મુમુક્ષુ છે. તેને તેં તુચ્છ એવા વિષયસુખની લાલસાથી કેટલોક ત્રાસ આપ્યો હતો, નહિ વારુ? તેથી જ તેણે તારો ત્યાગ કરયો છે. હવે તેનો મેળાપ થવો, એ તારી માનુષી શક્તિની બહાર છે. સંસારથકી ને તેમાં વિશેષતઃ તારા કલેશથી ત્રાસેલો તે, પોતાના એક મહાસમર્થ ગુરુને શરણે જઇ પડ્યો છે. તે સ્થાન એવું તો દુર્ગમ છે કે, ત્યાં યોગીઓ વિના બીજું કોઇ જઈ શકતું નથી; પણ તારી વિશુદ્ધ વૃત્તિ, તારું પાતિવ્રત્ય અને પતિપ્રાપ્ત્યર્થ તેં સહેલું અપાર કષ્ટ જોઇને મને બહુ કરુણા ઉત્પન્ન થઈ છે; માટે હું તને ત્યાં જવાનું એક સાધન આપું છું. પણ ત્યાં તારા સ્વામીના મોક્ષમાર્ગમાં અંતરાય પડાવનારું કશું આચરણ તું કરીશ નહિ!' પછી તેમણે મને આ મારા અંબોડામાં છે, તે ગુટિકા આપીને કહ્યું, 'લે આ એક દિવ્ય વસ્તુ હું તને આપું છું. તેને તું યત્નપૂર્વક સાચવજે. અહર્નિશ તારા મસ્તકમાં ગુપ્તપણે રાખજે. એનામાં અનેક અમૂલ્ય સિદ્ધિઓ છે. એનાવડે તું ઇચ્છીશ, તે દુર્ગમ સ્થાન પ્રત્યે પણ વિના પ્રયાસે જઇ શકીશ. તારામાં કશી અપવિત્રતાનો પ્રવેશ થશે નહિ, તને કોઇ ઓળખી શકશે નહિ. તારો કંઠસ્વર બદલાઈ જશે તથા તારી બુદ્ધિ બહુ નિર્મળ અને ભગવત્પરાયણ રહેશે. એ ગુટિકાને તું તારી પાસેથી કોરે મૂકીશ ત્યારે જ મૂળ રૂપ પ્રકટ થઇ શકશે. એ લઇને તું તારા સ્વામી પાસે જા. તારો સ્વામી એક પવિત્ર આશ્રમમાં પોતાના ગુરુવર્યની સેવામાં રહ્યો છે, ને મોક્ષપ્રદ એવા જ્ઞાનયોગનું શ્રવણ કરે છે. પણ ત્યાં જઇને તું તારા સ્ત્રીભાવને અનુસરીશ નહિ; તારી પોતાની ઓળખાણ આપીને તેના આત્મસાધનમાં વિઘ્ન કરીશ નહિ; પરન્તુ તું તે મહાત્મા ગુરુના શિષ્ય-રૂપે થઇને શુદ્ધ ચિત્તે તારા સ્વામીની સાથે એ પરમ પાવન જ્ઞાનયોગનું શ્રવણ કરજે. તે મહાત્મા ગુરુ તો તને જોતાં જ ઓળખશે, પણ તમારો

જ્ઞાનયોગ પૂરો થતાં સુધીમાં તારે કદી તમારો સંબંધ પ્રકટ કરવો નહિ. જા, તે મહાત્માને મારા ઘણા પ્રેમથી પ્રણામ કહેજે,' એ પ્રમાણે કહીને તેઓ આશ્રમની બહાર મારી સાથે આવ્યા; ને મને માર્ગસ્થ કરીને, 'એ જ સીધે માર્ગે તું તારા સ્વામી પાસે જઇ પહોંચીશ,' એમ કહી પાછા વળી ગયા. તેજ દિવસે હું અતિ ચમત્કાર ભરેલી ત્વરાથી, માર્ગમાંની અનેક ચમત્કૃતિઓ અને શોભા નીરખતી નીરખતી આપનાં ચરણોમાં આવી પહોંચી છું, ને આપની તથા સમર્થ ગુરુદેવની સેવા કરવાને ભાગ્યવતી થઇ છું." એમ કહીને તે સ્ત્રી તેનાં ચરણોમાં નમી પડી.

આ સર્વ વૃત્તાંત સાંભળી, અતિ વિસ્મય અને પ્રસન્ન થયેલા દ્વિજપુત્ર સુવિચારશર્માએ તેની દૃઢતા, પતિભક્તિ ને અપ્રતિમ પ્રેમ જોઇને તેને માટે તે તેને બહુ ધન્યવાદ આપવા માંડ્યો. તેની એક એક કૃતિ સંભારીને તેણે, મનમાં ને મનમાં જ, આશ્ચર્યમાં ને પ્રેમમાં મગ્ન થઇ જવા માંડ્યું. થોડીકવાર શાંતપણે વિચાર કરીને તે બોલ્યો, "વારુ, સતિ ! તારું અદ્દભુત કાર્ય જોઇને મારું મન જેવું વિસ્મય પામે છે, તેવો જ મને એક પ્રશ્ન પણ થાય છે, જે તારે ને મારે બહુ વિચાર કરવા જેવો છે. ઓ સાધ્વિ ! તારા આટલા બધા પરિશ્રમને અંતે તને હવે યથાર્થ અનુભવ થયો છે જ, કે જે સંસારને માટે મનુષ્યો સદા તલખી મરે છે, તેમાં કેટલું સુખ છે ?"

છાએ કહ્યું, "કૃપાનાથ ! સુખ શાનું ? સંસારમાં સુખ તો કયાંય દૃષ્ટિગોચર થતું નથી. સૌ વાતે ઊલટું દુઃખ, દુઃખ અને દુઃખજ દૃષ્ટિએ પડે છે. આ લોકનો જીવ, બુદ્ધિમાન્, પંડિત, ચતુર અને અત્યંત સૂક્ષ્મ વિષયનો જાણનાર છતાં, તથા ઘણી રીતે સમજાવ્યા છતાં પણ જ્યાંસુધી સાંસારિક વિષયમાં ઘેરાયલો હોય છે, ત્યાંસુધી સત્ય સમજી શકતો નથી, પણ ભ્રાન્તિથી માનેલી વાતને સત્ય ગણે છે તથા તેના ગુણોને વળગી રહે છે. એ મોટી ને પ્રબળ આવરણશક્તિ દુઃખની-તમોગુણની છે, પણ એ દુઃખ, સુખાશારૂપ આવરણથી ઢંકાયલું હોવાને લીધેજ, અજ્ઞ જનો તેને પ્રાપ્ત કરવાને મિથ્યા પ્રયાસ કર્યા કરે છે. એ આપણા ગુરુમહારાજે કહ્યો હતો તેવો, સમર્થ માયાપતિની અદ્દભુત માયાનો ખેલ છે."

સુવિચાર બોલ્યો; "એમજ છે. તારા મનમાં પણ યોગ્ય રીતે એ વિચાર સ્થિર થયેલો છે. એટલે હવે કંઇ વધારે કહેવું પડે તેમ નથી. પુનઃ કહેવાનું એટલું છે કે, તારો પરિશ્રમ સફળ થયો, મારી

ભ્રાંતિ મટી, આપણો વિયોગ દૂર થયો, ને મેં તને અંગીકૃત પણ કરી. વળી તેં ને મેં આવા વિવિક્ત સ્થાનમાં સાથે જ રહીને પરમ દુર્લભ એવું તત્ત્વજ્ઞાન, એક જ ગુરુવર્ય પાસેથી શ્રવણ કરયું; અને તે શ્રવણ પ્રમાણે યથાર્થ અનુભવ પણ આપણને ગુરુકૃપાવડે થયેલો હોવાથી, વિજ્ઞાન પણ થયું. આવો મોટો અલભ્ય લાભ આપણને મળ્યો છે, કે જેનાથી અન્ય પ્રાપ્ત કરવા જેવું જગતમાં કાંઈ જ નથી;* તો પછી આપણે શી આશાને માટે આવું પુણ્યરૂપ સ્થાન તથા પરમેશ્વરતુલ્ય ગુરુદેવનાં ચરણારવિંદોની પવિત્ર સેવા મૂકીને, સંસારમાં વા સ્વર્ગમાં પણ જવાની ઇચ્છા કરીએ ?"

છેલ્લે કહ્યું; "કૃપાનાથ ! હવે આશા શી ને તૃષ્ણા શી ? આપને તો આશા મૂળથી જ હતી નહિ, ને આપના તથા ગુરુદેવના સેવનથી મારી આશા પણ નિરંતરનો ત્યાગ કરી વિદાય થઇ ગઇ છે. મારી આશા અહીંથી કયાંય જવાની નથી, તેમ અહીં આપનાં ચરણોમાં રહીને વિષયરૂપ સંસારસુખ ભોગવવાની પણ નથી. મારી સર્વ મનઃકામના તૃપ્ત થઇ ગઇ છે ! માત્ર શુદ્ધ નિર્દોષ પ્રેમથી હું તો સદા આપનાં ચરણોની પુણ્યરૂપ સેવા જ કરીને કૃતાર્થ થવા ઇચ્છું છું. અરે ! આવું પરમાનંદઘન બ્રહ્મસુખ મૂકીને, તુચ્છ-નાશવંત-પરિણામે દુઃખપ્રદ એવા વિષયસુખની કોણ લાલસા કરે ? પણ કહ્યા વિના ચાલતું નથી, કે આ પામર જીવને, આ બ્રહ્મસુખની પ્રાપ્તિ કરાવનાર તો મારી એ વિષયસુખની લાલસા જ છે."

સુવિચાર બોલ્યો; "વિષયસુખની લાલસા બ્રહ્મસુખને પ્રાપ્ત કરાવે, એમ કહેવાય જ નહિ; પણ તારા સંબંધમાં એ વાત અપવાદરૂપ છે. તારી વિષયલાલસા બીજાના સંબંધમાં નહિ, પણ તારા પતિના સંબંધમાં હતી ને પતિની પાસેથી પત્નીએ મળી શકે તેટલાં સુખની લાલસા કરવી, એમાં કંઈ ધર્મવિરુદ્ધ કે અપરાધ નથી-જો વિષયસુખની જ ઇચ્છા હોય, પણ તે જો ધર્મને અનુસરીને કરવામાં આવે તો તેનું પરિણામ કલ્યાણકારક જ આવે છે.† એટલા જ માટે વિષયમાંથી મનુષ્યોની કામના દૂર કરવાને તેમ જ પરિણામે કલ્યાણરૂપ નીવડવાને, ભગવત્પ્રેરણાથી જ્ઞાનયોગ રચાયો છે. ઇશ્વરી આજ્ઞા છેઃ-મનુષ્યે અવશ્ય ધર્મશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે જ આચરણ કરવું. ધર્મશાસ્ત્રની આજ્ઞા ઉલ્લંઘન કરીને, જે પોતાની ઇચ્છા પ્રમાણે વર્તન કરે છે, તેને આ

---

* यल्लाभान्न परो लाभः । † धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ! ।

લોક કે પરલોકમાં સુખ મળતું નથી, ને સદ્‌ગતિ પણ મળતી નથી."* આ પ્રમાણે તેઓ વાતચીત કરતા હતા, એટલામાં પર્ણશાળામાંથી 'નારાયણ, નારાયણ,' એવો શાંત ને ગંભીર ધ્વનિ સંભળાયો. "અહો ! શું ગુરુદેવની સમાધિ ઊતરી !" એમ બોલતાં આનંદપૂર્વક, તત્કાળ બંને શિષ્યો તેમની પાસે દોડી ગયા ને વંદન કરીને તેમની સેવાવિષે તત્પર થઇ ગયા.

## પતિવ્રતાનો મહિમા

બીજે દિવસે, તે મહાત્મા યોગીશ્વરે બંને શિષ્યોને પાસે બેસાડીને સુવિચાર પ્રત્યે કહ્યું; "પુત્ર ! તમારી બંનેની સ્થિતિ પ્રમાણે તમને જે જ્ઞાન કહેવું જોઇએ, તે સારી રીતે હું કહી ચૂકયો છું. તમોને અહીં આવ્યાને કાળ પણ ઘણો વ્યતીત થઇ ગયો છે; હવે તમે બંને સુખેથી પોતાના આશ્રમ પ્રતિ જાઓ. તમારી સેવાથી હું બહુ પ્રસન્ન થયો છું ને આશીર્વાદ આપું છું કે, 'તમારું કલ્યાણ થાઓ.' આ છદ્મલિંગની સહનશીલતા, ધૈર્ય ને પરાકાષ્ઠાની પ્રેમનિષ્ઠા જોઇને તો મને પરમ આનંદ થાય છે. કેમ સુવિચાર ! તું એને ઓળખે છે કે એ કોણ છે ?"

સુવિચારશર્મા તેનું ઉત્તર દેવા જતો હતો, તેટલામાં તો ગુરુવર્યે છદ્મને આજ્ઞા કરી કે; "પુત્રિ ! હવે તને છૂટ છે. ઘણા કાળનું તારું ભીષણ છદ્મવ્રત સમાપ્ત કરીને આજે તું તારા મૂળ રૂપને પ્રકટ કર !"

આજ્ઞા થતાં જ તેણે પોતાની જટાનો બંધ છોડી નાંખ્યો; તેમાંની ગુટિકા ગુરુદેવનાં પાદારવિંદમાં મૂકી દીધી, ને તે સાથે જ, તે છદ્મ મટીને સુંદરી બની ગઇ. પછી મંજુલ સુસ્વર કંઠવડે "પિતાજી ! પિતાજી !" કરતી તેમનાં ચરણારવિંદોમાં જઇ પડી.

તેને આશ્વાસનપૂર્વક અનેક આશીર્વાદો આપીને ગુરુદેવ બોલ્યા; "પુત્રિ ! તારા અદ્‌ભુત પ્રેમ અને દૃઢ પાતિવ્રત્યને માટે તને અવશ્ય ધન્યવાદ જ છે. સીતા, દમયંતી, તારા, અરુન્ધતી ને અહલ્યાના જેવી જ તું પણ સતી છે ! તારી વિચિત્ર કૃતિને માટે તો મોટું આશ્ચર્ય થાય છે કે, અબલા જાતિ છતાં તારા સ્વામીને અર્થે તેં અપાર કષ્ટ સહન કરીને, તેને મળવા માટે અસંખ્ય પ્રયત્નો કર્યા છે. એ તારી શુદ્ધ-પવિત્ર નિષ્ઠાનું શ્રેષ્ઠ ફળ તને કૃપાળુ પ્રભુએ આપ્યું

* यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः । न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ ગી. ૧૬ । ૨૩.

છે. તારા સરખી પતિવ્રતાઓનાં જગતમાં દર્શનો પણ દુર્લભ છે. પુત્રિ! પાતિવ્રત્યનું બળ તો સ્ત્રીઓને સર્વ કરતાં શ્રેષ્ઠ છે. પતિવ્રત એ સ્ત્રીઓનું મોક્ષસાધન છે. પોતે તો શું, પણ પોતાના સ્વામી સુદ્ધાંને પતિવ્રતાઓ પોતાના પાતિવ્રત્યના પ્રભાવથી ઉત્તમ ગતિએ લઇ ગઇ છે ને જાય છે. ભક્ત જનોને જેવી ભગવદ્દભક્તિ છે. તેવી જ પતિવ્રતાઓને પતિભક્તિ છે. તેં જે કંઇ કર્યું છે, તે સર્વ લોકમાં અનુકરણીય છે. પતિની પૂર્ણ ભક્તિ કરનારી એવી તારા ઉપર ભકતોના પતિ એવા ભગવાન્ પ્રસન્ન થયા છે; ને તેણે તને તારા સ્વામી સહિત ભવદુ:ખથી સદાને માટે મુક્ત કરી છે. પ્રિય પુત્ર સુવિચારશર્મા! ભગવત્કૃપાથી મેં પૂર્વે જ જાણ્યું હતું કે, તારી સ્ત્રીનો તું સદાને માટે ત્યાગ કરવાનો હતો. પણ હવે તું સમજ્યો હોઇશ કે, પતિવ્રતાઓનાં ચૂડામણિરૂપ આવી ધર્મપત્નીનો મૂર્ખતાથી ત્યાગ કરનાર પુરુષ ઘોર નરકમાંથી કોઇ કાળે પણ ઊંચો આવી શકે નહિ! માટે પુત્ર! તમારું આ પવિત્ર જોડું અખંડિત રહો, ને તમે પુણ્યરૂપ ગૃહસ્થાશ્રમનું શ્રેષ્ઠ સુખ ભોગવી, ધર્મે વર્તી, નિષ્કામ, અકામ, વાસનારહિત શુદ્ધ બની, પરમ પદને પામો!"

ગુરુવર્યનાં એ વાકયો સાંભળી, સુવિચાર હાથ જોડીને બોલ્યો; "કૃપાનાથ! આપને શરણે આવીને હવે પાછું તુચ્છ એવા ગૃહસ્થાશ્રમમાં જવું, એ તો અમૃતનો સમુદ્ર મળ્યા છતાં, વાટકી છાશ શોધવા જેવું, કવા સ્પર્શમણિ મળવા છતાં તેને ત્યાગી કાચનો મણકો લેવા જવા જેવું છે. ભગવન્! કૃપા કરી, હવે તો આપનાં પવિત્ર ચરણોમાંથી અમને તરછોડશો મા. આ સ્ત્રીના વિયોગપરિહાર માટે અમને ગૃહસ્થાશ્રમની આજ્ઞા કરતા હશો, પરંતુ તેને પણ આપના કૃપાપ્રસાદવડે, હવે સંસારસુખની કિંચિત્ માત્ર પણ કામના રહી નથી. આપનું શરણુ અને આ સ્થાન છોડીને જવું, એ તો તેને પણ હવે ઇંદ્રપદનો ત્યાગ કરીને, ઉકરડા ભણી જવા સરખું જ થઇ પડ્યું છે."

એટલામાં હાથ જોડીને પ્રકટપ્રજ્ઞાએ પણ એવી જ પ્રાર્થના કરી; "ભગવન્! આપ તો અંતર્યામી છો, એટલે આપને કશું કહી બતાવવાની આવશ્યકતા નથી; છતાં આપ અમને નહિ રુચતી એવી અહીંથી જવાની આજ્ઞા કરો છો, માટે મારે પ્રણામપૂર્વક વિદિત કરવું પડે છે કે, હવે અમને–આપનાં શરણાગત બાળકોને અહીંથી તરછોડશો નહિ. અમે હવે સંસારસુખથી સર્વથા ભયભીત થયાં છિયે. મારામાં પૂર્વે જે

કંઈ પ્રાકૃત ભાવ, મારા ઓછા પુણ્યને લીધે હતો, તે સારી પેઠે ફસાવાથી ને આપનાં પવિત્ર દર્શનથી સમૂળો નષ્ટ થઇ ગયો છે. હવે અહીં રહીને અમને જન્મપર્યંત આપનાં ભવસાગરતરણરૂપ પવિત્ર ચરણારવિંદોની અખણ્ડ સેવા જ કરવા દો.”

## ગૃહસ્થાશ્રમની મહત્તા

બન્ને પતિપત્નીનાં આવાં શુદ્ધ અંતઃકરણ, શુદ્ધ ગુરુભક્તિ અને સંસારપર થયેલો શુદ્ધ વૈરાગ્ય જોઇને, તે કૃપાળુ મહાત્મા બહુ પ્રસન્ન થઇને બોલ્યા, “મારાં પ્રિય સંતાનો ! સંસારમાંથી કેવળ વિરક્ત થઇને, અસંગ રહેવાની ઈચ્છાથી હું અહીં, આ એકાંત સ્થાનમાં આવી રહેલો છું; ત્યાં પણ તમારો પ્રેમી જોડાનો સંગ મને વીંટી વળ્યો છે. છતાં જે સંગ પવિત્ર પ્રેમમય હોવાથી, મને ખેદ થવા જેવો, અથવા મારા મોક્ષમાર્ગનો રોધ કરવા જેવો નથી, અર્થાત્ તમે ગૃહસ્થાશ્રમ ન કરતાં અહીં રહો, તો તમને કિંવા મને કોઇ વાતે હાનિ નથી; તોપણ આગ્રહપૂર્વક તમને સંસારમાં જઇને ગૃહસ્થાશ્રમ કરવાની આજ્ઞા હું કરું છું, તેનો હેતુ એ છે કે, ગૃહસ્થાશ્રમ ત્રણે આશ્રમોનું રક્ષણ કરે છે.* અન્નદાન અને જ્ઞાનદાનનો આધાર ગૃહસ્થના ઉપર છે. એટલા જ માટે શાસ્ત્રમાં કહ્યું છે કે, ज्येष्ठाश्रमो गृही । ગૃહસ્થાશ્રમ સૌ કરતાં શ્રેષ્ઠ છે. પ્રત્યેક પ્રાણીએ પોતાથી બનતો કંઇક પણ પરોપકાર કરવો જોઈએ. પરોપકાર સરખું બીજું કંઇ પરમાત્માને પ્રિય નથી. સઘળા પરોપકારોમાં પ્રાણીનું જીવિત બચાવવું અર્થાત્ તેનો નાશ ન થવા દેવો, એ ઉપકાર બહુ મોટો છે. વળી દેહનો નાશ થવાથી કંઇ પ્રાણી નાશ પામતો નથી, ને આત્માનો તો નાશ કોઇથી થઈ શકતો નથી, તો પછી તેને શો બચાવવો હતો ? પણ એમ નથી. આત્મા સત્કર્મ કરી, ભક્તિપ્રપૂરિત અને જ્ઞાની થવાથી, પોતામાં ને પરબ્રહ્મમાં ભેદ નથી એમ સમજી તથા અનુભવીને, ઊર્ધ્વગતિ-મોક્ષ પામે છે, તેનું નામ જ ખરું જીવવું તથા અમર થવું છે. કુકર્મ કરી ઉત્તરોત્તર અધોગતિએ-નરકે જઈ પડવું, કે જ્યાંથી ફરી ઉદ્ધાર થવા વેળા જ ન આવે, તેનું નામ નાશ છે. જ્ઞાનદ્વારા તેવા નાશથી પ્રાણીને બચાવવો. તે સૌથી મોટામાં મોટો પરોપકાર છે. અનધિકારી આસુરી

* यथा नदीनदाः सर्वे सागरे यान्ति संस्थितिम् ।
तथैवाश्रमिणः सर्वे गृहस्थे यान्ति संस्थितिम् ॥ मनुः ३।९०

પ્રાણી તો પોતાની મેળે જ નાશ પામે છે; તેમાંથી તેને બચાવવા જનારો પણ છેવટે થાકીને નિષ્ફળ થાય છે. પરંતુ દૈવી અધિકારી જીવને ઊર્ધ્વગતિએ જવાના સન્માર્ગો બતાવીને નાશ પામતો અટકાવી શકાય છે. એવા પરોપકારથી પૂર્ણ પરમાત્મા બહુ પ્રસન્ન થાય છે. એ માટે પૂર્વે તેમણે સ્વતઃ શ્રીમુખથી કહેલું છે કે–'મારા જ્ઞાનરૂપ પરમ ગુહ્ય તત્ત્વને જે મનુષ્ય જાણીને, મારે વિષે પ્રીતિવાળા અધિકારી મનુષ્યોને જણાવે છે, તે મારી પરા ભક્તિ પામીને, નિશ્ચય મારે વિષે જ આવી મળે છે અને તેવા પરોપકારી મનુષ્ય કરતાં આ લોકમાં મારું પ્રિય કરનાર બીજો કોઇ નથી; તેમ જ તેના કરતાં અધિક પ્રિય મને બીજું કોઇ થનાર પણ નથી.'*

"પ્રિય વત્સો ! તમને મેં આપેલું જ્ઞાન, તે માત્ર તમારા એકલાંના કલ્યાણાર્થે જ નહિ, પણ જગતમાંના સર્વ અધિકારી જીવોના કલ્યાણાર્થે છે. તેથી ગૃહસ્થાશ્રમનિમિત્તે સંસારમાં જઇને તમારે તે જ્ઞાનનો સર્વત્ર પ્રકાશ કરવાનો છે. સંસારમાં રહેવા છતાં આત્મકલ્યાણ કેમ થઇ શકે છે, ને તે માટે પ્રત્યેક મનુષ્યે કેવો પુરુષાર્થ વા કેવું આચરણ આચરવું જોઇએ, તે સઘળું તમારે કરી દેખાડવાનું છે. માત્ર જ્ઞાનનો વા સદાચરણનો ઉપદેશ જ કરવાથી મનુષ્યો જ્ઞાની કે સદાચરણી થતા નથી, પણ તે પ્રમાણે યથાર્થ આચરણ કરી દેખાડવાથી, જીવ સન્માર્ગી થઇ જાય છે. એ માટે તે પરમાત્માએ, પૂર્વે પોતાના એક પ્રિયતમ સેવક પ્રત્યે કહેલું પણ છે કે, 'હે તાત ! તું જો કે કેવળ નિરાશ અને નિષ્કર્મ થયેલો છે, છતાં લોકોને સારે માર્ગે વાળવા માટે પણ તારે સત્કર્મો કરવાં જોઇએઃ लोकसंग्रहमेवापि संपश्यन् कर्तुमर्हसि । માટે જ હું તમને મુક્તિના દ્વાર પાસે જઇ ઊભેલાં છતાં, પાછાં સંસારમાં ગૃહસ્થાશ્રમ ભોગવવાને મોકલું છું; એમ કરવામાં અસંખ્ય મનુષ્યોનું કલ્યાણ સમાયલું છે. તમે જાઓ, સુખી થાઓ, ફૂલો, ફળો ને વૃદ્ધિ પામો. સમર્થ પ્રભુ તમને પોતાની સમીપમાં જ બોલાવી લ્યો. ચિંતા નહિ કરો ! તમારી અવર્ણ્ય ગુરુભક્તિને લીધે જ્યારે જ્યારે તમને મારા દર્શનની ઇચ્છા થાય, ત્યારે ત્યારે મહાત્મા સર્વાર્થપૂર્ણની આપેલી આ અદ્‌ભુત ગુટિકાના પ્રભાવથી તમે અહીં આવી શકશો."

* य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति । भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः । भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ गीता.

એમ કહી તેમણે તે ગુટિકા તથા એક દિવ્ય મણિ આપીને સુવિચારને કહ્યું; "પુત્ર! આ તારો પેલો શિવજીએ આપેલો સ્પર્શમણિ છે; તે પણ તું તારી સાથે લઈ જા! એવડે તમે અનેક સત્કર્મો અને પરોપકારો કરી શકશો; ગૃહસ્થાશ્રમમાં એ તમને બહુ સહાયભૂત થશે. ચૈતન્યરૂપ સ્પર્શમણિ, કે જે તમારી ચિદ્દગુહામાં ગુપ્ત હતો, તે તો પૂર્વે જ તમને સ્પષ્ટપણે દેખાડી આપ્યો છે, તેનાં સ્પર્શન-ઘર્ષણાદિકની રીતિ પણ આજ પર્યંતમાં અનેક પ્રકારથી મેં તમને બતાવી છે; માટે તેવડે પણ તમે સંસારમાંનાં અનેક પ્રાણીઓનાં કટાઇ ગયેલાં લોહરૂપ અંતઃકરણોને ઘસી ઘસીને સુવર્ણમય કરી શકશો. તમારે સંસારથી ડરવાનું નથી. જે જે વસ્તુનો તમને સંસારમાં ભય હતો, તે તે ભયને દૂર કરી, સૌ વાતે નિર્ભય રહેવાનાં સાધનો તમને પ્રાપ્ત થયાં છે. સંસારમાં સૌથી મોટો ભય માયાનો છે. તે ગમે તેને ગમે તેમ કરીને પણ ભોળવી, પોતાના ફાંસામાં ફસાવી દે છે: તેના આગળ કોઇનું પણ બળ ચાલતું નથી. તથાપિ તે સ્વતંત્ર નથી. તે આપણા કૃપાળુ પ્રભુની દાસી છે, એટલે તે પ્રભુને શરણે પડેલાઓને તે કશો ઉપદ્રવ કરી શકતી નથી. પરમ પ્રભુએ પોતે પૂર્વે શ્રીમુખથી પોતાના એક પ્રિયતમ સેવક પ્રત્યે કહેલું છે કે, 'જેઓ મારે શરણે રહે છે, તેઓ મારી એ પ્રબળ માયાને તરી જાય છે.' मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते। માટે તમે કે જે આપણા મહારાજ સર્વસમર્થ માયાપતિને શરણે છો, તેમને તે, કશી પીડા કરી શકવાની નથી. પ્રિયપુત્ર સુવિચાર! જેવું તને મહાત્મા સર્વાર્થપૂર્ણવાળી ગુટિકાનું સાધન મળ્યું છે, તેવું જ કિંવા તેના કરતાં પણ અધિક ચમત્કૃતિવાળું એક બીજું અદ્દભુત સાધન મેં તને આપેલું છે. તે આ તારી પાસેનું, પેલા અરણ્યમાં તારાપર ઓઢાડવામાં આવેલું વ્યાઘ્રાંબર છે. એને પણ તમે ભલે સાથે લઇ જાઓ."

એટલું કહીને ક્ષણવાર શાંત થઈ પાછા ગુરુવર્ય બોલ્યા, "પ્રિય વત્સો! ચાલો, તત્પર થઇ જાઓ; હું તમને અહીંથી શીઘ્ર ભૂમિપર ઊતરી જવાનો એક ગુપ્ત માર્ગ દેખાડું!" એ સાંભળી ગદ્દગદ થઇ ગયેલાં તે બંને પતિપત્નીનાં નેત્રામાંથી અશ્રુધારાઓ વહેવા લાગી. તેઓ જડ જેવાં, મુંગા જેવાં, પ્રેમથી બંધાયલા મૂઢ જેવાં થઇ ગયાં. ક્ષણ પછી હાથ જોડી નમી રહેલાં તેઓ ઘણીકવાર સુધી કશું બોલી શકયાં નહિ.

ગુરુવર્યે જાણી લીધું કે મારો વિયોગ એ તેઓને દુઃખરૂપ છે, તેઓનાં અંતઃકરણ શુદ્ધ છે, જેથી મારો વિયોગ તેઓ સહન કરી શકતાં નથી.

ચાલ તેમને સમજાવું. આમ મન સાથે વિચારીને તેઓને સમજાવતાં કહ્યું કે, "તમારા હૃદયમાંના અપાર પ્રેમને લીધે તમે ગમે ત્યાં ગયાં હશો, છતાં મારાથી દૂર નથી જ, હું સદા તમારી પાસે, ને તમે સદા મારી પાસે જ છો. દૂરતા તો માત્ર અજ્ઞાનીઓમાં છે.* આપણે તો ચિં મણિ એવા સમર્થ માયાપતિનાં ચરણોમાં છીએ, ને માયાપતિ સર્વત્ર વ્યાપક છે, તો આપણે પણ સર્વત્ર તેનાં ચરણોમાં જ છીએ. પછી આપણો વિયોગ ક્યાં? જ્યાં ભેદ હોય, દ્વૈત હોય, હું ને મારું, તું ને તારું હોય, ત્યાં વિયોગ છે; પણ જ્યાં અભેદાત્મા અનુભવાય છે, સમાન વૃત્તિનો યોગ સેવાય છે, હું એ નથી ને તું એ નથી, અદ્વૈત જ છે, ત્યાં વિયોગ જ નથી. સવત્ર અનુસંધાન છે. આમ તમે બંનો જાણો છો, તેથી ખેદ ન ધરતાં, સુખેથી ઘેર જાઓ."

એ સાંભળી સુવિચાર કંઇક કહેવા જતો હતો, એટલામાં તેના મનનો ભાવ જાણી લઇ પાછા ગુરુ બોલ્યા; "પુત્ર! હું સમજ્યો કે, તું મને તારી પાસેથી ગુરુદક્ષિણા માગી લેવાનું કહેવા ઇચ્છે છે. પણ બાપ! હુ તો આટલી જ દક્ષિણા ઇચ્છું છું કે, મેં તમને પરમાત્મ-તત્ત્વ સંબંધી જે અણમોલ ચંદ્રકાન્તમણિ આપ્યો છે, તેનો સંસારમાં સર્વત્ર પ્રકાશ અને પ્રચાર કરવા માટે અહર્નિશ, તન-મન-ધન-બળથી તમારે પ્રયત્ન કર્યા કરવો. હું એનાથી જ સદા સુપ્રસન્ન રહીશ." એમ કહી હાથ ઝાલીને તેમણે બન્નેને ઊભાં કર્યાં ને હૃદય સાથે ચાંપી મસ્તક સુંઘી અનેક આશીર્વચનો કહીને, પોતાની સાથે લઇ ચાલ્યા. આશ્રમરક્ષક સિંહ પણ ઉદાસ મુખે તેઓની સાથે સાથે ચાલ્યો.

આશ્રમથી થોડેક દૂર આવ્યા પછી, કદી નહિ જોયેલો સુંદર માર્ગ તેઓને દેખાડીને ગુરુદેવ બોલ્યા; "પ્રિય વત્સો! આ માર્ગેથી સુખરૂપ તમે તમારે આશ્રમસ્થાને જઇ પહોંચશો; જાઓ! પ્રભુનું સ્મરણ કરતાં નિશ્ચિતપણે ચાલ્યાં જાઓ."

અપાર પ્રેમથી સાષ્ટાંગ પ્રણામ કરી બંનો શિષ્યો તેમનાં ચરણારવિંદોમાં પડ્યાં; પ્રેમાશ્રુથી બંને ચરણો પલાળી દઇ અચેત સરખાં થઇ ગયાં. પુનઃ ગુરુવર્યે બહુ આશ્વાસન આપી તેમને હૃદય સરસાં ચાંપ્યાં: પછી શુભાશીર્વાદપૂર્વક માર્ગસ્થ કરીને પાછા વળ્યા. તેમને અને

---

* दूरस्थोऽपि समीपस्थो यो यस्य हृदि वर्तते ।
यो यस्य हृदये नास्ति समीपस्थोऽपि दूरतः ॥

બંધુસમાન થઇ રહેલા પેલા સિંહને પણ, નમન કરીને તે પતિપત્ની મન્દ મન્દ પગે ચાલી નીકળ્યાં.

થોડા જ સમયમાં વિના પરિશ્રમે હિમગિરિપરથી નીચે ઊતરીને, તેઓ પોતાના ગ્રામ પ્રત્યે જઇ પહોંચ્યાં. ત્યાં તે દંપતીને ઘણે સમયે ઘેર આવેલાં જોઈ, ગ્રામવાસીઓ બહુ આનંદ પામ્યાં; તેમણે તેમને મળેલા ગુરુપ્રસાદનો બહુ પ્રેમથી લાભ લેવા માંડ્યો. ગૃહસ્થાશ્રમ ચાલુ કરયા પછી તેઓએ ઘણાક દુઃખી જનોનાં દુઃખો અને અજ્ઞાનીઓનાં અજ્ઞાન દૂર કરયાં. સુવિચારે સર્વત્ર સુવિચાર–સારાસાર વિચાર વિસ્તારી દીધો. પ્રકટપ્રજ્ઞાએ સઘળે પ્રજ્ઞા–તત્ત્વપ્રજ્ઞાને પ્રકટ કરી દીધી. અહર્નિશ તેઓ ગુરુમહારાજનું સ્મરણ કરતાં, તથા વિરહ વ્યાપતો ત્યારે તેમનાં દર્શન કરવાને જતાં હતાં. એ પ્રમાણે તેમનું પુણ્યરૂપ જીવન પૂરું થયું, ત્યાં સુધીમાં તેઓ અસંખ્ય આત્માઓનો ઉદ્ધાર કરીને પરિણામે પરમ પદપર આરૂઢ થઈ ગયાં. પોતાની પછવાડે પોતાના જ સદૃશ ગુણવાળો એક પુત્ર તેઓ મૂકતાં ગયાં. તેણે પણ પોતાના 'નિજબોધ' નામ પ્રમાણે સર્વત્ર આત્મતત્ત્વનો જ પ્રકાશ કર્યો છે.

---

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः । ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥
समत्वं योग उच्यते ॥

શ્રદ્ધાવાન્, તત્પર અને ઈંદ્રિયોનો સંયમ કરનાર જ્ઞાન પામે છે; જ્ઞાન પામતાંજ થોડા સમયમાં તે પરા શાંતિ કહેતાં મોક્ષ પ્રાપ્ત કરે છે. સમાનવૃત્તિને જ યોગ કહેવામાં આવે છે.

इति श्रीनंदनंदनपादारविंदमिलिंदेन देशाईकुलोत्पन्नेन सूर्यरामसुतेन इच्छारामेण विरचिते चन्द्रकान्ते तृतीयभागे पर्णकुटीरहस्य नाम्नि चतुर्थप्रवाहे महात्मदर्शनं गुरुणा शिष्यस्य स्ववर्णाश्रमधर्मे योजनं च नाम प्रथमः खंडः ॥



# तत्त्वमङ्गलम् ।

सर्ववेदान्तसिद्धान्तगोचरं तमगोचरम् ।
गोविन्दं परमानन्दं सद्गुरुं प्रणतोऽस्म्यहम् ॥

અર્થ–સામાન્ય રીતે જાણી શકાય નહિ તેવા, પરન્તુ વેદાંતના સર્વ સિદ્ધાંતોથી જાણવા યોગ્ય, વેદવાણીનું રક્ષણ કરનારા, પરમ આનન્દમૂર્તિ એવા ગોવિંદ સદ્‌ગુરૂને હું પ્રણામ કરું છું.

कुर्वन्ति शान्तिं विबुधाः प्रहृष्टाः क्षेमं प्रकुर्वन्ति पितामहाद्याः ।
स्वस्ति प्रयच्छन्ति मुनीन्द्रमुख्या गोविन्दभक्तिं वहतां नराणाम् ॥

ગોવિંદ ભગવાનની ભક્તિ ધરાવતા પુરૂષોની હર્ષ પામેલા દેવો શાંતિ કરે છે, બ્રહ્માદિ દેવો કલ્યાણ કરે છે અને મુનીન્દ્રોમાં મુખ્ય મુનીંદ્રવર્યો સ્વસ્તિપ્રદાન કરે છે.

शुभा ग्रहा भूतपिशाचयुक्ता ब्रह्मादयो देवगणाः प्रसन्नाः ।
लक्ष्मीः स्थिरा तिष्ठति मन्दिरे च गोविन्दभक्तिं वहतां नराणाम् ॥

ગોવિંદ ભગવાનની ભક્તિ ધરાવતા પુરૂષોના ભૂતપિશાચયુક્ત ગ્રહો શુભ થઈ જાય છે, બ્રહ્માદિ દેવગણો પ્રસન્ન થાય છે અને તેમના મંદિરમાં લક્ષ્મી–સંપત્તિ સ્થિર થઇ રહે છે.

गङ्गागयानैमिषपुष्कराणि काशी प्रयागः कुरुजाङ्गलानि ।
तिष्ठन्ति गेहे कृतभक्तिपूर्वं गोविन्दभक्तिं वहतां नराणाम् ॥

ગંગા, ગયા, નૈમિષ, પુષ્કર, કાશી, પ્રયાગ, કુરુક્ષેત્ર અને જાંગલદેશ આ બધાં તીર્થસ્થળો ગોવિંદ ભગવાનની ભક્તિ ધરાવનારા પુરુષોના મંદિરમાં પૂર્વે તેમણે કરેલી ભગવદ્‌ભક્તિસાથે રહે છે.

श्रुतिमपरे स्मृतिमपरे भारतमपरे भजन्तु भवभीताः ।
अहमिह नन्दं वंदे यस्यालिन्दे परं ब्रह्म ॥

અર્થ–સંસારથી ભય પામેલા કેટલાએક વેદને, કેટલાએક ધર્મશાસ્ત્રને અને કેટલાએક ભારતને ભલે ભજે (શ્રવણ કરે), પરન્તુ હું તો એક નન્દરાયને નમું છું, કે જેના ઓટલાપર પરબ્રહ્મ બિરાજે છે.

पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभावः ॥

અર્થ–તમે ચરાચર લોકના પિતા છો, તમે તેના પૂજ્ય છો, મહાગુરુ છો, ત્રણે લોકોમાં તમારા સમાન જ કોઈ નથી, તો પછી અપ્રતિમ પ્રભાવવાળો તમારાથી અધિક અન્ય તો હોય જ ક્યાંથી ?

आयुः कल्लोललोलं कतिपयदिवसस्थायिनी यौवनश्री-
र्र्थाः संकल्पकल्पा घनसमयतडिद्विभ्रमा भोगपूराः ।
कण्ठाश्लेषोपगूढं तदपि च न चिरं यत्प्रियाभिः प्रणीतं
ब्रह्मण्यासक्तचित्ता भवत भवभयांभोधिपारं तरीतुम् ॥

અર્થ–આયુષ્ય પાણીના મોઝાના જેવું ચંચળ છે, યૌવનશોભા પણ કેટલાએક દિવસો સુધી રહેનારી છે, અર્થો (ધનો) પણ સંકલ્પના જેવા છે, વૈભવોના સમૂહો પણ વર્ષાઋતુની વીજળીના ચમકારા જેવા ક્ષણિક છે અને સ્ત્રીઓથી કરાતું કણ્ઠાલિંગન પણ લાંબા વખત સુધી રહેવાનું નથી, માટે હે મનુષ્યો ! તમે સંસારરૂપી ભયંકર સાગર તરવા માટે પરબ્રહ્મમાં આસક્ત ચિત્તવાળા થાઓ.

अद्यैव हसितं गीतं पठितं यैः शरीरिभिः ।
अद्यैव ते न दृश्यन्ते कष्टं कालस्य चेष्टितम् ॥

અર્થ–આપણે આજે જ જે દેહધારીઓના સાથે હસીએ છીએ, ગીતો ગાઇએ છીએ અને વાતચીત કરીએ છીએ, તેઓ આજે જ અદૃશ્ય થાય છે–મરણ પામે છે. ખરેખર કાળનું ચરિત્ર દુઃખદાયક છે.

हितमिदमुपदेशमाद्रियन्तां विहितनिरस्तसमस्तचित्तदोषाः ।
भवसुखविरताः प्रशांतचित्ताः श्रुतिरसिका यतयो मुमुक्षवो ये ॥

અર્થ—જેમણે શાસ્ત્રોક્ત કર્મથી ચિત્તના સઘળા દોષો ટાળ્યા હોય, જેઓ સંસારસુખમાં વિરાગવૃત્તિવાળા હોય, શાન્તચિત્ત હોય, શ્રુતિ ઉપર પ્રેમવાળા હોય, મુમુક્ષુ હોય અને ઇન્દ્રિયોનું સંયમન કરવાવાળા હોય, તેઓ આ હિતકારી ઉપદેશપર પ્રેમ ધરે.

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट्
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यंति यत्सूरयः ॥
तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गो मृषा
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥

અર્થ—જે પરમેશ્વરથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે, જે પરમેશ્વર ઘડામાં કારણરૂપે જેમ માટી વ્યાપી રહેલી છે અને કડાં, કુણ્ડળો વગેરેમાં કારણરૂપે જેમ સુવર્ણ વ્યાપી રહેલ છે તેમ, કાર્યરૂપ આ પ્રપંચમાં કારણરૂપે વ્યાપી રહેલા છે, જે મિથ્યા કાર્યથી જુદા છે, જે પરમેશ્વર જ્ઞાનરૂપ અને સ્વયંપ્રકાશ છે તથા મોટ મોટા પણ્ડિતો પણ જે વેદનું રહસ્ય જાણવાને મુંઝાય છે, તેવા વેદનો પરમાત્મા, આદિ કવિ એવા બ્રહ્મના મનમાં અંતર્યામીપણાથી વિસ્તાર કરે છે, વળી સૂર્યનાં કિરણોથી જેમ ઝાંઝવાનાં જળની ભ્રાન્તિ થાય છે તે મિથ્યા છતાં સૂર્યનાં કિરણોની સત્તાથી સત્ય ભાસે છે, સ્થિર પાણીમાં ભ્રાંતિથી જેમ આ કાચ છે, આવું ભાન થાય છે, તે મિથ્યા છતાં પાણીની સત્તાથી સત્ય ભાસે છે, અને કાચમાં જેમ ભ્રાન્તિથી આ પાણી છે, એવું ભાન થાય છે, તે મિથ્યા છતાં કાચની સત્તાથી સત્ય ભાસે છે, તેમ અધિષ્ઠાનરૂપ જે પરમાત્મામાં તમોગુણના કાર્યરૂપ પંચમહાભૂતોની સૃષ્ટિ, રજોગુણનાં કાર્યરૂપ ઇન્દ્રિયોની સૃષ્ટિ અને સત્વગુણના કાર્યરૂપ દેવતાઓની સૃષ્ટિ પણ કલ્પિત અને અસત્ય છે—તથાપિ, પરમાત્માની સત્તાથી સત્ય હોય તેવી ભાસે છે, વળી જે પરમાત્માએ પોતાના જ્ઞાનરૂપી પ્રકાશથી માયાનો નાશ કર્યો છે, જે ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળમાં વિદ્યમાન છે, એવા સર્વશ્રેષ્ઠ પરમાત્માનું અમે ધ્યાન કરીએ છીએ.



# तत्त्वानुसंधान

## पीठिका

संसारदावपावकसंतप्तः सकलसाधनोपेतः ।
स्वात्मनिरूपणनिपुणैर्वाक्यैः शिष्यः प्रचोद्यते गुरुणा ॥

અર્થ—સંસારરૂપી દાવાનલથી સંતપ્ત, સર્વ સાધનો સહિત અધિકારી શિષ્યોને બ્રહ્મનિષ્ઠ શ્રીસદ્‌ગુરુવડે, આત્મનિરૂપણવિષે શ્રેષ્ઠ વાક્યોવડે અર્થાત્ જીવ બ્રહ્મની એકતાને પ્રતિપાદન કરનારાં ઉપનિષદ્‌વચનોથી ઉપદેશ કરાય છે.

પ્રિય વાચક ! અહીં આગળ હવે એ દંપતીનો પાવન ઇતિહાસ પૂરો થાય છે. એમના ચરિત્રપરથી તેં ઘણું ઘણું જાણ્યું છે; તથાપિ ગુરુવર્ય પાસેથી એમને જે અણમોલ મણિ—પેલો સ્પર્શમાત્રથી સુવર્ણ કરી દેનારો સ્પર્શમણિ—ચન્દ્રકાન્તમણિ—પ્રાપ્ત થયો હતો, તેનો ચમત્કાર તો તારે હજુ જોવો બાકી જ છે. એ ચૈતન્યરૂપ ચન્દ્રકાન્તમણિ બતાવીને, તેના ગુણનું વર્ણન કરવા સાથે, તેનો કેમ અને કેવી રીતે ઉપયોગ કરવો, એ સઘળું ગુરુમહારાજે તેઓને બતાવ્યું હતું. તેનો સ્પર્શ તથા ઘર્ષણ થવાથી તે જેવી રીતે સામેના પદાર્થને સુવર્ણરૂપ કરી દે છે, એ સૌ વાતનો પૂર્ણ અનુભવ પણ તેમણે તેમને કરાવ્યો હતો. તેના વારંવારના સ્પર્શથી જ તેઓ સુવર્ણરૂપ તો શું, પણ સ્પર્શમણિરૂપ થઈ ગયાં હતાં.

વાચક ! ચાલ, સાવધ થા: આપણે પણ તે સમર્થ અને ઉદાર ગુરુવર્યનું સ્મરણ કરીએ; ને તેઓએ આપ સર્વના કલ્યાણાર્થે પ્રકટ કરેલો તે ચૈતન્ય ચિંતામણિ, કે જે આપણી ચિદ્‌ગુહામાં જ અતિ એકાંતે વિરાજેલો છે,* તેનો લાભ લઈએ. એ કૃપાળુ ગુરુવર્યે પોતાના તે બંને શિષ્યોને જે જે પ્રસંગે, જેમ અને જેટલીવાર, તે મણિનું સ્પર્શ—ઘર્ષણાદિ

* सदा जनानां हृदये संनिविष्टः ।

કરી બતાવ્યું છે, તે જ પ્રમાણે હું પણ તને કહેતો જઇશ. પ્રથમ તો આપણે તે ચિન્મણિરૂપ સર્વ સમર્થ સર્વેશ્વર એવા માયાપતિનો બહુ પ્રેમથી જય બોલીએ. બોલો જય જય જય !!!

હિમગિરિની એકાન્ત ગુહામાં બિરાજેલા મહાત્માની સમીપમાં ચાલો. આરંભમાં શ્રીમાન્ પ્રભુ માયાપતિનાં મંગલમય ચરણારવિન્દોનું સ્મરણ-વંદન કરી, યથાર્થ અધિકારી એવા પોતાના બંને શિષ્યોને, સાવધાન કરતા તે સમર્થ યોગીશ્વર બોલ્યા; "વત્સો ! તમારી હૃદય-રૂપ અંતર્ગુહામાં તમે જે ચૈતન્યરૂપ મહામણિનું દર્શન કર્યું, તે, પ્રાણીને પ્રત્યક્ષ પ્રાપ્ત થઈ શકે, ને પુનઃ કદી ખોવાઈ જાય નહિ, તેના ઉપાયો તમે સાંભળો."

એમ કહીને પછી તેમણે તે બંનેમાં મુખ્ય એવા દ્વિજપુત્ર સુવિચાર-શર્માને સંબોધીને સઘળું કહેવા માંડ્યું. તે બોલ્યા: "પ્રિય પુત્ર સુવિચાર ! આપણે જે વસ્તુને પ્રાપ્ત કરવા ઇચ્છા રાખીએ, તેને પ્રથમ તો સારી પેઠે જાણવી જોઇએ કે, તે વસ્તુ આવી, આવડી અને આવા ગુણવાળી છે. ત્યારપછી તેને યથાર્થપણે ઓળખવી જોઇએ કે, અમુક અમુક પ્રકારની આપણે સાંભળી હતી, તે વસ્તુ તે આ: અને તેમ નિશ્ચયપૂર્વક ઓળખ્યા પછી જ તેને પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરાય તો તે સફળ થાય. તે જ પ્રમાણે પરમ ચૈતન્ય મણિરૂપ સર્વેશ્વર સર્વાન્તર્યામી ભગવાનની પ્રાપ્તિ પણ અનુક્રમે તેવા પ્રકારોથી પ્રયત્ન કરવામાં આવે તો જ થાય છે. (૧) ભગવાન કોણ, કેવા, કેવડા, ક્યાં છે ? (૨) જગતમાં છે કે બીજે છે, એ યથાર્થ જાણવું અને (૩) તે પ્રમાણે જાણી લઇને પછી તે જ્યાં જ્યાં ને જેવા જેવા હોય, ત્યાં ત્યાંથી તેમને યથાર્થ રીતે ઓળખવા કે, આ જ ભગવાન્ પરમાત્મા–પ્રભુ–પરબ્રહ્મ–સચ્ચિદાનન્દ છે. એમ ઓળખ્યા પછી જ તેમને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન સફળ થાય છે. જગતમાં અવતરીને મનુષ્ય પ્રાણીનું જીવનસાફલ્ય માત્ર એ ભગવાનની પ્રાપ્તિ કરવામાં જ છે. તેટલા માટે સઘળાં શાસ્ત્રોનું તથા વિદ્યાઓનું પ્રાકટ્ય છે; અર્થાત્ તેની પ્રાપ્તિ કેમ કરી શકાય, તે માટે જ સર્વ શાસ્ત્રોનો યત્ન છે, ને તે શાસ્ત્રો, ઉપર જણાવેલા ત્રણ પ્રકારોમાં વહેંચાયલાં છે. (૧) કેટલાંક ભગવાન્ કેવા છે ઇત્યાદિ જણાવવામાં–તેમના ગુણો પ્રકટ કરવામાં, (૨) કેટલાંક તેમને યથાર્થ રીતે ઓળખવામાં અને (૩) કેટલાંક, તેમને પ્રાપ્ત કરાવી આપવામાં સાધનભૂત છે. હું પણ તને તેવા જ અનુક્રમે ભગવ-સંબંધી તત્ત્વ કહું છું, તે ચિત્ત દઈ તું સાંભળ."



# પ્રથમ બિન્દુ—હું કોણ ?

महता पुण्यपण्येन क्रीतेयं कायनौस्त्वया । पारं दुःखोदधेर्गन्तुं तर यावन्न भिद्यते ॥
नोत्पद्यते विना ज्ञानं विचारेणान्यसाधनैः । यथा पदार्थज्ञानं हि प्रकाशेन विना क्वचित् ॥

અર્થ—મહાપુણ્યરૂપી ધનના બદલામાં તેં કાયારૂપી નાવ, દુઃખરૂપી સંસાર તરવા માટે ખરીદ્યું છે, તે ભાંગી ન જાય ત્યાં સુધીમાં તરી લે. વિચાર વિના અન્ય કોઇ સાધનોથી જ્ઞાન ઉત્પન્ન થતું નથી; પ્રકાશ વિના કદી પણ પદાર્થજ્ઞાન થતું નથી.

## ભગવદ્‌ગુણવૈચિત્ર્ય

કૃપાળુ ગુરુવર્ય બોલ્યા; "વત્સ સુવિચાર ! પૂર્વે કોઇએક નગરનો રાજા પોતાના કિશોરવયના પુત્રને સાથે લઇ નગરની છેટે આવેલા આરામ-બાગને વિષે ફરવા ગયો હતો. ત્યાં અનેક જાતિનાં પુષ્પિત અને ફલિત વૃક્ષોને, તેપર બેઠેલાં તથા મધુર શબ્દો કરી રહેલાં વિવિધ જાતિનાં પક્ષીઓને, બાગમાંનાં સુંદર અને સ્વચ્છ જળવાળાં નાનાં નાનાં સરોવરોને, બહુ વિચિત્ર પ્રકારે રચેલા પુષ્પસ્તબકો તથા તેમાં સર્વત્ર ફરવા હરવા માટે કરેલા સુંદર માર્ગોને જોતાં જોતાં, તે પિતાપુત્ર, એક નવીન કયારા આગળ આવી પહોંચ્યા.

તે કયારો જોતાં જ રાજપુત્ર બોલ્યો; "પિતાજી ! આ શું આશ્ચર્ય કે, બે ત્રણ દિવસો ઉપર હું મારી માતા સાથે અહીં આવ્યો હતો, ત્યારે તો આ કયારામાં કંઈ જ નહોતું ! સપાટ જમીન હતી ! આજે તેમાં આ લાલ લાલ ફણગા ને આંકડિયો કયાંથી ? એ કોણે બનાવી હશે ?"

રાજાએ કહ્યું; "તું જ કહે, એ કોણે બનાવી હશે ?"

રાજપુત્ર—"હું ધારું છું કે, તે આપણા માળીએ જ બનાવી હશે, નહિ વારુ ? કેમકે તે દિવસે તે તેમાં કંઇક ખોદતો ને દબાવતો હતો."

રાજા-"કુંવરજી ! એમ નથી. એનો બનાવનાર તો બીજો જ છે. માળી તો બિચારો જમીન ખોદી જાણે, બી વાવી જાણે ને ઘણું તો પાણી પાઈ જાણે. એનાથી બીજું વધારે શું બને ?"

રાજપુત્ર-"ત્યારે આ સુંદર ફુણગા કોણ બનાવી ગયું હશે ?"

રાજા-"એ બનાવનારને તો તું ઓળખી શકીશ નહિ. એ ફુણગા તો શું, પણ આખી આ વાડી, ને તેમાંના સઘળા વૃક્ષવેલા પણ તેણેજ બનાવ્યા છે."

રાજપુત્ર-"આપણા દરબારમાંના પ્રધાનથી માંડીને સઘળા કામદારો ને નોકર ચાકરોને હું ઓળખું છું, તો પછી એને કેમ નહિ ઓળખું ? શું તે આપણા દરબારમાં સઘળા કામદારોની પેઠે આપને સાંજ સવાર નમન કરવા આવતો નથી ?"

રાજા કિંચિત હસી, પુત્રપ્રતિ પુનઃ બોલ્યો; "પુત્ર ! એ પુરુષોત્તમ આપણા દરબારમાં જ છે. પણ સાંજ સવાર બપોર, ઊલટો હું તેને નમી નમીને પ્રણામ કરું છું. એ આપણો નોકર નથી, ચાકર નથી, પ્રધાને નથી ને વજીરે નથી. પણ આપણે સૌ તેના નોકર ચાકર ને બાળબચ્ચાં છીએ."

રાજપુત્ર-"એ શું આપણા દાદાજી છે ? આપણા દાદાજી તો મરી ગયા છે."

રાજા-"એ દાદાજી મરી ગયા, પણ આ દાદાજી તો કદી મરવાના નથી. તે અજર અમર વિશ્વવ્યાપી અનન્ત અપાર છે. આપણે સૌ મરી જવા છતાં પણ તે કદી પણ મરવાના નથી."

પુત્ર આશ્ચર્ય પામીને બોલ્યો; "પિતાજી ! ત્યારે શું તે આપણા દરબારમાં છે ? ચાલો ત્યારે, મને દેખાડો."

રાજા-"ભાઈ ! હું તને કેમ કરીને દેખાડું ? એમને તો કોઇજ દેખતું નથી, કેમકે તે બહુ ગુપ્ત રહે છે."

રાજપુત્ર-"ગમે તેમ હો, પણ તેઓ આ ફુણગા બનાવવા માટે તો આવતા હશે કે નહિ ? તેઓ અહીં કેઈ વેળાએ આવે છે ? તે જ વેળાએ લાગ સાધીને હું તેમને જોઈશ."

રાજા-"તે ક્યાંય આવતા પણ નથી, ને જતા પણ નથી. તે સઘળે છે. તેમના વગર કોઇ પણ સ્થળ ખાલી નથી. તે સભરો છે-વિશ્વવ્યાપી છે ! જોનારા તેમને જોય છે; ન જોનારાને તે જણાતા નથી."

રાજપુત્ર–"આપ જ કહો છો કે, એ આપણા દરબારમાં છે, ને ક્યાંય જતા કે આવતા નથી, ત્યારે અહીં આવ્યા વગર આ ફુલગા તેમણે શી રીતે બનાવ્યા ?"

રાજા–"આ બાગમાં પણ તેઓ છે, એટલે તેમને આવવું જવું શાનું પડે ?"

રાજપુત્ર–"અહો ! અહીં જ હોય તો તમે મને ગમે તેમ કરીને હમણાં જ દેખાડો ! ચાલો આપણે તેમની પાસે જઇએ."

રાજા–"પણ ભાઇ ! શું તું ભૂલી ગયો ? મેં તને પહેલાં જ કહ્યું છે કે, એ કોઇથી દેખાતા નથી ?"

રાજપુત્ર–"ત્યારે આપ કેમ કરીને તેમને પ્રણામ કરો છો ? શું આપને પણ તે દેખાતા નથી ?"

રાજા–"ના; આ બહારની આંખે (ચર્મચક્ષુથી) તો મને પણ દેખાતા નથી. પણ આ હૃદયમાં રહેલી બીજી આંખવડે (દિવ્યચક્ષુથી) હું તેમને જોઇ શકું છું, ને પ્રેમથી તેમને પ્રણામ કરું છું."

રાજપુત્ર–"શું આ હૈયામાં વળી બીજી આંખો છે ? તે હૈયાની આંખોવડે આપ બહાર શી રીતે જોઇ શકો છો ?"

રાજા–"બેટા ! એ હૃદયની આંખોવડે (જ્ઞાનચક્ષુઓથી) બહારનું પણ જોઇ શકાય છે; પરંતુ આ ફુલગા ને બાગના બનાવનાર દાદાજીને તો મારે બહાર જોવા પડતા નથી; એ તો મને માંહે જ દેખાય છે."

રાજપુત્ર–"કેવી આશ્ચર્યની વાત ? ઘડીકમાં તમે કહો છો કે એ દરબારમાં છે, ઘડીકમાં કહો છો કે તે બાગમાં છે, ને અત્યારે કહો છો કે તે તમારા હૈયામાં જ દેખાય છે ! બધે ઠેકાણે એ એક જ જણ કેવી રીતે હોઇ શકે ? આપણે જ્યારે અહીં બાગમાં છીએ ત્યારે દરબારમાં ક્યાંથી હોઇએ ? પિતાજી ! એ તો આપ મને છેતરો છો, રમાડો છો !"

રાજા–"બેટા ! તેમ નથી. હું તને સત્ય કહું છું. એ મહાત્મા–પુરુષોત્તમ દરબારમાં પણ છે, બાગમાં પણ છે, મારામાં પણ છે, ને એથી વધીને કહું છું કે, તારામાં પણ છે."

રાજપુત્ર–"શું મારા હૈયામાં પણ છે ? ત્યારે હું તેમને કેમ જોઇ શકતો નથી ? મને તો ખબર પણ નથી કે, કોઇ મારા હૈયામાં છે. ત્યારે આપની પેઠે મારા હૈયામાં બીજી આંખો કેમ નથી ?"

રાજા—"તારે પણ તેવી આંખો તો છે; પણ તે મીંચેલી છે; તે ઊઘડશે ત્યારે તું જોઇ શકીશ કે તારામાં પણ આપણા ને સર્વના દાદાજી બિરાજી રહ્યા છે !"

રાજપુત્ર—"પિતાજી ! આજે તો આપ મને કંઇ અવનવી વાત કહો છો. દાદાજી કોણ, ને તે વળી એક જ વેળાએ દરબારમાં, બાગમાં ને મારા તમારા સર્વમાં હોઈ શકે, એ તો મને કંઈ સમજાતું નથી. મને તે કૃપા કરીને કહેશો કે એવા તે કોણ છે ?"

રાજા—"પુત્ર ! આપણે નિત્ય સ્નાન કરીને પ્રાતઃકાળે ને સાયંકાળે સંધ્યાવંદન કરી હાથ જોડીને જેમની પ્રભુ, ભગવાન્, ઈશ્વર, સવિતાદેવ, પરમેશ્વર, પરમાત્મા, બ્રહ્મ ઇત્યાદિ નામોથી પ્રાર્થના કરીએ છીએ-બંને વેળાએ અગ્નિકુંડમાં હોમ કરીને જેમની પ્રાર્થના અને જેમને પ્રણામ કરીએ છીએ, તે જ એ આપણા અને સૌના દાદાજી છે. એ કંઇ મનુષ્ય નથી, આપણા જેવા નથી. પરંતુ એ અવયવી અને નિરવયવી છે, ઘટઘટવ્યાપી છે, સભરા વિસ્તર્યા છે. એમનું સત્ય સ્વરૂપ શું છે, એ તો કોઇના જાણવામાં નથી. પણ એ એવા છે કે, એક જ વેળાએ દરબારમાં, બાગમાં, મારામાં, તારામાં, ક્યારામાં, ફૂલગામાં, છોડવામાં, ઝાડવામાં, પંખીઓમાં, સરોવરના જળમાં, તેમાંના કમળોમાં, કમળોના પરાગમાં, અને તેજ પ્રમાણે જે જે મનુષ્યો, પ્રાણીઓ ને બીજું કંઇ આપણે જોઇએ છીએ તે સઘળામાં, તે છે. બેટા ! આ ફૂલગો તો તેં આજ નવો જોયો, તેથી તને આશ્ચર્ય સાથે પ્રશ્ન થયો કે, એ કોણે બનાવ્યો હશે. પણ જેને તું નિત્ય જુએ છે, એવો અનેક ઝાડબીડથી ભરેલો આ આખો બાગ, તું, હું, બીજા સૌ દેખાય છે તે, સઘળાં મનુષ્યો, સઘળાં પશુઓ, સઘળાં પક્ષીઓ, પેલા સામે દેખાય છે તે ડુંગરો, જેના અજવાળામાં આપણે સઘળું જોઈ શકીએ છીએ તે આ સૂર્યદેવ, રાત્રે દેખાય છે તે ચંદ્રમા તથા અસંખ્ય ચકચકતા તારાઓ, આપણે જેનાપર રહીને હરીએ ફરીએ છીએ તે આ પૃથ્વી, આપણને પીવા તથા સ્નાનાર્થે મળે છે તે જળ, કુંડમાં આપણે હોમ કરીએ છીએ તથા જેનાવડે અનાજ રાંધીએ છીએ તે અગ્નિ, આપણે જેનાવડે શ્વાસ લઇએ છીએ તથા જે વાયુને આપણા શરીરને અથડાય છે તે વાયુ, આ ઊંચે તથા આસપાસ સઘળું ખુલ્લું ચોકળ દેખાય છે તે આકાશ, એ સર્વ આ ફૂલગાના બનાવનારે જ રચેલાં છે. એટલા જ માટે એ સહુનો પિતા, પિતામહ એટલે દાદો ને પ્રપિતામહ એટલે

પરદાદો કહેવાય છે. વળી એ સર્વ વસ્તુઓને રચીને એનું પોષણ પણ એ પોતે જ કરે છે, માટે સહુની માતા પણ એ જ છે.”

એટલું કહીને ગુરુવર્ય બોલ્યા; “સુવિચાર ! રાજાનું પોતાના પુત્ર પ્રત્યેનું એ કહેવું યથાર્થ છે-જો કે એણે ભાષા તો તે બાળક સમજી શકે તેવી જ વાપરી છે, તથાપિ તેમાંનો સિદ્ધાંત મોટા મુમુક્ષુ જનને પણ ઉપયોગી છે. પ્રભુએ પોતે પોતાના પ્રિયતમ સેવક પ્રત્યે કહેલું છે કે, पिताहमस्य जगतो माता धाता पितामहः ॥ “આ જગતનો પિતા, માતા, ધાતા કહેતાં પોષણ કરનાર, ને પિતામહ-દાદો પણ હું છું.”

પિતાનાં વચનો સાંભળી, પુનઃ તે રાજપુત્રે પૂછયું કે, ‘પિતાજી ! અહો ! આ બધું એ શુભ અભિધાનવાળા પ્રભુએ એકલાએ જ ઉત્પન્ન કર્યું ? આપણે સહુ એકેક કામ એકેક જણ કરી શકીએ છીએ; આપણા દરબારમાં પણ પ્રત્યેક નોકર-ચાકરને કરવાનું એકેક જ કામ નિયત હોય છે; પણ આપે ગણાવ્યાં, તે સઘળાં કામો એકલા એક જ પરમેશ્વરે કર્યાં, એ તો મને બહુ આશ્ચર્યકારક લાગે છે. અહો ! એ તેમણે કેવી રીતે કર્યાં હશે ?”

રાજાએ કહ્યું; “પુત્ર ! કેવી રીતે કર્યાં એ આપણે કહી શકીએ, તેમ જ જાણી શકીએ, એવું આપણું ગજું નથી. એ તેમની અદ્ભુત શક્તિ છે. પ્રથમ તો આપણે જ કેમ અને કેવી રીતે ઉત્પન્ન થયા છીએ, એની જ આપણને ખબર નથી, તો પછી બીજું તે શું જાણીએ ? વળી આપણે કેમ વધીએ છીએ, ખાધેલું પીધેલું કેમ પચાવીએ છીએ, ને આપણને ભૂખ તરસ કેમ લાગે છે, એ પણ તેમની અદ્ભુત કૃતિનો ચમત્કાર છે. એ જ પ્રમાણે આ ફણગા દિનપ્રતિદિન મોટા થશે, તેમને પાંદડાં આવશે, ડાળાં આવશે, કળીઓ આવશે, તેમનાપર ફૂલો ખીલશે, ને પછી ફળો પણ આવશે-એ સઘળું કૃપાળુ પ્રભુની વિચિત્ર શક્તિથી જ બને છે. એ જ પ્રમાણે આખા જગતમાંનું જે જે આપણે જોઇએ છીએ, સાંભળીએ છીએ, તે તે સર્વ તે કૃપાળુ પ્રભુની વિચિત્ર શક્તિથી જ ઉત્પન્ન થાય છે, ને તેનાથી જ પોષણ પામે છે. એની પ્રત્યેક કૃતિ ઘણી જ વિચિત્રતા ભરેલી છે. આપણે જે જે પદાર્થોને નિત્યપ્રતિ જોઇએ ને અનુભવીએ છીએ, તે માટે આપણને જો કે આશ્ચર્ય લાગતું નથી, તથાપિ તે સઘળામાં એટલું બધું આશ્ચર્ય ભરેલું છે કે, જે આપણે વર્ણવી શકીએ તેમ નથી. વધારે તો શું, પણ આપણા શરીરમાંનું એક રુંવાટું જોઇને જ આપણને આશ્ચર્યનો પાર રહે તેવું નથી. અહો ! તે

શું છે, શાનું છે, કેમ બન્યું છે, કેમ વધે છે, ને કેમ નષ્ટ થાય છે; એમાંનું કશું આપણે વાસ્તવિક રીતે કહી કે જાણી શકીશું નહિ; તો પછી બીજી વસ્તુનું શું જ પૂછવું? હે પુત્ર! એવો એ આપણો સમર્થ પિતા, કે જેના પ્રત્યેક ગુણો વિચિત્રતાથી જ પરિપૂર્ણ છે, તે સદા-સર્વદા તારાપર પ્રસન્ન રહે, એ માટે તારે પ્રયત્ન કરવાનો છે; કેમકે આપણે સૌ એનામાં જ છીએ, એણે જ ઉત્પન્ન કરેલા છે, એનાવડે જ જીવીએ છીએ, એની પ્રસન્નતાથી જ સુખી રહીએ છીએ, ને એની પ્રસન્નતાથી જ સઘળે નિર્ભયતાથી વિચારી શકીએ છીએ."*

પોતાના પિતાની પાસેથી આવું અદ્ભુત પરમાત્માનું ગુણવર્ણન સાંભળી, રાજપુત્ર બહુ આશ્ચર્ય પામીને બોલ્યો; "અહો પિતાજી! દાદાજી દાદાજી કહીને તમે જેમને વર્ણવ્યા, તે પ્રભુ શું સૌનામાં એકે સમયે રહેનારા ને સૌને ઉત્પન્ન કરનારા છે? અહા! ત્યારે તે કેવા હશે, કેવડા હશે, કે જેથી સૌનામાં રહી શકતા હશે? મને તો આપ હવે ગમે તેમ કરીને તેમનું દર્શન કરાવો. એવા અદ્ભુત ને અપ્રતિમ સામર્થ્યવાળા પ્રભુને, તેઓ જ્યાં હોય ત્યાં હું કેવી રીતે ઓળખીને જોઇ શકું, તે મને કૃપા કરી કહો? એ માટે હવે તો મારા તનમાં એટલી બધી તાલાવેલી લાગી છે કે, એ કૃપાળુને હું ક્યારે જોઉં, ને એમનાં એ વિચિત્ર સ્વરૂપને પ્રત્યક્ષ ક્યારે અનુભવું? આપણા દરબારમાં જેમ કોઈ કોઇ વેળા આપ પ્રધાનજીની સાથે કંઇ વાત કરો છો, તે વેળા મને સમજણ ન પડી હોય તે વાત માટે હું કદાચ આપને પૂછું છું, ત્યારે આપ એમ કહો છો કે, 'ભાઇ! તું જ્યારે ભણીગણીને મોટો થઇશ, ત્યારે તને સઘળી સમજણ પડશે; અત્યારે તારે તે વાતનું કામ નથી.' પરંતુ આ વાત માટે મને એમ કહી ઉડાવશો નહિ. આપ જેમ કહેશો તેમ બરાબર ખંત રાખીને હું આપણા પ્રભુનું દર્શન કરીશ."

રાજપુત્રનું આ રીતનું વચન સાંભળી, રાજા બહુ જ પ્રસન્ન થઇને બોલ્યો; "અહા! પ્યારા પુત્ર! ધન્ય છે તને અને તારે લીધે મને પણ! જે પ્રાણીને પ્રભુના દર્શનની કિંચિત્ ઇચ્છા માત્ર જ થાય છે, તે મોટા દેવતાઓ કરતાં પણ ભાગ્યવાન્ તથા ઉત્તમોત્તમ લોકમાં જઇ વસવાનો અધિકારી બને છે. એવો પુણ્યાત્મા પ્રાણી જેને ત્યાં સંતતિરૂપે હોય, તેના ભાગ્યનું તો કહેવું જ શું? એવો પ્રાણી તો જે કુટુંબમાં હોય તે

* यतो वा इमानि भूतानि जायन्ते । येन जातानि जीवन्ति । यत्प्रयन्त्यभिसंविशन्ति ।

આખું કુટુંબ, અને જે ગ્રામમાં કે દેશમાં હોય તે ગ્રામ વા દેશ પણ મહાભાગ્યશાળી સમજવો. પુત્ર! તને ભગવદ્દર્શનની આવી ઉગ્ર કામના થઇ છે, એ જોઇ હું બહુ જ પ્રસન્ન છું. હવે તને તારા અધિકાર પ્રમાણે તે કૃપાળુનાં–અરે તે કૃપાસાગરનાં–તે પ્રેમરૂપ–યજ્ઞપતિ–સર્વાત્મા–સર્વેશ્વરનાં સરળ રીતિએ દર્શન થવાની યુક્તિ બતાવીશ."

એ સાંભળી રાજપુત્ર બોલ્યો; "અહા, પિતાજી! એ પ્રભુને આપે કૃપાળુ કહીને, પુનઃ કૃપાસાગર કહ્યા, અને એ જ પ્રમાણે બીજાં પણ અનેક નામો કહ્યાં, તે કેવી રીતે?"

રાજા–"પુત્ર! એ પ્રભુ કૃપાળુ છે; પણ તેટલેથી મને સંતોષ થયો નહિ, કેમકે તેની કૃપાનો પાર નથી; તેમ તેની કૃપા બીજા કોઇની સાથે સરખાવી શકાય તેવી પણ નથી; એટલે મેં તેમને કૃપાના સાગર કહ્યા. સાગર જેમ અપાર છે, તેમ તે કૃપાળુની કૃપા પણ અપાર છે. એમનો એ અવર્ણનીય–અદ્વિતીય ગુણ સંભારતાં મારા મનમાં બહુ જ પ્રેમ ઉત્પન્ન થયો; તેથી તે કૃપાળુનું મને મારાં હૃદયચક્ષુઓવડે દર્શન પણ થયું. તે આનંદના આવેશમાં મેં તેમને પ્રેમરૂપ કહ્યા. વળી આપણે જે પ્રભુને ઉદ્દેશી નિત્ય યજ્ઞસેવા–અગ્નિહોત્ર કરીએ છીએ, તે યજ્ઞના સ્વામી એ પોતે જ છે. એ ઉપરથી તેમને યજ્ઞપતિ, સર્વનો આત્મા હોવાથી સર્વાત્મા, ને સર્વ ચરાચર જગતના ઇશ્વર–પ્રભુ હોવાથી સર્વેશ્વર કહીને મેં વર્ણવ્યા. ચાલ, સમય થઇ ગયો છે, તને ક્ષુધા પણ લાગી હશે, માટે બાકીની વાત હવે આપણે પછીથી કરીશું." એટલામાં સંજ્ઞા કરતાં જ સૂતે* અશ્વો જોડેલો રથ લાવીને તેમની આગળ ઊભો કર્યો; ત્યારે તુરત જ તે બન્ને જણા તેમાં બેસીને નગર પ્રત્યે ચાલ્યા ગયા.

### પ્રભુને ઓળખવાની કૂંચી

બીજે દિવસે પાછો સ્નાનસંધ્યાદિ પ્રાતઃકર્મથી નિવૃત્ત થઇ રાજપુત્ર પોતાના પિતા પાસે ગયો. વિધિવત્ દંડવત્ પ્રણામ કરીને તે પ્રાર્થના કરવા લાગ્યો કે, "પિતાજી! હવે મને કૃપા કરી આપ કાલે કહેતા હતા, તે પ્રમાણે કૃપાળુ પ્રભુનું દર્શન કરાવો."

રાજાએ થોડીકવાર વિચાર કરીને કહ્યું; "ઠીક; પણ બેટા! આજે પર્વ દિવસ હોવાથી તે કૃપાળુ પ્રભુનો આપણે આનંદોત્સવ કરવો જોઇએ; ને તે નિમિત્તે આપણા મહેલમાં, યજ્ઞશાળામાં, દરબારમાં ને બીજાં

* સૂતે=સારથિએ; રથના વાહકે; હાંકનારે.

દેવાલયાદિકમાં ઉત્તમ પ્રકારની શોભા કરવામાં આવી છે, તેમ ત્હારે પણ સારા વસ્ત્રાલંકારો ધારણ કરવા જોઇએ. પ્રભુના ઉત્સવમાં જે ઉમંગી થતો નથી, તે મનુષ્ય પાપી છે; માટે તું આપણા ભંડારમાંથી ઉત્સવના શૃંગારો પહેરી આવ.”

એ સાંભળી રાજપુત્રે કહ્યું “પિતાજી ! હું અત્યારે ભંડાર આગળ થઇને આવ્યો; તે તો બંધ કરેલો છે, ને તેના દ્વારપર મોટું સાચવણું* વાસેલું છે.”

રાજા બોલ્યો; “તેથી શું થયું ? ઊઘાડીને લઈ આવ.”

રાજપુત્રે કહ્યું; પણ પિતાજી ! એ મારાથી શી રીતે ઊઘડે ? એની કૂંચી મારી પાસે ક્યાં છે ?”

રાજાએ તુરત પાસે ઊભેલા સેવક ભણી જોયું, એટલે તે રાજપુત્રને તેડી ગયો; અને ભંડાર ઊઘાડી તેમાંથી તેને જેવા જોઇતા હતા, તેવા અલંકારો કાઢી આપીને તેને તે પાછો રાજા પાસે તેડી લાવ્યો. પછી પૂજન અર્ચનાદિ કરીને બંને પિતાપુત્ર યજ્ઞશિષ્ટાન્નરૂપ† અમૃતનું ભોજન કરવા બેઠા. આરંભમાં આપોશન કરતાં રાજા હાથમાં જળ લઇ મન્ત્ર‡ બોલ્યો. પછી તેણે આપોશન કરી, પંચપ્રાણાહુતિઓ= આપી. તે જોઇ રાજપુત્રે પૂછ્યું; “પિતાજી ! આપણે પ્રતિદિન ભોજન વેળાએ જે આ આપોશન મન્ત્ર બોલીએ છીએ, તેમાં શો હેતુ છે ?”

તે સાંભળી રાજાએ કહ્યું, “પુત્ર ! એમાં હેતુ બહુ ઊંડો છે; અધિકાર થયેથી તું તે જાણીશ. પરંતુ જ્યારે તું પૂછે છે, ત્યારે તારે જાણવું જોઇએ કે, જે સર્વેશ્વર એવા પરમાત્માના સંબંધમાં કાલે આપણે વાત કરતા હતા, તે અનંત શક્તિમાન્ પ્રભુનું સર્વત્ર વ્યાપકપણું એ મન્ત્રમાં

* તાળું. † ટીકા–યજ્ઞશિષ્ટાન્ન એટલે યજ્ઞ કરતાં વધેલું જે અન્ન તે. એ અન્ન પાપરહિત–પવિત્ર થયેલું હોવાથી અમૃતરૂપ છે. પ્રત્યેક ગૃહીએ–ગૃહસ્થાશ્રમી મનુષ્યે પોતાના ઘરમાં પોતાને નિમિત્તે નહિ, પણ યજ્ઞને ઉદ્દેશીને અન્ન રાંધવાનું છે; ને તે રંધાયેલાં અન્નમાંથી પંચમહાયજ્ઞરૂપ વૈશ્વદેવ કર્મવડે દેવાદિકનું યજન કરીને, પછી બાકી વધે તે અન્ન, પવિત્ર અને જમવા યોગ્ય થાય છે. એવું પવિત્ર યજ્ઞશિષ્ટાન્ન નિત્ય જમનાર મનુષ્ય પરમ ગતિને પામે છે. કહ્યું છે કે યज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम् । પણ જે માત્ર પોતાને અર્થે જ રાંધે છે અર્થાત્ પોતાને ભગવત્કૃપાથી મળેલા અન્નવડે તે પ્રભુની પ્રસન્નતાને અર્થે યજ્ઞાદિક આવશ્યક કર્મ ન કરતાં માત્ર પોતાના ઉદરનું જ પોષણ કરે છે, તે પાપી કેવળ પાપનું જ ભક્ષણ કરે છે. भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥

‡ अमृतोपस्तरणमसि स्वाहा । = ॐ प्राणाय स्वाहा । ॐ अपानाय स्वाहा । ॐ व्यानाय स्वाहा । ॐ समानाय स्वाहा । ॐ उदानाय स्वाहा ।

દેખાડ્યું છે. એમાં એમ કહ્યું છે કે, જે પવિત્ર અન્ન આપણી આગળ ભોજનાર્થ-એટલે આપણા દેહપોષણાર્થે પ્રાપ્ત થયું છે તે, અને જમનાર, એ બધું બ્રહ્મરૂપ છે. પરમાત્માને વિષેથી સૃષ્ટિના આરંભમાં રજ, સત્ત્વ ને તમ એ ત્રણ ગુણમય ત્રણ સ્વરૂપો ઉત્પન્ન થયાં છેઃ રજોગુણમય બ્રહ્મા, સત્ત્વગુણમય વિષ્ણુ, ને તમોગુણમય શિવ. રજોગુણનો ઉત્પત્તિ કરવાનો સ્વભાવ છે, સત્ત્વગુણનો પોષણની વૃદ્ધિ કરવાનો સ્વભાવ છે તથા તમોગુણનો સંહાર કરવાનો સ્વભાવ છે. તે પ્રમાણે ઉત્પત્તિ કરવાના રજોગુણરૂપે આ અન્ન છે. તે બ્રહ્મરૂપ છે. તેમાં મળેલા મધુર, ક્ષાર, તિક્ત અને જળ આદિક રસો એ વિષ્ણુરૂપ તથા ભોજન કરનાર એ આ અન્નનું ભક્ષણ કરવારૂપે સંહારક હોવાથી શિવરૂપ છે. એવી રીતે સઘળું પરબ્રહ્મમય છે. એ સદા સ્મરણમાં રહેવા સારુ, એ ટલે એ સર્વ વ્યાપક પરમાત્માને મનુષ્ય વિસરી ન જાય ને તેનું સર્વવ્યાપીપણું સદા અનુભવ્યા કરે તે સારુ, આવા મંત્રો આપણાં પ્રત્યેક કર્મોને અંગે ધર્મશાસ્ત્રકારોએ યોજેલા છે.”

એ સાંભળી બહુ પ્રસન્ન થયેલો રાજપુત્ર બોલ્યો; “ વહાલા પિતાજી! શું એ પરમાત્મા એવો સર્વવ્યાપક છે? આપ મને તે કૃપાળુની ઓળખાણ ક્યારે કરાવશો?”

રાજાએ કહ્યું; “વત્સ! સર્વવ્યાપી પ્રભુ જેમ સર્વત્ર છે, તેમ તારામાં પણ છે; અને એને ઓળખવાને કે જોવાને બીજે ક્યાંય જવું પડે તેમ નથી, એમ મેં તને કાલે જ કહેલું છે.”

રાજપુત્ર બોલ્યો; “તે હું સમજ્યો, તે મારા પોતાનામાં જ છે; પણ મને દેખાતો નથી. તેને મારે કેવી રીતે જોવો કે ઓળખવો તે, હે તાત મને કૃપા કરી કહો.”

રાજા-“બેટા! એ એમ ને એમ તો ન જ દેખાય; કેમકે તે તારા હૃદયરૂપ ભંડારની ઊંડી ગુહામાં ગુપ્તમાં ગુપ્ત સ્થાન વિષે એકાન્તમાં વિરાજે છે.* તેને જોવાને કૂંચી જોઈએ; પણ થોભ. મને કહે કે તારા પોતાના હાથથી જ મૂકેલા તારા અલંકારો બંધ કરેલા ભંડારમાંથી તું કેમ ન લાવી શક્યો?”

રાજપુત્ર-“તે તો ભંડારને મોટું તાળું વાસેલું હતું, ને તેની કૂંચી મારી પાસે નહોતી. એટલે હું કેમ કરીને ઊઘાડી શકું? સેવક કૂંચી લઇને આવ્યો, એટલે તુરત ઊઘાડીને જોઇતું હતું, તે સર્વ લઈ લીધું?”

* निहितं गुहायाम ।

રાજા–"ઠીક, એજ પ્રમાણે આ તારા હૃદયરૂપ ભંડારની પણ જો કૂંચી તને આપવામાં આવે, તો તુરત તેમાંથી તું સર્વેશ્વર એવા પરમાત્માને જોઈ શકે !"

રાજપુત્રે કહ્યું; "એમ ! તો તે કૂંચી મને કયારે આપશો ?"

રાજા કિંચિત્ હસીને બોલ્યો; "પ્રિય પુત્ર ! એ કૂંચી કંઇ લોહની કે સુવર્ણની નથી; તેમ કોઇ ઠેકાણે લેવા પણ જવી પડતી નથી. એ તો તારી પોતાની પાસે જ છે. તું સારી પેઠે લક્ષમાં લે કે, પોતે પોતાને ઓળખવો, એ જ પરમાત્માને ઓળખવાની કૂંચી છે !"*

આ સાંભળી બહુ આશ્ચર્યચકિત થઈ અતિ જિજ્ઞાસુપણે પાછો રાજપુત્ર બોલ્યો; "પિતાજી ! એ શું ? પોતે પોતાને ઓળખવો એટલે ? પોતે પોતાને તો સૌ કોઇ ઓળખે જ છે. પણ એ પ્રમાણે પ્રભુને સૌ કોઇ ઓળખતા હોવા જોઈએ. હું મને પોતાને તો સારી પેઠે ઓળખું છું, છતાં પ્રભુને હજુ કેમ ઓળખતો નથી ? આ તો મને બહુ આશ્ચર્ય લાગે છે. શું વળી એવું પણ કોઇ હશે કે, જે પોતાને પણ નહિ ઓળખતું હોય ?"

પુત્રના એ બાળ ભાષણ પર રાજાએ કિંચિત હસીને કહ્યું; "જગતમાં ઘણાએ એવા પડયા છે. અસંખ્ય જીવો એવા છે કે જે પોતે પોતાને જ ઓળખતા નથી. હું સત્ય કહું છું કે, તું પણ તને પોતાને ઓળખતો નથી ! પોતે પોતાને સારી પેઠે ઓળખનારા તો આ જગતમાં વિરલા જ છે–તે મહાત્મા છે ને તે સૌ વંદવા યોગ્ય છે.† તેવા મહાપુરુષોનું તો દર્શન પણ મોટું ભાગ્ય હોય તો જ થાય !"

આ વાકય સાંભળીને તો રાજપુત્ર ડિંગ જ થઇ ગયો. તે ઊંડા વિચારવમળમાં પડી ગયો અને વાતના સમાધાન સારુ પોતે પિતાને કંઇક પ્રશ્ન કરવા જતો હતો, એટલામાં રાજાએ કહ્યું: "બાપ ! હવે બહુ થયું. તારા મનમાં શંકા થઇ છે, એ હું સમજી ગયો છું; પણ એ કંઇ નાનીશી ને જેવી તેવી વાત નથી કે, તને ઝટ સમજાવી શકાય. સંક્ષિપ્તમાં જ નિશ્ચયપૂર્વક સમજ કે, તું તને પોતાને ઓળખતો નથી. હવે પ્રાણાહુતિઓ લીધાને બહુ વાર થઈ ગઇ, માટે એકાગ્રતાથી ભોજન કર ! ભોજન વેળા કવચિત્ કવચિત પ્રસંગાનુરૂપ વાર્તાવિનોદ કરવો, એ સુખપ્રદ છે, પણ અતિવાર્તાલાપ, અતિહાસ્ય, ક્રોધ, ભય, ચિંતા ઈત્યાદિ બહુ હાનિકારક છે."

પછી બંને જણા મૌન ધરી ભોજન કરવા લાગ્યા.

---

* To know thyself is to know God  † स महात्मा सुदुर्लभः ।

## હું કોણ ?

એ રાજાનું નામ આત્મસિંહ હતું. તે સદા આત્મવિચારમાં તલ્લીન રહેતો હતો; તે આત્મદર્શનમાં મગ્નમસ્ત હતો. બીજે દિવસે આત્મસિંહને રાજ્ય ખટપટ સંબંધી કંઇ કામ આવી પડ્યું. તે કામમાં કેટલાક દિવસો સુધી તેને અવકાશ મળ્યો નહિ. એ અરસામાં રાજપુત્રનું અંતઃકરણ તો આશ્ચર્યમાં ને વિચારના વમળમાં ડૂબી જ ગયેલું રહ્યું. તેને તો રાતદિવસ પ્રતિક્ષણે એ જ વિચારો આવવા માંડ્યા ને વારંવાર એ જ પ્રશ્ન થવા માંડ્યો કે, 'શું હું મને પોતાને ઓળખતો નથી ? અઁઃ એ તે કેમ કહેવાય ? વળી મને પોતાને તે હું કદી સ્વપ્નમાં પણ ભૂલી જાઉં એમ બને ? નહિ, નહિ; એ કંઇ માનવા જેવી વાત નથી. પણ આ વાતનો નિર્ણય હું કોને પૂછું ? પિતાજી તો તે દહાડા પછી મને મળતા પણ નથી. ભોજન વેળાએ પણ સાથે બેસવાનો પ્રસંગ આવતો નથી, ત્યારે કોને પૂછું ? લાવની મારી માતાને પૂછું ? તે શું એ વાત નહિ જાણતી હોય ?' આમ વિચારીને તે અંતઃપુરમાં ગયો.

તેની માતા સેંકડો દાસીઓ વચ્ચે બેઠેલી હતી. તેને વંદન કરી હાથ જોડીને તે ઊભો રહ્યો. રાણીએ તેને પ્રેમથી પોતાના ખોળામાં બેસારી હૃદય સાથે ચાંપીને કહ્યું: "કુમાર ! તું કયાંથી આવ્યો ? તારા પિતાજી શું કરે છે ? તું ગભરાયલા સરખો કેમ લાગે છે !"

રાજપુત્ર બોલ્યો; "માતુશ્રી ! મારા પિતાજી તો કેટલાક દિવસોથી મને મળ્યા પણ નથી; તે તો રાજદરબારમાં વિરાજતા હશે. હું ગુરુજી પાસેથી પાઠ લઇને સીધો અહીં આવ્યો છું."

માતાએ પૂછ્યું; "શું ગુરુજીએ તને કંઇ ઠપકો આપ્યો છે; વા તારા કોઇ સહાધ્યાયી સાથે કશી ખટપટ થઇ છે ?"

કુંવર બોલ્યો; "ના, માતુશ્રી ! તેવું તો કશું બન્યું નથી. પણ મારા પિતાજીએ, કેટલાક દિવસો ઉપર મને એક આશ્ચર્ય સરખી વાત કહી છે, તેના ગુંચવાડામાં હું પડી ગયો છું, તેથી મને ચેન પડતું નથી, ને તેથી તમે મને ગભરાયલા સરખો જુવો છો. એ વાતનો નિર્ણય હું મારા ગુરુજી આગળ તો કેમ કરીને પૂછી શકું ? અને મારા સહાધ્યાયી વિદ્યાર્થીઓને પૂછતાં, તેઓ સઘળા મને ગાંડો જ ગણી કાઢે. તે વાતના વિચારમાં જ મને કશું ચેન ન પડવાથી હું તમારી પાસે આવ્યો છું."

રાણીએ પૂછ્યું; "પુત્ર! એવી તે શી વાત છે કે, જેમાં તું એટલો બધો ગુંચવાઇ ગયો છે?"

રાજપુત્ર હાથ જોડીને બોલ્યો; "માતુશ્રી! મનુષ્ય શું પોતે પોતાને ઓળખી શકતો નહિ હોય? મારા પિતાશ્રીએ તો મને 'તું પોતે પોતાને ઓળખી શક્યો નથી' એમ કહી શંકામાં નાખી દીધો છે. હુ ઘણો ઘણો વિચાર કરી થાક્યો, પણ મારી એ ગુંચવણ મટતી નથી. પોતે પોતાને પણ ભૂલી જાય ને ઓળખી શકે નહિ, એ શું તમને સત્ય લાગે છે?"

એ સાંભળીને તે મહાસાધ્વી રાજપત્ની, કે જે મોટા ધાર્મિક અને યશસ્વી કુળમાં અવતરી હતી, ને જેનાં માતપિતા મહાન યોગેશ્વરની કૃપાથી આત્મતત્ત્વને અનુભવીને કૈવલ્યપદ પામી ગયાં હતાં, તેણે વિચાર કીધો કે, એના પિતાએ જે કંઈ કહ્યું છે, તે કંઈ કારણ વગરનું તો નથી જ, પણ એ બાળક છે, તેથી એને કોઈ રીતનો અનુભવ નથી. એ એની બાળબુદ્ધિ અનુસાર પોતાના આત્મતત્ત્વનું શોધન કરવાનો પ્રયત્ન કરી શકે, તે માટે જ સ્વામિનાથે એને આ તત્ત્વભેદના ભંડારની કુંચી કહી જણાવી છે. પછી તેણે તેને એક પ્રેમચુંબન કરીને તથા "પ્યારા પુત્ર! તને તે કૃપાળુની કૃપાથી પરમતત્ત્વ પ્રાપ્ત થાઓ!" એવો આશીર્વાદ દઈને કહ્યું; "તારા પિતાશ્રીએ કહ્યું છે, તે કિંચિત પણ ખોટું નથી. મને કહે કે, તું પોતે પોતાને ઓળખે છે?"

રાજપુત્ર બોલ્યો; "હા, હા! કાં નહિ? હુ તે હું જ! હુ પોતે જ! આ તમારા ખોળામાં બેઠો છું તે જ હું! શું હું મને પોતાને ન ઓળખું એમ તે હોય?"

રાણી બોલી; 'ના ભાઇ ના, તું પોતાને નથી જ ઓળખતો. એ હુ સત્ય કહું છું. જો ઓળખતો હોય તો મને બતાવ, કે તું કોણ છો?"

અતિ ઉત્સાહભેર કુંવર બોલ્યો; "માતા! હું હવે કંઇ નાનો છું કે, મને ખબર નહિ હોય કે, હું કોણ છું? વધારે તો શું, પણ જ્યારથી મને યજ્ઞોપવીત આપીને મારા ગુરુમહારાજે સંધ્યોપાસન શીખવ્યું છે, ત્યારથી પ્રતિદિન સાંજ સવારે ને બપોરે સંધ્યાસમાપ્તિ વેળાએ હુ તમને વંદન કરવા આવું છું, ત્યારે મારી પૂરેપૂરી ઓળખાણ આપીને નમું છું, તે શું તમારા લક્ષમાં નથી? ભારત-

વર્ષાંતર્ગત સપ્તસંગદેશસ્થ* ચૈતન્ય કુળના વંશજ આત્મસિંહ રાજર્ષિનો ઔરસ પુત્ર હું જીવનસિંહ છું!"

એ સાંભળી રાણી બોલી; "બાપ! એ તો બધું ઠીક; પણ તારી એ ઓળખાણ પણ કંઈ જોઇએ તેવી ન કહેવાય. વારુ, તું મને બતાવ કે એ જીવનસિંહ કયો?"

રાજપુત્ર પોતાની છાતીએ હાથ ઠોકીને બોલ્યો કે, "કેમ? આ હું પોતે જીવનસિંહ નહિ?"

જીવનસિંહની છાતી તરફ આંગળી કરી રાણી બોલી; "પુત્ર! ઠીક ત્યારે; એનું નામ જ જીવનસિંહ કે?" પછી જે હાથવડે તેણે છાતી ઠોકી હતી, તે પકડીને રાણીએ પૂછયું; "વારુ, ત્યારે બેટા! આ કોણ?'

રાજપુત્ર બોલ્યો; "મા! એ તો મારો હાથ!"

રાણી પુનઃ બીજો હાથ પકડીને બોલી; "ભાઇ! ત્યારે આ કોણ?"

રાજપુત્રે કહ્યું; "એ મારો બીજો હાથ!"

પછી રાણીએ એક પછી એક તેના શરીરના કાન, નાક, મુખ, કંઠ, બાહુ, ઉદર, આદિક પ્રત્યેક અવયવો દેખાડીને તેના મુખથી જ તે સઘળાનાં જૂદાં જૂદાં નામો સ્પષ્ટ કરાવ્યાં. પછી કિંચિત્ હસીને તે બોલી; "વત્સ! આ સઘળા શરીરમાં તો મને જીવનસિંહ ક્યાંય દેખાયો નહિ! કહે હવે એ જીવનસિંહ તે કયો?'

પુનઃ પણ છાતીપર હાથ ઠોકીને રાજપુત્ર બોલ્યો; "આ હું પોતે જીવનસિંહ! તારી સમક્ષ ઊભો છું તે!"

રાણી બોલી; "પુત્ર! એ તો તારું હૃદય! આ તારા બન્ને હાથો! આ તારું મોઢું! આ તારું મસ્તક! આ તારાં નેત્રો! આ તારા કર્ણો! આ તારું પેટ! આ તારી કટિ! આ તારો વાંસો! આ તારાં ઘૂંટણો! આ તારા પગો! અને એમાં પણ જેમ જેમ વધારે તું શોધતો જશે, તેમ તેમ એક એક અંગમાં બીજાં અનેક પ્રત્યંગોની તને પ્રતીતિ થશે; પણ જીવનસિંહ એવી વસ્તુ તો મને દેખાતી જ નથી, માટે એમાં જીવનસિંહ કયો, એ મને સ્પષ્ટ દેખાડ."

* ટીકા—સપ્તસંગદેશસ્થ—એટલે સપ્તસંગ દેશમાં રહેનારો. સપ્તસંગ એટલે સાત વસ્તુઓનો એકઠો મળેલો સમૂહઃ પંચ જ્ઞાનેન્દ્રિયો, છઠ્ઠું મન અને સાતમો જીવાત્મા; એ સાતનો સમૂહ એકઠો મળીને થયેલો જે સૂક્ષ્મદેહ, એને સપ્તસંગ નામના દેશનું રૂપક આપ્યું છે. એ ઉપરથી ચૈતન્ય કુળ, આત્મસિંહ રાજર્ષિ ને જીવનસિંહ આદિ સર્વે નામોનો અર્થ સમજી શકાય છે.

રાજપુત્ર જરા વિચારમાં પડી ગયો; પણ થોડીક વારે પાછો બોલી ઊઠ્યો; "માતા ! પણ એ બધું શરીર તો મારું પોતાનું કેની? માટે એ બધું મળીને હું જીવનસિંહ !"

રાણી હસીને બોલી; "એ પણ ઠીક કહ્યું; પણ એમ કેમ થાય ? એ બધું તારું છે, વાત તો ખરી; પણ એ બધું મળીને તું કેવી રીતે બની શકે ? તારી એ વસ્તુ તારાથી જૂદી, અને તુંએ તારી વસ્તુઓથી જૂદો જ હોવો જોઇએ. જો કે, તું મારો પુત્ર છે, એટલે આપોઆપ જ તું મારાથી જૂદો છે. તું છે, તે કંઇ હું કહેવાઉં નહિ, તેમ જ હું તારી માતા છું, એટલે હું તે કંઇ તું કહેવાઇશ નહિ. તેમ જ આ તારા માથાપર પહેરેલો કિરીટ છે, એ તારો છે, પણ એ કિરીટને કંઈ તારે નામે બોલાવાશે નહિ; અર્થાત્ જેમ કિરીટ એ કંઇ જીવનસિંહ નથી, એ જ પ્રમાણે આ તારો જામો, કટિવસ્ત્ર, પિછોડી, કટિમેખલા, સુવર્ણના તોડા, મુક્તામાળા, કુણ્ડળો, હાથ સાંકળાં, કવચ ઈત્યાદિ સર્વ વસ્ત્રાલંકારો તારા છે, પણ તે બધાય ભલે એકઠા મળે, તોપણ તે કંઇ કુમાર કહેવાશે નહિ. એ જ પ્રમાણે આ તારું આખું શરીર, જેને તું પોતાનું કહે છે, તે કંઇ તું પોતે નથી. માટે વિચાર કર કે, એમાં તું કીયો ને ક્યાં છે ?"

આ વાણી સાંભળી કુંવર સ્તબ્ધ બનીને ઘણીકવાર સુધી બેસી જ રહ્યોઃ તે કશું ઉત્તર આપી શકયો નહિ. પછી રાણી બોલી; "કેમ શો વિચાર કરે છે ? તારા મનને નિશ્ચય થયો કે તું પોતાને ઓળખતો નથી ? વત્સ ! પોતે પોતાને ઓળખવું ઘણું કઠિન છે. પોતે પોતાને ઓળખવું-જાણવું, એનું નામ આત્મજ્ઞાન કહેવાય છે; અને તે આત્મ-જ્ઞાન પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી જ પ્રાપ્ત થાય છે. પરમાત્માની કૃપા, તે સર્વેશ્વરને વિષે અનન્ય ભક્તિ થવાથી થાય છે. પરમાત્માની અનન્ય ભક્તિ, મહાત્મા સદ્‌ગુરુના સમાગમથી તથા સેવનથકી પ્રાપ્ત થાય છે. માટે હે બાપ ! એવું મોંઘામાં મોંઘું જે આત્મજ્ઞાન-પોતાની ખરી ઓળખાણ, તે તું બાળકને એકાએક કયાંથી પ્રાપ્ત થાય ? પણ હવે તને તે પ્રાપ્ત કરવાની જિજ્ઞાસા થઈ; એટલું જ નહિ, પણ અતિ પ્રબળ જિજ્ઞાસા, વય નાનું છતાં થઇ છે, તેથી તું હવે તે અમૂલ્ય અને અલક્ષ્ય વસ્તુનો અધિકારી થઇ ચૂકયો છે. આત્મજ્ઞાન-પરમ તત્ત્વજ્ઞાન-પરમાત્માની પિછાન માટે જિજ્ઞાસા થવી, એ અસંખ્ય જન્મોનાં સુકૃત ફળનો ઉદય છે. દેહધારીઓનું સેંકડો જન્મોનું કરેલું

પુણ્ય ઉદય પામે છે, ત્યારે આત્મજ્ઞાનસંપ્રાપ્તિની શુભ જિજ્ઞાસા તેઓને ઉત્પન્ન થાય છે. તું તેવો પુણ્યવાન્ હોવાથી જ તને આવી જિજ્ઞાસા થઈ છે. તું શુદ્ધ સંસ્કારી ને અધિકારી છે, અધિકારીને વસ્તુ મળતાં વિલંબ થતો નથી. પ્યારા પુત્ર! હવે તારું અંતઃકરણ શુદ્ધ થતાં જ અંધારા ઘરમાં જેમ દીપકનો પ્રકાશ કરવામાં આવે છે ને ઝળઝળાટ થઈ રહે છે, તેમ તારા હૃદયાકાશમાં પવિત્ર જ્ઞાનનો પ્રાદુર્ભાવ થશે. તું જેને જેને તારી શંકા પૂછતો, તે તે તને ગાંડો ગણી કાઢતા, પણ હવે તારા સમજવામાં આવશે કે, તુ જ નહિ, પણ પોતે પોતાને ઓળખવાનો દાવો કરનારા એવા અનેક ભ્રમિત ચિત્તવાળા આ જગતમાં છે-તેઓ પોતે પોતાને જ ઓળખતા નથી, છતાં અજ્ઞાનવડે પોતાના શરીરને જ 'હું પોતે' કરીને માને છે. તેવા અજ્ઞાનને લીધે ચિરકાળ પર્યંત ભોગવવાનાં આવાં અનેક શુભાશુભ કર્મોથી બંધાઈ, આવર્જન વિસર્જન થયા કરે છે. પણ જેઓએ પોતાને અને પરમાત્માને જાણ્યો છે, જોયો છે, તેઓ શુભ કે અશુભ કશાય કર્મથી બંધાતા નથી. માટે તેવાં શુભાશુભ કર્મોથી છોડવનારા આત્મજ્ઞાનની તને જે શુભ જિજ્ઞાસા થઈ છે, તે તે પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી પૂર્ણ થાઓ!" આ સઘળું સાંભળી લઈને પછી થોડીકવારે રાજકુમાર કંઈક બોલવા જતો હતો, એટલામાં પાઠશાળામાં જવાનો સમય થવાથી રાજસેવક તેડવા આવ્યો. માતુશ્રીને વન્દન કરીને કુમાર ત્યાંથી ચાલી નીકળ્યો.

પણ 'હું કોણ?' એ પ્રશ્ન તેના હૃદયમાં સ્વાભાવિક રીતે જ મોટા આવેશથી સળવળવા લાગ્યો. તેના મનમાં જ તેનું અંતઃકરણ પરિપૂર્ણ વ્યાપ્ત બની ગયું. પાઠશાળામાં જઈને તે દિઙ્મૂઢ સરખો બેસી રહ્યો. ભણે શું ને વિચારે શું? પરંતુ એ વેળા તેના અંતઃકરણમાં હર્ષ અને વિષાદ બન્નેને અવકાશ મળ્યો હતો. હર્ષ એથી કે, 'પોતે પોતાને ઓળખે છે?' એવો પ્રશ્ન સાંભળીને તેને સૌ વિદ્યાર્થીઓ ઘેલો ગણી કાઢતા હતા, તેઓ હવે તદ્દન અજ્ઞાત છે-ઘેલા છે, એવું પોતાના મનને સ્પષ્ટ સમજાયું; અને વિષાદ એથી કે, 'ત્યારે હું કોણ છું?' એ પ્રશ્નનું એને કશું ઉત્તર મળી શક્યું નહિ. શાળામાં સર્વ વિદ્યાર્થીઓનું પઠન ચાલતું હતું તે વેળા, એ કેવળ પોતાના મનોગત પ્રશ્નમાં જ નિમગ્ન હોવાથી સ્તબ્ધની પેઠે બેસી રહ્યો. ઘણીકવાર સુધી એની એવી સ્થિતિ જોઈ, ત્યારે તેના મહાત્મા ગુરુ, જે ઋષિધર્મ પાળનારા પવિત્ર

બ્રાહ્મણ હતા, તેમણે તેને પોતાની સમીપ બોલાવીને પૂછ્યું; "પ્રિય-પુત્ર જીવનસિંહ ! તું આજે કેમ આમ ઉદાસીનની પેઠે બેસી રહ્યો છે ? શું આજે તારા શરીરને કંઇ સારું નથી ? અથવા કોઇ વિદ્યાર્થીએ કે બીજાએ તને કશું અપમાન કર્યું છે ? આજના સરખું તારું ઉદાસ મન મેં પૂર્વે કદી જોયું નથી."

એ સાંભળી રાજપુત્ર ઊભો ઊભો બે હાથ જોડીને બોલ્યો; "કૃપાનાથ ! એમાંનું તો કશું નથી; પણ મારા મનને ઉદાસીનતા થવાનું એક જૂદુ જ કારણ મળ્યું છે, જે માત્ર લજ્જા આવવાને લીધે જ હું આપને કહી શકતો નથી."

તે સાંભળી ગુરુ બોલ્યા; "વિદ્યાર્થીએ ગુરુની લજ્જા દુરાચરણમાં, અવિનયમાં ને અયોગ્ય વાણી ઉચ્ચારવા આદિમાં રાખવાની છે. પરંતુ જે વાત પોતાના હિતની હોય, વિવેકયુક્ત હોય, તે માટે કશી ગ્લાનિ કરવાની આવશ્યકતા નથી."

એ ઉપરથી રાજપુત્ર બોલ્યો; પ્રભો ! ગ્લાનિ એટલા માટે કે સૌ કોઇ જે વાતને સામાન્ય રીતે જાણતું હોય, તે આ વાતને પણ તે કરતાં ઊલટી રીતે જાણવામાં કે પૂછવામાં મને રખે કોઇ મૂર્ખ કહે, એવા ભયથી મારાથી કશું બોલી શકાતું નથી. પણ હવે આપના આશીર્વાદથી મને એવી ગ્લાનિ આવવાનું કારણ નથી; કેમકે મને ઘણે અંશે નિશ્ચય થયો છે કે, જે વાત સૌ કોઈ સામાન્ય રીતે જાણે છે, તેમાં તેઓની અંધપરંપરા જ છે-તેઓ ભૂલે છે-ઠગાય છે-ભ્રમમાં પડેલા છે. તેઓ કરતાં ઊલટો વિચાર ધરાવવામાં હું કંઈ ઠગાતો નથી. હમણાં સુધી હું પણ સૌના સરખા સામાન્ય વિચારવાળો જ હતો; પણ એક દિવસ મારા પિતાશ્રીની સાથે વાતચીત કરતાં મારા તે સામાન્ય વિચારો ફેરવવાનો પ્રસંગ આવ્યો: મારી ભૂલ જાણવામાં આવી અને મેં તેમને પૂછ્યું કે, "મને સર્વના પિતા અને પ્રભુ એવા પરમાત્માને ઓળખાવો.' તેમણે જણાવ્યું કે, 'પ્રથમ તું પોતાને ઓળખ, એટલે તે કૃપાળુ પ્રભુને ઓળખવાનો માર્ગ સરળ થશે.' એ પ્રસંગ સુધી તો મને કશી શંકા જ ન હોતી કે, હું મને પોતાને નથી ઓળખતો; પણ પછી મારાં માતુશ્રીએ મને ઉદાહરણ સહિત સ્પષ્ટ કરી સમજાવ્યું કે, તું તને પોતાને નથી જ ઓળખતો; અને બીજાઓ પણ, જેઓ પોતે પોતાને ઓળખતા હોય એમ સમજે માને છે, તેઓ પણ પોતે પોતાને નથી જ ઓળખતા. હે કૃપાળુ ! એટલું તો

મેં સારી રીતે જાણ્યું કે, હું મને પોતાને નથી ઓળખતો. પણ એ કારણથી મારા મનમાં ઘડભાંજ થાય છે કે, 'હું કોણ?' એ માટે મારું મન ઘણુંય ફાંફાં મારે છે, પણ મને કશી સમજણ પડતી નથી, ને તેના જ વિચારમાં હું ઉદાસ થઈ ગયો છું."

ગુરુજી પ્રસન્ન થઈને બોલ્યા; "બાપ ! તને ધન્ય છે ! તારા સરખી અવસ્થામાં મનુષ્યને આવી જિજ્ઞાસા થવી, એ મોટા આશ્ચર્યની, તેમ જ મોટા ભાગ્યની વાત છે. આટલી અવસ્થામાં તો બાળકોને પૂરું વ્યવહારજ્ઞાન પણ હોતું નથી, તેને ઠેકાણે તને આવી આત્મદર્શનની, શુભ ઇચ્છા થઇ છે, એ કંઇ સહજ વાત નથી. પણ એક રીતે જોતાં એ માટે કંઇ વિશેષ આશ્ચર્ય થવા જેવુંએ નથી–રત્નની ખાણમાંથી રત્ન જ નીપજે–તારાં ધર્માત્મા માતપિતાને પેટે તારા સરખું જ સંતાન થાય."

ગુરુ શિષ્યની આ વાતચીત સાંભળીને શાળાના બીજા સર્વ વિદ્યાર્થીઓ શાંત બની ગયા. તેઓ સાંભળતાં પાછા ગુરુજી બોલ્યા; "અરે, બાપ જીવન! તેં તો આ જગતનું ખરેખરું જીવન શોધી કાઢવાનો પ્રયત્ન કરવા માંડ્યો છે અને તે તને ભગવત્કૃપાથી પ્રાપ્ત થશે. જીવન! આખા જગતનું–અરે આવા અસંખ્ય જગતોનું જીવન તારે શોધી કાઢવું છે. પણ અહો! તે તો તારા શરીરને વિશે જ છે. એને શોધવાને માટે ક્યાંઈ બહાર દોડાદોડી કરવાની જરૂર નથી. કુમાર! તારા પિતાએ તને કહ્યું કે, 'સમગ્ર વિશ્વનું જીવન ભગવાન્ પરમાત્મા, તેને ઓળખવાની કૂંચી તે પોતે પોતાને ઓળખવો, એ જ છે,' એનો હેતુ એ છે કે, તે પરમાત્મા પ્રાણિ માત્રના શરીરમાં જ છે*–પ્રાણીની સાથે જ વિરાજે છે, તેને સારી રીતે જોવો! પરંતુ એ જગતનું જીવન દેહધારી જીવના સરખી સ્થિતિમાં ન હોઈને, તેના કરતાં બહુ ગૂઢપણે વસે છે, તેથી તે બીજાના તો શું, પણ સ્વયં તે જીવના પણ જોવામાં કે જાણવામાં આવતો નથી. પરંતુ જ્યારે સારા પરિશ્રમથી તે પ્રાણી પોતાને ઓળખે છે, ત્યારે પછી પોતાની નજીકમાં રહેલા તે વ્યાપક પરમાત્માને ઓળખતાં તેને વાર લાગતી નથી. પણ ભાઇ! પ્રથમ તો પોતે પોતાને ઓળખવું, એના જેવું મહાભારત દુષ્કર કાર્ય બીજું એકે નથી."

---

* अंगुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये सन्निविष्टः ।

## એક ઋષિપુત્રની કથા

"હે બાપ ! તારી જ પેઠે પૂર્વે એક ભાગ્યવાન ઋષિપુત્રને પોતાના લાંબા કાળના કઠિન તપને અંતે જ્યારે પોતાનાં અનેક જન્માર્જિત પાપો બળી ગયાં ત્યારે પોતાના નિર્મળ થયેલાં અંતઃકરણ વિષે સ્વાભાવિક રીતે ચાર પ્રશ્નો ઉપજ્યા હતાઃ–(૧) "હું કોણ છું ?" (૨) "ક્યાંથી આવ્યો છું ?" (૩) "કયા કયા સ્થાન પ્રત્યે જવાનો છું " (૪) "અહીં આવવાનું કારણ શું ?" આ પ્રશ્નોનું જોઇએ તેવું સમાધાન, પોતાની મેળે તેને થયું નહિ, તેથી તે ઉદાસ ચિત્ત અને વિચારોના વમળોમાં ગોથાં ખાતો ફરતો હતો.

એવામાં એક ભગવદ્દર્શન પામેલા મહાત્માએ તેને જોયો. તપશ્ચર્યાથી તેની મુખાકૃતિ તેજઃપુંજરૂપ થયેલી હતી, છતાં તેનાપર ભારી ઉદાસીનતાનું આવરણ પથરાઇ ગયું હતું તે જોઇ, તે મહાત્માએ પરીક્ષા કરી લીધી કે, ' આ કોઇ ખરો તત્ત્વજિજ્ઞાસુ પાત્ર છે. એ પાત્ર મંજાઇ શોધાઇને શુદ્ધ થઈ ગયેલું છે, પણ એમાં વસ્તુનો અલાભ હોવાથી ખાલી પડી રહેલું છે–એમાં યોગ્ય વસ્તુ મૂકવાની અપેક્ષા છે. જો તેમ ન થતાં ઘણીકવાર સુધી એ શુદ્ધ થયેલું પાત્ર ખાલી જ રહેશે, તો અવશ્ય તે પોતાની મેળે સમય જતાં પાછું મલિન અને ભ્રષ્ટ થઈ જશે; કિંવા કોઇ, અયોગ્ય વસ્તુ તેમાં આવી પડીને તેનો પરિણામે નાશ કરી નાંખશે.' આવા વિચારથી તે પરોપકારી મહાત્માએ તેને પોતાની પાસે બોલાવીને તેને ઉદાસીનતાનું કારણ પૂછ્યું, ત્યારે પ્રેમપૂર્વક વંદન કરીને તે બ્રાહ્મણપુત્રે પોતાનું ઇત્થંભૂત વૃત્તાંત મહાત્માને નિવેદન કરીને કહ્યું; "કૃપાનાથ ! મારા પોતાના સમગ્ર જીવનનું સંપૂર્ણ તત્ત્વ મારા મનને થયેલા ચાર પ્રશ્નો હોય, એમ મને લાગે છે. એ પ્રશ્નોનું યથાર્થ સમાધાન થવાની આશાથી હું આપ સરખા સમર્થ ગુરુદેવને શોધતો હતો, એટલામાં તો આપ દયાળુ મને મળ્યા. મારું ભાગ્ય ફળ્યું: હવે આ સેવકને શરણે રાખો. કલ્યાણને અર્થે સેવા બતાવો. આપની કરુણા ને પરોપકારીપણું જોઈ મને નિશ્ચય થયો છે કે, મારું કલ્યાણ આપના ચરણારવિન્દોની સેવામાં જ છે."

એ સાંભળી આશીર્વાદ દઇને તે સન્તજન તેને ગંગાતીરે આવેલા પોતાના આશ્રમપ્રત્યે લઇ ગયા ને ત્યાં ફલ મૂળ જલ આદિકથી તેની ક્ષુધાતૃષા શાંત કરીને તેમણે તેને પોતાની પાસે રાખ્યો.

એક દિવસે એ મહાત્મા પોતાના આશ્રમમાં એક વૃક્ષતળે બેઠા હતા, ત્યારે પાસેના અરણ્યમાં ફરવા જવાની ઈચ્છાથી તે ઋષિપુત્ર પ્રત્યે બોલ્યા; બાપ સુમનશર્મા !* આપણી પર્ણકુટીના છાપરા નીચેના ભાગમાં મારો પલાશદંડ† ખોસેલો છે તે લઈ આવ, પછી વનમાં જઈએ. ત્યાં હું તને નિત્ય લઈ આવવા માટેનાં પુષ્પો, સમિધો, દર્ભો તથા ફલ મૂળાદિકનો સમૂહ દેખાડીશ, જેથી તને સદા સુગમ પડશે. જા ને સત્વર પાછો આવ; કેમકે વિલંબ કરીશું તો દિવસ અસ્ત થવા આવ્યો છે, માટે આપણને માર્ગમાંના ઋષ્યાશ્રમો‡ પ્રત્યે થઈને આવતાં સાયંહોમ§ વેળા વટી જશે."

ગુરુની આજ્ઞા થતાં જ સુમનશર્મા એકદમ દોડ્યો. તે ઉતાવળો ઉતાવળો પર્ણશાળામાં જઈ છાપરામાં દંડ ખોળવા મંડ્યો. દંડ એવી રીતે ખોસેલો હતો કે, જો સાચવીને ધીમે ધીમે ખેંચી લેવામાં આવે તો જ નીકળે. સુમનને તો બહુ ઉતાવળ હતી. તેણે તે દૃષ્ટિએ પડતાં જ ઝડપથી ઝાલીને એવી રીતે ખેંચ્યો કે, મોટા જોરના આંચકાથી તુરત આખી પર્ણકુટી કે, જે ઘણાક સમયની જૂની હોવાથી પડું પડું થઈ રહી હતી, તે એકદમ ભોંયપર તૂટી પડી. સુમન ભય પામી ત્વરાથી બહાર ખસી ગયો; અને ધડકતી છાતીએ ને શ્વાસ ભરાયલે મોઢે, ગુરુમહારાજ આગળ જઈ દંડ આપીને હાથ જોડી ઉભો રહ્યોઃ તે કશું બોલી શક્યો નહિ. એ જોઈ મહાત્મા બોલ્યા; "બાપ ! કોઈ મોટા ભયમાં આવી પડેલાની પેઠે તું ગભરાયલો કેમ દેખાય છે ?"

સુમને ઓશિયાળે મોઢે કહ્યું; "કૃપાનાથ ! દંડને ખેંચી લેતાં આંચકાથી પર્ણકુટી પડી ગઈ, એ મારો અપરાધ થયો છે."

મહાત્મા બોલ્યા; "શું પર્ણકુટી પડી ગઈ ? ચાલ, જોઈએ કેમ થયું ?" એમ કહી તેને સાથે લઈને તેઓ પર્ણશાળા આગળ ગયા, તો ત્યાં લાકડાં, પાંદડાં, ઘાસ ઈત્યાદિનો મોટો ઢગલો પડેલો હતો. એ જોઈ તેઓ બોલ્યા; "કાં, ભાઈ સુમન ! પર્ણકુટી ક્યાં પડી ગઈ ? અહીં પર્ણકુટી એવું નામ જ ક્યાં છે ?"

સુમને કહ્યું; "પિતાજી ! આ આપની સામે પડેલો ઢગલો જ પર્ણકુટીનો છે."

---

* એ તે ઋષિપુત્રનું નામ. † ખાખરાનો દંડ. ‡ ઋષિઓના આશ્રમો. § સાયંહોમ–અગ્નિહોત્રવિષે નિત્ય સાંજ સવાર હોમ કરવામાં આવે છે, તેમાંનો સાયંકાળનો હોમ.

ગુરુજી બોલ્યા; "બાપ! આમાં પર્ણકુટી કયાં છે? આ તો કેટલાંક લાકડાં પડ્યાં છે. તેને તું પર્ણકુટી કહે છે? વાહ! કિંવા પાંદડાંના ઢગલાનું, કે પેલા તૃણસમૂહનું પર્ણકુટી એવું નામ છે? અથવા માંહે કેટલાંક દર્ભનાં ને મુંજનાં દોરડાં દેખાય છે? તેનું નામ પર્ણકુટી?"

સુમન બોલ્યો; "ના કૃપાનાથ! એ બધાયવડે જે કુટી-કોટડી બનાવી હતી, તે પર્ણકુટી!"

ગુરુજી બોલ્યા; "ઠીક બોલ્યો, પણ એમાં 'કુટી' એવી વસ્તુ કયાંય દેખાય છે ખરી?"

સુમને નમન કરી કહ્યું; 'ના કૃપાનાથ!"

ગુરુજી બોલ્યા; "હવે તું સમજ્યો હોઇશ કે, અનેક વસ્તુઓનો સંઘાત થયો હોય, તેને અમુક પદાર્થ કે વસ્તુરૂપે નામ આપીને ઓળખવામાં આવે છે, પણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં તે વસ્તુ જ નથી, પણ તે અનેક વસ્તુઓનો સમૂહ છે. પર્ણકુટી એ માત્ર કલ્પિત નામ જ છે, ને તેમાં ઘણી વસ્તુઓ એકઠી કરીને તેનો અમુક પ્રકારનો આકાર કલ્પવામાં આવ્યો હતો. તે જ પ્રમાણે, હે સુમન! તારે સમજવાનું છે કે, જેવી એ પર્ણ એટલે પાંદડાં આદિકની બનાવેલી કુટી તે પર્ણકુટી, તેવી જ આ (તેના શરીર ભણી હાથ કરી કહ્યું,) મુખ્ય પાંચ વસ્તુઓ એકઠી કરીને બનાવેલી કુટી, તે પંચકુટી છે. હે સુમન! જેને તું પોતાનું શરીર કહે છે, તે તારે સદા સર્વદા વસવાની એક કુટી કહેતાં કોટડી જ છે. જેમ આ પર્ણકુટી વિષે મુખ્ય ભાગ પર્ણોનો એટલે પાંદડાંનો વિશેષ હોવાથી તેનું નામ પર્ણકુટી કલ્પ્યું છે, તેમ આ શરીરરૂપ કુટીમાં પણ મુખ્ય પાંચ વસ્તુઓ વિશેષ હોવાથી તેનું નામ પંચકુટી કલ્પ્યું છે; બાકી તો તેમાં તે ઉપરાંત બીજી વસ્તુઓ અનેક છે."

એ સાંભળી સુમન બોલ્યો-"પ્રભો! શું આ શરીર જુદી જુદી પાંચ વસ્તુઓનું બનેલું છે? તે પાંચ વસ્તુઓ કયી?"

ગુરુજી બોલ્યા—"ભાઇ! એમાં પૃથ્વી, જળ, તેજ, વાયુ ને આકાશ, એ પાંચ મુખ્ય વસ્તુઓ છે."

સુમને પૂછ્યું-"પિતાજી! એ પાંચ ઉપરાંત બીજી કયી કયી વસ્તુઓ એમાં મળી છે?"

ગુરુજીએ ઉત્તર દીધું-"બાપ! એ પાંચ વસ્તુઓ તો સ્થૂલ એટલે દૃષ્ટિથી દેખાય તેવી છે; પણ તે ઉપરાંત જે બીજી ત્રણ વસ્તુઓ છે

ચમત્કારિક છે, તે સૂક્ષ્મ એટલે કોઇના જોવામાં નહિ આવી શકે તેવી છે. તે મન, બુદ્ધિ ને અહંકાર છે. મનના પેટામાંથી એક બીજી વસ્તુ ‘ચિત્ત’ એ નામે પ્રસવે છે, ને તેથી એના સહિત તેઓ ચાર ગણાય છે.* એ ચાર તથા પ્રથમ ગણાવેલી પાંચ મળી, નવે વસ્તુઓમાંથી ઉપજેલી બીજી પેટા વસ્તુઓ ઘણી છે. તે સઘળું મળીને આ તારી શરીરરૂપી પંચકુટી બની છે.”

સુમન બોલ્યો–“કૃપાનાથ! એ નવ વસ્તુઓમાં મારી તો ગણના આવી જ નહિ. ત્યારે શું હું તેઓ કરતાં ન્યારો જ છું?”

ગુરુજીએ કહ્યું–“હા, પુત્ર! તું તેઓ કરતાં તદ્દન જ ન્યારો જ છે, જેમકે, આ પર્ણકુટી સાજી હતી, ત્યારે તેમાં આપણે વસતા હતા અને તે આપણી પર્ણકુટી છે, એમ અભિમાન ધરતા હતા; પણ ખરું જોતાં આપણે તેનાથી જુદા જ હતા; કેમકે, તે ભાંગીને છિન્ન ભિન્ન થઈ ગઇ, છતાં આપણે ભાંગ્યા કે તૂટ્યા નથી; તે પ્રમાણે આ શરીરરૂપ પર્ણકુટી પણ ભાંગે, તૂટે વા નાશ પામે, તો પણ તેની અંદર વસનારને કશો બાધ આવતો નથી કે નાશ થતો નથી.† તું તે શરીર નહિ, પણ તેમાં વસનારો હોવાથી, તેના કરતાં તદ્દન નિરાળો છે. હે બાપ! એ નવે વસ્તુઓ જો કે બહુ ચમત્કારિક છે, તથાપિ તે સ્વાત્મબળવાળી નથી; તેઓ જડ છે–પર પ્રકાશથી પ્રકાશનારી છે, ચન્દ્રરૂપિણી છે. જેમ ચંદ્ર, સૂર્યના તેજવડે પ્રકાશિત થાય છે તેમ આ જડ પદાર્થ પણ આત્માની-ચૈતન્યની સત્તાથી પ્રકાશે છે. એ સઘળી એકઠી મળીને આ શરીરરૂપ પંચ-કુટી તૈયાર થાય છે. પરંતુ તે ચૈતન્ય વિનાની હોવાથી હાલીચાલી કે વૃદ્ધિ પામી શકતી નથી. જડ હોય તે શું કરી શકે? જડ એટલે જીવન-તત્ત્વ–ચૈતન્ય–વિનાનું. જ્યારે તેમાં ચૈતન્ય આવી ભળે છે, ત્યારે તે સજીવન અર્થાત્ જીવતી થાય છે. હે સુમન! એ ચૈતન્ય તે જ તું છે, એમ સમજ.”

સંત મહાત્માએ એ પ્રમાણે પંચકુટીનું વર્ણન કહી સંભળાવ્યું, તે પછી સુમનશર્મા ઘણીકવાર સુધી વિચારમાં જ ઊભો થઈ રહ્યો! તેનું મન હવે ચોમેરથી એકત્ર થઇને અંદર પેઠું ને પોતાને ઓળખવાનો પ્રયત્ન કરવા લાગ્યું. તેણે જાણ્યું કે, પોતે પોતામાં જ છે. પણ ક્યાં છે, કેવો છે, તે તે જાણી શક્યો નહિ. પુષ્કળ શોધ કરવા છતાં એનો ગુંચ-વાડો મટ્યો નહિ. તે પાછો હાથ જોડીને ગુરુ પ્રત્યે બોલ્યોઃ “કૃપા-

---

* મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત અંતઃકરણચતુષ્ટય કહેવાય છે. † न हन्यते हन्यमाने शरीरे ।

નાથ ! આપે પૃથ્વી, જળ ઇત્યાદિ વસ્તુઓનો આ શરીરકુટીમાં સંઘાત ગણાવ્યો; પણ તે સઘળી વસ્તુઓ તેમાં રૂપાંતર પામેલી હોવાથી ઓળખી શકાતી નથી.”

મહાત્માએ કહ્યું; “ભાઇ ! એ સત્ય છે; રૂપાંતર થયા પછી વસ્તુઓને ઓળખવી કઠણ તો પડે જ; પણ તારા સરખાને બહુ કઠણ નથી. સાંભળ: આ શરીરમાં અસ્થિ, માંસ, ચર્મ, નાડી, રોમ, નખ, એ વસ્તુઓ પૃથ્વીનો ભાગ છે; રુધિર, લાળ, થુંક, પરુ, ઇત્યાદિ જળનો ભાગ છે; જઠરરૂપ આહાર પચાવાની શક્તિ, આંખમાં જોવાની શક્તિ ઇત્યાદિ તેજનો ભાગ છે. શ્વાસોચ્છ્વાસ, અન્નપાનાદિકને યથાસ્થાને પહોંચાડવાં, મળમૂત્રાદિકનો ત્યાગ કરવો, ઇત્યાદિક ક્રિયારૂપ સર્વત્ર વ્યાપી રહેલો વાયુનો ભાગ છે; હૃદયાદિથી લઇને આખા શરીરમાં જેટલો ભાગ પોકળ છે, તે આકાશનો ભાગ છે.* આ પાંચે તત્ત્વો તથા તેઓના ભાગો, સ્થૂલ એટલે આપણી દૃષ્ટિએ દેખાય તેવા છે. પણ તે ઉપરાંત મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, એ વસ્તુઓ કહી, તે હૃદયપોકળમાં વસે છે ખરી, પણ દૃષ્ટિગોચર થાય તેવી નથી. એ સર્વ જડ વસ્તુઓના સમૂહમાં જે ચેતનરૂપ પદાર્થ વસે છે, તે જ તું.† એને જ જીવ એવી સંજ્ઞા છે.”

## જીવ કેવો છે ?

આ સાંભળી સુમનશર્મા બોલ્યો; “કૃપાનાથ ! એ જીવ કેવો છે ?”

તેના ઉત્તરમાં મહાત્મા ગુરુ બોલ્યા; “બાપ ! આ જગતમાં મુખ્યમાં મુખ્ય બે વસ્તુઓ છે; એક જડ અને બીજું ચૈતન્ય. તારા, મારા અને સર્વ પ્રાણીઓના દેહો તથા બીજું પણ જે કંઇ દૃશ્ય છે તથા અદૃશ્ય છે, તે સઘળું જગત્-એ જડ પદાર્થમાંથી જ થયેલું છે. અને તે સઘળાને જીવન આપનાર તે પરમ ચૈતન્ય છે. જડ પદાર્થ વિકારવાળો અને પરિણામી-નાશવંત છે, પણ ચૈતન્ય અવિકારી અને અવિનાશી છે. જડ વિકારવાળો, એટલે તેના અનેક આકારો, અવસ્થાઓ અને રૂપાંતરો થાય છે; પણ અવિકારી એવા ચૈતન્યનો કશો

* पृथिव्यादिमहाभुतानां समवायं शरीरम् । यत्कठिनं सा पृथिवी, यद्द्रवं तदापः, यदुष्णं तत्तेजः, यत्सञ्चरति स वायुः, यत्सुपिरं तदाकाशम् ।...अस्थिचर्मनाडीरोमनखमांसाश्चेति पृथिव्यंशाः । मूत्रश्लेष्मरक्तशुक्रस्वेदा अबंशाः । क्षुत्तृष्णालस्यमोहमैथुनान्यग्नेः । प्रचारणविलेखनस्थूलाद्युन्मेषनिमेषादि वायोः । कामक्रोधलोभमोहभयान्याकाशस्य । शारीरकोपनिषत् ।　　† तत् त्वम् असि ।

આકાર, કશી અવસ્થા કે કશું રૂપાંતર થતું નથી. એ* શસ્ત્રથી કપાતો નથી, અગ્નિથી બળતો નથી, પાણીથી સડતો નથી, વાયુથી શોષાતો નથી, ને કાળાંતરે પણ ક્ષય–લય પામતો નથી. એ વધતો કે ઘટતો પણ નથી. એ સર્વને વિષે જીવનરૂપ હોવાથી જીવ એવી સંજ્ઞા પામેલો છે. એ જ પરબ્રહ્મ, પરમાત્મા–પરમેશ્વર. પ્રભુ–પરબ્રહ્મ–પરમ બ્રહ્મનો અંશ હોવાથી તેને ઓળખ્યો, એટલે પરમાત્માને ઓળખવાનું દ્વાર ખુલ્લું થાય છે. એનું યથાર્થ સ્વરૂપ કેવું છે, એ માટે કેટલાક જિજ્ઞાસુ લોકોએ પૂર્વે એક મહાપુરુષને પૂછ્યું, ત્યારે તેમણે ટુંકમાં માત્ર એટલું જ કહ્યું, કે, 'જીવ એ અખંડાનંદ પરમાત્માની સત્તા માત્ર છે. તમારા સર્વના ઉપર વ્યાપી રહેલી તમારા રાજ્યકર્તાની સત્તા, કે જેને અનુસરીને તમે સૌ સન્માર્ગે વર્તો છો, તે સત્તા શું તમારા જોવામાં આવે છે? એનું સ્વરૂપ કેવું છે? તે તમે કહી શકશો? એ સત્તા શું કાળી, ધોળી, લાંબી, ટુંકી, ઊંચી, નીચી, ઇત્યાદિ કોઇ પણ પ્રકારની કહી શકાશે? નહિ જ. એ જ પ્રમાણે જેનું સ્વરૂપ કળી કે કથી ન શકાય, એવો ઇશ્વરી સત્તારૂપ જીવ છે. તે શુદ્ધ છે, સનાતન છે, અખંડ છે, અલેપ છે ને વ્યાપક છે. એનું યથાર્થરૂપ જાણવું જોવું બહુ દુર્લભ છે ને તે આ ચર્મચક્ષુથી દેખાય તેવું નથી જ. તેમ જ શિવ–પરબ્રહ્મ–પરાત્પર–પરમાત્માનું સ્વરૂપ પણ ચર્મચક્ષુથી દૃશ્યમાન થાય તેવું નથી,† તેમ જ સહજમાં કળી પણ શકાય તેવું નથી. એ તો બુદ્ધિરૂપ નેત્રથી જોવાનું છે.‡ વાણીવડે એનું યથાર્થ વર્ણન પણ થઇ શકે તેવું નથી. એનું યથાર્થ સ્વરૂપ જાણવા માટે ઘણા પ્રબળ પુરુષાર્થની જરૂર છે, પણ જિજ્ઞાસુ–મુમુક્ષુ જ્યારે વિધિસંયુક્ત દૃઢ અભ્યાસરૂપ પુરુષાર્થ કરે છે, ને તે પુરુષાર્થ પરિપકવ થાય છે, ત્યારે ભગવાનની કૃપાથી આપોઆપ જ એ સ્વરૂપનું જ્ઞાન તેના હૃદયમાં પ્રકટ થાય છે; અને જ્ઞાન પ્રકટ થયા પછી, નિત્યના અભ્યાસથી એ પરમ પુરુષનો સાક્ષાત્કાર થાય છે; અને ત્યારે આ જીવ નિર્બંધ–મુક્ત થાય છે. એ માટે પરમાત્માએ પોતાના પ્રિયતમ સેવકો પ્રત્યે કહેલું પણ છે કે, "મનુષ્ય જ્યારે પ્રેમપૂર્વક અને ભક્તિપૂર્વક મારા માર્ગવિષે મન લગાડીને અભ્યાસ કરે છે, ત્યારે તેના હૃદયમાં જ્ઞાનરૂપ દીપકવડે હું પ્રકાશ કરું છું, જેથી તે પોતાની મેળે સ્વસ્વરૂપને જાણી લે છે."

---

*नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः । न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥

†न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा । ‡ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ।

વળી પરમાત્માએ કહ્યું છે કે, "ચિત્તને અને પ્રાણને પણ મારેવિષે લગાડીને જેઓ પરસ્પર મારો બોધ કરે છે, નિત્ય મારું કથન કરે છે, ને તેમાં જ સંતુષ્ટ થઇ રમણ કરે છે, એવા સતત અભ્યાસથી મને પ્રીતિપૂર્વક ભજનારાઓને હું એવો બુદ્ધિયોગ આપું છું કે, જેવડે તેઓ મને પ્રાપ્ત થાય છે. તેઓનાપરની અનુકંપા-દયાને અર્થે હું તેઓના હૃદયમાં રહેલા અજ્ઞાનરૂપ અંધારાનો જ્ઞાનરૂપ દીપકવડે પ્રકાશ કરીને નાશ કરી દઉં છું."*

હે વત્સ ! એટલા માટે જે પુરુષ ભક્તિરહિત હોઇને એ પ્રમાણે પ્રયત્નપૂર્વક અભ્યાસ કરનારો ન હોય, તેને એ આત્મસ્વરૂપનું જ્ઞાન કહેવું પણ યોગ્ય નથી; કેમકે એ અપાત્ર હોવાથી તેને કહેલું સર્વ વ્યર્થ જાય છે. એવા અભક્ત અને પુરુષાર્થ નહિ કરનાર મનુષ્યનો જીવ સ્વતંત્ર નથી; તે પ્રકૃતિને વશ થઇ ગયેલો હોય છે અને એ પ્રકૃતિ સ્વભાવથી જ જડ તથા અધોમાર્ગે ઉતરી જનારી હોય છે, એટલે તેને વશ થઇ ગયેલો પ્રાણી ઉત્તમ આચરણ શી રીતે કરી શકે ?† તેથી જીવને ઓળખવાનો અભ્યાસ કરનારા મનુષ્યે પ્રથમ જીવની પ્રકૃતિને એટલે જે જડ સમુદાયની અંદર જીવ રહેલો છે એ સમુદાયરૂપ વસ્તુઓને (જગતને) સારી પેઠે ઓળખવી તથા વશ કરવી જોઇએ."

## જીવની સેના

એ સાંભળી સુમન બોલ્યો; "કૃપાનાથ ! એ પ્રકૃતિ કઇ ? તેને કેવી રીતે વશ કરવી જોઇએ ?"

મહાત્મા ગુરુએ કહ્યું: "પ્યારા સુમન ! સુમન પેરે સુગંધ પ્રસરાવવા જે પ્રશ્ન તું પૂછે છે, તેથી હું સંતુષ્ટ છું. સાંભળ; લક્ષ દે. જેમ કોઇ એક રાજ્યનો રાજા છે, તે આખા રાજ્યનો ધણી છે, ને સર્વના ઉપર તેની સત્તા છે, તથાપિ રાજ્યનું સઘળું કાર્ય કંઇ તે પોતાના હાથથી કરી શકતો નથી; માટે તે રાજ્યના કાર્યભાર સારુ તેને અનેક કારભારીઓની જરૂર પડે છે, ને તેઓને હાથે કામ કરાવવું પડે છે; તેમાં જો તે કારભારીઓ નીચ સ્વભાવના, કુટિલ, વાચાળ તથા સ્વાર્થી હોય તો તેઓ પોતાના સ્વભાવને અનુસરીને રાજાને પણ અનેક ઉલટી વાતો સમજાવી, છળકપટથી પોતાને વશ કરી લે છે, ને પોતાના એક

---

* मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् । कथयंतश्च मां नित्यं तुष्यंति च रमन्ति च ॥ तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् । ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥ तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः । नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ।        † प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ।

રમકડા સરખો પરતંત્ર કરી લઇ, ગમે તેવે નીચ માર્ગે ઉતારી પાડે છે; તે જ પ્રમાણે આ જીવને પણ એક રાજારૂપે જોઇએ તો તેના કારભારીઓ પણ એવા જ કુટિલ, સ્વાર્થી અને નીચ સ્વભાવના છે; તે છળબળ કરીને તેને પોતાને વશ કરી લઇને નીચ–અધમ માર્ગે ઉતારી પાડતાં વાર લગાડતા નથી. તેથી તેઓના હાથમાં પરતંત્ર થઇ ગયેલા જીવને, આ લોકના કે પરલોકના સુખની આશા જ રહેતી નથી: તો પછી સર્વ સુખોનું મૂળ એવું પોતાનું સ્વરૂપ જાણવાની તો આશા શાની જ હોય? આટલા માટે પ્રથમ જીવના સૈન્યને મનુષ્યે સારી પેઠે ઓળખીને તાબે કરવાની આવશ્યકતા છે."

આટલું કહીને મહાત્મા મુનિ પાછા બોલ્યા; "આપણે એવી કલ્પના કરીએ કે, જીવ એ એક સમર્થ રાજા છે, અને આ શરીર તે એનું રાજ્યસ્થાન છે. એને વિષે એની સેના ભિન્નભિન્ન સ્થાને વસે છે. આ દેહરાજ્યનું યથાર્થ વર્ણન તો બહુ વિસ્તારવાળું છે, પણ સમજવા માટે કંઈક વર્ણન હું કરું છું. આ શરીરરૂપ જે જીવનું રાજનગર છે, તેમાં બુદ્ધિ, તે રાજાનો મંત્રી છે; કામ એટલે સર્વ પ્રકારની ભોગાભિલાષારૂપ માયા, તે પ્રધાન છે; ક્રોધ સેનાપતિ છે; ચક્ષુ તથા શ્રોત્રાદિક જ્ઞાનેન્દ્રિયો, તેના કાર્યભારીઓ ને હસ્તપાદાદિક કર્મેન્દ્રિયો તે તેના અનુચરો છે; સદ્વાસનાઓ તથા દુર્વાસનાઓ અને અસંખ્ય પ્રકારની મનોવૃત્તિઓરૂપ તેની પ્રજા છે. કામ જે તેનો પ્રધાન છે, તે બહુ જૂઠો, પાખણ્ડી અને સર્વ અધમતાનું મૂળ છે; ક્રોધ સેનાપતિ, કે જેના હાથમાં કોટવાલનું પણ કામ છે, તે મહાક્રૂર અને તીક્ષ્ણ છે–એ સર્વદા જીવોનો ઘાત જ ઇચ્છે છે. કામરૂપ પ્રધાન એમ જ ઇચ્છે છે કે, રાજાનો સર્વ વૈભવ હું જ ભોગવું ને તેનું દ્રવ્ય ખર્ચી નાખું; તેથી બુદ્ધિરૂપ મંત્રીની સાથે એકતા તથા એક વિચાર ન રાખતાં તે કેવળ સ્વેચ્છાચારી બની જાય છે. આવાં કારણથી જીવરાજનું નગર બહુ દુઃખી રહે છે. આમ થતાં પણ જો સાવધ અને દૃઢ રહી, જીવરાજ પોતાના ડાહ્યા મંત્રી બુદ્ધિની સાથે એકમત થઇને શાંતપણે એકાંતમાં વિચાર ચલાવે, ને ઉન્મત્ત થયેલા પ્રધાનરૂપ કામની સત્તા નિર્બળ કરી, તેને પોતાને વશ કરી લઇને, ડાહ્યા મંત્રીના વિચારથી કિંચિત્ પણ વિરુદ્ધ ન ચાલવાનો કરપ રાખે, તો પછી ક્રોધરૂપ કોટવાલ પોતાની મેળે જ તેને આધીન થઈ જાય છે; અને તે જીવરાજના રાજ્યમાં કોઈ જાતનો ઉત્પાત કરી શકતો નથી. આમ થવાથી જીવરાજનું રાજ્ય તેને સ્વાધીન

થઈ, પરમ સુખરૂપ થાય છે. કામ અને ક્રોધ મહા નટખટ છે ખરા, પણ તે શરીરની રક્ષાને માટે જ ઉત્પન્ન કરેલા છે, નહિ કે શરીરના નાશને માટે. પરન્તુ જો જીવ તેઓને વશ થઈ જઇને દુરાચારી બની જાય, તો તેનું આખું રાજ્ય નાશ પામે છે.* કામક્રોધાદિ પ્રધાન મંત્રીઓ પણ, ઈન્દ્રિયાદિક કારભારી અને સેવકવર્ગદ્વારા પોતાનું કામ કરે છે. એ ઇન્દ્રિયોને પણ જો સ્વચ્છંદતાથી, પોતાને ઈચ્છિત માર્ગે ચાલવા દેવામાં આવે તો તેથીએ મોટો અનર્થ થાય છે. માટે તે ઈન્દ્રિયાદિક સેવકવર્ગને બુદ્ધિરૂપ મંત્રીદ્વારા, જીવરાજ પોતાના વશમાં જ રાખે, સર્વને પોતપોતાની ઈચ્છાનુસાર ચાલવા ન દે, તો જ જીવરાજનું રાજ્ય સુખરૂપ ચાલે, પણ વળી જાણુ કે, કામ, ક્રોધ, ઈન્દ્રિયો ઈત્યાદિ વિના દેહરૂપી રાજ્યનો નિભાવ પણ થતો નથી, તેમ તેઓ પ્રબળ ને ઉન્મત્ત થઈ જાય તો તેથી અનર્થ પણ થાય છે. માટે પ્રત્યેક સમયે બુદ્ધિરૂપ મંત્રીએ તેઓને પ્રબળ ન થવા દેતાં, હમેશાં દબાયલા જ રાખ્યા કરવા જોઈએ. તેઓ પોતાને વશ રહે, એટલે જીવરાજ સદા સાવધ રહી, પોતાપણાંને વીસરી જતો નથી, અને પોતાના મહારાજાધિરાજ પરમાત્મા કે જેઓનું આપેલું રાજ્ય ભોગવે છે, તેનાથી વિમુખ ન થતાં તેની કૃપાનું પાત્ર બની જાય છે. મહારાજાધિરાજની કૃપા સંપાદન કરવી, એ જ તેનું ખરું કર્તવ્ય છે. કેમકે તે કૃપાળુનો પોતે અંશ છતાં તેમનાથી વિખૂટો પડી ગયો છે.† તે તેમની કૃપા વિના તેમનું દર્શન પામવાનો નથી, તો પછી તેમને જઇ મળવાની તો આશા જ કયાંથી રાખે ?

આ પ્રમાણે વાતચીત કરતાં કરતાં સમય વીતી ગયો. સાયંકાળનો હોમ કરવા વેળા થઈ. તે મહાત્મા ગુરુદેવ તત્કાળ ગંગામાં સ્નાન કરવા પધાર્યા. સુમનશર્મા પણ સ્નાનથી શુદ્ધ થઇ યજ્ઞસેવામાં સહાયભૂત થઇ ગયો.

અહીં સુધીનો ઈતિહાસ સાંભળીને, રાજપુત્ર જીવનસિંહ પોતાના ગુરુદેવને વંદન કરી બોલ્યો; "કૃપાનાથ ! હવે તો હું શું પણ આ સઘળા વિદ્યાર્થીઓ સુદ્ધાં સમજ્યા હશે કે, પોતાને ઓળખવું, એ કેટલું બધું વિકટ છે. વારુ, કૃપાનાથ ! એવી રીતના કુટિલ કારભારીઓ અને નીચ સેવકોના સમૂહ વચ્ચે રહેલો જીવ પોતે સ્વભાવે કેવો છે તે કહો."

---

* इद्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ। तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥ † ममैवांशो जीवलोके जीवभूतः सनातनः।

## જીવનો સ્વભાવ

એ પ્રશ્ન સાંભળી તેના વિદ્યાધ્યાપક ગુરુજી આ પ્રમાણે કહેવા લાગ્યાઃ-"બાપ જીવન! મૂળ સ્વરૂપે જીવ તો સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્માનો અંશ હોવાથી કેવળ શુદ્ધ, સનાતન અને સત્ત્વમય છે; પરમ ચૈતન્યરૂપ છે; મહાપવિત્ર અને નિર્લેપ છે; અવિનાશી છે; અપ્રમેય છે; અજન્મા છે; નિત્ય છે; શાશ્વત છે;* અદ્વૈત છે ને સૌથી પ્રથમ છે. વળી 'એ અવ્યય તથા અવિકારી છે, અચિંત્ય છે ને અચળ છે; સર્વગત અને અવ્યક્ત છે;† છતાં સ્વભાવથી જ જડ, વિકારી તથા પરિણામવાળી એવી પ્રકૃતિ કહેતાં માયાનો સંગી હોવાથી તેનામાં અનેક પ્રકારના વિલક્ષણ સ્વભાવોનો, કુતર્ક—અસત્તાનો પ્રવેશ થવા પામે છે. તેવા વિલક્ષણ સ્વભાવો જો કે અસંખ્ય છે, તથાપિ જુદા જુદા ચાર પ્રકારોમાં તેઓની વેહેંચણી કરીએ તો તે સમજવા સરળ થઇ પડે. (૧) એક તો પશુવત્ સ્વભાવ, (૨) બીજો રાક્ષસી સ્વભાવ, (૩) ત્રીજો પ્રેતાદિક સ્વભાવ ને (૪) ચોથો દૈવી સ્વભાવ. એમાં દૈવી સંપતનો જો જીવને સંગ થાય તો તેથી તે ઉત્તમ અવસ્થાને પામે છે ને આસુરી સંપતનો સંગ થાય તો નાશ પામે છે."‡

એ સાંભળી જીવનસિંહ બોલ્યો; "કૃપાનાથ! આપે પ્રથમ તો કહ્યું કે, જીવ અવિનાશી છે, તે કોઇથી કે કશાથી નાશ પામતો નથી; અને વળી કહો છો કે, અશુભ કહેતાં આસુરી સંપતનો સંગ થવાથી જીવ નાશ પામે છે, એ તો વિરોધવાળી વાત થઈ !"

મહાત્મા અધ્યાપક તેને ધન્યવાદ આપી બોલ્યા; "બાપ જીવનસિંહ! તારો પ્રશ્ન અતિ ઉત્તમ છે. મેં જે પૂર્વે કહ્યું છે કે, જીવાત્મા અજર, અમર તથા અવિનાશી છે, એ વાત જ યથાર્થ છે. તે શુદ્ધાત્મા છે, તો પણ આસુરી સંપતને વશ થઇ પડવાથી તે નાશ પામે છે એમ કહેવાનો હેતુ એવો છે કે, યોનિમાં જન્મવાથી જીવને અજ્ઞાનરૂપ અંધકારમાં જ પડી રહેવું પડે છે ને પ્રકૃતિના સંગથી અસંખ્ય દુઃખો જ ભોગવવાં પડે છે તથા ઉત્તરોત્તર તેના કરતાં વિશેષ અધમાધમ યોનિઓમાં અવતાર ધરીને સદાને માટે રીબાયા કરવું પડે છે. અને તેમાંથી

---

* अजो नित्यः शाश्वतोऽयं पुराणः ।-नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥

† अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते । ‡ दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता ।

ઉદ્ધાર થવાનો પ્રસંગ બહુ જ અલભ્ય થઈને દૂર જતો રહે છે.* આનું જ નામ આત્માનો નાશ કહેવાય છે. આ સંસારમાં વારંવાર જન્મવું ને મરવું–એક ખાડામાંથી નીકળી બીજામાં પડવું†–એ જ આત્માનો નાશ માનવાનો છે. આત્મા પંડે તો અજન્મા છે, છતાં પ્રકૃતિના સંગથી તેને વારંવાર અનેક પ્રકારના દેહો ધરવા તથા મૂકવા પડે ને તે વેળાનું એટલે કે દેહ ધરવાનું તથા મૂકવાનું એટલે જન્મનું ને મરણનું જે અપાર કષ્ટ છે, તે તેને દેહરૂપે નિરુપાયે ભોગવવું પડે છે. પુરુષ એવો જે જીવ, તે પ્રકૃતિને સંગે રહીને પ્રકૃતિ થકી ઉત્પન્ન થયેલા ગુણોને ભોગવે છે‡ અને સારી તથા નરતી યોનિમાં તેને જન્મ લેવો પડે છે. એનું કારણ એટલું જ કે, તે પ્રકૃતિના ગુણોનો સંગી છેઃ પ્રકૃતિના ગુણોમાં લેપાઈ જવાથી તે પોતે પોતાપણું તદ્દન જ ભૂલી જાય છે એટલે હું કોણ અને શી વસ્તુ છું, એનું તેને કેવળ જ વિસ્મરણ થાય છે. એવી રીતે પોતાપણાને વિસરી ગયેલા પ્રાણીને, સદ્ અસદ્ વસ્તુનું કે આચરણનું, કે દૈવી આસુરી સંપતના સુખદુઃખનું કયાંથી ભાન રહે ? મેં પૂર્વે કહી બતાવેલી ચાર પ્રકારની સંપત્તિઓ તેનામાં પ્રવિષ્ટ થવા પામે છે. પશુઓ, રાક્ષસો, પ્રેતો ને દેવો, એ ચારેમાંથી ગમે તે સંપત્તિને વશ થઈ ગયલો તે પ્રાણી, તેવાં જ કર્મો કરે છે, ને અંતે તે તે કર્મનું તેવું જ–ઉત્તમ કે અધમ–ફળ ભોગવવા માટે મનુષ્યપણાથી ભ્રષ્ટ થઈને, અધમાધમ યોનિમાં અવતરે છે.''

**પશુસ્વભાવ**

(૧) એટલું કહી જીવનસિંહના વિદ્યાગુરુ બોલ્યા; ''બાપ જીવન ! તું કદાચ કહીશ કે, મનુષ્ય પ્રાણીમાં વળી પશુવત્ સ્વભાવ કેમ કરીને પ્રવિષ્ટ થઇ શકે ? તેના સમાધાનમાં સમજવાનું છે કે, મનુષ્યમાં જે નાના પ્રકારના ભોગો ભોગવવાની અભિલાષા તથા તૃષ્ણા, ક્ષુધા, ભય, નિદ્રાદિક ગુણો છે, તે પશુઓના છે. પશુઓમાં એટલા ગુણો તો સ્વાભાવિક જ હોય છે, ને એમાં જ તેઓનું કૃતકૃત્યપણું પણ છે. પશુઓમાં જે ગુણો છે, તે મનુષ્યોમાં પણ છે જ§ અને એના કરતાં અધિક સારા ગુણો જેનામાં હોય નહિ, તે મનુષ્ય પશુ સંપતનો સ્વામી જાણવો !

* आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि । मामप्राप्यैव कौंतेय ! ततो यांत्यधमां गतिम् । † पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम् । ‡ पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान्गुणान् । § आहारनिद्राभयमैथुनं च सामान्यमेतत्पशुभिर्नराणाम् । धर्मो हि तेषामधिको विशेषो धर्मेण हीनाः पशुभिः समानाः ॥

(૨) બીજો જે ક્રોધમય સ્વભાવ છે,* કે જેવડે પારકી ઇર્ષ્યા, કઠોર વચન, નિર્દયતા અને હિંસકપણું ઇત્યાદિ દુર્ગુણો ઊપજે છે, તે રાક્ષસોનો સ્વભાવ છે. રાક્ષસોમાં અનેક પ્રકારનાં છળ કપટ કરવાં, દંભ કરવો, દાવપેચ રમવા, મિથ્યા ઉપાધિઓ વહોરવી ને છેવટે જેનું ફળ પાપ વિના કે દુઃખ વિના બીજું કંઇ જ મળતું નથી તેવાં કર્મો કરવાં, ધર્મનો તથા પરલોકનો સદાનો ત્યાગ કરવો, ગુણમાં પણ દોષારોપ કરવો गुणेषु दोषदृष्टिः–અસૂયા એ સર્વ આસુરી સ્વભાવ છે.†

**રાક્ષસસ્વભાવ**

(૩) ત્રીજો પ્રેતસ્વભાવ છે. ભૂતો તથા પ્રેતો અદૃશ્યપણે રહીને મનુષ્ય પ્રાણીઓને અનેક છળ કપટ વગેરે કરી ભય પમાડે છે, દુઃખ દે છે, પણ તેથી તેઓને પોતાને યત્કિંચિત્ પણ સુખ થતું નથી; ઊલટો પરિશ્રમ અને દુઃખ જ તેઓને કર્મે તો વહેવાનાં છે. તેવા ગુણવાળા મનુષ્યો પ્રેતસ્વભાવની ગણતીમાં છે. આ ત્રણે ગુણવાળાને શ્રીકૃષ્ણે આસુરી સંપતમાં ગણ્યા છે.

**પ્રેતસ્વભાવ**

(૪) ચોથો સ્વભાવ દેવતાનો છે–એ દૈવી સંપત્ છે. દેવતાઓ જેમ સૌ વાતે પવિત્ર રહી, અનેક પ્રકારની સંજીવની આદિક દિવ્ય વિદ્યાઓનો આશ્રય કરે છે, પરોપકાર કરે છે, સત્ત્વગુણને અનુસરી અનેક સત્કાર્યો તથા પુણ્યરૂપ કર્મો કરે છે, સદ્વસ્તુનો સંગ અને અસદ્ વસ્તુ પ્રત્યે વિરાગ ધારણ કરે છે, નિદ્ય કર્મોનો સર્વથા ત્યાગ કરી સર્વ જીવોના સુખ માટે પ્રયત્ન કરે છે અને સર્વદા કલ્યાણને જ માર્ગે પ્રવર્તે છે, એવા ગુણવાળા મનુષ્યો દૈવી સંપત્ છે.‡ દૈવી સંપત, ત્યાગ, તિતિક્ષા તથા તપનું સર્વકાળ સેવન કરે છે.

**દૈવીસ્વભાવ**

"હે જીવન ! એ ચારેમાંથી પ્રાણી જે જે સ્વભાવને વશ થાય છે, તેવો તેવો થઇને તેવા સ્થળને તે પામે છે. એ ચારેમાં પણ માત્ર દૈવી સંપતને માટે જ દેવયાન માર્ગ નિર્માણ કર્યો છે. દૈવી સંપત્ એ જ, સ્વાત્મસ્વરૂપ-સ્વાત્મજ્ઞાન-બ્રહ્મજ્ઞાન કરાવવામાં સહાયક થનાર છે અને પરિણામે પરમ સુખને આપનાર છે. તે વિનાના અન્ય ત્રણે તો અધો-

* अत्यन्तकोपश्च कठोरवाणी दरिद्रता च स्वजनेषु वैरम् । नीचप्रसङ्गः कुलहीनसेवा चिह्नानि देहे नरकस्थितानाम्. † ભગવદ્‌ગીતા અ. ૧૬. ૭ થી ૧૯ શ્લોકો. દૈવાસુર સંપદ્વિભાગયોગ. ‡ ભગવદ્‌ગીતા અ. ૧૬. શ્લોકો ૧. ૨ ને ૩

માર્ગે–નરકે લઇ જનારા છે. એટલા માટે તું દૈવી સંપતનો આશ્રય કર. હે બાપ ! એ સ્વભાવો કંઈ મનુષ્યના શરીર સાથે સંબંધ ધરાવતા નથી, પણ તેના હૃદય–અંતઃકરણ સાથે સંબંધ રાખે છે, ને તેથી જેવા સ્વભાવનો સંબંધ થાય, તદ્રૂપ તેનું હૃદય થઇ જાય છે. આ સંબંધમાં તને એક દૃષ્ટાંત કહું છું તે તું સાંભળ."

## સ્વપ્નથી સ્વભાવપરીક્ષા

કોઇ એક અતિ તૃષ્ણાળુ મનુષ્યને એકવાર એવું સ્વપ્ન આવ્યું કે, જાણે પોતે એક શ્વાનરૂપ બન્યો છે. તે બહુ ભૂખ્યો, તેમ જ તરસ્યો છે, ને નગરમાં ઘેરઘેર ભટકે છે; પણ તેને કોઇ પણ સ્થળેથી ટુકડો રોટલો મળતો નથી. એવામાં એક બાળક હાથમાં પૂરી લઇને ઘરના આંગણા આગળ રમે છે, તેને જોઇ અસહ્ય ક્ષુધાના ત્રાસને લીધે તે તેની પાસે દોડી જાય છે, અને પેલી પૂરી ઝુંટાવી લઇને નાસવા જાય છે, તેવો જ તે બાળકનો પિતા, પછવાડે જોઈ રહ્યો હતો, તે એક મોટો ધોકો લઇને તેની પૂંઠે પડે છે, જોરથી બેચાર લાકડીના સપાટા ખેંચી કાઢે છે, ને તે શ્વાન મૂર્છાગત થાય છે. પેલી પૂરી તો ક્યાંય પડી ગઈ, પણ તેના બદલામાં મોઢે ધૂળ ભરાઇ જઇને તેનાથી મોટેથી ભસાઇ જવાય છે. આ સઘળું જો કે સ્વપ્નમાં થયું હતું, પણ એ મારના ભયથી બૂમ તો સ્વપ્નસ્થ પુરુષથી સાચેસાચ જ પડાઇ ગઇ. શ્વાન જેમ રોતો હતો, તેમ જ તે નિદ્રાવશ પુરુષ પણ શય્યામાં સૂતો સૂતો રડવા લાગ્યો, ને તે સાથે જાણે ખરેખરો જ લાકડીનો માર પોતાને વાગ્યો હોય, તેમ તેના ત્રાસથી તે જાગી પણ ઊઠ્યો.

એ જોઈ જોડે સૂતેલી તેની સ્ત્રી, કે જે તેના રડવાના શબ્દથી જાગી ઊઠી હતી, તે તેને આશ્વાસન આપી હૃદય સાથે ચાંપીને પૂછવા લાગી કે; 'હે સ્વામિનાથ ! તમને એકાએક આ શું થઇ આવ્યું ? તમારું હૃદય આમ અતિશય શ્વાસથી ભરાઇ કેમ ગયું છે ? તમે શા સારુ રુદન કરો છો ? શું કોઈ વીંછી કે સર્પાદિક ઝેરી જીવે તમને દંશ કર્યો ? વા કાંઇ અગમ્ય વ્યાધિ તમારા શરીરમાં ઉત્પન્ન થયો છે ?"

એ સાંભળી લજ્જિત થઇને, તેમ જ બળે કરીને પોતાના રુદનને તથા શ્વાસને આવરીને તે પુરુષ બોલ્યો; 'અહો ! મને એ શું થયું ? સાચે, મને આમ કેમ થઇ ગયું ? અરર ! એ તો બધું ખોટું આળપંપાળ ! લાકડી શી ને કૂતરો શો ! શિવ ! શિવ ! મારો જીવ ક્યાં ભટકવા ગયો હતો ? કંઇ નહિ, એ તો બધું મિથ્યા છે !'

એ સાંભળી સ્ત્રીએ પૂછ્યું; 'કૃપાનાથ ! લાકડી શાની ? કૂતરો શો ? આ બધું તમે શું બોલો છો, તે મને સમજાવો.'

તે પુરુષ બોલ્યો; 'પ્રિયે ! એ તો મને કંઇક સ્વપ્ન થયું હતું તેમાંના વિલક્ષણ દેખાવથી મારો આત્મા ગભરાયો હતો !'

એ સાંભળી સ્ત્રીએ તે સંબંધી સઘળી વિગત જાણવા આગ્રહ કરવાથી તેણે પોતાના સ્વપ્નનો અથથી ઇતિપર્યંત વૃત્તાંત કહી સંભળાવ્યો.

**તૃષ્ણા અને લોભ**

તે સાંભળીને સ્ત્રીને પ્રથમ તો આશ્ચર્યને લીધે એટલું બધું હસવું આવ્યું, કે જે કેમે કર્યું અટકે જ નહિ, પણ પછી ધૈર્યવડે પોતાના હાસ્યને આવરીને, તે હાથ જોડી બોલી; 'કૃપાનાથ ! આ દાસીનો જો કે અધિકાર તે આપને કહેવાનો નથી જ, તથાપિ વિજ્ઞાપન તરીકે કહેલું હિતવચન કંઈ અયોગ્ય ગણાશે નહિ. આપ સૌ વાતે યોગ્ય અને જ્ઞાતા છો અને ઇતર મનુષ્યોને સુદ્ધાં બોધવડે સન્માર્ગે લગાડનાર છો, તદપિ આપના અંતઃકરણને વિષે જઇને ભરાઇ બેઠેલો એક મહાપ્રબળ શત્રુ છે, તેને જાણવા છતાં કેમ કાઢી મૂકતા નથી ? હું ધારું છું કે, તમોને સ્વપ્નમાં પણ આવું લજ્જાસ્પદ સંકટ આપનાર એ દુષ્ટ શત્રુ જ છે. એ શત્રુ છે, છતાં એને આપ પરમ મિત્ર કરતાં પણ અધિક પ્રિય ગણી તેની સંગે સદા લાડ કરો છો, એ જ આ ભગવાનની મહામાયાનું વિલક્ષણ બળ છે. ભગવાનની માયા ગમે તેવો પંડિત પણ જો હરિવિમુખ હોય તો તેને સહજમાં સપડાવી દે છે. આપ સુજ્ઞ છતાં પોતાનું અહિત કરનારા શત્રુને વશ થઇ રહ્યા છો, એટલે સુધી આપના પર હરિની માયાનું પ્રાબલ્ય ચાલ્યું છે, તેનું કારણ માત્ર હરિની વિમુખતા જ છે. આપ સંસારમાં તો સૌ વાતે વિચક્ષણ છો; પણ એ સંસારની સમ્મુખતા જ પ્રાણીને શ્રીહરિથી વિમુખ કરી નાંખે છે અને આ સંસારની સમ્મુખ છો, માટે જ શત્રુને મિત્ર ગણો છો એ આપ જાણતા નથી, એ મહદાશ્ચર્ય મને તો ભાસે છે; અને આપનો એ હિતશત્રુ પોતાને ફાવે તે રીતે આપને મદારીના મર્કટની પેઠે રમાડે છે, નચાવે છે, હસાવે છે, રડાવે છે. એ આપનો હિતશત્રુ કોણ છે, તે આપે ઓળખ્યો ? આવશ્યક ને અનાવશ્યક એવાં સર્વ દ્રવ્યોનો અતિ લોભ, એ જ આપને અંગે અંગે વ્યાપેલી તૃષ્ણાનો પુત્ર આપનો શત્રુ છે. એ માતાપુત્ર બંનેને આપે સારી રીતે આશ્રય આપેલો છે. સ્વામિનાથ ! પૂર્વે એ માતાપુત્રે કિંવા એકલી માતાએ, વા એકલા પુત્રે જ, કેવા કેવા મહાન્ અનર્થો કરેલા

છે, તે પર લક્ષ દ્યો. એને આશ્રય આપનારા મહાસમર્થ વીરોનો પણ એણે કેવી નિર્દયતાથી ક્ષય કરી નાંખેલો છે તે વિચારો. એઓના જેવી દુષ્ટતા કોઇનામાં, હું જાણું છું કે, નહિ હોય. સ્વામિનાથ ! મારા પિતાશ્રી પૌરાણિક હોવાથી તેઓ રાજાના દરબારમાં નિત્ય કથા કરવા જતા હતા. ત્યાં જે જે રમ્ય ઇતિહાસો તેઓ કથન કરતા, તે હું બાળપણમાં તેમની સાથે જતી તેથી એકચિત્તે શ્રવણ કરતી હતી. ત્યાં સાંભળેલું મને સ્મરણમાં છે કે, તૃષ્ણા અને લોભાદિકે, મોટા મોટા રાજર્ષિઓને ને મહર્ષિઓને પણ દુઃખમાં ડૂબાડી દીધા છે, ને અસંખ્ય વિટંબણાઓમાં નાંખેલા છે. મહાત્મા જનો પણ લોભ ને તૃષ્ણામાં ડૂબેલા હોવાથી તરી શકયા નથી, તો પછી આપણું સામાન્ય જનોનું શું ગજું ? વળી સ્વામિનાથ ! કદાચ આપ એમ કહેશો કે, હું એવો લોભી છું એવું તું શા ઉપરથી કહે છે ? મેં શ્રવણ કરેલું છે કે, જે મનુષ્ય જેવી પ્રકૃતિવાળો તથા જેવી અભિલાષાવાળો હોય છે, તેનું અંતઃકરણ સદાસર્વદા તે તે વસ્તુની પ્રાપ્તિના વિચારોમાં જ નિમગ્ન રહ્યા કરે છે; અને જાગૃતાવસ્થામાં કરેલા વિચારો તથા અભિલાષાઓનું તેને સ્વપ્નાવસ્થામાં પણ જેવું ને તેવું જ—આશા સફળ થવારૂપે કે નિષ્ફળ થવારૂપે—દર્શન થાય છે; અને તેથી જ હું ધારું છું કે, આપના અતિ લોભ—અતિ તૃષ્ણાનું આ દિગ્દર્શન થયું છે. વળી મેં એમ પણ સાંભળેલું છે કે, અતિ તૃષ્ણા એ ભટકતા શ્વાન સરખી છે. શ્વાનની ક્ષુધા તૃષા કદી પૂર્ણ થતી નથી; કેમકે કયાંયથી એને પેટપૂર અન્ન કે જળ મળતું નથી. તે અન્ન મેળવવાને ઘરઘર ને આંગણે આંગણે ભટકયા જ કરે છે. કોઇ ઠેકાણેથી કદી ટુકડો મળે છે, તો કોઈ ઠેકાણેથી વગર આપ્યે લેવા જાય કે ઘરમાં પેશી જાય છે, ત્યારે તેને લાકડીના સપાટા સહેવા પડે છે. એવી રીતે અતિ તૃષ્ણાવાળું મનુષ્યનું મન પણ સદા જ ભટકતું રહે છે. તે અનેક અનર્થો કરે છે, તેથી પરિણામે તેને તેવી નીચ શ્વાનાદિકની યોનિ પ્રાપ્ત થાય છે. એ આપને થયેલા આ સ્વપ્ન ઉપરથી યથાર્થ છે, એમ મારું માનવું છે. માટે આપ કૃપા કરીને હવે એવી અકલ્યાણકારિણી તૃષ્ણાનો ત્યાગ કરો.'

એ પછી તે જીવ, પોતાના મનમાં સારી પેઠે સમજ્યો કે, મારી અતિ તૃષ્ણા, ખરે જ મને નીચ યોનિમાં લઇ જશે, અને ત્યાંથી અંતે મારે નરકમાં પડવું પડશે. તે દિવસથી તેણે મનને સારી પેઠે સાવધ કરીને, વધી પડેલી સમગ્ર તૃષ્ણાનો ધીમે ધીમે ત્યાગ કરવા માંડ્યો.

'હે જીવનસિંહ! જેમ બને તેમ મનુષ્યે પોતાના સ્વભાવને ઉત્તમ અને દૈવી સંપતથી સંપૂર્ણ સંસ્કારી કરવા માટે સદા પ્રયત્ન કરતા રહેવું; તથા નીચ સ્વભાવનો કિંચિત્ પટ પણ હૃદયને લાગવા દેવો નહિ.'

**મનુષ્યની શ્રેષ્ઠતા**

આટલા બધા લાંબા પ્રસંગની કથા ઉપરથી કદાચ વાંચકને વિસ્મૃત થયું હશે કે, આ કથાપ્રસંગ કયે સ્થળે કહેવાયો છે. એનું મારે સ્મરણ કરાવવું જોઇએ.

પેલાં બાષ્પથી ઢંકાયલાં ને મેઘમંડળને ભેદી ગયેલાં હિમગિરિનાં ઉન્નત શિખરો વચ્ચે આવેલી ખીણમાંનો પવિત્ર આશ્રમ, ત્યાંની ચિદ્ગુહા, ત્યાં વસતા સદ્ગુરુ મહાત્મા, સુવિચાર અને છદ્મલિંગ એ નામના પરમ અધિકારી તેમના શિષ્યો, ઈત્યાદિ વાત સદા સંભારી રાખવાની છે. એ સદ્ગુરુ–યોગીશ્વરનાં વચનામૃતનું પૂર્ણ પ્રેમથી પાન કરનારા તે બંને શિષ્યો આગળ આ કથાપ્રસંગ ચાલે છે.

અહીં સુધીનું આખ્યાન સાંભળીને પ્રસન્ન થયેલા તેઓમાંનો નાનો છદ્મલિંગ કર જોડીને બોલ્યો કે; "કૃપાળુ ગુરુદેવ! પોતે પોતાને ઓળખવા માટે વિદ્યાગુરુએ જે કંઈ કહ્યું, એટલાથી શું તે બાળવયનો જીવનસિંહ સારી રીતે સમજી શક્યો?"

યોગીશ્વર બોલ્યા; "ના, એમ ક્ષણવારમાં પોતે પોતાને ઓળખી લેવો, એ બને એવું નથી. આ તો તમોને મેં સંક્ષેપથી કહ્યું. જીવનસિંહને પણ આટલેથી સંતોષ ન થવાને લીધે તેના વિદ્યાગુરુએ પુનઃ સારી રીતે વિસ્તારપૂર્વક એ વાતનું કથન કરી સંભળાવ્યું હતું. શિષ્યો! કોઇ પણ વાર્તા શ્રવણ કરીને મૂકી દઇએ તો તે સમય જતાં વિસ્મૃત થઈ જાય છે, ને તેનું તાત્પર્ય અંતરમાં ઠસતું નથી. માટે તે પછી શ્રવણ કરેલી વસ્તુનું પોતાના હૃદયના ઊંડાણમાં સારી રીતે મનન થવું જોઇએ.

**શ્રવણ, મનન ને નિદિધ્યાસન**

મનન થવાથી તે વસ્તુનું તત્ત્વ અંતરમાં ઊતરે છે; પછી તેનો અનુભવ લેવાનું બની આવે છે; અનુભવથી દૃઢ થયેલી વાત મનુષ્યના હૃદયમાંથી કદી ખસતી નથી. એટલા માટે જીવનસિંહને સંભળાવેલાં તત્ત્વનું તેના ગુરુજીએ કેટલાક દિવસ સુધી સારી રીતે મનન થવા દીધું.

એકવાર વળી શાળામાં સર્વ વિદ્યાર્થીઓ પોતપોતાના પાઠ ભણી રહ્યા હોવાથી શાંતપણે જીવન, પૂર્વ વાતનુ મનન કરતો હતો, એવામાં કંઈક શંકાથી ચમક્યો ને તેણે ગુરુદેવને વંદન કરીને પૂછયું; 'ગુરુવર્ય! આપે

તે દિવસે મને મનુષ્યના જૂદા જૂદા સ્વભાવો વિષે કહ્યું, તે સાથે તે સઘળા સ્વભાવોમાંથી શ્રેષ્ઠ દૈવી સ્વભાવનું જ ગ્રહણ કરવાવિષે કહ્યું, તે હું સમજ્યો; અને તે સ્વભાવો પણ મનુષ્યના દેહ સાથે નહિ, પણ તેના અંતઃકરણ સાથે સંબંધ રાખે છે, તો તેથી તેણે પોતાના અંતઃકરણને શ્રેષ્ઠ બનાવવા અભ્યાસ કરવો, એ પણ ઠીક કહ્યું. કૃપાનાથ! મનુષ્યનું અંતઃકરણ એવું તે કેવું બળવાન્ છે, કે જે દેવાદિકના શ્રેષ્ઠ સ્વભાવનો પણ સંગ્રહ કરી શકે છે?"

એ પ્રશ્ન સાંભળી તેના ગુરુજી બોલ્યા; "બાપ, જીવનસિંહ! મનુષ્ય એ એવું ઉત્તમ રત્ન પ્રભુએ ઘડ્યું છે, ને તેનું અંતઃકરણ એટલું બધું ચમત્કારિક છે, કે એ માટે હું તારી આગળ કેટલું કહી શકું?

**જળચર**

પૃથ્વીપર ઉત્પન્ન થયેલાં સમસ્ત પ્રાણીઓ કરતાં મનુષ્ય પ્રાણી સૌ વાતે શ્રેષ્ઠ છે. મીઠાં તથા ખારાં જળમાં વસનારાં જળચર પ્રાણીઓ, જેવાં કે ઝીણા પોરા, મોટી નાની માછલીઓ, દેડકાં, કાચબા, મોટા મત્સ્યો, મગરો, ઝુંડો અને અશ્વોને, ગજોને તથા મોટાં વહાણોને પણ ગળી જાય એવા સમુદ્રમાં વસનારા મોટા મોટા મગર મત્સ્યો છે; પણ એ સર્વ કરતાં મનુષ્ય પ્રાણી શ્રેષ્ઠ છે. પૃથ્વીપર અને પૃથ્વીમાં વસનારાં ભૂચર પ્રાણીઓ, જેવાં કે ઝીણામાં ઝીણાં જંતુઓ,

**સ્થળચર**

કીડીઓ, મંકોડાઓ, ઊંદરો, સર્પો, માર્જારો, શ્વાનો, શૃગાલો, હરણો, વાનરો, ગાયો, મહિષો, અજાઓ, ગર્દભો, અશ્વો, ઉષ્ટ્રો, ગેંડાઓ, હસ્તીઓ, વ્યાઘ્રો, રીંછો ને સમગ્ર વનચરોના રાજા સિંહો, ઇત્યાદિ સર્વ કરતાં પણ મનુષ્ય

**ખેચર**

પ્રાણી શ્રેષ્ઠ છે. આકાશમાં ઊડનારી મક્ષિકા, પતંગાદિકથી લઇને ચકવાકો, તિત્તિરો, પોપટો, કપોતો, કાકપક્ષીઓ, મયૂરો, સારસો, હંસો, બાજો, ગીધો ને ગરુડાદિક સમસ્ત પક્ષીગણનાં પ્રાણીઓ કરતાં પણ મનુષ્ય પ્રાણી શ્રેષ્ઠ છે. અદૃશ્યરૂપે ફરનારાં ભૂતો, પ્રેતો, પિશાચો, વેતાલો અને વીરો, એ આદિક વર્ગનાં પ્રાણીઓ કરતાં પણ મનુષ્ય પ્રાણી શ્રેષ્ઠ છે. તેમ જ યક્ષો, રાક્ષસો, દાનવો, દૈત્યો ઈત્યાદિ મહાબળવાન્ અને માયાવી અસુર પ્રાણીઓ કરતાં પણ મનુષ્ય પ્રાણી શ્રેષ્ઠ છે. વળી પોતાના કરતાં શ્રેષ્ઠ ગણાતા એવા દેવતાઓ–કે જેઓના ઉત્તમોત્તમ સ્વભાવો પોતાનામાં પ્રાપ્ત

કરવાને સારુ તેઓને બહુ બહુ સાવધપણાથી અનુકરણ કરવાનું છે, તે દેવતાઓ-પણ કોઈ કોઇ વાર મનુષ્ય પ્રાણીને બહુ અભિનંદન આપે છે તથા મનુષ્યપણાની અભિલાષા ધરે છે."*

એટલું કહીને તે મહાત્મા ક્ષણભર સ્થંભી, પછી બોલ્યા; "પ્યારા જીવન! તારા મનને કદાચ શંકા થશે કે, સમસ્ત પ્રાણીઓ કરતાં મનુષ્ય પ્રાણી શ્રેષ્ઠ કેવી રીતે? તું સ્વસ્થ થઇને સાંભળઃ સમસ્ત જળચરો, ભૂચરો અને ખેચરાદિક એટલે આકાશગામી પક્ષ્યાદિક પ્રાણીઓ ગમે તેવાં મોટાં છે, અતુલિત બળવાળાં અને અતિશય ભયંકર છે, તેઓ મનુષ્યને તેની અસાવધ અવસ્થામાં ભલે આખો ને આખો ગળી જાય છે, ખાઈ જાય છે, મારી નાંખે છે ને ત્રાસ પમાડે છે. તથાપિ સાવધપણે રહી, પોતાના પરમ બુદ્ધિબળનો જો મનુષ્ય ઉપયોગ કરે, તો અવશ્ય તે સર્વ વર્ગોના મહાભયંકર પ્રાણીઓને પણ પોતાને વશ કરી શકે છે. તે જ મનુષ્ય પ્રાણી વળી પિશાચવર્ગના, વાયુરૂપે રહીને ગમે તેવા છળબળ કરનારા, ભૂત પ્રેતાદિક પ્રાણીઓને પણ પોતાના બુદ્ધિબળવડે, મલિન મંત્રોની સાધનાઓ કરીને, એક ચાકર સરખા વશ કરી લે છે, ને તેઓની પાસે ઈચ્છિત કાર્ય કરાવે છે. એટલું જ નહિ, પણ જો તેઓ ઇચ્છે ને પ્રયત્ન કરે તો અધોગતિને પામેલા અને મહાન્ દુઃખાનુભવ કરતા પિશાચાદિક પ્રાણીઓને પોતાનાં બુદ્ધિબળવડે તથા અનેક શ્રાદ્ધાદિક સત્ક્રિયાઓ કરીને, સદ્ગતિ પણ અપાવી શકે છે.† તે જ પ્રમાણે યક્ષ રાક્ષસાદિકને પણ મનુષ્ય પોતાનાં બુદ્ધિબળવડે તથા અનેક તપ, સંયમ, યોગ, ઉપાસના આદિક દૈવી શક્તિઓવડે, તેઓની માયામાં ન ફસાતાં, ઊલટા તેઓને આધીન કરી લે છે. એટલા માટે સર્વ પ્રાણીઓના કરતાં મનુષ્ય પ્રાણી શ્રેષ્ઠ છે."

* વાસ્તવિક અમરકોશના કર્તા અમરસિંહના મતે વિદ્યાધરો, અપ્સરાઓ, યક્ષો, રાક્ષસો, ગંધર્વો, કિન્નરો, પિશાચો, ગુહ્યકો, સિદ્ધો અને ભૂતો દેવયોનિઓમાંના છે અને દૈત્યો, દૈતેયો, દનુજો, ઇન્દ્રશત્રુઓ અને દાનવો વગેરે આસુરી યોનિમાંના અસુરો છે; પણ વ્યવહારમાં આપણે તેવો ભેદ માનતા નથી. આપણે તો સામાન્ય એ બધામાંના કેટલાકોને પિશાચ તરીકે જ અને રાક્ષસ તરીકે જ ઓળખીએ છીએ.

† આ વિષય યથાર્થ સમજવા માટે શ્રીમદ્ભાગવત, ગીતામાહાત્મ્ય, એકાદશીમાહાત્મ્ય, પુરુષોત્તમમાહાત્મ્ય, ને વ્રતરાજ વગેરે વાંચવાં, અધિકારી જીવ માટે આવશ્યક કર્મ છે.

એ સાંભળી જીવન, હાથ જોડીને બોલ્યો; કૃપાનાથ ! એ બધું તો યથાર્થ; પણ અહુણાં આપે સૂચવ્યું કે, સૌ મનુષ્યોથી પણ શ્રેષ્ઠ એવા દેવતાઓ, મનુષ્ય પ્રાણીને અભિનન્દન આપે છે તથા મનુષ્યપણાની અભિલાષા કરે છે, એ શું સત્ય ને શાસ્ત્રસંમત છે ? એમ હોય તો દેવતાપણું, મનુષ્યપણાથી ઊતરતું ગણાય !"

ગુરુજી બોલ્યા; "ના ભાઈ ! ના, તેમ નથી. પરંતુ એમાં એક સમજવા જેવું કારણ છે. દેવો મનુષ્યો કરતાં સૌ વાતે શ્રેષ્ઠ છે. તેઓનાં શરીરો મનુષ્યોના જેવાં મલિન અને નિસ્તેજ હોતાં નથી, પણ ઘણાં પવિત્ર, નિર્મળ અને દિવ્ય તેજવાળાં હોય છે. તેમને ધારણ કરવાના વસ્ત્રાલંકારો પણ ઘણા તેજસ્વી, શોભાયમાન અને પવિત્ર છે; તેઓનાં ભક્ષ્યભોજ્યાદિક પણ ઘણાં સુંદર અને અલૌકિક સ્વાદવાળાં છે, તથા સર્વ સ્વાદોના તત્ત્વરૂપ અને અમર કરનાર એવા અમૃતરસનું તેઓ નિત્ય પાન કર્યા કરે છે. તેઓનાં વસવાનાં ભવનો પણ પરમ દિવ્ય છે, વાહનો પણ દિવ્ય, આસનો પણ દિવ્ય, શય્યાઓ પણ દિવ્ય અને એ પ્રમાણે તેઓને ઉપભોગમાં લેવાની તથા ક્રીડા કરવાની સર્વ વસ્તુઓ તેમ જ તેમની ભૂમિ આદિક સઘળું જ પરમ દિવ્ય, પવિત્ર અને મનુષ્ય લોક ધારે તેના કરતાં અતિ દિવ્ય છે, મનુષ્યની પેઠે તેઓને અનેક પ્રકારનાં દુઃખો ને ક્લેશો હોતાં નથી. તેમ ભોગવવા પણ પડતા નથી. મુખ્યત્વે કરીને તેઓ સૌ કરતાં શ્રેષ્ઠ અને નિર્મળ એવા સત્ત્વગુણનો આશ્રય કરનારા હોવાથી, તેમનામાં છળ, કપટ, દંભ, ઇર્ષ્યા, ક્રોધ, ભય, મોહ ઇત્યાદિક દુર્ગુણો પણ હોતા નથી. એમ સર્વ પ્રકારે મનુષ્યો કરતાં દેવો શ્રેષ્ઠ છે, પરમ સુખી છે અને મનુષ્યોને પણ સુખના આપનારા છે. છતાં પણ તેઓ મનુષ્ય પ્રાણીને અભિનન્દન શા માટે આપે છે ને મનુષ્યપણાની અભિલાષા શા માટે રાખે છે, તેનું આશ્ચર્યમય કારણ તું સાંભળ."

એમ કહી થોડીકવાર પછી તે મહાત્મા બોલ્યા; "બાપ જીવન ! દેવો સ્વર્ગમાં વસે છે ને આપણે મનુષ્યો મૃત્યુલોકમાં એટલે પૃથ્વીપર વસીએ છીએ. પૃથ્વી કરતાં સ્વર્ગ એ વિવિધ પ્રકારનાં સુખોનું સ્થાન છે. આ પૃથ્વી અને તેમાં પણ વિશેષે કરીને જમ્બૂદ્વીપ વિષે આવેલો આપણો આ ભારતવર્ષ, એ કર્મભૂમિ છે. लोकोऽयं कर्मबंधनः । સ્વર્ગ એ ભોગભૂમિ છે. કર્મભૂમિમાં વસતા મનુષ્યોથી સર્વ પ્રકારનાં કર્મો કરી શકાય છે, અને સ્વર્ગમાં એટલે ભોગભૂમિમાં વસનારાઓ માત્ર વિવિધ

ભોગો જ ભોગવે છેઃ ત્યાં કશું નવું કર્મ બની શકતું નથી. હવે સર્વ-નિયંતા વિશ્વેશ્વરનો એવો નિયમ છે કે, મનુષ્ય પ્રાણી જેવાં જેવાં–સારાં કે નરતાં કર્મો કરે છે, તેવાં તેવાં–સારાં કે નરતાં ફળો તેના બદલામાં તેને અવશ્ય ભોગવવાં પડે છે. સારા કર્મનું ફળ સુખભોગ છે, નરતાં કર્મનું ફળ દુઃખભોગ છે. સુખભોગ સ્વર્ગમાં જઇ ભોગવાય છે, દુઃખભોગ નરકમાં જઇ ભોગવાય છે. સ્વર્ગ જેમ સારાં કર્મોનું ફળ ભોગવવાની ભોગભૂમિકા છે, તેમ જ નરક, નરતાં કર્મોનું ફળ ભોગ-વવાની ભોગભૂમિકા છે; માટે સ્વર્ગમાં કે નરકમાં ગયા પછી પ્રાણીને પોતાનાં પૂર્વનાં કરેલાં કર્મો માત્ર ભોગવીને જ છૂટવાનું છે, પણ ત્યાં સારું નરતું એવું નવું કર્મ, કંઇ પણ બની શકતું નથી. સ્વર્ગવાસી કે નરકવાસી પોતાનો ભોગ ભોગવી રહીને ત્યાંથી પાછો પૃથ્વી પર પડે છે; અને પાછો નવા કર્મમાં જોડાય છે. શાસ્ત્રવચન છે કેઃ–

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ॥

પુણ્યવાન્ મનુષ્ય પોતાનાં પુણ્યનું ફળ ભોગવાઈ રહ્યું, એટલે સ્વર્ગમાંથી પાછો મૃત્યુલોકમાં પડે છે. એટલા માટે સ્વર્ગમાં વસનાર દેવો, મનુષ્ય પ્રાણીને વારંવાર વખાણે છે કે, 'હે મનુષ્ય ! તું મહા-ભાગ્યવાન્ છે, કે જેથી તારો એ પવિત્ર કર્મભૂમિમાં જન્મ છે. ત્યાં રહીને તું અનેક પુણ્ય કર્મો કરીને આ અમારા સ્વર્ગભુવનને પણ મેળવી શકીશ. અથવા વધારે પુણ્યબળ મેળવીને અમારા કરતાં પણ અધિક સુખવાળા ઊર્ધ્વલોકને પણ મેળવી શકીશ, અને કદાચ ભગવ-ત્કૃપાથી કોઇ સદ્ગુરુ મહાત્માનો સમાગમ મળશે, ને તેમના દ્વારા ભગવદ્ભક્તિરૂપ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરીશ, તો આ અમારા તથા બીજા સઘળા નાશવંત સ્વર્ગો કરતાં શ્રેષ્ઠ અને જેનો કદી પણ નાશ થતો નથી એવા ભગવત્પદરૂપ પરમ ધામને પણ મેળવી શકીશ !* માટે હે મનુષ્ય ! તને ધન્ય છે.' વળી હે જીવન ! આ જ કારણથી તે દેવો વારંવાર વિચાર કરે છે કે, જો કે આપણે આ સ્વર્ગમાં આવીને ભલે વસ્યા છીએ, ને તે ભલે પરમ સુખમય છે; તથાપિ તે સુખ ભોગવવાનો આપણે માટે અમુક અવધિ તો છે જ. વળી કદાચ આપણે માટે અવધિ ન હોય, એટલે કે જ્યાં સુધી સ્વર્ગ રહે ત્યાં સુધી આપણને અહીં રહી સુખ-ભોગ ભોગવવાના મળ્યા છે, તથાપિ તે ક્યાં સુધી ટકી રહેશે ! સત્પુરુષો કહી ગયા છે કે, ચાહે તો ઘણે જ લાંબે કાળે પણ અંતે

---

* यद्गत्वा न निवर्तते तद्धाम परमं मम ।

આપણાં આ સ્વર્ગનો પણ નાશ તો થવાનો જ છે, તો તે વેળાએ પણ આપણું અહીંથી પતન તો થવાનું જ છે! માટે એવું અધૂરું, અંતવાળું સ્વર્ગસુખ એ કંઇ પરમ સુખ ગણાય નહિ. તેથી હવે જો પ્રભુ કૃપા કરે તો આ વેળાનું સ્વર્ગસુખ ભોગવીને, જ્યારે મૃત્યુલોકમાં જઇએ, ત્યારે એવું સદાચરણ કરીએ, કે જેથી, જ્યાંથી કદી પાછું ફરવું ન પડે એવું ઉત્તમોત્તમ અને નિર્ભય ભગવત્પદ–પરમપદ પ્રાપ્ત થાય–એવી કામના પૂર્ણ થાય તેવું કર્મ કરીએ. આ કારણથી તેઓ મનુષ્યપણાની અભિલાષા કરે છે. એવી રીતે મનુષ્યપણું અને મનુષ્ય પ્રાણી સૌ કરતાં અતિ ઉત્તમ ને અભિનંદનીય છે.”

એ પછી વળી થોડીક વિશ્રાંતિ લઇને, તેના ગુરુજી બોલ્યા; “પ્રિય પુત્ર જીવન! કદાચ તને એમ શંકા થશે કે, મનુષ્ય સત્કર્મ કરીને ઉત્તમ લોક અને ઉત્તમ પદ મેળવી શકે છે, તે પ્રમાણે બીજાં પ્રાણીઓ નહિ મેળવી શકતાં હોય? વિચારથી સિદ્ધ થયું છે કે, ના; અન્ય પ્રાણીથી તેમ થઈ શકતું નથી. મનુષ્ય વિના બીજાં સર્વ પ્રાણીઓ, જેવાં કે પૂર્વે ગણાવેલા જળમાં વસનારા જીવો, પૃથ્વીપર વસનારા પશુ આદિક જીવો, આકાશમાં ફરનારાં પક્ષીઓ અને હવામાં વસનારાં ભૂતો, પ્રેતો, પિશાચો, ઈત્યાદિ સર્વ કેવળ આસુરી સંપતવાળા જીવો છે. એમાંના કેટલાક વાચા વિનાના છે, એટલે તેઓનાથી કશું સાધન કે સત્કર્મ કેવી રીતે થઇ શકે? વળી રાક્ષસાદિક જીવો, વાચા બોલી શકનાર અને કિંચિત્ જ્ઞાનવાળા છે, તથાપિ તેઓનું તે જ્ઞાન, અનિવાર્ય કામ, ક્રોધ, મોહ, મદ, મત્સર, નિર્દયતા ઈત્યાદિક મહાદુર્ગુણોથી તદ્દન ઢંકાયલું હોય છે, એટલે તેઓથી પણ કોઈ જાતનું સત્કર્મ બની શકતું નથી.”

આ સાંભળી બુદ્ધિમાન્ એવો જીવનસિંહ કર જોડી બોલ્યો; “કૃપાનાથ! આપે કહ્યું તે પ્રમાણે મનુષ્યો સત્કર્મ કરીને દેવાદિકનું સ્થાન જે સ્વર્ગ, તેને પ્રાપ્ત કરી શકે છે, ને તેથી તે દેવોને પણ તેઓ શ્લાઘ્ય છે એ ઠીક, પણ તે તે લોકની અને તે તે દેવાદિકની પદવી કંઇ મનુષ્યને તેના મનુષ્યપણામાં જ મળી શકે છે? એને માટે તો તેને પોતાનો મનુષ્યદેહ તજીને દેવો સરખો દિવ્ય દેહ ધારણ કરવો પડે છે, એમ આપના શ્રીમુખથી મેં અનેકવાર સાંભળ્યું છે, તે પછી આ મનુષ્યપણાંની શી મહત્તા?”

ત્યારે ગુરુજી બોલ્યા; "બાપ ! એ તો પ્રભુના ઘરનો-સર્વેશ્વરના સામ્રાજ્યનો સામાન્ય નિયમ જ છે કે, મનુષ્યાદિ કોઈ પણ પ્રાણીને દેહાંતર કે રૂપાંતર વિના લોકાંતરની પ્રાપ્તિ થતી નથી, ને તેમ થવાથી કંઈ મનુષ્ય પ્રાણીની કે મનુષ્ય દેહની મહત્તા-ઉત્તમતામાં કંઇ ક્ષતિ થતી નથી. છતાં એવું પણ ઘણીવાર બનેલું છે કે, મનુષ્ય પ્રાણી, પ્રભુએ તેનામાં મૂકેલા અદ્દભુત બુદ્ધિબળ અને જ્ઞાનબળને લીધે-પરમ પુરુષાર્થનું સેવન કરી, સર્વેશ્વરના સર્વ સામાન્ય સૃષ્ટિનિયમને પણ ઉલ્લંઘીને પેલીમેર જવા જેટલો શક્તિમાન્ થાય છે. અહા ! કેવી પ્રભુની તેનાપર કૃપા છે ! તેમ જ અહો ! તે કૃપાળુએ આખી સૃષ્ટિની રચનામાં મનુષ્યરૂપ મૂર્તિ કેવી સૌથી અદ્દભુત અને ઉત્તમોત્તમ ઘડી છે ! ધન્ય તે કૃતિને અને ધન્ય તેના કર્તાને."

આ સાંભળી જીવનસિંહ પૂછવાનો વિચાર કરતો હતો કે 'એવો તે કેવો શક્તિમાન્ મનુષ્ય પ્રાણી થઈ શકે છે ?' તે પૂર્વે જ, તે જ પ્રશ્નના સમાધાનરૂપે તે મહાત્મા બોલ્યા; "બાપ જીવન ! તું હજુ બાળક છે, તેથી મનુષ્યની અદ્દભુત શક્તિનું તને જોઇએ તેવું જ્ઞાન નથી, માટે મારે તને કહેવું જોઇએ કે તેની શક્તિની પરિસીમા ક્યાં સુધી છે, તે હવે શ્રવણ કર."

## મનુષ્ય શું શું કરી શકે છે ?

પ્યારા જીવન ! મનુષ્યની ઉત્તમતા હું તને જણાવું છું ને તેની અદ્દભુત શક્તિનું વર્ણન કરું છું, તે પરથી તારે એમ સમજવાનું નથી કે જગતમાંના સર્વ મનુષ્યો તેવા શક્તિમાન્ છે. પણ મનુષ્યમાં પ્રભુએ અર્પેલું જે બુદ્ધિતત્ત્વ છે, તેનાપર ઉત્તમ પ્રકારના સંસ્કારો પામીને જે મનુષ્યનું હૃદય આંતર સંસ્કારી બન્યું હોય, તે મનુષ્ય અસંસ્કારી કરતાં વધારે શક્તિમાન્ થાય છે અને તેમાં પણ જેવા જેવા પ્રકારના સંસ્કારો તેને મળ્યા હોય છે, તેવું તેવું વધારે કે ઓછું બુદ્ધિબળ તેનામાં પ્રકાશે છે. જેમકે આપણા શહેરમાંના પ્રજાવર્ગના મનુષ્યોને ત્યાં પણ અશ્વો છે, ને તારે ત્યાં પણ અશ્વો છે, પરંતુ તે બધાય કંઈ સરખા ચપલ કે સરખા બળવાન નથી. પ્રજાવર્ગના અશ્વો કરતાં તારા સૈન્યના અશ્વો વધારે તેજી છે, તેઓના કરતાં પણ પ્રધાનોના અશ્વો ઘણા તેજવાળા છે, અને તારા પિતાનો પેલો નીલ અશ્વ તો વળી સર્વ અશ્વોનો શિરોમણિ છે. જાતે તો તે સઘળા અશ્વો સરખા જ છે, તથાપિ તેનાપર ઘણા ઉત્તમ સંસ્કારો કરવામાં આવેલા હોવાથી, તે

સર્વ અશ્વો કરતાં ઘણો બળવાન્, ચપળ અને મનુષ્યની પેઠે પોતાના સ્વામીની સેવામાં ને આજ્ઞામાં તત્પર રહેનારો થયો છેઃ યુદ્ધાદિ કઠિન પ્રસંગે પોતાનામાં જ્યાંસુધી પ્રાણ હોય ત્યાંસુધી પોતાના સ્વામીને જરા આળ પણ ન આવવા દે, એવા કેટલાક ઉત્તમ અશ્વો સંસ્કારો પામીને થાય છે. તે જ પ્રમાણે મનુષ્યોનું પણ સમજવું.

'વળી મનુષ્ય કશો પણ ઉત્તમ સંસ્કાર ન પામેલો હોય, તોપણ બીજાં પશ્વાદિક પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ છે. તે જન્મે છે ત્યારથી માંડીને ઇતર મનુષ્યોના સહવાસથી તેઓના અંતઃકરણને સામાન્ય સંસ્કાર તો સ્વાભાવિક જ થાય છે. એવાં મનુષ્યો પણ બીજાં ઉત્તમ સંસ્કારી મનુષ્યોની સેવામાં ઉપયોગી થઇ શકે છે ને એમ સહુવાસ થતાં વધારે સંસ્કારી બનતાં જાય છે. મનુષ્યો ભૂમિમાંથી અન્ન ઉત્પન્ન કરે છે; તે અન્નમાંથી અનેકાનેક ભિન્ન ભિન્ન સ્વાદોવાળા ખાદ્ય પદાર્થો બનાવીને તેમનું સેવન કરે છે; પશ્વાદિકની સહાય લઇને, એકલાથી ન બની શકે એવાં ઘણાં બળનાં કાર્યો કરે છે; અશ્વો, હસ્તીઓ આદિ મહા ઉન્મત્ત અને અતુલ બળવાળા પ્રાણીઓને વશ કરી લઇ તેઓપર સવારી કરે છે–તેઓની પાસે ભારવહનાદિક કાર્યો કરાવે છે;* મનુષ્યો પશુઓના થાનમાંથી અમૃતરૂપ દૂધ દોહે છે, ને તે દૂધમાંથી વળી દહીં, માખણ ને ઘૃત સરખા આશ્ચર્યકારક પદાર્થો, બુદ્ધિવડે શોધી કાઢે છે. મનુષ્યો માટીમાંથી સુવર્ણ શોધી કાઢે છે, પાષાણમય પર્વતોમાંથી અમૂલ્ય રત્નો શોધી કહાડે છે. પુત્ર જીવન ! તેં કદી સમુદ્ર જોયો છે ?

"ના પિતાજી !" જીવને કહ્યુંઃ "મેં તેના અપાર વિસ્તાર તથા ઊંડાઇ વિષે ને તેમાં વસતાં ભયંકર પ્રાણીઓ વિષે સાંભળ્યું તો છે, પણ સમુદ્ર જોયો નથી."

"ત્યારે જો તેવા અગાધ સમુદ્રજળને તળિયે રહેલો અમૂલ્ય રત્નમૌક્તિકભંડાર, મનુષ્ય અંદર જઇને શોધી લાવે છે. સેંકડો અને હજારો યોજનોના વિસ્તારમાં મહા અગાધ અને ઉન્મત્ત જળથી ભરેલા તે સમુદ્રને મનુષ્ય દૃઢ નૌકા આદિક સાધનોથી તરીને પેલે પાર જઇ શકે છે. મનુષ્ય અનેક વિદ્યાઓ અને શાસ્ત્રોનાં તત્ત્વોને જાણી શકે છે. તે સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય આદિ તત્ત્વોને પણ જાણે છે; તેમ જ સૃષ્ટિના સઘળા વ્યવહારોના તત્ત્વને તેમજ ધર્મોના તત્ત્વને પણ તે સારી રીતે જાણે છે. વળી તે વિદ્યાઓવડે તથા શાસ્ત્રોવડે આ

* मतिरेव बलाद्गरीयसी यदभावे करिणामियं दशा ।

સૃષ્ટિમાંનાં પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશાદિક તત્ત્વોને, તથા તેઓના ગુણોને જાણે છે, ને તેવડે તેઓને વશ કરી, સૃષ્ટિને ઉપયોગી થાય એવાં અનેક કાર્યો કરી શકે છે. વળી તે અનેક યાંત્રિક શક્તિઓ ઉત્પન્ન કરી શકે છે. વિદ્યાઓવડે મનુષ્ય જેમ પૃથ્વીના પડમાંની સર્વ વસ્તુઓને જાણે છે તથા મેળવે છે, તેમ જ આકાશમાંનાં અનેક ચમત્કારોને પણ તે સારી રીતે જાણી શકે છે ને ઉપયોગમાં લઈ શકે છે. આકાશમાં એક બીજાથી લાખો યોજનોને અંતરે રહેલા ગ્રહો, નક્ષત્રગણો, રાશિગણો, ને બીજા અનેક તારાઓની વિચિત્ર ગતિને, તેઓના પરસ્પરના સંબંધને અને તે વડે આકાશમાં, તેમ જ પૃથ્વીપર થતા અનેક ચમત્કારોને વિદ્યાઓવડે જાણનાર ને જોનાર મનુષ્ય જ છે. વળી વિદ્યાના બળથી વિવિધ વનસ્પતિઓના તથા ઔષધિઓના ગુણદોષો જાણીને તેવડે મનુષ્યોના, તેમ જ પશુ પક્ષ્યાદિકના મહાન્ રોગોને મટાડી શકે છે, ને રસાયનાદિકથી બીજા પણ કેટલાક ચમત્કારો સ્વાધીન કરીને, તેવડે લોકોપકાર કરી શકે છે.

તેમ જ વિષયાદિકના સમૂહમાં ઉત્પન્ન થયેલો છતાં તે વિષયોપર તીવ્ર વિરાગ ધારણ કરી, મનોનિગ્રહવડે પરમ દુર્લભ એવો યોગ સંપાદન કરી શકે છે,* ને તેના પ્રભાવથી સ્વાધીન થયેલી સિદ્ધિઓવડે,† જગતમાં અદ્ભુત કાર્યો કરી શકે છે. તે સિદ્ધિના બળથી પ્રસંગ આવ્યે નાનામાં નાનો-ઝીણામાં ઝીણો થઈ શકે છે, મોટાથી મોટો ને જાડાથી જાડો થઇ શકે છે, ફોરો-હલકાથી હલકો ને ભારેથી ભારે થઇ શકે છે, પારકી તેમ જ પોતાની ઇચ્છિત કામના પૂર્ણ કરી શકે છે, સર્વના પર આધિપત્ય મેળવી શકે છે, સર્વ જગતને પોતાને વશ કરી શકે છે, પારકા મનની વાત જાણી શકે છે, એક ઠેકાણે બેઠાં બેઠાં ઘણાં સ્થળોની વાત જાણી તથા સાંભળી શકે છે, એક ઠેકાણેથી બીજે ઠેકાણે વગર વિલંબે ને વગર વાહને જઇ શકે છે, સ્વર્ગાદિક સઘળા ઊર્ધ્વ લોકોમાં ને પાતાળાદિકમાં પણ તે યથેચ્છપણે વિચરી શકે છે, ને એવા ઘણા ઘણા ચમત્કારો કરી શકે છે.‡ એનાથીએ પણ વધારે સંસ્કાર પામેલો મનુષ્ય એ સિદ્ધિ આદિકનાં ઐશ્વર્યને તુચ્છ ગણી, સ્વાધીન થયેલાં મનને પરવશ અને ઉન્મત્ત કરી નાંખનારું ગણીને, તેનો અનાદર કરે છે. અને તે સિદ્ધિઓનો કિંચિત પણ સ્પર્શ ન થાય, તેને માટે બહુ સાવધ

---

* योगश्चित्तवृत्तिनिरोधः । પાતંજલયોગદર્શનનો સમાધિપાદ અને સાધનપાદ.

† जन्म-औषधि-मन्त्र-तपः समाधिजाः सिद्धयः। ‡ પાતંજલયોગદર્શનનો વિભૂતિપાદ.

રહી, તેઓની પણ પેલીમેરનું ઐશ્વર્ય જે આત્મદર્શન-પરમાત્મદર્શન-બ્રહ્મદર્શન- પરમ પ્રેમનું સ્થાન-અચળ-અક્ષરસ્થાન-સત્ ચિત્ આનંદઘનનું પરમ સ્થાન-તેની જ માત્ર અભિલાષા ધરીને, પોતાની પવિત્ર યોગભક્તિ પરિપકવ કરે છે; અને અંતે તે પરમ પુરુષના-સચ્ચિદાનંદના ધામનું અનંત સુખ ભોગવવા ભાગ્યશાળી થાય છે.* એવી રીતે અસંખ્ય ઉત્તમોત્તમ સાધનો અને વિદ્યાઓદ્વારા પોતાનાં અંતઃકરણને અપ્રતિમ બળવાળું અને અદ્દભુત શક્તિવાળું કરી, મનુષ્ય પ્રાણી સકલ સૃષ્ટિમાં પ્રપૂર્ણ મનાય છે, સર્વનો આશ્રયદાતા થાય છે, સર્વથી શ્રેષ્ઠ થાય છે, સર્વનો સ્વામી થાય છે, સર્વનો સ્રષ્ટા થાય છે અને શિવોઽહં ! શિવોઽહં ! નો જાપ જપતાં જપતાં સ્વયં જીવ મટીને શિવ થાય છે !!

આ સર્વ એક ચિત્તે શ્રવણ કરી રહેલો રાજપુત્ર જીવનસિંહ, નમન કરીને બોલ્યો; "હે કૃપાળુ ગુરુદેવ ! અહા ધન્ય છે, ધન્ય છે ! ત્યારે તો મનુષ્ય પ્રાણી સમાન જગતમાં બીજું કોઇ જ પ્રાણી ન ગણાય. અહો ! તે પ્રાણી માત્રમાં શ્રેષ્ઠ જ. જે પોતે એક કાળે કોઇનો સરજેલો છે, તે વળી બીજાઓનો બીજે કાળે સ્રષ્ટા થઇ શકે છે એ કેવું આશ્ચર્ય ! આપે પૂર્વે એમ પણ કહ્યું હતું કે, સર્વેશ્વરની સૃષ્ટિના સર્વ સામાન્ય નિયમોને પણ કદાચિત્ ઉલ્લંઘીને પેલીમેર જવા જેટલો શક્તિમાન, મનુષ્ય પ્રાણી થાય છે, તો તે પણ કેટલું બધું આશ્ચર્યમય ! અહા ! કૃપાનાથ ! શું એવો મનુષ્ય પ્રાણી કોઇ થયો હશે ?"

એ પ્રશ્નના ઉત્તરમાં તે મહાત્મા ઋષિ આ પ્રમાણે કહેવા લાગ્યા.

### વિશ્વામિત્રચરિત્ર

"પ્યારા જીવન !" તેના ગુરુદેવ બોલ્યા, "પૂર્વે કુશિક વંશમાં ઉત્પન્ન થયેલા વિશ્વામિત્ર નામે એક ઋષિ હતા. એ મહાપુરુષનો એટલે એ વિશ્વામિત્ર મહર્ષિનો ઇતિહાસ આપણા આ પ્રસ્તુત વિષયને સર્વ રીતે ઉદાહરણરૂપ છે. પ્રથમ તો એ મહાત્માએ મનુષ્ય શું શું કરી શકે છે, એના સંબંધમાં જનસમૂહને સ્પષ્ટ દેખાડી આપ્યું છે કે, તે સ્વયં રાજકુળમાં જન્મેલા એક ક્ષત્રિયપુત્ર છતાં, સ્વાત્મ પુરુષાર્થવડે બ્રાહ્મણ થયા, એટલું જ નહિ, પણ વળી સમસ્ત બ્રાહ્મણકુળમાં શ્રેષ્ઠ એવા ઋષિકુળથી વધી મહર્ષિ પદને પામ્યા. હે બાપ ! સર્વ વર્ણોમાં બ્રહ્મને જાણનાર બ્રાહ્મણ એ શ્રેષ્ઠ અને સર્વને પૂજ્ય છે; કારણ કે તે તત્ત્વનો ઉપદેશ કરી સમસ્ત પ્રજાઓને સન્માર્ગે-ધર્મમાર્ગે વાળે છે, ને

* પાતંજલયોગદર્શનનો કૈવલ્યપાદ.

તેઓનું કલ્યાણ કરે છે. એટલા માટે તે બ્રાહ્મણપદ પ્રાપ્ત થવું પણ દુર્લભ છે. વિશ્વામિત્ર રાજર્ષિએ તે બ્રાહ્મણપદ પ્રાપ્ત કરવા માટે એટલો મોટો પ્રયત્ન કર્યો, કે જે કોઇપણ સામાન્ય મનુષ્યથી અશકય જ હતો ને આજે પણ છે જ.

કુશિક રાજાના વંશજ ગાધિરાજાના તે પુત્ર હતા. પિતાએ તેમને રાજ્યાભિષેક કર્યા પછી, ઘણાક કાળપર્યંત સુખરૂપ રાજ્ય કરતાં કરતાં એકવાર પોતાની મોટી સેનાસહિત વિશ્વામિત્ર રાજા અરણ્યમાં મૃગયા કરવા સારુ ગયા. માર્ગમાં વસિષ્ઠ મુનિનો આશ્રમ આવ્યો. વસિષ્ઠ સરખા મહર્ષિ, કે જેમનું દર્શન થવું દુર્લભ, તે દર્શનીય મહાત્માનો આશ્રમ અનાયાસે માર્ગમાં આવ્યો, માટે તેમને વંદન કર્યા વિના આગળ કેમ ચલાય, એવું ધારી, વિશ્વામિત્રે આશ્રમમાં જઇને તે મહર્ષિનું દર્શન કર્યું. વસિષ્ઠ મુનિએ વિશ્વામિત્રને કુશળ સમાચાર પૂછી બહુ આદર આપ્યો, ને પોતાના આશ્રમમાં એક દિવસ અતિથિ તરીકે રહેવા સારુ આગ્રહ કર્યો. વિશ્વામિત્રે કહ્યું; "મુનિવર ! હું એકલો હોઉં તો આપનું આતિથ્ય માન્ય કરું; પણ અત્યારે તો મારી સાથે મોટું ચતુરંગ સૈન્ય છે, માટે વનમાં વસનારા આપને હું મારા આતિથ્ય નિમિત્તે દુઃખી કરું, એ ઠીક નહિ,"

વસિષ્ઠ મુનિ બોલ્યા; "રાજા ! તેમ કંઈ નથી; તારી સાથે ગમે તેવું મોટું સૈન્ય હશે તો પણ શું થયું ? ભગવત્કૃપાથી સર્વ વસ્તુ મળી રહેશે." આ વચન સાંભળી વિશ્વામિત્ર સૈન્ય સાથે તે દિવસે ત્યાં રહ્યા.

સૈન્યને તે વનમાં પડાવ કરાવીને વિશ્વામિત્ર પોતે મુનિના આશ્રમની તથા વનની શોભા નીરખતા ચોમેર ફરવા લાગ્યા; અને મનમાં વિચાર કરવા લાગ્યા કે, 'જોઇએ વારુ, મુનિએ આપણને આતિથ્યનું તો કહ્યું. તથાપિ આશ્રમમાં તો સીધા સામાન આદિ કશી વસ્તુનો સંગ્રહ જોવામાં આવતો નથી, તો પછી તેઓ આટલાં બધાં મનુષ્યોને માટે અને વાહનો માટે ભોજન સાહિત્ય કેમ કરીને પૂરું પાડે છે ?'

એટલામાં તો થોડીક વારે મુનિના આશ્રમમાંથી નિમંત્રણ આવ્યું કે, "રાજાજી ! ચાલો; સમય થયો હોવાથી મુનિ મહારાજ આપને સેનાસહિત ભોજન કરવા સારુ બોલાવે છે."

મુનિવર વસિષ્ઠજીના શિષ્યોનું એ બોલવું સાંભળી, રાજાને તો પરમ આશ્ચર્ય થયું કે, એટલી વારમાં ભોજનની તૈયારી ! એ કેમ બની શકે ! તુરત સજ્જ થઈ સૈનિકોસહિત તે મુનિવરના આશ્રમ આગળ

આવ્યા. ત્યાં તો વળી ઘણું આશ્ચર્ય થયું. પોતાના રાજ્યસ્થાનમાં પણ કદી નહિ થતી હોય તેવી રીતની સઘળી તૈયારીઓ, રાજા તથા સૈનિકના અધિકાર પ્રમાણે, અનુક્રમે કરી રાખેલી હતી ! સર્વ જનો માટે બેસવાનાં દિવ્ય આસનો, કનકપાત્રો અને તેમાં પીરસેલી અનેક પકવાન્નાદિક દિવ્ય ભોજનસામગ્રીઓ જોઇ, સાનંદ આશ્ચર્ય પામતા સર્વ સૈનિકોસહિત વિશ્વામિત્ર રાજા ભોજન કરવા બેઠા. ભોજનના સ્વાદનું તો પૂછવું જ શું ! અહીં જેવી તૈયારી તેઓને માટે હતી, તેવી જ તેમના સૈન્યમાંના હસ્તી અશ્વાદિક પશુઓના ખાદ્યને માટે પણ કરવામાં આવી હતી. સૌ કોઇ આતૃપ્તિ–તૃપ્તિપર્યંત જમીને પૂર્ણ આનંદમગ્ન થઈ ગયા. મુખવાસ તાંબૂલ આદિ ગ્રહણ કરીને આશ્ચર્યમય વાતો કરતા, સૈનિકોસહિત રાજા વિશ્વામિત્ર સેનામાં આવ્યા. તે અતિશય વિચારમાં પડી ગયા કે, 'ક્ષણમાત્રમાં આ સઘળી તૈયારી ને વળી આવી ઉત્તમોત્તમ દૈવી સમૃદ્ધિવાળી તૈયારી કેમ કરી થઇ હશે ? આશ્રમમાં તો કંઇ જ દેખાતું નથી, ત્યારે આ સર્વ આવ્યું ક્યાંથી ? ક્ષણમાત્રમાં આટઆટલાં ઉત્તમ ભોજનો રંધાયાં શી રીતે ? આમાં તો કંઇ અદ્ભુત કારણ હોવું જોઇએ, માટે એની યોગ્ય તપાસ હું કરીશ !' એવા વિચારથી વિશ્વામિત્રે પોતાના છુપા ચાર લોકોને તે વાતની તપાસ કરવાને મોકલ્યા.

તેઓ આશ્રમમાં ખૂણે ખોચરે ચોમેર ફરી વળીને પાછા આવ્યા ને કહેવા લાગ્યા ; "રાજાજી ! આશ્રમમાં તો કોઇ પણ સ્થળે કશી સામગ્રીનો સંચય કરી રાખેલો જણાતો નથી, તેમ ક્યાંય સુરંગ, ભોયરું કે એવી કશી ગુપ્ત જગ્યા, તે સામગ્રીઓ આવવા જવાને અર્થે પણ દેખાતી નથી. વળી વધુ આશ્ચર્યમય તો એ છે કે, આપણે ત્યાં જે પાત્રો અને સાહિત્યો સાથે જમ્યા, તેમાંનું પણ કશુંયે ત્યાં આગળ હવે દેખાતું નથી. એ સર્વ સાહિત્યો અને ભોજનસામગ્રીઓ એ આશ્રમમાંના જે સ્થળમાંથી, વિશેષે કરીને લઃવવામાં આવતી હતી, તે સ્થળ પણ અમે વારંવાર ધારીધારીને જોયું; પણ ત્યાંએ સર્વ સામગ્રી ભરાઇ સમાઇ રહે એવું ચિહ્ન જણાતું નથી; કેમ કે એ સ્થળ તો એક નાની પણ અતિ સુંદર પર્ણકુટી છે; અને તે પણ વળી કંઇ ખાલી નથીઃ તેમાં તો એક ઘણી જ સુંદર, સુશીલ અને દર્શનીય ધેનુ બાંધેલી છે; જેનાપર એ મહામુનીશ્વર વસિષ્ઠજી ઊભા ઊભા હાથ ફેરવે છે, અને લાડ કરે છે."

આ સાંભળી વાતપરથી મહારાજા વિશ્વામિત્ર સમજી ગયા કે "અવશ્ય, જે કંઇ ચમત્કાર છે, તે એ સુંદર ધેનુમાં જ છેઃ અનુમાન થાય છે કે, એ ધેનુ તે સ્વર્ગમાંની કામધેનુ જ હશે. પછી બીજી પણ કેટલીક તપાસ કરાવતાં ને છેવટે વસિષ્ઠ મુનિને પૂછવાં રાજાને નક્કી થયું કે, એ સર્વનું કારણ કામધેનુ જ છે; તેથી 'એવું સ્વર્ગીય રત્ન આપણા દરબારમાં જ શોભે,' એવી તેમને લાલસા ઉત્પન્ન થઇ."

વિદ્યાગુરુ બોલ્યા; જીવનસિંહ! રજોગુણને વશ થયેલા મહારાજ વિશ્વામિત્રે પછી શું કર્યું તે સાંભળ.

આવા પ્રકારનું ઉત્તમોત્તમ અવર્ણનીય આતિથ્ય મુનિએ કર્યું તેથી પ્રસન્ન થઇને, તેના બદલામાં મુનિને અરણ્યમાં પડતી કેટલીક અડચણો દૂર કરી આપવી, વા અન્ય કંઈ તેમનું પ્રિય કરી આપીને તેમની સેવા કરવી, એ રાજાનો સાધારણ ધર્મ છે, ને ધર્મશીલ રાજાનો તો તે પ્રથમ ધર્મ છે. તેમાં જેનું અન્નાદિ ગ્રહણ કીધું તેનું ઉચિત કરવું એ પરમ ધર્મ છે. એમાંનું કંઇ પણ ન કરતાં વિશ્વામિત્રે તો ઊલટું તે ધેનુને પોતાને ત્યાં લઇ જવાનું ધાર્યું. અરણ્યમાંથી સેના-સહિત ઊપડતી વેળાએ તે પોતે મુનિવરને મળવા ગયા; ત્યારે તે મહા-મુનિની આગળ તેમણે ધેનુની માગણી કરી.

મુનિવર વસિષ્ઠજીએ કહ્યું; "રાજા! એ ધેનુ તો તને અથવા બીજા કોઇને પણ અમારાથી આપી શકાય તેમ નથી. એ તો અમારું સર્વસ્વ છે. એનાવડે જ અમે આવા ઘોર અરણ્યમાં આનંદે વસીએ છીએ, ને એનાવડે જ ચતુર્વર્ગને* સુખેથી સાધીએ છીએ. એ વિના બીજું કંઇ તારે જોઇએ, તે સુખેથી માંગી લે!"

"વિશ્વામિત્રે કહ્યું; મહારાજ! આપને અરણ્યવાસીને આવી સમૃદ્ધિ શામાટે જોઇએ? મુનિઓ તો અકિંચનત્વ† પાળનારા કહેવાય છે. આવું ગોરત્ન‡ તો અમારા દરબારમાં જ શોભે, માટે અમને આપવું, એ તમારા જેવાનો ધર્મ છે!"

એ સાંભળી મુનિવર બોલ્યા; "રાજા! તું જાણતો નથી કે, એ અમૂલ્ય રત્ન અમે અકિંચન અરણ્યવાસી હોવાથી અમારે ત્યાં જ જોઇએ. એની સહાયથી અમારો તપોધર્મ સુખથી ચાલે છે. તારે તો

---

* ચતુર્વર્ગ=ચાર પુરુષાર્થો=ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એમનો સમૂહ. † અકિંચનત્વ એટલે કશા પણ દ્રવ્યનો સંચય નહિ કરવારૂપ આચરણ. ‡ ગાયરૂપ રત્ન તે ગોરત્ન.

રાજ્યમાં ધનાદિક જે જે જોઇએ તે સર્વ છે, એટલે તને તેની અપેક્ષા–જરૂર નથી. વળી એ ધેનુ તારે ત્યાં સચવાય જ નહિ, ને તારાથી તેની સેવા પણ થઇ શકે નહિ. તું એને દ્રવ્ય, સમૃદ્ધિ ઇત્યાદિ રૂપે જાણે છે, પણ તે કંઇ દ્રવ્ય વા જડ સંપત્તિ નથી, પણ અમારું પરમ દૈવત અને પૂજ્ય તત્ત્વ છે. સમુદ્રમંથન સરખા મહાન્ પ્રયત્નને અંતે તેમાંથી પ્રાપ્ત થયેલું એ તત્ત્વ પણ તેના અધિકારી વિના, અરે ! મંથન કરવાના પ્રયત્નમાં ભાગ લેનારા મોટા દેવતાઓને સુદ્ધાં આપવામાં આવ્યું નહોતું, તે તને કેમ આપી શકાય ?" આ ઉપરથી રાજા વિશ્વામિત્રને નિશ્ચય થયો કે, મુનિ આપણને એ કામધેનુ એમ ને એમ તો આપશે નહિ જ: માટે આપણે તેને હરણ કરીને લઇ જવી.

"જીવનસિંહ ! જોયું ?" તેના ગુરુએ કહ્યું; "સંપત્તિમાં મદમાતા થઇ ગયેલા રાજાની વૃત્તિ કેટલી બધી અવિચારી ને કેટલી લોભી ? હર હર ! ગુણના ભાઇ દોષ એવો ધર્મશીલ સત્યયુગ રાજાનો ન્યાય ! કોઇ દુષ્ટ રાક્ષસાદિક વા ચોરાદિક મુનિ પાસેથી તે ધેનુનું હરણ કરી જતા હોય તો પોતે ભારે પ્રયત્ન કરીને પણ અટકાવવી ને સતત તેનું રક્ષણ કરવારૂપ મુનિની સેવા બજાવવી, એ ધર્મશીલનો ધર્મ છે, તેના બદલામાં વિશ્વામિત્ર પોતે જ તેને હરણ કરવા ઇચ્છે, એ કેટલું બધું નિંદાપાત્ર ને રાજાના ધર્મથી વિપરીત વર્તન ! બાપ ! એ કેવળ ઉગ્ર રજોગુણનું જ પરિબળ !* અસ્તુ. હવે તેનું શું ફળ નીકળે છે તે જો."†

એમ વારંવાર માગવા છતાં વસિષ્ઠ મુનિએ જ્યારે કામધેનુ ન જ આપી ત્યારે ક્રોધે ભરાયલા વિશ્વામિત્રે વસિષ્ઠ મુનિને કહ્યું; 'મહારાજ ! જો આ ધેનુ મને નહિ આપો તો હું બળાત્કારથી તેનું હરણ કરી જઇશ.'

મુનિએ કહ્યું; 'ભલે, તારી ઇચ્છા એમ જ હોય તો એમ કર ! એમાં અમારા વનવાસી મુનિએ આગ્રહ ધરવો, એ તેના તપને હાનિકારક જ ગણાય.'

મહર્ષિનું આવું વચન સાંભળી, તુરત વિશ્વામિત્રે પોતાના સૈનિકો દ્વારા ધેનુનું હરણ કર્યું. સેવકો તેને દોરીને માર્ગે પડ્યા. કામધેનુએ પાછી વળવા ઘણોયે પ્રયત્ન કર્યો, પણ રાજાના આજ્ઞાપાલક નિર્દય સૈનિકો તેને બળવડે આગળ ખેંચવા મંડ્યા, અને તે આગળ ન ખસી

---

* लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा । रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ! ॥ † रजसस्तु फलं दुःखम् ।

એટલે અવિચારીપણે તેના કોમળ અંગ–અરે વંદનીય–પૂજનીય અંગપર પ્રહારો કરવા લાગ્યા. તેનું અતુલ બળ જોઇને આખું સૈન્ય તેની આસપાસ ફરી વળ્યું. પછી તો પૂછવું જ શું! મહાગંભીર સેનાની વચ્ચે ઊભાં ઊભાં અત્યંત સુકોમલ અને સુંદર દેખાતી કામધેનુએ પોતાનું શરીર ધ્રુજાવ્યું એટલે તેનાં રોમેરોમ ખડાં થઇ ગયાં ! તેની આકૃતિ એવી તો કરાલ બની ગઈ કે, જેને જોતાં જ યોદ્ધાઓ ભય પામીને કોરે ખસવા માંડ્યા, એટલું જ નહિ, પણ વળી જેમ જેમ તેણે પોતાનું શરીર ધ્રુજાવવા માંડ્યું, તેમ તેમ તેમાંથી અસંખ્ય વિકરાળ અને પ્રચંડ શરીરવાળા તથા નાશકારક શસ્ત્રો ધારણ કરનારા યોદ્ધાઓ પ્રકટ થવા માંડ્યા. એ યોદ્ધાઓ વિશ્વામિત્રના સૈન્યપર તૂટી પડ્યા. જોતજોતામાં તેઓએ રાજાના આખા સૈન્યનો નાશ કરી નાંખ્યો ને રહ્યા સહ્યા યોદ્ધાઓ નાસી છૂટ્યા. તેઓ સહિત વિશ્વામિત્રે ભયભીત થઇને પોતાના નગર પ્રતિ ગમન કર્યું. रजसस्तु फलं दुःखम् । ઘણીક વારે શાંત થયેલી કામધેનુ પાછી પોતાના આશ્રમસ્થાનમાં આવીને ઊભી રહી.

આ ચમત્કાર–કામધેનુનું આવું અદ્‌ભુત બળ જોઈ તેમ જ પોતાનો પરાભવ થયો જોઈ, મહારાજ વિશ્વામિત્રને ઘણો જ ખેદ અને આશ્ચર્ય થયું. તેમને એવો વિચાર આવ્યો કે, 'શું મારા ક્ષત્રિયના કરતાં એ વનવાસી બ્રાહ્મણનું બળ વધારે ? ચિંતા નહિ. હું કંઈ યુદ્ધની તૈયારી કરીને ગયો નહોતો. એ વેળા તો મારી પાસે માત્ર મૃગયા કરવાનાં જ સાધનો હતાં, પણ હવે હું યુદ્ધે જઇશ અને કામધેનુને હરી લાવીશ !' એવો નિશ્ચય કરીને તેણે ઘણું મોટું સૈન્ય સજ્જ કર્યું. પોતાના સોએ પુત્રોને સાથે લઇ મહર્ષિ વસિષ્ઠના ઉપર ચડાઈ કરી. ત્યાં જઇ તેણે આશ્રમને ઘેરો ઘાલીને અસ્ત્રવૃષ્ટિ કરવા માંડી. મહાત્મા વસિષ્ઠ બહાર આવ્યા ને વિશ્વામિત્રના આવા અન્યાયથી બહુ ક્રોધાયમાન થઇ, તેમણે એક હુંકાર માત્ર કર્યો, જે કરતાં જ નવ્વાણું પુત્રોસહિત વિશ્વામિત્રની સમગ્ર સેના નાશ પામી; અને માત્ર એક જ પુત્ર સાથે વિશ્વામિત્ર બચી ગયા.

આમ થવાથી વિશ્વામિત્રના મનમાં એટલો બધો તો ખેદ થયો, ને બ્રહ્મબળ આગળ પોતાનાં ક્ષત્રિયબળ ઉપર એટલો બધો તિરસ્કાર આવ્યો કે, તેમણે તુરત નગરમાં જઈ પોતાના એ બચેલા પુત્રને રાજ્યાસન આપી તપશ્ચર્યા માટે વનમાં પ્રયાણ કર્યું. હિમવાન પર્વતપર જઇ તેમણે મહાઘોર તપ આરંભ્યું. તેની સિદ્ધિ થતાં કેટલેક કાળે તેમને ઘણાંક દિવ્ય અને અતુલ પરાક્રમવાળાં શસ્ત્રાસ્ત્રો પ્રાપ્ત થયાં.

તે લઈ પોતે પાછા મહર્ષિ વસિષ્ઠજીના આશ્રમે આવ્યા ને તેમના પર તેમણે શસ્ત્રાસ્ત્રોની વૃષ્ટિ કરવા માંડી. વસિષ્ઠ મુનિ પોતાનો બ્રહ્મદંડ હાથમાં ગ્રહણ કરીને તત્કાળ બહાર આવ્યા ને વિશ્વામિત્રનાં મૂકેલાં સઘળાં શસ્ત્રાસ્ત્રોનો ગ્રાસ કરવા માંડ્યા. એ વેળાએ મહામુનિનું સ્વરૂપ એવું પ્રચંડ બની ગયું હતું કે, આકાશમાં ઊડતાં પક્ષીઓ જેમ કોઇ મોટી ગુફાના દ્વારમાં પેશી જાય, તેમ વિશ્વામિત્રનાં યોજેલાં સઘળાં અસ્ત્રો તેમના ફાડેલા વિશાળ મુખમાં પ્રવિષ્ટ થઈ જતાં હતાં.

એવી રીતે પોતાનાં મૂકેલાં સર્વ દિવ્ય અસ્ત્રો વ્યર્થ ગયાં તે જોઇ, તેમ જ એ બ્રહ્મર્ષિના બ્રહ્મબળનો પ્રભાવ જોઈ તેની આગળ પોતાનાં ક્ષત્રિયબળ માટે વિશ્વામિત્રને બહુ જ ધિક્કાર આવ્યો. धिक् बलं क्षत्रियबलम्। પણ એથી કંઇ તે થાકીને બેઠા નહિ. તેણે પોતાના અતિ ઉગ્ર પુરુષાર્થને આગળ વધવા દીધો. તેણે એવો નિશ્ચય કર્યો કે, "જ્યારે સર્વ કરતાં બ્રહ્મબળ શ્રેષ્ઠ છે, અને તેના વિના બીજી સર્વ વસ્તુઓ વ્યર્થ છે, ત્યારે મારે હવે સર્વથી શ્રેષ્ઠ એવું બ્રહ્મત્વ જ સંપાદન કરવું: તે માટે હવે હું પુનઃ તપશ્ચરણ જ કરીશ. 'હું ક્ષત્રિય મટીને બ્રાહ્મણ થાઉં તો જ મારું જીવિત સફળ! તે જ્યાંસુધી પ્રાપ્ત થશે નહિ, ત્યાંસુધી હું તપ જ કરીશ.' આવા દૃઢ નિશ્ચયપૂર્વક રાજર્ષિ વિશ્વામિત્ર પાછા વનમાં ગયા, ને મહાતીવ્ર તપશ્ચર્યા કરવા લાગ્યા."

એટલું કહી પાછા જીવનસિંહના ગુરુજી બોલ્યા; "પ્રિયપુત્ર જીવન! એવી તીવ્ર તપશ્ચર્યા વિશ્વામિત્રે એટલાં બધાં હજારો વર્ષો પર્યંત કરી કે, જેની તુલના કોઇથી થઇ શકે નહિ.' ઘણા લાંબા કાળના તપથી અત્યંત પ્રસન્ન થઇ બ્રહ્માદિ દેવતાઓ તેમની આગળ આવ્યા, ને તેમણે તેમને વરદાન આપ્યું કે, "હે વિશ્વામિત્ર! તમને ધન્ય છે. તમારા પવિત્ર તપથી અમે બહુ સંતોષ પામ્યા છીએ; માટે તમે હવે તપથી વિરામ પામો. તમે આજથી રાજર્ષિ મટીને બ્રહ્મર્ષિ થયા છો!!"

વિશ્વામિત્ર બોલ્યા; "મને તમે બ્રહ્મર્ષિ કહો એ ઠીક: તથાપિ વસિષ્ઠાદિ બ્રહ્મર્ષિઓ મને બ્રહ્મર્ષિ કહે ત્યારે જ હું બ્રહ્મર્ષિ સત્ય!"

તેના ઉત્તરમાં; "કાળે કરીને એમ પણ થશે," એવું કહી સર્વ દેવતાઓ અંતર્ધાન થઇ ગયા.

પછી પ્રસન્ન થયેલા વિશ્વામિત્ર ઋષિએ વનમાં આશ્રમ બાંધ્યો, ને ત્યાં નિવાસ કરી સ્ત્રીસહવર્તમાન ઋષિધર્મ આચરવા માંડ્યો. ઉત્તરોત્તર ઋષિપંક્તિમાં એમની ગણના થવા માંડી; ઋષિઓના સભાઓમાં

એમને નિમંત્રણો પણ આવવા માંડ્યાં; યજ્ઞ યાગાદિકમાં એમનું ઉત્તમ સ્થાને વરણ (પસંદગી) પણ થવા માંડ્યું; તથાપિ વસિષ્ઠ મુનિએ એમને હજુ બ્રહ્મર્ષિ કહ્યા નહિ. એ તો જ્યારે મળે ત્યારે, "પધારો રાજર્ષિ" એમ કહીને જ માન આપતા, પણ એ સાંભળી વિશ્વામિત્રના હૃદયમાં મહાખેદાગ્નિની જ્વાળા થતી હતી. આવું વારંવાર થતું જોઈ વિશ્વામિત્રે માન્યું કે, 'વસિષ્ઠ મુનિ અવશ્ય મારું પાછલું વૈર સંભારીને મારા પરની ઈર્ષ્યાને લીધે જ મને રાજર્ષિ કહી, મારા માનની હાનિ કરે છે,' પણ તેમ નહોતું. વસિષ્ઠ મુનિ તો સ્પષ્ટ અને સત્ય જ બોલનારા હતા. પછવાડે તો ઋષિઓની સભા આદિકમાં જ્યાં જ્યાં પ્રસંગ આવે ત્યાં ત્યાં તે તેમની વારંવાર પ્રશંસા કરતા કે, 'અહા ! શું વિશ્વામિત્રનું તપ ! ધન્ય છે એમને ! વિશ્વામિત્ર સરખો તપસ્વી તો વિશ્વામિત્ર જ છે ! આ લોકમાં જ નહિ, પણ સર્વ લોકોમાં એમની જોડી મળવી દુર્લભ છે !' પરંતુ વિશ્વામિત્રના સમક્ષમાં તેને રાજર્ષિ જ કહેતા હતા. એનું કારણ પાછલા વૈરની ઈર્ષ્યા નહિ, પણ બીજું જ હતું. પરંતુ તે સમજવામાં ન આવવાથી વિશ્વામિત્રે તેમની સાથે ભારે દ્વેષ ચલાવવા માંડ્યો. સ્થળે સ્થળે અને પ્રસંગે પ્રસંગે તે વસિષ્ઠનાં છિદ્રો શોધવા માંડ્યા, વિરુદ્ધ પડવા માંડ્યા, ને બની શકે તેટલો તેમને દુઃખી કરવાનો પ્રયત્ન કરવા માંડ્યા. તેમણે એક રાક્ષસપણું પામેલા રાજા પાસે વસિષ્ઠના સો પુત્રો મરાવી નાખ્યા, ને એવી બીજી ઘણીક વિડંબના કરી તે બ્રહ્મર્ષિની પજવણી કરવા માંડી."

આ સાંભળી રાજપુત્ર જીવન કર જોડીને બોલ્યો; "કૃપાળુ ગુરુવર્ય ! વસિષ્ઠ મુનિએ વિશ્વામિત્રને બ્રહ્મર્ષિ નહિ કહેવાનું ખરું કારણ જે આપે હમણાં કહ્યું કે બીજું જ હતું, તે કીયું ? એટલી બધી તીવ્ર તપશ્ચર્યા કરવા છતાં તેમને વસિષ્ઠ મુનિ બ્રહ્મર્ષિ શા માટે કહેતા નહોતા ?"

તેના ઉત્તરમાં તેના વિદ્યાગુરુ બોલ્યા; "પુત્ર ! તારો પ્રશ્ન બહુ ઉત્તમ છે. તારી શોધક બુદ્ધિ જોવાને માટે જ મેં એ કારણ પ્રથમથી કહ્યું ન હતું. સાંભળ. બ્રહ્મત્વ પ્રાપ્ત થાય ત્યારે મનુષ્ય બ્રાહ્મણ કહેવાય અને તે બ્રાહ્મણપણાનું યથાર્થ રીતે આચરણ કરવામાં આવે છે ત્યારે જ બ્રહ્મર્ષિપણું પ્રાપ્ત થાય છે. વિચાર કર કે, એ સઘળાનું મૂળ જે બ્રહ્મત્વ, તે કોને કહે છે ? ટુંકમાં એટલું સમજવાનું છે કે, બ્રહ્મ એટલે જે પરમાત્મસ્વરૂપ તેને પ્રાપ્ત કરવા માટેના જે ઉત્તમોત્તમ ગુણો અને સ્વભાવ તે બ્રહ્મત્વ; અને એ સ્વભાવગુણો જેનામાં પરિપૂર્ણ હોય તે

બ્રહ્મર્ષિ. સ્વભાવ અને ગુણો પ્રમાણે બ્રાહ્મણનું સ્વાભાવિક આચરણ કેવું હોવું જોઈએ, તે માટે શાસ્ત્રવચન છે કે:–

शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥

મનોનિગ્રહ, ઇંદ્રિયનિગ્રહ, તપ, પવિત્રતા, સહનશીલતા, સરલતા, શાસ્ત્રસંબંધી જ્ઞાન, અનુભવયુક્ત જ્ઞાન અને આસ્તિકપણું, એ બ્રાહ્મણનાં સ્વાભાવિક કર્મો છે. (૧) મનનો નિગ્રહ કરવો, એટલે ચપળ અને કદી પણ એક સરખી સ્થિતિમાં નહિ રહી શકનારા મનને પોતાને સ્વાધીન કરવું, એ બહુ દુષ્કર કર્મ છે,* પણ બ્રાહ્મણમાં તો સ્વભાવથી જ પોતાના મનને વશ રાખવારૂપ આચરણ હોવું જોઈએ. (૨) બીજું

બ્રાહ્મણના આવશ્યક નવ ગુણો

સ્વાભાવિક લક્ષણ દમ એટલે પોતાની ઇન્દ્રિયોને દમવી–વશ કરવી. મન ઘણું ચપળ છે ખરું, પણ તે સઘળા વ્યાપારો ઇન્દ્રિયોદ્વારા કરે છે, માટે જો તે ઇન્દ્રિયો સ્વાધીન થઈ હોય તો પછી મનને ભટકવાને માર્ગ મળતો નથી. (૩) બ્રાહ્મણનો સ્વભાવ તપસ્વી એટલે તપ કરવાનો હોવો જોઈએ. અનેક પ્રકારે શરીરથી, મનથી તથા વાણીથી પણ કષ્ટ વેઠીને, સ્વધર્મનું રક્ષણ કરવું તથા દુરાચરણથી બચવું તે તપ.† (૪) શૌચ એટલે સદા સર્વદા શરીરને પવિત્ર રાખવું: મલિનતા ને ભ્રષ્ટતાથી શરીરને દૂર રાખવું તે.‡ શરીર પવિત્ર રહેવાથી તેને વિષે રહેલું મન સ્વાભાવિક જ પવિત્ર રહે છે. (૫) ક્ષાંતિ એટલે સહનશીલતા; અર્થાત સુખ, દુઃખ, માન, અપમાન, સ્તુતિ, નિંદા, લાભ, હાનિ ઇત્યાદિ જે પ્રાપ્ત થાય, તેથી ન અકળાતાં કે ન છલકાતાં સઘળું સહન કરી–ખમી લેવું તે. ટુંકમાં મનનું સમતોલપણું તે ક્ષાંતિ. (૬) સરળપણું તેમ જ ખરાપણું તે આર્જવ. મનમાં કોઇ જાતની આંટીઘુંટી ન રાખતાં તેની માત્ર સીધેસીધી સ્થિતિ હોવી તે આર્જવ. (૭) જ્ઞાન એટલે લૌકિક વ્યાવહારિક સીધી ધાર્મિક સમજ. (૮) વેદશાસ્ત્રનું પરિપૂર્ણ જ્ઞાન એટલે વેદશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પરમાત્મસ્વરૂપને–જીવશિવના અભેદને, માયાને, તેની કૃતિને જાણવી તે, અને તે જાણ્યા પ્રમાણે જગતમાં રહી, પરિપૂર્ણ અનુભવ કરવો તે વિજ્ઞાન; તથા (૯) વેદશાસ્ત્ર, ધર્મ, ઈશ્વર, પરલોક

---

*चंचलं हि मनः कृष्ण ! प्रमाथि बलवद्दृढम् । तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् । † ગીતા અ. ૧૭ શ્લોકો ૧૪ થી ૧૯. જુઓ. ‡ शौचं तु द्विविधं प्रोक्तं सबाह्याभ्यंतरं तथा । मृज्जलाभ्यां स्मृतं बाह्यं भावशुद्धिस्तथान्तरम् ॥

ઇત્યાદિ વસ્તુઓ સત્ય છે, એમ નિશ્ચયપૂર્વક માની, તે પર શ્રદ્ધા રાખવી તે આસ્તિકય. એ આસ્તિકય તો બ્રાહ્મણમાં સૌથી પહેલે અંશે જોઇએ. સમસ્ત ધર્મોનો પાયો આસ્તિકય છે. હે જીવન! આમાંથી એક પણ ગુણ ન્યૂન હોય તો તેટલી બ્રાહ્મણપણામાં ઊણપ જ સમજવી.

એ પ્રમાણે આપણા નવા થયેલા બ્રહ્મર્ષિ વિશ્વામિત્રમાં પણ તેવી કેટલીક ઊણપ હોવાને લીધે જ, તેમને વસિષ્ઠ મુનિ બ્રહ્મર્ષિ કહીને બોલાવતા નહોતા. એમણે તપ તો અલૌકિક કર્યું હતું, ને તેટલા પૂરતો જ દમ-ઇન્દ્રિયનિગ્રહ પણ તેમણે સંપાદન કર્યો હતોઃ તથાપિ મનોનિગ્રહ તેમનાથી થઈ શકયો નહતો, તેમ જ ક્ષાંતિ–સહનશીલતા અને આર્જવ પણ તેમનામાં આવ્યાં નહોતાં. ઇચ્છાનુરૂપ કાર્ય ન થતાં સરળપણું મૂકી દઇને તેમનામાં વારંવાર અપાર ક્રોધ વ્યાપી જતો. તેમનું મન વૈર વાળવાના પ્રયત્નોમાં મગ્ન રહેતું. 'અરે! હું વિશ્વામિત્ર!' એવું અભિમાન તેમનું ગયું નહોતું, ને મૂળના ક્ષત્રિયસ્વભાવને લીધે તે અહિંસા ધર્મ પણ જોઇએ તેવો સાચવી શકતા નહોતા.

વસિષ્ઠ પોતાને બ્રહ્મર્ષિ કહેતા નથી, એ દ્વેષથી વિશ્વામિત્ર તેમની હીનતા કરવાનો વારંવાર લાગ શોધ્યા કરતા. એવામાં ત્રિશંકુ નામનો એક રાજા, કે જે વસિષ્ઠ મુનિનો યજમાન હતો, ને જેને વસિષ્ઠ મુનિના પુત્રોએ તેના મનસ્વીપણાને લીધે તેમ જ તરંગીપણાને લીધે શાપ દઈને ત્યાગ કરયો હતો, તે વિશ્વામિત્રને શરણે ગયો! એ રાજાને પોતાના માનુષી દેહસહિત સ્વર્ગે જઇને ત્યાંના સુખો ભોગવવાની ઊર્મિ થઈ આવી હતી; ને તેમ થાય તે સારુ તેવો યજ્ઞ કરાવવા સારુ તેણે પોતાના કુળગુરુ વસિષ્ઠને પ્રાર્થના કરી, પરંતુ વસિષ્ઠ મુનિએ ના કહેવાથી, તેમના પુત્રોની પાસે જઇને પ્રાર્થના કરી.

વસિષ્ઠ મુનિના પુત્રોએ કહ્યું કે, "અહીંયાં આ લોકમાં–અનેક યજ્ઞો સ્વર્ગસુખની ઇચ્છાથી કરે, તે મરણ પામ્યા પછી સ્વર્ગે જઈ ત્યાં દિવ્ય દેહયુક્ત સ્વર્ગનાં ઉત્તમ સુખો ભોગવે, એવો સનાતન માર્ગ છેઃ પણ આ મનુષ્યદેહવડે સ્વર્ગે જઇને રહેવાય, એવો સૃષ્ટિનિયમ નથી, તો પછી એવો યજ્ઞ કેમ કરાવાય?"

એ સાંભળીને તરંગી મનના ત્રિશંકુ રાજાએ કહ્યું: "તમે તેવો યજ્ઞ ન કરાવો તો મારા પુરોહિતના પુત્રો શાના? માટે હું તો તેવો યજ્ઞ કરાવે તેવો કોઈ બીજો પુરોહિત કરીશ!"

આવું અન્યાયયુક્ત વાંકય સાંભળી તેને શાસન કરવાની ઇચ્છાથી વસિષ્ઠ મુનિના પુત્રો બોલ્યા; "અરે ઓ મૂર્ખ! ચાંડાલ! જા. ગુરુનું અપમાન કરવાથી તું ચાંડાલ છે!" મુનિપુત્રોના મુખેથી એવાં વચનો નીકળતાં વેંત જ તેનું સદેહે સ્વર્ગે જવું તો ક્યાંય રહ્યું, પણ તે તત્કાળ કાળો મેશ જેવો કુરૂપ અને દુષ્ટ એવો ચાંડાલ બની ગયો!

આથી બહુ ગ્લાનિ પામી, તેમ જ ક્રોધે ભરાઇ, ત્રિશંકુ ત્યાંથી અરણ્યમાં ચાલી નીકળ્યો ને ભટકવા લાગ્યો. ત્યાં તેને વિશ્વામિત્ર મળ્યા. તે તેને આશ્વાસન આપવા લાગ્યા કે, "રાજા! કંઇ ચિંતા નહિ; તું ધીરજ રાખ. હું તને સદેહે સ્વર્ગે મોકલીશ."

વસિષ્ઠની વિરુદ્ધ પડવાનું આ ખરેખરું સાધન પોતાના હાથમાં આવ્યું જોઇ વિશ્વામિત્ર બહુ સંતોષ પામીને ત્વરાથી યજ્ઞની તૈયારીઓ કરવા માંડ્યા. પોતાના સેંકડો શિષ્યોને મુનિઓના આશ્રમો પ્રત્યે નિમંત્રણ સારુ મોકલ્યા; બીજાઓ યજ્ઞ સામગ્રીઓ એકઠી કરવા લાગ્યા. વિશ્વામિત્ર ઋષિ મહાક્રોધી છે, માટે જો તેમના નિમંત્રણથી યજ્ઞમાં નહિ જઇએ, તો આપણને શાપ દેશે, એવા ભયથી સઘળા ઋષિઓ એક પછી એક આવવા માંડ્યા. પણ વસિષ્ઠે તો કહ્યું કે; "યજ્ઞકર્તા યજમાન જેમાં ચાંડાલ છે ને જેમાં યજ્ઞ કરાવનાર આચાર્ય ક્ષત્રિય છે, તેવા યજ્ઞમાં હું આવીશ નહિ."

શિષ્યોના મુખેથી વસિષ્ઠનાં એ વચનો સાંભળી, વિશ્વામિત્ર અત્યંત ક્રોધે ભરાયા, ને તેણે ઘણી ત્વરાથી યજ્ઞ આરંભ્યો! યજ્ઞ સદોષ હોવાથી, તેમાં યજ્ઞભાગ લેવા સારુ દેવતાઓ પણ આવ્યા નહિ ત્યારે, ક્રોધવડે લાલ થઇ ગયેલાં નેત્રોવાળા વિશ્વામિત્ર બોલ્યા; "અરે ત્રિશંકુ! વસિષ્ઠની પેઠે દેવતાઓ પણ મારી સાથે વૈરભાવ રાખવા ઇચ્છતા જણાય છે, તો ચિંતા નહિ. યજ્ઞ ભલે રહ્યો! મારા પોતાના તપોબળવડે જ હું તને સ્વર્ગે મોકલું છું;" એમ કહી હાથમાં જળ લઇને તે બોલ્યા; "મારા પોતાના તપના પુણ્યવડે આ ત્રિશંકુ રાજા સદેહે સ્વર્ગે જાઓ!" એમ બોલીને સંકલ્પનું જળ હેઠું મૂકતાં જ ત્રિશંકુ રાજા, જેમ પક્ષી ઊડે તેમ ઊભો હતો ત્યાંથી સડસડાટ આકાશમાં ચાલ્યો, અને નીચે જોનારા ઋષ્યાદિકને 'ઓ જાય' એમ કહેતાં કહેતાં તો તે છેક સ્વર્ગ પ્રત્યે પહોંચી ગયો!

મુનિનું આ પરમ દૈવત નિહાળી સૌ કોઇ મોટું આશ્ચર્ય પામ્યા, પણ થોડીક વારમાં તો ત્રિશંકુ પાછો નીચે આવવા લાગ્યો! કેમકે સ્વર્ગપતિ ઇંદ્રે તેને, ચાંડાલ દેહથી સ્વર્ગમાં વસવાને અનધિકારી જણાવીને, સ્વર્ગમાં પેસવા દીધો નહિ.

એવું જોઇ બહુ ક્ષોભ પામેલા વિશ્વામિત્રે તેને "तिष्ठ तिष्ठ (ઊભો રહે, ઊભો રહે)" એમ કહી અંતરિક્ષમાં જ અટકાવી દીધો.

પછી સર્વ ઋષિમંડળની વચમાં દક્ષિણ દિશા ભણી મુખ કરીને પોતે વૃદ્ધિ પામેલા ક્રોધાગ્નિની જ્વાળાઓથી ધમધમવા-કંપવા લાગ્યા, અને હાથમાં જળ લઇને બોલ્યા; "હે ઋષિવરો ! મેં આ ત્રિશંકુ રાજાને સદેહે સ્વર્ગે મોકલવાની પ્રતિજ્ઞા કરી છે તેને સ્વર્ગપતિ ઇંદ્ર મિથ્યા કરવા ઇચ્છે છે, તો તે કેમ થશે ? મારી પ્રતિજ્ઞા ખોટી થાય નહિ. માટે હું મારા પોતાના તપના પુણ્યબળવડે બીજું નવું સ્વર્ગ રચીને તેમાં આ ત્રિશંકુને સ્થાપીશ."

**વિશ્વામિત્રનું સ્વર્ગ**

એમ કહીને વળી તેમણે આકાશ ભણી જોઇને કહ્યું; "જેમ ઉત્તર ભણી ઇંદ્રને માટે ઉત્તર ધ્રુવ મંડળ અને તેની આસપાસ પ્રદક્ષિણા કરનારું સપ્તર્ષિમંડળ તથા બીજાં મંડળો છે, તેમ આ દક્ષિણ દિશામાં મારા તપના પુણ્યથી દક્ષિણ ધ્રુવ અને તેની આસપાસ ભ્રમણ કરનારું સપ્તર્ષિમંડળ અને બીજાં મંડળો ઉત્પન્ન થાઓ, ને તેઓને વિષે જઇ આ ત્રિશંકુ રાજા તેઓનો અધિપતિ ઇંદ્ર થાઓ !"

ભાઇ જીવન ! તપસ્વીઓના મુકુટમણિ મહર્ષિ વિશ્વામિત્રના તપનો પ્રભાવ કેટલો બધો છે, એ તું જો. એમણે 'મંડળો ઉત્પન્ન થાઓ' એ શબ્દો બોલતાની સાથે જ, તેમના અથાગ તપોબળવડે દક્ષિણ ભણીના આકાશમાં મોટાંમોટાં તેજસ્વી ધ્રુવાદિક મંડળો પ્રકટ થવા માંડ્યાં, ને તેવડે દક્ષિણ દિશા પ્રકાશિત થવા લાગી.

આવું જોઈ તત્કાળ ઇન્દ્રાદિક દેવતાઓએ આવી તેમની ઘણીક પ્રાર્થના કરીને સમાધાન કર્યું કે, "મહારાજ ! આપનું તપોબળ અપાર છે ! અને તેવડે આપ ઇચ્છો, તે કરી શકવા સમર્થ છો; તથાપિ આપ સરખા મહાપુરુષોનાં ચરિત્રો સર્વ પ્રજાને અનુકરણ કરવા યોગ્ય હોય છે, માટે જગતમાં ધર્મનો યથાર્થ માર્ગ દૃઢ કરવા સારુ તેવા પુરુષો સઘળું કરવાને સમર્થ છતાં પણ શ્રુતિના આધારે પિતામહ બ્રહ્મદેવે સ્થાપેલા સૃષ્ટિનિયમોથી વિરુદ્ધ ચાલતા જ નથી. શ્રેષ્ઠ પુરુષો જેવું આચરણ કરે, તેને અનુસરીને ઇતર લોકો પણ આચરણ કરે છે. यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ॥ માટે આપ માત્ર એક ત્રિશંકુ રાજાને અર્થે બ્રહ્મદેવનો સ્થાપેલો વેદવિહિત સૃષ્ટિનિયમ ઉલ્લંઘવાને યોગ્ય નથી. વળી હે મુનિવર ! એમ કરવાથી આપના પોતાના સ્વાર્થમાં પણ મોટી ક્ષતિ

થવા સંભવ છે.* આપનું ઘણા લાંબા કાળનું મહાકષ્ટાર્જિત† તપ, એ અપુણ્યવાન્ રાજાના નિમિત્તે વ્યર્થ હણાઇ જશે. વળી આપ ઋષિપણાને પામેલા હોવાથી સર્વ રીતે સનાતન ધર્મનું જ રક્ષણ કરવા યોગ્ય છો; તેથી એ રાજાને અકારણ આટલું બધું સાહ્ય આપવાને યોગ્ય નથી; કેમકે એનું ચરિત્ર જો આપને વિદિત હોય તો એના આખા આયુષ્યમાં, એવું કિંચિત્ જ કર્મ હશે, કે જે તેને ઉત્તમ ગતિ આપનારું હોય.”

આવાં ઇન્દ્રનાં વચનો સાંભળી, કંઇક શાંત થયેલા વિશ્વામિત્ર મુનિ બોલ્યા; “હે મઘવા ! એ બધું ઠીક, પણ મારી પ્રતિજ્ઞા છે, તે સફળ થવી જોઇએ.”

ઇંદ્રે કહ્યું; “તે વાત ઠીક છે; પરંતુ શું એવા ચાંડાલદેહથી જ એને આપ સ્વર્ગે મોકલશો ? એથી તો એક ખરાબ દાખલો બેસશે. એથી વધારે ફળ શું થશે ? કદાચ એ પાર્થિવ દેહે તે સ્વર્ગમાં જઇ વસે તો પણ તેથી સ્વર્ગનાં સુખને લીધે તેને તો ત્યાં ઊલટું મહાકષ્ટ જ થશે. આપ વિચાર કરો, કે જે મનુષ્ય આ મૃત્યુલોકમાં સૌથી નીચી એટલે ચાંડાલની પંક્તિમાં છે, ને સૌથી બહિષ્કૃત ગણાયલો છે તે સ્વર્ગ, જ્યાં ઉત્તમમાં ઉત્તમ મનુષ્યો પણ, જો દિવ્ય દેહધારી નહિ હોય અર્થાત્ મનુષ્યદેહમાં હોય તો, નીચામાં નીચી પંક્તિના સ્વર્ગવાસીની સાથે રહી શકવાને પણ યોગ્ય ગણાતા નથી, તો એ કોની સાથે રહી શકે ? સ્વર્ગમાં એ સૌથી નીચમાં નીચ અને તુચ્છમાં તુચ્છ ગણાય ને તેથી તેને ત્યાં સૌથી દૂર અને નીચે મોંઢે છુપાતાં, સદા મહાકષ્ટરૂપે જ રહેવું પડશે અને તે તો અહીંના કરતાં પણ મહાનરક સરખું એને દુઃખદ થઈ પડશે. ઋષિદેવ ! મને તો આશ્ચર્ય થાય છે કે, એ રાજા એવો કેવા તરંગી વિચારનો છે, કે જે અધમ દેહથી જ સ્વર્ગે જવા ઇચ્છે છે ? એનું નામ ત્રિશંકુ છે, એ પરથી જ આપ વિચાર કરો કે, એ પાપી છે. ત્રિ એટલે ત્રણ અને શંકુ એટલે પાપ. એને વિશે ત્રણ પાપો છે. બ્રાહ્મણની સ્ત્રીઓનું હરણ, પિતાનો ક્રોધ અને ધેનુનો નાશ એવાં કર્મો એને હાથે થયાં છે ! એ ત્રણ મહાપાપોને લીધે અવશ્ય એ ચાંડાલપણાને જ યોગ્ય છે. તથાપિ આપ સરખા સમર્થ પુરુષનું એણે શરણ ગ્રહણ કર્યું છે, તો આપના મહત્પુણ્યવડે આપ એને નિષ્પાપ, તેમ જ દિવ્ય દેહવાળો કરીને સ્વર્ગે મોકલો, કે જેથી એ ત્યાં જઈ

* स दृष्ट्वा पापीयान् भवति. † મહાકષ્ટાર્જિત–મહાકષ્ટ કરીને–દુઃખે કરીને મેળવેલું.

સુખેથી નિવાસ કરે, ને આપનું સદા યશોગાન કરે." આ પ્રમાણે ઘણીક રીતે સમજાવતાં, વિશ્વામિત્રે તે પ્રમાણે દિવ્ય દેહવાળો કરીને, ત્રિશંકુને સ્વર્ગે મોકલી પોતાની મહાકઠિન પ્રતિજ્ઞા સત્ય કરી હતી.

"પુત્ર જીવન!" એના ગુરુજીએ કહ્યું; "આ ઉપરથી તારા સમજવામાં આવ્યું હશે કે, એક મનુષ્યદેહધારી પ્રાણીનું બળ કેટલે સુધી ચાલ્યું છે, તે જો! મનુષ્યપણું એટલું બધું શ્રેષ્ઠ છે, તો પછી દેવતાઓ તેને ઇચ્છે, એમાં શું આશ્ચર્ય ?"

જીવને પ્રાર્થના કરી કે; "કૃપાનાથ ! આપની કૃપાથી મારા સમજવામાં પૂરેપૂરું આવ્યું કે મનુષ્યની મહત્તા બહુ મહત્વવાળી છે પણ એ પછી વિશ્વામિત્ર મુનિનું શું થયું, તે સાંભળવાની મને જિજ્ઞાસા છે; કેમકે આટલી બધી સત્તા તેમનામાં આવી ત્યાં સુધી પણ બ્રહ્મર્ષિપણું તો એમને મળ્યું નહોતું જ; તો તે તેમને ક્યારે ને કેવી રીતે મળ્યું ? વસિષ્ઠ મુનિએ તેમને બ્રહ્મર્ષિ કહ્યા કે નહિ ?"

ગુરુજી વિશ્વામિત્રનું એ પછીનું ચરિત્ર કહેવા મંડ્યા.

તે બોલ્યા; "જીવન ! ઇન્દ્રે આવીને વિશ્વામિત્રને સમજાવ્યા, તે વેળાનું તેનું કહેવું તારા લક્ષમાં હશે જ. ધર્મથી વિરુદ્ધ વર્તવાથી તપસ્વીના તપમાં પણ હાનિ થાય છે. તે પ્રમાણે ત્રિશંકુને સ્વર્ગે મોકલવાનાં સંબંધમાં તેમનું ઘણુંક તપ ક્ષીણ થઈ ગયું. ક્રોધ કરવાથી, પાપ કે દુરાચરણ કરવાથી ને પુણ્ય ભોગવવાથી તપ ક્ષીણ થાય છે. જેમ ભંડારમાં રળીને એકઠું કરી રાખેલું દ્રવ્ય જો વિવેક વિના આડે માર્ગે ખર્ચવા જ માંડ્યું, તો તે થોડા સમયમાં ખૂટી જાય છે; પણ તેનો વિવેક સાથે સદુપયોગ કરવામાં આવે તો ખૂટવાને બદલે ઊલટું વધે છે, એમ જ તપરૂપ ધનનું પણ સમજવું. તપ ક્ષીણ થવાથી વિશ્વામિત્રને ખેદ થયો. તે પોતાનો આશ્રમ મૂકી દઈને ઉત્તર દિશા ભણી ચાલ્યા ને પવિત્ર એવા પુષ્કરક્ષેત્ર પ્રત્યે જઇને ત્યાં પાછા ઉગ્ર તપ કરવા લાગ્યા. એમ ઘણાક કાળ પછી વળી તેમણે તપરૂપ પાછું ધન એકઠું કર્યું. એ અતુલ તપના પ્રભાવને લીધે તેમની કીર્તિ પણ ફરી પાછી દિગંત પર્યંત પ્રસરી ગઈ. યજ્ઞાદિક સર્વ કર્મોમાં અને બ્રહ્મસભાઓમાં તેમને સઘળે સ્થળેથી અગ્ર નિમંત્રણો* આવતાં હતાં. ને સૌ કોઈ તેમને બ્રહ્મર્ષિ તરીકે જ ઓળખતા હતા, પરંતુ વસિષ્ઠ મુનિ તો હજુ પણ તેમને જ્યારે જ્યારે મળે ત્યારે ત્યારે રાજર્ષિ કહીને જ બોલાવતા.

* અગ્ર નિમંત્રણ—મુખ્ય નિમંત્રણ.

આ કારણથી તેમના હૃદયમાં મોટી જ્વાળા ઊઠી આવતી. વસિષ્ઠ મુનિનું આ કર્મ હવે ન જ સહન થયું. તેમનો ક્રોધ પ્રલયાગ્નિની પેઠે વૃદ્ધિ પામ્યો ને તેના આવેશમાં છેવટે તેમણે પોતાના રિપુ* અને દ્વેષ્ટા† રૂપે જ ગણેલા વસિષ્ઠ મુનિનો ઘાત કરી નાંખવાનો નિશ્ચય કર્યો. એ માટે તે લાગ શોધવા માંડ્યા; કેમકે સાવધપણામાં તો એ મહામુનિનો ઘાત કોઇ ઉપાયે તેમનાથી થઇ શકે એમ ન હતું. પૂર્વે અનેકવાર મોટી સેનાઓ લઇને તે યુદ્ધ સારુ ગયા હતા, તેમ જ તપશ્ચર્યાવડે સંપાદન કરેલાં સર્વ શસ્ત્રાસ્ત્રોનો પણ તેમણે ઉપયોગ કર્યો હતો, પણ તે સર્વ વ્યર્થ ગયું હતું. માટે એ અજિત‡ મહાત્માનો અસાવધપણામાં ઘાત કરી નાંખવાનો તે લાગ જોતા હતા.

ક્રોધ એ દુષ્ટ રાક્ષસ છેઃ ક્રોધ એ મોટો ક્રૂર અને પાપી શત્રુ છે. તે વૃદ્ધિ પામે છે ત્યારે મોટો અનર્થ કરવા તત્પર થઇ જાય છે. પૂર્વે મેં તને જીવની સેનાનું વર્ણન કરી બતાવતાં કહ્યું છે, તે તો તારા સ્મરણમાં હશે જ કે, જીવરૂપ રાજા જો પોતાના કામ ક્રોધાદિક કારભારીઓને વશ થઇ જાય છે, તો પછી તે સ્વતંત્ર થઇ ગયેલા દુષ્ટ કારભારીઓ અંતે તેનો નાશ કરી નાંખે છે. તેનું આ ઉદાહરણ છે. આ વેળાએ મુનિપણાને પામેલા અને મહાતપસ્વી છતાં વિશ્વામિત્રનો જીવાત્મા, સારાસાર વિવેકરૂપ સત્સભાસદના વિચારને અધીન ન રહેવાં, ક્રોધ દ્વેષાદ સૈનિકોને વશ થઈ જઈ, કેવો અનર્થ કરવા તત્પર થયો છે તે તું જો. જે બ્રહ્મત્વ–જે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરવાને એવા મહાસમર્થ વિશ્વામિત્ર સરખા પુરુષને પણ લાંબો કાળ વીતી જવા છતાં હજુ પણ કેટલાંક વલખાં જ મારવાં પડે છે, તે બ્રહ્મજ્ઞાન કેટલું મોંઘું હશે, તેનો તું વિચાર કર. એવું અમૂલ્ય બ્રહ્મજ્ઞાન, જેણે અનંત જન્મોના અપાર પુણ્યસંચયથી સંપાદન કર્યું હશે, તે પવિત્ર પ્રાણી, એ સર્વેશ્વર પરબ્રહ્મ પરમાત્માને કેટલો બધો પ્રિય હશે, તેનું તું અનુમાન કરી જો. એવા બ્રહ્મપ્રિય–પરમાત્મપ્રિય બ્રાહ્મણનો ઘાત કરનાર પ્રાણી કેવો પાપી ગણાય! તે એ સ્વયં પરબ્રહ્મ પરમાત્માનોજ મોટામાં મોટો દ્વેષી થાય, ને તેથી તે કૃપાળુના કઠિનમાં કઠિન શાસનને પાત્ર થાય. એવો બ્રહ્મઘાતક તો આ લોકમાં ને પરલોકમાં સર્વત્ર નીચ અને ત્યાગ કરવા યોગ્ય ગણાય છે. અરે! એવા સર્વાંગે બ્રહ્મત્વને પામેલા બ્રાહ્મણનો ઘાત કરવારૂપ દુષ્ટ કર્મ, તે જ બ્રહ્મહત્યારૂપે આ

* રિપુ–શત્રુ † દ્વેષ્ટા,–દ્વેષી, દ્વેષ કરનાર. ‡ અજિત–નહિ જીતી શકાય તેવા

જગતમાં ઓળખાય છે, ને તેનાથી મનુષ્ય પ્રાણીઓ તો શું, પણ મોટા ઇંદ્રાદિક દેવો અને વિષ્ણુ રુદ્રાદિકો પણ ભય પામી, દૂર નાસતા ફરે છે. એવી ઘોર બ્રહ્મહત્યા કરવાનો આપણા વિશ્વામિત્ર મુનિરાજે, ક્રોધ અને દ્વેષને વશ થઇને નિશ્ચય કર્યો. ક્રૂર રાક્ષસક્રોધ, ક્રૂરમાં ક્રૂર છે-તેમાં વળી ઈર્ષ્યા વા દ્વેષ મિત્રો થાય ત્યારે વિપરીત ગતિને પમાડે છે!

ઘણાક દિવસો લાગ જોતાં જોતાં, એકવાર રાત્રે એ મહામુનિના આશ્રમમાં પેસી જવાનું વિશ્વામિત્રને ફાવ્યું. અતિશય સુંદર અને સુઘટ્ટ એવાં નવપલ્લવિત અનેક જાતિનાં વૃક્ષોથી સુશોભિત એવો તે આશ્રમ અતિ વિશાળ અને પરમ આનંદનું સ્થાન હતું. જગતમાંના સારામાં સારા અને આરામશાસ્ત્રના જ્ઞાતા* એવા માળીઓને હાથે બનાવેલા તથા સમરાવેલા મોટા ભૂપતિઓના આરામો, બાગો ને સુંદર વાટિકાઓ, કે જેમાં અતીવ સુંદર રચનાઓ કરેલી હોય, તે સર્વ કરતાં આ મહામુનિના આશ્રમની શોભા કંઈ અદ્‌ભુત જ હતી. દેવોનું નંદનવન પણ એના આગળ ઝાંખું જણાતું હતું. એનું કારણ એ કે, એ સઘળાં વનો ને આરામોમાં માત્ર સૃષ્ટિલીલાની ઉત્તમોત્તમ શોભા જ હોય છે, પરંતુ આ આશ્રમમાં તો એ સઘળી શોભાઉપરાંત અદ્‌ભુત બ્રહ્મપ્રભાની છટા સર્વત્ર વ્યાપી રહી હતી; અને તેથી તે કેવળ પરમાનન્દના ધામરૂપ હતો! તેમાંનાં સર્વ વૃક્ષો, લતાઓ, કુંજો, સ્તબકો, વલ્લરીઓ આદિ સર્વ જાણે આવનાર જ્ઞાની મનુષ્યના જ્ઞાનપ્રકાશમાં વૃદ્ધિ અને અજ્ઞાન મનુષ્યના અજ્ઞાનાંધકારનો નાશ કરનારાં હતાં. એવા પવિત્ર આશ્રમની મધ્યમાં મહામુનિ વસિષ્ઠની પર્ણશાળાઓ હતી. સઘળી પર્ણશાળાઓ કરતાં યજ્ઞશાળા બહુ વિશાળ હતી. તેમાં ગાર્હપત્યાદિ ત્રણ અગ્નિઓ,† પૃથક્ પૃથક્ કુંડોમાં વિરાજતા હતા. પૂર્વમાં શ્રીમતી કામદુઘાનું સ્થાન હતું, પશ્ચિમમાં જળસ્થાન હતું, દક્ષિણ દિશાએ દર્ભ સમિધાદિના સંચયની શાળા હતી, તેની સમીપમાં બીજી એક પર્ણશાળા શયનસ્થાન માટે હતી; અગ્નિદિશામાં પાઠસ્થાન હતું, ઉત્તર દિશામાં વિદ્યાશાળા હતી, ને બીજી દિશાઓમાં ચોમેર બેસવા, ઊઠવા તથા વિદ્યાર્થીઓને પઠન પાઠન મનન આદિકની પર્ણશાળાઓ

* આરામશાસ્ત્ર—વાડીઓ, બગીચા આદિક બનાવવા સંબંધી વિદ્યા—તેના જાણનારા તે આરામશાસ્ત્રના જ્ઞાતા. † ૧ગાર્હપત્ય (ગૃહ÷પતિ) અગ્નિ. ગૃહપતિને અનુકૂળ તે ગાર્હપત્ય. લગ્ન વખતનો સાક્ષિરૂપ અગ્નિ. ૨ અન્વાહાર્ય દક્ષિણાગ્નિ ચંદ્રમંડળનો અભિમાની દેવ. ૩.આહવનીય અગ્નિ વીજળીનો અભિમાન રાખી રહેતો દેવ.

નીમેલી હતી. તે ઉપરાંત એ મહામુનિના અસંખ્ય શિષ્યાદિકોના નિવાસને માટે પણ આશ્રમમાં જ જૂદે જૂદે સ્થાને અનેક પર્ણશાળાઓ બાંધેલી હતી. મોડી રાત જવા સુધી ઘણાક શિષ્યો પોતાના ગુરુ મહામુનિ વસિષ્ઠજીની પરિચર્યામાં રહેતા, ને સમય થતાં ગુરુજી આજ્ઞા આપે એટલે વંદન કરી કરીને, પોતપોતાની પર્ણશાળા પ્રત્યે સુવા સારુ ચાલ્યા જતા ત્યારે મહામુનિ વસિષ્ઠજી પણ પોતાના શયનસ્થાન પ્રત્યે આવીને ધ્યાનસ્થ અવસ્થામાં બ્રહ્માનંદનું સુખ અનુભવતા હતા.

આવા બ્રહ્મધામરૂપ આશ્રમને વિષે ગુપ્ત રીતે રાત્રિને સમયે, સઘળું શાંત થતાં પ્રવિષ્ટ થઈ ગયેલા આપણા ક્રોધાવિષ્ટ ઘાતકી વિશ્વામિત્ર મુનિ ફરતા ફરતા, છેક વસિષ્ઠ મુનિની શયનશાળા સમીપ આવી પહોંચ્યા. અંદર થતી બોલચાલ ઉપરથી તેમણે નિશ્ચયપૂર્વક જાણી લીધું કે, આજ વસિષ્ઠજીનું શયનસ્થાન છે, અને એમાં શયન માટે તેઓ આવ્યા પણ છે. તેઓ ભર નિદ્રાવશ થાય એટલે આપણું નિંદ્ય કાર્ય સાધવું. એવા વિચારથી એ શયનશાળાની પછવાડે પોતે શસ્ત્રસહિત ઊંચે શ્વાસે બેઠા. ઋતુ શરદ્ હતી, દિવસ પૂર્ણિમાનો હોવાથી મધ્યરાત્રિનો ચન્દ્ર લગભગ મસ્તકપર આવવા લાગ્યો હતો; તેથી રખેને કોઈ મને જોઇ જશે, એ શંકાથી તેમને પર્ણશાળાની પાસે ઊભેલા એક ઘટ્ટ સ્તબકમાં સંતાવું પડ્યું. થોડીવાર તે બેઠા એટલામાં અંદરથી કંઇ વાતચીત થતી હોય, એમ તેમના સાંભળવામાં આવ્યું. તેમનું મન ખિન્ન થયું કે, 'મારો પરિશ્રમ વ્યર્થ જાય એમ લાગે છે; કેમકે અંદર કોઇ બીજું પણ મનુષ્ય વસિષ્ઠજીની સાથે છે, ને તેથી મારું કાર્ય સાધી શકાશે નહિ. હશે, જોઉં વારુ, શું થાય છે.' એમ ધારી એકાગ્ર થઇ તે કાન માંડીને બેઠા.

શયનમંદિરમાંથી કંઈક મંદ પણ મધુર અને સુકોમળ શબ્દ સંભળાયો કે, "કૃપાનાથ! હવે એક ક્ષણવાર આ દાસીને ચરણસંવાહનની આજ્ઞા આપશો ?"

તેના ઉત્તરરૂપે એવું વાક્ય સંભળાયું કે: "સાધ્વી! હવે બહુ થયું. તેં બહુ કાળ મારી સેવા કરી છે ને તેથી હું અત્યંત પ્રસન્ન છું. તારું કલ્યાણ થાઓ. તારા સરખી સ્ત્રીઓ તો આખા જગતમાં કલ્યાણરૂપ છે. તારી પણ ઉત્તર અવસ્થા છે, હવે તને ચરણસેવાનું શું પ્રયોજન છે ?"

આ સંવાદ સાંભળી વિશ્વામિત્ર સમજ્યા કે, 'આ તો મહાસતી અરુંધતી છે. પણ અહો! આટલી વૃદ્ધવયે પહોંચ્યા છતાં પણ, તે

સાધ્વી હજુ પોતાના સ્વામીના ચરણસેવનની અભિલાષા રાખે છે, એ કેટલું પ્રશંસનીય અને જગતની સ્ત્રીઓને શિક્ષણીય છે! ધન્ય છે આવી સતીઓને.'

એટલામાં પાછાં તે મહાસતી મંજુલ સ્વરે બોલ્યાં; "સ્વામિનાથ! એમ કેમ? આ દાસીને તો આપના ચરણારવિંદોની સેવાથકી બીજું કંઇ જ અધિક કલ્યાણકારી નથી. પ્રભો! આપ મને જે સાધ્વી, સતી, ઇત્યાદિ સંબોધનોથી બોલાવો છો, તે સર્વ પ્રતાપ આપની ચરણ-સેવાનો જ છે. કૃપાનાથ! સ્ત્રી સ્વભાવથી જ મહાભ્રષ્ટ, નીચ અને માયામયી અજ્ઞાનમૂર્તિ છે. તેને આવી બ્રહ્મમયી સ્થિતિએ પહોંચાડનાર તો એક આપ કૃપાળુના પુણ્યરૂપ ચરણારવિંદોની પવિત્ર સેવા જ છે. કૃપાનાથ! આપે મને પૂર્વે કહેલું છે કે, 'જ્યાં સુધી મનુષ્ય પ્રાણીની અન્નપાનાદિક ગ્રહણ કરવા જેટલી પણ શરીરની ક્રિયાઓ, ચાલુ હોય, ત્યાંસુધી તેણે શારીર ધર્મો પણ અવશ્ય પાળવા જોઇએ. મારી તે ક્રિયાઓ જ્યાંસુધી અટકી નથી, ત્યાંસુધી આપનું સેવારૂપ કર્મ મારે અત્યાવશ્યક છે. જ્યારે સેવક પોતાના સેવ્યની સેવા કરે છે ત્યારે તે તેમની પાસેથી પ્રસાદ પામે છે. તેમ હું પણ યથાશક્તિ આપની સેવા કરીશ, એટલે મને કંઇક કલ્યાણ વાર્ત્તારૂપે આપની પાસેથી પ્રસાદ મળશે." આ વાર્ત્તાવિનોદથી પ્રસન્ન થઇ, વસિષ્ઠ મુનિએ આજ્ઞા આપતાં સતી અરુંધતી પ્રેમથી તેમની ચરણસેવા કરવા લાગ્યાં.

થોડીકવારે મુનિવર બોલ્યા; "હે શ્રેષ્ઠ તપસ્વિની! હવે બહુ થયું, તું થાકી ગઇ હોઇશ, માટે સમાપ્ત કર."

સતીએ કહ્યું; "પ્રભો! હું એવું શું તપ કરું છું, કે આપે મને તપસ્વિની કહી? અને તે પણ વળી શ્રેષ્ઠ તપસ્વિની!"

મુનિવર બોલ્યાઃ "અહો! કેમ નહિ? સ્ત્રીને પોતાના સ્વામીની સેવા કરતાં બીજું અધિક તપ કીયું છે? જે શિષ્યો પોતાના ગુરુની અંતઃકરણપૂર્વક સેવા કરે છે, જે પુત્રો પોતાનાં માતપિતાની સત્સંકલ્પ-પૂર્વક પ્રેમથી સેવા કરે છે, અને જે સ્ત્રીઓ પોતાના સ્વામીની પ્રેમથી પરિચર્યા કરે છે, તેઓ મોટા તપસ્વીઓ અને મોટી તપસ્વિની-ઓ જ છે. આ વર્તમાન સમયમાં તો સ્વામિસેવન કરનારી સર્વ સ્ત્રીઓમાં તું શ્રેષ્ઠ હોવાથી, મેં તને શ્રેષ્ઠ તપસ્વિની કહી છે. આ કાળમાં મને માત્ર બે જ શ્રેષ્ઠ તપસ્વી જણાય છે. સ્ત્રીઓમાં તું અને પુરુષોમાં મુનિવર વિશ્વામિત્ર!! તેં મારી પરિચર્યારૂપ તપ કર્યું છે;

અને વિશ્વામિત્રે તો જેની તુલના જ ન થઈ શકે એવું મહાતીવ્ર તપ, બ્રહ્મત્વ પ્રાપ્ત્યર્થ કર્યું છે. વિશ્વામિત્ર સરખો તપસ્વી તો વિશ્વામિત્ર જ!!"

એ સાંભળી અરુંધતી બોલ્યાં; "કૃપાનાથ ! પૂર્વે આપણા જે અતિથિ થયા હતા, ને પછી આપણી કામધેનુને હરણ કરી ગયા હતા, તે જ વિશ્વામિત્ર ! અહો ! એમની તો મેં આપને મુખે અનેક પ્રસંગે પ્રશંસા સાંભળી છે પણ મુનિ સ્વામિનાથ ! એ મુનિવરનું નામ સાંભળતાં મારા હૃદયમાં મોટો દાહ થાય છે, કે અરે ! એ એવા મોટા તપસ્વી અને બ્રહ્મત્વની પ્રાપ્તિ માટે મહાન પ્રયત્ન કરી રહેલા છતાં, એમણે મુજ અબળાના ભાગ્યપર મોટો ક્રૂર પ્રહાર કરેલો છે. કિંચિત્ પણ દયા ન લાવતાં મારા સોએ પુત્રોનો એ મુનિએ, પેલા દુષ્ટ રાક્ષસ પાસે નાશ કરાવી નાંખ્યો છે. કૃપાનાથ ! એક એક સત્કર્મ કરનાર બ્રાહ્મણના સો સો પુત્રો મારીને સમૂળો વંશચ્છેદ કરવો, એ કર્મ શું એવા મહાતપસ્વીને છાજતું છે ? નાથ ! આ વાર્તાનું સ્મરણ થતાં મારાં હૃદયને અપાર કલેશ થાય છે!" એમ કહેતાં કહેતાં સતીનો કંઠ અવરુદ્ધ થઇ ગયો ને તેમનાં નેત્રોમાં જળ ભરાઇ આવ્યાં.

તે જોઈ મુનિવર વસિષ્ઠ તેમનું આશ્વાસન કરતા બોલ્યા; "સતિ ! આ શું કરો છો ? તમારાં સરખાને આમ કરવું યોગ્ય નથી. કોના પુત્રો ને કોનો પિતા ? जातस्य हि ध्रुवो मृत्युः એટલે જન્મેલાનું મૃત્યુ નિશ્ચિત છે. જગતમાં જન્મેલો કોઈ પણ પ્રાણી સર્વ કાળ રહેતો નથી. જન્મેલા પ્રાણીઓ જો મરતા જ ન હોય તો પછી આ ભૂમિતલ, જે પચાસ કોટિ યોજનોના વિસ્તારનું છે, તેનાપર સમાય જ ક્યાંથી ? આ સૃષ્ટિનો નિયમ જ એવો છે કે, તેમાં નવનવા પદાર્થો અને નવનવાં પ્રાણીઓ ઉત્પન્ન થતાં જાય છે ને જૂનાઓનો લય થતો જાય છે. બીજ પડે છે, ઊગે છે, વૃક્ષ થાય છે, ફૂલે છે, ફળે છે, અને તેમાંથી પાછાં નવાં બીજો ઉત્પન્ન થાય છે, એટલે જૂનાં થયેલાં વૃક્ષનો લય થવાનો સમય આવે છે. સતિ ! વળી એ જ વૃક્ષનાં ફળોનો તથા બીજોનો પણ સમયે પોતાનાં માતપિતારૂપ વૃક્ષના પહેલો જ નાશ થઇ જાય છે. કેટલાંક ફળો કાચાં ને કાચાં જ રોગ લાગવાથી ખરી પડે છે, કેટલાંક કરમાઇ જાય છે, કેટલાંકને પક્ષીઓ ખાઇ જાય છે, કેટલાંકને મનુષ્યો તોડી લે છે અને એમ કરતાં બચીને જે પાકવા પામ્યાં, તેઓનો પણ અંતે તો મનુષ્યાદિકના ભક્ષણદ્વારા નાશ જ થાય છે. કદાચ કોઇના ભક્ષણમાં ન આવતાં બચી ગયાં હોય તો પાછાં ભૂમિમાં વવાઇને પણ તેમનો નાશ જ

થાય છે; અથવા તો ત્યાંથી પાછા ઊગી નીકળવારૂપે પુનર્જન્મ ધારણ કરે છે. સતિ ! એ જ પ્રમાણે મનુષ્ય પ્રાણીઓને પણ મૃત્યુ થયા પછી પાછો પુનર્જન્મ થવારૂપે ઊગી નીકળવાનું નિયત જ હોય છે; કેમ કે ध्रुवं जन्म मृतस्य च એટલે કે મૂએલાંને અવશ્ય જન્મ લેવો પડે છે, એવો સ્રષ્ટાનો ને સૃષ્ટિનો નિયમ છે. આ સૃષ્ટિનિયમ અનિવાર્ય છે–કોઇથી ટળે નહિ તેવો અટલ છે, તો પછી તારા જેવા જ્ઞાની મનુષ્યોને–અનુભવ-સહિત આવા પ્રકારને જાણનારા જનોને–એ વિષે કલેશ કે શોક થવો કેમ જ સંભવે ?"*

એ સાંભળી સતી અરુન્ધતી વિનયસહ બોલ્યાં; "કૃપાનાથ ! આપે જે જે કહ્યું, તે સર્વ યથાર્થ છે. પૂર્વે પણ મેં આપની પાસેથી એ જ શ્રવણ કરેલું છે; તથાપિ તેમાં કલેશ થવાનું સબળ કારણ જે છે, તે કંઇ આપથી અજાણ્યું નથી. પ્રભો ! આપે જેમ કહ્યું કે, આ જગતમાં જન્મેલાને અવશ્ય મૃત્યુ અને મુવેલાને અવશ્ય પુનર્જન્મ છે જ– जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ॥ તેમ એ પણ આપે જ કહ્યું છે કે: गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः એટલે કે જ્ઞાનવડે કરીને ધોવાઈ ગયેલાં છે પાપો જેમનાં એવા પવિત્ર પુરુષો જ્યાંથી કદી પાછું ન જ ફરવું પડે એવે સ્થાને જાય છે. સ્વામિનાથ ! આ સંસાર આપે પરમ કલેશકારી–દુઃખમય કહ્યો છે,† અને તેટલા માટે તેમાં વારંવાર જન્મીને તેમાંનાં દુઃખોનો ફરીફરીને અનુભવ ન જ લેવો પડે એ સારુ મનુષ્ય પ્રાણીએ જન્મભર મહાન્ યત્નવડે ઇશ્વરનું જ્ઞાન પ્રાપ્ત કરવાનું છે. તે જ્ઞાન પણ અધિકાર થયા વિના પ્રાપ્ત થતું નથી. ઘણાક જન્મોના કરેલા પુરુષાર્થોનો પુંજ વધે ત્યારે ઉત્તમ અધિકાર પ્રાપ્ત થાય છે.‡ તેવો અધિકાર પામેલો મનુષ્ય પ્રાણી, આપ સરખા સદ્ગુરુના સદુપદેશદ્વારા પરમાત્મસ્વ-રૂપમાં યથાર્થ જ્ઞાનનો અલભ્ય લાભ મેળવી શકે છે.÷ હે નાથ ! એવા દુર્લભ જ્ઞાનની પ્રાપ્તિ માટે, બીજાં સર્વ મનુષ્યો કરતાં બ્રહ્મતેજસ્વી જીવ તો જન્મથી જ અધિકારસંપન્ન છે, તેમાં પણ આપ સરખા મહાત્માને ત્યાં જન્મ, એ તો જ્ઞાનપ્રાપ્તિની સાક્ષાત્ અભિસંધિનો જ સમય છે. હે કૃપાળુ ! આપને ત્યાં જન્મવાથી ઉત્તમોત્તમ અધિકાર પામેલા અને બ્રહ્મપ્રાપ્તિની અભિસંધિપર આવી પહોંચેલા એવા એ મારા પુત્રો, ઘણેક

* न त्वं शोचितुमर्हसि । † अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥

‡ अनेकजन्मसंसिद्धः ततो याति परां गतिम् ।

÷ उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनः तत्त्वदर्शिनः

જન્મે અને ઘણે ઘણે પુરુષાર્થે પોતાને પ્રાપ્ત થનારો સર્વોત્તમ તથા અલભ્ય લાભ ગુમાવી, મહાદુઃખયુક્ત અંધકારરૂપ મરણને વશ થયા, એથી શું મને ક્લેશ ન થાય ? તેઓ મરણ પામ્યા એટલું જ નહિ, પણ અકાળે અને અપવિત્ર એવા રાક્ષસને હાથે મરણ પામ્યા, એથી મને અપાર શોક અને દાહ થાય છે; કેમકે એવું મૃત્યુ તે અપમૃત્યુ-અધોગતિ આપનારું મૃત્યુ છે. આપ સરખા મહાન્ પુરુષને ત્યાં જન્મેલા પ્રાણીઓની અધોગતિ થવી, એ શું ઓછું ખેદકારક છે ? એવું ક્રૂર કર્મ અને તે વળી બુદ્ધિપૂર્વક કરનાર વા કરાવનારની ત્યારે શી ગતિ ? ભલે, આપ એ વિશ્વામિત્ર મુનિના અથાગ તપની પુનઃ પુનઃ પ્રશંસા કરો. અવશ્ય એ વીરરત્ન પ્રશંસાયોગ્ય પણ છે-તથાપિ આવું ગર્હિત કર્મ એમનાં ચરિત્રમાં મોટાં દૂષણરૂપ જ છે ને કાળના કાળ પર્યંત તેવું જ દૂષિત રહેશે. વળી આપ સૌ વાતે સમર્થ છતાં એમના એવડા મોટા અપરાધના બદલામાં આપે એમને કશું પણ શાસન કર્યું નહિ, કે શિષ્યાદિકદ્વારા કરાવ્યું નહિ, એ પણ મને રુચતું નથી !"

સતીનું આવું પ્રમાણયુક્ત વચન સાંભળી મહામુનિ બોલ્યા; પ્રિયે ! તું ખેદ કરીશ નહિ. કલ્યાણને માર્ગે લાગેલા અને સત્કર્માચરણ કરનારા પ્રાણીની કદી દુર્ગતિ થતી નથી.* તારા પુત્રો જો કે અકાલમૃત્યુને પામ્યા છે, તથાપિ તેઓ કર્મયોગના અભ્યાસી હોવાથી, યોગભ્રષ્ટોની ગતિને પામશે, એમાં લેશ માત્ર મને શંકા થઈ નથી ! યોગભ્રષ્ટ આત્મા પવિત્ર એવા શ્રીમાનને ત્યાં અથવા મહાબુદ્ધિમાન્ એવા યોગીને ત્યાં જન્મે† છે; અને ત્યાં પોતાના પૂર્વજન્મના અભ્યાસનું સ્ફુરણ પામી, અધૂરો યોગ પૂરો કરવા માટે પ્રયત્ન કરે છે. માટે, હે સતિ ! કહેવાતા એવા એ તારા પુત્રોના સંબંધમાં તો આપણે ખેદ કરવાનું કારણ જ નથી; પરંતુ એથી અતિશય ખેદ તો મને તે મુનિવર વિશ્વામિત્રના સંબંધમાં થાય છે-કેમકે અનંતકાળ સુધી અથાગ પરિશ્રમ વેઠીને એકઠું કરેલું મહાન્ તપ, એ મુનિશ્રેષ્ઠ આવાં આવાં દૂષિત કર્મોથી સહજમાં ક્ષીણ કરી નાંખે છે. સતિ ! બ્રહ્મતેજસ્વી પુરુષનો ઘાત કરવો વા કરાવવો, એના જેવું બીજું એકે મહાપાતક નથી. તેમણે મિથ્યા દ્વેષથી સો સો બ્રહ્મતેજસ્વી-બ્રહ્મપરાયણ જીવોનો નાશ કરાવ્યો, એ પાપની તો

* नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात ! गच्छति ।

† शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ।
अथवा योगिनामेव कुले भवति धीमताम् । ગીતા ૬-૪૧.૪૨.

ગણના જ થઇ શકે એમ નથી. એ મહાપાપથી એમનું ઘણા લાંબા કાળનું દુર્ઘટ તપ નાશ પામ્યું છે, તો હે સુવ્રતે ! એથી વધુ બીજું શાસન કયું હોય? કોણ કોને શાસન કે શિક્ષા કરવા સમર્થ છે તે મને કહે ! પોતપોતાનાં કર્મો જ પ્રાણીને તેનાં ફળરૂપે શાસન કરે છે.* મુનીશ્વર વિશ્વામિત્રે જેમ દ્વેષને લીધે ઉન્મત્ત થઇને એવો અનર્થ કર્યો, તેના બદલામાં એમના પોતાનાં જ અપાર પુણ્યની હાનિ થઇ, તો શું એ પ્રમાણે એમને શાસન કરવારૂપ ઉદ્યોગ આચરી આપણે પણ પાછી મોટી હાનિ જ વ્હોરી લેવી ? આપણા પુત્રો નાશ પામ્યા, એ આ દેહરૂપ જીવને મોટામાં મોટી હાનિ થઈ છે, તે ઉપરાંત વળી વિશેષ હાનિ આપણા જ સ્વાર્થમાં કરવાની મૂર્ખતા આપણે શા માટે કરવી ? બ્રહ્મપરાયણ જીવનો ધર્મ તો ક્ષમા છે ! એવા બ્રહ્મભાવને પામેલો જીવ અન્યને શાસન કરવા જતાં ક્ષમાનો ત્યાગ અને કંટકરૂપ ક્રોધનો અંગીકાર કરે છે. એ શું ઉચિત કર્મ છે ? પોતાને હાનિ કરનારાથી સામી હાનિ કરવા જનાર મનુષ્ય બેવડો મૂર્ખ છે. એક તો પોતાની હાનિ થઈ છે, તેને સુધારી શકતો નથી, ને સામાની હાનિ કરવા જાય છે, તેથી પોતાનું ને સામાનું બંનેનુ બગાડે છે, એ વાત તેના લક્ષમાં આવતી નથી.”

એટલું કહીને મહામુનિ પાછા બોલ્યા; “હે સુશીલે ! સાંભળ મુનીશ્વરનું ચરિત્ર ને ચારિત્ર્ય ! ત્રિશંકુ નામના અનધિકારી રાજાને સ્વર્ગે મોકલવામાં પણ મુનિશ્રેષ્ઠે તપઃપુણ્યરૂપ કુસુમ કચડી નાંખ્યું છે; મારા પ્રતિના દ્વેષને લીધે પુણ્યવાન્ હરિશ્ચન્દ્ર રાજાનું સત્ય ચૂકાવવામાં પણ તેમનું ઘણું તપ ચગદાઈ ગયું છે; મેનકા અપ્સરા સાથેના વિહારમાં પણ તેમણે હજારો વર્ષોનું તપ નષ્ટ કીધું છે. એ સઘળું અજ્ઞાનનું અને ક્ષાત્રિયપણાની રાજસી પ્રકૃતિનું જ લક્ષણ છે.† બ્રહ્મત્વપ્રાપ્તિને માટે એમણે અથાગ તપ કર્યું છે; દેવતાઓએ પણ એમના મહાન્ પરિશ્રમ સામું જોઇને બ્રહ્મર્ષિ કહ્યા છે ખરા, તથાપિ હજી એમને સત્યસિદ્ધ બ્રહ્મત્વ મળ્યું નથી, એમ હું જે કહું છું તેનું કારણ એ જ કે એમની રાજસી પ્રકૃતિ બદલાઇને શુદ્ધ સાત્ત્વિક ભાવ હજી પ્રકટ થયો નથી.

* प्राणिभिः पृथिवी सृष्टा स्वकर्मफलभुक्तये । † रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् । तन्निबध्नाति कौंतेय ! कर्मसंगेन देहिनाम् ॥ लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा । रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ! ॥

અક્રોધ,* વૈરાગ્ય, જિતેંદ્રિયપણું, ક્ષમા, દયા, શાંતિ, જનપ્રિયત્વ-અમાત્સર્ય†, નિર્લોભીપણું અને અભયદાનપૂર્વક શોક હરણ કરવો આ દશ બ્રહ્મત્વનાં ભૂષણો તેમ જ નમ્રતા અને સમતા હજુ જો કે તેમનામાં પ્રકાશ્યાં નથી, છતાં તેની ચિંતા નહિ; પણ તેમની અભિલાષા ઉચ્ચતર છે. અન્ય કશી પણ કામના વિના માત્ર બ્રહ્મત્વપ્રાપ્તિની જ કામનાથી તેમણે અથાગ તપોધન‡ સંચિત કર્યું છે, એટલે પરિણામે એ શ્રેષ્ઠ જીવનું અંતઃકરણ શુદ્ધ સાત્ત્વિક અને અધિકારી થતાં તેમને સત્ય વસ્તુની પ્રાપ્તિ અવશ્ય થશે. ચાલો સમાપ્ત કરો. સતિ! હવે રાત્રિ બહુ વ્યતીત થઈ છે; ઉષઃકાળ થવા પૂર્વે ઊઠાશે નહિ, તો પ્રાતર્હોમનો સમય ચૂકાશે."

એમ કહી સતીશિરોમણિને સૂવાની આજ્ઞા આપીને, રાત્રિ કેટલી ગઇ છે, તે જોવા સારુ મહામુનિ વસિષ્ઠ પર્ણશાળાની બહાર આવ્યા. પૂર્ણિમાનો પૂર્ણ ચંદ્રમા સ્વચ્છ નિરભ્ર આકાશમાં બરાબર મસ્તકે આવેલો હતો. આખા વનમાં, આશ્રમમાં, ભૂમિપર ને આકાશમાં સર્વત્ર સ્વચ્છ, શુભ્ર અને શીતળ પ્રકાશ છવાઇ રહ્યો હતો. પશુ પક્ષી મનુષ્યાદિ સર્વે પ્રાણીઓ નિદ્રાવશ હોવાને લીધે સઘળે શાંતિ પ્રસરી રહેલી હતી. આવે સમયે એકાંતિક સ્થિતિના પ્રેમીલા અને નિવૃત્તિમાર્ગના અનુયાયી મહાત્માને તો અનાયાસે જ બ્રહ્મસુખનો અનુભવ થાય તેવું હતું. બ્રહ્મપુત્ર મહાત્મા વસિષ્ઠમુનિ, આવી સર્વત્ર સુપ્રકાશિતપણે વ્યાપી રહેલી રૌપ્યમયી ચંદ્રછટા જોતાં બહુ જ આનંદ પામ્યા અને તેના આવેશમાં બોલી ઊઠ્યા; "અહા સતિ! આજની રાત્રિ શી ખીલી રહી છે! પણ એના સુપ્રકાશિતપણાંને હું કોની ઉપમા આપું? ખરેખર, બીજું કંઇ જ નહિ, પણ મુનિવર વિશ્વામિત્ર અને તેમનું અપ્રતિમ તપ જ એની તુલનાએ આવી શકે. જેવી એ મુનિવરના અતુલ તપની વિમળ કીર્તિ સર્વત્ર પ્રકાશી રહી છે, તેવી જ આજની મનોહર શરદ્ રાત્રિ પણ પ્રકાશી રહી છે. સુશીલે! આ ચંદ્રમંડળના અધિપતિ મહાત્મા સોમને વિશે પણ આવી સુપ્રભા, એ મુનિવર વિશ્વામિત્રની પેઠે તેણે કરેલા અથાગ તપનો જ મહિમા છે. દેવતાઓના કોટ્યવધિ વર્ષોપર્યંત પરબ્રહ્મ નારાયણની આરાધના કરવારૂપ એના મહાન્ તપથી

* अक्रोधवैराग्यजितेन्द्रियत्वं क्षमादयाशान्तिजनप्रियत्वम् ।
निर्लोभदाता भयशोकहर्ता ज्ञानस्य चिह्नानि दशोदितानि ॥

† અમાત્સર્ય—મત્સરરહિતપણું, દ્વેષરહિતપણું ‡ તપોધન—તપરૂપ ધન.

એ આ ચન્દ્રમંડળનો પતિ અને સર્વ નક્ષત્રગણોનો તેમ જ પિતરોનો રાજા થયો છે; તેમ જ મહાન્ તપરૂપે પરબ્રહ્મ પરમાત્માની ઉપાસના કરનાર મુનિ વિશ્વામિત્ર પણ પરિણામે આકાશને વિષે પ્રકાશિત રહેલા સપ્તર્ષિમણ્ડળમાં જઇને વિરાજશે."

"પ્યારા જીવન !" જીવનના ગુરુજી બોલ્યા; "બ્રાહ્મણપણાના ઉત્તમોત્તમ ગુણોનું નિરીક્ષણ કર ! આવા અદ્દ્ભુત ગુણોવડે આખું ત્રૈલોકય વશ કાં ન થાય ? જેણે પોતાનું ઉત્તમોત્તમ આતિથ્ય કરવાના બદલામાં બની શકે તેટલી સેવા કરી છૂટવાને ઠેકાણે ઊલટું કામધેનુનું હરણ કરયું, ત્યાંથી પરાજય પામતાં જેણે પાછો અથાગ સૈન્યસમૂહ લાવી, યુદ્ધ આવીને પોતાને અપાર વિટંબણાઓ આપી, જેણે અનેક વાર આવીને શસ્ત્રોની અને અસ્ત્રોની અસહ્ય વૃષ્ટિ કરી, જેણે સો સો પુત્રોનો ઘાત કરાવીને છેક નિર્વંશ કરી નાંખવા સરખું કરયું, પોતે આખા જગતમાં કોઇના જ દ્વેષી નહિ અને જગતમાં કોઇ પણ પોતાનું દ્વેષી નહિ,* એવા સર્વભૂતના પરમ અદ્વેષ્ટા† છતાં તેમની સાથે જેણે મહાન્ કલેશકારક દ્વેષ પ્રવર્તાવ્યો અને એવી અસંખ્ય વિટંબણાઓ આપવા ઉપરાંત, છેવટે તેનો પોતાનો પણ ઘાત કરવાને જે જીવ સંધિ જોયા કરતો હતો, તેના સંબંધમાં પણ એ મહામુનિવર વસિષ્ઠજીના મનની કશા પણ દ્વેષ વગરની કેવી શુદ્ધ ભાવના હતી, તે તેં જોઈ. એ શુદ્ધ ભાવના પણ પૂઠે–પછવાડે, પરોક્ષપણે, નહિ કે કોઇની આગળ, કે કોઇને સારું લગાડવાને માટે દર્શાવી હતી. એવા અદ્દ્ભુત અને મહાન્ ગુણોવડે તે મહાત્મા સમગ્ર જગતના સુહૃદ્, મિત્ર અને કલ્યાણ કરનારા છે.‡ એવા પુણ્ય પુરુષના સહજ સંબંધમાં આવનાર પ્રાણી પણ જો કે મહાક્રૂર ને ભયંકર હોય છતાં સૌમ્ય ને શાંત થઇ જાય છે, નિર્દય ને ઘાતકી હોય છતાં પરમ દયાળુ ને અહિંસક થઇ જાય છે, ક્રોધી હોય તે અક્રોધી બની જાય છે, પાપી હોય તે પવિત્ર થઇ જાય છે, શત્રુ હોય તે સખા થઈ જાય છે, અજ્ઞાની જ્ઞાની થઇ જાય છે, જડ સચેતન બને છે અને શાસક સેવક બની સેવા કરે છે. એવું જ મુનિ વિશ્વામિત્રના સંબંધમાં પણ બન્યું.

તેઓ પર્ણશાળાની પછવાડે જઇને સંતાયા, તે વેળાથી આ બ્રહ્મૈવ દંપતીનો પુણ્યરૂપ સંવાદ એકાગ્રચિત્તે શ્રવણ કરી, જડ જેવા ઊભા

---

* यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः । † अद्वेष्टा सर्वभूतानाम् ;
‡ मैत्रः करुण एव च ।

રહ્યા હતા. એ સંવાદ સાંભળતાં સાંભળતાં જ જેમ દીપક પ્રકટ થવાથી, અંધારા ઓરડામાંનો અંધકાર નાશ પામે છે અને તેમાં ભરાઇ રહેલો મહાવિષધર સર્પ ફૂંફાડા મારતો અને જીભ લપકાવતો પ્રત્યક્ષ દેખાય છે, તેમ તેમના હૃદયમાંનાં અજ્ઞાનાદિક આવરણો તત્કાળ દૂર થઇ જઈ, તેમાં અકારણ ભરાઇ રહેલા ક્રોધરૂપ અને દ્વેષરૂપ બે જીભવાળા ફણિધરને તેમણે જોયો. તેમને મોટા આશ્ચર્ય સાથે સ્પષ્ટપણે દેખાયું કે, 'આ દુષ્ટ જ મારું મહાઅનિષ્ટ કરી રહ્યો છે. હર હર ! એ ક્રૂરે જ મારે હાથે અકારણ અનેક અનર્થો કરાવ્યા છે. શિવ ! શિવ ! એણે જ મને બ્રહ્મત્વરૂપ અલભ્ય લાભથી આજ પર્યંત અતિ દૂર રાખ્યો છે, ને ફાંફાં મરાવ્યાં છે. અરેરે ! આવા બ્રહ્મરૂપ, સચરાચર સૃષ્ટિના સખા અને સર્વના કલ્યાણદાતા વિશ્વહિતૈષી મહર્ષિવરની સાથે મિથ્યા દ્વેષ અરે !–મહા અકલ્યાણકારક અધમ દ્વેષ આ ગુપ્ત ઘર કરી વસેલા દુષ્ટે જ કરાવ્યો છે. રે ! મિત્રવત્ થઈ ઘરમાં આવીને રહેલા શત્રુની પેઠે આ દુષ્ટે તો મારા હૃદયમાં ભરાઇને, મારી સાથે મોટામાં મોટા શત્રુનું કામ કર્યું છે;* અને અહો ! આ મહર્ષિવર્યના આટલા પરોક્ષ ને ક્ષણવારના સમાગમથી મારું હૃદય ઉઘડ્યું, ખીલ્યું, પ્રકાશ્યું; અને તે દુષ્ટ મને પ્રત્યક્ષ દેખાયો, એ અહોભાગ્ય તથા સત્સમાગમનો મહાપ્રતાપ જ છે. નહિ તો એ દુષ્ટ, પ્રબળ થઈ જતાં પરિણામે મારો અવશ્ય નાશ જ કરત.'

**રાગ અને દ્વેષનો પ્રભાવ**

આ પ્રમાણે, જેમ કોઇ ભર ઊંઘમાં પડેલો મનુષ્ય પોતાના કોઈ હિતેચ્છુની, સમયની સૂચનાથી એકાએક જાગૃત થઇ જાય, અને પોતે ચોક્કસ ભયંકર સ્થિતિમાં છે એવું જાણીને તત્કાળ સાવધ બની જઇ, તેમાંથી અતિ ત્વરિતપણે કોરે ખસી જાય, તેમ વિશ્વામિત્ર મુનિ, પોતાના અજ્ઞાનાંધકારપણામાંથી જાગૃત થઇ ગયા. પોતે કેવડો મોટો અનર્થ કરવાને તત્પર થયા હતા, ને જેમની પાસેથી પ્રસાદ મેળવવો યોગ્ય, તે મહાપુરુષની સાથે પોતે કેવું અયોગ્ય વર્તન ચલાવ્યું હતું, એ સઘળું પ્રત્યક્ષ દેખાઇ આવતાં, તેને ઘણી જ લજ્જા અને ગ્લાનિ ઉત્પન્ન થઇ. મુનિધર્મથી વિપરીત, બ્રહ્મર્ષિપદની પ્રાપ્તિના જિજ્ઞાસુ જીવની અતિ ક્લેશકારિણી અધોગતિને પમાડનારી સ્થિતિનું પ્રત્યક્ષ દર્શન થતાં, પોતાના અવિચારીપણાને મન સાથે અતિશય ધિક્કાર

* काम एष क्रोध एष रजोगुणसमुद्भवः । महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥

આપતાં, તે તત્કાળ પેલા વૃક્ષગુચ્છમાંથી બહાર નીકળી પડ્યા; અને દ્રવિત હૃદયે, ગદ્ગદ કંઠે, સજલ નયને, પ્રબળ પ્રેમે અને વિશુદ્ધ મને, દોડી જઇ, મહર્ષિ વસિષ્ઠજીના નિર્મળ ચરણારવિંદોમાં નમી પડ્યા.

આ વેળાના અદ્‌ભુત પ્રસંગનું હું શું વર્ણન કરું! આવી એકાંત ને શાંત રાત્રે એકાએક આ કોણ? એવા આશ્ચર્ય સાથે વસિષ્ઠ મુનિએ નીચે નમીને જોયું તો, હમણાં જેની પોતે પ્રશંસા કરતા હતા, તે જ વિશ્વામિત્ર મુનિ, પરમ નમ્ર, નિર્માની, નિર્દ્વન્દ્વ અને શરણાગત થઇને પોતાનાં ચરણોમાં પડેલા છે!

પછી બહુ સાનંદ આશ્ચર્યથી તે મહર્ષિ બોલ્યા; "અહો! મુનિ વિશ્વામિત્રજી! આ વેળા તમે અહીં ક્યાંથી? ઊઠો, બેઠા થાઓ. તમારું શુભાગમન અકસ્માત્ કિમર્થ થયું છે? ખેદ મા કરો; તમે મને બહુ પ્રિય છો; તમારું કલ્યાણ થાઓ."

પણ વિશ્વામિત્ર તો બંને ભુજાઓવડે વસિષ્ઠના ચરણારવિંદોને દૃઢ આલિંગન કરીને પડેલા હતા. તેમના નેત્રોમાંથી અસ્ખલિત વહી રહેલા અશ્રુપ્રવાહવડે બંને ચરણોનું પ્રક્ષાલન થઈ રહ્યું હતું; ઘણીકવાર બોલાવ્યા છતાં મુખથી એક શબ્દ પણ તે બોલી શકતા નહોતા, છેવટે ગદ્ગદ કંઠે અતિ નમ્રપણે તે બોલ્યા; "હે બ્રહ્મન! આ અપરાધી આપની સાથે ભાષણ કરવા યોગ્ય નથી; હે ક્ષમામૂર્તે! મેં નહિ ક્ષમા થાય એવા આપના ઘણા ઘણા અપરાધો કરવા છતાં આપે તેમને તૃણવત્ પણ ગણ્યા નથી; ધન્ય છે આપની સર્વોત્તમ ક્ષાંતિને. હે ભગવન્! આટ-આટલું છતાં પણ આપના અતુલ પ્રભાવને મેં મૂર્ખે ન જાણતાં વારંવાર આપની ઇર્ષ્યા ને વિડંબણા જ કર્યા કીધી છે; એટલું જ નહિ પણ એ ઉપરાંત વળી હું મહાદુષ્ટ આજે એક એવો મોટો અન્યાય કરવા ઉદ્યુક્ત થયો હતો, કે જે આપની આગળ પ્રકટ કરતાં મને અતિશય લજ્જા ઉત્પન્ન થાય છે. હે પ્રભો! દ્વેષાદિક દુર્ગુણોને લીધે અધમતાને વળગી રહેલો આ નરાધમ આપને શું મુખ દેખાડે? આપના પ્રતાપથી બ્રહ્મત્વનું ખરું તત્ત્વ હવે મારા સમજવામાં આવ્યું, ને તે કેવળ તપ માત્રથી જ નહિ, પણ આપના સરખા અદ્‌ભુત સૌજન્યાદિક ઇશ્વરી ગુણોથી જ પ્રાપ્ત થાય છે, એ પણ હું આપની કૃપાથી સમજ્યો છું. હે મુનીશ્વર! આપ સરખા પુરુષ તો વિરલ જ છે; આપની તુલનામાં મૂકવા યોગ્ય બ્રહ્મર્ષિ ત્રણે લોકોમાં કોઇ નથી. મેં કરેલા આપના અસંખ્ય અને અસહ્ય અપરાધોને સંભારીને, હવે મને જે અપાર ખેદ થાય છે, તેનું

મારાથી વર્ણન પણ થઇ શકે તેમ નથી; ક્ષમા ! ક્ષમા ! હે ઋષીશ્વર ! આ અપરાધી પ્રાણી મન, વાણી અને શરીરવડે કરીને આપને શરણે છે, તેને યોગ્ય લાગે તેવું શાસન કરવા આપ સમર્થ છો.”

એ સાંભળી બહુ પ્રસન્ન થયેલા વસિષ્ઠમુનિ વિશ્વામિત્રને બેઠા કરી, અતિ સ્નેહથી હૃદય સાથે ચાંપી, આશ્વાસન દઇને બોલ્યા; “આપ વિશ્વામિત્ર ! ચિંતા મા કરો; તમે નિષ્પાપ છો; તમારું ચિરકાળનું તપ આજે સફળ થયું છે; આજે તમે યોગ્ય થયા. આજે તમને યથાર્થ બ્રહ્મર્ષિપણું પ્રાપ્ત થયું. તમારા સંબંધમાં મને કોઇ જાતનો દ્વેષાંકુર નહોતો અને નથી જ. તમને પ્રાપ્ત થયેલા અલભ્ય બ્રહ્મત્વવડે જ તમારા સકલ અપરાધો ભસ્મ થયા છે; અર્થાત્ ‘હું અપરાધી છું ને અરે ! એ મેં બહુ જ ખોટું કર્યું છે,’ એવા જ્ઞાનપૂર્વક બોધથી કૃતકર્મ માટે અનિવાર્ય પશ્ચાત્તાપ કરવો એ જ કૃત પાપકર્મનું પ્રાયશ્ચિત્ત છે.”

આ પ્રસંગ ચાલતાં સતીશિરોમણિ અરુન્ધતી પણ પર્ણશાળામાંથી બહાર આવ્યાં. તેમને જોઈ વિશ્વામિત્રે પ્રેમથી વંદન કર્યું અને ક્ષમા માંગી. ત્યારે વસિષ્ઠજી બોલ્યા; “કૌશિક !* આ સદ્ગુણરૂપા સતી, આકાશમાં પ્રકાશી રહેલા ચંદ્રદેવ, ધ્રુવ, સપ્તર્ષિઓ અને નક્ષત્રગણો, તમારો અને મારો સમાગમ અંતરિક્ષમાં જોઇ રહેલા વિમાનસ્થ દેવતાઓ, આ જગન્માતા પૃથ્વી દેવી, આ પવિત્ર આશ્રમ અને તેમાંનાં તરુવરો તથા તમોને ક્ષાત્રપણાપર તિરસ્કાર કરાવી, બ્રહ્મત્વ માટે અથાગ પ્રયત્ન કરાવનાર આ શ્રીમતી કામધેનુ, એ સઘળાં તમારાપર બહુ પ્રસન્ન થયેલાં છે અને તમારા અપ્રતિમ તપની પ્રશંસા કરે છે. હે બ્રહ્મર્ષિ ! આજે તમે બ્રહ્મર્ષિ થયા એટલું જ નહિ, પણ બ્રહ્મર્ષિઓમાં શ્રેષ્ઠ થયા છો: તમારું કલ્યાણ થાઓ: તમારું તપસ્તેજ ચિરકાળ અખંડ પ્રકાશો.” આ શબ્દો વસિષ્ઠજીના મુખમાંથી નીકળતાં જ, અંતરિક્ષમાંથી દિવ્ય પુષ્પોની વૃષ્ટિ સાથે જયજયકારની ગર્જનાઓ થવા લાગી.

“પ્રિયપુત્ર જીવનસિંહ ! આ પ્રમાણે ઘણાક કાળનો દુર્ધર દ્વેષ મટી, વસિષ્ઠમુનિ સાથે વિશ્વામિત્રનું પરમ સખ્ય થયું તે અદ્યાપિ સુધી જેવું ને તેવું જ છે. એ જ વિશ્વામિત્ર મહર્ષિ હમણાં વસિષ્ઠમુનિ સાથે સપ્તર્ષિમંડળને વિષે સુપ્રકાશિતપણે વિરાજે છે. એમનાં સંક્ષિપ્ત પવિત્ર ચરિત્રપરથી તારા જાણવામાં આવ્યું હશે કે, મનુષ્યપણું કેટલું અમૂલ્ય અને દેવોને પણ કેટલું શ્લાઘ્ય છે ! એવું અદ્ભુત તત્ત્વ

* કુશિક વંશમાં ઉત્પન્ન થયેલા માટે કૌશિક-વિશ્વામિત્ર.

મનુષ્યપણામાં છે. પોતે પોતાને-આત્માને જાણવો, જોવો, અનુભવવો,* એમાં જ મનુષ્યપણાની શ્રેષ્ઠતા છે."

### મનુષ્ય શાથી ઉત્તમ છે ?

હિમાલયપરના એકાંત આશ્રમમાં મહાત્મા યોગીશ્વરની પ્રથમ પરિચર્યા કરતા બંને શિષ્યોપ્રત્યે, તે યોગીશ્વરે કહ્યું; "વત્સો ! વયમાં બાળ, પણ પૂર્વનો મોટો સંસ્કારી રાજપુત્ર જીવન, હવે વ્યાવહારિક ભણવું ગણવું મૂકી દઈ, વારંવાર પોતાના વિદ્યાગુરુ પાસે આવી બ્રહ્મકથા જ શ્રવણ કરવામાં તત્પર થઇ ગયો. વેદાધ્યયન અને ધનુર્વેદનું અધ્યયન ચાલતું હતું, તે પણ બ્રહ્મકથા આગળ તેણે શિથિલ કરી દીધું; તે પ્રતિદિન આત્મવિદ્યાના જ પ્રશ્નો ગુરુજીને પૂછવા લાગ્યો. ગુરુજી પણ તેને જો કે ક્ષત્રિયપુત્રને આવશ્યક એવી ધનુર્વિદ્યા ભણાવતા, તથાપિ તેનો અધિકાર ઉત્તમ જાણીને, પ્રસંગ મળતાં તેના ઉત્તમોત્તમ પ્રશ્નોનું પ્રેમપૂર્વક સમાધાન કરતા. તેના સહાધ્યાયીઓનો તેના જેટલો ઉત્તમ અધિકાર ન હોવાથી તે અધ્યાત્મકથાને માટે ગુરુજીએ સમય પણ તેને એકલાને અનુકૂળ આવે એવો જૂદો જ રાખ્યો હતો.

મનુષ્યપણું એટલું બધું ઉત્તમ છે, એ મહર્ષિ વિશ્વામિત્રના ચરિત્રપરથી જાણી, તેણે ઘણાક મનન પછી પોતાના ગુરુજીને પ્રશ્ન કર્યો કે, 'હે કૃપાનાથ ! મનુષ્યમાં ઇતર સર્વ પ્રાણીઓ કરતાં એટલી બધી ઉત્તમતા શાથી છે ? કયા તત્ત્વને લીધે મનુષ્ય એવો ઉત્તમ થઇ શકે છે ?' આ પ્રમાણેના તેના પ્રશ્નોનું ગુરુજી સમાધાન કરવા લાગ્યાઃ-

### દેહ અને દેહી

તે બોલ્યા; "હે રાજપુત્ર ! જગતમાંનાં પ્રત્યેક પ્રાણીનો જે દેહ આપણી દૃષ્ટિએ પ્રત્યક્ષ દેખાય છે તે, તેવો જ અને તેવડો જ કંઈ નથી.

**સ્થૂલ શરીર**

તેમાં તો બહુ બહુ ભેદ છે. જેને આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ તેને તત્ત્વવેત્તાઓ સ્થૂલ એટલે મોટું-જાડું દેખાય તેવું શરીર કહે છે. એ શરીર તો પ્રાણીને રહેવાના એક ઘર સરખું છે. જળમાં ઉત્પન્ન થતા નાના મોટા શંખલા નામના જંતુઓ તો તેં જોયા હશે. એ શંખલાનું ઘર તે શંખ. એ શંખ, શંખલાના શરીર કરતાં વાસ્તવિક રીતે જૂદો હોય છે, તથાપિ શરીર સાથે જોડાયલો હોવાથી શંખલો જ્યાં જ્યાં ભૂમિપર કે પાણીમાં હરે ફરે છે, ત્યાં ત્યાં તે તેની સાથે જ ફરે છે. એ જ પ્રમાણે પ્રાણીનું

* श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्यः ।

સ્થૂલ શરીર, એ તેનું હરતું ફરતું ઘર છે. પણ શંખલો, જેમ શંખને જ પોતાનું શરીર માને છે, તેમ પ્રાણીમાત્ર દેહાત્મવાદીઓ પોતાના સ્થૂલદેહને જ પોતાનું મુખ્ય શરીર માને છે: વાસ્તવિકપણે જોતાં એમાં વિશેષ જાણવા જેવું એ છે કે, એ શરીર તો માત્ર માટીના પૂતળા સરખું છે અને એને જાગૃત કરીને હલાવનાર ચલાવનાર તો તેની માંહે રહેલું બીજું શરીર છે. એને તત્ત્વવેત્તાઓ સૂક્ષ્મ શરીર કહે છે. સૂક્ષ્મ એટલે ઝીણું. એ શરીર સૂક્ષ્મ તત્ત્વોનું બનેલું છે અને સત્તારૂપ છે. સ્થૂલ શરીરને વિષે એ સર્વત્ર વ્યાપેલું હોવાથી તેના જેવડું જ તે થઇને રહે છે; તથાપિ મુખ્ય સ્થાન તેનું હૃદય વા અંતઃકરણ છે. સઘળી સત્તાઓ એ અંતઃકરણમાં રહેલી છે અને સઘળા વ્યવહારો, સ્થૂલદેહદ્વારા, તે અંદર રહ્યું રહ્યું કર્યા કરે છે, વા કરાવે છે. એ અંતઃકરણ જેટલું શુદ્ધ, જેટલું પવિત્ર, જેટલું સ્થિર, જેટલું દૃઢ અને જેટલું નિરુદ્ધ હોય છે, તેટલો જ તે પ્રાણી યોગ્યતાવાળો હોય છે. પ્રાણી માત્રના અંતકરણપર અજ્ઞાનરૂપ અંધારાનું પટલ હોય છે, તેથી તે અજ્ઞાનમાં જ ઢંકાયલું અંતઃકરણ કેવળ અજ્ઞાનમય જ બનીને, સાવ અશક્તપણે પડ્યું રહે છે, અને તેની ઉન્નતિ થઇ શકતી નથી. મનુષ્ય વિના બીજાં સર્વ પ્રાણીઓનાં હૃદયો એવી રીતે અજ્ઞાનપણાથી ઢંકાયલાં હોય છે, તેથી અન્ય શરીરી પ્રાણી કરતાં મનુષ્ય પ્રાણી વધારે શ્રેષ્ઠ છે. જેટલું જેટલું સૂર્યની આસપાસ વાદળાનું પટલ આછું વા ઓછું, તેટલો તેટલો તેનો પ્રકાશ વધારે પડે છે, તે જ પ્રમાણે જે પ્રાણીના હૃદયપરનું અજ્ઞાનપટલ જેટલું આછું વા ઓછું, તેટલો તે, પ્રકાશિત એવી ઉન્નત અને જ્ઞાનવાળી સ્થિતિમાં હોય છે. જ્ઞાન અને અજ્ઞાન એ બંનેની વચલી સ્થિતિમાં મનુષ્યનું હૃદય હોય છે; પણ તેને સંસ્કાર થતાં થતાં જેમ જેમ તેનાપરનું અજ્ઞાનપટલ આછું આછું થતું જાય છે, તેમ તેમ તેનો પ્રકાશ વધે છે; અને પ્રકાશના વધવા સાથે તેની સત્તા પણ વધે છે. મનુષ્યમાં જે કંઇ સત્તા છે, તે સઘળી કેવળ તેના અંતઃકરણની જ છે. પ્રાણીનાં સ્થૂલ અને સૂક્ષ્મ—એ બંને શરીરો તેના અંતઃકરણને આધીન છે. અંતઃકરણ જેમ પ્રેરે તેમ તેઓની પ્રવૃત્તિ હોય છે. અનુમાન કરવું, સારાસારનો વિચાર કરીને વસ્તુને જાણવી—ઓળખવી, ચિંતવન કરવું, અને પોતાપણાનું—હુંપણાનું અભિમાન ધરવું, એ અંતઃકરણના મુખ્ય ગુણો છે. એ પરથી તત્ત્વજ્ઞો તેના ચાર વિભાગ કલ્પે છે. તને પોતાને

**સૂક્ષ્મ શરીર**

અને તે પછી પરમાત્માને ઓળખવાની શક્તિ, એ અંતઃકરણમાં જ છે. માટે તે સારુ તું પ્રથમ તારા અંતઃકરણને સંસ્કારવાળું કર.

### અંતઃકરણનું આવરણ–પવિત્રતાનું જ કારણ

પોતાના ગુરુજીનું એ વ્યાખ્યાન સાંભળી, વિચારશીલ જીવનસિંહ બોલ્યો; "કૃપાનાથ ! મનુષ્યનાં મહત્વ તથા ઉત્તમતા તેના હૃદયને અનુસરીને છે, તો તેના પર જે પટલ કિંવા આવરણ હોય છે, તે શાને લીધે છે ને તે કેવી રીતે દૂર કરી શકાય ? એ પટલ આપણી દૃષ્ટિએ દેખાતું નથી."

ગુરુજી કહેવા લાગ્યા; "એ અંતઃકરણ વા હૃદયને નામે આપણે જેને ઓળખીએ છીએ, તે શું છે ને કયે સ્થળે છે તે પ્રથમ જાણવું જોઇએ. પ્રાણીનું શરીર, જે અસ્થિ, માંસ, મજ્જા, મેદ, રુધિર, નાડીઓ, ત્વચા, રોમ ઇત્યાદિ વસ્તુઓનું બનેલું છે, તેને વિષે તેવી જ વસ્તુઓનું તેનું હૃદય પણ બનેલું છે. ઉદરથી ઉપર, કંઠથી નીચે અને બંને સ્તનોના મધ્યમાં,* મનુષ્યનું હૃદયસ્થાન છે. જે ઉઘાડું કરીને જોવામાં આવે તો મનને કમકમી ઉપજે એવા આળા ને કુમળા માંસની એક નહાની સરખી કોથળી સરખું તે જણાશે. એ પોલી કોથળીની સાથે આખા શરીરની સઘળી રુધિરવાહિની† તથા વાયુવાહિની‡ અને બીજી નાડીઓનો મુખ્ય સંબંધ છે. એ પોલાણમાં વળી વચ્ચે કોઈ એવા અદ્ભુત પદાર્થનો પડદો છે, કે જેથી તેના બીજા ભાગો થયેલા છે. તેમાંનો એક ભાગ અંદર છેક વચ્ચે, અને બીજો તેની આસપાસ છે. એ બહારનો ભાગ, તે અંતઃકરણનું સ્થાન, એની અંદર પોતાના ચારે વિભાગો સહિત અંતઃકરણ સ્થિતિ કરે છે; અને ત્યાં રહી આખા શરીરરૂપી દેશપર રાજ્ય કરે છે. જેમ એક રાજ્યકર્તાની રાજ્યગાદી એક ઠેકાણે હોય, અને ન્યાયાદિક સઘળાં રાજકાજને અર્થે કચેરીઓ વળી એક કોરે–જ્યાં સર્વને વધારે અનુકૂળ પડે ને સર્વનાપર દેખરેખ રહે તેવે સ્થાને–રાજ્યમાંના કોઈ પર્વતાદિક ઊંચે સ્થાને રાખવામાં આવી હોય છે, તે પ્રમાણે આ શરીરદેશમાં પણ અંતઃકરણરૂપ રાજદરબારની ન્યાયાદિક વિચારણીય કચેરીઓ, શિરઃપ્રદેશમાં ઊંચે સ્થળે રહેલી છે. ત્યાં બેસી અંતઃકરણમાંના સર્વ કારભારીઓની સભા વિચારાદિકનો નિશ્ચય કરે છે.

---

* મનુષ્યના શરીરના ડાબા ભાગમાં.

† રુધિરને વહન કરનારી. ‡ વાયુને–શ્વાસોચ્છ્વાસાદિકને વહન કરનારી.

નીચ વસ્તુઓના બનેલા હૃદયપ્રદેશમાં એ અંતઃકરણ રહે છે, તેથી તેને મલિન થતાં પણ વાર લાગતી નથી. મલિન થવું એટલે એનાપર મળ-મેલ ચડવો, એ જ તેનાપરનું આવરણ વા પટલ છે. એ મલરૂપ આવરણથી હૃદયસ્થાન ઢંકાઇ જાય છે* અને તેને યોગે અંતઃકરણ અર્થાત્ પરમ પવિત્ર આત્મા પળમાં દબાઇ જવાથી અજ્ઞાની બની જઇ, સત્યસ્વરૂપે પ્રકાશી શકતો નથી; અને અજ્ઞાનના સંગમાં રહેવાથી, તે પોતાનું મૂળ સ્વરૂપ, દહાડે દહાડે વીસરી જઇ, લાંબે કાળે કેવળ મલમય બની જાય છે. આત્મપ્રદેશપરનાં એ આવરણો બે પ્રકારનાં છેઃ એક સ્થૂલ અને બીજું સૂક્ષ્મ. સ્થૂલ આવરણ શારીરિક મળનું થાય છે; અને સૂક્ષ્મ આવરણ પાપરૂપ મળનું થાય છે. સ્થૂલ આવરણ હૃદયસ્થાનપર અને સૂક્ષ્મ આવરણ અંતઃકરણપર થાય છે. હૃદય અને અંતઃકરણના પરસ્પર ગાઢ સંબંધને લીધે, ઐક્ય હોવાથી એ બેમાંનું કંઈપણ આવરણ એક બીજાને મહાન્ હાનિકારક અને આચ્છાદક† છે. એટલા માટે એ બંને આવરણોને દૂર કરવાને મનુષ્યોએ સદા શરીરથી અને ઇંદ્રિયોથી પવિત્ર રહેવું જોઈએ. હસ્ત, પાદ, મુખ, ગુદા‡ અને ઉપસ્થ‖ એ પાંચે કર્મેન્દ્રિયોને તેમની પ્રત્યેક સ્વાભાવિક ક્રિયાઓ કરીને, શાસ્ત્રવિધિ પ્રમાણે જળ, મૃત્તિકા વગેરેથી ધોઇને શુદ્ધ કરવી, સ્નાન કરવું, તે શારીરશુદ્ધિ કહેવાય છે; અને નેત્રો, કર્ણો, નાસિકા, જિહ્વા, ત્વચા, એ જ્ઞાનેંદ્રિયોને દુષ્ટ વાસનાઓથી એટલે કે માયાથી બચાવવાથી આંતર શુદ્ધિ થાય છે.

એ કર્મેન્દ્રિયોને તથા જ્ઞાનેન્દ્રિયોને સદાસર્વદા શુદ્ધ રાખવામાં ન આવે તો અનુક્રમે શરીર અશુદ્ધ થતાં અંતઃકરણપરનું અજ્ઞાનાવરણ ઘટ્ટ થતું જાય છે અને સંપૂર્ણ ઘટ્ટ થતાં તેનામાંની સારાસાર વિચાર કરવાની શક્તિ જતી રહીને તે ઉત્તરોત્તર અધમ દશાએ પહોંચી જાય છે.

આ મેં તને સામાન્ય શુદ્ધિ કહી; એ ક્રિયા-કર્મથી અંતઃકરણ સામાન્યપણે શુદ્ધ રહે છે, અર્થાત્ મનુષ્યમાં તેને પ્રાપ્ત થયેલું અંતઃકરણ એ શુદ્ધિવડે વધુ અશુદ્ધ થવા ન પામતાં, માનુષી સ્થિતિ કરતાં નીચા પ્રકારનું થઈ જતું નથી; પણ એ અંતઃકરણ ઉપર પૂર્વના ઘણાક જન્મોનું–પાપરૂપ મળનું આવરણ તો હોય જ છે. તેને દૂર કરવા માટે, તને

* યથાદર્શો મલેન ધૂળથી અરીસો મેલો થતો રહે છે.
† આચ્છાદક–ઢાંકી નાંખનારું.   ‡ ગુદા–મલ ત્યાગ કરવાની ઇંદ્રિય.
‖ ઉપસ્થ–મૂત્ર ત્યાગ કરવાની ઇંદ્રિય તે મૂત્રેંદ્રિય–ઉપસ્થ

બતાવેલી એ નિત્યની શરીરાદિકની શુદ્ધિ ઉપરાંત વળી પોતપોતાના વર્ણાશ્રમ પ્રમાણે મનુષ્યે બીજાં નિત્ય કર્મો પણ કરવાનાં છે. તે જો વિધિવત્ કરવામાં આવે છે તો અવશ્ય તેના અંતઃકરણનું પાપરૂપ આવરણ મટી જાય છે. એ નિત્ય કર્મો તે આપણે નિત્ય ત્રિકાળે કરવામાં આવતું સંધ્યાવંદન, અગ્નિહોત્ર, સ્વાધ્યાય, દેવપૂજન ઈત્યાદિ છે.* ધર્મશાસ્ત્રના ઉપદેશરૂપ એ નિત્ય કર્મો અંતઃકરણના પાપરૂપ મળને દૂર કરવા સારુ જ છે. માટે તે કદી પણ ન ચૂકવાં જોઈએ. સંધ્યાવંદન સમયે ગાયત્રી મંત્રનો જપ તું કરે છે જ."

જીવનસિંહ બોલ્યો; "ગુરુદેવ! સંધ્યાવંદન તો નિત્ય ત્રિકાળે હું કદી ભૂલતો નથી: આપે બતાવ્યા પ્રમાણે સૂર્યમંડળસ્થ પરમાત્માના તેજોમય સ્વરૂપનું ધ્યાન પણ નિત્ય ધરું છું;† તથાપિ હું કોણ? એ શંકા જ્યારથી મારા મનમાં ઊભી થઇ છે, ત્યારથી તો અધ્યયન વેળાએ, સંધ્યાવંદનવેળાએ, ને ભોજનાદિક સર્વ કર્મો કરતી વેળાએ, મને એ જ વાતનું મનન થયા કરે છે. એ સંબંધી આપે કહેલા સિદ્ધાંતો વારંવાર મારી દૃષ્ટિ આગળ ઊભા થાય છે ને સમજવામાં ન આવી હોય તેવી વાત માટે અનેક પ્રશ્નો પણ ઊભા થાય છે–જે, વારંવાર હું આપને પૂછીને કંટાળો આપું છું. કૃપાનાથ! એવો એક પ્રશ્ન પાછો મને આજે ઊપજ્યો છે, આજ્ઞા હોય તો તે નિવેદન કરું."

ગુરુજી બોલ્યા; "પુત્ર! પ્રસન્ન થઇને કહે; મને કંટાળો આવે છે, એવું તું સમજીશ નહિ. તું ભાગ્યશાળી છે જ, પણ તારે લીધે હું મોટો ભાગ્યશાળી થાઉં છું; કેમ કે અધ્યાત્મવિદ્યા-બ્રહ્મવિદ્યા–ભગવત્પ્રાપ્તિ સંબંધી પ્રશ્ન કરનાર કરતાં જેને એ પ્રશ્ન કરવામાં આવે, તે મનુષ્ય વધારે ભાગ્યશાળી છે. એ પ્રશ્ન કરનારને તો અમુક એક વિષય સંબંધી શંકા હોય છે, તેના સમાધાન માટે જ તે પૂછે છે; પણ તેના ઉત્તરદાતાને તો તે શંકાના સમાધાન સારુ બ્રહ્મવિદ્યા સંબંધી ઘણાક સિદ્ધાંતોનું સ્મરણ, મનન ને શોધન કરવાને મથન કરવું પડે છે; ઘણાં ઘણાં દૃષ્ટાંતો તેને માટે યોજવાં પડે છે; અને એનું અંતઃકરણ તેટલો સમય કેવળ બ્રહ્મના વિચારમાં લીન થઇ જાય છે. અંતઃકરણ સદોદિત બ્રહ્મ–વિચારમાં નિમગ્ન રહેવું, એ મોટા ભાગ્યની વાત છે. માટે સુખેથી તું તારા મનમાં ઊપજેલો પ્રશ્ન કર"

* यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम ।

† ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती, नारायणः सरसिजासनसंनिविष्टः ।
केयूरवान्मकरकुंडलवान्किरीटी हारी हिरण्मयवपुर्धृतशंखचक्रः ।

એ સાંભળી જીવનસિંહ બોલ્યો; "કૃપાનાથ ! પૂર્વે કથેલા કથાપ્રસંગમાં સુમનશર્મા નામના દ્વિજપુત્રના ઇતિહાસમાં આપે શરીરપંચકુટીનું વર્ણન કરતાં કહ્યું હતું કે, 'મનુષ્યનું શરીર પૃથ્વી આદિક પાંચ તત્ત્વોનું બનેલું છે ને તેમાં ચાર વિભાગવાળું અંતઃકરણ મળવાથી નવ તત્ત્વો થાય છે. આજે અંતઃકરણનું સ્થાન વર્ણવતાં આપ કહો છો કે, મનુષ્યનું શરીર અસ્થિ, માંસ રુધિરાદિક વસ્તુઓનું બનેલું છે, તે શી રીતે ?"

એ પ્રશ્નના ઉત્તરમાં ગુરુજી આ પ્રમાણે તત્ત્વોની વ્યવસ્થા કહેવા લાગ્યા;–"હે વત્સ ! એ પાંચ તત્ત્વોમાંનાં પ્રથમ તત્ત્વપર આપણે વિચાર કરીએ."

પંચીકરણ

૧. પ્રથમ તત્ત્વ પૃથ્વી છે. એ પૃથ્વીતત્ત્વનો ભાગ શરીરમાં કયો કયો છે, તે તું જાણે છે? નહિ. તો તેને તું જાણ. રોમ એટલે રુઆંટાં, શરીર ઉપરની ત્વચા, તેની અંદરના ભાગમાં રહેલી નાડીઓ, તેની અંદરના ભાગમાં રહેલું માંસ અને તેની અંદર રહેલાં હાડકાં–એ સઘળા પૃથ્વીના તત્ત્વમાંથી બનેલા પદાર્થો છે. ૨. બીજું તત્ત્વ જળ છે. શરીરના ઉપરથી જે પરસેવો નીકળે છે તે સ્વેદ, મૂત્ર, લાળ, અંદરના ભાગમાં રહેલું રુધિર અને શુક્ર એટલે વીર્ય–એ પદાર્થો જળતત્ત્વના ભાગથી બનેલા છે. ૩. તેજ એ ત્રીજું તત્ત્વ છે. શરીરની કાંતિ, તેને આવતી નિદ્રા, આળસ, તૃષા, ક્ષુધાદિ વિકારો–એ સર્વ તેજતત્ત્વના ભાગમાંથી થાય છે. ૪ ચોથું તત્ત્વ વાયુ છે. શરીર જે સંકોચાય છે, પ્રસરે છે, ઉતાવળી ગતિ કરે છે, દોડે છે, વળે છે ને હાલેચાલે છે તથા શ્વાસોચ્છ્વાસ કરે છે, એ સર્વ પ્રકારો શરીરમાં રહેલા વાયુતત્ત્વથી થાય છે. ૫. પાંચમું તત્ત્વ આકાશ છે. શરીરને જે ભય લાગે છે, મોહ અથવા ભૂલાવો–ભ્રમ થાય છે, શોક થાય છે, ક્રોધ અને કામ વ્યાપે છે, એ પ્રકારો શરીરમાં રહેલા પોલાણરૂપ આકાશતત્ત્વના વિકારો છે.

"તને કદાચ શંકા થશે કે, એક જ પૃથ્વીતત્ત્વમાંથી રોમ, નાડી, ત્વચા, માંસ, અને અસ્થિ જેવા એક બીજાથી વદન જુદા લાગતા પદાર્થો કેમ બન્યા હશે ? પણ જાણે કે એ બધા પદાર્થો એકલા પૃથ્વીતત્ત્વથી જ નહિ, પરંતુ તેઓ સાથે બીજાં બીજાં તત્ત્વોનું થોડું ઘણું મિશ્રણ થવાથી જુદે જુદે રૂપે ઉત્પન્ન થયેલા છે. ૧ પૃથ્વીતત્ત્વમાં મુખ્ય ભાગ પૃથ્વીતત્ત્વનો છે અને બાકીનાં તત્ત્વોનું થોડું ઘણું

મિશ્રણ હોવાથી અસ્થિ બન્યાં છે, જળતત્ત્વનું મિશ્રણ થવાથી માંસ બન્યું છે, વાયુતત્ત્વનું મિશ્રણ થવાથી ત્વચા બની છે, તેજતત્ત્વનું મિશ્રણ થવાથી નાડીઓ બની છે ને આકાશતત્ત્વ મળવાથી રુઆંટાં થયાં છે;૨. એ જ પ્રમાણે જળતત્ત્વમાં મુખ્ય જળતત્ત્વનો ભાગ વિશેષ હોવાથી શુક્ર બને છે, પૃથ્વીતત્ત્વનો ભાગ મળવાથી શોણિત એટલે રુધિર બને છે, આકાશનો ભાગ મળવાથી લાળ બને છે, તેજનો ભાગ મળવાથી મૂત્ર બને છે ને વાયુનો ભાગ મળવાથી સ્વેદ બને છે. ૩. એવી જ રીતે તેજતત્ત્વમાં મુખ્ય તેજનો ભાગ હોવાથી ક્ષુધા ઉપજે છે, વાયુના મિશ્રણથી તૃષા ઉપજે છે, પૃથ્વી તત્ત્વના મિશ્રણથી આળસ ઉપજે છે, આકાશતત્ત્વનું મિશ્રણ થવાથી નિદ્રા ઉપજે છે ને જળનું મિશ્રણ થવાથી કાંતિ ઉપજે છે. ૪. વાયુતત્ત્વમાં મુખ્ય વાયુનું પ્રમાણ વિશેષ હોવાથી, શ્વાસોચ્છ્વાસ તથા દોડવાની ક્રિયા બને છે, આકાશનો ભાગ મળવાથી શરીરનું પ્રસારણ થાય છે, પૃથ્વીતત્ત્વનો ભાગ મળવાથી આકુંચન એટલે સંકોચ થાય છે, તેજનો ભાગ મળવાથી વલન એટલે અંગોનું વળવું થાય છે અને જળનો ભાગ મળવાથી ચાલવાની ક્રિયા થાય છે. ૫. આકાશતત્ત્વમાં મુખ્ય આકાશતત્ત્વનું પ્રમાણ વિશેષ હોવાથી શોક થાય છે, તેજ મળવાથી ક્રોધ થાય છે, વાયુ મળવાથી કામ વ્યાપે છે, પૃથ્વી મળવાથી ભય વ્યાપે છે ને જળતત્ત્વ મળવાથી મોહ ઉત્પન્ન થયા કરે છે.

"એવી રીતે એ પાંચે તત્ત્વોના મિશ્રણથી પ્રથમ જન્મ, પછી અસ્તિત્વ, પછી વૃદ્ધિ, વિપરિણામ, પછી અપક્ષય ને અંતે વિનાશ, એમ છ વિકારવાળા આ પ્રત્યક્ષ દેખાતા સ્થૂલ દેહની વ્યવસ્થા છે.* એની માંહે રહેલો જે સૂક્ષ્મ દેહ, તે પણ એ જ તત્ત્વોના સૂક્ષ્મ અંશોથી બનેલો છે, અને એ સૂક્ષ્મ તત્ત્વોનું એક બીજા સાથે ઓછું વધતું મિશ્રણ થવાથી, દેહમાં અનેક પ્રકારની વસ્તુઓ ને ક્રિયાવિક્રિયાઓ થઇ જાય છે.

"૧. એ સૂક્ષ્મ તત્ત્વોમાં રહેલું તત્ત્વ આકાશ છે. તેનું મુખ્ય સ્વરૂપ પોલાણ અને તે શરીરના હૃદયસ્થાનમાં મુખ્યત્વે કરીને વ્યાપી રહ્યું છે–એમાં જ અંતઃકરણ છે. એમાં અનુક્રમે બીજાં સૂક્ષ્મતત્ત્વો મળવાથી

**મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર**

વિભાગો પડે છે ને જૂદી જૂદી ક્રિયાઓ ઉત્પન્ન થાય છે. ૧. આકાશરૂપ અંતઃકરણમાં પ્રથમ કોઈ પણ વાતનું સ્ફુરણ થાય છે અને તેમાં સૂક્ષ્મ વાયુતત્ત્વનું મિશ્રણ થવાથી મન ઉપન્યું છે, એ

* अस्ति, जायते, वर्धते, विपरिणमते, अपक्षीयते, विनश्यति ।

મન અંતઃકરણમાં સ્ફુરેલી વૃત્તિ સંબંધે સંકલ્પ વિકલ્પ કરે છે. संकल्पविकल्पात्मकं मनः । ૨. આકાશતત્ત્વમાં તેજનું સૂક્ષ્મતત્ત્વ મળતાં બુદ્ધિ બની છે. એ બુદ્ધિ મનના કરેલા સંકલ્પ વિકલ્પ સંબંધે નિશ્ચય કરે છે, ૩. આકાશરૂપ અંતઃકરણમાં અપનું સૂક્ષ્મ તત્ત્વ મળતાં ચિત્ત ઉપજેલું છે, જે બુદ્ધિએ નિશ્ચય કરેલા સંકલ્પ વિકલ્પ ઉપર ચિંતવન-સ્મરણ કરે છે. ૪. આકાશતત્ત્વરૂપ અંતઃકરણમાં પૃથ્વીનું સૂક્ષ્મ તત્ત્વ મળતાં અહંકાર ઉપન્યો છે. એ અહંકાર તે હુંપણું. એવડે જીવને હુંપણાંનું સ્ફુરણ–અભિમાન થાય છે."

**પાંચ પ્રકારના પ્રાણો**

૨. હવે બીજું સૂક્ષ્મ તત્ત્વ વાયુ છે. તેમાં બીજાં તત્ત્વોના ભળવાથી જૂદી જૂદી ક્રિયા કરનારા પંચપ્રાણો, જે શરીરના વહન કરનારા વાહન સરખા છે, તે ઉત્પન્ન થયા છે. ૧. સૂક્ષ્મ વાયુતત્ત્વમાં આકાશતત્ત્વ મળવાથી વ્યાન નામનો પ્રાણ ઉપજ્યો છે; જે શરીરના સર્વ અંગોમાં વ્યાપીને રહે છે ને તેઓની સંધિઓને વાળવાની ક્રિયા તેનાથી થાય છે;* ૨. વાયુમાં જ વાયુતત્ત્વનો ભાગ મળવાથી સમાન નામે પ્રાણ ઉપજ્યો છે; જે શરીરના નાભિસ્થાનમાં રહે છે, ને ત્યાંથી અન્નરસ સર્વ નાડીઓદ્વારા આખા શરીરમાં રોમ રોમપ્રત્યે પહોંચાડે છે; ૩. તેજતત્ત્વનો ભાગ મળવાથી ઉદાન નામનો પ્રાણ ઉપજ્યો છે, એ દેહમાં કંઠસ્થાન વિષે રહે છે, ને કંઠમાં થઇને ઉદરમાં એક સાથે ઉતરતાં અન્ન તથા જળને વિભાગ કરી જૂદાં પાડે છે, તથા વિકાર પામતાં સ્વપ્નાદિક દેખાડે છે; ૪. અપતત્ત્વનો ભાગ મળવાથી પ્રાણ નામે પ્રાણ ઉત્પન્ન થયેલો છે, જે હૃદયમાં† રહી શ્વાસોચ્છ્વાસ કરાવવાનું કાર્ય કરે છે. અને ૫. પૃથ્વીતત્ત્વનો ભાગ મળવાથી અપાન નામનો પ્રાણ ઉત્પન્ન થયો છે, જે ગુદાસ્થાનમાં રહે છે, અને મળનો ઉત્સર્ગ–ત્યાગ કરાવે છે."

૩. "ત્રીજું સૂક્ષ્મ તત્ત્વ તેજ. તેમાં બીજાં તત્ત્વોનું મિશ્રણ થવાથી પાંચ જ્ઞાનેંદ્રિયો ઉપની છે. એ જ્ઞાનેંદ્રિયો શરીરરૂપ નગરમાં દ્વાર સરખી છે. તેજમાં આકાશતત્ત્વ મળવાથી શ્રોત્ર એટલે કર્ણેન્દ્રિય ઉત્પન્ન થઇ છે–તે શબ્દનું શ્રવણ કરાવે છે; વાયુતત્ત્વ મળવાથી સ્પર્શેન્દ્રિય ઉપની છે–એ શરીરની ત્વચાને વિષે રહે છે, ને સ્પર્શ કરતાં શીત, ઉષ્ણ,

---

* यत् प्राणापानयोः संधिस्तत् व्यानः ।

† हृदि प्राणो गुदेऽपानः समानो नाभिमण्डले ।
उदानः कण्ठदेशे स्याद्व्यानः सर्वशरीरगः ॥

મૃદુ, કઠિન ઇત્યાદિ પ્રકારોને જણાવે છે; તેમાં તેજતત્ત્વ મુખ્યત્વે મળવાથી ચક્ષુ ઇંદ્રિય ઉત્પન્ન થયેલી છે–તે બંને નેત્રોમાં સમ ભાગે રહીને સ્વરૂપ ગ્રહણ કરવાનું એટલે જોવાનું કાર્ય કરાવે છે; અપતત્ત્વ મળવાથી રસના ઇંદ્રિય ઉત્પન્ન થઇ છે–તે જિહ્વાને વિષે રહીને મધુર, ક્ષાર, કટુ ઇત્યાદિ છ રસોને ઓળખાવે છે, ને પૃથ્વીતત્ત્વ મળવાથી ઘ્રાણેંદ્રિય ઉત્પન્ન થઇ છે–તે નાસિકાને વિષે રહીને ગંધને ગ્રહણ કરાવે છે–સુગંધ દુર્ગંધાદિકનું પરીક્ષણ કરાવે છે."

૪. "ચોથું તત્ત્વ અપ છે. તેમાં બીજાં તત્ત્વોનું મિશ્રણ થતાં પાંચ કર્મેન્દ્રિયો, કે જે સૂક્ષ્મ શરીરના સેવક સરખી છે, તે ઉત્પન્ન થઇને, સઘળી બહિઃક્રિયાઓ કરાવે છે. અપમાં આકાશતત્ત્વ મળવાથી વાક્ અથવા વાચા ઇંદ્રિય ઉત્પન્ન થઈ છે–તે મુખમાં રહીને વાણી–બોલવાનું કાર્ય કરાવે છે; અપમાં વાયુતત્ત્વ મળવાથી પાણિ અથવા હસ્તેંદ્રિય ઉપજી છે–તે બંને હાથોમાં રહીને લેવાનું, ઝાલવાનું, ફેંકવાનુ ઇત્યાદિ કાય કરાવે છે; તેજતત્ત્વ મળવાથી પાદેંદ્રિય ઉત્પન્ન થઇ છે–તે બન્ને પાદો એટલે પગોમાં રહીને જવા, આવવા, બેસવા, ઊઠવાની ક્રિયા કરાવે છે; અપતત્ત્વ મળવાથી શિશ્ન ઇંદ્રિય ઉત્પન્ન થઈ છે–તે મૂત્રદ્વારને વિષે રહીને મૂત્રોત્સર્ગ ને રતિભોગ કરાવે છે; તથા પૃથ્વીતત્ત્વ મળવાથી ગુદા ઇંદ્રિય ઉત્પન્ન થઇ છે–તે મળદ્વાર વિષે રહીને મળનો ત્યાગ કરવાનું કાર્ય બજાવે છે."

૫. "પૃથ્વીરૂપ સૂક્ષ્મ તત્ત્વમાં બીજાં તત્ત્વોનું ન્યૂનાધિક મિશ્રણ થવાથી ઇંદ્રિયોને ગ્રહણ કરવાના અર્થાત્–ભોગવવાના વિષયો ઉત્પન્ન થયેલા છે. આકાશતત્ત્વ મળવાથી શબ્દ નામનો વિષય ઉત્પન્ન થાય છે; વાયુતત્ત્વ મળવાથી સ્પર્શ નામનો વિષય ઉપજે છે; તેજતત્ત્વના મિશ્રણથી રૂપ, અપતત્ત્વના મિશ્રણથી રસ અને પૃથ્વીતત્ત્વના મિશ્રણથી ગંધ નામનો વિષય ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે સૂક્ષ્મ તત્ત્વોની વ્યવસ્થા છે ને તેનાવડે સૂક્ષ્મ દેહ ઉત્પન્ન થાય છે. આ સિવાય દેહમાં બીજી કેટલીક સૂક્ષ્મ ક્રિયાઓ નિરંતર થયા કરે છે, તે પણ તે તે તત્ત્વોના મિશ્રણથકી જ સમજવી. મેં ત્હને પૂર્વે જે જીવસેના કહી હતી, તે સઘળી આ જીવની સેનાને હવે તું સારી રીતે ઓળખી લે."

## તત્ત્વોના અધિષ્ઠાતા

ગુરુજીના મુખથી સ્થૂલદેહ તથા સૂક્ષ્મદેહ અને તેઓના વિભાગોરૂપે તેઓમાં વ્યાપેલાં સ્થૂલ સૂક્ષ્મ તત્ત્વોનું વિવેચન સાંભળી, જીવન

પાછો કર જોડીને બોલ્યો; "હે કૃપાનાથ ! આપે મને મારી ઓળખાણના સંબંધમાં પ્રથમ દેખાડી આપ્યું હતું કે, હસ્ત, પાદ, શિર, ઉદર આદિક અંગોવાળું મારું સ્થૂલ શરીર તે હું નથી. તે જ પ્રમાણે હવે મારા જાણવામાં આવ્યું કે, સ્થૂલ શરીરમાં રહેલો સૂક્ષ્મ દેહ પણ હું નથી; હું તો તે બંને શરીરોથી ન્યારો જ છું, પણ હે સ્વામિન્ ! સ્થૂલ સૂક્ષ્મ દેહોમાંની સઘળી ક્રિયાઓને એક બીજા સાથે મિશ્રિત થયેલાં એ તત્ત્વો જ સ્વતંત્રપણે કરાવ્યા કરે છે; અને એમ છતાં તેઓમાં કશો ગુંચવાડો થવા પામતો નહિ હોય શું ?"

ગુરુજી બોલ્યા, "વત્સ ! સઘળી ક્રિયાઓ એ તત્ત્વો કરે છે ખરાં, તથાપિ તે સ્વતંત્રપણે કરે છે એમ તો નહિ જ; કેમકે તે સઘળાં જડ છે-તેમનાથી સ્વતંત્રપણે તો કાંઇ પણ કાર્ય વ્યવસ્થાપૂર્વક થઇ શકે તેમ નથી. વિશેષતઃ તેઓનામાં અમુક અમુક પ્રકારના નિયત ગુણો અને બળ તો છે જ, તથાપિ તેઓના કોઈ પણ નિયંતા વિના તે વ્યવસ્થામાં રહી શકતાં કે નિયત કાર્ય કરી શકતાં નથી. ઉદાહરણ કે, જગતના વ્યવહારમાં વપરાતો અગ્નિ, એ તેજતત્ત્વનું સ્થૂલ સ્વરૂપ છે-તેનામાં દહન કરવાનો, પ્રકાશ કરવાનો ઉષ્ણતા આદિ ગુણો છે, તથાપિ તેને નિયમમાં લીધા વગર જોઇએ તેવું કાર્ય થઇ શકતું નથી.* ચૂલામાં અગ્નિને સળગાવી, તેપર અન્ન સીજવવાને મૂક્યું હોય, પણ જો તેની બરાબર વ્યવસ્થા સાથે કોઇ સંભાળ રાખનાર ન હોય, તો તે અગ્નિ તેને કાચું રાખે છે, વા બાળી મૂકે છે. એ જ પ્રમાણે બીજાં સઘળાં તત્ત્વોનું પણ સમજવું. એટલા જ માટે તેઓને નિયમમાં રાખવાને દેહ વિષેના તેઓના પ્રત્યેક સ્થાનપર તેના અધિષ્ઠાતા દેવતાઓને સ્થાપીને, સચરાચર સૃષ્ટિના પ્રભુએ-જગદીશ્વરે ઉત્તમોત્તમ વ્યવસ્થા કરેલી છે. દેહને તેથી જ દેવાયતન કહેવામાં આવે છે."

### ઇન્દ્રિયોના અધિષ્ઠિત દેવતાઓ

"હે વત્સ ! હવે આપણે સ્થૂલ શરીરનાં અંગોને જોઇએ. એ સ્થૂલ શરીરના આધારરૂપ જે કર્મેન્દ્રિયો છે, તેમાંની વાચા ઇંદ્રિયમાં બોલવાની જો કે શક્તિ છે, તથાપિ તેને નિયમમાં રાખનાર દેવતા અગ્નિ છે. તેની સત્તાવડે વાણી બોલવાનો વ્યવહાર વાગિન્દ્રિય કરી શકે છે.† બીજી કર્મેન્દ્રિય પાણિ એટલે હાથ છે, તેના દેવતા ઇંદ્ર છે. એની સત્તા-

* ઇન્દ્રિયો તો રહેવાનાં ખાલી સ્થાનો, ગોલકો છે.

† अग्निर्वाक् भूत्वा मुखं प्राविशत् ।

વડે હાથ, લેવા આપવાનું કર્મ કરી શકે છે. ત્રીજી કર્મેન્દ્રિય પાદ છે, ને તેના દેવતા ઉપેન્દ્ર છે. તેની સત્તાવડે જવા આવવારૂપ ક્રિયા પગથકી થઈ શકે છે. ચોથી કર્મેન્દ્રિય શિશ્ન છે. એના દેવતા પ્રજાપતિ છે. એની સત્તાવડે રતિ તથા મૂત્રોત્સર્ગાદિ ક્રિયા શિશ્નવડે થઇ શકે છે. પાંચમી કર્મેન્દ્રિય ગુદા છે. એના દેવતા નિર્ઋતિ–યમ છે. એની સત્તાવડે ગુદા મલોત્સર્ગ કરી શકે છે. એ જ પ્રમાણે પાંચ જ્ઞાનેન્દ્રિયોના પણ અધિષ્ઠાતા દેવો છે.',

"૧. શ્રોત્રરૂપ અથવા કર્ણરૂપ જ્ઞાનેન્દ્રિયના દેવતા દિશાઓ છે. તેઓની સત્તાવડે કર્ણોથી શબ્દ સાંભળી શકાય છે. ૨. બીજી જ્ઞાનેન્દ્રિય ત્વચા છે, એના દેવ વાયુ છે. સ્પર્શાદિ જાણવાની જે ક્રિયા છે તે વાયુદેવની સત્તાથી થાય છે. ૩. ત્રીજી જ્ઞાનેન્દ્રિય ચક્ષુ છે ને એના દેવ સૂર્ય ભગવાન* છે. તેની સત્તાવડે સ્વરૂપ ગ્રહણ કરવા–જોવાની ક્રિયા થાય છે. ૪. ચોથી રસનેંદ્રિય જીભ છે, એના દેવતા વરુણ છે. તેની સત્તાવડે તે સ્વાદ જાણી શકે છે. ૫. પાંચમી ઘ્રાણેંદ્રિય નાક છે, એના દેવ અશ્વિનીકુમારો છે. તેની સત્તાવડે એ ગંધ ગ્રહણ કરી શકે છે."

વળી ગુરુવર્ય બોલ્યા, "એ કર્મેન્દ્રિયાદિકનું પ્રેરક જે અંતઃકરણ છે, તેના પણ પ્રત્યેક વિભાગપર પૃથક્ પૃથક્ દેવતાનું અધિષ્ઠાન છે. આકાશના પોલાણરૂપ જે અંતઃકરણ, તેના દેવતા વિષ્ણુ છે–તેમની સત્તાથી તેમાં સ્ફુરણ થાય છે. તેમાંના ચાર વિભાગોમાં ૧. પ્રથમ મન છે. તેના દેવતા ચંદ્રમા છે. તેની સત્તાવડે મનમાં સંકલ્પ વિકલ્પ ઊઠે છે. ૨. બીજું બુદ્ધિ છે. તેના દેવતા બ્રહ્મા છે. તેની સત્તાવડે બુદ્ધિ નિશ્ચય કરી શકે છે. ૩. ત્રીજું ચિત્ત છે. તેના દેવતા નારાયણ છે ને તેની સત્તાથી ચિત્ત ચિંતન કરે છે. ૪. ચોથો વિભાગ અહંકાર છે. તેના દેવતા રુદ્ર છે. તેમની સત્તાથી હુંપણાનું અભિમાન થાય છે. આવી રીતે એ અધિષ્ઠાતા દેવો પોતપોતાની સત્તારૂપે શરીરના તે તે ઇંદ્રિયાદિક સ્થાનોમાં રહીને શરીરધારી અથવા શરીરના રાજા જીવની અસ્ખલિત સેવા બજાવે છે. એવી ઉત્તમોત્તમ વ્યવસ્થા સર્વનિયંતા જગદીશ્વરે કરેલી છે ને પોતાના અંશરૂપ એવા જીવ† ઉપર તે પરમ કૃપાળુ પરમેશ્વરની કેટલી બધી કૃપા ને કેટલી બધી પ્રીતિ છે તે જો. આટલું છતાં પણ જીવ, કે જે એ પરમેશ્વરથી વિખૂટો પડી ગયો છે, તે પોતાના મૂળ પુરુષને

* आदित्यः विश्वस्य चक्षुः ।

† ममैवांशो जीवलोके जीवभूतः (जीव इव) सनातनः ।

મળવાની ઇચ્છા ન કરે, વા તેના આધાર ઉપકારની ગણના ન કરે, તો તેના જેવો અપરાધી અને કૃતઘ્ન કોણ કહેવાય? તું તેવો કૃતઘ્ન* નહિ, પણ કૃતજ્ઞ† અને કૃતાત્મા છે, એથી હું પ્રસન્ન છું. પોતાના અંશી એવા પરમ પુરુષ પરમાત્માને મળવાની તારી ઉત્કટ ઇચ્છા છે, તે તો બહુ સ્તુતિપાત્ર છે; અને તે માટે તે પરમેશ્વરરૂપ તત્ત્વની પ્રાપ્તિને તું પાત્ર છે. તારું કલ્યાણ થાઓ. હે પુત્ર! આ જે મેં તને સ્થૂલ અને સૂક્ષ્મ દેહોનાં તત્ત્વોનું વર્ણન સંભળાવ્યું, તે ઉપરથી તારા સમજવામાં આવ્યું હશે કે એ બન્ને દેહો કરતાં તું ન્યારો જ છે."

જીવનસિંહ બોલ્યો; "હે કૃપાનાથ! હું આપની કૃપાથી સારી રીતે સમજ્યો કે, સ્થૂલ અને સૂક્ષ્મ દેહો તે હું નથી. પણ તેઓનું વર્ણન સાંભળતાં તો મોટું આશ્ચર્ય‡ થાય છે કે, અહો! ઉપરથી સાધારણ દેખાતો, અને સુંદર સ્વચ્છ એવો મનુષ્યદેહ, માંહેથી આવો વિચિત્ર અને એક નાના સરખા રાજ્યસ્થાન સરખો વિસ્તીર્ણ છે. પ્રભો! શું બધા મનુષ્યોના દેહો એ જ પ્રકારના હશે? અહોહો! સર્વ શક્તિમાન્ પ્રભુની કેવી અદ્ભુત કૃતિ છે!" એ સાંભળી ઋષિવર્ય-તેના ગુરુદેવ બોલ્યા; "પુત્ર! એમ જ છે. એ સર્વ શક્તિમાન્ સર્વેશ્વરની કૃતિ એવી જ અદ્ભુત છે! પણ તું કહે છે તેવો માત્ર એક રાજ્યસ્થાન કે દેશ જેવડો જ વિસ્તીર્ણ મનુષ્યદેહ નથી, પણ તે તો એક આખ બ્રહ્માંડ જેવો છે. सर्वं खल्विदं ब्रह्म। મેં જે તારી આગળ તેનું વર્ણન કર્યું, તે વિસ્તારપૂર્વક નહિ, પણ તારા બાળપણાના અનુભવથી સમજી શકાય એમ ટુંકામાં જ કરેલું છે, તથાપિ તેનો વિસ્તાર બહુ મોટો છે.

### પિંડ અને બ્રહ્માંડ

"જેવો વિસ્તાર આ સમગ્ર સૃષ્ટિના સ્થાનરૂપ બ્રહ્માંડનો છે, તેવો જ વિસ્તાર આ પિંડનો એટલે શરીરનો છે. તેટલા માટે પિંડને બ્રહ્માંડની ઉપમા આપવામાં આવે છે. બ્રહ્મરૂપ અંડ એટલે ઈંડું જેમ લંબગોળ આકૃતિમાં હોય છે, તેમ જ ગર્ભસ્થાનમાં પ્રાણીનો દેહ ઈંડાના આકારમાં હોય છે. તે ત્યાંથી બહાર નીકળીને છૂટો થયા પછી લાંબો

* કૃતઘ્ન-કરેલાનો નાશ કરનાર-કરેલા ઉપકારનો બદલો ન સમજનાર.

† કૃતજ્ઞ-કરેલા ઉપકારને જાણનાર.

‡ आश्चर्यवत्पश्यति कश्चिदेनं, आश्चर्यवद्वदति तथैव चान्यः।
आश्चर्यवच्चैनमन्यः शृणोति, श्रुत्वाप्येनं वेद न चैव कश्चित्॥

પહોળો થાય છે. તે જ પ્રમાણે બ્રહ્માંડનું વિરાટરૂપ ઉત્પન્ન થયેલું છે. બ્રહ્માંડમાં જેમ મધ્યમાં આકાશ અને નીચે ભૂમિથી માંડીને પાતાળ સુધીના સાત લોકો તથા ઉપર અંતરિક્ષથી માંડીને બ્રહ્મલોક સુધીના સાત લોકો છે, તેમ જ પિંડમાં પણ છે. પિંડમાં મધ્યે આકાશનો ભાગ' નાભિથી હૃદય સુધીનો અને નાભિથી નીચે ૧. પેડુ, ૨. ઉપસ્થ, ૩. ગુદા, ૪. ઉરુ, ૫. જંઘા, ૬. પાદ અને ૭. પાદતળ, એ સાત અંગો સાત પાતાળ સુધીના લોકો છે. નાભિની ઉપર ૧. હૃદય, ૨. કંઠ, ૩. મુખ, ૪. નાસિકા, ૫. નેત્ર, ૬. શ્રોત્ર ને ૭. શિર, એ સાત ઊર્ધ્વ લોકો છે. પૃથ્વીથી ઉપરના સ્વર્ગાદિક ઊર્ધ્વ લોકો જેમ ઉત્તરોત્તર એક બીજાથી અધિકાધિક તેજસ્વી અને પવિત્ર છે, તેમ શરીરનાં ઉત્તરોત્તર ઉપરનાં અંગો વધારે તેજસ્વી અને પવિત્ર છે. બ્રહ્માંડમાં જેમ નાની મોટી અસંખ્ય સરિતાઓ જળનું વહન કર્યા જ કરે છે, તેમ પિંડમાં શોણિતરૂપ જળનું વહન કરનારી અસંખ્ય નાની મોટી નાડીઓ છે. બ્રહ્માંડમાં જેમ ભૂમિપર મોટમોટા પર્વતો છે, તેમ પિંડમાં મોટમોટાં અસ્થિઓ છે. બ્રહ્માંડમાં જેમ વૃક્ષો, લતાઓ તથા અસંખ્ય વનસ્પતિઓ છે, તેમ પિંડમાં પણ અસંખ્ય કેશ અને રોમાવલિ છે. બ્રહ્માંડમાં જેમ સમુદ્રો અને જલાશયો છે, તેમ પિંડમાં પણ જળનાં સ્થાનરૂપ મધ્યમાં મહાસમુદ્ર છે. બ્રહ્માંડમાં જેમ નરક અને સ્વર્ગ છે, તેમ પિંડમાં મળમૂત્રાશયરૂપ નરક અને મસ્તકમાંનાં હૃદયાદિકથી ઉપરનાં અંગો એક એક કરતાં ચડિયાતાં સ્વર્ગ જેવાં છે. બ્રહ્માંડમાં જેમ પ્રચંડ વાયુ વાય છે, તેમ પિંડમાં નિરંતર શ્વાસોચ્છ્વાસરૂપ વાયુ વાયા કરે છે. બ્રહ્માંડમાં જેમ સૂર્ય ચંદ્ર પ્રકાશ કરે છે, તેમ પિંડમાં બે નેત્રો શરીરનો પ્રકાશ કરે છે. બ્રહ્માંડમાં જેમ ઇંદ્રાદિક લોકપાળોને-દિક્પાળોને, તે તે લોકોનું તથા દિશાઓનું પાલન કરવાને અધિકાર સોંપાયલા છે અને તેઓ નિયમ પ્રમાણે પોતપોતાનું કર્તવ્ય કર્યા કરે છે, તે જ રીતે પિંડમાં પણ ઇંદ્રિયો તથા અંગોરૂપ દિશાઓ અને લોકોનું પરિપાલન તેના તેના અધિષ્ઠાતા ઇંદ્રાદિક દેવો કર્યા જાય છે. બ્રહ્માંડમાં જેમ આ સઘળાં અસંખ્ય પ્રાણીઓ છે-તેઓની ઉત્પત્તિ, સ્થિતિ અને લય તથા નિર્વાહ તેમાં જ થાય છે, તે પ્રમાણે પિંડમાં પણ કૃમિ, કીટ આદિક જંતુઓ ઉપજે છે, સ્થિતિ ભોગવે છે ને મરે છે. આવી રીતે આખા બ્રહ્માંડની સાથે પ્રાણીના પિંડની સરખામણી કરી શકાય છે.''

## અનંત સૃષ્ટિ–જગદુદુંબર

એટલું કહીને વળી તે ઋષિવરે જીવનસિંહને કહ્યું;–"હે વત્સ જીવન! તું પૂછે છે કે, શું સઘળાં મનુષ્યોનાં શરીરો એવાં જ હશે? સાંભળ; જે રચના બહારથી અને માંહેથી તારા શરીરની આપણે પૂર્વે વર્ણવી, તેવી જ રચના જગતમાંનાં પ્રત્યેક મનુષ્યની છે અને મનુષ્ય વિના બીજાં પણ સઘળાં પ્રાણીઓનાં શરીરોની રચના પણ તેવા જ અનુક્રમથી રચાયલી છે. તથાપિ તેમનાં અંગો ઓછાં વધતાં હોવાથી તેઓમાં તેટલો–ઓછો વધતો ફેરફાર છે. વિચાર કર કે આ બ્રહ્માંડ-સૃષ્ટિમાંનાં ભૂચર મનુષ્ય પ્રાણીઓ તથા બીજાં સર્વ સિંહવ્યાઘ્રાદિ ચોપગા પશુ પ્રાણીઓ, ખેચર પક્ષ્યાદિક પ્રાણીઓ અને જળચર પ્રાણીઓ કેટલાં બધાં અસંખ્ય–અગણિત છે? એ પ્રત્યેક પ્રાણીના પિંડની રચના બ્રહ્માંડની રચનાને અનુસારે થયેલી છે. જાણ કે, એ નાના મોટા અસંખ્ય પિંડો, તે અસંખ્ય બ્રહ્માંડો છે; કેમકે, તેઓની અંદર રહેલા કૃમિ કીટાદિક પ્રાણીઓને તો તે પોતાના આશ્રયસ્થાનરૂપમાંથી પડતાં જ, એક બ્રહ્માંડ સરખા ભાસે છે. એમનું બ્રહ્માંડ તે એ જ. તેં આપણા રાજબાગમાં પેલું ઉદુંબર* વૃક્ષ જોયું છે? ચાલ, આપણે તે જોવાને જઇએ. એને જોતાં જ તારા લક્ષમાં આવશે કે, પ્રત્યેક પ્રાણીનો પિંડ તે તેના પ્રમાણમાં એક બ્રહ્માંડરૂપ જ છે." એમ કહી, તે મહાત્મા ઋષિ તત્કાળ પોતાના આસન ઉપરથી ઊભા થયા.

પછી પરમ અધિકારી તથા અતિપ્રિય એવા શિષ્ય જીવનસિંહને સાથે લઇ, રથમાં બેસીને ગુરુજી રાજવાટિકામાં ગયા. એ સુંદર વાટિકાના મધ્ય ભાગમાં એક મોટું વિશાળ, ઊંચું અને ચોમેર શાખા પ્રશાખા-ઓથી બહુ મોટી ઘટામાં વિસ્તાર પામેલું ઉદુંબર વૃક્ષ ઊભેલું હતું. એને જોતાં જ જીવનસિંહ બોલ્યો;–"પ્રભો! જુઓ, આ ઉદુંબર! અહો! એ કેટલું મોટું–વિશાળ ને ગંભીર છે? હે ગુરુજી! બીજાં વૃક્ષો કરતાં આમાં એક મોટું આશ્ચર્ય દેખાય છે, કે બીજાં વૃક્ષોને જ્યારે છેલ્લી ડાળીઓની ટોચે ફૂલો ફળો આવે છે, ત્યારે આને તો છેક થડથી માંડીને ટોચ સુધી ઉપરા ઉપરી અસંખ્ય ફળો વળગેલાં છે."

ગુરુજી બોલ્યા;–"એ દ્વારા જ મારે તને ઉપદેશ આપવો છે. એમાં અદ્ભુત ચમત્કાર છે તે તું જો. જા, એના થડમાં વળગેલું પેલું મોટું અને પાકું ફળ તોડી લાવ."

*ઉદુંબર એટલે ઉંબરો. ઉદુંબર શબ્દનો અપભ્રંશ થઇને ઉંબરો નામ થયું છે. એના ફળોને ઉંબરા અથવા ગુલર કહે છે. આ વૃક્ષપર ફૂલો વિના જ ફળો બાઝે છે.

જીવને ફળ લાવીને ગુરુના હાથમાં મૂક્યું કે, ગુરુ બોલ્યા;–"જો આપણી દૃષ્ટિએ અત્યારે તો આ એક નાનું ફળ જણાય છે, પણ નાત તેવું નથી. વિચારપૂર્વક જોતાં એ એક મોટું બ્રહ્માંડ છે. બ્રહ્માંડમાં આપણે વર્ણવી ગયા કે, અસંખ્ય જીવોનો સમૂહ હોય છે, તેમ આમાં પણ અસંખ્ય જીવો છે."* એમ કહેતાં કહેતાં ગુરુએ જેવું એ ફળને ધીમે રહીને ફોડ્યું, તેવાં જ તેમાંથી અસંખ્ય પ્રાણીઓ ગણગણાટ કરતા ઊડવા લાગ્યાં અને પુનઃ માંહે પેસવા લાગ્યાં.

"અહો ! આ શું ?" જીવન બોલ્યો; "કૃપાનાથ ! એક નાના સરખાં ફળમાં કેટલા બધા જીવો ? શું આ બધા ફળોમાં એવા જીવો હશે ?"

ગુરુજી બોલ્યા; "હા. જેમ ફળ મોટું ને પાકું તેમ જીવો વધારે. ઇચ્છા હોય તો તપાસી જો."

જીવને જૂદી જૂદી ડાળીઓથી કેટલાંક ફળો ઉતારીને તપાસી જોતાં, તેમાંના અસંખ્ય જીવોને જોઇને તે બહુ જ આશ્ચર્ય પામ્યો.

પછી ગુરુજી બોલ્યા; "પુત્ર ! જોયું ? એ અકેક ફળમાં કેટલા બધા જીવો છે ?"

જીવન બોલ્યો; "પ્રભો ! અસંખ્ય !"

ગુરુજીએ કહ્યું; "વારુ ત્યારે તેવાં ફળો આ વૃક્ષને કેટલાં વળગેલાં હશે ?"

જીવને કહ્યું; "પિતાજી ! અસંખ્ય ! એની ગણના કેમ થઇ શકે ?

ગુરુજી બોલ્યા; "જ્યાંસુધી એ પ્રત્યેક ફળમાંનો પ્રાણી તે ફળમાં જ હોય છે, જ્યાંસુધી તે જાણતો પણ નહિ હશે, કે હું જેમ મારા જેવા ઘણાક જીવોની સાથે અહીં આ ફળમાં છું, તેમ આવાં બીજાં ફળોમાં બીજા જીવો હશે. ના; તે તો આખું જગત્ તેટલામાં જ માની બેઠેલો હોય છે. તે જ પ્રમાણે આ જગદ્રૂપ મોટા બ્રહ્માંડમાં રહેલો મનુષ્ય પ્રાણી પણ અજ્ઞાનવશાત્ જ્યાં રહે છે, તેટલાને જ આખું વિશ્વ માને છે, પણ તેમ નથી. જેમ આ એક ઉદુંબર વૃક્ષ છે તેવું જ પરમાત્માનું વિશ્વવ્યાપી વિરાટ્રૂપ પણ છે. અસંખ્ય જીવોથી ભરેલાં અસંખ્ય ફળો જેમ આ વૃક્ષને થડથી તે ટોચ સુધી વળગેલાં છે, તેમ આવાં અસંખ્ય બ્રહ્માંડો પણ પરમ પુરુષ પરમાત્માના વિરાટ્રૂપ શરીરમાં વસે છે.† આ ઉદુંબર ઓણ એકવાર ફળ્યો છે. તેનાં સઘળાં

* આનાથી સહેજ ભિન્ન રીતે છાંદોગ્ય ઉપનિષદમાં શ્વેતકેતુના પિતા ઉદ્દાલક શ્વેતકેતુને ન્યગ્રોધ (વડવૃક્ષ) ફળના દૃષ્ટાંતથી 'તત્ ત્વમ્ असि'નો ઉપદેશ કરે છે.

† इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।

ફળો પાકીને ઉતરી ગયા પછી તે પાછો કેવળ નિષ્કિંચન જેવો અર્થાત્ ફળ, ફૂલ ને પાંદડાં વિનાનો થઇ જશે; પણ તેની ઋતુ આવતાં જેવો તે આજે જણાય છે, તેવો ને તેવો જ પાછો ફાલી ફૂલીને નવપલ્લવ થશે. બ્રહ્માંડની રચના પણ તેવી જ છે. જે જગતને તું આજે જુવે છે, તે જગત્ જ નહિ, પણ કલ્પાંતે આખું વિશ્વમંડળ–બ્રહ્માંડમાં ભરેલા અનેક જીવો સહિત, જીવો વગરનું થઈ જશે–માત્ર એક નિરંજન નિરાકાર શેષશાયી ભગવાન્ નારાયણ બાલમુકુંદ સ્વરૂપે પોતાના કરારવિંદથી પાદારવિંદને મુખારવિંદમાં મૂકીને, જેનું ગુણગાન મહાત્મા પુરુષો કરી રહ્યા છે એવા પવિત્ર અને અમૃતથી પણ અધિક સ્વાદવાળા રસનું પાન કરતા અક્ષયવટપત્ર ઉપર વિરાજમાન રહેશે.* જેમ ઉદુંબરનાં ફળો અને જૂદાં જૂદાં ફળોમાં રહેલા જીવોનું જૂદું જૂદું બ્રહ્માંડ છે, પરંતુ તે સર્વનું મૂળસ્થાન જેમ એક ઉદુંબર વૃક્ષ જ છે. તેમ અનેક બ્રહ્માંડોનું મૂળસ્થાન એક પરમાત્મા જ છે. વળી જેમ ઉદુંબર વૃક્ષમાંથી જૂદે જૂદે કાળે નવાં નવાં ફળો ને જીવો ઉત્પન્ન થાય છે, તેમ પરમાત્મારૂપી ઉદુંબરમાંથી પણ અનેક બ્રહ્માંડો પુનઃ પુનઃ કલ્પના પ્રારંભે ઉત્પન્ન થાય છે. જેમ ઉદુંબરવૃક્ષના ફળોમાં અનેક જીવો રચાય–સમાય છે, તેમ પરમાત્માના અનેક બ્રહ્માંડોમાં અનેક પ્રકારના જીવો રચાય–સમાય છે. આ જગત્ પણ તેમાંનું જ એક બ્રહ્માંડ છે. એ બ્રહ્માંડમાં મારા અને તારા જેવા અનેક જીવો છે. તેઓ સ્થૂલ દેહથી કરેલાં કર્મના બંધનના પાશમાં જકડાયલા છે, તેથી જ તેઓ મૂળ સ્થાનને ભૂલી ગયા છે, પણ તેઓનું નિત્યનું આશ્રયસ્થાન તો એક નિરાકાર, નિરંજન ને સર્વવ્યાપક એવા પરમાત્મા જ છે.

તું પૂછશે કે આ સર્વ પ્રાણી માત્ર તેને કેમ જાણી શકતા નથી ? તેનું ઉત્તર એટલું જ છે કે, આ લોકના જીવને કર્મ જ અજ્ઞાનનું કારણ થઇ પડે છે. કર્મથી દેહની પ્રાપ્તિ, દેહપ્રાપ્તિથી પ્રિયાપ્રિય, તેથી રાગદ્વેષ અને પુનઃ કર્મબંધન થાય છે. लोकोऽयं कर्मबंधनः । એ કર્મ ભોગવવાને પુનઃ પુનઃ જન્મ ધારણ કરવો પડે છે.† આમ જ આખા જગતનું ચક્ર ચાલ્યા કરે છે; અને તે સર્વનું કારણ અજ્ઞાન–માયા છે. એ માયાના પાશમાં બંધાયલો જીવ સતને (પરમાત્માને) ન જાણવાથી અહંકારમાં

* करारविंदेन पदारविन्दं मुखारविंदे विनिवेशयन्तम् ।
वटस्य पत्रस्य पुटे शयानं बालं मुकुन्दं मनसा स्मरामि ॥

† प्राणिभिः पृथिवी सृष्टा स्वकर्मफलभुक्तये ।

અટવાયા કરે છે ને આવર્જન વિસર્જનનો ભાગી બને છે.* આ માયાથી મોહિત જીવ, હું ને મારું, એવી અસત્ બુદ્ધિમાં ઘેરાઈ કર્મમાર્ગોમાં ભમે છે અને સ્વપ્નની પેઠે અહંતા મમતામાં જકડાઈ પુત્ર, સ્ત્રી, ધન, કુટુંબમાં સત્ય બુદ્ધિ રાખી ભમે છે; અને તમોગુણથી ભરમાઈ-ભચડાઈ-કચડાઈ, અનિત્ય ને અનાત્મ દુઃખોમાં વિપરીત નિત્ય ને આત્મબુદ્ધિવાળો બની, દ્વૈતમાં આનંદ માની આત્મા પરમાત્માને ઓળખવાથી દૂરનો દૂર રહે છે. એમાંથી મુક્ત થવા માટે, જીવે માયાપતિની નિર્મેલી માયાનો નાશ આગ્રહથી–પરમ પુરુષાર્થથી કરવો જોઈએ.† એ માયાનો નાશ ભગવદ્ 'જ્ઞાન' પ્રાપ્તિથી થાય છે. અજ્ઞાનના નાશ વિના રાગદ્વેષ મટતા નથી, રાગદ્વેષના નાશ વિના કર્મો મટતાં નથી, કર્મોના ત્યાગ વગર જ્ઞાનપ્રાપ્તિ થતી નથી ને જ્ઞાનપ્રાપ્તિ વગર સંસારની નિવૃત્તિ થતી નથી ને પરમ પદાર્થનું દર્શન થતું નથી. જીવને પરમાત્માનું જ્ઞાન ન થવાથી જ, અનેક પ્રકારની ઘટમાળમાં પડીને ઉપર અને નીચે ચક્રાવો લેવો પડે છે. પરંતુ જ્યારે તેને સત્ય પદાર્થની પ્રાપ્તિ થાય છે–તે આત્મસ્વરૂપને સમજે છે, ત્યારે તેના બાહ્ય અર્ચન, પૂજન તથા પૂજ્ય પૂજક દ્વૈત ભાવો નાશ પામે છે ને અંતરંગમાં એકાકાર વૃત્તિને પ્રાપ્ત થાય છે."

આ પ્રમાણે અનેક રીતે, રાજપુત્ર જીવનસિંહને, જીવ તથા બ્રહ્માંડની એકતાનું સ્વરૂપ, મહાત્મા ગુરુદેવે બહુ દિવસો સુધી સમજાવ્યું; તેપરથી, જીવનસિંહની વૃત્તિ ધીમે ધીમે પરમાત્માના સ્વરૂપની સાથે એકતાર થવા લાગી.

### કરોળિયાનું જાળું–નૂતન બ્રહ્માંડ

એક દિવસે ગુરુદેવ, શિષ્ય જીવનસિંહના મહેલમાં બેઠા હતા. ગુરુદેવે જીવનસિંહને ઉદ્દેશીને કહ્યું; "હે વત્સ જીવન! પરમાત્માની માયા એટલી તો અદ્ભુત ને વિશાળ છે કે, તે સામાન્ય મનુષ્યના લક્ષમાં આવી શકે તેવી નથી. પરમાત્માથી જ આ સર્વ જગત્ વીંટાયલું છે અને જે કંઇ ભાસે છે, તે તેની માયાનો જ પ્રકાશ છે.‡ એ માયાને લીધે અનેક જીવો, અનેક બ્રહ્માંડો ને અનેક પ્રકારનું વૈચિત્ર્ય જોવામાં આવે છે. એ માત્ર દૃષ્ટિથી જ જોવાય છે–પરન્તુ ખરી રીતે પરમાત્માથી કંઇ પણ ભિન્ન નથી. હે શિષ્ય જીવનસિંહ! આ સામી ભીંતપર દેખાતા કરોળિયાના જાળાપર તું દૃષ્ટિ કર! એ જાળાના મધ્યમાં તને શું દેખાય છે?"

* अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ।

† मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते । ‡ तस्य भासा सर्वमिदं विभाति ।

જીવનસિંહે કહ્યું; "ગુરુદેવ ! એ તો એક જીવડો છે."

ગુરુદેવે પુનઃ પૂછયું; "એના બીજા ભાગોપર દૃષ્ટિ કર. ત્યાં શું જોવામાં આવે છે તે જો અને તેનું લક્ષપૂર્વક અવલોકન કર !"

જીવનસિંહે સંપૂર્ણ લક્ષ દઇને કરોળિયાના જાળાનું અવલોકન કર્યું અને પછી તે બોલ્યો;–"હે મહારાજ ! મધ્યમાં રહેલા કરોળિયાના મુખમાંથી નીકળેલા અનેક તંતુઓ તેની આસપાસ ફેલાઈ ગયા છે; એ તંતુઓમાંથી પણ બીજા અનેક તંતુઓને નીકળેલા હું જોઉં છું; સર્વ તંતુઓના પણ અનેક વિભાગો થઈ ગયા છે. બારીક દૃષ્ટિ કરતાં તો તંતુઓમાં નરી આંખે દેખાય નહિ એવા જંતુઓ રમી રહ્યા છે. એમાંના કોઈ કોઈ જંતુઓ મૂળસ્થાન પ્રતિ જવાનો પ્રયત્ન કરી રહ્યા છે. કેટલાએક સંભાળપૂર્વક જનારાં જંતુઓ, મૂળસ્થાનની બહુ જ સમીપ જઈ ચડ્યા છે; કેટલાએક જંતુઓ ચડે છે અને પાછા પડે છે; કેટલાએક જંતુઓનું આશ્રયસ્થાન તૂટી જાય છે, તેથી તેઓ નીચે પડે છે. રે ! આ સીમાપરના જંતુઓ તો જરાએ ઊંચે ચડવાનો પ્રયત્ન જ કરતા નથી. તેઓ તો બીજા જંતુઓની સાથે જાળામાં એવા તો સજ્જડ બંધાઇ ગયા છે કે, તેમનાથી તે કષ્ટે પણ છૂટી શકાય તેમ નથી; ત્યારે તેઓ ઊંચે તો કેમ જ ચડી શકે ? હે ગુરુદેવ ! જુવો, જુવો ! આ એક જંતુ, મૂળ જંતુની પાસે પહોંચી ગયું ! અહોહો ! એ તેમાં મળી ગયું–ભળી ગયું–વિલીન થઇ ગયું ! હવે તે બીલકુલ દૃષ્ટિએ પણ પડતું નથી. તે ક્યાં ગયું ? વળી જુઓ ! મૂળ જંતુ કરોળિયો પોતાની એક પાસની જાળને સંકુચિત કરીને બીજી પાસની જાળને વધારે છે; ત્યાં નવા જન્તુઓ દૃષ્ટિએ પડે છે. એ કરોળિયાની આસપાસના પ્રદેશનું સ્થાન બહુ દૃઢ હોવા છતાં, ત્યાં તો કોઇ જંતુઓ જોવામાં આવતાં જ નથી. સર્વે જંતુઓ, જે મોટાં મોટાં કાણાં છે તેમાં દેખાય છે અને ત્યાં ને ત્યાં જ ભટકયા કરે છે."

ક્ષણ વાર પછી આશ્ચર્યચકિત થતો જીવનસિંહ બોલ્યો;–"અરે ! આ શું ? આ જાળું તો નાનું નાનું થવા માંડ્યું. કરોળિયો પોતાને વિષે સર્વ જાળાને સમેટી લે છે ! અહો હો ! જંતુઓ પણ ઓછાં થઇ ગયાં. રે ! હવે જાળું બીલકુલ દેખાતું નથી–કેવળ આ એક કરોળિયો જ છે, તેની સમીપ હવે જંતુએ નથી ને જાળુંએ નથી."

જીવનસિંહ, કરોળિયાની આ અદ્ભુત લીલા જોઈ, ગુરુની સમીપ બેસી, પ્રણામ કરીને બોલ્યો; "હે ગુરુદેવ ! આ કરોળિયાની લીલા તો અદ્ભુત જણાય છે."

ગુરુદેવ બોલ્યા; "હે પરમ ભાગ્યશાળી શિષ્ય! આ કરોળિયો અવ્યાકૃત છે, પણ તે વ્યાકૃત થતાં, આ નામે તથા આ રૂપે જણાયો. વ્યાકૃતમાંથી અવ્યાકૃત થયે સતે, અદ્યાપિ નામ રૂપથી તે વ્યાકૃત જ છે. તેમ જ પરમાત્મા અવ્યાકૃત-વ્યાકૃત છે. ચિત્ત જેમ પોતાના સ્વરૂપને જાણતું નથી, ભેદ જેમ ભેદનો નિર્વાહ કરી શકતું નથી, તેમ જ પોતાને અને પરને ભૂલાવો ખવાડવામાં, સંભાવનાથી પણ પરની ઘટના-નૂતન નૂતન લીલા ઉપજાવવામાં કુશળ પરમાત્માની માયા, વિભ્રમથી મોહ ઉપજાવી જે સત્ નથી તેને સત્ મનાવે છે અને તેથી આ જીવે જગત્-સંસારને સત્ માન્યો છે. પણ એ સત્ નથી એ આ કરોળિયાની અવ્યાકૃત વ્યાકૃત લીલાથી બરાબર તને સમજાયું હશે. આ કરોળિયો તથા તેના જાળા જેવી જ આ બ્રહ્માંડની લીલા-રચના છે. જેમ કરોળિયો મૂળ છે અને તેની લાળમાંથી આખું જાળું બંધાય છે, તેમ જ પરમાત્મા એક જ ને સનાતન છે અને આ સર્વ જગત્ જોવામાં આવે છે તે તેની માયાનું જાળું છે. કરોળિયાને જ્યારે જ્યારે ઇચ્છા થાય છે, ત્યારે ત્યારે તે જાળું બાંધે છે, તેમ પરમાત્માને પણ જ્યારે જ્યારે ઇચ્છા થાય છે, ત્યારે ત્યારે તે જગતને રચે છે.* તેને કામના થઇ, કે હું બહુ થાઉં-જન્મું-ઉપનું. તપ તપ્યું; તપ તપીને આ જગત્ સર્જ્યું; સર્જીને આ કરોળિયાની લીલાપેરે, સર્વમાં અનુ-પ્રવેશ કીધો;† અને તે સત્ તથા અસત્ બન્ને રૂપે રહ્યો, પણ અસત્ તે નાશવંત રહ્યું ને સત્ તે સત્ જ! અવિનાશી રહ્યું.

"જેમ આ કરોળિયાના જાળામાં નાના, મોટા, જાડા પાતળા ખંડો જોવામાં આવે છે, તેમ પરમાત્માની સૃષ્ટિમાં નાનાં મોટાં અનેક બ્રહ્માંડો છે; કરોળિયાના જાળાના ખંડોમાં પણ જેમ ઝીણા ઝીણા ખંડો છે અને તેમાં અનેક જંતુઓ વસે છે, તેમ આ

---

* यथोर्णनाभिः सृजते गृह्णते च यथा पृथिव्यामोषधयः सम्भवन्ति ।
यथा सतः पुरुषात्केशलोमानि तथाक्षरात्सम्भवतीह विश्वम् ॥ मुंड. १।१।७

स यथोर्णनाभिस्तन्तुनोच्चरेद्यथाग्नेः क्षुद्रा विस्फुलिङ्गा व्युच्चरन्त्येवमेवास्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे देवाः सर्वाणि भूतानि व्युच्चरन्ति तस्योपनिषत्सत्यस्य सत्यमिति प्राणा वै सत्यं तेषामेव सत्यम् । बृह. २।१।२०

† सोऽकामयत. 'बहु स्यां प्रजायेय' स तपोऽतप्यत. स तपस्तप्त्वा इदं सर्वं असृजत, यदिदं किंच. तत्सृष्ट्वा, तदेवानुप्राविशत्. વગેરે તૈત્તિરીય ઉપ. બ્રહ્માનંદ વલ્લી, ષષ્ઠ અનુવાક.

બ્રહ્માંડમાં અનેક ખંડો અને પ્રતિખંડો છે, જેમાં અનેક જંતુઓ વસે છે; જેમ કરોળિયામાંથી આ જંતુઓ ઉત્પન્ન થયેલા છે, તેમ બ્રહ્માંડના જીવો પણ પરમાત્મામાંથી જ ઉત્પન્ન થયેલા છે.* જેમ કરોળિયાના જાળામાં જોવાયલા કોઈ કોઇ જીવો ઊંચે ચડવાનો પ્રયત્ન કરે છે, તેમ બ્રહ્માંડના જીવો પણ પોતાના સત્કર્મના યોગે–આત્મજ્ઞાન સંપાદન કરીને ઊંચે ઊંચે ચડે છે. જાળામાંનાં કેટલાંએક જંતુઓને તેં પાછા પડતા જોયા છે, કારણ કે તેઓનું આશ્રયસ્થાન દૃઢ ન હતું; તેમ જે જીવોના કર્મ–વાસનાના બંધો તૂટ્યા નથી, ભાવના ઉત્તમ ને દૃઢ થઇ નથી, સદ્ગુરુનો સમાગમ થયો નથી, સત્સંગનો રંગ પાકો ચડ્યો નથી, હરિરસમાં લક્ષબદ્ધ નથી, તે જીવો ઊંચે ચડ્યા, છતાં પણ પાછા એમના એમ જ નીચે ઢળી પડે છે, જાળાના સીમાડાપર બંધાઇ ગયેલા જીવો, માયામાં રચ્યા પચ્યા રહેનારા જગન્નગરના જીવો છે. કરોળિયાની સમીપનો પ્રદેશ બહુ જ સુદૃઢ છે. એ સ્થાનમાં રહેનારા જીવો જેમ ધીમે ધીમે આગળ વધીને, થોડા સમયમાં લીન થઇ જાય છે, તેમ સંસારી જીવો, કર્મ કરતાં કરતાં, ભક્તિનું પોષણ કરી, ધીમે ધીમે સ્વસ્વરૂપની દૃઢ ભૂમિમાં પહોંચી, જ્ઞાની બની સર્વ માયાનો ત્યાગ કરી, નિરંજન થઇને, પરમાત્મામાં વિલીન થઇ જાય છે. પરમાત્મામાં એકતાર થયેલા જીવોને પડવાનો ભય બહુ જ થોડો છે–જરાએ નથી; અને જેઓ પડે છે તેઓ તો પરમાત્મપદને સત્વર પ્રાપ્ત થાય છે. એ જ મુક્ત ! મુક્તિ ! છૂટકો ! સાયુજ્યતા ! કૈવલ્ય ! નિર્વાણ !

"જેમ કરોળિયામાં વિલીન થયેલો જીવ તારા બારીક અવલોકનમાં, પાછો નીકળતો દેખાયો નથી, તેમ જ પરમાત્મામાં વિલીન થયેલા જીવને પાછું જન્મમરણ છે જ નહિ. એ જાળામાં કેટલાક જંતુઓને તેં ઊંચી ભૂમિકામાં પણ જોયા છે–તે અધિકારી છે, પરંતુ અનન્યત પ્રાપ્ત કરવાની તેઓની શક્તિમાં કાચપ હોવાથી–વાસનાથી મુક્ત ન થવાથી, સપ્તમી ભૂમિકામાં પહોંચવાને શક્તિમાન્ થયા નથી, તેથી તેઓ નીચેની ભૂમિકામાં જ અટવાયા કરે છે. જ્યાંસુધી જીવ, નિર્વાસન, નિષ્કામ, નિર્લેપ, અસંગ, ક્રિયારહિત, અહંતા મમતાથી રહિત બની અચ્યુત સ્થાનનો પ્રવાસી થતો નથી, ત્યાંસુધી તે દાન, તપ, પુણ્ય, પરમાર્થ, યજન, યાજન, સેવન, પૂજન, અર્ચન કરનાર રહે છે ને તે પાંચમી છઠ્ઠી ભૂમિકા સુધી જ પહોંચવાની ગતિ ધરાવે છે ! જેમ

* मम योनिर्महद्ब्रह्म । गी. १४।३ तासां ब्रह्म महद्योनिः । गी. १४।४

કરોળિયાએ છેવટે પોતાની આખી જાળને પોતાને વિષે સમાવી દીધી છે, તેમ જ પોતાનામાંથી ઉત્પન્ન થયેલા આ જગતને, પોતાને વિષે પરમાત્મા સમાવી દે છે-ઇચ્છા થાય છે ત્યારે પોતાની માયાને પોતામાં સમેટી લે છે. આ માયાને ભેદીને, એ જ કલ્પમાં જે જીવ પરમપદને પ્રાપ્ત કરે છે, તેનો જીવનમરણનો ફેરો ટળી જાય છે.* પુનઃ પરમાત્માની જ્યારે ઇચ્છા થાય છે, ત્યારે પરમાત્મા પોતાની માયાજાળને વિસ્તારી દે છે. મુક્ત જીવ વિના અન્ય સર્વેને એ માયાના જાળામાં લપટાવાનું-રમણ ભ્રમણ કરવાનું-કલેશ ભોગવવાનું સર્જિત હોય છે.

"હે જીવનસિંહ ! આ લોકના જીવે પરમાત્માથી ઉત્પન્ન થઇને પરમાત્મામાં જ સમાવાનું છે. તેજ મનુષ્યદેહનું સફલ કર્તવ્ય છે. પણ એ કંઈ સહેલું કે સટ નથી. જગતનો જીવડો વાસનાનો-મોહનો-અહંતા મમતાનો કીડો જ બની રહે છે; તેથી જે ચાર ખાણો પરમાત્માએ ઉત્પન્ન કરી છે, તેમાં જ પોતપોતાના કર્માનુસાર તેનું રમણ ભ્રમણ થયા કરે છે. એમાં મનુષ્યદેહ મળવો, એ અતિ દુર્લભ છે.† અને તેમાં પણ જ્ઞાનની પ્રાપ્તિ થવી, એ અતિ કઠિન છે. પરમાત્માના માયિક જાળાની લીલા જ એવી અલૌકિક છે કે, જ્યાંસુધી જીવ શુદ્ધ સાત્વિક વૃત્તિને પ્રાપ્ત થતો નથી, ત્યાંસુધી તે જીવના સર્વે પ્રયત્નો માયામાં વધારે ને વધારે લપટાતા રહે છે.

## મનુષ્યદેહની સાર્થકતા

પ્રિય વત્સ ! જેમ કોઇ જન્માંધને નિર્મળ જ્ઞાનનેત્ર પ્રાપ્ત થાય કિંવા જન્મરોગીને સુખદાયી અમૃત પ્રાપ્ત થાય, નિર્ધનને ધનનો ભંડાર પ્રાપ્ત થાય, કે તે મોટા વૈભવ સુખાસન ઉપર બિરાજે ને તેથી તેને જે આનંદ પ્રાપ્ત થાય, તેવો આનંદ, પૂર્વ જન્મના સંસ્કારી જીવને મનુષ્યદેહ પ્રાપ્ત થતાં થાય છે. પણ આ મનુષ્યદેહ પ્રાપ્ત થતાં કેટલાએકને હર્ષવાયુ થાય છે અને તેમાં ને તેમાં જ તે જીવ કંઈ પણ સત્કર્મ કર્યા વગર કે નવું સંપાદન કર્યા વગર પ્રાણમુક્ત થાય છે, અને પાછો ચોરાશીની રેંટમાળમાં પડે છે. જગતની માયા નીરખી, તેમાં જ મોહાંધ બની, કેટલાએક જીવો તો વિક્ષિપ્ત મનના બની જાય છે-તેઓ લાડી, વાડી ને ગાડી-કનક, કાંતા અને કીર્તિ-ધંધો, રોજગાર ને

* इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः । सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥

† एतत् जन्म सुदुर्लभम् । दुर्लभं मानुषं जन्म । एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥

વ્યવહારમાં જ લીન બની જાય છે; પરંતુ જેઓ આત્મશોધનમાં ઉત્સુક છે, પૂર્વજન્મના સુકર્મના પાશથી કંઈક અંશે બંધાયલા છે, તેઓ જ આ મનુષ્યદેહને સાર્થક કરવાને પ્રયત્નશીલ રહે છે. તેઓ જગતની માયાથી સરતા ને સરતા રહે છે. તેમની વૃત્તિનું સ્થાન ઉચ્ચતમ જ રહે છે અને તેમનો મોહ–જો એને મોહ કહીએ તો–પરમ પવિત્ર પુરુષોત્તમના પાદારવિંદપર જ રહે છે. પ્રસંગે તેઓને માયા બાધ કરે છે, તો તેની સાથે સંપૂર્ણ યુદ્ધ કરે છે ને એમ યુદ્ધ કરતાં કરતાં, કોઈ પ્રસંગે માયાપર વિજય મેળવ્યા પૂર્વે તે પંચત્વને પામે છે, તો બીજે જન્મે, પુનઃ મનુષ્યદેહને પ્રાપ્ત કરીને, પોતાના જન્મનું–દેહનું સાર્થક કરવા સમર્થ થાય છે.* જેણે પૂર્વ જન્મમાં માયાની ઉપેક્ષા કરી છે, નિર્બાધિતપણે માયાપર વિજય મેળવવાનો શ્રમ કીધો છે, તે આ જન્મમાં વિજય જ મેળવે છે ને અનંત જન્મોના અજ્ઞાનનો નાશ કરે છે તથા બહુ જ સંભાળથી મનુષ્યદેહને વ્યતીત કરે છે. એવામાં જ્યારે તેને સદ્‌ગુરુનો સમાગમ થાય છે, ત્યારે તે પોતાના મનુષ્યદેહને સિદ્ધ કરે છે, એ ઉપર તને એક દૃષ્ટાંત કહું છું, તે તું શ્રવણ કર !"

### જન્મદરિદ્રીને થયેલી પારસપ્રાપ્તિ

એક અત્યંત દરિદ્રી ને મહાકૃપણ જીવ હતો. તે દમડી દમડીનો સંગ્રહ કરતો હતો. કોઈએક પ્રસંગે તે ગિરિરાજ સમીપ જઈ પહોંચ્યો. તેના પૂર્વજન્મના સત્કર્મથી ને સુદૈવથી અકસ્માત્ એક દેદીપ્યમાન ઉજ્જવળ ગિરિકંદરામાંથી મોટો હીરામણિ તેને પ્રાપ્ત થયો. આથી તે દરિદ્રીના આનંદનો પાર રહ્યો નહિ. તે હીરાને પેટ સાથે તેણે દાબી રાખ્યો, પછી ગળે લગાડ્યો ને આંખે લગાડ્યો. તે હર્ષથી નાચવા લાગ્યો અને તેના પ્રકાશને ક્ષણે ક્ષણે જોવા લાગ્યો. તેનો આનંદ એટલો મોટો હતો કે, ત્રિભુવનમાં પણ માય નહિ. એ આનંદમાં તેની ભૂખ તરસ પણ ઊડી ગઈ. ગિરિકંદરામાંથી તેને જે હીરક મળ્યો હતો, તે કોઈ લઈ લેશે એવા ભયથી, કેટલોક વખત તો તે ગિરિકંદરામાં જ ભરાઈ રહ્યો.

એક વખતે છુપાતો ભરાતો તે ગિરિકંદરામાંથી બહાર નીકળ્યો, પણ ચિત્તમાં ઘણો ગભરાયો. કોઈ નિર્ભય સ્થાનમાં જઈ, જે હીરકમણિ પ્રાપ્ત થયો હતો તેનું સુખ–આનંદ ભોગવવાને તે વિચાર કરવા લાગ્યો.

---

* अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः । अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण ! गच्छति ? ॥ शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् । यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ! ॥

તે આવરા આવરાની પેઠે ચોમેર જોતો હતો કે, રખેને તેનો હીરો કોઇ ઝૂંટાવી લે! આવો ભય છતાં પણ તે સંભાળ રાખીને આગળ જતો હતો, તેવામાં માર્ગમાં તેને એક પુરુષનું દર્શન થયું. તેને જોતાં તો તે ઘણો ગભરાયો. આ પુરુષ પરમ કલ્યાણકર્ત્તા સંત હતો. તે તો ઉદાસીન હતો, પણ તે દરિદ્રીને એમ થયું કે. રખેને આ પુરુષ મારો હીરો છીનવી લે-એવા ભયથી ત ત્યાંથી મુઠ્ઠીઓ વાળી એવો નાઠો કે, તેને આસપાસનું જરા પણ ભાન રહ્યું નહિ. એમ નાસતાં તે રસ્તામાં એક અવાવર-વપરાસમાં ન આવેલા કૂવામાં પડી ગયો.

દૈવયોગે આ બનાવ ઉક્ત સંતે જોયાથી, તે તેની પાછળ ગયો અને તેણે તે દરિદ્રીને કૂવામાંથી બહાર કાઢવાનો પ્રયત્ન કીધો. પણ દુર્દૈવના મુખમાં લપટાયલા આ કૃપણ મનુષ્યનાં નેત્રો ઊઘડ્યાં નહિ. તેણે જાણ્યું નહિ કે, આ સંત તો પરગજુ છે—તારનાર છે. તેણે તો ઉલટું એમ જ જાણ્યું કે, આ સંત નિઃશંક મારો હીરો છીનવી લેશે. આ ભયથી તે દરિદ્રી પોકેપોક મૂકીને રડવા લાગ્યોઃ એ જોઇને સંતને મોટું આશ્ચર્ય લાગ્યું. સંજોગાસંજોગથી તે દરિદ્રી પાસેનો હીરકમણિ તે સંતના જોવામાં આવ્યો. તે જોઇને સંતને વિચાર આવ્યો કે, આ મૂર્ખના હાથમાં આ રત્ન સાંપડ્યું છે* ને તેથી એને હર્ષઘેલાપણું પ્રાપ્ત થયું છે, તો એને મહામણિ પ્રાપ્ત થયો હોય તો એની શી દશા થાય? પછી સંતે તેને કહ્યું, "હે હીરકમણિ પ્રાપ્ત કરનાર જીવ! સારું થયું કે હું તને મળ્યો; પણ જો કોઇ લુચ્ચો લફંગો તને મળ્યો હોત તો તેણે તારા આ હીરાને છીનવી લીધો હોત ને તું હતો તેવો ને તેવો જ દરિદ્રી થઈ બેસત. પણ હવે નિર્ભય થા, મજપર વિશ્વાસ કર, શ્રદ્ધા રાખ અને જેમ હું કહીશ તેમ તું કરીશ તો આ હીરાથી તારું સર્વ દારિદ્રય નાશ પામશે ને એ મણિપ્રતાપે તું પરમ આનંદનો ભોક્તા થઇશ.† અહુણા તો તું મારી સાથે ચાલ અને મારો વૈભવ શું છે, તે જો!" આટલું કહીને, સંત મહાત્મા પોતાનો વૈભવ દેખાડવા, તે જન્મ દરિદ્રીને કૂવામાંથી કહાડી, સ્વાશ્રમપ્રતિ તેડી ગયા.

જન્મથી જ દરિદ્રી એવા એ જીવને સંત મહાત્માનું ઐશ્વર્ય તે વળી કેવું હશે, તેની કલ્પનાએ ન હતી જે એક તુચ્છ હીરાના લાભથી પોતાને અહોભાગ્ય માનતો હતો, તે જીવને દિવ્ય મણિના પ્રકાશની

* मूर्खहस्ते पतितं रत्नम् । † मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥

કલ્પના ક્યાંથી હોય ? પછી સંત મહાત્મા તેને પોતાની સંગે પોતાના આશ્રમમાં લઇ ગયા. ત્યાં તે શું જુએ છે ? મોટા મોટા હીરાના પર્વતો, હીરાની નદીઓ, હીરાનાં વૃક્ષો, હીરાની ભૂમિઓ, હીરાની છતો, એમ સર્વ હીરાનું જ તેની દૃષ્ટિએ પડ્યું. જ્યાં દૃષ્ટિ કરે, જ્યાં પગ મૂકે, જ્યાં સ્પર્શ કરે, ત્યાં સર્વ ઠેકાણે હીરાનો જ પ્રકાશ હતો. આ જોતાં જ તે જન્મદરિદ્રીને હર્ષની મૂર્છા આવી ગઇ. જ્યારે તે સત્પુરુષની શુશ્રૂષાથી, તે જન્મદરિદ્રીની મૂર્છા વળી, ત્યારે તે નાચવા, કૂદવા ને હર્ષનાં આંસુઓ વર્ષાવવા લાગ્યો. તેના મનને જે આનંદ જણાવા લાગ્યો, તે તેનું મન જ જાણે–એ આનંદનું વર્ણન કરવા હું શક્તિમાન નથી. ઘડીમાં તે હીરાની નદીના ઘાટપર જઈ બેસે, વળી ત્યાંથી ઊઠીને હીરાના પર્વતપર જઇને બેસે, બીજે ક્ષણે હીરાના વૃક્ષને જઈ ભેટે, અને ક્ષણ પછી હીરાની શય્યામાં જઇ સૂએ કે હીરાના હિંદોલાપર બેસી ઝૂલે ! આવી તેની સ્થિતિ થઇ પડી.

આ મહાત્મા સંતની ગતિ અલૌકિક હતી. પછી તેણે તે જન્મદરિદ્રીને તેની નિદ્રામાંથી જાગૃત કરી, તેના સ્વયં અંગપર દૃષ્ટિ કરાવી. આશ્ચર્ય તે પંડે પણ હીરામય જ ! 'અહોહો ! હું પોતે પણ હીરો ! મણિ માણેક ! આહાહા ! ! મારા જેવું તે કોણ ભાગ્યશાળી હશે ?' એમ તે વિચારવા લાગ્યો.

પણ એટલામાં, આ જન્મદરિદ્રીનો ગિરિકંદરામાંથી જડેલો પેલો અલ્પ હીરો, ક્યાંક પડી ગયો; અને હીરાની સૃષ્ટિમાં રહેલો જન્મદરિદ્રી પુરુષ, તે હીરાની કણિકા માટે, પોકેપોક મૂકીને રડવા લાગ્યો. વત્સ જીવન ! જો કૌતુક ! તે હીરકભૂમિમાં રહ્યો છે; પૃથ્વી, પાણી, પર્વત, વૃક્ષ, પ્રાણી, પદાર્થ માત્ર હીરાના જ છે; જ્યાં જોય ત્યાં હીરા જ હીરા છે; પંડે હીરો છે; છતાં આ જન્મદરિદ્રી, આ હીરકભૂમિમાં, તે હીરાના એક કટકાને શોધવા લાગ્યો.

તે જોઇને તે સંત મહાત્માને બહુ હસવું આવ્યું. તેણે કહ્યું; "અરે ઓ ગાંડા ! આ હીરકભૂમિમાં રહ્યા છતાં, સ્વતઃ સ્વયંપ્રકાશ હીરો હોવા છતાં, આ પરિછિન્ન, નાનકડા હીરાને માટે તું ખેદ કાં કરે છે ? જેવો તારો હીરો હતો, તેવા તો અનેક હીરા આ તારા પગ નીચે અથડાય છે; અને આ હીરામય પત્થરમાંથી હીરાની એક શિલા તારાપર પડે તો તું ચગદાઇને મરણ પામે એવા મોટા મોટા હીરાઓ સર્વત્ર પડેલા છે; છતાં તું એક હીરાની કણિકા માટે શોક કરે છે ?

ખરેખર! તું ભાગ્યહીન દરિદ્રી તે દરિદ્રી જ રહ્યો! જો કોઈ ભાગ્યવાન દરિદ્રી એકવાર આ ભૂમિમાં પગ મૂકે છે, તો તે કદાપિ પણ અભાગી રહી શકતો નથી; કેમકે સ્વયં શ્રીમાન્ બનતાં અહીંયાં કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ નથી; છતાં એક હીરાની કણિકા માટે તું રડે છે, એ તું કેવો ભાગ્યહીન! આ સર્વ તારું છે; તારી ઇચ્છા હોય તેટલા હીરા લે, તને કોઇ જાતનો પ્રતિબંધ નથી!" આમ બોલતાં તે મહાત્મા અંતર્ધાન થઇ ગયા.

પછી તે દરિદ્રી આનંદથી તે હીરકપ્રદેશમાં વિહાર કરવા લાગ્યો અને આ હીરકભૂમિનો પોતે જ સ્વામી છે, તેથી વધારે ને વધારે આનન્દથી તે હીરકભૂમિનું સુખ ભોગવવા લાગ્યો. તેનો આનન્દ મસ્ત હતો. આ ક્ષણે તે પોતાના પૂર્વના દરિદ્રીપણા માટે શરમાવા લાગ્યો ને સ્વયં પોતાને નિઃસીમ અખંડ શ્રીમાન્ માનવા લાગ્યો. હવે તેને દારિદ્રય તો સ્વપ્નમાં પણ દર્શન દેતું ન હતું.

એક સમયે આ અસંખ્ય અને અમૂલ્ય એવા મણિમય પ્રદેશનો વિસ્તાર કેટલો હશે, તે જોવાને તે તત્પર થયો. તે સ્વસ્થાનમાંથી નીકળ્યો ને ચોગેર ફરવા લાગ્યો. તે ચાલી ચાલીને થાકી ગયો, પણ આ હીરકપ્રદેશની સીમા તેને દેખાઇ નહીં. ઉપર, નીચે, સામે, પૂઠે, ડાબી બાજુએ, જમણી બાજુએ, જ્યાં દૃષ્ટિ ફેંકે ત્યાં અપૂર્વ મણિમય પ્રદેશ જ તે જોતો હતો. આ જોઇને તેને મોટું આશ્ચર્ય, અત્યંત પ્રમોદ ને નિરતિશય આનંદ પ્રાપ્ત થયો. પુનઃ ફરતો ફરતો તે મૂળસ્થાન આગળ આવી પહોંચ્યો. ત્યાં ગિરિકંદરામાંથી પ્રાપ્ત થયેલી હીરકકણિકાનું તેને સ્મરણ થઈ આવ્યું. એટલામાં તે હીરો તેની દૃષ્ટિએ પડ્યો. અહુણા તે જન્મ-દરિદ્રી પૂર્વનો ભીખારી ન હતો, તેથી ઉક્ત હીરાને હાથમાં લઈ, હસીને તે કહેવા લાગ્યો; "મારી દરિદ્રાવસ્થામાં પ્રાપ્ત થયેલા આ હીરાને હવે હું શું કરું? એને ગળામાં ઘાલું, માથાપર મૂકું, હાથે બાંધું કે પગે પહેરું, પણ એથી મને શો આનન્દ થાય તેમ છે? હું દરિદ્રી હતો ત્યારે એ હીરક અમૂલ્ય હતો, ત્યારે એની મને કંઇક કિંમત પણ હતી. પણ આજે હું સ્વયં મણિમય છું, દિશાઓ પણ મણિમય છે, ભૂમિ પણ મણિમય છે, આકાશ પણ મણિમય છે, વસ્તુ માત્ર મણિમય છે. હું જ્યાં જોઉં છું ત્યાં બધે હીરા, મોતી, માણેક પન્ના વગેરે દૃષ્ટિએ પડે છે, ત્યાં આ ટુકડાની શી ગણત્રી? શી કિંમત? શી શોભા? એનાથી શો આનન્દ? આજે હું આ હીરકપ્રદેશનો સ્વામી છું;

ચાહું તેટલા હીરા લઉં તો કોઈ અટકાવનાર નથી. છઃ ! ટુકડો-તુચ્છ ! અલ્પ ! એને હું શું કરું ?" એમ કહી તે હીરો તેણે ફેંકી દીધો, કેમકે આજે તે શ્રીમાનોમાં શ્રીમાન હતો, આજે તેની શ્રીમન્તાઈની સીમાનો પાર ન હતો, જગતના સર્વ જીવોથી તે શ્રેષ્ઠ હતો; આ ક્ષણે તેના વૈભવનો પાર ન હતો, આજે તેનું દારિદ્રય નાશ પામ્યું હતું; આજે તે નિરિચ્છ અને શાંત બની ગયો હતો; તેની ઉદાસીનતા હમેશને માટે નાશ પામી હતી.

મહાત્મા ગુરુદેવે જીવનને કહ્યું; "હે રાજપુત્ર ! મનુષ્યદેહ પ્રાપ્ત થયા પછી સદ્ગુરુના સમાગમથી જે અવસ્થા પ્રાપ્ત થાય છે, તે આવી જ છે. બાપ જીવનસિંહ ! દૃષ્ટાંતનું રહસ્ય તું સમજ્યો હશે. ન સમજ્યો હોય તો સાંભળ. જીવન ! આત્મજ્ઞાન-વિદ્વત્સંન્યાસ વગર, પરમ સ્થાનને કોઇ પામતો નથી. આ લોકનો જીવ, એ જ્ઞાન વગર-તત્ત્વમસિના જ્ઞાન વગર જન્મનો જ દરિદ્રી છે. એવા જીવને કર્મ-યજ્ઞ, તપ, દાનાદિ-કે ઉપાસના-પ્રભુભજન, સેવન, સ્મરણ, પૂજાદિક હીરો પ્રાપ્ત થયો છે. એ કણિકા જ માત્ર છે. તત્ત્વમસિ સમજાવનાર ગુરુ તે સંત. સંત સમાગમથી તે જીવે જાણ્યું કે, ઉપાસ્ય ને ઉપાસક હું જ છું; અર્થાત્ સર્વનો ત્યાગ કરી જે પરમાત્મામાં વિલીન થવાનું છે, તે પરમાત્મરૂપ જ હું છું-એમ જાણવું, એ તેની હીરકભૂમિ છે. એ ભૂમિમાં પહોંચ્યા પછી તેને અન્ય હીરાની-કર્મપર કે બાહ્ય ઉપાસનાપર પ્રેમ રહેતો નથી ને આનંદ થતો નથી. હીરાની જે કણિકા જીવને પ્રાપ્ત થયેલી, તે બહારનાં કર્મો ને ઉપાસનાઓ છે. એ કર્મોમાં-ઉપાસનાઓમાં અનેક જન્મદરિદ્રી જીવો, પોતાને કૃતકાર્ય માની આનન્દ માણે છે; પણ સદ્ગુરુના સમાગમથી જે મણિમય પ્રદેશ પ્રાપ્ત થાય છે, તે પ્રાપ્ત થતાં-પિંડ બ્રહ્માંડની એકતા થતાં-જીવશિવનો ભેદ તૂટી જતાં-જેમ જન્મદરિદ્રીને મહાતેજસ્વી હીરો પ્રાપ્ત થતાં હીરક-કણિકા તુચ્છ જણાય છે, તેમ જ બાહ્યની પ્રાપંચિક સેવા પૂજામાં, માયાને વિદારનારને-પરમ તત્ત્વના જાણનારા જીવને-આત્મદર્શીને લેશ પણ આનંદ થતો નથી. એ આનંદ સ્વલ્પ છે. કાળે કરી નાશ પામનાર છે. પરંતુ અવિચ્છિન્ન પરબ્રહ્મની લીલામાં જ એકતાર બનીને શુદ્ધ આત્મદર્શી-સાત્વિક ભાવનામાં મસ્ત જીવ-જે અખંડ આનંદ, બ્રહ્માનંદ ભોગવે છે, તેનું વર્ણન થઇ શકે તેમ નથી. એ સ્થિતિને પ્રાપ્ત થનારો જીવ, હું કોણ ? ક્યાંથી આવ્યો ? કેમ આવ્યો ? તે વિચાર કરવાને

ભાગ્યશાળી બને છે, વિચારના યોગે તેને જાણે છે, દોષિતનો ત્યાગ કરી, નિર્મળ-અમળને ગ્રહણ કરી, શુદ્ધ સાત્વિક નિરંજન થઈ, સંસારસાગર તરી જઇ, મુક્તદશાનું સુખ અનુભવે છે.”

“આ સ્થિતિ પ્રાપ્ત કરવાને, હે શિષ્ય! જે જ્ઞાન-જીવશિવનો અભેદ-બ્રહ્માંડની રચનાનું રહસ્ય, મેં તને સમજાવ્યું છે, તેનો તું વિચાર કર! હવે તારાં નેત્રાને એકલક્ષી કરી, તેની સીમપર જો. તને શું પ્રત્યક્ષ થાય છે? તારી દૃષ્ટિને આવરણ અને વિક્ષેપશક્તિથી રહિત બનાવીને પછી તું જો કે, તું કોણ છે? એમાં જે દૃષ્ટિગોચર થશે, તેથી તારાં નેત્રપટલો ખુલી જશે. ને તને સ્વસ્વરૂપનું યથાર્થ દર્શન થશે.” આ પ્રમાણે કહીને ગુરુદેવે શિષ્ય જીવનસિંહનો વાંસો થાબડી તેને નિજાનંદના સ્વરૂપમાં એકતાર થવાની આજ્ઞા આપી.

### જીવનસિંહનો વિદ્વત્સંન્યાસ

પછી જીવનસિંહ નાહી ધોઈ સ્વચ્છ થઇ, ગુરુની આજ્ઞા પ્રમાણે પદ્માસન વાળી, નેત્રાને નાસાગ્ર સાથે સ્થિર કરી, ગુરુસમીપ બેઠો. ગુરુએ કહ્યું; “હે શિષ્ય! હવે તારી બહિર્વૃત્તિને અંતર્મુખી કર અને વૃત્તિરૂપથી જે વ્યષ્ટિ તને પ્રકટ દેખાય છે, તેને સંકુચિત કરી સ્થૂલ દેહનું ભાન ભૂલી જઇને તેનો સમષ્ટિમાં* વિલય કર. પછી, અંતઃકરણને દૃઢ કર અને સર્વ ભૂમિપ્રદેશનો લય થઇ ગયો હોય એવી વૃત્તિ કરી, નેત્રો મીંચીને તને શું દેખાય છે તે તું જો.”

ગુરુની આજ્ઞા પ્રમાણે જીવનસિંહે સર્વ વૃત્તિઓને સંકુચિત કરીને સમષ્ટિના વિલાસમાં પોતાની સાત્વિક વૃત્તિઓને આરોપી દીધી. તે ધીમે ધીમે સર્વ જગતને જળમય જોવા લાગ્યો. પછી તે ધીમે ધીમે સર્વ વિષયોને જળમાં ડુબતા જોવા લાગ્યો. જળના મોજાંઓ દોડતાં હોય તેમ તેની અંતર્દૃષ્ટિમાં દેખાવા લાગ્યું. એ સમે અનેક તરંગો ઉદય પામીને લય પામતા હતા. એ વિશાળ જળપ્રદેશના મધ્યના અવકાશમાં એક દિવ્ય જ્યોતિ તેને જણાવા લાગી. એ જ્યોતિ ક્ષણમાં જળથી જુદી દેખાતી અને ક્ષણમાં જળમાં તિરોહિત થતી દેખાતી હતી. તે સર્વત્ર વ્યાપ્ત હતી. એ જ્યોતિ ક્ષણમાં અણુથી પણ પરમ અણુ હતી; તેમ જ બ્રહ્માંડના એકત્રની મોટાઈથી પણ મોટી જણાતી હતી.† એ જળના તરંગો, જળમાંથી ઉપજી, જળમાં જ સમાતા હતા,

---

* समष्टिरीशः सर्वेषां स्वात्मतादात्म्यवेदनात् ।
तदभावात्तदन्ये तु ज्ञायन्ते व्यष्टिसंज्ञया ॥ † अणोरणीयान्महतो महीयान्

પણ જળની બહાર જતા ન હતા. એ જળપ્રદેશના મધ્યમાં અધિષ્ઠાન-રૂપ જે જ્યોતિ દેખાતી હતી, તે જેવી દેખાઈ કે તુરત જ ગુરુએ સમાધિનિષ્ઠ જીવનસિંહને કહ્યું; "હે શિષ્ય ! એ અધિષ્ઠાનના મધ્યમાં દૃષ્ટિ પરોવ."

તુરત જીવનસિંહે દૃષ્ટિ પરોવી. પછી તે બોલ્યો; "હે ગુરુદેવ ! આ અધિષ્ઠાન તો વિશ્વાકાર જણાય છે."

ગુરુએ કહ્યું; "દૃશ્ય, દર્શન અને દ્રષ્ટા અહીં ભિન્ન નથી. તું જ તને પોતાને જોનારો છે. સાક્ષી, વૃત્તિ, ભાવના, સંવેદના, ક્રિયા, વિશ્વ, એ સર્વ તારાં પોતાનાં જ નામો ને રૂપો છે. જો, સ્થિર થઈને જો, તે તું જ છે !"

સ્થિર થઈને જીવનસિંહે એકતાર થઇ, તે ચિદ્વિલાસ અધિષ્ઠાનમાં પોતાની દૃષ્ટિ પરોવી શું જોયું ? સ્વસ્વરૂપ જોનાર અને જોવાનું ભિન્ન ન હતું-બન્ને એક જ હતાં. પોતાના સૂક્ષ્મ દેહપ્રતિ દૃષ્ટિ કરી તો તે પોતે, જ્યોતિના મધ્યમાં જોયું તો તે પોતે; જ્યાં જુવે ત્યાં તે પોતે જ. એ જોઇને તે પરમાનંદમાં વિલીન થતો ગયો.

તેને સમાધિમાંથી મુક્ત કરવાને ગુરુદેવે જાગૃત કર્યો. આ દેહની તેની દૃષ્ટિ ખુલ્લી થઈ, પણ રાજપુત્ર અંતર સ્થિતિમાં પૂર્વવત્ હતો; તેથી ક્ષણભર તો તેની દૃષ્ટિમાં આ લોક જ જણાયો નહિ. તેની વૃત્તિ વ્યષ્ટિ પરિચ્છિન્નને ભૂલીને અપાર વ્યાપી રહી હતી. તે સ્વતઃ બોલ્યો: હું અલ્પ-પરિચ્છિન્ન નથી, હું સર્વાધાર, સર્વસ્વરૂપ, સર્વાત્મા, સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ ને લયનો કર્ત્તા છું; માયા,* એ મારી અંશભૂત શક્તિ છેઃ મારી ઇચ્છા પ્રમાણે એ લીલા વિસ્તરે છે; ત્રિમૂર્તિ પણ મારો અંશ છે; મારી આજ્ઞાનુસાર સૃષ્ટિની વ્યવસ્થા થઇ જાય છે; આ મારા નિમેષોન્મેષમાં કેટલી સૃષ્ટિઓ થઇ ને કેટલી ગઇ, તે જણાતું પણ નથી. હે દેવ ! હું અનાદ્યનંત છું. જેમ ઉદુંબરમાં અનેક ફળો છે, તે પ્રત્યેક ફળમાં અનેક પ્રકારના જીવો છે, જીવોમાં અનેક પ્રકારના જીવોનો અંતર્વાસ છે, તેમજ મારાથી પરોવાયલાં અનંત બ્રહ્માંડો, મારામાં પરમાણુવત્ આંદોલન કરી રહ્યાં છે; મારા સ્વરૂપની વૈભવ-લીલામાં હું મોજ કરું છું. મને બંધ શો, મોક્ષ શો ? હું ત્રિકાલાબાધિત અખંડ એકરસ છું, સર્વવ્યાપી છું, સર્વમાં હું છું-શબ્દ પણ હું છું-શબ્દાતીત પણ હું છું."

* અજ્ઞાન, અધ્યાસ, દ્વૈત, અસલ વસ્તુસ્થિતિ પર ઢાંકણ મેલે અને અવળી સવળી સમજ ઉત્પન્ન કરે તે માયા.

## પરમપ્રાપ્તિથી પરમસ્વરૂપજ્ઞાન

આટલું બોલતાં બોલતાં, ગુરુની દૃષ્ટિ જીવનસિંહના પ્રતિ છતાં, ક્ષણે ક્ષણે જીવનની દૃષ્ટિ મીચાવા લાગી. પુનઃ તે અપાર પરમાનંદ-સાગરમાં તરવા લાગ્યો. સુવિચારશીલ ! આ જ દશા તે બ્રહ્માનુભવની ઉન્મત્ત દશા છે. વ્યાપકાનુભૂતિને વ્યાપકની સાથે તન્મયતા થઇ–તેના સર્વ સંસ્કારો છૂટી ગયા–પ્રારબ્ધકર્મરૂપી ચરખામાં રહેલી પૂમડીઓ જ્ઞાનાગ્નિથી ભસ્મ થઈ ગઇ.

પુનઃ જીવનસિંહ જાગૃત થયો અને સાવધાન થઇને બોલ્યો; "હે ભગવન્ ! મને શી દશા પ્રાપ્ત થઈ છે, તે હું જાણતો નથી; તે દશામાં હું શું બબડ્યો, તે કહેવા મને સંકોચ થાય છે."

ગુરુએ કહ્યું; "હે વત્સ ! હુ કૃતકાર્ય થયો છું. હવે તું નિર્ભય અને નિઃશંક થા. એ સ્થિતિમાં તું જે કંઇ બોલ્યો, તે શક્તિ જ કંઈ નિરાળી હતી. સન્નિપાતમાં જે શક્તિ આવે છે અને તેમાં જીવ ભડકી ભડકીને ઊઠે છે, તે જાતની આ શક્તિ ન હતી, પરંતુ તેથી વિલક્ષણ હતી. એ દિવ્ય શક્તિ કહેવાય છે. 'તે તું છે' અને 'તે હું નથી,' એ બે વચ્ચેનો ભેદાભેદ હવે તને સ્વપ્નરૂપે જ રહેશે. તું હવે યથેચ્છ સ્વચ્છંદ-પણે વિહાર કર. હવે તેં જાણ્યું કે તું કોણ ?"

જીવનસિંહ ગુરુનાં ચરણકમળોમાં માથું મૂકીને બોલ્યો; "હે નાથ ! હે ગુરુદેવ ! હું શું બોલું ? ખરેખર હું તમારો છું; તમે મારા નથી. તરંગ સમુદ્રનો છે, સમુદ્ર તરંગનો નથી.* હે પ્રભુ ! આપની પૂર્ણ કૃપાપ્રસાદીથી મેં સત્ જાણ્યું છે; અને મને મારા શુદ્ધ આત્મ-સ્વરૂપનું જ્ઞાન થયું છે. હે મહારાજ ! વિશ્વરૂપમાં ઓતપ્રોત થયેલી મારી વ્યાપ્તિને મેં સંપૂર્ણ રીતે જોઇ છે. આ સર્વમાં હું છું એ સત્ય છે; તથાપિ હે ભગવન્ ! વ્યષ્ટિના વ્યવહારથી મને જે ભાન થાય છે તે પ્રમાણે, હું તમારો દાસ ને તમે મારા ઉપાસ્ય છો; માટે હે ગુરુદેવ ! તમે મને તમારી ઉપાસના કરવા દ્યો !"

તપસ્વી ગુરુદેવે કહ્યું; "તારી આત્મનિષ્ઠા પૂર્ણ છે, તારી ઇચ્છામાં આવે તે કર. તું જે કરીશ, તેનું ફળ તારે પોતાને જ ભોગવવાનું છે. ઈશ્વરના પરમ ભક્તની જે સાત્ત્વિક–અનન્ય ભક્તિ, તે એ જ આત્મ-નિષ્ઠા છે. પરમ આત્મનિષ્ઠ ભક્તપ્રતિ પોતાનો અત્યંત પ્રેમ દર્શાવતાં

---

* सत्यपि भेदापगमे नाथ ! तवाहं न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरंगः क्वचन समुद्रो न तारङ्गः ॥

પરમાત્માએ અભય વર આપ્યો કે, ज्ञानी त्वात्मैव मे मतम्–'જ્ઞાની તો મારો આત્મા જ છે.' પરમાત્માનું આ અમૃતતુલ્ય વચન છે. જેણે પરમાત્માનું શુદ્ધ સાત્ત્વિક સ્વરૂપ ઓળખ્યું છે, તે જ ખરેખરો ભક્ત છે, તે જ નિત્ય સુખરૂપ છે અને તે જ નિત્ય મુક્ત છે. ગુણાતીત તુરીયાવસ્થાનું શુદ્ધ સાત્ત્વિક સ્વરૂપ આજે તારે વિષે દાસોઽहम्। शिवोऽहम्। જાગૃત થયું છે, તેથી જ તું આજે 'दासोऽहं' 'दासोऽहं' કરી મને પૂજે છે. પરન્તુ 'दासोऽहं' અને 'शिवोऽहं' એ બેમાં કંઈ પણ અંતર નથી. दासोऽहं એ જગન્નાટક છે; પરંતુ તેનો સૂત્રધાર વળી તું જ છે. दासोऽहं કે शिवोऽहं એ બેમાં કોઇ પ્રકારનો ભેદ નથી; તથાપિ એ ભેદ જીવમાં અલ્પતા છે ત્યાં સુધી જણાય છે. હજી તારું સપ્તમ પટલ ખુલવાનું અવશેષ છે, તેનું આ ચિહ્ન છે–જગન્નગરમાં દેખાતા પ્રત્યક્ષ નાટકોનું એ સ્વરૂપ છે. તું પંડે શિવરૂપ છે અને આ જગત્ પણ શિવરૂપ છે. ભેદ જે જણાય છે, તે માત્ર અજ્ઞાનની લીલા છે.

"શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાના સાક્ષાત્ સ્વરૂપનું દર્શન કૌરવોની સભામાં અને મહાભારતના યુદ્ધમાં અર્જુનને કરાવ્યું છે, તે પરથી હે વત્સ ! તું જોઈ શકશે કે, આ જગતના સર્વ જીવોનું કેન્દ્રસ્થાન તે જ પરબ્રહ્મ પરમાત્મા છે. શુદ્ધાધિકારીને જ એ આત્મરૂપનો સાક્ષાત્કાર થાય છે.* આત્મસાક્ષાત્કારવાળો નિર્ગુણમાં લીન થાય છે. એ પદનો અધિકાર પ્રાપ્ત થવા, જીવ સર્વકર્મત્યાગી ને સંકલ્પસંન્યાસી બનવો જોઇએ. સર્વ કર્મોનો ત્યાગ, એટલે જગન્માત્રમાં જે જે કર્મો કરવામાં આવે છે, તે તે કર્મોમાં દોષારોપ કરવો, અને તે ત્યાગવાને કર્મો ન કરતાં, કરવાની આવશ્યકતા હોય તો સર્વ કર્મો પરમાત્માને અર્પણ કરવાં; અને સર્વ સંકલ્પનો ત્યાગ કરવો, એ જ વિચક્ષણનો મોક્ષ. જેણે ફળાભિસન્ધિનો ત્યાગ કીધો છે, તે જ સાયુજ્યમુક્તિને પ્રાપ્ત કરે છે. ફળાભિસન્ધિપૂર્વક ત્યાગથી જે જીવ–ભક્ત–અનન્ય ભક્ત–જગતમાં વિચરે છે, તે જ ભક્ત ખરેખરો જ્ઞાની છે. તે જ ભક્ત સાયુજ્યમુક્તિને પામીને પરમાત્માની અનંત શક્તિનું ભજન કરતો, તેનામાં જ નિત્યનો વાસ કરી રહે છે. હે શિષ્ય ! મેં તને કહ્યું કે, 'તે તું છે,' એમાંના 'તું' શબ્દનો લક્ષ્યાર્થ તું પોતે જ છે.' તું 'दासोऽहं' ભલે માન, પણ 'शिवोऽहं' જ તારું નિત્ય શુદ્ધસ્વરૂપ છે. એ રૂપમાં दासोऽहं છતે,

* मूढोत्मा न प्रकाशते ।

शिवोऽहं છે ને सिवोऽहं છતે दासोऽहं રહેશે. હે શિષ્ય ! એ સ્થિતિથી પૂર્ણ થયેલો જીવ, પોતે જ બ્રહ્મ છે-સ્વયં સચ્ચિદાનંદ બ્રહ્મ છે. પછી ભલે તે આ વિશ્વમાં રહીને તેની મોજ ભોગવે ને માયાની વૃત્તિને અથવા તો તેમાં વૃત્તિલીન ન થતાં માત્ર તટસ્થ સાક્ષીરૂપે જોઇ, તે માત્ર નિજાનંદનો ભોક્તા જ બને છે.

"વૃત્તિ-વાસનાનો લય, એ જ સંપૂર્ણ મુક્તિનું સાધન છે. એ સાધનની કોઈ પણ કાળે ને કોઇ પણ સ્થિતિમાં ઉપેક્ષા કરવાની નથી. હે શીલસમ્પન્ન ! તારી સ્થિતિ નૂતન થઈ ગઇ છે. તું કોણ છે, તે તેં જાણ્યું છે. તારા પિતાએ જે ભણાવવા મને સોંપ્યો હતો, તે મેં તને ભણાવ્યું; મારો તને સંપૂર્ણ આશીર્વાદ છે કે, તું પરમાત્માની અખણ્ડ લીલાના સ્થાનનો નિવાસી થશે. પુનઃ તું જો કે તું કોણ છે ?"

## જીવન્મુક્તની દશા

પોતાની આંતર ને બાહ્ય દૃષ્ટિ એકાગ્ર થતં જોતજોતામાં જીવનસિંહને પાછી સમાધિ થઇ ગઇ પુનઃ તેને અખણ્ડ અવિનાશી જ્યોતિનું દર્શન થયું. નિમેષમાત્ર જોતાં તે જ્યોતિ ! સ્વમય જણાઈ. જ્યોતિ તે જીવન, ને જીવન તે જ્યોતિ ! જ્યોતિ જ જ્યોતિ ! સર્વત્ર વાસુદેવમય,* અન્ય કંઇ જ નહિ. એક પરમ પુરુષ પરમેશ્વર-પુરુષોત્તમ-જગદીશ-પરમાત્મા ! અન્ય કંઇ નહિ. આ સ્થિતિને પ્રાપ્ત થયેલો જીવનસિંહ, સમાધિમાંથી મુક્ત થતાં જ બોલ્યો; "હે ભગવન્ ! આજે મારી વૃત્તિ અનિર્વચનીય થઇ પડી છે; તેને વ્યક્ત કરવાનું મારામાં સામર્થ્ય નથી. હું જ સચ્ચિદાનંદમય સ્વરૂપે રહેલો, સ્વસત્તાથી સર્વમાં ઓતપ્રોત છું. મારી વ્યાવહારિક વૃત્તિનો લય થઇ ગયો છે. જ્યાં વૃત્તિ નથી, ત્યાં વિષયાભાસ પણ ક્યાંથી હોય ? જ્યાં વૃત્તિ અને વિષયોનો મારા સ્વરૂપમાં લય થયો છે, ત્યાં સ્વસત્તા પણ ક્યાં હોય ? જ્યાં સ્વસત્તાનો લય થયો છે, ત્યાં દ્રષ્ટા, દર્શન ને દૃશ્ય પણ ક્યાંથી હોય ? હું સાક્ષી કોનો અને પ્રકાશક કોનો ? હું તો કેવળ સ્વસ્વરૂપે છું, નિજાત્મા-નિજાનંદ છું. હું અમુક છું, એવું હું જોતો નથી. હે ગુરુદેવ ! આ ક્ષણે મારામાં શું થાય છે, તે હું શબ્દથી જણાવી શકતો નથી."

ગુરુએ કહ્યું: "હે વત્સ ! બસ ! આ જે ઉદ્ગાર તારા મુખમાંથી નીકળે છે, તે જ તારી અવસ્થા છે. જેમ સાકરનો સ્વાદ સાકર જાણતી નથી; સાકરના સ્વાદનું મનુષ્ય ગમે તે પ્રમાણે વર્ણન કરે, પણ

* वासुदेवः सर्वम् .

સાકરનો સ્વાદ–મીઠાશ વર્ણનથી વર્ણવી શકાતો નથી. તેવી જ સ્થિતિ કૈવલ્યપદને પ્રાપ્ત કરવાની છે. આવું છે કે તેવું છે, એમ કૈવલ્ય સ્થિતિ વર્ણન કરી શકતી નથી. જે જાણે છે, તે જ જાણે છે. જે જાણતો નથી તે જ બકે છે, વર્ણવે છે, પણ જાણનારને તો શબ્દ જ જડતા નથી, તો વર્ણવે શું, કહે શું, દર્શાવે શું ?* હે શિષ્ય ! મારું બોલવું, કહેવું અને તારું સાંભળવું અહિં સંપૂર્ણ થાય છે. હે સચ્છિષ્ય ! જે જ્ઞાનલાભ તને થયો છે, તેથી તું કૃતકૃત્ય છે. એકવાર મને તારું ગાઢ આલિંગન કરવા દે.'' એમ કહી ગુરુદેવે, જીવનસિંહને આલિંગન દીધું.

શિષ્યે ગુરુચરણકમળોનું પ્રેમાશ્રુથી પ્રક્ષાલન કીધું. પછી ગુરુદેવ શિષ્યને પ્રેમપૂર્વક આશીર્વાદ દઈને ત્યાંથી વિદાય થયા.

જે જીવનસિંહે, ગુરુના મુખમાંનાં વચનોથી જ્ઞાન શ્રવણ કીધું હતું–મનન કીધું હતું અને જે કૈવલ્યદશાને પ્રાપ્ત થયો હતો, તે જીવનસિંહ જીવન્મુક્ત થયો થકો, પોતાના પિતાનું આપેલું રાજ્ય ભોગવી, અન્તે સ્વસ્વરૂપમાં વિલીન થઈ કાળક્રમે પરમોત્તમ અક્ષય એવા કૈવલ્ય-ધામનો નિવાસી થયો.''

આ લાંબો ઇતિહાસ કહીને હિમગિરિના મહાત્માએ સુવિચારને કહ્યું; "હે સુવિચાર ! જીવ પંડે કોણ છે ને તેનું શુદ્ધ સાત્ત્વિક સ્વરૂપ શું છે, તેનું તને સંપૂર્ણ જ્ઞાન થયું હશે. એ વિચારનું શ્રવણ મનન કરીને, એ સ્થિતિને હમેશાં લક્ષમાં રાખીને, તે સ્થિતિ તને પ્રાપ્ત થાય, એ જ મારો તને પણ આશીર્વાદ છે.'' આટલું કહીને હિમગિરિના મહાત્મા સમાધિસ્થ થઇ ગયા. પછી મહાત્માને સાષ્ટાંગ પ્રણામ કરી સુવિચાર પોતાની સ્ત્રી સાથે વિદાય થયો.

જે અદ્‌ભુત કથા મહાત્માએ કહી હતી, તેનું એ જ ક્ષણથી તે મનન કરવા લાગ્યો. તેણે ધીમે ધીમે પોતાના શુદ્ધ સ્વરૂપને જોવાનો અભ્યાસ આરંભ્યો તથા સર્વ માનસિક વૃત્તિઓને સંકુચિત કરીને, જે સ્વરૂપનું દર્શન જીવનસિંહે કીધું હતું, તેને પ્રાપ્ત કરવા માટે અથાગ શ્રમ કીધો. પ્રથમ તો તે સ્વસ્વરૂપને જોવાને સમર્થ જ થયો નહિ, પણ ધીમે ધીમે શુદ્ધ સાત્ત્વિક ભાવનો† પામીને તે શ્રીકૃષ્ણચંદ્રના ધ્યાનમાં એકતાર થઇ ગયો અને છેવટે સ્વયં શ્રીકૃષ્ણરૂપ જ બની ગયો. જળમાં, સ્થળમાં, વનસ્પતિમાં, આકાશમાં અને પોતાના સ્વરૂપમાં પણ તેને

---

* यस्यामतं, तस्य मतं, मतं यस्य न वेद सः । अविज्ञातं विजानतां विज्ञातम-विजानताम् ॥ † न देवो विद्यते काष्ठे न पाषाणेन मृण्मये । भावे हि विद्यते देवस्तस्माद्भावो हि कारणम् ॥

શ્રીકૃષ્ણનું સ્વરૂપ જોવામાં આવ્યું. આ તેની સ્થિતિ લાંબો કાળ ટકી શકી નહિ; પરંતુ જે ક્ષણે તે 'श्रीकृष्णोऽहं'ની સ્થિતિને પ્રાપ્ત થયો હતો, તે ક્ષણને તે અહોભાગ્ય માનવા લાગ્યો. હજી સુધી તેના સંસ્કારો પૂર્ણ થયા ન હોવાથી તે સ્થિતિનો તે સંપૂર્ણ અનુભવ લઈ શક્યો નહિ, પણ જે માર્ગ પોતાને દર્શાવવામાં આવ્યો છે, તેનો ક્ષણિક અનુભવ થવાથી પણ તે પોતાનું અહોભાગ્ય માનીને આનંદમાં કલ્લોલ કરવા લાગ્યો!

જે ક્ષણે સુવિચારશર્મા આ સ્થિતિને અનુભવતો હતો, તે સમયે તેની આ છદ્મલિંગ પણ તે સ્વરૂપમાં રમણ કરતી જોવામાં આવી. દ્વૈત નાશ પામ્યું-અદ્વૈતનું સામ્રાજ્ય સર્વત્ર વ્યાપી ગયું; અને સમાધિને અંતે, "અહો ગુરુદેવ! આપની કૃપાથી હું ભાગ્યશાળી બન્યો છું." એમ બોલતો તે હર્ષની મૂર્છામાં એવો તો પડ્યો કે પ્રભાત થતાં સુધી પણ તેની તુરીયાવસ્થાનું ઘેન ઊતર્યું નહિ.

× × × ×

कल्याणानां त्वमसि महसां भाजनं विश्वमूर्ते<br>
धुर्यां लक्ष्मीमथ मयि भृशं धेहि देव! प्रसीद।<br>
यद्यत्पापं प्रतिजहि जगन्नाथ! नम्रस्य तन्मे<br>
भद्रं भद्रं वितर भगवन्! भूयसे मंगलाय॥





# દ્વિતીય બિન્દુ

## કામ જીત્યો તેણે જગત્ જીત્યું

**पराञ्चि खानि व्यतृणत्स्वयंभूस्तस्मात्पराङ्पश्यति नान्तरात्मन् ।**
**कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥**

અર્થ—પરમાત્માએ ઇન્દ્રિયોને બાહ્ય વિષયોનો પ્રકાશ કરનારી બનાવી છે, એટલે તેના આંતર વિષયોને પ્રકાશ કરનારાં સામર્થ્યનો નાશ કર્યો છે; માટે ઇન્દ્રિયો બાહ્ય વિષયોને જોઇ શકે છે, અંતરાત્માને જોઇ શકતી નથી; પરંતુ કોઇ ધીર (વિવેકી) પુરૂષ અમૃતપણા (મોક્ષ)ની ઈચ્છાથી નેત્રોને મીંચીને (નેત્રાદિક, ઇન્દ્રિયોને વિષયો માંથી પાછી વાળીને) પરમાત્માનાં દર્શન કરે છે. (કઠ ઉપનિષદ્ ચતુર્થવલ્લી.)

શ્રી ભગવાન સૂર્ય નારાયણ પૂર્વ દિશામાં ઉદય પામે તે પૂર્વે દંપતી (સુવિચારશર્મા અને છદ્મલિંગ) સ્નાન-સંધ્યાદિ નિત્ય કર્મથી પરવારી, સૂર્યને અર્ધ્યપ્રદાન* કરીને, ગુરુના આશ્રમ તરફ સીધાવ્યાં. ગગનભેદી હિમાલયનું સૌંદર્ય સંપૂર્ણ દીપી રહ્યું હતું; દિવ્ય ફળ ફૂલવાળાં વૃક્ષોની ઘટા ચોતરફ છવાઇ રહી હતી- પતિતપાવની ગંગાનો પ્રવાહ ખળખળ અવાજ કરતો વહેતો હતો; આકાશ નિર્મળ હતું; હિમગિરિના બરફથી ઢંકાયલાં શિખરો દૃષ્ટિને આનન્દ આપતાં હતાં; દૂર દૂરની ગુફાઓમાં ઋષિ મુનિઓ પરમાત્માના ધ્યાનમાં નિમગ્ન થયેલા હતા; તેઓના પ્રભુભજનનો ઘોષ કર્ણને પરમાનંદમાં લીન કરતો હતો; ગુરુસેવામાં પરાયણ શિષ્યો ઋષિ મુનિની હોમસામગ્રી એકઠી કરવામાં ગુંથાયલા હતા; આકાશમાંથી દિવ્ય ગાનનો મધુરો મધુરો સ્વર સંભળાતો હતો, તેથી હૃદય પરમ

* अर्घ्यमन्त्रः—ॐ भूर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् । श्रीब्रह्मस्वरूपिणे श्रीसूर्यनारायणाय नमः इदमर्घ्यं दत्तं न मम॥

ઉલ્લાસ પામતું હતું; માયિક મનના મનુષ્યોનું મન મોહરહિત બનતું હતું; યક્ષ, કિન્નર, ગંધર્વ, વિદ્યાધરાદિ દિવ્ય પુરુષોએ શંકરસમાન તે મહાત્માની પર્ણકુટીની આસપાસ મધુર સ્વરથી ગાન આરંભ્યું હતું; દશે દિશાઓમાં એવું તો અલૌકિક સૌંદર્ય દીપી રહ્યું હતું, કે તે જોઇને દંપતીએ ધાર્યું કે, આ કોઇ દેવભૂમિ જ છે.

આવી અલૌકિક શોભા નીરખતાં નીરખતાં, તે દંપતી માર્ગમાં આવતાં દિવ્ય વૃક્ષોનાં દિવ્ય સુગંધી પુષ્પો, પત્રો અને મીઠાં ફળો લઈને, ગુરુના આશ્રમ તરફ ચાલ્યાં. ગુરુદેવ હજી સમાધિસ્થ હતા. તેમનાં ચરણકમળોમાં પ્રણામ કરીને દંપતી ચરણસમીપ બેઠાં અને ગુરુ સમાધિમાંથી જાગૃત થાય, તે પહેલાં સુગંધી પુષ્પોની માળા ગૂંથીને, ગુરુના કંઠમાં આરોપવાની આતુરતાથી, ગુરુના મુખકમળનું એક દૃષ્ટિએ પાન કરવા લાગ્યા.

પૂર્વ દિવસના ઉપદેશથી દંપતીનું હૃદય કેવળ નિર્મળ થયું હતું. કોઈ પણ જાતની સંસારકામનાનું તેમના હૃદયમાં સ્થાન રહ્યું ન હતું. તેમના મનમાં માત્ર એક જ કામના હતી-એક જ ઇચ્છા હતી—એક જ મનોરથ હતો-એક જ ભાવના હતી, અને તે ગુરુદર્શન અને ગુરુવચન પર પ્રેમ-પરમ શ્રદ્ધા-સ્વરૂપના જ્ઞાનની પ્રાપ્તિ! એ જ વાસના હતી. એ જ માયા હતી. એ માયા નહિ, પણ શુદ્ધ સાત્વિક ભાવના હતી. નવો નવો આત્માનું કલ્યાણ કરનારો ઉપદેશ સાંભળવાને અને તેનું મનન કરવાને બંને જણાં અતિ આતુર હતાં. બંને જણાં, ગુરુજી સમાધિમાંથી જાગૃત થઇને ક્યારે ઉપદેશ કરે, તેને માટે અત્યંત ઉત્કંઠિત થઇ રહ્યાં હતાં.

ઘડી ગઇ, બે ઘડી ગઈ, ગુરુદેવ સમાધિમાંથી જાગૃત થયા. નારાયણ, નારાયણ તથા હરિઃ ૐ તત્સતનો શબ્દોચ્ચાર તે કરવા લાગ્યા. તુરત જ દંપતીએ ઊઠીને ગુરુચરણોમાં પ્રણામ કીધા. ગુરુદેવે ઊંચા હાથ કરીને બંનેને આશિષ આપીને બેસવા માટે સંજ્ઞા કરી. દંપતી બેઠાં. ત્યાર પછી ગુરુદેવ નિત્ય કર્મમાં ગુંથાયા.

### બ્રહ્મવિત્ કોણ?

થોડાક સમય સુધી તો યોગેશ્વર ભગવાન્ ધ્યાનસ્થ રહ્યા. પછી નેત્રો ઊઘાડીને શિષ્યનું નિરંતર કલ્યાણ ઇચ્છનારા ગુરુદેવ બોલ્યા; “હે વત્સ! તું કોણ છે, તે તેં જાણ્યું? જોયું? વિચાર્યું? અનુભવ્યું? હા, તેં જાણ્યું કે, દેહગેહમાં ગુપ્ત વાસ કરનાર જીવ સાક્ષાત્ નિજરૂપનો

અંશી છે–રે તે જ છે; છતાં આ જગતમાં રહેનારો અલ્પ પ્રાણી, આ દેહ તથા ગેહને જ સર્વસ્વ માની તેનો અંશી થઇ બેઠો છે તે કુટુંબ-પરિવારમાં હમેશાં રચ્યો પચ્યો રહે છે; મારું મારું કહી અનેક ઝગડામાં પડી, અનેક કષ્ટો સહન કરે છે; અહંતામાં ને મમતામાં લીન રહે છે અને છાતી પર હાથ મૂકી 'મેં કીધું,' 'હું જ કરીશ,' 'આ મારું' 'આ તારું,' 'અમુક નહિ જ આપું,' 'ફલાણું લઇશ,' એવા અભિમાનમાં તદાકાર થઈ મસ્ત બની, મધુ પીધેલા મર્કટની પેઠે ડોલી રહ્યો છે; પણ કાળ–મૃત્યુ–જન્મ–મરણ–આવર્જન ને વિસર્જન–પરમ પદાર્થ–પરમકલ્યાણરૂપ પરમાત્માનો ક્ષણભર પણ વિચાર કરતો નથી, તેમ ભય પણ ધરતો નથી. અવિદ્યા, જે માયા તેના તુચ્છ દાસની એ લીલા છે. જગતમાં જણાતા માયિક પદાર્થો કેટલા નાશવંત છે, સ્ત્રી પુત્ર ધન કીર્તિમાં શા શા દોષો છે, તેમનો તેમને ક્ષણભર પણ વિચાર થતો નથી. ઊગતી, પ્રફુલ્લ થતી, શોભતી ને કરમાતી કુસુમકલિકાને જોઇને, જન્મ, વૃદ્ધિ–જીવન ને મરણથી ચેતવાને તે સમર્થ થતો નથી. પરન્તુ જે નાશવન્ત છે, તે જ ગ્રહવાને દોડાદોડી મારામારી–પ્રયાસ કર્યો જાય છે. આનું કારણ શું ? જ્યાં સુધી પુરુષમાંથી અહંવૃત્તિનો નાશ થયો નથી, ત્યાં સુધી અવિદ્યાથી માની લીધેલા પદાર્થોપર તેની મમતા રહે છે. અને તે જ આ અહંતા મમતાનું કારણ છે, તે જ મમતા–પ્રીતિ–વાસના અકલ્યાણમાં આગળ કરે છે અને એ જ માયા છે. પરંતુ જેમ સર્પ કાંચળીનો ત્યાગ કરીને પુનઃ તે કાંચળીને સ્પર્શ કરતો નથી–તે પર દૃષ્ટિ પણ નાંખતો નથી, તેમ જ સંસારમાં રચ્યો પચ્યો પુરુષ પણ, જ્યાં સુધી વિદ્યાને ઉપાસી, માયારૂપ કાંચળીનો ત્યાગ કરી, દેહના અભિમાનને છોડી દઇ, પદાર્થમાત્રમાં સમાયલા દોષો જોતો નથી, ત્યાં સુધી બ્રહ્માકારવૃત્તિને ધારણ કરી શકતો નથી અને તે કદી બ્રહ્મપદનો–અનન્ય-પદનો અધિકારી પણ થઇ શકતો નથી–મોક્ષના માર્ગને પેખતો પણ નથી.*

કેવળ બ્રહ્મવેત્તા પુરુષ જ આ નાશવન્ત પદાર્થોમાં સમાયલા દોષો જોઇને–વિચારીને, તેનો ત્યાગ કરે છે ને સંસારની લેહ–મોહમાંથી નિર્લેપ રહે છે. તે દેહી રહે છે ખરો, પણ સંસારમાં રહી જેણે આત્મજ્ઞાન પ્રાપ્ત કીધું છે–પરમાનંદને નીરખ્યા છે, તે ભલે દેહ ધારણ કરી

* देहस्त्रीपुत्रमित्रानुचरहयवृषास्तोषहेतुर्ममेत्थं सर्वे स्वार्थं नयन्ति प्रथितमलममी मांसमीमांसयेह । एते जीवन्ति येन व्यवहृतिपटवो येन सौभाग्यभाजस्तं प्राणाधीशमन्तर्गतममृतममुं नैव मीमांसयन्ति ॥

રહે, કર્મયોગે સ્વર્ગના કે વૈકુંઠના ભોગો ભોગવે, પરંતુ તે આત્મસ્વરૂપને જ જોઇ, તેમાં જ લીન રહેશે ને તેમાં જ વિલીન થશે. કારણ કે, श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः। ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥ શ્રદ્ધાવાન્, તત્પર ને ઇંદ્રિયોનો સંયમ કરનાર જ્ઞાન પામે છે, અને જ્ઞાન પામી તુરત જ મોક્ષ-પરાશાંતિ મેળવે છે, એવું ભગવાનનું વચન છે. છતાં જ્યાં સુધી કાળ આવતો નથી, ત્યાં સુધી તે દેહમાં રહે છે ખરો. પણ બ્રહ્મવેત્તાનો દેહ, દેહ છેયે ખરો ને નથીએ ખરો. જ્યારે જગન્નગરના જીવો માયા, મમતા ને અન્નથી ચલન વલન કરી સંસારને ભોગવે છે. ત્યારે બ્રહ્મવેત્તાનો દેહ માત્ર પ્રાણવાયુથી જ ચલન-વલન કરી શકે છે અને જેમ નદીનો પ્રવાહ, પ્રવાહમાં પડેલા લાકડાને, પ્રવાહના વેગ પ્રમાણે ઊંચા નીચા, સારા નરતા સ્થળમાં લઈ જાય છે, તેમ કર્મ, બ્રહ્મવેત્તાના દેહને પ્રારબ્ધ કર્માનુસાર પ્રાપ્ત થવા યોગ્ય ફળો ભોગવવાને ઘસડી જાય છે; પણ તે કર્મમાં તેને બન્ધન થતું નથી-ફળો ભોગવવાની કામના થતી નથી. પ્રાપ્ત થયાં તો ભોગવે, ને પ્રાપ્ત ન થયાં તો નહિ, એવી સ્થિતિથી દેહી સતે વિદેહી રહી વિચરે છે. એ

**દેહી સતે વિદેહી**

પ્રારબ્ધ કર્મે કલ્પેલી વાસનાના યોગે સંસારમાં રહીને, ભોગો ભોગવતો થકો, તે બ્રહ્મવેત્તા સંસારી પેઠે વિચરે છે, પરંતુ તેના દેહમાં રહેલો જે મુક્ત પુરુષ-જીવ, તે તો કેવળ સાક્ષીરૂપ જ રહે છે. તે સંકલ્પ-વિકલ્પરહિત છે; સ્વરૂપાનંદનો ઘાડો રસ પીવાથી તે પરમ શાંત ચિત્તવાળો બની જાય છે; પણ તે ઇંદ્રિયોને વિષયોમાં જોડતોએ નથી, તેમ વિષયોથી ખસેડાતો પણ નથી; તે કર્મના ફળપર ક્ષણભર પણ સંકલ્પ વિકલ્પ કરતો નથી, તેમ તેનાપર આસક્તિએ રાખતો નથી. એ બ્રહ્મવેત્તા, સ્થૂલ સૂક્ષ્મના અભિમાનનો ત્યાગ કરી કૈવલ્ય જ બની રહે છે. એ રૂપ જ ખરેખરું શિવસ્વરૂપ-પરબ્રહ્મસ્વરૂપ છે.

બ્રહ્મવેત્તા-પુરુષ મહેશ્વરનો જ્ઞાતા છે, સંપૂર્ણ ઉપાધિનો નાશ કરી નાંખે છે અને જેમ નટ અનેક પ્રકારના વેશો પહેરીને દ્રષ્ટાઓને અનેક જાતના તમાસાઓ બતાવે છે, તેમ જ બ્રહ્મવેત્તા પણ સંસારમાં રહીને, પોતાનાં સ્વરૂપને ઓળખ્યા પછી-બ્રહ્મરૂપ બન્યા પછી-નટ પેઠે જ જગતમાં વિચરે છે. પરંતુ જેમ નટ, રાજા, રાણા, સિપાઇ કે શૂરવીરના વેશો ભજવતી વખતે તે વેશો યથાર્થ રીતે ભજવે છે, તથાપિ સ્વસ્વરૂપને જરા પણ વીસરતો નથી; તેમ જ્ઞાની પણ વ્યવ-

દ્વારમાં પોતાનો વેશ ભજવાયા પછી તેનો ત્યાગ કરી, અસલરૂપે જ ઊભી રહે છે. તેને સુખ કે દુઃખ, સારું કે નરતું, લાભ કે હાનિ, માન કે અપમાન, એમાંનું કશું પણ વળગતું નથી; તે તો સમય પ્રાપ્ત થતાં જ સ્વસ્વરૂપ જાણવા માટે-પૂર્ણ આત્મજ્ઞાન સંપાદનાર્થે, ઘરબારનો ત્યાગ, કુટુંબનો ત્યાગ, દંડ કમંડળનો ત્યાગ કરી, સ્વરૂપાનુસંધાનમાં જ લાગી જાય છે. કેમકે ધન, ધામ, ગ્રામ, પુત્ર, કલત્ર, ભગવાં વસ્ત્રો કે આશ્રમ કોઇ પણ મોક્ષનાં સાધનો નથી; મોક્ષનું સાધન તો સર્વ ઉપાધિઓનો ત્યાગ, સર્વ કામનાઓનો ત્યાગ ને ઉત્તમ ભાવનાનો સંગ્રહ છે. જગન્નગરના જીવોનું એ જ સર્વ કરતાં શ્રેષ્ઠ ને પ્રથમ કર્તવ્ય છે. જેમ શિવનું બિલ્વપત્ર, નદીમાં, ઘરોમાં કે શિવાલયમાં પડવાથી તેનું શુભાશુભ કંઈ પણ થતું નથી, તેમ જ બ્રહ્મવેત્તાનું પણ ગમે ત્યાં જવાનું કે પડવાનું થાય, તથાપિ તેના સ્વરૂપાનુસંધાનમાં જરા પણ ફેર પડતો નથી. જીવશિવની એકતાનો અનુભવી સંચિતને પ્રારબ્ધમાર્ગે કરી ભોગવે છે, પણ પોતાનું ક્રિયમાણ એવું શુદ્ધ ને સાત્વિક રાખે છે કે, ભાવિમાં તેને માટે સંચિત રહેતું નથી. પ્રારબ્ધ ભોગવાઈ રહે છે, એટલે તે સ્વરૂપાનુસંધાન સાધીને વિશુદ્ધ સ્થિતિને પામે છે. એ સ્થિતિને પહોંચેલો પુરુષ હું કોણ છું, ક્યાંથી આવ્યો છું અને મારે ક્યાં જવું છે, તે સમ્યક્ પ્રકારે જાણી શકે છે. હે વત્સ! આ જે દુર્ઘટ જ્ઞાન તમને સમજાવ્યું છે, તેનું તમે યથાર્થ મનન કીધું હશે. એ સ્થિતિને પ્રાપ્ત કરવા માટે તમે પ્રયત્નશીલ છો?"

"ગુરુદેવ!" સુવિચારશર્માએ કહ્યું; "આપ મહાત્માના મુખારવિંદમાંથી, જે અમૃતજ્ઞાનનો નિર્મળ ઝરો વહ્યો છે, તેમાં સ્નાન કરવાથી અમે અમૃત જ છીએ. હે દેવ! જે જ્ઞાન ગઇ કાલે આપે કથ્યું છે ને અમને અમૂલ્ય લાભ આપ્યો છે, તેનું મનન તથા નિદિધ્યાસન ચાલુ જ છે. પરંતુ હે ગુરુદેવ! આપે અમને પુનઃ સંસારમાં વિચરવાની આજ્ઞા કીધી છે, તો આપનાં મુખકમળમાંથી સંસારમાં રહ્યા છતાં અમે અમારા સ્વરૂપને ભૂલી ન જઇએ, તેને માટે અમે વિશેષ જ્ઞાન સાંભળવાની અપેક્ષાવાળા છિયે. આ પ્રપંચ, માયાથી એટલો લદબદ છે, કે એમાં રહેલો જીવ, સ્વરૂપાનુસંધાનને પ્રાપ્ત થયા છતાં પણ, તેને પડવાનો ક્ષણે ક્ષણે ભય રહે છે. હે કૃપાસિંધુ! હે કરુણાસાગર! હે ભક્તવત્સલ! હે અધમોદ્ધારક પ્રભુ! આપ કૃપા કરીને અમને સંસારમાં પુનઃ વિચરવાની આજ્ઞા મા આપો! આપ જેવા સાક્ષાત્ યોગીશ્વરના

ચરણોની પ્રાપ્તિ થયા પછી, વિષ્ટારૂપ સંસાર વિશે પડવામાં અમને ભય છે કે, એથી અમારું આત્મજ્ઞાન નષ્ટ થઈ અમે પુનઃ ચોરાશીની રેંટ-માળામાં પડીશું. આપનાં ચરણકમળોની સેવા કરવાને, તેમ જ આપનાં વચનામૃતનું પાન કરવાને, આપ અમારાપર અનુગ્રહ કરો ! સંસાર કેવો પાપમય, કેવો દુઃખમય છે. તેનું અમને બરાબર ભાન થયું છે ને તેથી જ અમે એવા થરથરી ગયા છિયે કે, એ પાપરૂપ પ્રપંચમાં હવે પડવાને અમને યત્કિંચિત્ પણ કામના થતી નથી. તથાપિ હે ગુરુદેવ ! ગુરુની આજ્ઞાના ઉલ્લંઘનનો અમારો દોષ આપ ક્ષમા કરશો. આપે અમને ગૃહસ્થધર્મ પુનઃ ધારણ કરી સ્વધર્મમાં પ્રવર્તવાની જે આજ્ઞા આપી છે, તે અમને શિરસાવંદ્ય છે. શિષ્યોનું નિરંતર કલ્યાણ ઇચ્છનારા આપે જે આજ્ઞા કરી છે, તે વિચારીને જ કરી છે, એ નિઃશંક છે. બહારથી સુંદર જણાતા સર્વ અંગોની સંપૂર્ણતાથી ભરેલા પરધર્મનું પાલન કરવા કરતાં, કંઇક અમુક દૃષ્ટિએ વિગુણી જણાતા સ્વધર્મનું પાલન જ અત્યંત શ્રેયસ્કર છે, અને તેમાં કદાચ મૃત્યુ થાય, તો પણ તે વિશેષ શ્રેયસ્કર છે, પણ તેથી ઊલટું પરધર્મગ્રહણ સર્વથા ભયાનક છે,* એમ આપ, અમને જ્યારે જણાવો છો, ત્યારે આ સંસારમાં મનુષ્ય પાપકર્મ કરવાથી કેમ બચે, તેનો માર્ગ અમને કૃપા કરીને દર્શાવો. હે કૃપાસાગર ! આપ અમને જે ગૃહસ્થધર્મ ધારણ કરી સંસારવ્યવહાર ચલાવવાની આજ્ઞા આપો છો, અને એ દુઃખમય વિવિધ પ્રકારે લલચાવનારા સંસારમાં સરસા રહ્યા છતાં તેના એક અંશથી પણ મુદ્દલ ન લેપાતાં સર્વદા પરબ્રહ્મ સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણ-ચંદ્રમાં મન પરોવવાનું કહો છો,† એ બે પ્રતિકૂળ આચરણો અમારાથી કેમ બનશે, તેનો અમને હર ઘડીએ વિચાર થયા કરે છે. આ સંસા-રમાં કોઇ પણ પુરુષ પોતે પાપકર્મ કરવાની ઇચ્છા કરતો નથી. તોપણ જાણે કોઇ જોર જુલમથી પાપકર્મ કરવાની પ્રેરણા કરતું હોય, તેમ બળાત્કારે તે પાપકર્મ કરતો જોવામાં આવે છે, તેનું કારણ શું ?‡ અને પરમ પુરુષાર્થના સાધનરૂપ આપે કહેલા અમૂલ્ય ઉપદેશ પ્રમાણે

---

* श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् । स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥

† સંસારમાં સરસો રહે ને મન મારી પાસ,
સંસારમાં લેપાય નહિ તે જાણ મારો દાસ. ધીરો ભગત.

‡ अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः । अनिच्छन्नपि वार्ष्णेय ! बलादिव नियोजितः ॥

સત્કર્મ કરવાની ઇચ્છા કરવા છતાં પણ, તે પુરુષ તે કર્મ કરી શકતો નથી, એમ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થાય છે. એ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, પુરુષ એ બાબતમાં પરતન્ત્ર છે, પણ સ્વતન્ત્ર નથી; કારણ કે પરતન્ત્ર હોવા વિના એ વાર્તા બનવી સંભવતી નથી. જેમ કોઈ રાજા કોઈ કાર્યમાં બળાત્કારથી પોતાના ભૃત્યને પ્રેરણા કરે છે, અને તે ભૃત્યની તે કાર્ય કરવાની ઇચ્છા ન હોવા છતાં પણ તે કાર્ય અવશ્ય કરે છે, તેમ કોઇક બળવાન કારણથી પ્રવૃત્ત થયેલો પુરુષ, આપના મતથી વિરોધી એવું પાપકર્મ, સર્વ અનર્થોનું મૂળ જાણવા છતાં પણ કરે છે.* માટે, હે કૃપાળુ ગુરુદેવ ! એ અનર્થોમાં પ્રવૃત્તિ કરાવનારા કારણનું સ્વરૂપ આપ અમને યથાર્થ કહો, કે જે કારણનું સ્વરૂપ જાણીને અમે તે કારણનો નાશ કરવાને અને આપના ઉપદેશ પ્રમાણે વર્તવાને પ્રવૃત્તિમાન્ થઈએ. હે દયાસાગર ! પાપનું મૂળ શું છે, તે જો અમને યથાર્થ સમજાશે, તો તેનાથી દૂર રહીને આપે આજ્ઞા કરેલા સ્વધર્મનું પાલન અમે સાવધાનતાથી કરવાને શક્તિમાન થઇશું."

## અત્રિ ઋષિના શિષ્યોની કથા

ગુરુદેવ બોલ્યા; હે વત્સ ! હે તાત ! ગભરા નહિ ! ધીરવીર બન ! હું કહું છું તે શ્રવણ કર ! જ્યાંસુધી આ લોકનાં તમારાં કર્મો નાશ પામ્યાં નથી, ત્યાંસુધી તમારે સંસાર ભોગવવો સર્જિત જ છે. પૂર્વ જન્મનાં ને જન્માંતરોના સંચિત કર્મો ભોગવ્યા વિના, તમને મુક્તિ પ્રાપ્ત થઇ શકે નહીં. તમારાં સંચિત કર્મો ભોગવાઇને પૂર્ણ થયાં નથી, એટલે તે ભોગવ્યા વિના. પરમ પદના અધિકારી થવાવાનુંજ નથી. કુન્દનજ શુદ્ધ સુવર્ણ છે, તેમ જે જીવ, સર્વ સંચિત કર્મોનો ભોગ ભોગવી, પરમ સત્ત્વશીલ બની જાય છે ને ક્રિયમાણ જેના શુદ્ધ છે, તે જ જીવ પરમેશ્વરધામનો અધિકારી બને છે. સંસારમાં રહીને જે જીવ શુદ્ધ ક્રિયમાણથી પાર ઊતરે છે, તે सर्गेऽपि नोपजायते-કલ્પાંતે પણ પુનઃ સંસાર ભોગવવાને સર્જાતો નથી. પણ જ્યાં સુધી સંચિત† કર્મનાં ફળો અવશેષ રહે છે, ત્યાં સુધી જીવને તે ભોગવવાં જ પડે છે. કર્મ તો ભોગવે જ છૂટકો છે. જે પુરુષ સંસારમાં રહીને કર્મને ભોગવતો સતો, પોતાના સ્વરૂપને

* धर्मं प्रसंगादपि नाचरन्ति, पापं प्रयत्नेन समाचरन्ति ।
आश्चर्यमेतद्धि मनुष्यलोके, सुधां परित्यज्य विषं पिबन्ति ॥

† ૧. સંચિતકર્મ, ૨. પ્રારબ્ધકર્મ, ૩. ક્રિયમાણકર્મ.

વીસરી જતો નથી, તે જ પુરુષ ક્ષરથી પર અક્ષર એવું જે પરમાત્માનું અનંત લીલામય સ્થાન છે, તેમાં નિવાસ કરવાને અધિકારી છે. સંસારમાં રહ્યો સતો પુરુષ, સંસારી માયાથી જેટલો વિશેષ સાવધ, તેટલો તે સત્વર તરી પાર જાય છે. જેમ કુન્દન થવા માટે સુવર્ણને અનેકવાર ધમણમાં ધમાવું પડે છે, કેમકે જ્યાં સુધી એ સુવર્ણમાંની મલિનતાનો નાશ થતો નથી, ત્યાં સુધી તે કુન્દન થતું નથી, તેમ જ્યાં સુધી કર્મનાં ફળો ભોગવવાનાં હોય છે તે ભોગવાઇ, સર્વ મલિનતા ભસ્મ થઇ નથી–આત્મતત્ત્વની શુદ્ધિ થઈ નથી, ત્યાં સુધી જેમ સુવર્ણ અધમ હલકું ગણાય છે, તેમ જ જીવ પણ નિર્લેપ–વાસના–કામના–માયાથી જ્યાં સુધી શુદ્ધ થતો નથી, ત્યાં સુધી તે અધમ ગણાય છે. તેનું કોઈ કાળે પણ પતન જ છે. શુદ્ધતા–અનન્યતા વગર પરમ ધામની પ્રાપ્તિ થતી નથી. હવે સંસારમાં મોટામાં મોટું દુઃખરૂપ, પુરુષને પાપકર્મમાં બળાત્કારે પ્રવૃત્ત કરનારું, આત્મજ્ઞાન નાશ કરનારું, સર્વ ઉપાધિ ઉત્પન્ન કરનારું, સઘળી માયાનું મૂળ મંડાણ काम एषः–આ કામ છે. દુષ્કૃતિ, મૂઢ નરાધમ અને માયાવડે આવૃત થયલા જીવો, ગમે તેટલા કામના દોષો જાણવાવાળા હોય છે, ગમે તેવા સંસારડાહ્યા હોય છે, તથાપિ તેઓ, જ્યાં સુધી કામના બાણથી સુરક્ષિત રહેવા નિર્લેપતાનું કવચ ધારણ કરી શકયા નથી, ત્યાં સુધી અનન્ય થઇ શકતા નથી અને અનન્યતા વિના પરબ્રહ્મને પ્રાપ્ત કરી શકતા નથી. જે જીવો આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની છે. તેઓ જ નિત્ય પરમાત્માની ભક્તિમાં લીન રહે છે.* અને જગતની ઉપાધિમાં નહિ લપટાતાં, જે કામને જીતે છે, તે જ ખરેખરા પરબ્રહ્મને પ્રાપ્ત થનારા સંસ્કારીઓમાં પ્રમુખ છે, જગન્નગરની લીલા–માયા જીતવી–તરવી સહેલ છે. પણ રજોગુણથી ઉત્પન્ન થયેલો, મોટા આહારવાળો અને અત્યંત ઉગ્ર કામરૂપી મહાશત્રુ જીતવો એ કઠિન છે. તે દુસ્તર–પ્રબળ–અજિત અને થરો પૂરો છે. તેને જીતવાને મોટ મોટા જ્ઞાની પુરુષો પણ અસમર્થ થઇ પડ્યા છે. જેમ ધૂમાડો અગ્નિને ઢાંકી દે છે, જેમ રજરૂપ મળ દર્પણને આચ્છાદી નાંખે છે, જેમ જરાયુ ચર્મ ગર્ભને આવૃત કરી નાંખે છે, તેમ આ દુષ્ટ કામ જ્ઞાનને આવૃત કરે છે. એ કામ જ્ઞાની પુરુષોનો નિત્ય વૈરી છે. તે તૃષ્ણા તથા ઇચ્છારૂપ છે. અને અગ્નિની માફક તૃપ્તિરહિત છે. જેમ અગ્નિ ઘૃત કાષ્ઠાદિવડે તૃપ્ત થતો નથી,

*चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन । । आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ! ॥

તેમ એ કામ અનેક પ્રકારના ભોગોવડે તૃપ્ત થતો નથી.* આ કામરૂપ શત્રુ કોનું આલંબન કરીને રહ્યો છે, અને સર્વ પાપનું મૂળ કેવી રીતે છે, તથા તેને કેમ જીતી શકાય, અને અનિચ્છિત પાપકર્મ કરવાથી કેમ બચી શકાય, તેમ જ સ્વધર્મ કેમ પાળી શકાય, તે હું તમને સારી રીતે સમજાવીશ. પણ ત સર્વ યથાર્થ રીતે ધ્યાનમાં આવે, તે માટે પહેલાં તમને હું એક દૃષ્ટાંત કહું છું, તે એક નિષ્ઠાથી શ્રવણ કરો.

પૂર્વકાળમાં પતિતપાવની ભાગીરથીના તટપર, એક પર્ણકુટીમાં, અત્રિ નામના એક પવિત્ર ઋષિ રહેતા હતા. સાંસારિક પદાર્થપ્રતિ તેમને જરા પણ મોહ ન હતો. તે ઋષિ મહાન્ બ્રહ્મવેત્તા હતા. એ મુનિ પ્રજાપતિ અત્રિના વંશજ હતા. એ વંશને કૃષ્ણાદિક મહાત્મા-ઓએ પવિત્ર કર્યા છે. એ મુનિ અહંકારથી રહિત હતા; તેમની બુદ્ધિ ભેદવાદથી મુક્ત હતી; તેઓ ઈષ્ટ અથવા તો અનિષ્ટ પદાર્થ પ્રાપ્ત થતાં સમદૃષ્ટિથી રહેતા હતા; ગુણ દોષથી ભરેલા આ વિલક્ષણ સંસાર તરફ તેમની ક્ષણભર પણ દૃષ્ટિ ન હતી; માન તથા અપમાનને તે સમાન ગણતા હતા; સમુદ્રને મળતી અનેક નદીઓ જેમ એકરૂપ થઇ જાય છે ને તે નદીઓના સંગથી જેમ સમુદ્રને કોઇ પણ જાતની વિક્રિયા ઉત્પન્ન થતી નથી† તેમ જ, એ મુનિને સંસારીઓનો સહવાસ થતાં પણ, કોઈ જાતનો વિકાર ઉત્પન્ન થતો નહતો. સમદર્શી, નિર્વિકારી ને જીવન્મુક્ત પેરે આ જગતમાં તે મુનિ વિચરતા હતા.

એ મુનિની સેવામાં પરમ પવિત્ર, સત્‌ના જ્ઞાતા, ગુરુવચનપર પરમ આસ્થાવાન્ ને ગુરુ પેરે જ વિકારરહિત એવા ચાર શિષ્યો હતા. તેમનાં નામો કંદર્પહર, મન્યુહર, મોહહર અને ભયહર હતાં. એ ચારે શિષ્યો સદા ગુરુશુશ્રૂષામાં તત્પર રહેતા હતા. જેવા મુનિ આત્મનિષ્ઠ હતા, તેવા જ શિષ્યો પણ પોતપોતાના બળ પ્રમાણે આત્મનિષ્ઠ હતા. એ ચારેમાંથી એક પણ શિષ્યને સંસારની માયાનો વળગાડ નહતો, ચારે બાળબ્રહ્મચારી હતા; ગુરુભક્તિમાં ચારેય શિષ્યો એક બીજાની સ્પર્ધા કરતા હતા; ગુરુવચનમાં એક એકથી વિશેષ શ્રદ્ધાવાન્ હતા; ગુરુની આજ્ઞાનુસાર ચારેય શિષ્યો અરુણોદય થયા પૂર્વે શય્યામાંથી ઉઠીને

* धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च। यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥
आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा। कामरूपेण कौंतेय ! दुष्पूरेणानलेन च ॥

† यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय।
तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् ॥

ગુરુસેવામાં પ્રવૃત્ત થઈ જતા હતા, ને અનેક પ્રકારની સાંસારિક માયાનો તેઓએ નાશ–ત્યાગ કર્યો હતો. અત્રિ મુનિની પણ એ ચારેય શિષ્યો પર સમાન પ્રીતિ હતી.

## ચાર શિષ્યોની કસોટી

મુનિને એક સમયે ઇચ્છા થઇ કે, આ ચારેય શિષ્યોમાં શ્રેષ્ઠ કોણ છે, તેની પરીક્ષા કરવી. એ પરીક્ષા કરવા માટે એક ચાતુર્માસના પ્રારંભ પૂર્વે, મુનિદેવ પોતાની પર્ણકુટીમાંથી કોઈ સ્થળે વિશ્રામ કરવા માટે યાત્રાર્થે નીકળી પડ્યા. ફરતા ફરતા તેઓ જનકરાજાની વિદેહ-નગરીમાં જઇ પહોંચ્યા, ચાતુર્માસનો પ્રારંભ થતાં, મુનિએ ચારે શિષ્યોને બોલાવી કહ્યું કે, "હે પરમ પવિત્ર નૈષ્ઠિક જ્ઞાની શિષ્યો આ ચાતુર્માસ અત્રે જ ગાળવાનો મેં નિશ્ચય કીધો છે, તેથી આપ સર્વે કોઇ બીજે સ્થળે જઇને નિવાસ કરો !"

પટશિષ્યે કહ્યું; "હે દેવ ! આપ જયાં જવાની આજ્ઞા કરશો, ત્યાં જઇને અમે નિવાસ કરીશું."

ક્ષણભર વિચાર કર્યા પછી, મુનિમહારાજે ભયહરને કહ્યું; "વત્સ ભયહર ! તું આ નગરની પૂર્વ દિશામાં આવેલા પર્વતપર જા. એ પર્વતની બીજી શ્રેણીપર જે વાઘની બોડ છે, તેના મુખ આગળ તારે ચાર માસ બેસી રહેવું; ચાતુર્માસ પૂર્ણ થયા પછી પાછો આવજે."

પછી બીજા શિષ્ય મોહહરને આજ્ઞા કરી; "તારે નગરના મુખ્ય પનઘટપર જઇને ચાર મહિના બેસી રહેવું."

ત્રીજા શિષ્ય મન્યુહરને કહ્યું; "આ નગરની પશ્ચિમ દિશાએ આવેલા અરણ્યમાં એક પીપળાના થડ પાસે, સર્પનો રાફડો છે, ત્યાં જઇને તારે બેસવું."

ચોથા શિષ્ય કંદર્પહરને આજ્ઞા કરી કે; "તારે વિદેહનગરીની પરમ રૂપવતી, લાવણ્યની મૂર્તિ, મોહમદથી ભરેલી રાજગણિકા પિંગલાને ઘેર જઇને રહેવું."

## વાઘની બોડમાં વાસ

"આ પ્રમાણે ગુરુએ આજ્ઞા કરી, એટલે ચારે શિષ્યો, આજ્ઞા કરેલા સ્થાનો તરફ વિદાય થયા. ભયહર પવતપર આવેલી વાઘની બોડ આગળ જઇને બેઠો. એ ગુફામાં રહેનારો વાઘ મનુષ્યભક્ષક હતો, મનુષ્યની ગંધ આવતાં તે વાઘ બોડમાંથી બહાર આવ્યો; ચોમેર દૃષ્ટિ કરીને ભયહરને જોતાં જ તે એકદમ તડુકી ઊઠ્યો, અને ખાંઉ ખાંઉ કરતો

ગુફાની બહાર આવી, ભયહરના તરફ વિકરાળ દૃષ્ટિ કરીને તરાપ મારવાને તૈયાર થઇ ગયો, પણ ભયહર તો ભયને જીતનારો હતો, એટલે વાઘની વિકરાળ ગર્જના સાંભળ્યા છતાં તેને જરાપણ ક્ષોભ થયો નહીં. ઊલટો વાઘને પીઠ બતાવી તે અડગપણે ઊભો રહ્યો. ભયહર તે ભયહર જ હતો–ભયને તે જાણતો જ ન હતો–તેની આત્મનિષ્ઠા પ્રબળ હતી. તેથી તેણે ભયને જીત્યો હતો. તેણે વિચાર્યું કે, "આત્મા અજર–અમર છે, અવિનાશી છે, તે વાઘથી ખવાતો નથી, તરવારથી કપાતો નથી, અગ્નિથી બળાતો નથી, વાયુથી સોસાતો નથી, જળથી ડૂબાવાતો કે સડાવાતો નથી, તો આ હિંસક પ્રાણી કોને ખાશે ?"

હિંસક પ્રાણીનો નિયમ છે કે, બનતાં સુધી તે પીઠનો ઘા કરે છે, કેમકે તેમ કરતાં તેને શ્રમ પડતો નથી અને શિકાર સહેલાઇથી વશ થાય છે. પણ જ્યારે સામે ઊભેલા ભયહરને પીઠ કરી ઊભેલો જોયો, ત્યારે એ વાઘ આશ્ચર્યચકિત બની, ક્ષણભર થંભ્યો. તે પણ મર્દ હતો, તેથી પીઠથી ઘા ન કરતાં સામો ગયો. પુનઃ ભયહર ફરી ગયો. વાઘ તે દિશામાં જઇ ઊભો. એમ ચારે દિશાઓમાં ભયહર ફર્યો ને ચારે દિશાઓમાં વાઘ પણ ફર્યો. પછી તે ભયને હરનાર ઊભો રહ્યો ત્યારે વાઘે ઊભો રહ્યો. તેવામાં વાઘણ આવી. બન્ને તલપ મારવા તલપી રહ્યાં.

પણ ગુરુપ્રતાપે પ્રાપ્ત થયેલી યોગવિદ્યાના પ્રતાપથી, ભયહરે શાંતિથી, ધીમે ધીમે એ માંસાહારી વાઘ ઉપર એક સરખી દૃષ્ટિ કરવા માંડી. જેમ જેમ ભયહરની દૃષ્ટિ તે વાઘ વાઘણની દૃષ્ટિ સાથે એકતાર થતી ગઇ, તેમ તેમ વાઘ વાઘણ પોતાની વિકરાળ વૃત્તિમાંથી મંદ પડતાં ગયાં. થોડીક ક્ષણમાં જે વાઘ વાઘણ મનુષ્યને જોતાં જ તેના પ્રાણ લેવાને વિકરાળ થઈ ગયાં હતાં, તે ભયહરની દૃષ્ટિથી શાંત થઇને, તે મહાત્મા પુરુષને પ્રણામ કરતાં તેમનાં ચરણકમળોની સમીપમાં આવી ઊભાં–તેમણે પોતાનાં મસ્તકોને તેમનાં ચરણોમાં અરાડ્યાં. થોડીવારમાં તો વાઘ વાઘણ અને ભયહર મિત્ર થઇ પડ્યાં. પછી ભયહરે પશુવાણીમાં વાઘ વાઘણને ઉપદેશ કરવા માંડ્યો; "હે શાર્દૂલો ! તમોએ જે અઘોર પાપો કીધાં છે તેનું તમને કંઈ ભાન–જ્ઞાન છે ? વિચાર છે ? સ્મરણ છે ? આ સર્વ કર્મનાં ફળો તમારે ભોગવવાનાં જ છે; છતાં તમે નવીન કર્મબંધમાં પડવાની વૃત્તિ કીયા કારણથી કરો છો ? હવે પ્રાયશ્ચિત કરો ને પશુ દેહમાંથી મુક્ત થાઓ. તમારી હિંસકવૃત્તિ કે જે તમારા જન્મની સાથે જ જન્મી છે, તેનો નાશ કરો; શુદ્ધ થાઓ; અનેક પ્રકારે મનુષ્ય પ્રાણી

ઉપકારક છે, તેનો નાશ કરવાને તમે પ્રવૃત્ત થયાં છો, તે વૃત્તિને જીતો. હે શાર્દૂલો ! તમારા દુષ્ટ કૃત્યથી અનેક સ્ત્રીઓ વિધવા થઈ છે; તેમનાં જીવિતોનાં સાધનો નાશ પામવાથી તે જે દુઃખો ભોગવે છે ને શાપ દે છે, તેનું ફળ ભોગવતાં તમે કયારે છુટશો ? એકવારની તમારી ક્ષુધા તૃપ્ત કરવામાં,અનેપુ પિતાઓને તમે નિર્વંશ કીધા છે અને અનેક બાળકોને માતપિતા વિનાનાં કીધાં છે; પ્રાણી માત્રનું કલ્યાણ કરનારા ધર્મવીર, દાનવીર, વિદ્યાવીર, પરમાર્થવીરનો તમે સંહાર કીધો છે. એ મહાપાપ-માંથી તમારી મુક્તિ થશે, એમ તમે માનો છો ખરાં ? હે અલ્પ પ્રાણીઓ ! તમને એનું લેશ માત્ર પણ જ્ઞાન નથી-ભવિષ્યના ભયનું ભાન પણ નથી. પણ હવે જાગૃત થાઓ અને તમારું શેષ આયુષ્ય પૂર્ણ થતાં પૂર્વે તમારા પાપનું પ્રાયશ્ચિત્ત કરી પવિત્ર થાઓ." ભયહરનું આ મધુર ભાષણ એકચિત્તે તે વાઘ વાઘણ શ્રવણ કરતાં હતાં. તેમની હિંસક વૃત્તિ ધીમે ધીમે શમવા લાગી. થોડીકવાર બેસી, પછી ઊભાં થઇ, ભયહરના ચરણોમાં પુનઃ પ્રણામ કરીને એ વાઘ વાઘણ પોતાની બોડમાં ચાલ્યાં ગયાં; અને ભયહર તે બોડના મુખપર જ નિર્ભયપણે, પ્રણવમંત્ર જપતો બેસી રહ્યો.

બીજે દિવસે ક્ષુધાતુર વાઘ વાઘણ ખોરાક શોધવાને ગુફાની બહાર જેવાં નીકળ્યાં, કે તુરત તેમની દૃષ્ટિ પુનઃ ભયહરપર પડી. પૂર્વ દિવસનું સર્વ જ્ઞાન નાશ પામ્યું હોય તેમ, પુનઃ મનુષ્યને જોતાં જ તેના ઉપર તરાપ મારવાને તેઓ તૈયાર થઇ ગયાં, પણ પ્રથમ દિવસની પેઠે જ, ભયહરે ગુરુપ્રતાપનું અને ગુરુવચનનું સ્મરણ કરીને, તે વાઘ વાઘણને સત્ત્વરહિત કરી દીધાં.

આ પ્રમાણે ત્રણ ચાર દિવસો સુધી વાઘને પોતાની નિત્ય વૃત્તિ-માંથી પાછો વાળી, તેના હિંસક સ્વભાવને અંકુશમાં આણવાનો ભયહરે પૂરતો પ્રયત્ન કીધો. ભયહરનાં વચનો સાંભળીને વાઘ ગુફામાં ચાલ્યો જતો હતો, પરંતુ તેની ક્ષુધા એટલી તો પ્રદીપ્ત થઈ ગઈ હતી કે, એક દિવસે અકસ્માત્ ગુફામાંથી નીકળી આવી, તેણે ભયહરપર તરાપ મારી. જરા પણ ભય નહિ પામતાં, પોતાના નામ પ્રમાણે જ ભયહરે ગુણ બતાવ્યો. વાઘના મુખમાં પોતાનો હાથ આપી દીધો અને એટલું જ વચન કહ્યું કે; "હે દુષ્ટ શાર્દૂલ ! આટઆટલા ઉપદેશો કરવા છતાં પણ તારો જાતિસ્વભાવ ન ગયો તો લે આ હાથ ને તારું પેટ તૃપ્ત કર. મનુષ્યોમાં પણ તારા જેવા અનેક છે. પાપવૃત્તિવાળા જીવો, અનેક

પ્રકારનું સુશ્રાવ્ય જ્ઞાન પ્રાપ્ત કરે છે, ક્ષણભર પાપકર્મમાંથી પાછા ફરવાનો દૃઢ નિશ્ચય કરે છે, પરંતુ જ્યાં થોડો અવકાશ મળે છે કે, પોતાની પૂર્વવૃત્તિને પુનઃ પ્રાપ્ત થાય છે. આવાં અધમ પ્રાણીઓ, જેમ કોઈ કાળે પણ પોતાનું કલ્યાણ વહોરી શકતાં નથી. તેવી જ દશા તારી પણ છે, તારી ક્ષણભરની ક્ષુધા તૃપ્ત કરવાને તું જે મનુષ્યોનો આહાર કરે છે, તે તારું અધમ કૃત્ય તારા શ્રેયમાં કેટલું હાનિરૂપ છે, તેનો તને વિચાર ન હોવાથી જ, હે વ્યાઘ્ર! તેમાં તું પ્રવૃત્ત થાય છે. પણ એ અધમ કર્મથી તારા પૂર્વ જન્મનાં પાપકર્મમાં વૃદ્ધિ કરીને, આથી પણ વધારે નીચ સ્થાનમાં ઊતરવાનો અધિકારી બને છે, તે તું જાણતો નથી–એ તારું અજ્ઞાન છે. જો તારી હંમેશની ક્ષુધા તૃપ્ત થતી હોય તો આ મારો દેહ, કે જે કેવળ નિરુપયોગી છે, તેને ખાઇને તારી ક્ષુધાને શાંત કર! પરંતુ એક દિવસની ક્ષુધાની નિવૃત્તિ માટે પરમાત્માની સૃષ્ટિમાંના એક સુંદર પ્રાણીનો નાશ કરવાને તને પરમાત્માએ ઉત્પન્ન કીધો નથી.”

ભયહરનાં ઉક્ત વચનો તે વ્યાઘ્ર ઊભો ઊભો સાંભળતો હતો. તેનાથી તેનો હાથ ચવડાવ્યા છતાં ચવાઇ શકાયો નહિ. તેના મુખમાં મનુષ્યનો હાથ હતો, પણ વાઘ તેને કરડવાને સશક્ત ન હતો. જેમ જેમ ભયહરનાં વચનો તેના કર્ણોમાં પ્રવેશ કરતાં ગયાં, તેમ તેમ તે ભયહરના હાથને મુખમાંથી બહાર કાઢવા માંડ્યા અને ભયહરનાં વચનો પૂર્ણ થતાં તેના આખા હાથને મુખમાંથી બહાર કાઢી નાંખી, ધીમે પગલે તે પોતાના સ્થાન પ્રતિ ચાલ્યો ગયો. વાઘણ પણ તે જ પ્રમાણે વિદાય થઈ ગઈ.

આ પ્રમાણે ભયહરનો નિત્યનો ક્રમ ચાલુ હતો. દિવસે દિવસે પોતાની ક્ષુધાને તૃપ્ત કરવાને વ્યાઘ્ર જ્યારે અસમર્થ થઇ પડ્યો ત્યારે તે પોતાની વાણીથી બોલ્યો; “હે માનવી! મારી ક્ષુધાને કેવી રીતે શાંત કરવી?” “તું વનસ્પતિનો આહાર કર.” આમ ભયહરે કહ્યું. વ્યાઘ્રને તે ઘણું વિષમ લાગ્યું. પર્વત ઉપર આવેલાં ફળો ફૂલોઆદિ વનસ્પતિ ખાવાનો તેણે પ્રયત્ન કીધો, પરંતુ તે તેને જરાય ભાવ્યું નહિ. તો પણ તે ઘણા દહાડા થયા ક્ષુધાથી પીડાતો હતો, તેથી તેણે થોડાંક ફળફૂલોવડે પોતાની ક્ષુધાને તૃપ્ત કરી.

હવેથી રાત્રિના વ્યાઘ્ર અને ભયહર એક જ ગુફામાં સૂતા હતા. સમયે સમયે વાઘના મનમાં મનુષ્યાહાર કરવાની ઇચ્છા થતી હતી

નિદ્રાજિત્ ભયહર અહર્નિશ જાગૃત રહેવાથી, વાઘ પોતાની ઇચ્છાને પૂર્ણ કરી શક્તો ન હતો. ભયહર નિત્ય વાઘને ઉપદેશ આપ્યો જતો હતો. ગુરુકૃપાવડે ચાર માસોમાં ભયહરે મનુષ્યાહારી વાઘ વાઘણને એવાં તો વશ કરી દીધાં કે, ચાતુર્માસની પૂર્ણાહુતિ ટાણે, ભયહરે તેનાં મુખ આગળ માંસ લાવીને મૂક્યું, તેના તરફ તેણે દૃષ્ટિ સુદ્ધાં કીધી નહિ. આ સમયમાં ભયહરને વાઘ વાઘણે, ઘણીવાર ભય ઉપજાવ્યો હતો, પરંતુ ભયહરને ક્ષણ પણ ભય વ્યાપ્યો નહોતો."

### સર્પની ફેણપર નૃત્ય

યોગીન્દ્ર મુનિએ કહ્યું; "વત્સ! ભયહરે પોતાનું જે માનસિક ને આત્મિક બળ બતાવીને વ્યાઘ્ર જેવા ક્રૂર પ્રાણીને, તેના હિંસક સ્વભાવમાંથી પાછો વાળીને જે મૃદુ પ્રકૃતિવાળો બનાવ્યો, તે કંઇ ઓછું આશ્ચર્યકારક નથી. સામાન્ય પ્રાણી તો વ્યાઘ્રને જોતાં જ ગભરાઈ જાય,–તેનાં ગાત્રો શિથિલ થઇ જાય–તે જીવતાં મુડદાં જેવો થઇ રહે–તો પછી તેને વશ કરવો અને તેને તેની અસલ પ્રકૃતિમાંથી પાછો વાળવો–માંસ ખાતાં અટકાવવો–એ તો બહુ જ કઠિન ને વિષમ કાર્ય છે. વત્સ સુવિચાર! જે અદ્ભુત બળ અને મનની સ્થિરતા ભયહરે દર્શાવી છે, એનાથી પણ વિશેષ દૃઢતા ને મનોબળ મન્યુહરે દર્શાવ્યું છે.

ગુરુની આજ્ઞા પ્રમાણે મન્યુહર પશ્ચિમના અરણ્યમાં ગયો અને જે દિશા તરફ વટવૃક્ષ હતું, તે દિશા તરફ ચાલવા લાગ્યો. માર્ગમાં મળતાં સ્ત્રી પુરુષોએ એ સાધુ પુરુષને કહ્યું; "હે મહારાજ! એ તરફ એક અતિ વિકરાળ ઝેરની જ્વાળા વરસાવતો મોટો સર્પ રહે છે; કોઇ પણ મનુષ્યની ગંધ આવતાં તે પોતાની ફેણમાંથી એવી તો ઝેરી જ્વાળાઓ વરસાવે છે કે, એ ઝેરી જ્વાળાઓથી અનેક પુરુષો બળીને ભસ્મ થઇ ગયા છે. માટે હે સાધુ મહારાજ! તમે એ માર્ગે જશો નહિ. કદાચ કોઈ ત્યાં જાય છે, તો તે સર્પ ક્રોધથી તેને ડંખી, તેનો નાશ કરે છે."

લોકોનાં મુખેથી આ વર્તમાન જાણી તેઓને આશ્વાસન આપીને, તે શિષ્ય ધીમે ધીમે આગળ વધ્યો. ગુરુસ્મરણ કરતો કરતો, અને પ્રણવજાપ જપતો જેમ જેમ તે આગળ વધ્યો, તેમ તેમ ચોતરફથી ગુંગળાવી નાંખે તેવી ઝેરી જ્વાળાઓ વરસવા લાગી. ગુરુવચન ઉપર પરમ શ્રદ્ધાળુ શિષ્ય, તેની પીડાને નહિ ગણકારતાં, પેલાં વૃક્ષની પાસે આવી પહોંચ્યો. સર્પે પોતાની ફેણાઓના ફૂત્કારાઓ મારવા માંડ્યા; આસપાસની સઘળી હવા વિષમય થઈ ગઈ; છતાં મન્યુહરે તેની

કિંચિત્ પણ દરકાર કીધી નહિ. પોતાના તપોબળને યોગે, સર્પના રાફડા સમીપ જઈને તે ઊભો રહ્યો અને સર્પને ઉદ્દેશી બોલ્યો; " હે કદ્રુકુમાર ! તમારામાં જેટલું બળ હોય તેટલું મારાપર અજમાવો. તમારી લીલા જોવાને હું ઉત્સુક છઉં !" ક્રોધની સાક્ષાત મૂર્તિરૂપ તે સર્પરાજ, રાફડામાંથી બહાર આવ્યો. મન્યુહરે તેની ફણાપર પગ મૂકયો કે, સર્પે વિષમય દંશ દીધો, પરંતુ તે જરાય કોપાયમાન થયો નહિ. પછી તે તે સર્પને પંપાળવા લાગ્યો. સર્પરાજે પોતાના પૂછડાવડે તેના શરીરપર ઝપાટા લગાવવા માંડ્યા ને દોટ મૂકી તે તેના અંગપર ચડી ગયો. તેણે તેના આખા શરીરપર દંશના પુષ્કળ ઘા કીધા. પ્રથમ હાથપર ચૂડ ભરાવી ત્યારે મન્યુહરે બીજો ઘણો કુમળો ને હલકો હાથ તેના અંગપર ફેરવ્યો. પણ જેમ જેમ મન્યુહર તેનું આશ્વાસન કરવા લાગ્યો, તેમ તેમ તે સર્પ વધારે ને વધારે ક્રોધાંધ થતો ગયો. તેણે આખાં અંગપર ચૂડ ભરાવી, મોઢા તરફ પોતાની ફણા લાવી, મન્યુહરના મોઢામાં ઝેર નાંખ્યું; કાન, નાક ને આંખપર દંશ દીધા; પણ મન્યુહર તો તેને પંપાળ્યો જ ગયો. તેની જબરી ચૂડ છતાં, જ્યારે મન્યુહરને કાંઇ ન થયું–તે ક્રોધાવિષ્ટ પણ ન થયો–તેને ઝેર ન વ્યાપ્યું–ત્યારે આશ્ચર્ય પામતો તે સર્પ, સામો થઇ, ફણાના ફૂત્કાર કરવા લાગ્યો. સર્પને વિશેષ છંછેડવાને, મન્યુહરે તેની ફણાપર પુનઃ પગ મૂકયો. ક્રોધાંધ સર્પ ક્ષણવારમાં પુનઃ મન્યુહરને વીંટી વળ્યો; પરંતુ તેથી મન્યુહરને જરાયે ક્રોધ કે ભય થયો નહિ. પછી મન્યુહરે સર્પને પોતાના તુંબડામાંથી દૂધ પાયું; પણ સર્પે તે દૂધ પીને પાછું તેના શરીરપર ને તેના મોઢાપર ઓકી કહાડ્યું ને પોતાની ફણા સહિત પોતાનું વિષ તેના મોંમાં ઘાલ્યું ને ગળે ઘણી મજબૂત ચૂડ ભેરવી. એ વખતે મન્યુહર બેભાન થઈ પડ્યો, છતાં જરાયે ક્રોધ ન કરતાં સાવધ થતાં, સર્પને પંપાળ્યો જ ગયો. સર્પરાજે તેને ઘણો ઘણો ગભરાવ્યો, તથાપિ સર્પને પાછો વાળવાનો રંચ જેટલો પણ પ્રયત્ન તેણે કીધો નહિ. અંતે થાકીને સર્પે ચૂડ છોડી, ત્યારે મન્યુહરે, પોતાની ઝોળીમાંથી પુષ્પો કાઢી, તે સર્પપર વેર્યાં ને સર્પને શાંત પાડવાનો પ્રયત્ન કીધો. પણ જેમ જેમ મન્યુહર સર્પનું આશ્વાસન કરતો ગયો, તેમ તેમ સર્પ વધારે ને વધારે ખીજવાઇ મન્યુહરને પીડવા લાગ્યો–તથાપિ તે તો શાંત જ રહ્યો. ઊલટું સર્પરાજનો ક્રોધ શમાવવાને તે તેના શરીરપર હાથ ફેરવવા લાગ્યો. એથી શાંત ન થતાં, સર્પ વધારે ને વધારે દંશ

દેવા લાગ્યો. મનુષ્યનો સાધારણ સ્વભાવ છે કે, તે કોઈનું કલ્યાણ કરવા જાય કે ઉપકાર કરે ને સામો મનુષ્ય અપકાર કરે તો તેને સહજ ગુસ્સો ચડે છે–ક્ષણભર તે તેના અજ્ઞાનની અવગણના કરે છે; પણ ઉપકાર–કલ્યાણ–આશ્વાસનના બદલામાં વારંવાર તુચ્છકાર–તિરસ્કાર થાય, કૃતઘ્નપણું જોવામાં આવે, ત્યારે તે સહજ જ ક્રોધવશ બની, પોતાનો ક્રોધ પ્રકટ કરે છે–કરડવું નહિ તોએ કુંફાડો તો મારવો, તેમ કૃત્રિમ ક્રોધ પણ દર્શાવે છે. પરંતુ મન્યુહર, સર્પ તરફથી અનેક પ્રકારના તુચ્છકાર–તિરસ્કાર, વૈરના દંશ ને કૃતઘ્નતા જોયાં છતાં, જરા પણ ક્રોધી બન્યો નહિ–તે શાંતચિત્ત જ રહ્યો.

ઘણીવારે સર્પ ક્રોધથી ધુંધવાતો, ઝેરની જ્વાળા વરસાવતો, દૂર જઈને ઊભો રહ્યો. ત્યારે મન્યુહરે તેની ફણાને પગ અડાડ્યો. પુનઃ સર્પે અનેક દંશ દીધા. ચૂડ ભેરવી, પણ તે તો તેનું પુનઃ પુનઃ આશ્વાસન જ કર્યો ગયો. આથી સર્પરાજનો ગર્વ ગળી ગયો, તે ધીમે ધીમે મન્યુહરના દીલપરથી છૂટી ગયો અને જેવો તેણે પગ ઉપાડી લીધો કે, તે સર્પ તરત પોતાના રાફડામાં પેસી ગયો.

ક્રોધથી ને મન્યુહરને મારવાના શ્રમથી થાકીને લોથપોથ થઈ ગયેલો સર્પરાજ, માંડમાંડ ફૂંફાડા મારી શકતો હતો. તેની વિષમય જ્વાળા આ મનુષ્યના ઉપર કેમ કાંઈ પણ અસર કરી શકી નહિ, તેના વિચારમાં તે સ્તબ્ધ બની ગયો હતો. એ મનુષ્યને મારા અનેક દંશ દીધા છતાં કેમ ક્રોધ ચઢ્યો નહિ, મને ખીજવ્યા છતાં કેમ તે ખીજવાયો નહિ, તેના વિચારમાં તે ગુંચવાઈ ગયો.

બીજે દિવસે તે કૃષ્ણસર્પ પોતાના રાફડામાંથી બહાર નીકળ્યો અને સડસડાટ જ્યાં મન્યુહર બેઠો હતો, ત્યાં જઈ તેને શરીરે વીંટી વળીને તેણે વિષજ્વાળાવાળા એવા તો ફૂંફાડાઓ માર્યા કે, તેની વિષજ્વાળાથી કોઈ પણ પ્રાણી બળીને ભસ્મ થઈ જાય ! પૂર્વ દિવસના ઉપકારને વીસરી, સર્પ પોતાની જાતિપર ગયો છે તે વિચારથી, સ્વાભાવિક કોઇને પણ ક્રોધ છૂટે; પરંતુ મન્યુહરને તેમાંનું કંઇ પણ થયું નહિ. પૂર્વ દિવસની પેઠે જ તે સર્પ વિષજ્વાળા વરસાવતાં થાકી ગયો ત્યાં સુધી મન્યુહરે તેનું આશ્વાસન જ કીધું. પછી જેવો તે સર્પરાજ થાકી રાફડામાં પ્રવેશ કરવા જાય છે, કે તુરત જ મન્યુહરે તેને પૂછડેથી પકડીને પાછો ખેંચી કાઢ્યો, તેને દૂધ પાયું ને તેના શરીરપર ફૂલો વેર્યા. પરંતુ આથી તે કૃષ્ણસર્પ વધારે છંછેડાયો ને મન્યુહરના અંગપર

ઘણા જબરા દંશ દીધા. પણ જ્યારે તે અટકે ત્યારે મન્યુહર જરાક તેની ફણાપર પગ અડાડે, અને સર્પ અનેક દંશ કરે. એમ ઘણીવાર થયા છતાં મન્યુહરને જરા પણ ક્રોધ ન ચડે ત્યારે આશ્ચર્યથી તે સર્પ રાફડામાં ચાલ્યો જાય.

આવો ક્રમ કેટલાક દિવસો સુધી ચાલ્યા કર્યો. સર્પ દંશે ને મન્યુહર તેને સુખ આપે, અને તેમ તેમ સર્પરાજ વધુ વધુ દંશ કરવામાં પોતાનું સર્વ સામર્થ્ય વાપરે. એક દિવસે આખો દહાડો સર્પરાજ મન્યુહરને વીંટાઈ તેનો શ્વાસ રોકી, મોં, નાક ને આંખપર ફણા પ્રસારી બેસી રહ્યો, છતાં પણ મન્યુહરને ક્રોધ ચડ્યો નહિ. સર્પ પણ આખા દિવસના શ્રમથી થાકી ગયો હતો, તેથી પોતાની ચૂડ છોડવી તે રાફડામાં જવા તૈયાર થયો, ત્યારે મન્યુહરે, તેની ફણાપર પુનઃ પગ અડાડ્યો પણ તે નિઃસત્વ બનેલો સર્પરાજ, વિષજવાળા વરસાવવાને અસમર્થ થઈ પડ્યો હતો, તેથી નિરુપાયે પોતાની ફણાને પહોળી કરી ઊભો રહ્યો અને મન્યુહરને પ્રણામ કરતો હોય તેમ સ્થિર થઈ ગયો. મન્યુહર તેની ફણાપર ઊભો રહ્યો, સર્પની ફણા ધ્રૂજવા લાગી અને મન્યુહર તે જાણે કાલિય નાગની ફણાપર શ્રીકૃષ્ણ નૃત્ય કરતા હોય તેવો શોભી રહ્યો. તેણે ક્રોધ ઉપર વિજય મેળવ્યો અને મહાક્રોધી તથા દ્વેષી એવા કૃષ્ણસર્પને પણ અક્રોધી કીધો. એ દિવસથી સર્પરાજ નિત્ય પોતાના રાફડામાંથી બહાર આવીને મન્યુહરના ચરણોમાં પ્રણામ કરતો હતો. મન્યુહર પૂર્વ પ્રમાણે જ તેની ફણાપર ઊભો રહીને નૃત્ય કરતો હતો. ગુરુવચન તથા તપોબળને પ્રતાપે તે કદી પણ ગર્વી બન્યો નહિ. ચાતુર્માસ પર્યંત મન્યુહરે સર્પની ફણા ઉપર નૃત્ય કરવાનો નિયમ રાખ્યો હતો ને મન્યુહરને ક્રોધી કરવા સમયે સમયે સર્પ તેને દંશ કરતો, પણ તે જરા પણ ક્રોધ કરતો નહિ, ઊલટો તેને પંપાળતો, દૂધ પાતો ને પાસે બેસાડતો. આ પ્રમાણે ક્રોધ જીતવાથી તે શિષ્ય પોતાના ગુરુપ્રતાપની અહર્નિશ પ્રશંસા કરતો હતો.

## પનઘટનો મોહ

ત્રીજો શિષ્ય મોહહર, ગુરુની આજ્ઞાનુસાર પનઘટપર જઈને બેઠો. નગર અને ગામના પનઘટો હમેશાં નવી નવી લીલાઓથી ભરપૂર હોય છે. સ્ત્રીઓ અને પુરુષોનાં ટોળેટોળાં ત્યાં એકઠાં મળે છે. અવનવી વાતોના વિનોદો ચાલે છે. છેલબટાઉઓ અનેક પ્રકારની દુષ્ટવૃત્તિથી ત્યાં આવીને ઊભા રહે છે. પોતાના ઘરની સુખ દુઃખની વાતો સ્ત્રીઓ

અન્યોન્ય-સખી સાહેલિયોમાં કરે છે; નાગી ઉઘાડી વાતો કરતાં કંઇ-કને છંદમાં નાંખે છે; સ્ત્રીઓ અર્ધ નગ્નાવસ્થામાં સ્નાન કરે છે ત્યારે સાધુનું ચિત્ત પણ ચળી જાય છે, તો સંસારીનો આશરો શો. પનઘટ-પર આવતી કેટલીક નફ્ટ સ્ત્રીઓ તો અમર્યાદ પણ બની જાય છે અને તેના અંગ પ્રત્યંગપર સર્વની દૃષ્ટિ પડે છે; શીલવંતને પણ મોહ ઉપજાવે તેવાં નખરાં તેમનામાં જોવામાં આવે છે અને કામીજનો ત્યાં અમર્યાદાથી વર્તે છે. પનઘટ એવું સ્થાન છે કે ત્યાં ભલા ભલા સંતોએ પણ પોતાનું સ્વરૂપ ભૂલી જઈ, શબ્દમાં કે કર્મમાં નહિ તો મનસા પણ કુસંકલ્પો કરેલા છે. પનઘટ ઉપર ધર્મશીલ તેમ જ અધર્મશીલ બંને જાતની સ્ત્રીઓ આવે છે. તે સર્વના રહસ્યને જાણવાથી મોટા સમર્થ સાધુ પુરુષોનાં ચિત્ત ચલાયમાન થઈ ગયાં છે. એવા સ્થળ ઉપર મોહહર જઇને બેઠો છે. તેનું લાવણ્ય અદ્ભુત છે. કુટિલ કામિનીઓ તેના પ્રતિ કુટિલતાથી દૃષ્ટિ કરે છે; ધર્મશીલ સ્ત્રીઓ મહાત્મા તરીકે ભક્તિભાવથી દર્શન કરે છે. નવી નવી યુવતીઓ સાધુ પુરુષોને લલ-ચાવવાની પેરવીઓ કરે છે; નિત્ય નિત્ય શરીરને હૃષ્ટપુષ્ટ બનાવનારા અને કામોત્પાદક-વીર્ય વધારનારાં ભોજનો તેની સેવામાં તેઓ ધરવા આવે છે. વિષયલુબ્ધ સ્ત્રીઓ મોહહરને લલચાવવાને અનેક પ્રકારના હાવભાવ તથા નખરાંઓ કરે છે; તથાપિ મોહહરનું મન જરા પણ ચલાયમાન થતું નથી; તેના કર્ણોને કોઇની પણ વાણીનો સ્પર્શ થતો નથી; તેની દૃષ્ટિ નાસાગ્રથી દૂર થતી નથી; એકનિષ્ઠ પુરુષની પેઠે દૃઢ આસન વાળીને તે બેસી રહે છે; પ્રભાતથી તે સંધ્યાકાળ સુધી, ગુરુની આજ્ઞા પ્રમાણે તે પનઘટની લીલા જોયા કરે છે; તે અનેક પદાર્થોને જુવે છે, છતાં આંધળો છે; અનેક શબ્દો શ્રવણ કરે છે, છતાં બહેરો છે; ખવરાવે છે તો ખાય છે અને પીવરાવે છે તો પીએ છે છતાં કશામાં મોહ કરતો નથી; કપટકુશળ સ્ત્રીઓ નવ નવા પ્રકારના તેના ઉપર આરોપો મૂકે છે, છતાં તે કોઇની પણ પરવા કરતો નથી; તેમ કોઇના બોલવા પર લક્ષ આપતો પણ નથી; પોતાના મનો-વિકાર ઉપર તેણે એવો તો અંકુશ મૂકી દીધો છે કે, તે કોઇ પણ પ્રકારની ઇંદ્રિયોમાં વિક્રિયા થવા દેતો નથી. પરબ્રહ્મના જિજ્ઞાસુને અનેક લોકોના સમાગમથી, વાણીથી અને દૃષ્ટિથી એટલું બધું જાગૃત રહેવું પડે છે કે, કોઇ ક્ષણે કુસંકલ્પ કરી જવાયાથી, પોતાના તપોબળમાં મોળા પડવાનો પણ તેને ભય વ્યાપે છે. આવી સ્થિતિમાં મોહહરે ચાતુર્માસ ગાળવા

માંડ્યો. દૃઢ શિષ્ય-નિગ્રહી શિષ્ય-ગુરુવચન ઉપર શ્રદ્ધા રાખનાર મોહને મારનાર-ચાર માસ સુધી પનઘટ ઉપર જ બેસી રહ્યો. તેને શંકા થતી કે, આવા વિષમ સ્થાનકપર મને મોકલવાનું ગુરુને શું પ્રયોજન હશે? ક્વચિત્ તેને શંકા થતી હતી કે, "વાસના તેના હૃદયમાં સ્ફુરી આવે તો કેમ? વાસના વધવાથી વિષયો વધે છે, વિષયો વધવાથી વાસના વધે છે, અને તેને પરિણામે જીવને ચોરાશીના હિંડોળામાં હીંચકા ખાવા પડે છે. ખરી રીતે તો સાધુ પુરુષે સંસારી વાસનાઓમાંથી મુક્ત થવા માટે, વિષયો અને વાસનાઓને બાળી નાંખવાં જોઇએ; પણ પનઘટપર આવતા અવનવા જીવોની અવનવી વાતો સાંભળવાથી, વાસના અને વિષયો વધવાનો જ સંભવ છે; કેમકે મોહક પદાર્થોના દર્શનથી અને ચિંતનથી વાસના જાગૃત થાય છે અને તેથી માનસિક સંસાર પ્રથમ જન્મે છે, અને પછી સત્ય સંસાર ભોગવવાની લાલસા થાય છે; એટલે અન્તે સંસારભોગમાં લપટાય છે. માટે સાધુ પુરુષે તો, ચિંતનક્રિયા તથા વાસનાને જેમ બને તેમ બાળી મૂકવી જોઇએ-હું વાસનાને જ ભસ્મ કરીશ, તો જ સુરક્ષિત રહીશ," એમ વિચારી તેણે નવ નાડી ને દશ ઇંદ્રિયોને સંયમમાં રાખી, વાસનાનો નિત્ય પ્રણવજાપથી હોમ કરવા માંડ્યો. "મારામાં કંઇ અપૂર્ણતા જોઇ, ગુરુદેવે મને આ સ્થાનપર મારાજ કલ્યાણ માટે મોકલ્યો હોવો જોઇએ; મારામાં મોહનું કંઇ પણ બળ હશે, તેનું શમન કરવાને તેમણે જ આ માર્ગ ગ્રહ્યો હશે. હવે મારે મોહ ત્યજી, કાંચનપેરે શુદ્ધ થવું જોઇએ;" આ વિચાર તેના હૃદયાકાશમાં ઉત્પન્ન થતાં, મોહ મારવાને, તેણે બ્રહ્મભાવની વાસનાને દૃઢ સ્થાન આપ્યું. તેણે ક્રિયાનો જ નાશ કર્યો; ક્રિયાના નાશ વડે ચિંતનનો નાશ થયો; ચિંતનના નાશથી વાસનાનો નાશ થયો; રગેરગમાંથી અહંકારનો નાશ થઇ ગયો; અને જેમ સૂર્યના પ્રકાશથી અંધારાનો નાશ થાય છે, તેમ સંસારના સર્વ મોહનો પાશ બ્રહ્મભાવની વાસનાથી લય પામી ગયો."

હિમગિરિના મહાત્મા કહે છે, "હે વત્સ સુવિચાર! જે જીવ બ્રહ્મનિષ્ઠામાં પ્રમાદ કરે છે, તે જીવ અંતે નાશ પામે છે; તેથી જ્ઞાની પુરુષે સ્વસ્વરૂપમાં કદી પણ પ્રમાદ કરવો નહિ; કેમકે પ્રમાદથી મોહ, મોહથી અહંકાર, અહંકારથી બંધ અને બંધથી વ્યથા થાય છે. મોહહરે પનઘટપર બેસતાં છતાં, ક્ષણભર પણ સ્વસ્વરૂપ જાણવામાં પ્રમાદ કીધો નહિ ને ગુરુપ્રતાપે ચાતુર્માસને તે સુખરૂપે તરી ગયો.

## પિંગળાના ભવનમાં કંદર્પહર

ચોથો શિષ્ય કંદર્પહર ગુરુની આજ્ઞાનુસાર રાજગણિકા પિંગળાના ઘર તરફ ચાલ્યો. રાજગણિકા સર્વ ઐશ્વર્યથી સંપન્ન હતી–રાજપુરુષોની પરમ માનીતી હતી; તેના ઐશ્વર્યમાં જરા પણ ન્યૂનતા ન હતી; તેના દ્વારપર હાથીઓ ઝુલી રહ્યા હતા; ખમા ખમા કહેનારા હજારો દાસ દાસીઓ તેની આસપાસ ફરી વળતાં હતાં; તેની પાસે ધનનો ભંડાર તો એવો ભરપૂર રહેતો કે, મુઠ્ઠે મુઠ્ઠે અહોરાત્ર ઉરાડવામાં આવે, તો પણ તે ખૂટે નહિ; તેની સખી સાહેલીઓ રૂપરૂપની અંબાર હતી, સાધારણ પુરુષોનો તો શું, પરંતુ મોટ મોટા શ્રીમાન્ પુરુષોનો પણ તેના ઘરમાં પ્રવેશ થવો દુર્ઘટ હતો–માત્ર શ્રીમાનોની જ તે માનીતી હતી–સૌંદર્યચૂડામણિ પિંગલા માત્ર તેમની જ સેવા કરતી હતી. આવા સ્થળમાં કંદર્પહરનો પ્રવેશ થવો, એ મહાકઠિન કામ હતું. પોતે સાધુ હતો, છતાં ગુરુચરણપર ધ્યાન રાખી, નીચી દૃષ્ટિએ, કંદર્પહર ગણિકાના ઘર તરફ ચાલ્યો. તેના દ્વારપર જઇને ' नारायण हरे ' નો પોકાર પાડીને તે ઊભો રહ્યો. સાધુનું સ્વરૂપ અદ્ભુત તેજસ્વી હતું; શરીર હૃષ્ટ-પુષ્ટ હતું; મુખનો લખલખાટ સામા મનુષ્યના હૃદય પર છાપ પાડે તેવો હતો; વય તરુણ હતું; આછી આછી મૂછનો હજી તો દોરો ફૂટેલો હતો; વાસ્તવિક કહીએ તો તેનું સર્વાંગ દિવ્ય હતું. એ પુરુષને જોતાં જ ગણિકાની દેવડીએ બેઠેલા ચોપદારો આશ્ચર્યચકિત થતા નમન કરવા ઊભા થઇ ગયા. પ્રત્યેક જણ બે હાથ જોડીને કંદર્પહરને દંડવત્ પ્રણામ કરવા લાગ્યા. ગણિકાના ઘરનાં સેવક સેવિકાઓ પણ તે દિવ્ય પુરુષનાં દર્શનાર્થે દોડી આવ્યાં. પ્રત્યેક જણ અન્યોન્ય વાત કરવા લાગ્યાં કે, આવી અદ્ભુત કાંતિમાન્ મૂર્ત્તિને, અમે આ જન્મારામાં તો દીઠી નથી. દ્વારની દેવડીના બાજુના પગથીઆપર પદ્માસન વાળીને કંદર્પહર બેઠો અને પોતાના મધુર ને મંજુલ કંઠથી પરબ્રહ્મનું ગાન કરવા લાગ્યો.

"દિલદાર યાર પ્યારે, ગલિયોંમેં મેરે આ જા;
આંખે તરસ રહીં હૈં, સૂરત ઇન્હેં દિખા જા.
ચેરી હું તેરી પ્યારે, ઇતના તો મત સતારે;
લાખોં હી દુઃખ સહારે, ટુક અબ તો રહમ ખા જા.
તેરે હી હેત મોહન, છાની હૈ ખાક બન બન;
દુઃખ ઝીલે સર્વ અનગન, અબ તો ગલે લગા જા.
મનકો રહૂં મેં મારે, કબ તક બતાદે પ્યારે;
સૂખે બિરહમેં નારે, પાની ઈન્હેં પીલા જા.

સબ લોક લાજ ખોઇ, દિન રેન બૈઠ સોઇ;
જિસકા કહીં ન કોઈ, ઉસકા તો જી બચા ના.
મુજકો ન યોં ભુલાવો, કુછ શર્મ જીમેં લાવો.
અપનોંકો મત સતાઓ, આ પ્રાન પ્યારે રાજા.
કંદર્પહર હે ચેરી તેરી, રખીઓ લજ્જા મેરી;
જલતી હે માશુક તેરી, આકર ઉસે ઊઠા ના.*

આજે આષાઢ માસની દ્વાદશી હતી. ગણિકા પિંગલા કર્મથી ધર્મશીલા ન હતી; જો કે તેણે ગુણવાન્ બુદ્ધિમાન્ શ્રીમન્તોને પોતાનું અંગ અર્પણ કરી દીધું હતું, તથાપિ કોઇક જન્મ જન્માંતરના સુકર્મને યોગે, તેના હૃદયના કોઇક ગુપ્ત સ્થાનમાં, આત્મજ્ઞાનનું બીજ ઢંકાઇ રહ્યું હતું, તે વાર પર્વે અનેક સાધુ સંતોનો, અનાથ રંક રોગિષ્ઠાનો, પંડિત અને બ્રાહ્મણોનો સત્કાર કરતી, તેમને વસ્ત્રો આપતી અને દાન દેતી. બ્રહ્મવેત્તા ષટ્સંપત્તિવાન્ પુરુષોને શોધી શોધીને તે પ્રેમથી પોતાને ભવન પધરાવતી, ભોજન કરાવતી; કોઇને વિદ્યાભ્યાસ કરવા માટે ધનની સહાયતા આપતી; સંતોને બોલાવી કથા શ્રવણ કરતી; અતિથિ મહાત્માના સેવનમાં તત્પર રહેતી; તીર્થાટન પણ કરતી. એટલું છતાં તેનામાં આ જ પાપવૃત્તિ હતી કે, તે બણાને ભ્રષ્ટ કરતી. આજે તેનું પૂર્વ જન્મનું પુણ્ય ફળીભુત થવાનું હોવાથી, કંદર્પહર તેના દ્વારપર આવ્યો છે. તે ગણિકા હતી, એટલે ગુણને જાણનારી હતી;† કેમકે અનેક રાજસ પુરુષો તેને ત્યાં પધારતા હતા, તેમાંથી ગુણવાન્ વિદ્વાન્ વિના તે અન્યનો અંગીકાર કરતી ન હતી. તેના ગુણને જાણનારની તે ગ્રાહક હતી. તે પોતાના મંદિરે આવનારા ગુણહીન સર્વેને હસાવી રમાડી વિદાય કરતી ને વિષયથી દૂર રાખતી હતી—અંગ તો ગુણી જનને જ અર્પતી હતી. એવા અનેકોનો ભોગ લીધા છતાં તેના હૃદયમાંથી વિષયવાસના દૂર થઇ ન હતી, રાજપુરુષોની તો માનીતી હતી, છતાં તેનાથી તે સુખવતી છે, એમ તે માનતી ન હતી. મોટા પુરુષોને, અનેક પત્નીઓ ને ઉપપત્નીઓ હોય છે, અનેક પ્રકારના

*આ પદમાં જીવશિવની વિરહવ્યથાનું વર્ણન છે. એ એક હિન્દી કવિની કૃતિ છે.

†ગણિકા, કંચની, રામજણી ને વેશ્યામાં મોટો ભેદ છે એમ મને જણાવવામાં આવ્યું છે. ગુણ જોઇ દેહાર્પણ કરનાર ગણિકા—એ એકનું જ સેવન કરે છે; કંચન લઇ દેહાર્પણ કરનાર કંચની—તેનો સ્વામી ધન છે; રામનું—ઇશ્વરનું ભજન કરનાર રામજણી—પણ વિષયીજન તેના મોહપાશમાં, તેની ધર્મવૃત્તિ જોઇ ફસાય છે. તે રામજણી; અને ન રૂપ, ન ગુણ કે ન ધન કઈ પણ જોયા વગર, માત્ર વિષયને આધીન થનારી તે વેશ્યા. કુલટા તેથી પણ અધમ છે.

રાજકાર્યમાં ગુંથાવાનું હોય છે, તેઓ પત્ની અને ઉપપત્નીને મૂકીને બીજીઓને સંતોષ આપવાને સમર્થ હોવા નથી; તેવા જ કારણથી પિંગલાને રાજપુરુષથી સંતોષ ન હતો. તે કોઇ ગુણી પુરુષની મનમાં કામના કર્યા કરતી હતી.

કંદર્પહરે ધીમે ધીમે પરબ્રહ્મ પ્રેમનું ગાન કરવા માંડ્યું, તેનો સુસ્વર, પિંગલાની ખાસદારીના કાનોપર જઇને અથડાયો. વહેલી વહેલી બારીએ આવીને તેણે એ ગાનાર કોણ છે, તેપર દૃષ્ટિ નાંખી. કંદર્પહરની કાંતિ જોઇને, તે ખાસદારી–સાહેલી છક્ક થઇ ગઇ. એક સાધુ પુરુષ, વળી કાંતિમાન, વળી ઉત્તમ ગાયક અને વળી પરમ ધર્મશીલ નૈષ્ઠિક છે, એમ જોઇને તે સહચરીના હૃદયમાં કંઇક જૂદો જ ભાવ સંચાર થવા લાગ્યો. તે પોતાની શેઠાણી પાસે જઇને બોલી;–"બાઇ! આજે ચાતુર્માસની પ્રથમ દ્વાદશી છે, કોઈ સંત પુરુષને ભોજન કરાવવાની ગઇ કાલે આપે ઇચ્છા દર્શાવી હતી. એવો સંત પુરુષ આપણા દ્વારપર આવેલો છે, તેના તરફ તમે દૃષ્ટિ કરો! જો તે યોગ્ય જણાય તો તેને તૃપ્ત કરી, તમારા જન્મનું સાર્થક કરો!" દાસીનું તે દ્વિઅર્થી વચન સાંભળીને, એકદમ બારીએ આવી પિંગલાએ કંદર્પહરનું દર્શન કીધું. તેનું લાવણ્યયુક્ત અલૌકિક સ્વરૂપ જોઇને, તેનું હૃદય વીંધાઈ ગયું અને તત્ક્ષણે તેણે સહચરીને કહ્યું; "અલિ નિપુણિકા! એ સાધુ પુરુષને આજે ભોજન કરાવવા માટે આપણા મંદિરીયામાં પધરાવ! એને હું તૃપ્ત કરીશ ને હું પણ પૂર્ણ તૃપ્ત થઇશ!" દાસી તરત જ આજ્ઞા પ્રમાણે નીચે ઊતરી દ્વારપર આવી અને બોલી; "હે સાધુ! મારી શેઠાણીની મનઃકામના તમે તૃપ્ત કરો તો ભલે ભિક્ષા લેવા પધારો!" કંદર્પહરે કહ્યું. "તારી બાઇની મનઃકામના પૂર્ણ કર્યા વગર હું અત્રથી વિદાય થઇશ જ નહિ!" પછી દાસી હસતી કંદર્પહરને મંદિરમાં તેડી ગઈ.

પિંગલાએ ભાત ભાતનાં ભોજનો તૈયાર કરાવવાની આજ્ઞા કરી દીધી. ભોજનનો સમય થતાં કંદર્પહરને ભોજનને માટે વિનતિ કીધી. કંદર્પહરે ઉત્તર આપ્યું; "હે મૈયા! હું એક સંન્યાસી છું. હું એકવાર જ ભોજન કરું છું, બીજીવાર ભોજન કરતો નથી; માટે આજે હું ભોજન લઇશ નહિ" સાધુ પુરુષનું તે વચન સાંભળીને પિંગલાને ખેદ થયો, પણ પોતાની મનઃકામનાને, સાધુના અત્ર રહેવા વિના સંતોષ મળશે નહિ એમ વિચારી, તે બોલી; "આપ આ દાસીના ભોજનનો અંગીકાર કરતા નથી એ હું મારું દુર્ભાગ્ય સમજું છું."

કંદર્પહરે કહ્યું "હે મૈયા! એમાં દુર્ભાગ્ય કંઇ પણ નથી. મેં તારી દાસીને કહ્યું છે કે, તારી શેઠાણીની જે જે કામના હશે, તે તે હું પૂર્ણ કરીશ, અને જ્યાં સુધી તે પૂર્ણ કરીશ નહિ, ત્યાં સુધી અહીંથી વિદાય થઇશ નહિ. આજે નહિ તો કાલથી હું તારું ભોજન લઇશ-એમાં તારે જરાય ખેદ પામવાનું કારણ નથી!"

સાધુ પુરુષનું તે વચન સાંભળીને, ગણિકાએ મનમાં વિચાર કીધો કે, જો હું આ ક્ષણે એને આગ્રહ કરીશ તો મારો દેહ ગેહ પાવન કીધા વગર, એ મહાત્મા ચાલ્યો જશે ને મારી મનઃકામના વ્યર્થ થશે. એ ક્યાં જવાનો હતો આ મહેલમાંથી. એ જોગટો છે ઘણો પાકો ઉસ્તાદ! ભાવ ખાતાં ઠીક આવડે છે. પણ આપણે ક્યાં કાચાં છિયે! એવા જોગટા ઘણા જોઇ લીધા છે! આ પિંગળાના સપાટામાંથી કોણ છટક્યું છે કે એ છટકવાનો હતો? આમ વિચાર કરતી ગણિકાએ કંદર્પહરને તે દિવસે ઝાઝો આગ્રહ કીધો નહિ.

પછી તેણે પોતાની દાસીને મોકલી બીજા ઓરડામાં સાધુ મહારાજને બિરાજવાની ગોઠવણ કરી આપી. આ ઓરડો વિલાસવૈભવની વિભૂતિ જેવો હતો, રતિને રહેવાના સ્થાનરૂપ હતો, મદનને મોજ મારવાનું મંદિર હતું, ગમે તેવા બ્રહ્મવિદ્દને ચલાયમાન કરવાનું એ ચરિત્રસ્થાન હતું. ગણિકાએ એ ઓરડો ખાસ રાજપુરુષોના દ્રવ્યથી શણગાર્યો હતો. એમાં જ કંદર્પહરને રહેવાનું હતું.

કંદર્પહરે, તે ઓરડામાં પ્રવેશ કરતાં જ સૂક્ષ્મ દૃષ્ટિપાતથી આસપાસની લીલાનું અવલોકન કરી લીધું. સુંદર છત્રપલંગ, અનેક ચૌરંગો, સુખાસનો, સુવર્ણના મંચો, ઘુઘરિયાળા હિંડાળાઓ ને મનને ઇશ્કમાં લીન કરાવે તેવાં ચિત્રોથી તે ભરપૂર હતો. એમાંના કોઈ પણ સુંદર આસનપર નહિ બેસતાં, તેણે એક ખૂણામાં વ્યાઘ્રાંબર બીછાવી આસન કીધું. દાસીએ સુખાસનપર બેસવા માટે બહુએ આગ્રહ કીધો, પણ કંદર્પહરે કહ્યું; "અયે અંબે! અમારા જેવા સાધુ પુરુષોને એવાં સુખાસનો યોગ્ય નથી, એ તો ઇશ્કીઓ માટે રહેવા દે!" આ સાંભળી દાસી ત્યાંથી વિદાય થઇ ગઇ ને કંદર્પહર પરમાત્માના ધ્યાનમાં નિમગ્ન થયો.

દાસી પોતાની બાઈ પાસે આવીને બેઠી. તે સમયે પિંગલા વિચારમાં લીન થઈ ગઈ હતી. મહાન્ તેજસ્વી સાધુ પુરુષને જોઇને તેના મનના વિકારો શાંત થવાને બદલે પ્રદીપ્ત થયા! તે નૂતન નૂતન તરંગોમાં રમતી હતી. જે ચિત્તને એકલો વિવેક જ પ્રાપ્ત થયો છે,

તે ચિત્ત કોઈપણ કાળે ભોગત્યાગ કરી શકતું નથી. જો વિવેક સાથે વિરાગની પ્રાપ્તિ થાય છે, સત્યાસત્યનો ભેદ જાણવામાં આવે છે, તો જ ચિત્ત સંસારી ભોગનો વિષ્ઠાપેરે ત્યાગ કરે છે. પિંગલાને વિવેક પ્રાપ્ત થયો હતો ખરો, તથાપિ તેની વાસનાનો ક્ષય થયો ન હતો અને વિરાગનો તો અંકુરે ફૂટ્યો ન હોતો. તેણે પાસે બેઠેલી દાસીને કહ્યું; "અલિ નિપુણિકા! હું જેવા પુરુષની ઘણા કાળ થયા કામના કરતી હતી, તેવો જ પુરુષ આજે મને પ્રાપ્ત થયો છે. તું ઘણી ચતુર છે, તેથી મારો મનોભાવ જાણીને જ તું એ સંત પુરુષની પાસેથી વચન લઈ આવી છે કે, તે જ્યાં સુધી મારી મનઃકામના તૃપ્ત કરશે નહિ ત્યાં સુધી અત્રથી વિદાય થશે નહિ. દેખીતો તો એ સાધુ ઠીક છે, પરંતુ ચાલાક ને બોલવે જબરો વાચાળ છે. જોની, મને મૈયા મૈયા કહે છે! પણ પોતાની ઇચ્છાથી એ આ પાપના ભવનમાં આવ્યો છે; વળી અત્ર રહેવાની વાતો કરે છે; તેથી જાણું છું કે, એ જોગટો ડાહ્યોડમરો હોઇ શકે નહિ—એ પુરુષ જો મને પ્રાપ્ત થાય તો હું ખરેખર કૃતાર્થ થાઉં! જોગી પુરુષોનો ભોગ જગરોગનો નાશ કરે છે. પણ એ સહેજમાં સમજે તેવો નથી, હોંકે!"

દાસી પોતાની શેઠાણીનો મનોભાવ જાણીને તેને અનુસરતું જ બોલી; "બાઇ! તમે એની જરાય ચિંતા રાખો માં. બધાય સાધુ બાવા એવા જ! દામથી ને કામથી કોણ ડગ્યા નથી? ઇન્દ્ર ડગ્યો, બ્રહ્મા ડગ્યા, વિશ્વામિત્ર જેવા મુનિ ડગ્યા, કૃષ્ણ પરમાત્મા ડગ્યા, તો એ જોગટો શી બિસાતમાં છે! હું માનું છું કે, એ તમારું રૂપ જોઇને છક્ક થઈ ગયો છે; અને તેથી જ તેને ખાવાનું ભાવ્યું નથી. જો એમ ન હોય તો આવાં સુંદર પકવાન્નોને ઠેલીને કોણ ઉઠી જાય? જુઓ તો ખરાં, એને હું ચપટીમાં કેવો ઠેકાણે લાવી મૂકું છું! મોંઘો સોંઘો થાય નહિ, તો પછી સાધુ શેનો? પણ બાઇ! છે તો કામદેવનો જ અવતાર!"

આમ વાતચીત કરતાં સંધ્યાકાળ થયો. મુખ્ય દાસીએ કંદર્પહરનું સ્થાનક ઝળાંઝળાં કરવાની બીજી દાસીઓને આજ્ઞા આપી દીધી. આખા મહેલમાં ચોમેર સૌગંધિક દીવા પ્રગટ થઈ ગયા; અત્તર આદિક સુગંધી પદાર્થોનો બેહેકાટ ચોમેર પથરાઇ ગયો; ઉત્તમ ઉત્તમ સૌગંધિક પુષ્પોની અને વાળાઓની જાળીઓ બારીઓપર બંધાઇ ગઇ—કંદર્પહરના મનને કોઇ પણ પ્રકારે પ્રસન્ન કરવાના પ્રયત્નો આરંભ્યા; સાથે કામને વધારવાના મંગળ નાદો થવા લાગ્યા. થોડીવારમાં દાસી ને પિંગલા રૂપાના થાળમાં કેસર કસ્તૂરી નાંખેલા દૂધના પ્યાલા ને કામની વૃદ્ધિ

કરે તેવાં સુંદર પકવાન્નો લઇને, કંદર્પહરની સમીપ આવ્યાં અને તે ખાવાની તેમણે તેને પ્રાર્થના કીધી. કંદર્પહરે કહ્યું; "મૈયા!"–આ શબ્દ સાંભળતાં જ પિંગલાને રુવેરુવે જ્વાળા પ્રકટ થઇ. પિંગલાના મનની કામના જુદી જ હતી અને તેને સાધુએ મૈયા કહીને બોલાવી, તેથી તેને ક્રોધ અને ખેદ બન્ને સાથે જ વ્યાપી ગયા. જે દેહી છે, તેને દેહવાસનાનો જ વિચાર છે; તેઓ સંત પુરુષની ગતિને જાણી શકતા નથી. રૂપમાં, યૌવનમાં, ધનમાં, અબુધોને મોહ ઉપજે છે; પરંતુ જ્ઞાનીઓ ધૈર્યથી તે મોહનો ત્યાગ કરે છે. આ સાધુનું મન તો બ્રહ્મ સાથે એક લીન થયું હતું; તેના હૃદયપ્રદેશમાં કોઇ પણ સ્થળે વિકારનું સ્થાન જ ન હતું; પિંગલાના હાવભાવ, નખરાં, વક્રદૃષ્ટિ–એ કશું પણ તેના હૃદયપર અસર કરી શકે તેમ ન હતું; તેને મન તો પિંગલા જ નહિ પણ જગતની સ્રી માત્ર મૈયા હતી, અને તે જ સંબોધનથી ગણિકાને સંબોધીને પુનઃ કહ્યું કે, "હે મૈયા! સંતના વિધિનિષેધને તું જાણતી નથી, તેથી જ આ થાળ પુનઃ તું લાવી છે! પણ અમ વિરક્ત પુરુષોને બીજીવાર ભોજન લેવાનો નિષેધ છે. માયિક–સાંસારિક જીવો જ આ કામોત્પાદક ભોજનનું સેવન કરે છે–સાધુ પુરુષોને તો એ ભોજન વિષસમાન છે, તો શું તું એ જમાડી મારો ઘાત ઇચ્છે છે? હે મૈયા! જ્ઞાની પુરુષોનો દેહ* ભોગને માટે નથી, પરંતુ અનંત મોક્ષને માટે છે; ક્ષુદ્ર કામનાને માટે નથી, પરંતુ તપશ્ચરણને માટે છે. આ શરીરરૂપી મહાનગરી પ્રાપ્ત કરીને, જે જીવ પોતાનું જીવન, વિલાસવૈભવમાં ઉડાવી દે છે, તે જીવ પરમાત્માનો અપરાધી બને છે. આ તારાં મિષ્ટાન્નો, અમ જેવા સાધુ પુરુષોને માટે અનેક પ્રકારે દુઃખ પ્રાપ્ત કરાવનારાં છે, તેથી કૃપા કરી પાછાં લઈ જા. વળી સુણ મૈયા! આ બધો ઠઠારો શાને માટે જોઈએ? આ વૈભવો કોને માટે કીધા છે? ચોમેર બહેકાટ મારતા આ સૌગંધિક પદાર્થો કરતાં, આ અંતરાત્માને આનંદ પમાડતો જે સુગંધ પ્રસરે છે, તે શું આના કરતાં શ્રેષ્ઠ નથી? તારા અંતરાત્માને સ્થિર કરીને, તારાં પ્રપંચી ચક્ષુઓને નિર્મળ કરીને, મારી દૃષ્ટિ સામે તારી દૃષ્ટિ મેળવ! મને ધર્મમાંથી ભ્રષ્ટ કરવાના તારા મનના વિચારોને દૂર કર અને આ તામસી ભોજનને અહીંથી પાછું લઇ જા!"

પિંગલાએ કહ્યું; "મહારાજ! તમારા જેવા સત્પાત્રો તો અનેક જીવોનું કલ્યાણ કરનાર છે; ગુણી જનો જેના દ્વારપર ચરણ ધરે છે, તેનું કલ્યાણ નિમેષમાત્રમાં થઈ જાય છે. મારી મનઃકામના તૃપ્ત કરવાની–માત્ર

* આ દેહ ભોગાયતન નથી પણ દેવાયતન છે. મદ્રકર્મણે।

કલ્યાણની આપે પ્રતિજ્ઞા લીધી છે, તેને શું આપ નિષ્ફળ કરશો ?"

સાધુ પુરુષે કહ્યું: "હે મૈયા! જે પ્રતિજ્ઞા મેં લીધી છે, તેને હું સફળ જ કરીશ-મારી પ્રતિજ્ઞા સફળ કર્યાં વિના હું અહીંથી પગલું પણ બહાર ધરીશ નહિ. તેને માટે તારે નિશ્ચિન્ત રહેવું. પણ આ વૈભવથી તારી કામના તૃપ્ત થશે ? ના. તેનો પ્રકાર તો નિરાળો જ છે. તેથી જ તું તૃપ્ત થશે !

સાધુનાં એ માર્મિક વચનો સાંભળીને પિંગલાને ઘણું જ માઠું લાગ્યું. પરંતુ તે શું કરી શકે? તેણે મનમાં વિચાર કર્યો કે, "અહો! આવા દંભના વિચારો તો ઘણાએ સાધુઓ બતાવે છે પરંતુ એ બધાએ સ્ત્રીના છળકપટમાં લપટાઇ મૂવા છે. બ્રહ્મા, શિવ ને વિષ્ણુ પણ સ્ત્રીઓનાં ચરિત્રોમાં ભોળવાઈ ગયા છે, તો પછી તણખલા જેવા આ સાધુડાના શા ભાર ? ઇશ્વરને ઓળખવો, માયાનો ત્યાગ કરવો, આસુરી સંપત્તિને તજવી, લોભનો ત્યાગ કરવો, ક્રોધને વશ રાખવો, સાત્ત્વિક વ્રતે રહેવું, આવી આવી વાતો તો મનેય મોઢે બોલતાં આવડે છે. બોલ બચ્ચા શુકડા! અચરે અચરે રામ, તો કહે રામ! રામ! રામ! એમ બોલ્યા તેમાં શું? બાવાઓ અને સાધુઓ નિત્ય આવું આવું બોલ્યા જ કરે છે કે, સ્ત્રીઓ નરકનું દ્વાર છે, ત્યજવા જેવી છે, પરંતુ કયા સાધુ, બાવા, જતી, જંગમ, યોગી સ્ત્રીના મોહમાં ફસી મૂવા નથી? હુ પણ ખરી કે, એ સાધુ મહારાજના વિકાર ને અવિકાર બધું ભૂલાવી દઊં અને એના અધમ તથા પાપિષ્ઠ શબ્દપ્રહારને પાછા એના જ મોંમાં ઘાલી દઉં! એમ કરું ત્યારે જ મારું નામ પિંગલા! આજે નહિ તો કાલે, ખાશે નહિ તો જશે કયાં ચૂલામાં? ખાધા વગર કોણ જીવે છે? હવા ખાઇને જીવશે તો નહિ! નારી નરકની ખાણ છે. નારી સંસારમાંથી પાડનારી છે, એવી એવી વાતો તો મેં ઘણીએ સાંભળી છે, અને એવું એવું બોલનારા અનેક આવ્યા ને અનેક ગડગપટ કયાં ગયા, તેના પત્તાએ લાગ્યા નથી. તો પછી આ જોગટાના તે શા ભાર?'

આવા પોતાના મનમાંના સંકલ્પ વિકલ્પોને જોરથી દબાવીને, તે બોલી; "સાધુ મહારાજ! આ જગતમાં મેં તો કોઇ પણ જીવ એવો જોયો નથી કે, જે મારા હાથનાં આવાં ઉત્તમ કઢેલાં દૂધ, સુંદર પકવાન્નો અને બહેક મારતા મુખવાસને ઠોકર મારવાને તત્પર થાય! આ મારા હાથની એક પાનની બીડીની શી કિમ્મત છે, તેની તમને ખબર નથી, તેથી જ તે લેવા તમે ના પાડો છો! પણ આ વિદેહાનગરીના અનેક ધનવાન, ગુણવાન્, વિદ્વાન્ ને તમારા જેવા ધર્મશીલ ને બ્રહ્મા

ને બ્રહ્માના દાદાઓના હાથમાં એ બીડી આપું તો તેઓ પણ પોતાને અહોભાગ્ય માને, અહોભાગ્ય! પણ ફીકર નહિ, કાલે તમારી ઈચ્છામાં આવે ત્યારે ભોજન કરજો."

આટલું બોલીને દાસી અને પિંગલા ત્યાંથી વિદાય થવાને તૈયાર થયાં, ત્યારે કંદર્પહરે કહ્યું; "હે મૈયા!! આ દીવાનો ઝગઝગાટ, અત્તરનો અહેકાટ, પુષ્પોની શય્યાઓ, આ સાધુ પુરુષને માટે ન હોય. એને તું સત્વર દૂર કર! જો મારા દેહને સુખ ઉપજાવવાની તારી ઈચ્છા હોય તો આ સઘળી વિલાસ સામગ્રીને દૂર રાખી, તેથી તૃપ્ત થા!"

પિંગલાએ સાધુની ઈચ્છા પ્રમાણે, સઘળા દીવાઓ હોલવાવી નાંખ્યા, માત્ર એક જ દીવો રહેવા દીધો, ફુલની ને વાળાની જાળીઓને છોડાવી નંખાવી.

જ્યારે દાસી ને પિંગલા પોતાના મંદિરમાં જઈ બેઠાં, ત્યારે દાસી બોલી; "બાઈ! આ તો મૂવો ખરેખરો અબૂઝ જ દેખાય છે, એને તો કંઇ કદર જ નથી. એવા મૂવાને અહીં રાખીને તમે શું કરશો? મારો લાત ને કહાડો બહાર. તમારો મનોભાવ એ પૂર્ણ કરે, એની મને જરાય આશા નથી."

પિંગલા બોલી; "છોકરી! હજુ તું નાદાન છે. એને હું મારી ચપેટીમાંથી જવા દઇશ કે? અરે! જારે જા, મારા મનનું નબળાપણું જાણ્યા પછી એ કીયા ચૂલામાં જવાનો હતો?"

મોડી રાતના પિંગલા થનથનાટ કરતી કંદર્પહરના ઓરડામાં ગઇ અને કંદર્પહરની સામા બેસી અનેક પ્રકારના ચાળાચસકા ને નાચ નખરાં કરવા લાગી. પરંતુ જેના* સર્વ સંકલ્પોનો નાશ થયો છે, જેનામાં વિષયનો ગંધ નથી, એવા યોગી પુરુષના ચિત્ત ઉપર તેની જરા પણ અસર થઇ નહિ. પિંગલાએ સાધુનાં ચરણો તળાસવાની માગણી કરી, ત્યારે સાધુએ કહ્યું; "આ સમય અમારે સાધુને ધ્યાન ધરવાનો છે. એ ધ્યાનમાંથી પરવાર્યા પછી, તારી જે ઈચ્છા હોય તે પૂર્ણ કરજે!"

પિંગલાએ મનમાં વિચાર કીધો કે, "ઠીક છે. હમણાં સાધુ મહારાજ ભલે ધ્યાન ધરે. કયાં સુધી ધ્યાન ધરશે? કોનું ધ્યાન ધરશે? દેવીનું કે દેવનું? પરમેશનું કે પિંગલાનું? હું બેઠી છું ત્યાં બીજાનું ધ્યાન ધરવાની કોની શક્તિ છે?

પિંગલા સાધુની સમીપમાં લાંબો સમય બેસી રહી. હમણાં ધ્યાનમાંથી સાધુજી મુક્ત થશે, ઘડી પછી મુક્ત થશે–એવી આશામાં ને આશામાં, મોડી રાત થતાં સુધી બેસી રહી–પછી ડોલા ખાવા લાગી–

* सर्वसङ्कल्पवर्जिताः ।

પરંતુ સાધુ મહારાજ સમાધિમાંથી ઊઠ્યા જ નહિ. પાછલી રાત થઇ, તો પણ મુનિ મહારાજ ધ્યાનમાંથી ચળ્યા નહિ. આખરે કંટાળીને પિંગલા ત્યાંથી વિદાય થઇ. જતાં જતાં તે મનમાં બોલવા લાગી કે, આજે નહિ તો કાલે સમજશે, જશે ક્યાં ?

મદનવશ થયલી પિંગલાની આંખ પાછલી રાતના ઊઘડી તે ઊઘડી. ક્યારે સવાર પડે ને ઋષિરાજને મળીને તેનું મન ડોલાયમાન કરું, તેની તે માળા જપવા લાગી. એ ઋષિદેવ મારા દેહને સાર્થક કરશે કે નહિ ? કહ્યું છે તેમ મારી મનઃકામનાને તે પૂર્ણ કરશે કે નહિ ? મારા પ્રેમને સમજશે કે નહિ ? એના હૃદયમાં પ્રેમ છે કે નહિ ? આમ નવા નવા અનેક તર્ક વિતર્કોથી તેની ઊંઘ ઊડી ગઈ. કામદેવનાં બાણો તેના અંતઃકરણની આરપાર નીકળી ગયાં હતાં; તે બળુંજળું થઇ રહી. "ઓ તુચ્છ મદન ! તું મને માર નહિ. આ સાધુમાં મને ફસાવીને દુઃખ દે નહિ. અલિ સખિ ! તું કંઈ મારું ઔષધ નહિ કરે ? મારી વિરહવેદના નહિ શમે ? એ સાધુપર મને આવડો મોહ શો ? હું અંધ કેમ બની ગઇ ? ખરેખર એ સાક્ષાત્ કામદેવ છે, તેથી જ હું રતિ તેની કામના કરું છું !" આવા હવાતિયા-દાંતિયા-સંતાપ પરિતાપ વચ્ચે પ્રભાત થયું.

દાસીએ ઊઠી પિંગલાને ધીરજ આપી કહ્યું; "જરા તમે તમાશો તો જુઓ ! આજે તમે આમ અધીરાં કેમ બની ગયાં છોઃ એવા જોગટાઓ આવો દંભ ન રાખે તો પછી તમારા જેવાં પંખેરાં સપડાય કેમ ?" પછી તે હાથમાં પાણીનો લોટો, મટોડી ને દાતણ લઇને ઋષિદેવ સમક્ષ આવી.

ધૂર્ત દાસીએ પ્રેમપૂર્વક પ્રણામ કીધા ને કંદર્પહર સમક્ષ દંતધાવનનું સાહિત્ય મૂક્યું. આશીર્વાદ દઇને કંદર્પહરે નિયમપુરઃસર દંતધાવન કીધું. પછી દિશા જંગલ વગેરે કાર્યથી પરવારી, સ્નાન સંધ્યા કરી, કંદર્પહર આસન વાળીને બેઠા કે તરત જ દાસી કેસર, કસ્તૂરી, બદામ, પિસ્તાં, એલચી, સાકરઆદિ નાંખેલું દૂધ લઇ આવી; તેણે ઋષિરાજને પ્રણામ કરીને પ્રાશન કરવાની પ્રાર્થના કીધી. કંદર્પહરે કહ્યું; "બેટા ! આ કૃત્ય નિંદ્ય છે. સાધુ પુરુષોને જેથી મદ ચડે, જ્ઞાનનો વિનાશ થાય, સુસ્ત થવાય, સુજ્ઞ પુરુષો જેના સેવનની નિંદા કરે, શરીરમાં જવાથી જે પદાર્થો સાત્ત્વિક વૃત્તિનો નાશ કરીને તેની આત્મિક સ્થિતિમાંથી ઢાળી પાડવાનાં કારણભૂત થઇ પડે, તેવા કેફી પદાર્થોનું સેવન કરાવીને, તું શું મહાકષ્ટે પ્રાપ્ત થયેલા મારા શુદ્ધ જ્ઞાનનો નાશ કરાવવાને ઇચ્છે છે ? જે પદાર્થ તું લઇ આવી છે, તે કોઇ પણ સંત પુરુષને વિષયવાસના તરફ દોરી જઇને, મન્મથના

મોહમાં નાંખનાર છે; માટે મારે એ નકામા છેઃ જે એના ભોગી હોય, તેને એ આપ. સત્ત્વ, રજ અને તમ એ ત્રિગુણાત્મક અહંકારનું આ દેહમાં પૂર્ણ જોશથી વિચરવું, એ સત બુદ્ધિને ડોલાવી નાંખે છે, અભેદનો ત્યાગ કરાવીને ભેદને જાગૃત કરે છે અને મનને અવ્યવસ્થિત સ્થિતિમાં મૂકી દે છે. આ સર્વ પદાર્થો અમારા જેવા સંત પુરુષોને ભ્રષ્ટ કરવાનાં પ્રબલ સાધનો છે. મૈયા! એ દૂધનો કટોરો તેને આપ કે જેને ઇચ્છા છે, જે માયામાં તલ્લીન છે, જેને ભેદાભેદનું જ્ઞાન નથી, સત્ય વસ્તુને જે સમજતો નથી."

દાસી ઘણા ગુસ્સાથી બોલીઃ "ત્યારે મહારાજ! તમે શું ખાશો? દૂધ નહિ, ઘી નહિ, પકવાન્ન નહિ, શાક તરકારી નહિ, શ્રીખંડ નહિ, બાસુંદી નહિ, પૂરી નહિ, દૂધપાક નહિ, ત્યારે ખાશો શું? ધૂળ!"

કંદર્પહર જો સાધારણ સંતના જેવો હોત તો તે દાસીના મુખથી આવાં ક્રૂર વચનો સાંભળતાં જ, ક્રોધને વશ થઇ જાત; મન્યુહર પણ આ દાસીના તિરસ્કારનાં વચનો સાંભળીને છછણી પડત; પરંતુ કંદર્પહર એ સર્વેના કરતાં પણ શ્રેષ્ઠ હતો. તેણે સ્મિત કરતાં દાસીને કહ્યું; "બેટા! ધૂળ ખાનેકી હી મેરી ઇચ્છા હૈ. મેરે વાસ્તે બજરી કી એક બડી રોટી, ઔર જરાસી મૂગકી દાલ લાના! મેરે વાસ્તે વોહી ભોજન અચ્છા હૈ."

દાસી તો ઋષિરાજનાં વચનો સાંભળતાં, મનમાં ને મનમાં હજારો ગાળો દેતી. ત્યાંથી ચાલી ગઇ ને વિચારવા લાગી કે, "આ મૂવા બુડથલ સાથે મારી બાઇને કેમ ફાવશે? મૂવું જંગલના ઢોર જેવું ઢોર જ. રે ઢોરે સારું કે તે પણ આ પકવાન્નો ચવડ ચવડ ચાવી જાય, પણ આ મૂવો તો તેથીએ નપાવટ! પકવાન્નો તો આ ઢોરને ભાવતાં નથી, દૂધ તો એના ગળામાં ખૂંચે છે, પાન તો એને કઠણ પડે છે ને અત્તરની સુગંધથી તો એ બેશુદ્ધ થાય છે! રે સુગંધથી તો નાકને ફેફરું આવે છે! રડ્યા ભૂતને તે વળી શાનું ભાન હોય? મૂવાં જંગલનાં ઢોર તે ઢોર જ!" આમ બબડતાં ફફડતાં અરધી કાચી પાકી મગની દાળનું તબડકું અને ચાર ઢોકળાં ભેગાં કરવાથી જાડો થાય તેવડો જાડો રોટલો અને તે પણ શેકીને એવો તો લાકડાનો જેવો બનાવ્યો હતો કે ભીંત સાથે અફાળ્યો હોય તો ભીંત ભાંગે, પણ રોટલાની કોરને ખાંપણ ન આવે, એવો રોટલો થાળીમાં ઝીંકીને, તેણે ઋષિદેવના મુખ આગળ લાવી મૂકયો. પ્રસન્ન મુદ્રાથી ઋષિરાજે કહ્યું; "અરે મૈયા! હમારે ઢોરકે લીયે ઐસાહી ભોજન ચાહીએ. એ બડી અચ્છી રોટી હૈ! ઐસીહી રોટી ખાનેકા હમકુ અભ્યાસ હૈ!"

એટલામાં ગણિકા પિંગલા ત્યાં આવી પહોંચી, ઋષિદેવને પૂર્ણ પ્રેમથી બાજરાનો રોટલો ને મગની દાળ ખાતાં જોઈને, તે તો આકુળવ્યાકુળ થઇ ગઈ. આ વખતે ઋષિદેવ એવા પ્રેમથી તે રોટલાનું પ્રાશન કરતા હતા ને રોટલાની સ્તુતિ કરતા હતા કે, તે જોઇને પિંગલાને તો પગથી તે માથાલગી ઝાળ ચડી ગઇ અને તે દાસીને જોડે લઇને એકદમ ત્યાંથી ચાલી ગઇ.

પછી પિંગલા બોલી; "અલી મનોહારી નિપુણિકા! આ મૂવા બુડથલને લાવીને તેં શું મારું કલ્યાણ કરવા ધાર્યું છે કે? જાણે મૂવું જંગલનું રોઝ. જાનવર. એને નથી આવડતું ખાતાં, નથી આવડતું પીતાં, નથી આવડતું બોલતાં, નથી આવડતું બેસતાં, નથી ગમતું સૂતાં ને નથી આવડતું વાતચીત કરતાં! અલિ જોની! ઘડી ઘડી મૈયા શાનો કહી મરે છે? મેં તો જાણ્યું કે, મારો ઘણા દિવસોનો મનોરથ એનાથી પૂર્ણ થશે ને હું આ જીંદગીને સાર્થક કરીશ પરંતુ એ મૂવા ઢોરે તો મને છક્ક જ કરી નાંખી છે. એનાથી કંઈ મારો શુકરવાર વળે એમ મને લાગતું નથી."

દાસી બોલી; "બાઈ સાહેબ! તમે જરાય ગભરાતાં નહિ. આ મંદિરમાં તમારાં દર્શને પધારેલો એવો કયો માયનો પૂત છે કે, જે સાંગોપાંગ તમારાં ચરણકમળોનો પ્રસાદ ચાખ્યા વિના જઇ શકયો હોય? તમારાં નેનબાણો એવાં તો વજ્રબાણ સમાન તીક્ષ્ણ છે કે, તેનાથી ભલભલા સાધુઓનાં અને મુનિઓનાં મન દોલાયમાન થઇ ગયાં છે, તેમના સાધુપણાનાં ગૌરવ ગળી ગયાં છે–તો આ સાધુડો, તે કયા હિસાબમાં? એ શું જાણતો નહિ હોય કે, આ ગણિકાનું મંદિર છે! એટલું છતાં એ ચાહી ચાલીને આ મંદિરમાં આવ્યો છે, તે શું તમારી મનઃકામના સિદ્ધ કર્યા વગર અહીંથી એક પણ ડગલું પાછું ભરશે? નહિ જ. વળી મેં એને મુખે કપટી પ્રતિજ્ઞા કરાવી છે. રાતવાસો રહ્યો છે;–રહેવાની પૂર્ણ કાળજી બતાવી છે, તે અકસ્માત અહીંથી છટકી જાય, એ ન ભૂતો ન ભવિષ્યતિ જ જાણો. એ જોગટાઓ તો મૈયા મૈયા કહેતાં મૈયાનાં પાદકમળોનું સેવન કરનારા ભૃંગ બની જાય છે! એ કહેયા દૂધનું પાન નહિ કરે, પણ અધરામૃતનું પાન કરશે. મત્સ્યેન્દ્ર જેવા યોગી, સ્રીના અધરામૃતના પાનમાં લીન થઇ ગયા હતા તો એ તે કોણ દેહરામાંનો દેવ! જુઓ તો ખરાં, ચાર દહાડામાં એને હું ઠેકાણે લાવી નાંખીશ, પરંતુ તમે પણ જરા ઠઠારો ઠીક રાખો. તમે એને તમારો છમછમાટ બતાવો ને ધીરજથી પીગળાવો."

હિમગિરિના મહાત્માએ સુવિચારને સંબોધીને કહ્યું; “હે વત્સ સુવિચાર! આ જગતની નૈસર્ગિક બુદ્ધિ જ એવી છે કે, ગમે તેવા મહાત્માને પણ તે જગતના પ્રાકૃત પુરુષોના જેવો જ સમજે છે. નિર્વિકલ્પ સમાધિથી અદ્વૈતનું જ્ઞાન પ્રાપ્ત કરેલા સૌજન્યશીલ પુરુષના હૃદયમાં પણ અજ્ઞાનની ગાંઠ દૃઢ બંધાયલી છે એમ માનીને, જગતના પ્રાકૃત પુરુષના જેવો ગણી, તેને ભગ્નવ્રત કરવા ક્ષુલ્લક પ્રાણી પ્રયત્નશીલ થાય છે, પરંતુ શાંત, જિતેન્દ્રિય, ઉપરામ પામેલો, ક્ષમાશીલ, નિત્ય પરબ્રહ્મના ધ્યાનમાં લીન થયેલો અને બ્રહ્મભાવને પામેલો બ્રહ્મવેત્તા, પોતાના બ્રહ્મભાવના નિશ્ચયમાંથી ક્ષણભર પણ ચલાયમાન થતો નથી-જગતની નાશવંત લીલાને તે જ્ઞાનદીપકના પ્રકાશથી હાંકી કાઢે છે; તે ક્રિયારહિત ને વિકલ્પરહિત બનીને બ્રહ્માકારવૃત્તિમાં જ સ્થિર રહે છે; તેનાં નેત્રો, શ્રોત્રો, જિંહ્વાદિ ઇન્દ્રિયો-મૃતવત્ કાર્ય કરે છે ને સર્વ દૃશ્ય પદાર્થોનો ચિદાત્મામાં લય કરી, તે પોતે જગતને તરી જાય છે, એટલું જ નહિ, પરંતુ માયામાં લદબદ થયેલા જીવને તારીને, તેને સન્માર્ગે પણ ચડાવે છે. હે વત્સો! જગતમાં વિચરી તમારે પણ એવા જ અદ્વૈતરસના આનંદનો અનુભવ કરી કરાવીને જીવન્મુક્ત રહી, અનાદિ અવિદ્યાએ કરેલા અંધકારનો, સ્વસ્વરૂપની એકતા જોઇને, એમ જ નાશ કરવો. જગત્ તરવાનું એ જ સૌથી શ્રેષ્ઠ સાધન છે.

પિંગલા પોતાના મનમાં અનેક પ્રકારના મનોરથો ઘડ્યા કરતી હતી. તેટલામાં સંધ્યાકાળ થયો. કંદર્પહરે સાયંસંધ્યા કીધી કે તુરત જ પુનઃ એક સુવર્ણના થાળમાં જાતજાતનાં મધુર ફળ ફળાદિક તથા દૂધ લઇને દાસી આવી અને તેણે તે સ્વીકારવા માટે કંદર્પહરને વિનંતિ કીધી. કંદર્પહરે પુનઃ તેનો અનાદર કીધો. એટલામાં પિંગલા ત્યાં આગળ આવી પહોંચી. આ સમયનું પિંગલાનું સ્વરૂપ દેવદાનવોને છળનારી-વિસ્મૃતિ કરાવનારી મોહિનીને પણ પાણી ભરાવે તેવું હતું. તેણે ઊંચા ઊંચા શૃંગારો શરીરપર ધારણ કીધા હતા, તેના કપાળમાં ઝીણી બીનકી શોભી રહી હતી, ચિત્તને આકર્ષણ કરે તેવો હીરાનો હાર તેના કંઠમાં ઝગઝગી રહ્યો હતો, તેણે પગોમાં ઝણઝણાટ કરતાં નૂપુરો પહેર્યાં હતાં, તેના નાકમાં પાણીદાર મોતીની વાળી દોલાયમાન થઈ રહી હતી, તેણે રંગબેરંગી તસતસતી ચોળી પહેરી હતી, તેણે શરીરપર અંગ પ્રત્યંગ દેખાય એવું બારીક ગુલાબી અંબર પહેર્યું હતું, તેણે આંખમાં ઝીણું અંજન આંજ્યું હતું, તેનો અધરોષ્ઠ લાલ બિમ્બ જેવો દીપી રહ્યો હતો, તેણે સેંથાના મધ્ય

ભાગમાં સિંદૂરની ઝીણી રેખા કરેલી હતી, તેનાં નેત્રો હરિણીનાં નેત્રોની પેઠ ચંચળ હતાં, તેના સ્તનોનો ભાગ હાથીના કુંભસ્થળની માફક ઉન્નતપણાથી યૌવનનાં અભિમાનને દર્શાવી રહ્યો હતો. તે કટાક્ષથી ઘણાં જ તીવ્ર બાણો મારતી, કંદર્પહરની સમ્મુખ આવીને ઊભી રહી અને પરમ ભક્તિભાવને દર્શાવતી હોય તેમ કંદર્પહરને પ્રણામ કરતી સમ્મુખ જઈને બેઠી.

મહારાજ! દેવ! આપ જેવા મહાત્મા પુરુષનાં મારે ત્યાં પગલાં થયાં, એ હું મારું અહોભાગ્ય સમજું છું, પરંતુ મારા પૂર્વજન્મના કોઈ કુસંસ્કારને યોગે, આપ મારી અલ્પ ભેટનો અસ્વીકાર કરો છો, તેનું કારણ હું સમજી શકતી નથી. હે કૃપાનિધે! મારા પ્રતિ દયા કરીને આ થાળમાંથી આપ ઈચ્છામાં આવે તે વસ્તુને ગ્રહણ કરીને મને પાવન કરો!" વગેરે લવલવાટ કરવા લાગી.

કંદર્પહરે કહ્યું "હે મૈયા! મેં તને પ્રથમ જ કહ્યું છે કે, અમારા જેવા સંત પુરુષોને આવા મિષ્ટ પદાર્થો ઝેર સમાન છે. એ પદાર્થો ખવરાવીને તું મારું મૃત્યુ કરવાને ઈચ્છે છે, તો તારી મનઃકામના હું કેમ તૃપ્ત કરી શકીશ? અમે તો જંગલના રહેનારા, ઝાડપાનપર નિર્વાહ કરનારા છિયે. કંઈક કર્મના યોગે તારા મંદિરમાં આવ્યા છિયે. ત્યારે અમારા નિત્યના નિયમમાં વિક્ષેપ કરાવી, વિઘ્ન લાવીને તું પાપની ભાગીદાર મા થા!"

કંદર્પહરનાં વચનો સાંભળીને, નેત્રથી દાસીને થાળ પાછો લઈ જવાની પિંગલાએ સંજ્ઞા કરી. દાસી તુરત થાળ લઈને ચાલી ગઈ. પ્રસંગ કટાકટીનો હતો. પિંગલાનું યૌવન પુર મસ્તીમાં આવી રહ્યું હતું. મન્મથનો થનથનાટ મચી રહ્યો હતો. થોડો કાળ બન્ને એક બીજાનાં મુખ સામું ટગર ટગર જોઈ રહ્યાં. પછી કંદર્પહર મુખથી પ્રણવનો જાપ જપવા લાગ્યો. પરમેશનું સ્વરૂપ થનથનાટ કરતું તેની સામે આવી ઊભું રહ્યું. પિંગલાનું સ્વરૂપ દિગંતમાંથી નાસી ગયું. તેની દૃષ્ટિમાં પિંગલા ન હતી, એક બ્રહ્મના સ્વરૂપમાં તે એકતાર થયો હતો. પિંગલાની દૃષ્ટિ નિર્મળ ન હતી; તેની દૃષ્ટિમાં જ નહિ, પરંતુ તેનાં અંગોઅંગ, મન, ચિત્ત બુદ્ધિ એ સર્વ સ્થળે કંદર્પહર રમણ કરી રહ્યો હતો—તેની રગેરગમાં કંદર્પહર વ્યાપેલો હતો. ભવનમાં, પદાર્થમાં, પ્રકાશમાં, અવકાશમાં, અંધકારમાં સર્વત્ર કંદર્પહરનું જ રૂપ તેની દૃષ્ટિએ પડતું હતું. તે પંડે પણ કંદર્પહરરૂપ બની ગઈ હતી. વારામૈત્રક ચલાવવાનો પ્રયત્ન થયો, પણ વ્યર્થ. ધીમે ધીમે કંદર્પહરના મુખની નિઃસ્પૃહતા જોઈ તે શિથિલ થતી ગઈ. હવે તેનું હૃદય ધડક ધડક થતું હતું; તેના પગ ને હાથ ગુપ્ત રીતે કંપતા હતા; તેના શરીર ઉપર

પ્રસ્વેદ વળ્યો હતો; તેના મનમાં ચટપટી લાગી રહી હતી કે, એકદમ દોડીને કંદર્પહરને વળગી પડું ! આવો તેનો ભાવ જાણતાં જ, કંદર્પહરનાં અંગોઅંગમાંથી એક જાતનો દિવ્ય પ્રકાશ તેની દૃષ્ટિએ પડ્યો કે પિંગલા દિગ થઈ ગઈ-ઠરી જ ગઇ-તેનો પગ ઊપડ્યો નહિ, નૂપુરનો મંદ છણછણાટ પણ તેને સંભળાયો નહિ ! આ પ્રકાશથી તેનાં નેત્રો અંજાઈ ગયાં. તે મહાત્મા પુરુષના ઐશ્વર્યમાં તલ્લીન થઈ ગઇ.

એક ક્ષણ એવો પણ વિચાર આવ્યો કે, મારા મનની પાપવૃત્તિને દૂર કરું; ક્ષણમાં એવો પણ વિચાર આવી ચાલી ગયો કે, આ કોઇ દિવ્ય મહાત્મા પુરુષ મને શાપ દેશે તો મારા સર્વ ઐશ્વર્યનો નાશ થશે. આવા વિચારથી તે દિઙ્મૂઢ બની ગઈ, તેની ઇંદ્રિયો નિ:સત્વ થઇ ગઈ. પરંતુ વત્સ સુવિચાર ! પ્રાકૃત મનુષ્યના સદ્વિચારો, તપેલી લોઢીપર પડેલા જળના કણો જેવા છે-તે કણોને ઊડી જતાં જેમ વિલંબ લાગતો નથી, તેમ સદ્વિચારોને નાસી જતાં વિલંબ થતો નથી, તેમ જ પિંગલાની શુભ વૃત્તિઓ ક્ષણમાં આવી, ક્ષણમાં ક્ષીણ થઇ ગઇ, અને જેમ ઇંધન વિનાનો અગ્નિ, પોતાના સ્થાનમાં ને સ્થાનમાં શમી જાય છે, તેમ જ તેની શુભ ચિત્તવૃત્તિ પોતાના અધિષ્ઠાનમાં જ શમી ગઇ. તે પુન: માયામાં લપટાઇ જાજ્વલ્યમાન બની ગઈ.

સમુદ્રનું પાન કરવું સહેલું છે, મેરુને ઉખેડીને મહાસાગરના તળીઆમાં ડુબાડી દેવો સહેલ છે, દાવાનળને પ્રાશન કરવાને પણ જીવ સમર્થ થઇ શકે છે, પણ વત્સ સુવિચાર ! ચિત્તનો નિગ્રહ કરવો, એ બહુ જ વિષમ છે. એટલા માટે પ્રત્યેક જીવે, તપશ્ચરણ કરી, શ્રીહરિના રૂપમાં લીન બની, પ્રાપ્ત થયેલાં બળને નિર્ગુણ કરી, વૈરાગ્ય આદિક સાધનો પ્રાપ્ત કરવામાં મચ્યા રહેવું ને ચિત્તજય કરવો. પ્રાકૃત જ નહિ, પણ જ્ઞાનશીલ જીવે પણ, માતા બહેન, પુત્રી કે બીજી કોઈ સ્ત્રીની સાથે એક શય્યા કે એક આસન ઉપર બેસવું નહિ, તેમ એકાન્ત પણ કરવી નહિ.* ઇંદ્રિયો એવી તો બળવાન્ છે કે, તે ગમે તેવા વિદ્વાનને કે સંતને પણ અસન્માર્ગ તરફ ઘસડી જાય છે. જે જીવ પરદારાપર માતા જેવી, પરદ્રવ્યપર મૃત્તિકા જેવી અને પ્રાણીમાત્રપર પોતાના જેવી દૃષ્ટિ રાખે છે, તે જ જીવ આ લોક અને પરલોકને જીતી શકે છે.† અને એ જ જીવ યથાર્થ બ્રહ્મભાવને પામીને નિર્વિકલ્પનિજાનંદના સ્થાનને પ્રાપ્ત થાય છે ને જીવન્મુક્ત બને છે. મૃગ, હાથી, પતંગ, માછલાં ને

* मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत्।
बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥ मनुः २।२१५॥

† मातृवत्परदारेषु परद्रव्येषु लोष्टवत्। आत्मवत्सर्वभूतेषु यः पश्यति स पश्यति ॥

ભમરાને એક એક ઇંદ્રિયો છે, ને તે એકેકથી એકેક વિષયનો સ્વાદ લે છે, છતાં એકથીજ વિનાશ પામીને પોતાનું અકલ્યાણ વહોરી લે છે, તો પાંચ ઇંદ્રિયોથી ઘેરાયલો પુરુષ, કેમ સુરક્ષિત રહી શકે ? નિશ્ચય તે વિનાશને જ પામે. ૧ સુગંધભોગી ભમરો, નાસા ઇંદ્રિયનો સ્વાદ લેતાં કમળમાં બંધાઈ જાય છે; ૨ સ્વાદભોગી મીન, જિહ્વારસને લીધે ગળ ગળવા જતાં મૃત્યુને પામે છે; ૩ રૂપપર મોહી પડેલું પતંગ, દીપકની જ્યોતિમાં ઝંપાપાત કરીને મૃત્યુને પામે છે; ૪ હાથી જેવું મહાન્ પ્રાણી પણ કામાતુર થવાથી હંમેશાંના અંકુશોના પ્રહારો સહન કરવાનો ભોગી બને છે; ૫ સંગીતભોગી મૃગ, સંગીત ઉપર લોભાઇ જઇને મરણશરણ થાય છે.* આ પ્રમાણે એક એક ઇંદ્રિયના ભોગી પ્રાણીઓ પણ જ્યારે મરણ પામે છે, ત્યારે જે પુરુષો પાંચ ઇંદ્રિયોથી ઘેરાઇ ગયા છે, તેમના મોક્ષનો માર્ગ જ કયાં છે ?

કંદર્પહરની સમીપ પિંગલા પોતાનાં નખરાં બતાવતી ને નેણબાણો મારતી બેઠી છે. તેણે ધીમે ધીમે કામોદ્દીપક સંગીતનો આલાપ કરવા માંડ્યો; બહુ મધુર ગાન આરંભ્યું. ગાનના પ્રત્યેક શબ્દો શૃંગારથી ભરપૂર હતા. વિરહની વ્યથાનું તેમાં સ્વરૂપ દર્શાવ્યું હતું. શબ્દે શબ્દે મદનને મસ્ત કરાવ્યો હતો. જે ગાનના આલાપથી શંકર જેવા એકનિષ્ઠ બ્રહ્મવેત્તા લીન થઇ ગયા હતા ને ભીલડીના ભોગી બન્યા હતા, તેવા ગાનથી, કંદર્પહરનાં હૃદયને વીંધવાને પિંગલાએ પ્રયત્ન આરંભ્યો, પણ કંદર્પહર તે કંદર્પહર જ હતો. પિંગલાના ગાનની તેને કંઇ પણ અસર થઇ નહિ. તે પદ્માસન વાળી નવ નાડી ને દશ ઇંદ્રિયોનું સંયમન કરી એવી તો આનંદજનક સમાધિમાં પડ્યો હતો કે, તેના હૃદયપ્રદેશના કોઈ પણ સ્થાનમાં ગાનને માન મળ્યું નહિ. પિંગલાની ચેષ્ટા અકારથ ગઇ. તેનું હૃદય તૂટી પડ્યું; કેમકે કંદર્પહરની સમાધિ શ્રેષ્ઠ હતી–તેની દષ્ટિ કેવળ બ્રહ્મમય હતી: તેના કર્ણો પણ બ્રહ્મમય હતા, તેનું હૃદય સંકલ્પવિકલ્પરહિત હતું, તેની ઇંદ્રિયો તેનેજ વશ હતી. તે જરા પણ ચલાયમાન થયો નહિ. 'ધીરે ધીરે પિંગલાને નિદ્રાદેવીએ ઘેરવા માંડી, તેનાં નેત્રો ભારે થઇ ગયાં. આખરે તે કંટાળીને ત્યાંથી ઊઠી ચાલી ગઈ. તે મનમાં બબડતી ગઇ કે, "જોઉં તો ખરી, એ જોગટો કયાં સુધી આવા ઢોંગ ચલાવ્યા કરે છે!"

---

* शुचिर्दर्भाङ्कुराहारो विदूरभ्रमणे क्षमः । लुब्धकोद्गीतमोहेन मृगो मृगयते वधम् ॥
गिरीन्द्रशिखराकारो लीलयोन्मूलितद्रुमः । करिणीस्पर्शसंमोहाद्बन्धने याति वारणः ॥
स्निग्धदीपशिखालोकविलोलितविलोचनः । मृत्युमृच्छति संमोहात्पतङ्गः सहसा पतन् ॥
अगाधसलिले मग्नो दूरेऽपि वसतो वसन् । मीनस्तु सामिषं लोहमास्वादयति मृत्यवे ॥
उत्कर्तितुं समर्थोऽपि गन्तुं चैव सपक्षकः । द्विरेफो गन्धलोभेनकमले याति बन्धनम् ॥

આ પ્રમાણે પાંચ સાત દિવસો પર્યંત પિંગલાએ બ્રહ્મવેત્તા-કામજિતને મોહિત કરવાનો પ્રયત્ન કર્યો. પણ કંદર્પહરને મોહિત કરવામાં તે સફળ થઈ નહિ. એક દિવસ તેના મનમાં વિચાર થયો કે, "મેં નૂતન નૂતન નાચ નખરાં કીધાં, નેણબાણો સચોટ માર્યાં, અંગ પ્રત્યંગો બતાવી, ષંઢને તેજી આવે તેવો મોહ કીધો, પણ એ જોગટો વશ થતો નથી. મારી ગતિ એ જાણી ગયો. મેં વેશ્યાપણું દાખવ્યું, પણ નિષ્ફળ, મારા મનની નિર્બળતા જાણી ગયા પછી, એ પોતાનું માહાત્મ્ય ગાશે. સૌ મને ફીટ ફીટ કરશે-એ વંદાશે ને હું નિંદાઇશ. એ મને હસશે લોકોમાં ને એના પોતાના ટોળામાં મને નિંદશે! પણ હું એને ફાવવા દઇશ નહિ. આ પિંગલાના રૂપપર અનેક પુરુષો પ્રાણ પાથરે છે; અનેક પુરુષો આ પિંગલાના હાથની પાનની બીડી લેવા માટે હજારો ને લાખો રૂપિયા ઓવારી નાંખે છે; મુજ સંગે એક શય્યાપર ક્ષણભર રમણ કરવાને, ખુદ રાજ-પુરુષો પણ પોતાનાં રાજકાર્યો ભૂલી જઇને, દિવસોના દિવસો સુધી મારા કેદખાનામાં પડ્યા પાથર્યા રહે છે, તેવી પરમ સુંદરીની આ જોગટો દરકાર કરતો નથી! એ પોતાના મનમાં મારો ઉપહાસ કરે, એ હું સહન કરી શકતી નથી! આજ રાત્રિના એ મારી ઈચ્છા તૃપ્ત કરશે નહિ, તો એને હું ધૂળ ચાટતો જ કરીશ!"

હવે પિંગલાનો પ્રેમ ક્રોધના રૂપમાં બદલાઇ ગયો.* રે! વેશ્યાનો તે પ્રેમ શો? તેનું તે વહાલ શું? તે તો વિષયની લોંડી છે; દ્રવ્યની દાસી છે. જો કે પિંગલા આવી કામની લાલસાવાળી પૂર્વે કદી પણ બની ન હતી, પણ જયારથી તેની દૃષ્ટિ કંદર્પહરપર પડી, ત્યારથી તે માન શબ્દ જ ભૂલી ગઈ હતી. જેનું માન નષ્ટ થયું હોય છે, તે પ્રતિષ્ઠાનું સ્વરૂપ પણ ભૂલી જાય છે. પિંગલાની પણ તે જ દશા બની ગઇ છે. તે કામની દાસી બની ગઇ છે. એના મનમાં, તનમાં સર્વત્ર કામ વ્યાપી ગયો છે. કામ એટલે દૂર રહેલા વિષયોની તૃષ્ણા અને વશ એટલે સંગાદિકની અભિલાષા, કામવશ જીવની સ્થિતિ એક સરખી રહેતી નથી. તૃષ્ણા ને અભિલાષા નાશ પામવાનો સમય આવે છે, ત્યારે તે જીવ મૂઢ બનીને ક્રોધને આધીન થઇ જાય છે. એ જ સ્થિતિ અહુણા પિંગલાની બની ગઇ છે. તેનો પ્રેમ એ પ્રેમ જ ન હતો. તે માત્ર વિષયસેવનની જ દાસી હતી. જેની ઇચ્છા વિષયથી જ તૃપ્ત થવાની હતી, તેના હૃદયમાં વિશુદ્ધ પ્રેમ જેવું હોય જ ક્યાંથી? અને એવી અબળાને કંદર્પહરના વિશુદ્ધ સ્વરૂપનું જ્ઞાન ક્યાંથી હોઇ શકે?

---

* कामात्क्रोधोऽभिजायते ।

આજે પિંગલા કામ-ક્રોધથી આંધળી બની ગઈ છે, જેમ જેમ રાત્રિનો સમય સમીપ આવતો ગયો તેમ તેમ તે વધારે અધીરી બનતી જાય છે. આજે જો કંદર્પહર તેની ઈચ્છાને આધીન ન થાય તો તેના પ્રાણ લેવાનો એ ગણિકાએ નિશ્ચય કીધો છે. એક તીક્ષ્ણ ખંજર તેણે પોતાની પાસે છૂપાવી રાખ્યું છે. આખા દિવસમાં તેને ખાવું પીવું પણ ભાવ્યું નહિ, તે જંપીને બેઠી પણ નહિ, તે આવરીબાવરી-આકુલવ્યાકુલ બની ગઈ છે. તે વિહ્વળ થઇ ગઇ છે! તેને કંદર્પહરની જ લેહ લાગી છે. રાત પડી, અંધકાર વ્યાપી ગયો. પિંગલાના હૃદયમાંએ અંધકાર વ્યાપ્યો. મહાત્મા કંદર્પહરના મંદિરમાં તેની આજ્ઞા પ્રમાણે એક જ ઝાંખો દીવો બળે છે, ત્યાં પિંગલા પોતાનું મોહકપણું દર્શાવતી ગઇ. કંદર્પહર ઓંકારના જાપમાં જ એકતાર હતો. પિંગલાના નૂપુરોનો ઝણઝણાટ તેણે સાંભળ્યો નહિ, તેના પ્રતિ દૃષ્ટિ જ કીધી નહિ તો તેના સૌંદર્યપર તો તે લક્ષ જ શાનું આપે? પિંગલા રોષમાં-ક્રોધમાં હતી, બળતી જળતી હતી, તે ઠમકારો કરતી આવી. કંદર્પહર અડગ જ બેસી રહ્યો. પિંગલા પ્રણામ કરીને ઋષિદેવની સમ્મુખ બેઠી. તેના હૃદયનો ભાવ મહાત્માથી ગુપ્ત ન હતો. પોતાના તરફ વિષયથી મસ્ત આંખે પિંગલાને નિહાળતી જોઇને, મહાત્માએ કહ્યું; "મૈયા! તારું કલ્યાણ થાવ!"

પિંગલાને આ શબ્દો વજ્રસમાન લાગ્યા. તે ક્રોધ કરીને બોલી:- "અલ્યા ઓ જોગટા! આજે મૈયા બૈયાની વાત દૂર મૂકી દે. તું મોટો મહાત્મા છે તે મેં તને જાણ્યો છે! આ ઘરમાં તું આવ્યો, ત્યારે તેં શી શરત કીધી હતી, તેનું સ્મરણ થાય છે કે?"

મહાત્માએ કહ્યું; "મૈયા! હું!"

પિંગલા બોલી:-"ચાલ! આજે તે પ્રતિજ્ઞા પૂર્ણ કરી મારી ઇચ્છા તૃપ્ત કર!"

મહાત્મા બોલ્યા; "મૈયા! તારી ઇચ્છા તૃપ્ત થઇ ચૂકી છે, તું શા માટે આવરીબાવરી બની જાય છે?"

આ સમયે પિંગલાને રગે રગે કામ વ્યાપી ગયો હતો. તેણે એકદમ ઊભી થઇને ઋષિરાજનો હાથ પકડ્યો ને કહ્યું; "હે મહારાજ! મારા વ્હાલા! મારા પ્રાણ! આપ ચાલો પલંગપર! મારા જીવને તૃપ્ત કરો! ને ચાવડાવેડા મૂકી દો!" એમ કહીને પછી તેણે સંતનો હાથ ખેંચ્યો.

ઋષિએ કહ્યું; "મૈયા! ધીરજ ધર! તારી ઇચ્છા તૃપ્ત થશેજ! તું શા માટે ઉતાવળી બને છે. આજે ઉતાવળ શી છે?" ઋષિરાજનાં

આ વચનો સાંભળતાં પિંગલા ક્રોધાંધ થઇ ગઈ. ક્રોધથી તેને સંમોહ થ ગયો. क्रोधाद्भवति संमोहः । સંમોહે તેની કર્મેન્દ્રિયોને ઉદ્ધત બનાવી દીધી. મનથી જ તે વિષયોમાં લદબદ થતી ગઇ, તેનું મન સાવ મૂઢ બની ગયું, તે મિથ્યાચારી બની ગઈ. તે પોતાના, તેમ જ ઋષિના રૂપને ભૂલી ગઇ. ખંજર કાઢી તેણે ઋષિને હડસેલો મારી પાડી નાંખ્યા, અને પછી કહ્યું; "અલ્યા સાધુડા ! આજે કેટલા દહાડા થયાં તું મને છેતર્યાં કરે છે, પરંતુ આજે હું છેતરાવાની નથી. તું આજે જો મારી ઇચ્છા તૃપ્ત કરીશ નહિ, તો હું તને આ ખંજરથી મારી નાંખીશ !"

સંતે જોયું કે સમય કટાકટીનો છે. આ દુષ્ટ અબળા, સબળા થઇને મારો ઘાત કરતાં ક્ષણભર પણ વિચાર કરશે નહિ; અને ઘાત થયો કે ગુરુવર્યે જે આજ્ઞા કરી છે તે પૂર્ણ થશે નહિ. તેણે સામોપચારની શરુઆત કરી. "હે વિવેકી અબળા ! આ એક સંત પુરુષના પ્રાણની હાનિ કરવાથી તારી કામના પૂર્ણ થતી હોય તો તેમ ભલે કર ! પણ મારી એક વાત યાદ રાખજે, તું જે ઘોર પાપ કરવાને તૈયાર થઇ છે, તેથી તારી કામના પૂર્ણ થશે નહિ. પણ ઊલટી તું પાપભાગિની થઇ, આ જન્મે, પૂર્વ જન્મના કુસંસ્કારને યોગે તને ગણિકાપણું પ્રાપ્ત થયું છે ને કોઇ સુસંસ્કારને યોગે તેં મોટું ઐશ્વર્ય પ્રાપ્ત કીધું છે તેને બદલે, ઉત્તર જન્મમાં તારે નરકમાં જ પડવાનું રહેશે !"

પૂર્ણ તિરસ્કાર દર્શાવતી પિંગલા બોલી; "અલ્યા સાધુડા ! મને નરક બરકનો જરાયે ભય નથી. તારી સાથે ક્રીડા કરવાથી નરકપ્રાપ્તિ થતી હોય તો ભલે થાય—એ નરકનું દુઃખ મને સ્વર્ગના સુખસમાન થશે ! તારી અનુપમ કાંતિ જોઇને જ મેં મારા બંને મંદિરિયામાં તને નિવાસ આપ્યો છે, ત્યાંથી તું કેમે કર્યો ખસતો નથી, ને મારી કામનાએ પૂર્ણ કરતો નથી; તો કાં તો આજે મને તૃપ્ત કરી, તારી પ્રતિજ્ઞા પાળ, નહિ તો જમલોકમાં જા ! જે સ્ત્રી હજાર કે લાખની દોલત આપવા છતાં પણ અપ્રાપ્ય છે, તે તારી સેવામાં તૈયાર છે, તે તારી કીસગણતીમાં જ નથી કે ? તેં વચન આપ્યું છે કે, મારી કામના પૂર્ણ કર્યા વગર હું અહીંથી જઇશ નહિ. તે મારી કામના ક્યારે પૂર્ણ કરશે ? આજ આઠ આઠ દહાડા થયા હું તારી શુશ્રૂષા કરું છું, પ્રાર્થના કરું છું, વિનવણી કરું છું, પગે પડું છું, તે કશાની પણ સ્પૃહા કર્યા વિના, તું બગભક્તની માફક 'મૈયા મૈયા' બકયા કરે છે, તો શું તારા

આપનું ભોડાવવાને અહીં આવ્યો છે? ચાલ પલંગપર, નહિતર હમણાં મારી નાંખીશ!"

એ સમયે પિંગલાનું લાવણ્ય નાસી ગયું હતું. તે રાક્ષસીનું રૂપ ધરીને હાથમાં ખંજર પકડી ઊભી હતી, તેની આંખો લાલ હિંગળોક વર્ણી થઇ ગઇ હતી, તેણે જમણા હાથથી સંતની ગરદન ઝાલેલી હતી અને તે બોલતી હતી કે, "જો આ ક્ષણે પલંગપર નહિ ચાલશે, તો મારી જ નાંખીશ !"

ઋષિએ જોયું કે, પિંગલા સમજે એમ નથી. કામાતુર મનુષ્યને ભય કે લજ્જા હોતી નથી, અર્થીઓને ગુરુ કે ભાઇબંધ હોતો નથી, વિદ્યાતુરોને સુખ કે નિદ્રા હોતી નથી અને ક્ષુધાતુરોને રુચિ કે વેળા હોતી નથી.* અહો! આ જગતમાં મોટમોટાને પણ ચલાયમાન કરનાર સ્ત્રી છે; તેનું શસ્ત્ર અનિવાર્ય છે; તે છતાં મૂઢમતિઓ તેને અબળા કહે છે.

પિંગલાનું સબળપણું જોઇ, અબળ બની, કંદર્પહર ઊભો થયો ને પલંગ તરફ ચાલ્યો. પિંગલા આનંદ પામી. તેનો ક્રોધ ધીમે ધીમે ઉતરવા માંડ્યો; તે શાન્ત બની, હસી, પ્રસન્નવદની જણાઇ, એટલે ઋષિ બોલ્યા;–"હે પિંગલા ! હું ગુરુદેવના સોગંદ ખાઇ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, તારી ઇચ્છા પૂર્ણ કર્યા વગર હું અહીંથી જઇશ નહિ!"

પિંગલાએ કહ્યું; "સ્વામિનાથ! પ્રાણથી પણ અધિક પ્યારા ! મારાથી જો કંઇ અપશબ્દો બોલાયા હોય તો ક્ષમા કરજો!"

પછી પિંગલા તુરત પલંગપર જઇને સૂતી; ત્યારે ઋષિરાજ પલંગ સમીપ ઊભા રહી બોલ્યા; "પિંગલા! મારી એક વાત સાંભળ! આજથી આપણે નિત્ય એક જ પલંગ પર શયન કરીશું; પણ જ્યાંસુધી હું અહીં રહું ત્યાંસુધી તારે અન્ય પુરુષની સાથે સંભાષણ પણ કરવું નહિ અને હું સૂતાં સૂતાં જે કથા તને કહું, તે કથા તારે સાંભળવી અને તે પછી તારી કામકેલિની ઇચ્છા અક્ષય રહે તો તેને હું પૂર્ણ કરીશ–પરંતુ તારે મારા અંગને અડકવું નહિ અને હું પણ તારા અંગને અડકીશ નહિ. જો તું મારા અંગને અડશે તો તત્ક્ષણે જ બળીને ભસ્મ થશે. માત્ર તારે મારી લક્ષ્ય કથાનું જ લક્ષપૂર્વક શ્રવણ કરવું."

પિંગલાએ મનમાં વિચાર કર્યો કે, "બાવાજી ફસાયા તો છે; પણ જરાક ભાવ ખાય છે. પણ શી હરકત છે! ભલેને એ ગમે તેવી કથા

---

* अर्थातुराणां न गुरुर्न बन्धुः कामातुराणां न भयं न लज्जा ।
विद्यातुराणां न सुखं न निद्रा क्षुधातुराणां न रुचिर्न वेला ॥

કહે; પિંગલા તેમાં ફસાય ત્યારે તો થઇ જ રહ્યું તો. એવી જ્ઞાનગોષ્ટીઓ મેં બહુ સાંભળી છે. એક શય્યામાં સૂતા પછી કોણ એવો મહાત્મા છે કે, જે પોતાનું બ્રહ્મચર્ય સાચવી શકશે ? આજે એક શય્યાએ સૂવાનું તો કબૂલ કીધું! એટલો તો ફસ્યો! કાલે લટ્ટુજી ન બનાવું તો પછી મારું નામ પિંગલા જ નહિ. કાલે નહિ તો ચાર દહાડા પછી પણ બાવાજી વિલાસ ભોગવવાને તૈયાર થઇ જશે. વિશ્વામિત્ર અને પરાશર જેવા સ્ત્રીના સૌંદર્યમાં લુબ્ધ થઇ ગયા છે, તો એના તે શા ભાર ?"* અહુણા તો જેમ કહે તેમ હા હા કહો; કેમકે જો વધારે ભય બતાવીશ તો એ કદાચ એકાદ દહાડો સુખ ભોગવાવી ચાલ્યો પણ જાય. એમ વિચાર કરીને તે બોલી, "મહારાજ ! તમારી એમ ઇચ્છા છે, તો હું તેમ વર્તીશ. આજથી અન્ય પુરુષ સાથે ભાષણ કરીશ નહિ, તમારી આજ્ઞા વિના તમારાં અંગનો સ્પર્શ કરીશ નહિ, તમારી લક્ષ્ય કથાને લક્ષપૂર્વક સાંભળીશ, કેમ હવે તો રાજી છો ને ?"

કંદર્પહરે કહ્યું; "મૈયા ! હું તારા ઉપર પ્રસન્ન છું ને મારી પ્રાર્થના છે કે, તારી કામના પૂર્ણ થાવ !" આમ કહીને કંદર્પહર અને પિંગલા એક શય્યામાં, એક બીજાના અંગનો સ્પર્શ ન થાય તેમ સૂતાં.

## ડાહ્યું કોણ ?

શય્યામાં સૂતેલા કંદર્પહરે, ક્ષણભર વિચાર કરી, પિંગલાને કહ્યું; હે સૌંદર્યશાલિની પિંગલા ! તું ડહાપણમાં શ્રેષ્ઠ છે. હું તને એક કથા કહું છું તે સાંભળી, તને યોગ્ય લાગે તો મારા પ્રશ્નનું ઉત્તર આપજે. એ ઉત્તરથી, લોકો તને ડાહી, ચતુર, કાર્યકુશળ કહે છે તેને તું યોગ્ય છે કે નહિ, તેનો નિશ્ચય કરી, તારી મનઃકામના પૂર્ણ કરીશ.

વિશ્વપુરી નામની અનેક વૈભવોથી પ્રપૂર્ણ એક અલૌકિક નગરી છે. એ નગરીનો સ્વામી મહાસમર્થ, સકળકળા-વૈભવ-વિભૂતિ-ઐશ્વર્યનું પરમ નિધાન છે. એ સ્વામીનું નામ પુરાણપુરુષ છે. તેના વૈભવમાં કશી ન્યૂનતા નથી. તેની શક્તિ એટલી અગાધ છે કે તે ચાહે તે કરી શકે છે. એ નગરીના સ્વામીને બે પુત્રો છે. એકનું નામ રાજસલાલ ને બીજાનું નામ સાત્વિકલાલ. એક સમયે પુરાણપુરુષે પોતાના તે પુત્રોને સમીપ બોલાવીને કહ્યું; "તમે પુખ્ત ઉમરે પહોંચ્યા છો,

---

* विश्वामित्रपराशरप्रभृतयो वाताम्बुपर्णाशनास्तेऽपि स्त्रीमुखपङ्कजं सुललितं दृष्ट्वैव मोहं गताः । स्वाद्वन्नं रुचिरं पयोदधियुतं भुञ्जन्ति ये मानवास्तेषामिन्द्रियनिग्रहो यदि भवद्विन्ध्यस्तरेत्सागरम् ॥

માટે મારા રાજ્યમાંની બે નગરીના તમને વહીવટદાર બનાવવા ઇચ્છું છું. એ નગરીમાંની એક નગરી અતિ અદ્ભુત છે, પણ ત્યાંની પ્રજા પોતાના સ્વામીના સ્વામી થવાનો સતત ઉદ્યોગ કરનારી ને ઉદ્ધત છે. જો તે પ્રજાનો સ્વામી જરા પણ ગાફલ રહે છે તો એ પ્રજા તેને પોતાનો દાસ બનાવી, બાજીગરના વાંદરાપેરે નચાવે છે ને છેવટે કેદમાં પણ પૂરે છે. પણ એ નગરીનો દેખાવ અતિ રમણીય છે, ત્યાં સદા થૈથૈકાર સંભળાય છે; લોકો હસતા, રમતા ને સ્વચ્છંદી છે ને ભવનો સુશોભિત ને રળિયામણાં છે; પણ એ ભવનોવાળા નગરમાં જે ઝાઝો કાળ વસે છે, તે સ્વસ્વરૂપને વીસરી જાય છે ને તેથી મારી અવકૃપાને પાત્ર બને છે. બીજી નગરીનો દેખાવ, કંઈ પણ ઠાઠમાઠ વગરનો છે; તેમાંનાં ઘરો ખડખડ પાંચમ જેવાં છે; તેમાં રહેનારી પ્રજા પણ ઠાઠમાઠ રહિત ને દેખાવે ઉદાસ છે ને તેને જોતાં જ પ્રથમ તો નિરાશા ઉત્પન્ન થાય છે. એ પ્રજા પૈસા ટકા વગરની, મોજ કે આનંદ વિનાની, વાડી વિસ્તાર વિનાની, શૃંગાર વિનાની, પણ ડાહી, ઠાવકી, બુદ્ધિમાન્, હિતાહિત જાણનારી, તેની ઇચ્છા પ્રમાણે વર્તવામાં આવે તો પરમસુખ આપનારી ને મારી પ્રીતિ વધે તેવે માર્ગે પ્રવર્તનારી છે. તે પ્રજા પાસે મોજનાં સાહિત્યો નથી. પ્રથમ તો તેનો સંગ કરતાં દુઃખ જ દેખાય તેવી તે પ્રજા છે. પ્રથમ નગરીની પ્રજા પૈસે ટકે ગબ્બર, રંગ રાગમાં ગુલતાન–મસ્તાન, વિલાસ વૈભવ ભોગવવામાં થરી પૂરી. પ્રથમ તો પોતાના સ્વામીની સેવક, પણ પછી સ્વામીની સ્વામી થઇ બેસવાની કામના કરનારી છે ને મારા પ્રત્યે જેની ભક્તિ ન્યૂન, તેના સર્વ મનોરથો પૂરનારી છે, પણ તેને જે વશ થયા, તેને તે સંકટમાં નાંખનારી ને અનિવાર્ય દુઃખ દેનારી છે. તે ઘણી મોહક છે, રાજાને અનેક પ્રકારે લાડ લડાવનારી છે, આનંદનો દેખાવ દેનારી છે ને સદા થનથન કરનારી છે, પણ જ્યારે વિફરે છે ત્યારે રાજાને પણ કેદમાં નાંખે તેવી છે. બીજી નગરીનું નામ દૈવી સંપત્ છે અને પહેલીનું નામ આસુરી સંપત્ છે.* એ બે નગરીમાંથી જે ગમે તે તમારે સ્વાધીન કરી લઇ સુખરૂપ રાજ કરો.”

પુરાણપુરુષનો નાનો પુત્ર લાલાજી હતો; તે મોજીલો અને વિલાસી હતો. તેણે વિચાર કીધો કે, આપણે તો જ્યાં આનંદોત્સવ હોય ત્યાં જ રહેવું. આસુરીસંપત્પુરીમાં જે આનંદધ્વનિ સંભળાય છે, તેવો દૈવી-

* ગીતાજી ૧૬ મા અધ્યાય. દૈવ–આસુર સંપત્ વિભાગયોગ.

સંપત્પુરીમાં નથી એમ પિતાજી જ કહે છે, તો પછી ત્યાં જવામાં લાભ શો ? મોટા ભાઈ આસુરીસંપત્પુરી માગે તો પણ આપણે તેને તે નગરીનું રાજ્ય આપવાના નથી, આપણે જ તે તો લેવાના. રાજસલાલે આસુરીસંપત્પુરીનું રાજ સ્વેચ્છાથી સ્વાધીન કરી લીધું. બીજા પુત્ર સાત્વિકલાલ–મોટા બંધુએ દૈવીસંપત્પુરીનું રાજ ઇચ્છયું હતું ને તે મળવાથી તે અતિ આનંદ પામ્યો.

રાજસલાલને તેની ચતુરંગી પ્રજાએ થોડાં વર્ષો તો એવો મોજમાં મસ્ત કીધો, કે તે સર્વ આનંદનો ભોક્તા બની ગયો–એ પુરીને જ સર્વ આનંદનું સ્થાન ગણવા લાગ્યો; તે અનેક પ્રકારની મોજ ભોગવવા લાગ્યો; પ્રજા પણ તેના કહેવાને 'જીહજૂર' કરી જતી હતી. ધીમે ધીમે તે પ્રજાનો પૂર્ણ પ્રેમપાત્ર બની ગયો ને પછી તો પ્રજા જેમ કહે તેમ રાજ્ય કરવા લાગ્યો. તે નગરીના તુચ્છ આનંદમાં તે લદબદ થઈ ગયો ને ધીમે ધીમે પોતાને હાથે જ કેદની બેડીઓ તૈયાર કરવા લાગ્યો.* છેવટે તે પ્રજાનો એવો તો દાસ બની ગયો કે, એક દિવસે પોતાની જ તૈયાર કરેલી બેડીમાં, તેની પ્રજાએ તેને જકડી લીધો ને પછી કહ્યું, 'તારા ભાવિમાં દુઃખ, હાનિ, આવર્જન, વિસર્જન, ક્ષણિક આનંદ ને અનિવાર્ય દુઃખ જ છે તો તે ભોગવ !' એમ કહી, તેની પ્રજાએ તેને એવા અંધકારમાં પૂરી દીધો કે, તેનો હજી સુધી પત્તો જ લાગતો નથી, ને પોતાના પિતાશ્રી પુરાણપુરુષનાં દર્શનનો તે ભાગી જ થઈ શકતો નથી.

સાત્વિકલાલ, દૈવીસંપત્પુરીની પ્રજાપર રાજ્ય કરવા લાગ્યો. એ પ્રજા નહિ હોંસીલી, નહિ વિનોદી, નહિ કોડીલી–કંઈ જ નહિ. ત્યાં નાટ્યારંભે નહિ, ગીતગાને નહિ, આનંદે નહિ ને ઉત્સવે નહિ–ઝાઝી લીલાએ નહિ ને ઝાઝાનો સમાગમે નહિ. તેની પ્રજા પણ ચતુરંગી હતી, પણ વિરાગી, દૃશ્યપર પ્રેમરહિત, સત્ અસત્‌ના વિચારવાળી, સર્વને અભેદ દૃષ્ટિએ જોનારી હતી. છતાં તેના મનમાં–ચિત્તમાં–આત્મામાં જે આનંદ થતો તે અલૌકિક હતો. જ્યાં પ્રેમ નહિ ત્યાં ભય કોનો ? પ્રેમ જ ભય ! ત્યાં પ્રેમ હતો, પણ નિર્ગુણ પ્રેમ હતો. નિર્ગુણ પ્રેમ એ અલૌકિકજ પ્રેમ છે. એવા અપ્રેમી–અભોગી દેખાતા; પણ ખરેખરા આનંદના સ્થાનમાં રહેલો સાત્વિકલાલ પૂર્ણ આનંદથી એ પ્રજાનું પાલન પોષણ કરવા લાગ્યો ને જેમ જેમ તેને પાળતો ગયો તેમ તેમ તેનું સામર્થ્ય વધતું ગયું. જેમ જેમ પ્રજા તાબે થતી ગઈ, તેમ

* दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ।

તેમ તે બીજાં મોટાં રાજ્યોનો સ્વામી થતો ગયો. એ રાજ્યો જીતતાં સાત્વિકલાલને ઘણો શ્રમ વેઠવો પડ્યો ને તત્કાળ તો લાભ કશો જણાયો નહિ, પણ કાળ જતાં ને સમગ્ર પ્રજા સ્વાધીન થતાં, તે એટલો તો બળવાન્ થયો કે, તેનો પિતા પ્રસન્ન થયો ને તેણે તેને પોતાના રાજ્યપર સ્થાપી દીધો.

કંદર્પહરે પૂછ્યું; "હે પિંગલા ! એ બે બન્ધુઓમાં બુદ્ધિમાન્ કોણ, ક્ષણિક આનંદનો ભોગી કે નિત્યાનંદનો ભોગી ?"

પિંગલાએ કહ્યું; એમાં તે વળી પ્રશ્ન શો ? બુદ્ધિમાન્ સાત્વિકલાલ જ તો ! જે આનંદ હમેશનો હોય, તે જ સાચો આનંદ છે. અહુણાં આનંદ જેવું જણાય ને ઘડી પછી ઉદાસ થવાય તે તે વળી આનંદ કહેવાય કે ? એ તો મૂર્ખની ઘડીભરની મોજ !"

કંદર્પહરે કહ્યું; "તારું કલ્યાણ થાઓ ! તેં યોગ્ય કહ્યું." થોડી ક્ષણ મૌન ધરી, પુનઃ સંતે કહ્યું; "પિંગલા ! લોકો તને બુદ્ધિમતી ને શાણી કહે છે, પણ મને તો તું મૂર્ખની શિરોમણિ જણાય છે !"

પિંગલા બોલી; "કેમ મહારાજ ! તમારી ઈચ્છા હોય તો કહો તેને મારે વશ કરી, વાંદરા પેરે નચાવું, એટલું મારામાં સામર્થ્ય છે, તો હું મૂર્ખી કેમ ?"

"મૂર્ખી એટલા જ માટે કે ડહાપણમાં અનુપમ ગણાતા રાજા રાણા, જે લાખોને વશ કરનારા છે તે તારે વશ થાય છે, તેટલું છતાં જે એક ભીખારડો જોગટો, ઘેર ઘેર ને બારણે બારણે ભીખ માગી જેમ તેમ પેટ ભરનારો છે, વન વગડામાં રહેનારા ઢોર જેવો છે, તેનાપર તું મોહી પડી છે ! મને તો તારું ડહાપણ ધૂળમાં ગયલું જણાય છે, ને તને બુદ્ધિમતી ને શાણી કહેનારને હું મૂર્ખશિરોમણિ માનું છું. તે વગર તું પેલા રાજસલાલપેરે ક્ષણિક સુખ ભોગવીને, સ્વહસ્તે જ કેદખાનામાં પડવા તૈયાર થાય નહિ. એ કેદખાનું તે રાજબંધન નથી પણ અનંત નરકનું કેદખાનું છે, ત્યાં જવાની તું કેમ કામના કરે છે, જો ડાહી છે તો ?"

પિંગલા અબોલ રહી, ત્યારે સંતે કહ્યું; "તારી ઈચ્છા વિલાસ રમવાની છે તે રમ્યા પૂર્વે, હું જે કહું તે તું પુનઃ સાંભળ ! તું રાજા રાણાની માનીતી છે, કોઇને પણ લેખામાં ગણતી નથી, ત્યારે મારાપર તું કેમ તુષ્ટમાન થઇ છે તે કહે. તને શાના ઉપર મોહ થયો છે ? તને મારા રૂપપર મોહ થયો છે કે મારા મુખપર, નેત્રોપર, અંગપર,

હાથપર, કાનપર, નાકપર, શાના ઉપર તને મોહ થયો છે તે તું મને કહે, એટલે હું તેના સૌંદર્યનું તને ભાન કરાવું. જો તને મારા મુખપર મોહ થયો હોય તો આ મુખ કેવું છે તે જો ! એમાંના દાંતો કેવળ હાડકાના છે; એક દાંત પડ્યો તો તુરત ફેંકી દે છે. એ દાંત ઉપર તને મોહ થતો હોય તો લે આ દાંત; જીભ ઉપર મોહ થતો હોય તો આ જીભ પણ તારી સમીપમાં જ છે; નેત્રો ઉપર મોહ થતો હોય તો નેત્રો પણ તારી સમીપમાં છે. (આમ કહેતાં કહેતાં પોતાના યોગબળવડે દાંત, જીભ, નેત્રનો ગોળો, પિંગલાને હાથમાં લઇ બતાવ્યાં.) તારી ઇચ્છામાં આવે ત્યાં સુધી આને ભોગવ ! આ હાડકાં, ચામડાં, માંસ, મજ્જા ને લોહીથી ભરેલાં, યંત્રની પેઠે ચાલતાં શરીરરૂપી પિંજરામાં તને શું સુંદર દેખાય છે ? તેં આજ દિન પર્યંત સર્વ પદાર્થો ભોગવ્યા છે; તારા દેહ અને ઇંદ્રિયો નિરોગી રહ્યાં છે; રાજ અને વૈભવની તું ધણીરણી છે; આ રાજ્યમાં તારા જેવી બુદ્ધિમતી કોઇ પણ સ્ત્રી ગણાતી નથી. તેવી તું, કિયા પદાર્થ ઉપર મોહ પામી છે, તે મને કહે.”

## દેહ મળમૂત્રનો ભંડાર !

પિંગલાએ કહ્યું; “હે સાધો ! હું તમારી કાન્તિપર મોહિત થઇ છું.”

કંદર્પહરે કહ્યું; “જો કાન્તિપર તને મોહ થયો છે તો (શરીર બતાવી) કાંતિને ભોગવી તૃપ્ત થા.”

પિંગલા બોલી; “કાન્તિને શી રીતે ભોગવાય ? રતિકેલિનું સ્થાન તો જૂદું જ છે, તેને ભોગવવાથી જ આનંદ પમાય છે-તૃપ્ત થવાય છે.”

સાધુએ કહ્યું; “તે ભોગવવાને તારે જોઇયે છે ? લે તેને ભોગવ.”

પિંગલા બોલી; “એ તો જેમ ભોગવાતું હોય તેમ જ ભોગવાય. પુરુષો અને સ્ત્રીઓને એક બીજાના રતિકેલિના સ્થાનપર જ મોહ છે ને મને પણ એ જ ભોગ જોઇએ છે.”

કંદર્પહરે કહ્યું; “હે ચતુરા ! એમાં મોહ પામવા યોગ્ય શું છે ? તું અજ્ઞાત છે તેથી જ આવું બકે છે. પણ જગદીશે, જ્યારે મનુષ્યને ઘડ્યો ત્યારે જે સુંદર પદાર્થો છે, તે પ્રકટ રાખ્યા છે ને જે નજીવ-કંટાળા ભરેલા પદાર્થો છે તે ગુપ્ત રાખ્યા છે. એવા ગુપ્ત રહેલા એટલે નજીવ સ્થાનપર તને મોહ વ્યાપે છે, એ કેવી તારી મૂર્ખાઈ ! ખરેખર, તારી ચતુરાઈ, હું તો ચૂલે પડેલી જોઉં છું. મોં, કાન, નેત્ર, નાસિકાદિ જે સુંદર છે, તે સર્વ પ્રકટ છે, તેપર તને મોહ થતો

નથી ને જે માંસનો કટકો છે, તેપર તું મોહ પામી છે, તેથી મને તારી બુદ્ધિપર ગ્લાનિ થાય છે. તને લોકો ફોકટમાં જ ચતુર, ગુણવાળી ને ડાહી માને છે, પણ ખરેખરી તું તો મૂર્ખ જ છે. જેપર તું મોહી પડી છે, તેમાંથી મૂત્ર અને ચિકાશવાળો પદાર્થ ઝર્યા કરે છે, અને તેની સામા, તે પૃથ્વીપર પડ્યા પછી દૃષ્ટિ પણ કરવી ગમતી નથી. એવા અપવિત્ર અને ગંધાતી મોરી જેવા, ક્ષુદ્રસ્થાનપર બુદ્ધિમાનને મોહ થાય ખરો ? એ ગંધાતા સ્થાન પ્રતિ કોઈ પણ સજ્જન પુરુષને તો ક્ષણભર પણ પ્રીતિ થતી નથી, તો પછી તેનાપર તને મોહ થયો છે, તેથી તારી બુદ્ધિપર મને હાસ્ય આવે છે !"

પિંગલા બોલી; "હે સાધુ ! હું કંઇ તમારા એકલા એ સ્થાનપર મોહિત થઇ નથી, પણ મને તમારા સર્વાંગપર મોહ છે. એ ગુપ્ત સ્થાન તો માત્ર એનો એક વિભાગ છે, અને સ્રીપુરુષના પરમ પ્રેમનું સર્વાંગનું મોહક સ્થાન રમણસ્થળ છે. એનાપર જ સર્વ મરી ફીટે છે. વિશ્વામિત્ર, પરાશર, ઇન્દ્ર, રાવણાદિને પણ એપર જ મોહ થયો હતો !"

સાધુએ કહ્યું; "જેનાપર સર્વ મરી ફીટે છે, તે લઇ તું આનન્દે કલ્લોલ કરવા કેમ તત્પર થતી નથી ?"

ગણિકાએ કહ્યું: "મહારાજ ! મને તમારા સર્વાંગનું સુખ આપો– એ અંગ મારું કરો !"

"ઠીક, ઠીક, એ અંગ તારું જ છે. લે, તને શું આપું ?" કંદર્પહરે કહ્યું.

"અંગ !" પિંગલા બોલી.

"તું કોને અંગ કહે છે ! અંગ જેવું આમાં કીયું છે ? આ ગળું આપું કે હાથ આપું, પગ આપું કે માથું, મોં, ગાલ, નેત્ર, કર્ણ કે નાસિકા, જીભ કે દાંત, પેટ કે પીઠ, ગુદા કે ઉપસ્થ ઇંદ્રિય ! શું આપું, બોલ ?" કંદર્પહરે એમ પ્રત્યેક અંગ બતાવીને કહ્યું.

"મહારાજ! એ કંઇ નહિ; પણ જેપર મને મોહ છે, જે સુંદર છે, જે આનંદ આપે છે, તે અંગ આપો !" પિંગલા બોલી.

સાધુએ કહ્યું; "ભલે, જે અંગ તને સુંદર ને આનંદ આપનારું જણાતું હોય, તે ઉઠાવી લે ને સુખેથી ભોગવીને આનંદ પામ."

પિંગલા ગભરાઇને વિચારમાં પડી ગઇ. તે અબોલ જ રહી. થોડીવારે વિચાર કરીને તે બોલી; "હું શું ઉઠાવું ?"

"તારું માનેલું સુંદર અંગ !"

"એ કેમ ઉઠાવાય?" પિંગલાએ કહ્યું.

કંદર્પહરે કહ્યું: જો અંગ ઉઠાવાશે નહિ, તો ભોગવાશે કેમ?"

પિંગલાએ કહ્યું; "મહારાજ! હું કંઈ સમજતી નથી, પણ આ જે સુંદર, કાંતિમાન્ દેખાય છે-સર્વ પ્રકારે સુંદર છે, ભરેલું હૃષ્ટ પુષ્ટ દેખાય છે, તે અંગથી હું ને તમે એકરસ થઇએ તેવો ભોગ મારે જોઈએ છે."

સંતે કહ્યું; "હે વિચક્ષણે! મને તો આ નાશવંત માટીના દેહમાં કંઇ પણ સુંદર દેખાતું નથી. આ જે અંગ તને સુંદર દેખાય છે તે તો કેવળ જ નરકની ખાણ છે. એ ખાણમાં તે શી સુંદરતા દેખાય છે? અહર્નિશ એમાંથી નરક ઝર્યા કરે છે, એનાપર તને મોહ થાય છે! થૂંક, લાળ, ચીપડા, પરુ, રુધિર, માંસ, મજ્જા, હાડકાં તથા મળમૂત્રથી ભરેલા દેહના કયા ભાગ ઉપર તને મોહ ઉત્પન્ન થયો છે,* તે કહે? કેમકે જેને તું ઉત્તમ-સુંદર તારા પ્રેમ-આનંદને પાત્ર માનતી હોય તે આપીને, મારી પ્રતિજ્ઞા સફળ કરવા હું આતુર છું."

### પરમ આનંદનું સ્થાન

પુનઃ પિંગલા વિચારાગારમાં પડી ગઈ. તેને કંઈ સૂઝયું નહિ. થોડી વારે તે બોલી; "હે સાધુ! હે મહાત્મા! જો તમારો મારાપર પ્રેમ હોય અને મને આપેલું વચન પાળવું હોય તો, મને જેથી આનંદ થાય તે આપો!"

સંતે કહ્યું; "તેં યોગ્ય કહ્યું. આ વિદેહાનગરીમાં સર્વ તને વિચક્ષણ ગણે છે તે સત્ય છે. સત્ય-શુદ્ધ-પરમ-આનંદ ભોગવવા તું પાત્ર છે-પૂર્વ જન્મના અનેક સુસંસ્કારોથી વિશુદ્ધ સંસ્કારી છે, અધિકારી છે! હું તને પરમ આનંદ આપીશ. અયે પિંગલે! સાંભળ. મનુષ્ય જેવો આ ઉત્તમ દેહ પ્રભુએ તને આપ્યો છે, તે ક્ષણિક આનંદ ભોગવવાને આપ્યો નથી, પણ પરમ આનંદ ભોગવવા આપ્યો છે. એ આનંદ તે કયો? આ દેહના સર્વ આનંદો તો તુચ્છ છે, કેમકે તે ક્ષણિક છે. દેહના ક્ષણિક સુખો કે આનંદો, સુખે નથી ને આનંદે નથી, પણ એ માત્ર બુદ્ધિનો ભ્રમ જ છે. ક્ષણભર વિચાર કરી, જગતનો વ્યવહાર-ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ પ્રતિ લક્ષ દેશે, તો તને સ્પષ્ટ જણાશે કે, આ

---

* રૂપે શું મન રાચો રે, કાયાનો રંગ કાચો રે, ભગવાન ભજો. ટેક

હાડ માંસ ને રૂધિર ભરેલું, મઢયું ચામડે અંગ (૨),

ગંદા દેહનો ગર્વ નકામો, કાયાનો રંગ પતંગ,

ભરૂસો નહીં સાચો રે, કાયાનો રંગ કાચો રે, ભગવાન ભજો. મહાશ્વેતાકાદંબરી.

દેહમાં કશી સુંદરતા નથી. એ દેહ–અંગ અનેક જાતનાં સત્કર્મો કરવાને માટે છે; ક્ષણિક સુખ ભોગવવા–પાપકર્મ માટે નથી. મોહ તો એના પર કરવો, કે જેમાંથી નિત્યનો આનંદ પ્રાપ્ત થાય. મને કહે કે, જે આનંદ ભોગવવા તું તૈયાર થઈ છે, તે ક્રીડાનો આનંદ કેટલો કાળ રહેશે? વર્ષ, બે વર્ષો કે હમ્મેશ રહેશે? તને ક્ષણિક આનંદ આપું કે અખંડ આનંદ આપું?"

પુનઃ તે મૂંગી રહી. કન્દર્પહરે કહ્યું; "ઉત્તર દે, કેમકે મારે તારી મનઃકામના તૃપ્ત કરવી છે, લૌકિક આનંદ કેટલો કાળ રહેશે, તે તું જાણે છે? વરસ, બે વરસો કે જીવે ત્યાં સુધી રહેશે!"

"રે વર્ષ બે વર્ષો શાનાં?" પિંગલા બોલી; હમણાં ખાધું ને હમણાં ભૂખ્યાં. ક્ષણભરનો જ એ આનંદ! ભોગવે ત્યાં સુધી સુખ! પ્રથમ મીઠું તે પછી ખાટું અંબટ!"

"અહો! એમ છે કે? અને એને માટે આટલી ઉત્કંઠા, આટલા ધમપછાડા, આટલો વલોપાત, પીડા અને વ્યાકુલતા ને તે માટે આ ખંજરથી, જેણે આ જગતની સ્ત્રી માત્રને મૈયા માની, જરા પણ અવિરક્તતા ધારણ કરી નથી, તેવા એક સંતનો ઘાત! હું તો ધારતો હતો કે, આ આનંદ નિત્યનો હશે; પણ તું તો કહે છે કે, વિષયસુખનો આનંદ તો ક્ષણભરનો જ છે ને તે ત્હારે ભોગવવો છે? રે મૂઢ! રે પામર! જાણ કે મજ સંગે વિષય રમવાની તારી ઇચ્છા આ ક્ષણે તૃપ્ત થયા પછી પાછી વિશેષ–જાગૃત થશે ને એ પાપરૂપ આનંદ માટે તને વધારે વધારે તાલાવેલી થયા કરશે, ત્યારે તું શું કરશે? ક્ષણ પછી નાશ પામે એવું સુખ–એવો આનંદ ભોગવવાથી કોઇ પણ મનુષ્યનું જીવન સાર્થક થતું નથી–તેને સુખે મળતું નથી ને આનંદે મળતો નથી. આહાર એવો કરવો કે, જે શરીરને અમર કરે; સુખ એવું ભોગવવું કે, જેની તુલનાને કોઈ પણ પહોંચે નહિ; વિલાસ એવો રમવો કે જે સર્વોત્કૃષ્ટ હોય; આનંદ એવો લેવો કે, જે પરમ આનંદ જ હોય ને તૃપ્તિ એવી થવી જોઇએ કે કામનાનો જ લય થાય.

હે પિંગલા! અપવિત્ર ધર્મનો ભંગ કરનારા ને નિત્ય નરકમાં નાંખનારા વિષયોથી કોઇ પણ જીવ, કોઇ પણ કાળે, પરમ સુખી કે પરમ આનન્દી થયો નથી ને થશે પણ નહિ. તેમ તને પણ મારી સંગે વિલાસ કરવાથી તૃપ્તિએ થવાની નથી, સુખે મળવાનું નથી ને આનન્દે થવાનો નથી. ક્ષણની તૃપ્તિ, ક્ષણનું સુખ, ક્ષણનો આનન્દ, એ તે

શું આનન્દ ગણાય? આટલું સમજવા છતાં તને મોહ થાય છે, એ તારી મૂઢતા–અજ્ઞાન જ છે. તેં આટલા દિવસો થયાં વિષયો ભોગવ્યા છે, તો પણ તને તૃપ્તિ થઇ નથી, પણ ઊલટી વિશેષ લાલસા થવા લાગી છે અને તું પુનઃ પુનઃ વિષય ભોગવવા ઇચ્છે છે, તેનું કારણ એ કે, આ જગતનો મિથ્યા આનંદ ભોગવવાથી તૃપ્તિ થતી નથી; પરન્તુ તે મિથ્યા છે, તેથી વધારે ને વધારે અતૃપ્ત બનાવી, તે ભોગવવાને વધારે ને વધારે ઉશ્કેરે છે.* તને પૂર્વે થયેલો આનંદ, જો સત્ય આનંદ હતો તો તે આજે કયાં લુપ્ત થઇ ગયો? જો તને પરમ આનંદ થયો હત–નિત્યનો આનંદ હત–તો નવા આનંદની અપેક્ષા જ ન રહેત, તું સુખી બની હોત, તો મારાથી વિશેષ સુખ પ્રાપ્ત થશે, એવા નિશ્ચય વગર મૂઢ બની જાત નહિ. પણ તે પરમ આનંદ ન હતો, પણ મિથ્યા આનંદ હતો. મિથ્યા આનંદથી તૃપ્તિ નહિ થાય, એ સ્વાભાવિક છે અને તેમ તું અતૃપ્ત રહી છે ને પુનઃ આનંદ માટે વલખા મારે છે. ભોગ ભોગવવા યોગ્ય તો એક જ દુર્ગંધવાળું સ્થાન છે–અને તે સર્વત્ર સમાન છે; એમાં વિશેષતા કોઇ પણ સ્થાનમાં નથી. માત્ર શરીર-બાહ્યાકૃતિ જ જૂદી જૂદી છે, ને તે બાહ્યાકૃતિપર જ અવિદ્યાથી ઘેરાયલા અલ્પ પ્રાણીને મોહ થાય છે–તેવો જ મોહ તને થયો છે.

"તને શરીરની સુંદરતાપર મોહ છે, તેથી મારા શરીરનાં સૌંદર્ય-પર મોહ થયો હોય, તો જાણ કે, આ શરીર, નાશ પામીને માટી ભેળું માટી થઈ જવાનું છે. તેનાપર મૂઢ જ મોહ કરે છે અને જે ત્હેં ભોગવેલાં અનેક શરીરો જે જે પદાર્થમાંથી બનેલાં છે, તે તે પદાર્થોનું જ આ શરીર પણ ઘડાયું છે. સર્વત્ર માટી જ છે ને તે એક જ છે ને એક જ થનારી છે. એ માટીપર–હાડકાં, ચામડાં ને માંસના આ પિંડપર જ્ઞાનીને મોહ થતો નથી. રે પિંગલા! અગણિત મનુષ્યો, જુવાનીના બહારમાં મદમસ્ત જોવામાં આવે છે; છેલછબીલા બની જઇ–ન તો પાપકર્મનો–ન તો નીતિધર્મનો–ન તો સદાચરણનો વિચાર કરે છે ને ગધેડાની માફક બેઅક્કલ બની, ઇચ્છિત ભોગ ભોગ-વીને પોતાનું કર્તવ્ય ભૂલી જાય છે; એક પાપાચરણમાં મસ્ત બની, અનેક પ્રકારનાં પાપોનું આચરણ કરે છે. એ સર્વની અધમ ગતિ થાય છે. તે તું જાણતી નથી, તેથી જ તને આ મળમૂત્રથી ભરેલા ગંધાતા

---

* न जातु कामः कामानामुपभोगेन शाम्यति । हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥

પણ સંકટ આ જગતમાં નથી. એવા ગર્ભવાસમાંથી મનુષ્ય પ્રાણીનો છૂટકો થયા પછી, એ ગર્ભવાસમાં જ પાછો પ્રવેશ ન થાય એવાં કર્મો જ્ઞાની જીવે કરવાં જોઇએ.* તેણે પોતાના મનમાં ઉત્પન્ન થતી વિપરીત ભાવનાઓને, અથાગ પરિશ્રમથી મારવી-સમાવવી જોઇએ. તે સમાવવાને બદલે, જ્યારે મનુષ્ય તેની વૃદ્ધિના ઉપાયો યોજે છે, ત્યારે અખિલ વિશ્વના સ્વામી તેના ઉપર અત્યંત ક્રોધાયમાન થાય છે. કહે. એવા સંસારમાં તે સુખ છે? એથી તૃપ્તિ પણ છે? ના.

"તારૂં સ્વરૂપ જો. આ જન્મમાં, તેં અનેક પુરુષોને ભોગવ્યા છે, છતાં તું તૃપ્ત થઇ નથી, અને એ નાશવંત દેહનું તેં જે સુખ ભોગવ્યું છે, તે સુખ આજે રહ્યું નથી. એ સુખ ભોગવતાં જે આનંદ તને થયો હતો, તે આનંદ પણ આજે નથી. આનંદનું, સુખનું, તૃપ્તિનું સ્થાન જ ભિન્ન છે. એ સ્થાન તે પરમાત્મામાં વિલય! તે વિના અન્ય સ્થળ નથીજ. મનુષ્યના પતનનું મુખ્ય કારણ કામ છે. આ કામ અજિત છે. એને જે જીતે છે તે પુરુષાર્થી છે; કેમકે અનેક અનેક રીતે કામ-વિલાસમાં મસ્ત થયેલા જીવોએ કામવશ થઇ અનંત કાળ કામભોગો ભોગવ્યા છતાં અન્તકાળ પર્યંત તૃપ્તિ થઈ નથી. એવા કામનું સેવન કરવાની તને જે ઇચ્છા થાય છે, તે ખરેખર તારાં દુર્ભાગ્યની જ નિશાની છે. એ પરમ કષ્ટદાયી કામભોગનો આનંદ અલ્પ જ છે. તને મારાં રૂપસૌન્દર્ય ઉપર મોહ થતો હોય તો એ રૂપ કેવું છે, તેનું હું યથાર્થ દર્શન કરાવું છું, તે તું જોઇ લે. પછી આ અંગના જે ભાગ-રૂપાળા ભાગપર તને મોહ થતો હોય તે ભાગ અથવા તો જે વહાલું લાગતું હોય, તે અંગ તારી પાસે રાખજે. પણ તેથી તારી ઈચ્છા તૃપ્ત થશે? ના. ઊલટી દિવસે દિવસે તે વૃદ્ધિગત થશે. જો તારે નિત્યની તૃપ્તિ, નિત્યનું સુખ, નિત્યનો આનન્દ ભોગવવો હોય તો તે પરમ પુરુષનું સેવન કરવા તત્પર બની જા. પરમ પુરુષના સેવનથી જે આનન્દ પ્રાપ્ત થાય છે, તે જ અવિનાશી છે, બાકી સર્વ વિનાશી જ છે."

## પિંગલાનો પશ્ચાત્તાપ!

આ પ્રમાણે કન્દર્પહર નિત્ય નિત્ય ગણિકા પિંગલાને દેહના વિનાશીપણાનું, કામની ક્રૂરતાનું, ભોગના ભયનું, પરમ તૃપ્તિની તૃપ્તિનું, પરમ સુખનું, પરમાનન્દનું, દિવસે દિવસે વધતી જતી કામનાથી થતાં

*मृत्योर्बिभेषि किंमूढ!? भीतं मुंचति किं यमः?। अजातं नैव गृह्णाति कुरु यत्नमजन्मनि॥

દુઃખોનું વર્ણન કરી, ઉપદેશ કરતો હતો. થોડા સમયમાં ગણિકા એવી તો શિથિલ થઈ ગઇ કે, કન્દર્પહરની સાથે વિલાસ રમવાનો વિચાર તેના હૃદયપટમાંથી સમૂળગો નષ્ટ થઈ ગયો ! તે કન્દર્પહરને પરમ સંતરૂપે પૂજવા લાગી.

વત્સ સુવિચાર ! લાવણ્યની મૂર્તિનું અહોરાત્ર દૃષ્ટિ સમીપ રહેવું, વિલાસભવનમાં બેસવું, નૂપુરોનો ઠમકો સાંભળવો અને એક શય્યામાં સાથે સૂવા છતાં, સ્ત્રી કે પુરુષને જો કામ બાધ કરે નહિ, તો તે સાક્ષાત્ યોગીન્દ્રચક્રચૂડામણિ જ છે.

દિવસે દિવસે પિંગલા, સંતના ઉપદેશમાં લીન બનતી હતી અને સંત બ્રહ્મચર્યમાં દૃઢ બનતા હતા. પિંગલાને કદી કદી વિકાર થતો, પણ જ્ઞાનામૃતની વૃષ્ટિ થવાં તે શાંત પડી જતી હતી. તે આખો દિવસ કન્દર્પહરની સેવામાં હાજર રહેતી હતી. તે આ કોઈ દિવ્ય મહાત્મા પુરુષ મારા કલ્યાણ માટે પધાર્યા છે, એવું માનવા લાગી. પોતાનાં પાપકર્મને માટે તેના હૃદયમાં અનેક પ્રકારે પશ્ચાત્તાપ થવા લાગ્યો; રાજપુરુષ સાથેના વિલાસને પણ તે હવે ધિક્કારવા લાગી. તેને વિચાર થયો; "અરેરે ! આ લોકમાં જન્મીને મેં જે ઘોર પાપકર્મો કીધાં છે, તેની મને શું શિક્ષા થશે ? પ્રિય પુરુષમાં અને પૈસામાં જ હું લીન હતી. મેં કદી પણ ધર્મનો કે અધર્મનો વિચાર જ કીધો નથી. આ ગંદા દેહનું મારા મનમાં ગુમાન ધરીને મેં અનેક પુરુષો સાથે, મારા અજ્ઞાનમાં–અવિદ્યાના ધ્યાનમાં પાપના ભયથી રહિત બની–યથેષ્ટ વિહાર કીધો છે, અનેક મનુષ્યોનાં દ્રવ્યો હરણ કીધાં છે, છતાં મારા મનને કામભોગથી કેમ તૃપ્તિ થતી નથી ? રાજપુરુષોએ પોતાની પત્ની કરતાં પણ મને શ્રેષ્ઠ માની છે, અનેક કાળ મેં તેમની સંગે વિહાર કીધો છે, છતાં પણ હું કામથી કેમ શાંત થઈ નથી ? રે દુષ્ટ કામ ! તેં શિવ બ્રહ્માને પણ ડોલાવ્યા છે, પતિવ્રતા સ્ત્રીઓને પણ ચલાયમાન કીધી છે, તો તને શંકરે હમેશાંને માટે બાળીને ભસ્મ શા માટે ન કીધો ?" આમ વિચાર કરતાં તે મહાવિચારમાં ગુંથાઇ ગઇ.

ક્ષણ પછી તે પુનઃ વિચારવા લાગીઃ "રે મને શાના ઉપર મોહ થાય છે ? જેમાંથી ગંધ મારતું મૂત્ર અને હાથમાં લેવું ન ગમે કે દૃષ્ટિ કરવી ન ગમે, તેવા વીર્યપર મોહ થાય છે ? અન્યકાળે જેપર દૃષ્ટિ કરવી ગમતી નથી, તેવી ગુહ્ય ઈંદ્રિય ઉપર મોહ થાય છે ? ના. ત્યારે શા પર મોહ થાય છે ? રૂપપર ? હા, હા, રૂપપર. એ રૂપ તો આજે

ખીલતું ને કાલે કરમાઇ જતું છે. જે આજે જોબનવંતો, મદમાતો છેલ છબીલો છે, તે કાળ વીતતાં, જર્જરિત, કરચલિયા દેહવાળો, લીંટ ને લાળ પાડતો, શરીરે અશક્ત બને છે—એવા ચલિત રૂપ ઉપર મોહ શા માટે? જો મારે કામ શાંત જ કરવાનો છે, તો મને બીજાથી કેમ શાંતિ ન થઇ? આ શરીર, હાડકાં, માંસ, રુધિર વગેરેથી બનેલું છે, રાય રંક સર્વનાં અંગ સરખાં જ છે; રૂપ તો ઘડી ઘડીએ બદલાતું છે; અતિ રૂપવાળો, કોઢિયો, રક્તપિત્તી, શીતળાના ચાંદાથી ભરેલો, તાવથી તરફડતો, ગ્રંથિથી ઘવાયલો એ સર્વે આખરે કાષ્ઠની ચિતામાં બળીને ભસ્મ થતા જોવામાં આવે છે. આવા રૂપમાં મને મોહ થાય છે, તેવા રૂપપર પ્રેમ છૂટે છે, છતાં મને લોકો ડાહી કેમ કહે છે? ખરેખર એ મારી મૂઢતા છે—લોકની મૂર્ખતા છે. મૂઢતાએ મારું યૌવન, પાપાગ્નિથી ભરપૂર 'વન' બનાવ્યું છે! પૂર્વ જન્મનાં પાપકર્મોનું જ એ ફળ છે. એ રૂપનો મોહ છોડી દઇશ તો વ્યષ્ટિ અને સમષ્ટિ સમાન જ છે. આજથી મારે મારાં પાપકર્મોનું પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. આ મળમૂત્રથી ભરેલા દેહની આસક્તિ છોડી દેવી જોઇએ; આ જ દેહે મારા જન્મનું સાર્થક કરવું જોઇએ. જેમ સૈન્યમાં રાજા શ્રેષ્ઠ છે, તેમ દેહાદિકમાં જ્ઞાન શ્રેષ્ઠ છે, તેનો જ આશ્રય કરીને જગતની વાસનાનો મારે નાશ કરવો જોઇએ."

## મનનું સ્વરૂપ

આવા વિચારો પિંગલાને નિત્ય થયા કરતા હતા. હવેથી તે શુદ્ધ ચિત્તથી કન્દર્પહરનું સેવન કરતી હતી. કન્દર્પહર અને પિંગલા એક જ શય્યામાં શયન કરતાં હતાં, છતાં એકે વિકારને વશ ન હતાં. પિંગલાના આત્મજ્ઞાનના વિચારો જેમ જેમ વિસ્તાર પામવા લાગ્યા, તેમ તેમ તે પોતાના મનનો વિશેષ બળથી નિગ્રહ કરવા લાગી. છતાં તેના સ્વભાવ પ્રમાણે, કદી કદી તેનું મન સંકલ્પ વિકલ્પવાળું બની જતું હતું. જેના મનમાં જ બધા દોષો સમાયલા છે, જેનું મન પોતાને વશ નથી, જેણે મનને સ્વાધીન કીધું નથી, જેણે મનને પગ નીચે દબાવ્યું નથી, તે જીવ કોઇ કાળે પણ જગતપર વિજય મેળવી શકતો નથી. જીવમાત્રને અભયપ્રાપ્તિનો આધાર મનનો નિગ્રહ છે. મન જ દુઃખ ક્ષય, પ્રબોધ તથા અક્ષય શાંતિનું કારણ છે. મન એ જ બંધ અને મોક્ષનું પણ કારણ છે. વિષયનું મનન તે બંધ અને નિરસન તે મોક્ષ.* મન બે પ્રકારનાં છે.

* मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः । बन्धाय विषयासक्तं मुक्त्यै निर्विषयं मतम् ॥

શુદ્ધ અને અશુદ્ધ. વિષયોની અભિલાષાવાળું મન તે અશુદ્ધ અને વિષયોની અભિલાષારહિત તે શુદ્ધ. એથી મુમુક્ષુ જીવે, પોતાના અંતઃ-કરણને-મનને નિર્વિષય કરવાનો નિત્ય ને નિત્ય પ્રબળ પ્રયાસ કરવો જોઈએ; કારણ કે મન એવી કારમી માયાના રજઃકણોથી ઘડાયેલું છે કે, તે ક્ષણમાં હાથીપર બેસાડે છે ને ક્ષણમાં ગધેડે ચડાવે છે; ક્ષણમાં નિર્વિકારી બની જાય છે ને ક્ષણમાં વિકારના શિખપર ચડી બેસે છે. દેહીના જ મનમાં કલ્પેલાં, સુખ ને દુઃખ, આનન્દ ને વૈભવ છે. માટે જીવે સર્વ પ્રયત્નથી મનપર અંકુશ મૂકી તેને વશ કરવું, પણ વશ ન થવું. વિષયોની અભિલાષાથી મુક્તિ પામેલું અને બ્રહ્મનાં ઐક્યને પામેલું મન જ પરમ પદને પમાડે છે; તેથી અલ્પ જીવે જેમ બને તેમ મનને વશ કરવાનો મહાન્ પ્રયાસ કરવો. પિંગલાનું મન હજી સંપૂર્ણ વશ થયું નહતું. તેના મનઃપ્રદેશના ગુપ્ત સ્થાનમાં કદી કદી વિષયવાસના જાગૃત થઈ આવતી હતી, જે કન્દર્પહર બહુ સારી રીતે જોઈ શકતો હતો.

હવે મુનિએ તેનાં મનની સ્થિતિને સુધારવાનું ચિત્તપર લીધું. તેણે તેની મનોવાસનાનો નાશ કરવાનો પ્રયત્ન આરંભ્યો.

એક દિવસે રાત્રિના સૂતાં સૂતાં કન્દર્પહરે કહ્યું; "હે પિંગલા! તું ખરેખરી ભાગ્યવતી અને વિચારશીલ છે; કેમકે તને આત્માનું કલ્યાણ કરવાની ને આત્માને ઉન્નતિના સ્થાનમાં લઈ જવાની અને પરમાનંદપદ પ્રાપ્ત કરવાની કામના-વાસના-ભાવના છે. હે મૈયા! એ ઇચ્છા તૃપ્ત કરવા તારી વિષયવાસનાને બાળી પાડ. જો, હમણાં તારા હૃદયપ્રદેશમાં શું રમણ કરે છે? કોણ રમણ કરે છે? તારી વિષયવાસના હજી મંદ પડી નથી, તેથી મને પ્રત્યક્ષ થાય છે કે, જ્યાં પુરાણપુરુષને વસવાનું સ્થાન છે, ત્યાં પણ મારા જેવો અલ્પ જીવ વસે છે; કેમકે હજી તને મોહ છે. એ મોહનો તું નાશ કર. વિષય-સેવનમાં અનેક રોગો, અનેક પીડાઓ, અનેક પ્રકારનાં દુઃખો જણાયાં, છતાં પણ વિષયપ્રતિ ઘસડાવવાને તારું મન તને ઉશ્કેરે છે. ખરેખર, હવે તો હું તને મૂઢ જાણું છું ને તારા વિવેકમાં મોટી ખામી જોઉં છું; કેમકે તેં અનેક પુરુષો જીત્યા છે, અનેકોને દાસો બનાવીને રમાડ્યા છે, પણ તે સર્વ કરતાં વધારે મોટાની તું દાસી છે ને તેણે જ તને જીતી છે. ર પગવડે દાબી દીધી છે. એ જીતનાર તારું મન છે. તું મનની લોંડી છે. તે જેમ આજ્ઞા કરે છે, તેમ વાંદરી પેઠે તું નાચે છે,

કૂદે છે, રમે છે. એ મનને તું જીતે ત્યારે તું સબળા, નહિતર અબળા તે અબળા જ! એ મન જ તને અધમ માર્ગે પ્રેરે છે, છતાં ડાહી ને નિપુણતાનું ગુમાન તું કાં રાખે છે? આ જગતમાં અલ્પ જીવો પ્રતિ તું દૃષ્ટિ નાંખશે તો તને જણાશે કે, વિષયસેવનમાં અંધ બનેલાં અનેક સ્ત્રીપુરુષો, પોતાનાં રૂપ અને યૌવનનો નાશ કરીને વયે પહોંચતાં દેહથી, મનથી, ગુણથી, જર્જરિત થઇ જાય છે; અનેક પ્રકારે વિષયોનું સેવન કરનાર સ્ત્રીપુરુષો વૃદ્ધાવસ્થામાં એટલાં નિર્બળ ને નિસ્તેજ થઇ જાય છે કે, તેઓ જીવતાં મૂવા સમાન છે. તેમનું યૌવન વન* બન્યું કે, પ્રાણી માત્ર તેને ધિક્કારે છે; સૌન્દર્યનો નાશ થતાં તેના પ્રતિ કોઇ દૃષ્ટિ પણ કરતું નથી. હે નિપુણા! તું કહે મને કે તારું પ્રથમનું સૌન્દર્ય આજે છે? ના. પુનઃ કહે મને કે, આજે છે તેવું તારું સૌન્દર્ય ભવિષ્યમાં રહેવાનું છે? ના. છતાં હજી, જેની તારાપર આજ્ઞા વર્તે છે તે મન, તને કામવાસનામાં પ્રેરે છે અને મારા જેવા પુરુષનું સમાગમસુખ ભોગવવાને તારી ઇચ્છાને હજી તેજસ્વી બનાવે છે. એવાં મનની ઓ લોંડી! મારા રૂપનો તને મોહ છે, તો જો, એ રૂપમાં શું બળ્યું છે?"

આટલું કહીને કન્દર્પહર, પલંગપરથી નીચે ઉતરીને સામી બાજુ ઊભો રહ્યો. ચોમેર અંધકાર ફેલાયલો હતો, તે ક્ષણમાત્રમાં દૂર થઇ ગયો. આખા મંદિરમાં અકસ્માત્ પ્રકાશ થઇ ગયો. સંતે પોતાની કૌપીન કાઢીને ફેંકી દીધી, તે કેવળ દિગંબર બની ગયો. પછી બોલ્યો; 'પિંગલા! આમાં તને શાનાપર મોહ થાય છે? જે અંગપર તને મોહ હોય, તેને તું ગ્રહણ કરી લેજે-વિલંબ કરતી ના. પણ જો! આ અંગોમાંનું કયું અંગ સુંદર છે?"

તુરત જ મુનિદેવે યોગબળવડે આખા શરીરના અંદરના ભાગનું પિંગલાને દર્શન કરાવ્યું. અતિ ભયંકર, ગ્લાનિ ઉત્પન્ન કરનારું, મુનિદેવનું સૌન્દર્ય તો બાજુએ રહ્યું પણ એક ભયંકર હાડપિંજર! રક્ત, માંસ, મળ મૂત્રની ખાણ તેની દૃષ્ટિએ પડી!

મુનિદેવે કહ્યું; "પિંગલા! આમાંનો કીયો પદાર્થ તને સુંદર દેખાય છે? તે મને બતાવ કે, તે તારે સ્વાધીન કરી દઉં. રે મૂઢ! આ દેહનું આ જ સ્વરૂપ છે, આપરનો મોહ છોડી દઇને, જે મને, વાંદરવેડા કરવા માંડી તને ભ્રમિત કીધી છે, તેના બન્ધનમાંથી-કારાગૃહમાંથી

* એકાવન, બાવન, પંચાવન, સત્તાવન, અઠ્ઠાવન એ વર્ષો વનપ્રવેશનાં ગણેલાં છે.

મુક્ત થઇ, તેને તારું દાસ બનાવી તારા આત્માનું કલ્યાણ કરી, શુદ્ધ સાત્વિક પ્રભુ પરમાત્મા-સત્-ચિત્ આનંદઘન બ્રહ્મ, જે આખા વિશ્વમાં લીલા વિસ્તરી રહ્યું છે, તેનું દર્શન કરી પરમાનંદને ભોગવ; એ પરમ સ્વરૂપ પણ જો!"

કંદર્પહરે પોતાનું ગ્લાનિ ઉપજાવનારું સ્વરૂપ બતાવ્યું. તે જોતાં જ પિંગલાને ચીતળી ચડી-વધારે સમય જોતાં તમ્મર આવી ગયા; હાદ્દ અડાડ્યા વગર જ, કંદર્પહરે તેને સાવધ કીધી.

પછી તુરત જ એક બીજું અતિ તેજસ્વી સ્વરૂપ પિંગલાને નિમેષમાત્રમાં દૃષ્ટિએ પડ્યું, કેમકે તેને જોવાને તે હજી અનધિકારી હતી. તે તની સામા જોઇ શકી નહિ. તેનાં નેત્રો ઝંખાઇ ગયાં. તે મૂર્છા ખાઇને એકદમ ધરણીપર ઢળી પડી. જ્યારે પિંગલા જાગૃત થઈ ત્યારે તેના હૃદયપ્રદેશમાં એક નૂતન વાસના જન્મેલી જણાઈ, તેની વિષયવાસના કેવળ જ નિર્બળ થઇ ગઇ. કન્દર્પહરપરનો તેનો મોહ મટી ગયો; તેનો કામ બળી ભસ્મ થયો!

## કન્દર્પહરનો જય

આ પ્રમાણે ઉપદેશ કરતાં કરતાં કંદર્પહરે ચાતુર્માસ વ્યતીત કીધો, ચાતુર્માસની પૂર્ણાહુતિને દિવસે તેણે પિંગલાને કહ્યું; "અબે મૈયા! હમ જાયંગે. જો કુછ જ્ઞાન હમને દીયા હૈ, ઇસકુ છોડના મત!"

એ સાંભળીને પિંગલા સ્વામીનાં ચરણોમાં પડી અશ્રુઓ ઢાળતી બોલી; "હે દેવ! હે મહાપુરુષ! હે તારણકર્તા! હે અદ્વિતીય પુરુષ! આ પાપાચરણી અબલા, જે અનેક પાપોમાં લચીપચી રહી છે, તેનો ઉદ્ધાર કરો! મારું કલ્યાણ આપ ઉપર અવશેષ રહેલું છે. આ પાપિણી પર આપે જે મહાન્ કૃપા કીધી છે, તેના બદલા તરીકે આપનાં ચરણોનું મને સેવન કરવા દો!"

મુનિએ કહ્યું; "હે વિવેકી! જે જ્ઞાન મેં તને આપ્યું છે, તેનું સતત મનન કરશે તો તેમાં જ તારું કલ્યાણ છે. મારા ગુરુની આજ્ઞા પ્રમાણે આ ચાતુર્માસનું વ્રત મેં તારે ત્યાં પૂર્ણ કીધું છે; હવે હું ક્ષણભર પણ રહી શકીશ નહિ; તારું કલ્યાણ થાવ!"

પ્રાતઃકાળ થયો હતો. કન્દર્પહરે ગુરુની આજ્ઞા પ્રમાણે તેમના નિવાસસ્થાન પ્રતિ પ્રયાણ કર્યું. ચૈતન્યરૂપી ભ્રમર જેમ દેહરૂપી કમળકોશમાં બંદીવાન્ થઈ પડે છે અને સૂર્યનારાયણના ઉદયથી જેમ મુક્તિ પામે છે, તેવી જ સ્થિતિ કંદર્પહરની હતી. જ્ઞાનનિષ્ઠ કંદર્પહર, વિવેક-

રૂપ કિરણની સંગતિથી, સૂર્યકાંતિના જેવો પ્રદીપ્ત બની ગયો હતો. તણે પોતાના તેજઃપુંજથી સંસારારણ્યને ભસ્મ કરી દીધું હતું. તે ખરેખરો આત્મસ્વરૂપ હતો. આજનું તેનું પ્રભાત નિરાળું જ હતું. જે અતિ વિકટ કસોટીમાંથી તેને પસાર થવું પડ્યું હતું તેને માટે, માર્ગે ચાલતાં, તે જગતના પ્રકાશક દેવ સૂર્યનારાયણને પુનઃ પુનઃ નમસ્કાર કરતો હતો. તેના સર્વ કર્મોમાં ગુરુભક્તિ શ્રેષ્ઠ સ્થાન ભોગવતી હતી.

ધીમે ધીમે ચાલતાં તે ગુરુના આશ્રમમાં જઇ પહોંચ્યો. બીજા ત્રણ શિષ્યો પણ તુરતના જ ત્યાં આવી પહોંચ્યા હતા. ચારેય શિષ્યોનું ચરિત્ર ગુરુજી યોગદ્વારા જાણી શકયા હતા, એટલે ગુરુદેવને કંઇ નવીન જાણવાનું ન હતું. શિષ્યોએ આવીને સાષ્ટાંગ પ્રણામ કીધા. ગુરુએ સર્વને આશીર્વાદ આપ્યો, સર્વેનાં કાર્યોની પ્રશંસા કીધી અને વિશેષમાં જણાવ્યું કે તમે પ્રત્યેક શિષ્યે જે આત્મબળ પ્રાપ્ત કીધું છે, તેનાવડે તમે ઉત્તરોત્તર ઉત્તમ ગતિને સંપાદન કરશો.

### મન્યુહરનો ગર્વ

ગુરુદેવે ચારેય શિષ્યોની એકસરખી પ્રશંસા કરવાથી, મન્યુહરને કંઈક ખોટું લાગ્યું. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે, ગુરુદેવને કાર્યાકાર્યની તથા યોગ્યાયોગ્યની ખરેખરી પરીક્ષા જ નથી. મેં જે તપ તપ્યું છે, જે પ્રકારે ક્રોધનો પરાજય કીધો છે, તેવું બીજા કોઇથી થઇ શકે તેમ નથી. સર્પના દંશ, મુખમાં ઝેરનો સ્પર્શ ને પૂછડાંના સપાટા સહન કરવા છતાં ક્રોધનો ઉદ્ભવ ન થવા દેવો, તેના પર જય મેળવવો, સર્પની ફેણ ઉપર પગ મૂકીને તેને વશ કરવો એ તપ કંઇ થોડું કઠિન નથી. ઘણાએ બ્રહ્મચર્યને ખંડિત થવા દીધું નથી. પનઘટપર બેસવું એમાં શું? વાઘની બોડમાં રહેવું તેમાંએ શું? વાઘને તો ઘણાએ વશ કરે છે, બાજીગરના માકડાની પેઠે નચાવે છે, કુદાવે છે; એમાં કંઇ મોટું પરાક્રમ કે મોટું તપોબળ નથી. સ્ત્રીની શય્યાપર શયન કરીને કામેચ્છા ન કરવી, એ પણ કંઈ પરમ તપ નથી. પણ સર્પ જેવા ઝેરી પ્રાણીને વશ કરવો, તેના દંશ ને સપાટા છતાં ક્રોધાધીન ન બનવું, એમાં કેટલા ધૈર્યની ને કેટલા આત્મસંયમની જરૂર છે, તે જો ગુરુજી જાણતા હત તો કદી પણ મને આ ત્રણ શિષ્યોના સમાન ગણત નહિ.

આ ક્ષણે મન્યુહરના અંગમાં અભિમાને વાસ કીધો. તેનું અભિમાન જાગૃત થઇ ગયું ને તેની પ્રજ્ઞા ઝાંખી પડી ગઇ. તે ગુરુપરીક્ષાને નિર્જીવ ગણવા લાગ્યો. કામ કેવો બળવાન્ છે, પરમાત્માની માયાનું કેન્દ્રસ્થાન

ક્યાં છે, તેનું તેને હજુ જ્ઞાન થયું ન હતું અથવા થયું હતું તો તેનું અહુણાં વિસ્મરણ થયું હતું. આ અસાર સંસારમાં સૌથી વિશેષ કષ્ટકારી–અપરાજિત માયા કઇ છે, તેનું સ્વરૂપ તે જાણતો નહતો. તે સમજતો નહતો કે, માયા સર્વ જીવોને ભ્રષ્ટ કરનારી છે ને એ માયા મૂર્તિમાન્ સ્ત્રીમાં વસે છે. આ અજ્ઞાનપણાંથી તેણે માયાનો-સ્ત્રીનો-કામનો ઉપહાસ કીધો.

## માયાની પ્રતિકૃતિ

પછી તે ગુરુને સંબોધીને બોલ્યો; "હે ગુરુદેવ! અમે ચારે શિષ્યોમાં શ્રેષ્ઠ કોણ?"

ગુરુએ કહ્યું; જેનો આત્મા શોક, કામ, ક્રોધ, મોહ, ક્ષુધા તથા તૃષા એમનાથી રહિત છે, સત્યકામ ને સત્યસંકલ્પ છે, ધીર ને વીર છે, તેજ શ્રેષ્ઠ છે, તે જ પરમ પદાર્થને પ્રાપ્ત કરી શકે છે, ઉત્તમ સ્થાનને પામે છે અને તે જ પુરુષ આત્માના શુદ્ધ સાત્વિક સ્વરૂપને યથાર્થ જાણી શકે છે. એ જીવ સંસારને વશ થતો નથી, પરંતુ તેને જીતે છે અને તે ત્રણે લોકોને ભેદીને ઉપરના લોકમાં જઇ વસે છે. તમે ચારેય શિષ્યોમાં જેણે માયાનું સ્વરૂપ યથાર્થ રીતે જાણ્યું છે, જેણે માયાનો યથાર્થ ઉપહાસ કીધો છે, જે માયાના પાશમાં લપટાયો નથી, તે જ સર્વ કરતાં શ્રેષ્ઠ છે!"

મન્યુહરે પૂછ્યું; "કૃપાળુ ભૂદેવ! આપ સ્પષ્ટ સમજાવો. આપનાં ચરણોની સેવા કરનારા ચારે શિષ્યો સમાન હોઇ શકે નહિ–ન્યૂનાધિક તો હોય જ. આપ કહેશો કે, ન્યૂન કોણ અને અધિક કોણ?"

આ સંવાદ બીજા ત્રણે શિષ્યો મૌન ધરીને સાંભળી રહ્યા હતા. ગુરુદેવ શો ઉત્તર આપે છે, તે જાણવાને તેઓ આતુર થઇ રહ્યા હતા. ગુરુએ કહ્યું; "તમે ચારે શિષ્યોમાં કંદર્પહર શ્રેષ્ઠ છે!"

મન્યુહર, એ ઉત્તર સાંભળતાં જ અતિ ખેદ પામ્યો. તેણે પ્રશ્ન કીધો; "હે કૃપાળુ ગુરુદેવ! આપ કન્દર્પહરને શ્રેષ્ઠ ગણો છો, તેનું કારણ હું સમજી શકતો નથી. એક સ્ત્રીને જીતવી, એમાં કંઈ મોટું પરાક્રમ નથી. એમાં મોટાં તપનુંએ કામ નથી, મોટા યોગનુંએ કામ નથી, મોટી આત્મનિષ્ઠાનુંએ કામ નથી ને પરબ્રહ્મને જાણવાનુંએ કામ નથી."

મન્યુહરનું બોલવું સાંભળીને ગુરુદેવ સમજી ગયા કે, તેને પોતાનાં કર્મને માટે ભારે અભિમાન છે. કંદર્પહરે જે મહાકષ્ટે માયાને જીતી છે, તે માયાને જીતવાનું બળ મન્યુહરમાં નથી; તથાપિ એ

પોતાનાં કર્મની પ્રશંસા કરાવવા ઇચ્છે છે. અહો! જે જ્ઞાન મેં એને આપ્યું છે, તેની યથાર્થ કિંમત કરવામાં એ અસમર્થ નીવડ્યો છે, માટે મારે એની બુદ્ધિ ઠેકાણે લાવવી જોઇએ.

આવો વિચાર કરીને ગુરુદેવે કહ્યું; "હે વત્સ મન્યુહર! જે કસોટીમાંથી મોટમોટા ઋષિ મુનિઓ તરીને પાર ઊતર્યા નથી તથા પરમાત્માની માયાની પ્રતિકૃતિને જીતી શકયા નથી, તે કસોટીમાંથી તરીને પાર ઊતરવાનું તથા માયાની પ્રતિકૃતિને જીતવાનું મહાપરાક્રમ કંદર્પહરે કીધું છે, તેની કિંમત તું શું ઓછી આંકે છે? સ્ત્રીરૂપ પિશાચણીના પાશમાં બંધાયલો કયો એવો સમર્થ જીવ છે કે, જે તેને જીતવાને સમર્થ છે? માયાનું સ્વરૂપ મોટમોટા યોગી યતિઓ પણ સમજી શકયા નથી, તો જીતી તો કેમ જ શકે? અનેક જીવો અનેક રૂપે માયાપર મોહી પડ્યા છે, તેમાં લપટાયા છે ને સ્વર્ગાદિથી પણ ભ્રષ્ટ થઇ પડ્યા છે. અનેક મુનિઓએ લાખો વર્ષોનાં તપોનો, એ માયાની પ્રતિકૃતિના લટકામાં જ ક્ષય કીધો છે ને તેઓ માયાનું બલિદાન થઈ પડ્યા છે. રે તેઓ માયાને હોમવાને બદલે માયામાં જ હોમાયા છે. એ માયાને-જેનું સ્થાનક સ્ત્રી છે, તેને જીતનાર શ્રેષ્ઠ નહિ એમ તું શું કહે છે? માયા બે અક્ષરોનો શબ્દ છે, "મા" અને "યા." 'મા' એટલે 'મિથ્યા' અને 'યા' એટલે જે છે તે.' 'જે મિથ્યા છે તે' માયા અર્થાત્ અજ્ઞાન-ભ્રમ-નાશવંતમાં પ્રેમ તે માયા. સામાન્ય જીવ, જે મિથ્યા છે તેમાં લપટાઇને એવો તો જકડબંધ થઇ જાય છે, કે તેમાંથી મહા મહા પરિશ્રમે પણ છૂટી શકતો નથી, તેવી માયાને કંદર્પહરે આત્મતપના પ્રતાપે જીતી છે. એ માયા કેવી છે? બ્રહ્મદેવે માયાની રચના કરી ત્યારે જ કહ્યું છે કે, તેનું યથાર્થ સ્વરૂપ કોઇથી પણ જાણી શકાશે નહિ ને તે સદાય અનિર્વર્ણનીય ને અનિર્વચનીય જ રહેશે.

"હવે એ માયાની પ્રતીતિ ભ્રમકાળમાં જ થાય છે. જે જીવ એ ભ્રમમાંથી નિવૃત્તિ પામે છે, તે જ એ મિથ્યાત્વમાંથી નિવૃત્ત થાય છે. ભ્રમ અથવા અજ્ઞાન. એ માયાનું અનિર્વચનીય સ્વરૂપ છે. પણ જે ભ્રમને અસત્ય માને છે, તે માયાને તરી જાય છે અને જે નાશવંત છે, તે પરનો સ્નેહ તજે છે, અને તે જ અવિનાશીના પ્રેમને ભજે છે.* વસ્તુનું જ્યાં સુધી યથાર્થ સ્વરૂપ જાણવામાં કે જોવામાં આવતું નથી, ત્યાં સુધી તે વસ્તુ ભ્રમમૂલક છે કે સત્ય છે, તે સમજવું અવિદ્યાબાધિત

* मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ।

જીવને અશક્ય થઇ પડે છે. એ યથાર્થ જ્ઞાન સંપાદન કરવા માટે વસ્તુનું ખુલ્લે ખુલ્લું યથાર્થ સ્વરૂપ જાણવાની જરૂર છે. હવે જે જીવ બ્રહ્મને યથાર્થ જાણે છે, તે જ બ્રહ્મનું-અદ્વિતીય પુરુષનું યથાર્થ સ્વરૂપ જાણી શકે છે, ને જાણ્યા પછી, માયાનો પરાભવ કરે છે. એ માયાનો અંત અજ્ઞાનની નિવૃત્તિથી આવે છે; અને જ્યારે બ્રહ્મજ્ઞાનનો યથાર્થ બોધ થાય છે ત્યારે અજ્ઞાનનો નાશ થાય છે. અજ્ઞાનના નાશથી સત્યાસત્ય વસ્તુનું યથાર્થ જ્ઞાન થાય છે અને સત્યાસત્યનું જ્ઞાન થવાથી જીવ માયાના સ્વરૂપમાં ભેળાતો, ભેળવાતો, લપટાતો ને છળાતો બચી શકે છે. આ પરથી તને સમજાયું હશે કે, અજ્ઞાન, ભ્રમ, પ્રકૃતિ એ જ માયા છે* ને એવી માયા પર કન્દર્પહરે વિજય મેળવ્યો છે.

"વત્સ મન્યુહર! એ અજ્ઞાનને તરી જવું, જ્ઞાનને જાણવું અને જે મિથ્યા છે તેમાં લુબ્ધ ન થવું, એ આ સંસારમાં થોડું કઠિન કાર્ય નથી. પરમાત્માની પ્રેરેલી માયા સદ્અસદ્રૂપ છે; તેમ વ્યક્તાવ્યક્તરૂપ પણ છે. ભ્રમકાળમાં માયાની પ્રતીતિ થવી, એ માયાનું વ્યક્ત સ્વરૂપ છે, એટલે ભ્રમકાળમાં જગતના અવિનાશી પદાર્થની પ્રતીતિ થવી, કે એ જ સત્ય છે-એ જ માયાનું વ્યક્ત સ્વરૂપ છે. ભ્રમ નિવૃત્ત થવો, એ માયાનું અવ્યક્ત સ્વરૂપ છે. હવે જે જીવ નામરૂપાત્મક સૃષ્ટિના વિકારી પદાર્થોમાં પ્રેમ કરીને તેમાં લુબ્ધ થાય છે તે માયાને તરી શકતો નથી; પણ જે જીવ માયાની અપેક્ષિત વ્યાપકતાનું ને બ્રહ્મની નિરપેક્ષિત વ્યાપકતાનું સારી રીતે પૃથક્કરણ કરે છે, તે જ માયાને તરી શકે છે અને જે માયાને તરે છે, તે જ પુરુષ પરમ શ્રેષ્ઠ, પરમ તપસ્વી, પરમ પુરુષના વિશુદ્ધ સ્વરૂપનો જ્ઞાતા છે.

## માયાની પ્રતિકૃતિ તે સ્ત્રી છે

અસતમાં સત્ બુદ્ધિ કરવી, એ જેમ માયાનું વ્યક્ત સ્વરૂપ છે, તેમ એ માયાની પ્રતિકૃતિ પણ છે. એ પ્રતિકૃતિનું મુખ્ય સ્થાપન પરમાત્માએ સ્ત્રીમાં કર્યું છે અને તેથી જ તેને મૃગનયના, કમલલોચના, ગજગામિની, હંસગામિની, સુંદરી, સુલોચના, કદલીજંઘા, સિંહલંકી આદિ અનેક નામોથી ઓળખવામાં આવે છે. માયામાં લપટાવાનું પ્રારંભ સ્થાન સ્ત્રી છે. જે એના પાશમાં બંધાયો તે ધર્મ, કર્મ, યોગ, જ્ઞાન, ધ્યાન, નીતિ, તત્ત્વ સર્વથી ભ્રષ્ટ થાય છે. એ સંસારી માયારૂપી

* मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।

સમુદ્રનો વેગ મોહ-સંકટ અતર્ક્ય ને મહાન્ છે. પણ આત્મભૂગોળપર તો તે એક નાના સરોવર જેવો છે. આત્મનિષ્ઠ જીવ તે સરોવરને અતિ વિકટ છતાં પણ સહજમાં તરી જાય છે. વળી માયાનું વ્યક્ત સ્વરૂપ આ લોકના જીવ માટે સ્ત્રી, પુત્ર, ધન ઇત્યાદિ છે. તેમાં પણ અતિ ભયંકર અને જેના પાશમાં બંધાયલો જીવ કોઇ પણ કાળે છૂટી શકે નહિ, તેવું સ્વરૂપ તો સ્ત્રી જ છે. ચિત્તરૂપી કાદવમાં રઝળતાં અને જન્મરૂપી તળાવમાં પડેલા મત્સ્યોસમાન મનુષ્યોને પકડવાને દુર્વાસના એ જ દોરી છે અને નારી એ તેને બાંધેલો માંસ પિંડવાળો ગલ છે.* સ્ત્રીના સંગથી પુરુષ એવી અધોગતિને પામે છે કે, કાળના કાળ ને જન્મના જન્મ તે પાપનું પ્રાયશ્ચિત્ત કર્યા છતાં પણ તેને મુક્તિના માર્ગનું દર્શન થતું નથી. વત્સ મન્યુહર ! તું કહેશે કે, શાસ્ત્રકારોના એ સર્વ ગપાટા છે; કેમકે જેટલો પુરુષ પાપિષ્ઠ છે, તેથી વિશેષ પાપિષ્ઠ સ્ત્રી નથી. પણ તેમ નથી. પુરુષના સર્વ સત્વનું હરણ કરનારી એ જ માયારૂપ સર્પિણી છે. તેમ જ યોગભ્રષ્ટ કરનારી, જ્ઞાન ભૂલાવનારી, ધર્મ તજાવનારી એ જ સર્પિણી છે ને સ્વર્ગાદિ લોકમાંથી ઢાળી પાડનારી પણ એ જ માયાની પ્રતિકૃતિ–સાક્ષાત્ માયા જ છે. મત્સ્યેન્દ્રને ભ્રષ્ટ કરનાર કોણ હતું ? શૃંગીનું જ્ઞાન ભૂલાવનાર કોણ હતું ? અજામિલનો ધર્મ તજાવનાર પણ એ જ માયા હતી, નહુષને સ્વર્ગમાંથી પાડનાર પણ એ જ માયા હતી. સ્ત્રીના મુખ ઉપર સવામણનું તાળું કહેવાય છે, પણ એ જ તાળું તેના નેત્રથી જે કમાન ચડાવવામાં આવે છે, તેની પણછના અગ્ર ભાગપર મૂકીને મારે છે, ત્યારે પુરુષ કેવળ નિઃસત્વ બની જઇ, વિધિનિષેધનું જ્ઞાન ભૂલી જઇ તે માયારૂપ સર્પિણીના ચરણમાં ધૂળ ચાટતો પડે છે. માયાની મોહિનીનું બાણ સ્ત્રીની પાસે એવું તો સચોટ છે કે તેનું નિશાન કોઇ પણ કાળે, કોઇ પણ સ્થળે ચૂકતું નથી. એવી માયારૂપ સ્ત્રીના મોહમાંથી અસંગ, નિર્લેપ, નિર્વિકાર રહીને જે પુરુષ મુક્તિ મેળવે છે તે શ્રેષ્ઠ હોય એમાં અશક્ય શું છે ?

“આ કંદર્પહર એ સ્થિતિમાંથી અસંગ, નિર્વિકારી, અક્ષત, નિર્લેપ રહી તરી આવ્યો છે, માયાને પગ નીચે દાબવાનું એ બળ ધરાવે છે, માટે જ એ શ્રેષ્ઠ છે. જેને સ્ત્રી છે તેને ભોગની ઇચ્છા છે, પણ જેને સ્ત્રી નથી તેને ભોગની ભૂમિકા જ ક્યાં ? સ્ત્રીનો ત્યાગ કરતાં જગતનો

* जन्मपल्वलमत्स्यानां चित्तकर्दमचारिणम् । पुंसां दुर्वासनारज्जुर्नारीबडिशपिण्डिका ॥

ત્યાગ થાય છે; અને જગત્‌નો ત્યાગ થતાં સુખ માત્ર પ્રાપ્ત થાય છે.* એક પ્રાચીન વચન છે કે માતા, બહેન, પુત્રી કે કોઈ પણ સ્ત્રીની સાથે એક શય્યા કે એક આસન રાખવું નહિ. કારણ કે ઇન્દ્રિયગ્રામ એવો બલવાન્ છે કે, તે ગમે તેવા વિદ્વાનને પણ વાળી જાય છે.† એ પ્રાચીન વચનથી વિરુદ્ધ વર્તીને માત્ર ગુરુની આજ્ઞા ઉઠાવવા ખાતર, એક પરમ લાવણ્યમયી, પીનસ્તની, કોમળ, ચંદનચર્ચિતાંગી, મદભરી ગણિકા માનિની જ્યારે એકાંતમાં સંપૂર્ણ કામોદ્દીપક સામગ્રી સાથે સમાગમોત્સુક બની પ્રાર્થના કરતી આવી ત્યારે તેની સાથે એક શય્યાસન ઉપર નગ્નાવસ્થામાં રહી, ઉત્કૃષ્ટ વૈરાગ્યનો બોધ કરી, સંપૂર્ણ અલિપ્તતાથી કંદર્પહર સુખરૂપ પસાર થઇ આવ્યો, એ શું તું સહેલું સમજે છે? વિશ્વામિત્ર જેવા મહાન્ તપસ્વીઓ જ્યાં ચ્યુત થયા ત્યાં કંદર્પહર સ્ત્રીવિષયક સુખના ભરસમુદ્રમાં ખડકની પેઠે અડગ ટકી રહ્યો, એ કંઇ નાની સૂની વાત છે? તને મિથ્યાભિમાન ચડયું છે, તેનો તું ત્યાગ કર. જોગી જતિ, ઋષિ, મુનિ ને તપોધનો એવા અનેક જીવો એ માયાના મોહમાં એવા તો ચગદાઇને કૂચો થઈ ગયા છે કે, તેમનું લાખો વર્ષોનું જ્ઞાન-તપ ક્ષણવારમાં રસાતળમાં પહોંચી ગયું છે!

## માયાવશઃ વિશ્વામિત્રની કથા

પૂર્વકાળમાં ગંગા નદીના તટપર આવેલા એક સુંદર નગરમાં ગાધી રાજાના વંશજ રાજાઓ રાજ્ય કરતા હતા. એ વંશમાં વિશ્વામિત્ર નામનો મહાન્ પ્રખ્યાત રાજા થયો હતો.‡ ક્ષત્રિય કરતાં બ્રાહ્મણ જાતિ શ્રેષ્ઠ છે, એમ વેદમાં અને શાસ્ત્રોમાં વર્ણવેલું હોવાથી તેણે બ્રાહ્મણપણું પ્રાપ્ત કરવા માટે હિમગિરિના પ્રદેશમાં ઉગ્ર તપશ્ચરણ આરંભ્યું. સર્વ પ્રકારની માયાનો ત્યાગ કરીને એક નિષ્ઠાથી જ તે તપ કરતો હતો. ખાવામાં વાયુ, પીવામાં વાયુ, સૂવામાં ભૂમિ ને છાયામાં આકાશ જ હતું. પરબ્રહ્મની પ્રાપ્તિ માટે તેણે એવું તો ઉગ્ર તપ કીધું હતું કે, તેના જેવું બીજું કોઇનું તપ ગણાયું નથી. રાજકુળદીપક વિશ્વામિત્રે

---

* यस्य स्त्री तस्य भोगेच्छा निस्त्रीकस्य क्व भोगभूः । स्त्रियं त्यक्त्वा जगत्त्यक्तं जगत्त्यक्त्वा सुखी भवेत् ॥

† मात्रा स्वस्त्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् । बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति

‡ વિશ્વામિત્રનું ઉત્તર ચરિત્ર આ જ ભાગમાં પૃષ્ઠ ૧૭૧-૨૪૦ પર આવી ગયું છે. અહીંયાંનો ચરિત્ર ભાગ તેના પૂર્વનો છે.

સાઠ હજાર વર્ષો પર્યંત અનેક સંકટોમાં અને અનેક પ્રકારનાં કષ્ટોમાં પોતાનું તપ જારી રાખ્યું હતું.

તેના તપથી ગભરાઇને ઈન્દ્રે અનેક અપ્સરાઓને તે તપનો ભંગ કરવા માટે મોકલી. આ અપ્સરાઓમાં મેનકા નામની અપ્સરા પ્રમુખ હતી. તેનું લાવણ્ય અનિર્વચનીય હતું; ખીલતી જુવાનીમાં તે મદમત્ત હતી; તેનાં નેત્રોમાં મનુષ્યને લોટપોટ કરનારાં અનેક સચોટ શસ્ત્રો ભરેલાં હતાં; તેનું મુખમંડળ, ચંદ્રને પણ ચલાયમાન કરે તેવું હતું; રાગતાનના આલાપ લેવામાં તેના કરતાં શ્રેષ્ઠ બીજી કોઇ પણ અપ્સરા ન હતી; ઇન્દ્રની તે પ્રિયા હતી. ઇન્દ્રની આજ્ઞાથી મેનકા જે વનમાં વિશ્વામિત્ર તપ કરતા હતા ત્યાં આવી. સમય સાધી પોતાના મધુર કણ્ઠથી મેનકા એવો ઉત્તમ આલાપ કરવા મંડી કે, જે આલાપનો ધ્વનિ વિશ્વામિત્રના હૃદયની પેલી પાર-સસમી સમાધિમાં સોંસરો પેસી ગયો. ધીમે ધીમે રાજર્ષિનાં નેત્રો વિક્ષિપ્ત થવા લાગ્યાં અને તેમની દૃષ્ટિ જેવી મેનકા ઉપર પડી, તેવા જ તેઓ વિહ્વળ થઇ ગયા. મન્યુહર! એક બાજુએ સાઠ હજાર વર્ષોનું તપોધન અને બીજી બાજુએ એક ક્ષુદ્ર સ્ત્રીના કંઠનો સુસ્વર ને દર્શન, એ બેની તુલના કેમ થઇ શકે? જેમણે બ્રહ્મની પ્રાપ્તિ માટે અનેક કષ્ટો સહન કીધાં હતાં, તાઢ, તડકો ને વરસાદની જેમણે લેશ માત્ર પણ ગણના કીધી ન હતી, જેમના અંગની આસપાસ ધૂળોના ઢગલાઓ ને ઊધઇઓનાં ઘરો બંધાઈ ગયાં હતાં, નાગના અને સાપના રાફડાઓ જેમની આસપાસ જાથૂકનો જમાવ કરીને પડેલા હતા, વાઘ અને સિંહથી જેમને ક્ષણભર પણ ક્ષોભ થયો ન હતો, એવા વિશ્વામિત્ર રાજર્ષિ, ક્ષણભર જ સ્ત્રીના સ્વરનો ધ્વનિ પોતાના કર્ણપ્રદેશમાં પ્રસાર થઈ જવા દેવાથી એકદમ ક્ષોભ પામી ગયા. વિક્ષિપ્ત થતી તેમની દૃષ્ટિ ધીમે ધીમે મેનકાપર ચોંટવા લાગી. સર્વ ઈન્દ્રિયો પોતાનું કાર્ય કરવાને સ્વાભાવિક ધર્મને આશ્રયે જઈ પડી!

મેનકાને તો જે જોઈતું હતું, તે જ મળી ગયું. તેણે ધીમે ધીમે પોતાની કળા વિસ્તારવા માંડી. તીરછી દૃષ્ટિથી તેણે એક પછી એક એવાં તો સચોટ બાણો મારવા માંડ્યાં કે, વિશ્વામિત્ર તે સહન કરી શક્યા નહિ. કામદેવ પોતાના બાણની પણછ ચડાવીને સમ્મુખ જ ઊભો હતો–તે ઋષિરાજનું મન દોલાયમાન કરાવતો હતો. એ મકરધ્વજ, સ્ત્રીઓની આજ્ઞા ઉઠાવનાર સેવક છે. કારણ કે તે સ્ત્રીના કટાક્ષે સૂચવેલા પુરુષપર આજ્ઞા પ્રવર્તાવે છે. વિશ્વામિત્રની દૃષ્ટિ મેનકા ઉપર

ધીમે ધીમે ઠરવા લાગી. મન જે સર્વ કષ્ટનું-પતનનું કારણ છે, તેમાં અનેક સંકલ્પ વિકલ્પો થવા લાગ્યા. એટલામાં ઇન્દ્રપ્રેરિત વાયુ આવી, મેનકાએ પહેરેલાં સુંદર વસ્ત્રમાં ભરાયો ને તે વાયુદેવે એકદમ તેનાં વસ્ત્રને એવું તો ઊંચું ઉરાડ્યું કે, મેનકાના નાભિપ્રદેશપર ઋષિની આબાદ દૃષ્ટિ પડી અને તે જ ક્ષણે કામે પોતાનું બાણ મારીને વિશ્વામિત્રને માયાની મોહિનીમાં લટ્ટુજી બનાવી દીધા. મુનિરાજે પોતાનું પદ્માસન વિખેરી નાંખ્યું. તપને ઉરાડી મૂક્યું. તેમનું મન વિહ્વળ થઇ ગયું. તે એકદમ ઊઠીને ઊભા થયા, ને જ્યાં મેનકા ઊભી હતી, ત્યાં એકદમ ચાલ્યા. થયું !! ઇન્દ્રને જે ભાવતું હતું તે થયું. કામે પોતાનો પ્રતાપ બતાવ્યો ને મેનકાનું કાર્ય સિદ્ધ થયું. મુનિદેવે એક વર્ષ સુધી મેનકા સંગે વિલાસ કર્યો અને તેમનું સાઠ હજાર વર્ષોનું તપ ક્ષણિક સુખમાં નાશ પામ્યું.

આનું નામ તે માયા ! તાત મન્યુહર ! વિશ્વામિત્ર જેવા મહાન ઋષિરાજ સ્ત્રીની મોહિનીમાં મોહ પામીને, પોતાના અગાધ તપોબળને ગુમાવી બેઠા હતા ને એ માયામાં ફસાઇ પડ્યા હતા, તો પછી સાધારણ ઋષિ મુનિની તો ગણત્રી જ શી ? દેવ, દાનવ ને માનવ, સાધુ સન્ત ને તપસ્વી, જ્ઞાની, અજ્ઞાની ને મૂઢમતિ, માયાની પ્રતિકૃતિ સ્ત્રીના દાસ છે. પિંગલા જેવી રૂપયૌવનમસ્ત સુન્દરી, સુન્દર ભોજન, વિલાસભવન, કામોદ્દીપક વાયુ, સર્વ કળાઓનું નિધાન એકાંત સ્થળ, પ્રાર્થના કરનાર અબળા, મૃત્યુનો ભય, ત્યાં આગળ વિશુદ્ધ આત્મનિષ્ઠ વિના બીજો કોઇ પણ જીવ કોઈ કાળે ટકી શકે નહિ. જેણે પ્રાણવાયુનો નિરોધ કીધો છે, જે આત્મનિષ્ઠ છે, જેણે પરમ તત્ત્વ જાણ્યું છે, જેણે પરમ રસનું પાન કીધું છે, તે જ આવા સંકટમાં તરી શકે છે. જેણે સંકલ્પનો સંન્યાસ કર્યો છે તે જ યોગી છે, તે જ પરમ છે, તેનો જ જય છે. જે કર્મફળનો આશ્રય કર્યા વિના કર્મ કરે છે, તે જ સંન્યાસી છે-અગ્નિનો ત્યાગ કરનારો કે ભગવાં ધરનારો યોગી-ત્યાગી કે સંન્યાસી નથી. જે કર્મોનાં ફળોનો ત્યાગી છે, તે જ ખરો ત્યાગી છે;* જેણે માયાના મસ્તક પર પગ મૂક્યો છે ને નૃત્ય કર્યું છે, તે જ સમર્થ સંન્યાસી છે; જેનું મન પૂર્ણ છે, એટલે જેને જગત માત્રના પદાર્થોપર મોહ થતો નથી, તે જ પુરુષ બ્રહ્મના અમૃતરસથી માયાની મોહિનીની સમીપ રહી, માયામ લેપાતો નથી

* यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥

અને તે જ પૂર્ણ છે. જે જીવનાં કર્તૃત્વ અને ભોક્તૃત્વ શાંત થયાં છે, એવો જ જીવ એ પૂર્ણતાને પ્રાપ્ત કરી શકે છે. જે સંકલ્પ વિકલ્પ-રહિત છે, દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, પારુષ્યાદિ આસુરી સંપત્તિનો* જેણે ત્યાગ કીધો છે અને દૈવી સંપત્તિને જેણે ઉત્તમ પ્રકારે સેવી છે, તે જ જીવ આ બ્રહ્મની માયાને તરી પૂર્ણતાને પામે છે. અયુક્તને બુદ્ધિ હોતી નથી, તે સદાનંદાત્મસ્વરૂપ જ્યોતિને જોઈ શકતો નથી, તેને ભાવના પણ હોતી નથી અને જેને ભાવના હોતી નથી, તેને શાંતિએ નથી, સુખે નથી† પણ તે માયાનો દાસ છે, તે બ્રહ્મથી વિમુખ રહે છે અને તે માયાને તરી શકતો નથી. જે આ જગતને કેવળ અવિદ્યાએ ઉત્પન્ન કરેલું અને સ્વપ્નવત્ મિથ્યા જુવે છે, તે અવિદ્યાથી ઉત્પન્ન થયેલી માયાને સહેલથી તરી જાય છે. આવી માયાને કંદર્પહર તરી ગયો છે, માટે તે શ્રેષ્ઠ છે."

### ક્રોધિષ્ઠોનાં દૃષ્ટાંતો

ગુરુદેવનાં એ વચનનું સત્ય રહસ્ય મન્યુહરના હૃદયમાં ઠરી શક્યું નહિ. તે બોલ્યો; "ગુરુદેવ! આપે જે જે કહ્યું છે તે તે સત્ય છે; તથાપિ ક્રોધને જીતવો, એ કંઈ હાંસીખેલ વાત નથી. રામ અને કૃષ્ણ જેવા મહાત્મા પુરુષો પણ કામને વશ કરી શકયા છે;

**દુર્વાસા**

જનકે પણ કામ જીત્યો છે-તેવી શક્તિ કોઈ પણ જીવ બતાવી શકે છે, પણ ક્રોધને જીતવો, એ અતિ દુષ્કર કર્મ છે. દુર્વાસા જેવા મોટા મુનિરાજ પણ ક્રોધને જીતી શકયા નથી-જો કે તેઓ કામને જીતી શકયા હતા, મોહને મારી શકયા હતા ને લોભને વારી શકયા હતા. તેમણે મદને ચૂર્ણિત કર્યો હતો ને મત્સરને નસાડી મૂકયો હતો. તે આશારહિત હતા, તૃષ્ણાથી વિમુખ હતા, સંકલ્પરહિત હતા, ને પરમતત્ત્વને પામેલા હતા. એ સર્વે શત્રુઓ ઉપર જો કે તેઓએ દિગ્વિજય મેળવ્યો હતો, પણ તેઓ ક્રોધને જીતી શકયા ન હતા. એ મુનિદેવ રાજા અંબરીષના વ્રતનો ભંગ કરાવવા માટે ગયા અને દ્વાદશીના પારણાને દિવસે,રાજા અંબરીષે જળનું પ્રાશન કર્યું,તેટલાથી જ ક્રોધે ભરાયા ને ભગવદ્ભક્ત મહાત્મા અંબરીષને શાપ દેવાને તત્પર થઈ ગયા હતા!

હે દેવ! રાજા યુધિષ્ઠિર જેવા પણ ક્રોધને પગ નીચે દબાવી શકયા ન હતા. વિરાટ રાજાની સભામાં યુધિષ્ઠિર અને વિરાટ રાજાને વિવાદ

---

* दंभो दर्पोऽभिमानश्च क्रोधःपारुष्यमेव च। अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥

† नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना। न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥

થયો ત્યારે, વિરાટ રાજાએ તેના નાકપર પાસો માર્યો. તે વખતે તેની નાસિકામાંથી જે રક્ત વહ્યું, તે ક્રોધથી ધગધગતું હતું ! જો તે રક્ત પૃથ્વીપર પડત. તો લાંબા કાળ પર્યંત તે દેશમાં દુકાળ પડત, એવું એમનું રુધિર ક્રોધથી ભરપૂર હતું. પરશુરામ જેવા દેવાંશી મહાત્મા-પરમાત્માના દશાવતારમાંના છઠ્ઠા અવતારી પુરુષ-ક્રોધની મૂર્તિ હતા. પોતાના પિતાનો એક ક્ષત્રિયે ઘાત કર્યો, તે ઉપરથી ક્રોધાવિષ્ટ થઇને, તેણે એકવીસવાર આ પૃથ્વીને નક્ષત્રી કરી, ઘોર સંહાર કીધો હતો. રામે જ્યારે તેમનું ત્ર્યંબકી ધનુષ્ય તોડ્યું, ત્યારે તે તેમની સાથે યુદ્ધ કરવા દોડી આવ્યા, કે શું હજી ક્ષત્રિય જીવે છે ! શમીક ઋષિએ, કલિને વશ થયલા રાજા પરીક્ષિતે તેના પિતાના કંઠમાં મરણ પામેલો સર્પ નાંખ્યો, તેટલાથી જ ક્રોધાવિષ્ટ થઇને, પરીક્ષિત જેવા પ્રજાપાલક ધર્મનિષ્ઠ રાજાને, સાત દિવસમાં મૃત્યુ પામવાનો શાપ આપ્યો હતો.

યુધિષ્ઠિર

પરશુરામ

શમીક

હે ગુરુદેવ ! ખરેખર, ક્રોધને વશ કરવો, એ અતિ કઠિન કાર્ય છે. એના જેવું વિષમ અને દુર્ઘટ કાર્ય એક પણ નથી. આ લોકના જીવની સામાન્ય વૃત્તિ એવી છે કે, અપકાર કરનારપર ક્ષણે ક્ષણે ક્રોધ થાય છે. એ ક્રોધથી મોહ થાય છે, મોહથી સ્મૃતિનો ભ્રંશ થાય છે, સ્મૃતિના ભ્રંશથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિના નાશથી આત્માનો વિનાશ થાય છે.* આવો ક્રોધ બળવાન્ છે. એવા બળવાન ક્રોધને આપ કામજિતથી ઊતરતી કક્ષામાં મૂકો છો, એનું મને મોટું આશ્ચર્ય થાય છે."

## દ્રૌપદીએ ક્રોધને જીત્યો છે

અત્રિ મુનિએ કહ્યું "હે વત્સ મન્યુહર ! તું કહે છે તે સત્ય છે. ક્રોધ પણ અજય્ય ને બળવાન છે; તથાપિ કામને જીતવું જેટલું કઠિન કર્મ છે, તેને શતાંશે પણ ક્રોધને જીતવું કઠિન કર્મ નથી. દ્રૌપદી જેવી અબળા પણ ક્રોધને જીતી શકી હતી. મહાભારતના યુદ્ધપ્રસંગમાં દ્રોણાચાર્યના ચિરંજીવી પુત્ર અશ્વત્થામાએ રાત્રિસંહારમાં દ્રૌપદીના પાંચે પુત્રોનો છિરશ્છેદ કીધો, ત્યારે ભીમે પ્રતિજ્ઞા કરી હતી કે, તારા પુત્રના વધ કરનારના માથાપર તને બેસાડીને જ્યારે સ્નાન કરાવું, ત્યારે જ

* कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः । स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥

મારું નામ ભીમ સાર્થક સમજજે ! પુત્રોના મરણથી દ્રૌપદી અવિશ્રાંત કલ્પાંત કરતી હતી. તેણે ભીમની આ પ્રતિજ્ઞાનું કંઇપણ ઉત્તર આપ્યું નહિ. પછી શ્રીકૃષ્ણ પરમાત્માને સાથે લઇને, ભીમ અશ્વત્થામાને પકડવા માટે ગયા અને તે બંને વચ્ચે મહાન યુદ્ધ થયા પછી, તે તેને પકડીને દ્રૌપદી સમક્ષ લઈ આવ્યા.

અશ્વત્થામાનો શિરશ્છેદ કરવાનો ભીમે વિચાર દર્શાવ્યો, તે સમયે ખેદમાં ડૂબેલી દ્રૌપદીએ કહ્યું; "હે મહારાજ શ્રીકૃષ્ણ ! હે સ્વામિ ભીમ ! આપ અશ્વત્થામાને છોડી દ્યો. એ તમારા ગુરુપુત્ર છે. મારા પુત્રોનો શિરશ્છેદ કરવાનું બ્રાહ્મણને નહિ ઘટે તેવું કૃત્ય તેમણે કીધું છે ખરું. પરંતુ મારા પુત્રોના મરણથી જેવો મને શોક ને ખેદ થાય છે તથા મારાં નેત્રોમાંથી જેવાં અશ્રુઓનો ઓઘ વહે છે, તેવો જ શોક અને ખેદ, ગુરુપત્ની કૃપીને કરાવી તેનાં નેત્રોમાંથી અશ્રુઓનો ઓઘ વહેડાવવા હું ઇચ્છતી નથી. તમારા ગુરુપુત્રના વધથી મારા પુત્રો પાછા આવવાના નથી. તેમનું આયુષ્ય પૂર્ણ થયું હતું ને તે ગયા, તેમાં મારે ક્રોધ કરવો ને અશ્વત્થામાને હણાવવા એ નિર્બળ જીવનું કર્તવ્ય હું સમજું છું."

### ક્રોધજિત્ કાશિરાજ

"વત્સ મન્યુહર ! એક બીજી કથા સાંભળ. અતિ પ્રાચીન કાળમાં કાશીપુરમાં ક્રોધપર વિજય મેળવનાર એક રાજા રહેતો હતો. તેણે સિંહાસનના પાયા નીચે ક્રોધને એવી તો સખતાઇથી દાબી દીધો હતો કે, તે કદી પણ સજીવન થવા પામ્યો નહિ. એ રાજા ગમે તેવા સંકટમાં અને ગમે તેવા અપમાનમાં પણ ક્રોધી થતો નહિ. ક્રોધ ઉપજવાના અનેક પ્રસંગો એને પ્રાપ્ત થયા હતા, પણ એ રાજા કેવળ ધાડા ધૈર્યથી ને અદ્ભુત શાંતિથી તે ક્રોધનો પરાજય કરતો હતો. તેના આ અપ્રતિમ ગુણથી દેવલોકમાં પણ તેની સ્તુતિ થવા લાગી.

એક સમયે ઇંદ્રની રાજસભામાં ભગવાન્ નારદે પધારીને, તે રાજાના યશનું બહુ જ રૂડી રીતે કીર્તન કર્યું. ઇંદ્ર અને દેવસભા ચકિત થઇ. પછી એ રાજાની પરીક્ષા કરવાનો ઇંદ્રે ઠરાવ કીધો. ઇંદ્રે નૂતન રૂપ ધારણ કીધું, તેનું મુખ માર્જાર જેવું થયું. તેના શરીરમાંથી અનેક પ્રકારના રક્તનો સ્રાવ થતો હતો અને દુર્ગંધ એવી નીકળતી હતી કે, કોઇ પ્રાણી તેની સમીપ ઊભું રહી શકે નહિ. એવું રૂપ ધારણ કરી, હાથમાં દંડ કમંડળ લઈ, 'ભિક્ષાં દેહિ' કરતો, તે કાશિરાજના દરબારમાં આવ્યો. રાજાએ તેના કુત્સિત રૂપથી જરા પણ સંકોચ ન પામતાં,

ઉત્સાહભર્યાં હૃદયે, સંન્યાસીરૂપ ઇંદ્રનો પ્રેમપૂર્વક સત્કાર કીધો અને એ દિવસે પોતાના મંદિરમાં ભિક્ષા લેવાની પ્રાર્થના કીધી.

સંન્યાસીએ કુત્સિત-અવિવેકી વેણુથી કહ્યું; 'અલ્યા સાંઢીયા! રોઝડા! જો તારી ભોજન કરાવવાની ઇચ્છા હોય તો હું માગું તે ભોજન મને આપ.'

'અસ્તુ' કહીને રાજાએ તેની આજ્ઞા સ્વીકારી.

સંન્યાસીએ તે રાજાના એકના એક પુત્રના મસ્તકના માંસનું ભોજન માગ્યું. રાજાએ જરા પણ સંકોચ નહિ પામતાં, સંન્યાસીની આજ્ઞાને શિરસાવંદ્ય કરી. પછી ઇંદ્ર સ્નાન કરવા નદીના તટપર ગયો અને રાજા પોતાના પુત્રનું મસ્તક કપાવી, તેનું ભોજન તૈયાર કરાવી, સંન્યાસીની વાટ જોતો બેઠો. એટલામાં પ્રધાને આવીને કહ્યું; 'હે મહારાજ! જે સંન્યાસીએ આપણા યુવરાજ કુંવરનું મસ્તક કપાવીને ભોજન કરવાની આજ્ઞા કરી છે, તે સંન્યાસીએ આપણી અશ્વશાળામાં આગ લગાડી છે, હજારો ઘોડાઓ બળીને ભસ્મ થઈ ગયા છે, અશ્વશાળા પણ સાથે જ ફુંકાઇ ગઇ છે; રે એટલું જ નહિ પણ રાવત, ચરવાદાર અને તેના કુટુંબી પણ ભસ્મીભૂત થયાં છે. એ માર્જારમુખા સંન્યાસીનો આપે આટલો બધો સત્કાર કીધો, તેના બદલામાં તેણે જે અપકાર કીધો છે, તે અનિર્વચનીય જ છે!' આ વાર્તા હજી પૂરી થઇ નથી, એટલામાં જ રણવાસમાંથી એક દાસી દોડતી દોડતી આવી ને કાશીરાજને દંડવત પ્રણામ કરીને બોલી: 'મહારાજ! ક-ક-ક-હેવાથી જીભ ઊપડતી નથી, પણ પેલો ચંડાળ સંન્યાસી આપણી લાડકી રાજકન્યાનું રડતી કકળતી અવસ્થામાં હરણ કરી ગયો છે. તે કન્યાને લઇ જતી અટકાવવાને જે દાસ દાસીઓ સામાં થયાં, તને પોતાના દંડથી તેણે એવો તો સખત માર માર્યો છે કે, તેઓ ઊઠી પણ શકે તેમ નથી.'

પુત્રનું મરણ, હયશાળાનો નાશ, કુમારી રાજકુંવરીનું હરણ, સેવકોનો નાશ, એ ઉપરાઉપરી બનેલા બનાવથી, કોઇપણ મનુષ્યને ક્રોધ છૂટ્યા વગર રહે નહિ. પણ કાશિરાજનું મુખ જરા પણ મ્લાન થયા વગર, જેવું ને તેવું જ તગતગતું રહ્યું. એટલામાં સંન્યાસીરૂપ ઇંદ્ર, ભોજન-ગૃહમાં ધીમે ધીમે પગલે ચાલતો ને મુખે હરિનામ જપતો આવ્યો! મંત્રીઓ અને સેવકો તો ધારતા હતા કે, રાજા ક્રોધ કરીને એ સંન્યાસીને અહુણાં જ મારી નાંખશે. પરંતુ રાજાની સૌમ્ય વૃત્તિમાં જરા પણ ફરક પડ્યો નહિ. સંન્યાસીને આવતો જોઇને, બે હાથ જોડી તે ઊભો થયો.

તેનાં બે ચરણો પકડીને તે બોલ્યો, 'મહારાજ! આ દાસથી કંઈ પણ અપરાધ થયો હોય તો ક્ષમા કરશો!' રાજાનું આ ધૈર્ય અને ક્રોધજિત્‌પણું જોઈને, ઇંદ્ર ચકિત થયો.

પછી ઇંદ્રે પોતાનું સ્વરૂપ ધારણ કરી, રાજાને પ્રેમથી ભેટી કહ્યું; "હે રાજન્! તને ધન્ય છે! તેં જ ખરેખરો ક્રોધને જીત્યો છે ને તારી રાજકન્યા રાજભવનમાં કલ્લોલ કરે છે. હું ફક્ત તારા ક્રોધની પરીક્ષા કરવાને જ આવ્યો છું-તેં ક્રોધને પગતળે ખરેખરો દબાવ્યો છેઃ તારા જીવનમાં તેનું પુનરુજ્જીવન કદી પણ થશે નહિ, એવો મારો નિશ્ચય છે!" એમ કહી આશીર્વાદ આપી, ઇંદ્ર પોતાના મંદિરપ્રતિ વિદાય થયો."

ગુરુ બોલ્યા;–"હે મન્યુહર! એમ ક્રોધને જીતવામાં પુરુષાર્થ છે ખરો, પણ કામને જીતવો, એ પરમ પુરુષાર્થ છે. જ્ઞાનીઓ પણ કામને જીતવામાં ગોથાં ખાઇ ગયા છે અને બળવત્તર પ્રારબ્ધવડે, કર્મના ભોગો ભોગવી, અજ્ઞાનરૂપ કામાગ્નિમાં લય પામી ગયા છે, તો જેઓને પોતાના સ્વરૂપનું જ્ઞાન નથી અને નિર્ગુણ અવિનાશી બ્રહ્મરૂપને જેઓ જાણતા નથી તથા દેહના ભોગો ભોગવવામાં અહર્નિશ જાગૃત રહે છે–રે તેનું જ ચિંતન કર્યા કરે છે, તેવા અજ્ઞ નિર્બળ પુરુષના પુરુષાર્થની તો વાત જ શી કરવી? ક્રોધને જીતવામાં જે પરાક્રમ, જે દૃઢતા, જે શક્તિની આવશ્યકતા છે, તેનાથી વિશેષ આત્મજ્ઞાનની દૃઢતા તથા આવશ્યકતા, કામને જીતવામાં છે. ઇંદ્રિયોદ્વારા પ્રાપ્ત થતા અનિત્ય વિષયસુખમાં સંડોવનાર મોહ–માયાના પ્રબળ પ્રતાપાગ્નિની તીક્ષ્ણ જ્વાળામાં ભસ્મીભૂત કરાવનાર, આત્મસુખમાંથી પતન કરાવનાર એ કામ, મહાબળવાન્ રાજાનો રાજા છે. તેની સેના વિશાળ છે; તેનાં આયુધો અત્યંત તીક્ષ્ણ છે; તેના પાસવાનો અતિ ચપળ છે; તે પોતાનું જ્યાં બાણ ફેંકે છે, ત્યાં સચોટ જ ઘા કરે છે; બાળક કે તરુણ, વૃદ્ધ કે રોગિષ્ઠ, શક્ત કે અશક્ત, સ્ત્રી કે પુરુષ, નીચ કે ઊંચ, વિદ્વાન કે અવિદ્વાન, જ્ઞાની કે અજ્ઞાની-સઘળા જ એની માયામાં એવા તો લીન થઈ ગયા છે કે, તેઓ અત્યંત તેજોમય પરમાત્માની વિભૂતિની સ્વલ્પ કાળ પણ ઝાંખી કરી શક્તા નથી! એટલું જ નહિ પણ ભેદબુદ્ધિને યોગે, પાપ માત્રના જ પૂજારી બનીને, સઘળા ધર્મોથી રહિત થઇ, મનઃકલ્પિત વિવિધ પ્રકારનાં સાધનો સાધવામાં તેઓ તત્પર બની જાય છે. તેઓનું પડવું ક્યાં થાય છે તે પણ આકાશમાં ઊડતા પ્રાણીની ગતિ જેમ જાણી શકાતી નથી, તેમ જાણી શકાતું નથી. આવા મોહમય કામસાગરમાંથી કંદર્પહર તરી આવ્યો છે, તેને માટે તે શ્રેષ્ઠ છે, અને ફરીથી હું કહું છું, કે તે જ શ્રેષ્ઠ છે."

ગુરુનાં આ સપ્રમાણ વચનો મન્યુહર સહન કરી શક્યો નહિ. કામનું બળ કેવું અનિવાર્ય છે, તેનું તેને ભાન જ નહતું. આજે તે મન્યુહરનું સ્વરૂપ ભૂલીને, મન્યુદાસ બની ગયો હતો! તેને એમ જ ક્રોધ વ્યાપ્યો કે, ગુરુજી મારા સ્વરૂપને-બળને નહિ જાણવાથી, કંદર્પહરની સ્તુતિ કરી, મારાં માનનો ભંગ કરે છે. તેના મનમાં વિચાર થયો કે ગુરુજીને હું નિશ્ચય કરાવું કે, મારા જેવો પુરુષ પણ કામને જીતી શકે છે, પણ ક્રોધને જીતવો, એ ખરેખર જ દુષ્કર છે.

અહંભાવમાં મૂઢ બનેલા મન્યુહરે, ગુરુજીને પ્રણામ કરીને કહ્યું કે, "હે ગુરુદેવ! આપ ભલે ક્રોધને જીતાય એવો માનો; પણ હું તો માનું છું કે, ક્રોધ જીતવો, એ આ લોકને જ નહિ, પરંતુ સ્વર્ગલોકના દેવોને પણ દુષ્કર કર્મ છે. કામને જીતવો, એને હું એટલું કઠિન કર્મ સમજતો નથી. આપની ઇચ્છા હોય તો મારી પરીક્ષા લેજો!"

## મન્યુહર પિંગલાના મંદિરમાં

ગુરુજી મૌન ધારણ કરી રહ્યા. મન્યુહરનો અહંભાવ સમજી ગયા. વાત વિસારે પડી. આઠ મહિના વીતી ગયા. પુનઃ ચાતુર્માસ આવ્યો. ચારે શિષ્યોને સમીપ તેડાવી, ચાર સ્થાનોએ જઇ રહેવાની મુનિએ આજ્ઞા કરી. મન્યુહરને પિંગલાને ઘેર જઇ રહેવાની આજ્ઞા કરી. તે પોતાના મનમાં અતિ પ્રસન્ન થયો. તેણે નિશ્ચયપૂર્વક માન્યું કે, હું કામને ચપટીમાં ચપેટી લઇશ. તે પોતાના ડાળદમામ સાથે પિંગલાની દેવડીપર ગયો.

કંદર્પહરના જેવું જ તેનું રૂપ પણ સુંદર હતું. તેના કપાળમાં ત્રિપુંડ્ર શોભી રહ્યું હતું, તેણે કંઠમાં રુદ્રાક્ષની માળા ધારણ કરેલી હતી, તે મુખથી પ્રણવનો જપ જપ્યો જતો હતો. ધીમે ધીમે પગલાં ભરતો, પણ આડી તેડી દૃષ્ટિ કરતો તે પિંગલાની દેવડીપર જઇ પહોંચ્યો ને 'નારાયણ હરે' કહીને ઊભો રહ્યો. ગયા ચાતુર્માસમાં, એ જ દિવસે કંદર્પહરે 'નારાયણ હરે'નો ધ્વનિ કીધો હતો, એવો જ પોકાર આજે પણ સાંભળીને, પિંગલાની દાસી દોડતી દોડતી દ્વાર પાસે આવીને ઊભી રહી, તે મન્યુહરની કાંતિ જોઇને છક થઈ ગઇ. પછી મંદિરમાં જઇ તેણે પોતાની બાઇને કહ્યું; "બાઇ! હું માનું છું કે, તમારા પુણ્યનો જ ઉદય થયો છે. જે મહાત્મા પુરુષ, ગયે વર્ષે આપણા મંદિર ને મંદિરિયાંને પાવન

કરી ગયો છે, તેના ગુરુબન્ધુ જેવો કોઈ બીજો સંન્યાસી આજે દ્વાદશીની પુણ્યતિથિએ, આપના દ્વારપર આવીને ઊભો છે!"

પિંગલા સંસ્કારી બની હતી; તે જ્ઞાનની અપેક્ષાવાળી થઇ રહી હતી; દેહ ને આત્માનું સાર્થક કરવાને તે જિજ્ઞાસુ બનતી જતી હતી; તે સદ્રૂપ, ચિદ્રૂપ, આનન્દરૂપ તથા નિત્ય સ્વરૂપનાં દર્શનની અભિલાષિણી બનતી હતી. કંદર્પહરના વિદાય થયા પછી, પરમતત્ત્વરૂપ આનંદઘન આત્માના સ્વરૂપનો, તે નિત્ય વિચાર કરતી હતી. આઠ માસોમાં પર પુરુષના સમાગમનો તો શું, પણ તેની સાથે વાતનો પણ તેણે સંકલ્પ કીધો ન હતો. મને કલ્પેલા મોહને દાબી નાંખવાને જ તે પ્રયત્નશીલ હતી. તેને જાણે વૈરાગ્ય ધારણ કરવો હોય, તેવું તેણે આચરણ કરવા માંડ્યું હતું અને નિત્ય જ તે સંત પુરુષના સમાગમની આકાંક્ષા રાખતી હતી. દાસીએ પૂર્વના મહાત્માના ગુરુબંધુનું નામ દીધું કે, તત્ક્ષણે તે જાગૃત થઇ ગઈ અને બોલી; "અલિ દાસી! તે સંત પુરુષની ચરણરજથી આ મંદિરને પાવન કર. તેમને નમન કરીને ઉપર તેડી લાવ અને પૂજનની સામગ્રી તૈયાર કર."

તુરત દાસી તે સંત પુરુષને પિંગલાના મંદિરમાં તેડી લાવી. પિંગલાનું સ્વરૂપ જોતાં જ મન્યુહર તો આભો જ બની ગયો ને તેને આશીર્વાદ દેતાં એકીટસે તેના પ્રતિ જોવા લાગ્યો. પિંગલાએ પ્રણામ કરીને તેના ચરણનું પ્રક્ષાલન કીધું ને પછી ચરણામૃતને મસ્તક ઉપર ધારણ કીધું. તેણે માન્યું કે, જેવો કંદર્પહર ગુપ્ત મહાત્મા હતો-વિષયસુખથી રહિત હતો, તેવો જ તેનો ગુરુબંધુ પણ હોવો જોઇએ, પણ એ તેવો છે કે નહિ, તે વિષે પરીક્ષા કરવાનો તેને વિચાર થયો. તેણે દાસીને કહ્યું; "નિપુણિકા! આ મહાત્મા પુરુષ વનવગડાથી કંટાળીને આપણું મન્દિર પાવન કરવાને પધાર્યા છે, તો તેમની યથાર્થ રીતે શુશ્રૂષા કર! દિવસનો મુકામ આપણા વૈભવમંદિરમાં રાખજે ને રાત્રે વિલાસભવનમાં શયનસ્થાન રાખજે. એમની સેવામાં જરાએ કચાશ રાખીશ નહિ. આપણાં એવાં ભાગ્ય ક્યાંથી કે, એમના જેવા મહાત્મા પુરુષનાં પગલાં આપણે ઘેર થાય! પૂર્વજન્મના મહાપુણ્યથી આ કાયારૂપી નાવ મળ્યું છે અને આ સંસારાર્ણવ તો દુઃખરૂપ જ છે, તો આ નાવ ભાંગી ન જાય તેટલામાં, આવા મહાત્મારૂપી નાવિકદ્વારા, આ દુઃખોદધિ તરી જવાને તત્પર થા!"*

* महता पुण्यपण्येन क्रीतेयं कायनौस्त्वया । पारं दुःखोदधेर्गन्तुं तर यावन्न भिद्यते ॥

આમ કહીને મન્યુહરને બે હાથ જોડીને કહ્યું; "હે દેવ! હે સત્પુરુષ! હે સન્ત! આપ વૈભવમંદિરમાં પધારો. હું પણ આપની પરિચર્યા કરવાને તત્પર છું."

મન્યુહર પ્રસન્નવદને વૈભવમંદિરમાં ગયો. ત્યાંનો ઠાઠમાઠ જોઇને તે મનમાં ને મનમાં જ બોલ્યો; "ઠીક! કંદર્પહરે પણ ફક્કડ મોજ ભોગવી છે! અને ગુરુદેવની સમક્ષમાં આવીને તડાકા પણ ઠીક જ માર્યા છે! હવે આપણે પણ કેવી લીલા બતાવીએ છીએ તે ગુરુદેવ બરાબર જોશે! કંદર્પહરે ગમે તેમ કીધું હોય, પણ હું તો મારું સ્વરૂપ યથાર્થ જ બતાવીશ ને ક્રોધને જીતવા સાથે કામને પણ જીતીશ અને બાળી મૂકીશ!" એમ વિચાર કરતો કરતો, અત્રિ મુનિનો શિષ્ય, સુંદર મખમલથી જડેલા ચૌરંગપર જઇને બેઠો. તેણે પોતાનો દંડ તથા કમંડળ એક બાજુએ મૂકી દીધાં! મંગળાચરણમાં જ મન્યુહરનું આ ચરિત્ર જોઇને દાસીને કંઇક શંકા થઈ ખરી, પણ મનમાં તે એમ વિચાર કરવા લાગી કે, કદાચ આ મહાત્મા પુરુષ કોઇ બીજા હેતુથી આવ્યા હશે ને એ કોઈ બીજો જ ઉપદેશ કરશે.

યોગી પુરુષને ત્યાં બેસારીને, દાસી પુનઃ સ્વમંદિરમાં આવી અને યોગિરાજને પારણાં કરાવવા માટે ઉત્તમોત્તમ ભોજનો રૂપાના થાળમાં પીરસીને લઇ આવી. મન્યુહરે કહ્યું; "અલિ દાસી! તારી બાઇને મારે માટે બહુ શ્રમ લેવો પડે છે. ભોજનગૃહમાં આવવામાં મને કંઈ પણ બાધ ન હતો. ભોજનશાળામાં જ ભોજન કરવાથી વિશેષ રસ પડે છે; માટે હવેથી ત્યાં જ ભોજનનું રાખજે. સાધુઓને મિષ્ટાન્નનો પ્રતિબંધ છે, તેથી આ મિષ્ટાન્નો સિવાય દૂધપૂરી બસ છે!" દાસી તો સંતનું આ વાકય શ્રવણ કરતાં ચકિત થઇ ગઈ.

તે પોતાની બાઈ પાસે જઇને બોલી; "બાઈ સાહેબ! કહો ન કહો, પણ કંઇ કૌતુક જેવું મને ભાસે છે! સાધુ મહારાજ તો કંઇ જુદા જ છે. તે કહે છે, કે મને ભોજનશાળામાં ભોજન લેવાનો જરાએ પ્રતિબંધ નથી. એનું ચારિત્ર્ય મને તો કંઇ નવું જ દેખાય છે."

પિંગલા કે જે અધિકારના માર્ગ ઉપર ચડતી હતી ને સંત પુરુષના સમાગમથી સત્ અસત્‌ને જાણવાના માર્ગમાં હતી, તે એટલુંજ બોલી કે, "ફિકર નહિ, આપણે એનું પણ ચારિત્ર્ય જોઇશું."

મન્યુહર કંઈ છેક જ મૂર્ખ ન હતો. હજી સુધી તે કામાંધ બન્યો ન હતો, પણ તે એમ માનતો હતો કે, 'કંદર્પહર પોતાની ઇચ્છાથી

નહિ, પણ ગણિકાની ઇચ્છાથી તેને વશ થયો હશે. જેમ તેની સેવામાં ગણિકા હાજર રહેતી હતી, તેમ મારા ઉપર પણ પ્રસન્ન થઇને હાજર થશે, ત્યારે હું તેનો અનાદર કરી, મારૂં જિતેન્દ્રિયપણું બતાવીશ. સ્ત્રી દૂર રહે ને મળે નહિ, તો પછી કામ જીતવામાં પરાક્રમ શું ? अशक्तिवान् भवेत् साधुः એવા તો ઘણાએ હોય છે, પણ સ્ત્રી-દ્રવ્ય સમીપ હોય ને પછી તિરસ્કાર કરવામાં જ મહત્વ છે. જેઓ સ્ત્રીથી દૂરના દૂર રહે છે તે ભલે પવિત્ર રહે, પણ જે મહાત્મા સ્ત્રીસંગે રહી પવિત્ર રહે છે તે જ ખરો પવિત્ર-તે જ સત્ય કામજિત્ ! હું સ્ત્રીસંગે રહીશ ને કેવો છું, તે હવે ગુરુદેવ સારી રીતે જોશે.' આવો વિચાર કરી, જ્યારે જ્યારે પિંગલા કે તેની દાસી પાસે આવતી, ત્યારે ત્યારે તે ધૃણાથી જ જોતો હતો-નીચીથી ઊંચી દૃષ્ટિ સરખો પણ કરતો નહિ, પણ તેની બિલાડાં જેવી નીચી દૃષ્ટિ પિંગલાથી અજાણી રહી શકતી નહોતી. જ્યાં સુધી શરીરમાં જરાએ કાચા પારાના ઝેરનું જોર હોય છે, ત્યાં સુધી આરોગ્ય થતું નથી; તેમ જ્યાં સુધી મનમાં થોડો પણ અહંકાર હોય છે, ત્યાં સુધી ગમે તેવા યોગીને પણ સત્ત્વશુદ્ધ સ્વરૂપનું જ્ઞાન થતું નથી.

અહીંયાં તો નૂતન જ બનાવ બનવા લાગ્યો. ગણિકાઓ હંમેશાં ઘણી ચતુર હોય છે. તે ઊડતાં પંખીની પણ ગતિ જાણે છે, તો મન્યુહરની ગતિ કેમ ન જાણે ? તેને પણ મન્યુહરની કસોટી કરવાની હતી. બે પાંચ દિવસો સુધી તો, પિંગલા મન્યુહરની સેવામાં ઘડી ચપકો આવી વિદાય થતી હતી, પણ જ્યારે મન્યુહરનું હૃદય જોયું તો જણાયું કે, એની ધૃણા નિરર્થક છે, ત્યારે તેણે પોતાની ચતુરાઇ બતાવવાની તજવીજ કીધી. એક દિવસ તે સહેજસાજ ઠઠારી મઠારી આવી, તેને જોઇ મન્યુહરે ધાર્યું કે, આજે તે મને ફસાવવા આવી છે, તેથી શાંત મુદ્રાને બદલી, તે બોલ્યો; "ક્યું બે રંડી ! અમકુ ફસાનેકુ આઇ હૈ કે ક્યા ? અમેરા વ્રતકા ભંગ કરનેકી તેરી ઇચ્છા પૂર્ણ ન હોયગી, ચલી જા ! અમ યોગી લોકકી સામને દેખના મત ! હું ! હમ ભસ્મ કર દેયગા!"

પિંગલાનું મન નિર્દોષ હતું, તેના મનમાં એ સમયે જરાએ પાપ ન હતું, છતાં મન્યુહરનાં વચનો સાંભળી તે ચમકી-મનમાં સહજ હસી ને સ્વગત જ બોલી; બાવાજી તો ઉસ્તાદ છે! દમ તો ઠીક રાખે છે, પણ પાણી મરેલાં છે, તેનું જરાએ ભાન નથી ! પછી તે મન્યુહર પ્રતિ નમન કરતી બોલી કે, "મહારાજ ! મારા મનમાં તો કાંઇ નથી, છતાં કંઇ ભૂલ થઇ હોય તો કૃપા રાખજો ! મેં તો આપકી ચેલી હું. આપની

પાસ નહિ આવું." આમ બોલતી વીજળીની ઝડપથી, મન્યુહર કંઈ બોલે તે પૂર્વે તે ચાલી ગઈ.

મન્યુહર મનમાં મગ્ન થયો. રંડી ફસાને આઈથી, ઉસકા નિકાલ હો ગયા! એમ તે મનમાં બડબડવા લાગ્યો, પણ પિંગલા જતી વખત જે નેણબાણ મારતી ગઇ, તે તેના કાળજા સોંસરું નીકળી ગયું હતું. દસ પંદર દિવસો પિંગલા તેની તરફ ફરકી જ નહિ. મન્યુહર પણ ચકિત થયો કે, 'પિંગલા કેમ ફરકતી નથી?' એક દિવસ તેણે દાસીને પૂછયું; "કેમ તારાં બાઇ દર્શને પધારતાં નથી! કુછ જ્ઞાનકી બાત સુનતી હૈ વા નહિ?"

ચતુર દાસીએ કહ્યું; "તેઓ કંઈ હંમેશાં નવરાં નથી કે તમારાં દર્શન જ લેયા કરે!–રાજાજીનાં માનીતાં છે, લાડકાં છે, તેને તમે રંડી કહી, તેથી આવતાં નથી!"

"હેં હં! એસા મત કરના. બોલના કે સાધુકા દર્શન તો લેના જ ચાઇએ. સાધુકુ ગુસ્સા કયા ઔર પ્રેમ કયા?"

એ પ્રમાણે બે ચાર વાર કહેવા પછી, એક રાત્રિના દાસીએ વિલાસભવનને અચ્છી રીતે શણગારી દીધો, દીવાઓ સળગાવ્યા, પુષ્પોની માળા ને ચાદરો સર્વત્ર લટકાવી દીધી, સુગંધી ચોમેર બહેકાવી દીધી. વાદળ ઘેરાયું હતું, ઝરમર ઝરમર મેહુલો વરસતો હતો, મન્યુહરને પણ નિત્ય નિત્ય પુષ્કળ તેજાનાવાળાં ભોજનો કરાવ્યાં હતાં ને કામદેવના સ્વાગતની સઘળી તૈયારી એવી તો સુઘડતાથી કીધી હતી કે, મોટા યોગીનું મન પણ દોલાયમાન થાય તો મન્યુહરનું શું ગજું? પડોશના ઓરડામાં રાગ આલાપાયો. મન્યુહર લીન થતો ગયો. તેવામાં આ શબ્દો તેના શ્રવણમાં પેસી ગયા.

"મેરે ગલે સો લગ જાઓ પ્યારે! ધિરિઆઇ બદરિયા ઘોર!"
"બડી બડી બુંદન બરસન લાગી, બોલત દાદુર મોર."

મહલાવી મહલાવી આલાપ એવો લીધો કે, પિંગલાના જ વિચારમાં મન્યુહર ઘેરાઈ ગયો. તે માનવા લાગ્યો કે, આ આલાપ મને જ ઉદ્દેશીને છે, પણ એનાથી આપણું ચિત્ત ચળે એમ નથી.

પુનઃ પિંગલાએ રાગ આલાપ્યો;

"બિજુરી ચમક દેખી, હિય ડર પૈ, પવન ચલત ઝકઝોર;
"હરિ પિઉ સંત પિય કણ્ઠ લગાઓ, રાખો મનકી કોર."

"હું રંડી કૈસી ફ્સી હૈ! કણ્ડ તો બડા અચ્છા હૈ! દિદાર અચ્છા હૈ! ઔર પિય પિય રોતી હૈ. કૌન પિય! સંત પિય? કૌનસા સંત ! મન્યુહર ! અચ્છા, રંડી દીવાની બન ગૈ હૈ!"

આમ મન્યુહર મનમાં બડબડવા લાગ્યો, એટલામાં બીજા રાગમાં પિંગલાએ પ્રેમપત્રિકા મોકલી.

"તેરી સૂરત મુઝે ભાઇ, મેરા જી જાનતા હૈ;
"જો ઝલક તૂને દેખાઇ, મેરા જી જાનતા હૈ.
"અરે જાલિમ તેરે કેસ, તીરે નિગહસે હમને;
"ઓરે જેસીકિ હૈ ભાઇ, મેરા જી જાનતા હૈ.
"ખાયંગે ઝહર નહિ, ડૂબ મરેંગે જાકર;
"જો હૈ કુછ જીમે સમાઇ, મેરા જી જાનતા હૈ.
"કતલ કરકે ન ખબર લી, મેરે કાતિલ અફ્સોસ;
"જીઉસી દુઃખને ગમાઇ, મેરા જી જાનતા હૈ."

આ શબ્દની સાથેજ, ખુલ્લી બારીમાંથી પિંગલાના મુખપર મન્યુહરની દૃષ્ટિ પડી. થઈ ચૂક્યું ! લેવાઈ ગયો!! ગુરુ આગળ જે જ્ઞાનની બડાઈ મારી હતી, તે હમણાં તે ભૂલી ગયો. મુખે તે પ્રણવનો જાપ કરે છે, પણ તેના હૃદયમાં પિંગલા ઠણુઠચાટ કરી રહી છે; તેને અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પો થાય છે; તેનું આત્મજ્ઞાન શિથિલ પડતું જાય છે; કંદર્પહરને તે જૂઠો માને છે; લાવણ્યની સાક્ષાત્ મૂર્તિરૂપ પિંગળા-સમક્ષ કંદર્પહર નિર્લેપ રહ્યો હોય, તે ઉપર તે અનેક શંકાઓ કરે છે. 'ગુરુજી ભોળા છે, તેનું કપટ સમજી શકયા નથી, તેથી જ તેને શ્રેષ્ઠ કહે છે; ક્રોધ જીતવામાં જ સર્વ યોગનું ફળ છે; કામ જીતવો, એમાં કંઈ પુરુષાર્થ નથી અને જેમાં પુરુષાર્થ નથી, જેમાં ફળ નથી, તેને માટે મિથ્યા કષ્ટ સહન કરવું એનું કાંઇ કારણ નથી,' એવો તે પોતાના મનમાં નિશ્ચય કરે છે. 'કામ જીતવો એટલે સ્ત્રીનો સંગ ન કરવો એમ કંઈ નથી, પણ જે ઊર્ધ્વરેતા રહે છે તે જ ખરેખરો કામજિત્ કહેવાય છે. કામનું પરિણામ શું? રેતનું સ્ખલિત થવું, જેનું રેત સ્ખલિત થતું નથી, તે જ ખરેખરો કામજિત્ છે; તે જ ખરેખરો નૈષ્ઠિક બ્રહ્મચારી છે. શ્રીકૃષ્ણ જેવા મહાત્મા પુરુષે અનેક ગોપીઓની સાથે વિહાર કીધો હતો, છતાં તે ઊર્ધ્વરેતા ને બાળ બ્રહ્મચારી કહેવાયા છે, તેનું કારણ શું? ઊર્ધ્વરેતા! હું જો ઊર્ધ્વરેતા રહીશ તો મારું બ્રહ્મચર્ય ખંડિત થશે નહિ ને કંદર્પહરના કરતાં પણ શ્રેષ્ઠ કહેવાઇશ,' એવી ઘડભાંજ તેના મનમાં ચાલી રહી છે.

એ ત્રણ દિવસો સુધી મન્યુહરના મનમાં આવી ઘોળાઘોળ થયા કીધી. નિત્ય નિત્ય ઉત્તમ પ્રકારનો આહાર, વિલાસભવનમાં સુખ, શય્યાપર વાસ, કામોદ્દીપક પદાર્થોનું સેવન, સ્ત્રીને નીરખવાની આતુરતા, કસોટી કરવાની કામના, હૃદયમાં ઇર્ષા, એવા સંતનું સન્તપણું ઝાઝો કાળ ટકતું નથી. મન્યુહરના હૃદયમાં પિંગલાનું જ ચિંતન થતું હતું. પિંગલાને જોતાં તેનું આત્મજ્ઞાન પલાયન થતું હતું. વીર્યવર્ધક આહારે તથા અત્તર પુલેલના બહેકાટે, સુખાસનોમાં પોઢવા વગેરેથી તેના મને કામને જાગૃત કરી દીધો. મનથી તે વ્યભિચારી બન્યો. મન્યુહર મહારાજનાં ચરિત્રની સમીક્ષા કરવા માટે નિત્ય નિત્ય પિંગલા તેનું દૂરથી જ દર્શન કરીને પાછી ફરતી હતી.

કેટલાક દિવસ એમને એમ જ વહી ગયા. મન્યુહર મનમાં વિચાર કરવા લાગ્યો કે, રાંડ વળી ભાવ ખાય છે ને સતીપણું દર્શાવે છે. એક દિવસ તેણે દાસીને કહ્યું; "એ ધર્મશીલ! તું ધર્મને યથાર્થ રીતે જાણે છે? અતિથિ ઘેર પધારે ત્યારે સેવા કેમ કરવી, તે શું વીસરી ગઇ કે? ગયે વરસે અમારો ગુરુબંધુ અહીં આવીને ચાતુર્માસ ગાળી ગયો હતો, તેની તારી શેઠાણીએ સારી રીતે શુશ્રૂષા કરી હતી, તેવી જ સેવા મારી ન કરવામાં તું ને તારી શેઠાણી પાપભાગિની થાવ છો."

જેનું આત્મબળ મંદ પડવા માંડ્યું હોય છે, તેને યોગ્યાયોગ્યનો વિચાર જ થતો નથી. અખંડ આનંદરસમાં લોટનારો ને બ્રહ્મવેત્તા પદનો જિજ્ઞાસુ, વિષયોથી કંટાળેલો અને કામને જીતવાનું બીડું ઝડપી આવેલો, સ્વસ્વરૂપને ભૂલી જઇને, જેમ બાળક, ભૂખ તથા દૈહિક પીડાને ભૂલી જઇ, રમકડાં સાથે રમીને પોતાને આનંદ મળેલો માને છે, તેવી ક્રીડા કરવાને, આ ક્રોધજિત્ મન્યુહર એક સ્ત્રીના હાવભાવમાં, લટાછટામાં, ઠણુઠણુાટમાં, નાશવંત ગૌરાંગમાં લીંટ, લાળ ને મળથી ભરેલા દેહમાં, ધીમે ધીમે એવો તો લટ્ટુ બનવા માંડ્યો કે તેનું સર્વ આત્મજ્ઞાન વિનાશ પામી ગયું.

તે દાસીને અયોગ્ય પ્રાર્થના કરવા લાગ્યો અને છેવટે બોલી ઊઠ્યો કે; 'હું કંદર્પહરના કરતાં રૂપગુણમાં ઓછો નથી-અમે ગુરુબંધુ જ છિયે, તેનામાં ને મારામાં ભેદભાવ ગણુવો, એ જ્ઞાનીને યોગ્ય નથી!'

ગણિકાની દાસીઓ હંમેશાં ચતુર હોય છે. ગણિકાગૃહ જ ચતુરાઇનું સ્થાન છે. તે સંત પુરુષના હૃદયનો ભાવ દાસી સમજી ગઈ. તે બોલી, "મહારાજ! આપની ઈચ્છા પૂર્ણ થશે, આપ ગભરાવ નહિ. હું મારી બાઇને સમજાવીને આપની સેવા માટે તત્પર કરીશ!"

આ સર્વ વૃત્તાંત દાસીએ પોતાની બાઇને નિવેદન કીધો. પિંગલા ચતુર હતી. કંદર્પહરે જે જ્ઞાન તેને આપ્યું હતું. ભોગનાં ભયો સમજાવ્યાં હતાં, વિષયસુખનાં દુઃખો દર્શાવ્યાં હતાં, તેની તેને હજી સુધી વિસ્મૃતિ થઇ ન હતી. કંદર્પહરે તેને ઉપદેશ કરી, પરમાત્માનું સ્વરૂપ જાણવાને પ્રેરી હતી; આજે તેણે કંદર્પહરના ગુરુબંધુને ઉપદેશ કરવાનું પણ લીધું, તે ધીમે ધીમે મન્યુહરની પાસે વધારે ને વધારે બેસવા લાગી. વિકારી બનેલો મન્યુહર એક દિવસે બોલ્યો; 'હે પિંગલા! ઘેર આવેલા અતિથિની જે યોગ્ય પ્રકારે સેવાપૂજા કરે છે, તેને જ અખંડ આનંદ-એક રસ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. સંતોને જે પોતાનું તન મન ધન અર્પણ કરે છે, તેને જ મુક્તિ મળે છે. મારા ગુરુબંધુ કંદર્પહરે તને જે ઉપદેશ આપ્યો છે, તેનો એ જ હેતુ છે. વ્યક્તિ વ્યક્તિમાં ભેદ ગણવો, એ ક્ષુલ્લક જીવોનું કર્તવ્ય છે. સંગથી કંઇ દોષ નથી. એ સંગથી તો અનેક મહાત્માઓ તરી ગયા છે, તું પણ સત્સંગ કર અને સંત પુરુષની સેવા કરીને તેઓને તૃપ્ત કર ! તેમાં જ તારું કલ્યાણ સમાયલું છે."

ચતુર ગણિકા બોલી; "મહારાજ ! આપની સેવામાં હું તો સદાય હાજર જ છું. આપ જે આજ્ઞા કરો, તે મને માન્ય છે. કહો જોઇએ. હું આપને કઇ રીતે સંતોષ પમાડી શકું ?"

મન્યુહરે પોતાનો હૃદયભાવ પ્રકાશિત કર્યો. ગણિકાએ કહ્યું; "મહારાજ ! મારો નિયમ છે કે, સંત પુરુષોનો સમાગમ ક્ષુલ્લક પ્રાણીના જેવો હોવો જોઇએ નહિ. આપ મહાત્મા છો. હું આપની કામનાને તૃપ્ત કરીશ; તેમ આપ મારી કામનાને પણ તૃપ્ત કરો. કંદર્પહરે મારી કામનાને સંપૂર્ણ રીતે તૃપ્ત કરી હતી, તેથી હું તેની ચેલી બની છું !"

મન્યુહરે કહ્યું; "તારી કામના શી રીતે તૃપ્ત થાય ?"

ગણિકા બોલી; "આપ જેવાના સમાગમ સમયે ધારણ કરવાનું વસ્ત્ર દિવ્ય હોવું જોઇએ. મને ઘણા કાળ થયાં કામના થઈ છે કે, કામરુદેશની રાણી મત્સ્યેન્દ્રશિષ્યા સવાલાખ રૂપિયાનું અંબર પેહેરે છે, તે આપ લઇ આવો. તે પહેરીને હું આપની ઇચ્છા તૃપ્ત કરીશ ત્યારે મને સંપૂર્ણ આનંદ, સુખ ને તૃપ્તિ થશે અને હું તમને પણ આનંદ, સુખ ને તૃપ્તિ પમાડી શકીશ."

મન્યુહર બોલ્યો; "એહી ! ઇસમેં કયા બડી બીસાત હે ?" તુરત જ મહારાજ ટટાર થઈ ગયા અને પોતાનું દંડકમંડળ હાથમાં લઇ તેમણે કામરુ દેશ પ્રતિ પ્રયાણ કીધું.

અનેક પ્રકારની ઉપાધિઓ વેઠતો, કેટલેક કાળે મન્યુહર કામરુદેશમાં જઇ પહોંચ્યો. એ દેશમાં સંત પુરુષોને જવાનો પ્રતિબંધ ન હતો. પ્રણવનો જાપ જપતાં જપતાં ઋષિશિષ્ય, કામરુદેશની રાણીના દરબારમાં મહા મહેનતે જઇને ઊભો રહ્યો. તેણે રાણીને આશીર્વાદ આપ્યો ને કહ્યું; "હે ધર્મશીલ દેવિ! મારા ગુરુરાજ કંઇક કષ્ટથી પીડાય છે, તેની શાંતિનું ઔષધ તારી પાસે છે, તે તું મને આપ!"

રાણી બોલી; "હે મહારાજ! આપ આજ્ઞા કરો, તે આપવાને હું તત્પર છું. મારા આ દેહના દાનથી પણ જો આપના ગુરુનું શ્રેય થતું હોય, તો તે પણ આપીને, આપના ગુરુનું શ્રેય કરીશ!"

મન્યુહર બોલ્યો; "હે દેવિ! એટલું કંઇ મહત્વનું કાર્ય નથી. અમારા ગુરુએ ગુરુદક્ષિણામાં તારું અણમોલ વસ્ત્ર માગ્યું છે, તે તું આપ. હે વિશાળ નેત્રવાળી! એ વસ્ત્ર મારા ગુરુને આપીને હું ગુરુ ઋણમાંથી મુક્ત થઇશ ને તારું કલ્યાણ થાવ!"

તુરત જ રાણીએ પોતાનું જે અત્યંત કિંમતી વસ્ત્ર હતું તે મન્યુહરના ચરણમાં મૂકીને પ્રણામ કર્યા.

મન્યુહર, તે વસ્ત્ર લઇને ઘણો જ પરિશ્રમ વેઠતો, ચાતુર્માસની પૂર્ણાહુતિની લગભગ, ગણિકા પિંગલાને મંદિરે આવી પહોંચ્યો. મન્યુહર થોડા વખતમાં જ ફેરવાઇ ગયો હતો-તેની કાંતિ ઝાંખી પડી ગઇ હતી, તેનું ભાષણ મંદ પડી ગયું હતું. ખાધાપીધાની અવ્યવસ્થા, માર્ગનો પરિશ્રમ, દિવસના તાપમાં તથા રાતના ઠારમાં પ્રવાસ, નદીનાળાં ઉલ્લંઘવાં, ઝાડનાં ફળફળાદિપર જ નિર્વાહ કરવો, એ સર્વ સંકટથી તેનું શરીર સુકાઈ ગયું હતું-તે શરીરથી શિથિલ થઇ ગયો હતો, પણ તેની મનોવૃત્તિ શિથિલ થઈ ન હતી; તે તો વધારે જાગૃત બની હતી.

ઋષિશિષ્યને પ્રણામ કરીને પિંગલાએ, કામરુદેશની રાણીનું આપેલું અણમોલ વસ્ત્ર પોતાના હાથમાં લઇ, પ્રસન્ન મુદ્રાથી કહ્યું; "મહારાજ! આપને બહુ પરિશ્રમ પડ્યો. આ દાસીનો અલ્પ મનોરથ પૂર્ણ કરવા માટે આપ જેવા સત્પુરુષ, ધર્મના જ્ઞાતા, નીતિના તત્ત્વવેત્તાએ, જે અતિ પરિશ્રમ વેઠ્યો છે, તેનો બદલો મારાથી વાળી શકાય તેમ નથી. હે મહાત્મા! આજથી આ દેહ, ગેહ ને સર્વ સંપત્તિ આપની જ છે! આપ જેમ આજ્ઞા કરશો, તે પ્રમાણે જ હું વર્તીશ. હું તો આપની ચેલી છું! આપની સેવામાં સદા તત્પર છું."

મન્યુહરે કહ્યું; "હે સૌંદર્યની પૂતળી! જે રીતે તેં મારા ગુરુબંધુ કંદર્પહરને પ્રસન્ન કીધો છે, તે રીતે જ મને પ્રસન્ન કર એટલે હું કૃતાર્થ થયો !"

ગણિકા બોલી; "આપની ઇચ્છા કયારે હું તૃપ્ત કરું તે કહો." જેનું શરીર શિથિલ થઈ ગયું છે, જેના અંગમાં બહુ જ થોડું વિત્ત રહ્યું છે, પણ જે કામનો દાસ બની ગયો છે, તેવો–ક્રોધને પગતળે દાબનારો–મન્યુહર બોલ્યો; "હે દેવિ! હે સુભગે! આજ રાતના જ આ સંત મહાત્માની કામનાને પૂર્ણ કરીને તું કૃતાર્થ થા."

'અસ્તુ' કહીને પિંગલા ત્યાંથી વિદાય થઇ ગઇ. દાસીઓએ ઋષિશિષ્યને સારી રીતે અંઘોળ કરાવી, ઉત્તમ પ્રકારનાં ભોજનો કરાવ્યાં. થાકેલા પાકેલા ઋષિશિષ્ય તો થોડીક વાર પોઢી ગયા. સંધ્યાકાળનો સમય થયો ત્યારે મન્યુહરની પધરામણી પિંગલાના વિલાસભવનમાં કરાવવામાં આવી. મંદિરમાં ચોમેર બેહેકાટ પ્રસરી રહ્યો હતો, સૌગંધિક દીવાઓ પ્રકાશી રહ્યા હતા, સુખશય્યા છટાથી બિછાવી દીધી હતી, ઉપર દૂધના ફેણ જેવી ઊજળી ચાદર પાથરી હતી, એક સુખાસનપર મન્યુહર પિંગલાની રાહ જોતો બેઠો હતો. એવામાં કામરુદેશની રાણીનું સવા લાખ રૂપિયાની કિંમતનું અંબર પહેરીને, ઠમઠમાટ કરતી પિંગલા, ઋષિશિષ્ય સમીપ આવી ઊભી રહી. તેનું સૌન્દર્ય જોઇને મહારાજ તો લટ્ટુજી જ બની ગયા. દાસીએ લાવી મૂકેલો કઢેલ દૂધનો પ્યાલો ગણિકાએ મન્યુહરના હાથમાં આપ્યો. ગણિકાના રૂપથી છક થઇ જતા ઋષિશિષ્યે તે દૂધ પીધું. પછી સુગંધીદાર પદાર્થોથી ભરેલી પાનની બીડી લીધી. પિંગલાનું સૌંદર્ય એવું તો ઉત્તમ હતું કે, તે ઋષિશિષ્યને તેના સમાગમસુખ વિના બીજા કશામાં આનંદ લાગ્યો જ નહિ. થોડીક ક્ષણ, ગણિકા સાથે આડી તેડી વાત કરતાં, ઋષિશિષ્યે તેનો હાથ પકડીને તેને પલંગ તરફ ખેંચી, એટલે પિંગલાએ તેના હાથમાંથી પોતાના હાથને સડાક દેતો કે છોડાવી, એકદમ અંગપરનું સવા લાખનું વસ્ત્ર કાઢી નાંખીને, મળમૂત્રનો જે ખાળ હતો, તેમાં નાંખી દીધું!! યંત્રથી પ્રકટેલા દીવા ઝાંખા પડી ગયા–ઓલાઇ ગયા–માત્ર એક જ ઝાંખો દીવો બળતો જણાયો. પિંગલા એક ખૂણામાં દિગમ્બરરૂપે ઊભી રહી!

ઋષિશિષ્ય તો તે જોઇને વિસ્મિત થઇ ગયો. તે વિચારવા લાગ્યો કે, જે વસ્ત્ર માટે મેં મોટો શ્રમ કીધો, તે વસ્ત્ર મળમૂત્રના સ્થાનમાં!

તે બોલ્યો; "અરે પિંગલા! આ તેં શું કર્યું? અથાગ પરિશ્રમથી મેળવેલા અંબરને તેં ગંધાતી ગટરમાં નાખી દીધું!"

પિંગલા ધીમાશથી બોલી; "મહારાજ! અથાગ શ્રમથી પ્રાપ્ત કરેલું અમૂલ્ય તપોબળ, જેમાં મળમૂત્ર ભરેલા છે, નિત્ય જેમાંથી દુર્ગંધ નીકળ્યા કરે છે, મહિને મહિને જેમાંથી રુધિરનો પ્રવાહ વહે છે, એવાં ક્ષણિક સુખદાયક લાગતા સ્થાનમાં ફંગોટી દેવાને, આપ જેવા મહાત્મા તત્પર બન્યા છો, તેની તુલનામાં આ સવા લાખનું વસ્ત્ર તે શી બીસાતમાં? કાળના કાળ પર્યંત ગુરુસેવનના પ્રયત્નથી, અનેક પ્રકારનાં કષ્ટો વેઠીને જે આત્મજ્ઞાન આપે પ્રાપ્ત કીધું છે, તે આત્મજ્ઞાનનું ફળ જો નિર્જીવ વિષયસુખ જ હોય, તેમાં જ જો આનંદ તથા તૃપ્તિ હોય, તો અનેક પરિશ્રમે પ્રાપ્ત કરેલું આ વસ્ત્ર મને આનન્દ આપી શકે! આપના બહુ કાળના તપોબળને મુકાબલે, આપને આ વસ્ત્ર મેળવતાં પડેલો શ્રમ કંઇ જ નથી. આપ છો તો એવાં ઘણાંએ વસ્ત્રો મળશે. પણ હે દેવ! આપ એમ ધારો છો કે, આપનું ગયેલું તપોબળ પુનઃ પ્રાપ્ત થઇ શકશે? વળી આપનું યોગબળ પણ પરમ છે. ગંધાતી ગટરરૂપ આ દેહના સંગથી તે યોગબળ પુનઃ પ્રાપ્ત થાય તેમ છે? આ દેહમાં શું બળેલું છે કે, જેનાપર આપ મોહિત થયા છો ને પરમ તપને ભસ્મ કરવા તૈયાર બન્યા છો? એ અનેક પ્રકારની ગંદકીથી ભરેલું છે, અનેક પ્રકારના રોગોનું સ્થાન છે, જે દેહને આપે લાવણ્યની મૂર્તિરૂપ જોયું છે, મોહની પ્રતિમારૂપ માન્યું છે, સર્વ સુખોનું સ્થાન ગણ્યું છે, તે દેહનું શુદ્ધ સ્વરૂપ, જે સ્થિતિમાં હું ઊભી છું ને દેખાય છે, તે જ છે, એ દેહ એક કાળે બળીને ભસ્મ થનારો છે. એવા દેહ સાથેના સંગના ક્ષણિક સુખમાં આપ આપનું બહુ કાળનું સંચિત કરેલું તપોબળ તથા કષ્ટે પ્રાપ્ત કરેલું યોગબળ હોમવાને તત્પર થયા છો, તો આપે આણેલું કામરુદેશની રાણીનું વસ્ત્ર તે ઉપર હું ઓવારી નાખું છું! હે મહારાજ! આપને આ મોહ શાનો? શાનાપર થયો છે? આ મુખપર, આંખપર, નાકપર, નિતંબપર કે શાનાપર આટલો બધો મોહ થયો છે? આ સ્વરૂપ તમે જુઓ. હું એક ડાકિણી, પિશાચણી ને નરકની ખાણરૂપ વેશ્યા છું, કે જે ધીર પુરુષોનું ચિત્ત દર્શનમાત્રથી, બળ સ્પર્શમાત્રથી અને અમોઘ વીર્ય સમાગમમાત્રથી હરી લે છે.* એનાપર આપ જેવા જ્ઞાનીને મોહ! પુરુષની કાન્તિનો નાશ કરનાર, બળને હરનાર,

* दर्शनाद्धरते चित्तं स्पर्शनाद्धरते बलम्। सम्भोगाद्धरते वीर्यं नारी प्रत्यक्षराक्षसी ॥

ભ્રાંતિ ઉત્પન્ન કરનાર, સંગ પછી પશ્ચાત્તાપ કરાવનાર, માયાવી સ્ત્રીના નાશવન્ત દેહપર, સત્પુરુષોને કદી પણ મોહ થતો નથી!"

ગણિકાનાં વચનો સાંભળતાં જ ગુરુપ્રતાપે, મન્યુહરને સ્વસ્વરૂપનું ભાન થયું. એ ક્ષણે તેને એટલો બધો પશ્ચાત્તાપ થયો કે, 'આ અબળા, વળી ગણિકા, કે જેને કોઈ પણ જાતનો જ્ઞાનાધિકાર નથી, તે મને ઉપદેશ કરે છે; મારા સ્વરૂપનું મને ભાન કરાવે છે! વાહ! ખરેખર! એણે મને તારણ આપ્યું છે, દુર્ગતિના માર્ગમાં પડતાં પડતાં બચાવ્યો છે. હરિ! હરિ!' એમ માની, તુરત તે ગણિકાને પગે પડ્યો ને કહ્યું;–"હે મૈયા! મને ક્ષમા કર. કામવાસના એ ઘણીજ ખરાબ છે. ગમે તેવા જ્ઞાની મહાત્મા પુરુષને તે સતાવ્યા વિના રહેતી નથી. બળવાન્ એવો ઇન્દ્રિયગ્રામ જ્ઞાની વિદ્વાનને પણ તાણી જાય છે.* એ ગુરુદેવની વાત હું નહોતો માનતો, અને શાસ્ત્રને ગપ્પાં સમજતો હતો; પણ આજે મારી ખાત્રી થઇ છે કે, એ કથન સત્ય છે અને કંદર્પહરની શ્રેષ્ઠતા ધ્યાનમાં આવે છે. તું આ વિષયસુખના અભિલાષી અને પતનના માર્ગ ઉપર ચડેલા અલ્પ જીવની ગુરુ છે! ખરેખર તેં મને જે બોધ આપ્યો છે, તે મારા ગુરુએ આપેલા બોધ કરતાં પણ વિશેષ છે. કામ જ અજય્ય છે. તેને જે જીતે, તે જ શુદ્ધ સાધુ–સત્ય મહાત્મા છે; તે જ સર્વ માયાને તરી ગયો છે. સ્ત્રીના સૌંદર્યમાં મુગ્ધ ન થનારો જ યોગી છે; તે ખરેખરો આત્મજ્ઞાની છે. હૃદયને આશ્રિત જે જે કામના છે, તેથી જે મુક્ત છે, તે જ મુક્ત થાય છે; અને તે જ મનુષ્ય અમરત્વને પામે છે. જે સન્મતિવાળાની ભોગલાલસા મૃતપ્રાય થઈ છે, તેનું જ જીવિત આ અસાર–નિઃસાર સંસારને તરવા સમર્થ છે. હું કોણ? મારા ગુરુ કોણ? મારી સ્થિતિ શી? એ સર્વનું ભાન માત્ર એક તારા સૌન્દર્યમાં હું ભૂલી ગયો હતો; હું એક ક્ષણભરના વિષયસુખમાં લુબ્ધ બન્યો હતો: મોહને હું વશ થયો હતો; હું માયામાં જ મરી ગયો હતો. એ મોહમાંથી–માયામાંથી જે યુક્તિવડે તેં બોધ આપીને મારું તારણ કર્યું છે અને વ્રતભંગમાંથી મને બચાવ્યો છે તેથી હું ઉપકૃત થયો છું. હે મૈયા! તારી ઉત્તમ લોકમાં જ ગતિ થશે!"

મન્યુહર શાંત થયો, તેનો અહંકાર મટી ગયો, કંદર્પહરની શ્રેષ્ઠતા તે જોઈ શક્યો. પિંગલાએ વસ્ત્ર પહેરી લેતાં ઉત્તર આપ્યો કે, "મહારાજ! દોષને તો સર્વ કોઇ પાત્ર છે, પણ તેમાંથી આપ જેવા કોઈક

---

* बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ।

વિરલા જ અલ્પ સમયમાં સમજી જઈ તેનો ત્યાગ કરે છે, માટે આપને ધન્ય છે. સ્ત્રીની બાહ્ય સુંદરતા ઉપર મોહીને જે પુરુષ તેમાં ફસાય છે, તેને હજારવાર ધિક્કાર છે. તે કોઇ દિવસ પણ જ્ઞાનનો કે મોક્ષનો અધિકારી બનતો નથી. મહારાજ! આપના ગુરુબંધુ કંદર્પહરની કૃપાએ જ તમે અને હું આજે પાપકર્મથી બચ્યાં છીએ. નહિ તો વિષયલંપટ એવી જે હું, તેની એવી શી શક્તિ છે કે, તમ જેવા કામદેવસ્વરૂપી પુરુષની માગણીનો અસ્વીકાર કરે. એ માટે આપના મહાન્ ગુરુદેવનો જ ઉપકાર માનો."

એ પછી બન્ને જણાં નિવૃત્ત થયાં. ચાતુર્માસના જે દિવસો બાકી હતા તે, તેણે પૂર્ણ ઇંદ્રિયનિગ્રહથી વ્યતીત કીધા–પાપવિચારનું પ્રકટ પ્રાયશ્ચિત્ત કરવા માંડ્યું. એ દિવસથી તેણે પોતાની ચિત્તવૃત્તિનો ઉગ્ર નિરોધ કરવા માંડ્યો; આહાર વ્યવહારનો ત્યાગ કરી દીધો, ને સંયમનું પરમ પુરુષાર્થથી સેવન કરવા માંડ્યું.

પાંચ દશ દિવસોમાં ચાતુર્માસ પૂર્ણ થયો. સર્પ જેમ પોતાના અંગની કાંચળી ઉતારી નાંખી, ઉપાધિ-રાગ ને મોહથી મુક્ત થઇ, સરળતાથી વિચરે છે, તેમ પોતાના મનમાં જે વિષયસુખની લાલસાના ને અહંવૃત્તિના રજ:કણો ભરાયા હતા, તેમનો ત્યાગ કરીને, તે ગુરુના આશ્રમમાં ગયો.

મન્યુહરનું મુખ મ્લાન જોઇને ગુરુએ કંઈ પણ પ્રશ્ન કીધો નહિ, પણ તે બોલ્યો; "હે ગુરુદેવ! વાઘની બોડમાં રહેવું એ સુલભ છે, સર્પની ફેણપર નૃત્ય કરવું એ પણ સુલભ છે, પનઘટપર અનેક વિકારી સ્ત્રી પુરુષોનાં વચનો સાંભળીને તેમની અવગણના કરવી એ પણ સુલભ છે; પરંતુ માયાની પ્રતિકૃતિ, માયાવી નારીના મોહપાશમાંથી સુરક્ષિત રહેવું અને તે પણ વળી એકાંતમાં જયાં ઇંદ્રિયોને બહેકાવી મૂકે તેવાં સર્વ સાધનો છે ત્યાં, નૈષ્ઠિક બ્રહ્મચારી રહેવું-એ અતિ કઠિન કર્મ છે. કામ, ખરેખર અજય્ય જ છે; તે કોઇનાથી પણ જીતી શકાય તેવો નથી. હે ગુરુદેવ! કંદર્પહર અમારા ત્રણેનો ગુરુ છે અને પ્રણામ કરવા યોગ્ય છે!" પરમ સંતોષ પામી ગુરુદેવ મૌન જ ધરી રહ્યા.

મન્યુહરની યથાર્થ કસોટી થઇ, તેનું અભિમાન ગળી ગયું. તે શુદ્ધ કાંચનરૂપ થયો, તે જોઇને ગુરુએ તેને આશીર્વાદ આપ્યો ને છેવટે કહ્યું કે, 'હે પરમ વિવેકી શિષ્ય! આ જગતની મોહજાળમાં ફસાવાનું મુખ્ય સ્થાન કામ જ છે અને કામ જ સકળ માયાની કળાનું નિધાન

છે. જે કામને જીતે છે, તે જ જિતેન્દ્રિય છે. રણમાં મહાન્ વિજય કરનારા તથા અનેકોનો સંહાર કરનારા વિજેતા નથી, પણ એકલો, નિરાકાર, જેની પાસે કુસુમનું શસ્ત્ર છે, એવા કામનો જે પરાજય કરે છે, તે જ વિજેતા છે–તેને જ ત્રણેય લોકોને તરીને તેની પણ ઉપર જવાનો અધિકાર છે.''

આટલી કથા કહીને, હિમગિરિના મહાત્માએ સુવિચારને કહ્યું; “હે વત્સ સુવિચાર! તમે ભલે સંસારમાં જાવ! મારી આજ્ઞા છે કે, તમે સંસારમાં જઇને વિદેહમુક્ત પેરે વિચરો. સંસારમાં ઉત્તમ પુરુષોનો નાશ કરનાર, પરમાત્માની રચેલી માયાનું સાક્ષાત્ સ્વરૂપ સ્ત્રી છે, તેનાથી તમારું રક્ષણ કરવાનું સામર્થ્ય, જે જ્ઞાન મેં તમને આપ્યું છે, તેનું નિત્ય મનન તથા નિદિધ્યાસન કરવાથી જ પ્રાપ્ત થશે. પ્રિય વત્સો! તમે સંસારમાં પડી ગૃહસ્થાશ્રમ સુખરૂપે ચલાવવા માટે ડરતા હોવ તેમ લાગો છો; તેમાં માણસને આડે માર્ગે લઇ જવામાં અગણિત કારણો છે એમ માનો છો, અને ન ઇચ્છતા છતાં પણ કુમાર્ગે ચડી જઈ મનુષ્ય પાપ કરે છે તો તેમાં એને એમ બલાત્કારે કોણ દોરી જતું હશે, એવો પ્રશ્ન કર્યો છે;* અને જાણવા માગ્યું છે કે, શું એકાદ મુખ્ય એવું કારણ નહિ હોય કે જેનો નાશ કરતાં બધાનો નાશ થઇ જાય. અર્થાત્ પાપનું મૂળ શું અને તે નિવારવાના ઉપાયો જાણવાની તમારી તીવ્ર ઇચ્છા છે. તે માટે મેં તમને અત્રિ ઋષિના શિષ્યોનું દૃષ્ટાંત આપ્યું છે, તે ઉપરથી સહજ સમજી શકશો કે, સર્વ અનર્થોનું મૂળ રજોગુણના કાર્યરૂપ કામ છે;† અને એ કામ એ જ રૂપાંતરે ક્રોધ પણ છે. કારણ કે પ્રતિહત થયેલા કામનું ક્રોધ એ રૂપાંતર છે. कामात्क्रोधोऽभिजायते। એમ મનુષ્યને અવળી પ્રવૃત્તિ કરાવનાર વૃત્તિમાત્રનું બીજ કામ છે. માટે એ કામને જ મુખ્ય શત્રુ જાણો. સામાન્ય પ્રાકૃત અર્થ ઉપરાંત કામ શબ્દના રાગ, અભિલાષ, ઇચ્છા, વાસના ઇત્યાદિ અર્થો સમજવા. એ મહાશત્રુ છે, માટે દુર્જય છે. સ્વાર્થ અને પરમાર્થ સાધવા માટે એને જીતીને માર્યા વિના છૂટકો નથી, કેમકે એ મહા ભક્ષણ કરનાર કોઇ પણ પ્રકારના સાધનને તાબે ન થતાં સર્વને

* अथकेन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः। अनिच्छन्नपि वार्ष्णेय। बलादिव नियोजितः॥

† काम एष क्रोध एष रजोगुणसमुद्भवः। महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम्॥

ગળી જનાર મહાપાપી છે. એને ગમે તે કરીને જીતીને હણવો જોઈએ.* પ્રાણી માત્ર કામસહિત જ છે. વિષયોનો ઉપભોગ કરવા જતાં તે કામ ખરો જાગૃત થાય છે અને વકરી જાય છે. તે ધીમે ધીમે મનુષ્યોપર પોતાનો કબજો કરતો જાય છે, અને કદાપિ છૂટી ન શકે તેમ જામી જાય છે. એ કામ અજ્ઞાનીનો વૈરી છે; એટલું જ નહિ પણ જ્ઞાનીઓનો પણ નિત્ય વૈરી છે:† તેમનામાં પણ એ પ્રારબ્ધવશાત્ ઉદય પામે છે, ને તેમને વિષયોમાં પાડે છે. જ્ઞાનનું સ્થાન જે અંતઃકરણ, તેને એ દુષ્ટ કામ ઢાંકી નાંખે છે,‡ અને જ્ઞાનનો ઉદય એ થવા દેતો નથી, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ એ એનું અધિષ્ઠાન છે, અને તેને સાધન બનાવી આત્માને એ જ્ઞાન પામવા દેતો નથી. પણ મોહમાં નાંખી ભમાવે છે અને પાપમાં દોરી જાય છે.‖ એટલા માટે તમે પહેલાં ઇન્દ્રિયોને અંકુશમાં રાખજો અને સાથે મન બુદ્ધિ આદિને પણ નિયમમાં રાખજો, નહિ તો એકલો ઇન્દ્રિયનિગ્રહ વ્યર્થ થઇ પડશે. આ પ્રમાણે તેઓને કબજામાં રાખીને પરોક્ષ જ્ઞાન અને અપરોક્ષ જ્ઞાન ઉભયનો નાશ કરનાર આ કામરૂપી શત્રુને આત્મજ્ઞાનવડે જીતીને મારી નાંખજો.§ આત્મજ્ઞાન બુદ્ધિથી પણ પર છે, માટે આ સર્વભાસક આત્માનો આશ્રય કરી અર્થાત્ આ સર્વ આત્મમય છે એવો અપરોક્ષ સાક્ષાત્કાર કરીને કામને જીતવો, એ મનુષ્યનું કર્તવ્ય છે. આમ બુદ્ધિના નિર્વાહક-ભાસક આત્માવડે કામના સ્થાન અંતઃકરણને સ્થિર કરીને ચંચળતાથી મુક્ત કરશો તો કામને જીતશો.$ આ પ્રમાણે વર્તશો તો તમારા ગૃહસ્થાશ્રમમાં કોઈ પણ જાતનું વિઘ્ન આવશે નહિ, અને તમને બળાત્કારથી કોઇ પણ પાપ કરવાને પ્રવૃત્ત કરશે નહિ. તમારું સદા કલ્યાણ થાવ !"

આટલો ઉપદેશ કરીને મુનિ મૌન ધરી રહ્યા. યોગિરાજે તેમને સમાધિમાં બેસવાની ઇચ્છા દર્શાવી, એટલે પ્રણામ કરીને, સુવિચાર,

* जहि शत्रुं महाबाहो ! कामरूपं दुरासदम् ॥

† ज्ञानिनो नित्यवैरिणा ।

‡ आवृतं ज्ञानमेतेन ।

‖ इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते । एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥

§ तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ । । पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम्॥

$ एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना । जहि शत्रुं महाबाहो ! कामरूपं दुरासदम्॥

**પોતાની પત્ની છદ્મલિંગ સાથે, પોતાના આશ્રમ પ્રતિ ગયો; ત્યાં તે દંપતી ગુરુદેવના નિજબોધનું મનન કરવા લાગ્યાં.**

---

નિવેદન—કોટાવાસી સાધુ રામચરણદાસ મારે ઘેર ભિક્ષાર્થે એકવાર પધાર્યા હતા. આ પુસ્તક ભેટ આપતાં અને તૃતીય બિન્દુ વાંચતાં, તેમણે મને પ્રશ્ન કર્યો કે, 'કામ જીત્યો એટલે જગત્ કેમ જીતાયું ?'

મેં ઉત્તર આપ્યું કે, 'કામમાંથી સર્વ ઉપાધિઓનો જન્મ થાય છે, તેથી જો કામ જીતાયો તો ક્રોધાદિ અરિઓ પણ જીતાય છે. વળી કામને વશ થવાથી નવી નવી વાસનાઓનો સ્નેહ—સ્વાર્થ—મારું તારું—અસત્ય—અપ્રામાણિકપણું—મોહ—ક્લેશ આદિનો પણ જન્મ થાય છે. એટલા માટે, જે પુરુષ કામનો પરાજય કરે છે અને તેને જીતે છે, તે આખા જગતને એટલે સંસારને જીતવા—તરવા સમર્થ થાય છે. બીજું કામપર વિજય કરનારને આ સંસારની સર્વ વાસનાઓ બાધ કરી શકતી નથી.'

રામચરણદાસે કહ્યું કે, 'એ કથન સત્ય છે, પણ કામને જીતવાથી એના કરતાં વિશેષ પરમાર્થસાધન સધાય છે; અને તેટલા માટે કામ જીતવાનો પ્રત્યેક શાસ્ત્રકારોએ બોધ કીધો છે. રેતોનિરોધપૂર્વક જે લોક બ્રહ્મચર્યનું પાલન કરે છે, તેની અનેક લોકમાં કીર્તિ થાય છે અને રેતના નિરોધથી ઊર્ધ્વરેતા કે બ્રહ્મચર્યનિષ્ઠ રહેવાથી અને અષ્ટ પ્રકારના મૈથુનના ત્યાગથી તેઓ સંપૂર્ણ યોગી બને છે અને આકાશગમનનું સામર્થ્ય પ્રાપ્ત કરી શકે છે, અને તેઓને અણિમા આદિ અષ્ટ પ્રકારનું ઐશ્વર્ય પણ પ્રાપ્ત થાય છે. વળી તેના યોગમાં જરાએ ખામી આવતી નથી, તેની વાસનાઓ બિલકુલ ભસ્મ થઈ જાય છે, અને તેવો જીવ નવીન સ્વરૂપ ધારણ કરે છે, અને તે દ્વારા તે ત્રણ લોકોને જ નહિ, પણ ચૌદ વિશ્વોમાંના અનંત કોટિ બ્રહ્માંડોને ભેદીને અર્ચિ માર્ગે પરમાત્મામાં પ્રવેશ કરવાને અથવા તો સ્વરૂપાનુસંધાન કરવાને શક્તિમાન્ થાય છે.

કામ જીતેલો નૈષ્ઠિક બ્રહ્મચારી બીજો પણ ઉપકાર કરે છે. રેતોરૂપ ગર્ભધારી જીવ કામાસક્ત પુરુષમાં રેતરૂપથી સ્ત્રીના ગર્ભાશયમાં પ્રવેશ કરીને તે પોતે જ નૂતન જીવન—જન્મ ધારણ કરાવે છે. [કેટલાકોનું કહેવું એમ પણ છે કે, તે સ્વયમેવ જ નવો જન્મ ધારણ કરે છે.] એ નવા જન્મથી મૂળ ગર્ભ ધારણ કરાવનાર પુરુષ નવા જન્મનારા પુરુષને—જીવને આ સંસારના અનેક વમળોમાં મોકલે છે. હવે તે પુરુષ-જીવને ગર્ભસ્થિતિમાં, સંસારમાં ને મૃત્યુ ટાંણે, અને તે પછી પણ ક્રિયમાણ ભોગવાવતાં, અનેક પ્રકારનાં કષ્ટો ભોગવાવે છે. રેતરૂપે સ્ત્રીના ગર્ભાશયમાં પ્રવેશ કીધા પછી પ્રારંભમાં જ વિષ્ઠા, મૂત્રાદિની વચ્ચે સ્થિતિ કરીને એ નૂતન જીવને અત્યંત દુઃખ અનુભવવું પડે છે. મનુષ્યને મરણ સમયે કે નરકમાં પડવાથી જે દુઃખ થાય છે તેનાથી અનેકગણું વધારે દુઃખ ગર્ભકાળમાં તે જીવને થાય છે. યોનિયંત્રદ્વારા જીવનો પ્રવેશ અને છૂટકો, એ બન્ને સમયે પણ મરણકાળની પીડાથી અધિક દુઃખ જીવને થાય છે, અને માતાના ઉદરમાં નરકવાસથી પણ વિશેષ ક્લેશ થાય છે. જનનીનું

ઉદર વિષ્ઠા અને મૂત્રનું આવાસસ્થાન છે, ત્યાં પિત્ત અને રક્તથી તે ગર્ભ ઘેરાઈ જાય છે, અનેક પ્રકારના રસાદિ ધાતુઓથી વ્યાપ્ત બને છે ને કૃમિરૂપ નાગપાશના બંધનમાં પડે છે; માતાના પ્રાણવાયુદ્વારા તથા નાડીરૂપ રજ્જુઓથી ચાલનાર અને વાયુજનિત અને અગ્નિજનિત તાપથી ઉત્પન્ન થતા કષ્ટોનો અનુભવ કરનાર એ ગર્ભસ્થ જીવને અપરિમિત દુઃખ જ થાય છે. કેવળ જાતિસ્મરણવાળો યોગી જ એ કષ્ટનું સ્મરણ રાખવાને સમર્થ છે. એ દુઃખ આવું છે કે તેવું છે એમ કહી શકાય એમ નથી. તેથી જે પુરુષે પોતાના રેતને ખરેખરા બંધનમાં રાખ્યું છે, તે અનેક જન્મો પામતાં નૂતન જીવોને આ અપરિમિત કષ્ટ અને સંસારના ક્લેશથી પ્રથમ તો બચાવે છે; અને બીજું, પોતાના યોગબળથી ગર્ભધારી પુરુષ પોતાના અંગમાં રહેલા રેતને અને તેમાં રહેલા અનેક જીવોને પોતાનામાં સમાવી દઈને, તેમનું પણ પોતાના યોગબળથી જ પોતાની સાથે કલ્યાણ કરે છે. એ કેવળ પરાર્થ છે-કામને જીતનાર પરાર્થે જ સંકટ સહન કરે છે માટે જ જે કામને જીતે છે, તે જગતને નહિ પણ વિશ્વને જીતે છે, અને એટલા માટે પરમ તત્વ પ્રાપ્ત કરવાવાળા યોગી, સંત અને મહાત્માઓએ કહ્યું છે કે, કામને જીતનાર પોતાના કલ્યાણ સાથે બીજા અનેકોનું પણ કલ્યાણ કરનાર છે, અને કામને વશ કરનારની કીર્તિ બ્રહ્મલોકમાં પણ ગવાય છે, અને જ્યાં કીર્તિ ગવાય, ત્યાં તેને પ્રથમ સ્થાન મળે. તેટલા માટે જ, જે કામને જીતે છે-પછી ચાહે તો તે સ્ત્રી હો કે પુરુષ હો-તે સર્વત્ર પ્રબળ પ્રતાપી ગણાય છે. નૈષ્ઠિક બ્રહ્મચારીનો પરાર્થ તથા પરમાર્થ (પારકાને માટે જ કરા પણ લાભ વગર, સ્વયં કષ્ટ ભોગવવું ને ઉપકાર કરવો તે પરાર્થ અને પરમ એટલે મોટા લાભની આશાથી કષ્ટ વેઠી કોઈનું હિત કરવું તે પરમાર્થ) કામનારહિત છે; એટલુંજ નહિ, પરંતુ તે કામેચ્છાની તૃપ્તિના સુખનો ભોગ, સ્વદેહમાં ઉત્પન્ન થયેલા સ્વબન્ધુરૂપ જીવના કલ્યાણાર્થે સદાને માટે ત્યજી, આનંદથી કષ્ટનો સ્વીકાર કરે છે, મતલબ કે ગર્ભધારી પુરુષના રેતોદ્વારા યોનિયંત્રમાં જે નૂતન જીવ પ્રવેશ કરે છે, તેને ગર્ભસ્થાનમાંના કષ્ટના ક્લેશથી સુરક્ષિત રાખવાને વ્યાવહારિક આનંદનો ત્યાગ, કષ્ટ સહી, પ્રેમથી કરે છે, અને સ્વયના આનંદના (એ આનંદ છે તો સ્વલ્પકાલીન-પણ આનંદ છે ખરો) ભોગે તે નૂતન જીવોનું કલ્યાણ કરનારો છે. રેતોદ્વારા પ્રવેશ કરતો ગર્ભસ્થિત જીવ પ્રથમ પ્રગમ રાત્રિએ શુક્રશોણિતમિશ્ર થાય છે, સાતમી રાત્રિએ બુદ્બુદાકાર ધરે છે, પંદરમી રાત્રિએ પિત્તાકાર થાય છે અને એક માસે ગાંઠને આકારે થાય છે. ૨ બીજે માસે મસ્તક બંધાય છે; ૩ ત્રીજે માસે હાથ ને પગ, ૪ ચોથે માસે આંગળિયો, પેટ ને કેડ, ૫ પાંચમે માસે કરોડ જેને મેરુદંડ કહે છે તે અને ૬ છઠ્ઠે માસે મ્હો, નાક, કાન ને આંખ બને છે.

અત્યાર સુધી ગર્ભસ્થ જીવ સર્વ દુઃખકર અજ્ઞાનરૂપ મૂર્છામાં રહે છે, માતાને લીધે ક્ષુધાપિપાસાજનિત અને શરીરના અસામર્થ્યજનિત અનેક કષ્ટો ને ક્લેશો તે પોતે અનુભવે છે. ૭ સાતમે માસે જીવનો સંયોગ પ્રત્યક્ષ થયો હોય એમ થાય છે, ૮ આઠમે માસે સર્વાંગ પૂર્ણ રચાય છે અને ૯ નવમે માસે સમ્પૂર્ણ જ્ઞાનહેતુક પૂર્વજન્મનું સ્મરણ થાય છે ત્યારે જરાયુરૂપ પટને ભેદી, દેડકાની માફક પેટના

અંધકારમાં જ્યાં ત્યાં ચાલેહાલે છે–ફૂદકા મારે છે; પીઠ ને ગર્દનને કુંડલાકાર કરી, હાથ પગ સંકુચિત કરી, કુક્ષિસ્થાનમાં મસ્તક અફાળતો ગર્ભસ્થાનનો પરિત્યાગ કરતો કરતો, હાથ પગ ને આખા શરીરથી જનનીનું પેટ ભેદવા–ફાડવા ઉદ્યોગી બની ગર્ભસ્થ જીવ, કદી માતાના કુક્ષિભાગમાં, કદી વાંદરા પેરે હૃદયમાં ને કદી પોતાના છૂટકા માટે, યોનિયંત્રની વચ્ચે દોડ મૂકે છે. મસ્તક નીચે લટકાવે છે ને અનેક પ્રકારના ક્લેશો ભોગવે છે. છેવટે સર્પે ગ્રહેલો દેડકો જેમ અત્યંત આક્રોશ કરે છે અને અંતે સર્પમુખરૂપ યંત્રમાંથી છૂટી, સુરક્ષિત થાય છે, તેમ વાયુથી ધકેલાયેલો તે નૂતન જીવ બહાર પડે છે ત્યારે જ મહાકષ્ટમાંથી એકવાર બચે છે।

તેને ખાવાને વિષ્ઠા ને પીવાને મૂત્રનું પાણી છે, અને છૂટવાનો માર્ગ ઘણો કષ્ટદાયક છે. એ અને તે પછીના જગતમાં ભોગવવાના ક્લેશ, શોક, કંકટરૂપી હજારો ધારવાળા ચક્રમાંથી જીવને કદી પણ વીર્યને સ્ખલિત ન થવા દેનાર નૈષ્ઠિક બ્રહ્મચારી પ્રાણીને છોડવે છે અને કામને જીતેલો બ્રહ્મચારી ગર્ભધારી પુરુષને રક્ષે છે, એટલું જ નહિ, પણ પોતા સંગે તારે છે–માટે જ કામને જીતનાર પરમ શ્રેષ્ઠ છે અને કામ જીત્યો તેણે જગત્ જીત્યું—એ સત્ય ઠરે છે.

इति ॐ ।



जन्तूनां नरजन्म दुर्लभमतः पुंस्त्वं ततो विप्रता
तस्माद्वैदिकधर्ममार्गपरता विद्वत्त्वमस्मात्परम् ।
आत्मानात्मविवेचनं स्वनुभवो ब्रह्मात्मना संस्थिति-
र्मुक्तिर्नो शतकोटिजन्मसुकृतैः पुण्यैर्विना लभ्यते ॥





# તૃતીય બિન્દુ

## ધર્મજ ધર્મનું રક્ષણ કરે છે

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।
तस्माद्धर्मो न हन्तव्यो * * * *

અર્થ-ધર્મનો ત્યાગ કરવાથી તે આપણો નાશ કરે છે. ધર્મનું સંરક્ષણ કરવાથી તે આપણું સંરક્ષણ કરે છે; તેટલા માટે ધર્મનો ત્યાગ કરવો નહિ. મનુ

શ્રી ભગવાન્ સૂર્ય નારાયણ દેવ, ક્ષિતિજમાં પ્રકાશ કરીને પ્રકટ થવાની તૈયારીમાં છે; યોગીન્દ્ર મુનિ પોતાનું આહ્નિક કર્મ સમાપ્ત કરીને શિષ્યોની વાટ જોવા બેઠા છે. આકાશ નિર્મળ છે; મંદ મંદ વાયુ વાહી રહ્યો છે; નિર્દોષ પક્ષીઓ ઊડાઊડ કરી રહ્યાં છે; વન ઉપવનમાં કાળાં મૃગો નિર્ભયતાથી અવિચ્છિન્ન રીતે વિચરી રહ્યાં છે; સૃષ્ટિસૌન્દર્યલીલા એવી સુંદર વિસ્તરી રહી છે કે, ગમે તેવા અહંકારી પુરુષનો અહંકાર પણ ગળી જઇને, તે પરબ્રહ્મના તાનમાં એકતારો થવાનો પ્રયત્ન કર્યા વિના રહે નહિ.

એ સમયે સુવિચાર અને છદ્મલિંગ ગુરુદેવના આશ્રમમાં આવી પહોંચ્યા. માર્ગમાંથી આવતાં જે સૌગંધિક પુષ્પો જોવામાં આવ્યાં તે વીણી લઇને, તેમની સુંદર સુંદર માળાઓ, જે છદ્મલિંગે ગૂંથી હતી, તે, તેણે પ્રણામપૂર્વક ગુરુકંઠમાં આરોપી દીધી. પછી દંપતી, ગુરુને સાષ્ટાંગ દણ્ડવત પ્રણામ કરી, તેમની સમીપ જઈ બેઠાં. થોડીવાર ગુરુજી મૌન ધારણ કરી રહ્યા.

## જ્ઞાનીએ પણ કર્મ કરવાં

ક્ષણભર પરમાત્માનું ધ્યાન ધરી મહાત્મા બોલ્યા; "હે તાત સુવિચાર ! હે વત્સ છદ્મલિંગ ! આ અપાર દુઃખમય સંસારમાં રહી, જ્ઞાન સંપાદન કર્યા પછી પણ પરમાત્માનું જે જીવ ક્ષણભર પણ સેવન કરવાથી બહિર્મુખ થઇ, જો તે પ્રતિ તિરસ્કાર બતાવે છે, તો તે પરિણામે હમેશાંને માટે પોતાના શ્રેયમાંથી ભ્રષ્ટ થઇ, ઉત્તરોત્તર એવી તો અધમ ગતિએ પહોંચે છે કે, ત્યાંથી પુનઃ તેનો ઉદ્ધાર થતાં બહુ કાળ વ્યતીત થાય છે. આ માટે મહાત્મા પુરુષે-જ્ઞાનીએ સંસારમાં રહેતો હોય ત્યાંસુધી, ઋષિએ નિર્માણ કરેલા ધર્મો, બહુ કષ્ટથી પણ સેવવા આવશ્યક છે, તેમાં જરા પણ પ્રમાદ કરવાથી તિરસ્કાર કરવાથી, તે અતોભ્રષ્ટ ને તતોભ્રષ્ટ થઇ 'ધોબીનો બળદ નહિ ઘરનો ને નહિ ઘાટનો' તેવી ગતિને પામે છે. શ્રીપરમાત્માએ સ્વમુખે કહ્યું છે કે,

न मे पार्थास्ति कर्त्तव्यं त्रिषु लोकेषु किंचन । नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥

'હે પાર્થ! જો કે મને ત્રણે લોકોમાં કંઇ કર્તવ્ય નથી, તેમ કંઇ અપ્રાપ્ત વસ્તુ પ્રાપ્ત કરવાની નથી, છતાં હું કર્મ કરું છું.' આવું ભગવાનનું વચન છે, તેમાં મોટો મર્મ છે. જો જ્ઞાની પણ કર્મનો ત્યાગી બને તો તેનું જોઇને બીજા પણ તેમ જ શીખે. તેથી સંસારમાં રહેલા જીવે સદા જ કર્મો કરવાં. એ કર્મો નિષ્કામ બુદ્ધિથી કરવાં. નિષ્કામ બુદ્ધિએ કરેલાં કર્મો બંધન કરતાં નથી. ગમે તેવો જ્ઞાની હોય, અને જો તે સકામ બુદ્ધિએ કર્મ કરે છે, તો તે કર્મ તેને બંધનકર્તા થઇ પડે છે. પણ નિષ્કામ બુદ્ધિએ કરેલું કર્મ સદા જ્ઞાનીને નિર્લેપ જ રાખે છે. તેમ જ વળી જગતમાં રહેલો જ્ઞાની કર્મત્યાગ કરવાથી ભ્રષ્ટ પણ ઝટ થાય છે! હવે જીવને પતન કરાવનાર, સકળ કાળારૂપ માયાનો રાજા અહંકાર છે. જે જીવના મનઃપ્રદેશમાં અહંકારે વાસ કીધો હોય, તે જીવ અહંકારવશવર્તી સ્વયંસાધુ બની જઇ કર્મનો ત્યાગ કરે છે અને જે સંસારમાં કે સંસારસમીપ રહેતો હોય, તે જીવનું તો એથી અવશ્ય અશુભ થયા વગર રહેતું નથી. માટે સંસારી જીવે, કોઈ કાળે પણ, ગમે તેટલું જ્ઞાન મળ્યા છતાં, તત્ત્વશાસ્ત્રને યથાર્થ રીતે જાણ્યા છતાં, જ્યાંસુધી દેહી રહી, આ જગતમાં વ્યવહારાદિ ભોગ ભોગવવાને સજાયલો રહે છે ત્યાંસુધી, જ્ઞાનથી પ્રમત્ત થઇને, કદી પણ કર્મનો ત્યાગ કરવે

નહિ. કર્મનો ત્યાગી, ધર્મની શરમને વીસરી જઇ, પરમ પદને મેળવવાના માર્ગથી ભ્રષ્ટ થાય છે. માટે શાસ્ત્રો, સંતો, જ્ઞાનીઓ, યોગીઓ, ડંડિમ વગાડી કહે છે કે, જગતના જીવે વર્ણાશ્રમધર્મનું એક પણ પગથિયું સુખમાં કે સંકટમાં ચૂકવું નહિ; પરંતુ વર્ણાશ્રમધર્મને નિશ્ચળ મને સેવવામાં અહર્નિશ જાગૃત રહેવું. જેમ ઊંચે ચડનાર ક્ષણની ભૂલથી-જાગૃત રહેવાની ચૂકથી નીચે ગબડી પડે છે, કદાચ ખાટલો પણ સેવે છે, કદાચ તેના દેહનો નાશ થાય છે, તેમ જ ધર્મકર્મનું એક પગથિયું ચૂકવાથી ઉત્તમ સ્થાનને પામવાને પાત્ર જીવ અધોગતિનો અધિકારી બની જાય છે.

### ત્યાગી બ્રાહ્મણ

પ્રિય વત્સો ! આ અપાર સંસારના દુ:ખથી કંટાળી ગયેલો કોઈ એક બ્રાહ્મણ હતો. તે સંસારનો ત્યાગ કરી તત્ત્વજ્ઞાન સંપાદન કરવા માટે એક મુનિની સમીપ જઇને રહ્યો. કુમાર્ગગામી ને વ્યવહારમાં લચીપચી રહેલા પુરુષોના કુકર્તવ્યથી તેનું મન અત્યંત ઉદાસીન થઇ રહેલું હતું. અલપ ઝલપ (સ્વલ્પ જલ્પ) જ્ઞાનની પણ તેને ચટકી લાગી હતી ને તેથી સંસારને તે દુ:ખરૂપ ને નિ:સાર માનતો હતો. તેના મનમાં નિશ્ચય થતો હતો કે, જેઓ આ નિ:સાર સંસારમાંથી તરવાનો પ્રયત્ન કરતા નથી, તેઓ હુંમેશને માટે આવર્જન વિસર્જન-જન્મ મરણ-ના રોગી રહે છે. ઘણા સત્પુરુષોના સમાગમથી તેની ભાવનાઓ રૂડી થતી જતી હતી, પણ દૃઢ થઇ નહોતી. વૈરાગ્યના સાત પગથિયાંમાંના માત્ર ચાર પગથિયાં તે સુખરૂપ ચડી ગયો હતો. તેની વ્યાવહારિક વૃત્તિઓ, મંદ થઈ ગઇ હતી ને પૂજનઅર્ચન ધ્યાનાદિ કર્મોમાં તે પૂર્ણ બન્યો હતો. ભગવત્પરિચર્યા કરવામાં તે સદા તત્પર રહેતો હતો. તે અત્યંત પ્રેમાસક્તિથી ભગવત્પ્રાર્થના કરતાં ગદ્ગદિત થતો હતો. જ્યારે તે એકાગ્રપણે ધ્યાન ધરતો ત્યારે તેની સર્વ ઇંદ્રિયો સંયમમાં વર્તતી હતી. સંસારના સર્વ રંગનો તે ત્યાગી થયો હતો ને સર્વેશ્વર સર્વવ્યાપક સર્વાત્મા પરમાત્માને શુદ્ધ સંસ્કારી ભાવનાથી સેવતો હતો. ભક્તિજ્ઞાનમાં તેને એવી સુંદર ચટકી લાગી હતી કે, તે સર્વકાળ પરમાત્માની સેવામાં જ સ્વકલ્યાણ માનતો હતો.

### જગતની રચના

આ સ્થિતિને પ્રાપ્ત થયેલો બ્રાહ્મણ સદ્ગુરુને શરણે જઇને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવા રહ્યો. પ્રથમ તો તે પૂર્ણ ભક્તિથી સદ્ગુરુનાં ચર-

ણોનું સેવન કરતો અને પ્રસંગોપાત્ત ગુરુદેવ તેને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપતા હતા. ગુરુ કહેતા કે, 'આ દુઃખરૂપ સંસારમાંથી તારનાર અન્ય કોઇ જ નથી, માત્ર પરમ પુરુષ–પરમાનંદરૂપ પરમ પ્રતાપી અવિનાશી પરમાત્મા જ છે. તેના દર્શન–સેવનથી જ સ્વાત્મરૂપનું જ્ઞાન થાય છે. એ માટે જીવે પુરુષોત્તમનું, સુખમાં કે દુઃખમાં, જાગૃતમાં કે સ્વપ્નમાં ધ્યાન ધરવું. તેનું સેવન નિષ્કામપણે, વિષયથી મુક્ત બની કરવું. હે શિષ્ય ! હે તાત ! આ જગત્ પૂર્વે એક આત્મરૂપ જ હતું. પરમાત્માની ઇચ્છા–માયાથી આ જગત રચાયું છે.* જેમ અગ્નિ એક છે, પણ તેમાંથી અનેક તણખા ઉત્પન્ન થઇને, અનેક અગ્નિ દૃષ્ટિગોચર થાય છે,† તેમ જ પરમાત્માના એક અંશમાંથી આ સર્વ જગત્ વિસ્તાર પામ્યું છે ને તે અનેક રૂપે જણાય છે; બાકી છે તો એકનું એક જ. સર્વત્ર અદ્વિતીય જ છે; દ્વૈતનો તો ભાસ જ છે–રે ભ્રમ જ છે. પરમાત્માની ઇચ્છાનુસાર વિવેકસંપન્ન જીવની ઉત્પત્તિ કરવામાં આવી છે. એ જીવના સ્થૂલ સ્વરૂપમાં, પરમાત્માની ઇચ્છાથી, અગ્નિએ વાણીરૂપ થઇ મુખમાં, વાયુએ નાસિકામાં, આદિત્યે ચક્ષુમાં, દિશાઓએ શ્રોત્રમાં અને ઔષધિ તથા વનસ્પતિઓએ રોમ અને ત્વચામાં પ્રવેશ કીધો છે.‡ મનુષ્યનું મન ચંદ્રમા છે, મૃત્યુ એ ગુદેંદ્રિય તથા નાભિ છે. પ્રજાપતિ ઉપસ્થ ઇંદ્રિય છે ને હૃદયમાં પરમેશનો વાસ છે. એ પરમાત્માએ જીવને ભોગવવા યોગ્ય અનેક પદાર્થો નિર્માણ કર્યા છે અને તે તે પદાર્થો પરમાત્માએ નિર્માણ કરેલી ઇંદ્રિયોદ્વારા જીવ ભોગવે છે. તથાપિ એ જીવ કેવળ સાક્ષીભૂત જ છે. साक्षी चेता केवलो निर्गुणश्च। પણ તે ભૂલી જઇ, માયાએ કલ્પિત જગતને મનુષ્ય પ્રાણી સત્ય માને છે એ તેની અવિદ્યાનું આવરણ–પડળ છે. વસ્તુતાએ આ જગત્ છે જ નહિ. સર્વત્ર બ્રહ્મ જ છે. બ્રહ્મથી ભિન્ન કંઇ પણ નથી. જે જીવ બ્રહ્મના એ સત્યને જોઇ શકતો નથી, તે અંધકારવડે માયામાં લુબ્ધ થઇને મેં કર્યું મેં કર્યું એમ માની, મોહમમતામાં પડી જાય છે અને ચોરાસીના રેંટિયામાં ચક્કર ખાયા કરે છે. જે પરમાત્માએ સર્વ સર્જ્યું છે, જે સર્વનો સ્વામી છે, તે પરમાત્માની આજ્ઞા છે કે, મારું સત્ય સ્વરૂપ

* मायामात्रमिदं सर्वम् ।

† यथाग्नेः क्षुद्रा विस्फुलिङ्गा व्युच्चरन्त्येवमेवास्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे देवाः सर्वाणि भूतानि व्युच्चरन्ति ।

‡ अग्निर्वाग्भूत्वा मुखं प्राविशत् ।

જે જાણશે, તે વિષયથી મુક્ત રહેશે તથા તે જીવ મારા પ્રેમનું પાત્ર છે. જે હું ને તે એક જ છીએ એમ માને છે, તેનો સદ્ય જ મારા સ્થાનમાં વિલય થાય છે. પણ માયાના પાશમાં બંધાયલો એ જીવ, પરમેશનો આદેશ વીસરી જઇ, વિષયનો દાસ બની, બહિર્મુખ થઇ, નીચે ને નીચે જ ગબડતો જાય છે. માતાના ગર્ભમાં બીજરૂપે સ્થિત છતાં જીવ પરમાત્માનાં સ્વરૂપને જેમ જાણે છે, તેમ માયાના વાતાવરણથી વેષ્ટિત જીવ, ગર્ભમાંથી બહાર પડ્યા પછી, તેનો અલ્પ મહિમા પણ જાણી શકતો નથી; કારણ કે જે આત્મજ્ઞાનના સામર્થ્યવડે માયાનું બંધન તોડવાનો ગર્ભમાં જ તે જીવ જેવો સમર્થ હતો અને ત્યાં રહેવાથી જે આત્મજ્ઞાન ધરાવી શકતો હતો, તે જ આત્મજ્ઞાનનો, જગતના માયારૂપી વાતાવરણનો સ્પર્શ થતાં લોપ થઇ જાય છે અને તેના યોગે તે પોતાનું નિત્ય, શુદ્ધ, અપરિમિત જ્ઞાન વીસરી જાય છે. ગર્ભસ્થ જીવને જ્ઞાન છે કે, તે કેવળ પરમાત્માનો અંશી આત્મા છે; (અંશ અંશી ભાવ.) પણ જગતના વાયુનો સ્પર્શ થતાં, એ આત્મસ્વરૂપ ભૂલી જાય છે; અને જગતમાં પ્રવેશ કરતાં જ 'ઉંહાંઉંહાં' 'તુંહાંતુંહાં' એટલે હું તો અહીં આવ્યો ને તું તો ત્યાં રહ્યો, હવે મારે ને તારે શો સંબંધ ? એમ વિપરીત મતિનો થઇ, વિપરીત ગતિ ને પ્રીતિમાં પરોવાય છે. ધીમે ધીમે તે જીવ હું સુખી, હું દુઃખી, આ મારી સ્ત્રી, આ મારો પુત્ર, આ ધન, આ માન, આ મારું, આ તારું, હું મોટો, તે તુચ્છ, એમ માનીને અહંકારમાં લપેટાય છે. એમ સોપાધિકને સત્ય ને શુદ્ધ માનીને નિરુપાધિ સ્વસ્વરૂપનું તેને જ્ઞાન ન રહેવાથી, માયાની જાળમાં તે ફસાઈ જાય છે. પ્રિય વત્સ ! જે જીવમાં આ જગતના અહંકારની વાસનાનો વાયુ સંચાર કરી રહ્યો છે, તે જીવ પોતાના નિર્મળ, વાસનારહિત, નિરુપાધિક સ્વરૂપને વીસરી જાય છે, તેમાં લેશ પણ સંશય નથી. પછી શનૈઃશનૈઃ તેની પૂર્વની પ્રજ્ઞા, મેધા, દૃષ્ટિ, ધૈર્ય, મતિ, મનીષા, સ્મૃતિ, નિશ્ચય, એ સર્વનો નાશ થઇ જાય છે; અને જેમ જેમ તેનો નાશ થતો જાય છે, તેમ તેમ તે માયાના પાશમાં વધારે ને વધારે જકડાતો જાય છે. આ માયાને મારી, તેના ઉપર જે પગ મૂકે છે, તે જ જીવ સંસારના બંધનમાંથી મુક્ત થઇને, પરમ ધામનો અધિકારી બને છે. માયાને મારનાર નિર્વાસનામય સ્થિતિને પામે છે. કામના-સંકલ્પ-ભાવનારહિત નિર્વાસનામય સ્થિતિને પ્રાપ્ત થવું એ જ મોક્ષ.

## આત્મા-પરમાત્માનું સ્વરૂપ

જગતમાં રહેલા જીવને, એ મોક્ષના માર્ગમાં અવરોધ કરનારી દુષ્ટ માયા છે. માયા અનેક પ્રકારે કલેશ કરાવનારી છે. એ માયા આત્માનાં ત્રણે સ્વરૂપોને ભુલાવી દે છે. આત્માના પ્રકાર ત્રણ છેઃ– ૧ બાહ્યાત્મા એટલે પરિચ્છિન્ન શરીર, ૨ અંતરાત્મા એટલે સૂક્ષ્મ શરીર અને ૩ પરમાત્મા એટલે સર્વવ્યાપી શરીર. ૧. દસ ઇંદ્રિયોવાળું, ત્વચા, રક્ત, માંસ, નાડીઓ, અસ્થિ, મેદ, મજ્જા ને વીર્યાદિકથી ભરેલું જે આ સ્થૂલ સ્વરૂપ છે, જે જન્મે છે, સ્થિતિ કરીને આ વ્યવહારમાં વિચરે છે અને મરણ પામે છે, જે બાળ, તરુણ ને વૃદ્ધ તરીકે દેખાય છે, જે સુખ, દુઃખ, આનંદ, ઉત્સાહ, મારું તથા તારું એમ જૂદી જૂદી કળા ભોગવે છે, તે બાહ્યાત્મા છે. ૨. શુભાશુભ કર્મનો કર્ત્તા ને તેમના સુખ દુઃખનો ભોક્તા, સત્ય અને અસત્યનો વિચાર કરવાની શક્તિ ધરાવનાર સારાં નરસાં, પાપ પુણ્ય, કર્તવ્ય અકર્તવ્ય, નીતિ અનીતિ, જગત, ઈશ્વર, હું કોણ છું, કયાંથી આવ્યો છું, કેમ આવ્યો છું, એ સર્વનો વિચાર કરાવનાર જે આત્મા છે તે અંતરાત્મા છે. ૩. ચિદાત્મા સજીવ છે. તે ચિદાભાસરૂપી આત્મા, દશ ઇંદ્રિયો, પાંચ પ્રાણો ને અંતઃકરણના ચાર ધર્મોની સાથે એકતાને પામ્યો છે. એ ચિદાત્મા શુદ્ધ, અવિનાશી ને ચૈતન્ય છે. એ જ પરમાત્મા છે. તે પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિવડે ચિંતન કરનારાથી અનુભવાય છે.* એ પરમાત્મા અત્યંત સૂક્ષ્મ છે, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે અને તેથી પણ સૂક્ષ્મ છે. તે દૃશ્ય પદાર્થની માફક પ્રત્યક્ષ જણાય તેવો નથી. જે પરમાત્મા વસ્તુની સાથે તુલના કરી શકાય તેવો પરોક્ષ પણ નથી, તે ‘આના જેવો છે’ એવો પ્રત્યક્ષે નથી, તેમ તે અનુમાનનો પણ વિષય નથી, તેમ આટલો કે તેટલો પણ કહી શકાતો નથી, એ જ પરમાત્માનું સ્વરૂપ છે. તેને જન્મ નથી, જરા નથી, મૃત્યુ નથી. તે સૂકાતો નથી. બળતો નથી. કપાતો નથી, ભેદાતો નથી, છેદાતો નથી.† તે ગુણરહિત છે તેમ જ ગુણસહિત છે. તે આદ્ય દ્રષ્ટા છે, અનાદિસિદ્ધ છે, સ્વાભાવિક મલરહિત છે, નિરવયવી છે, દેશકાળવસ્તુપરિચ્છેદથી રહિત છે, સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદથી રહિત છે, અહંકારથી રહિત છે અને ઇન્દ્રિયરહિત

---

* यम-नियम-आसन-प्राणायाम प्रत्याहार-धारणा-ध्यान-समाधयोऽष्टावङ्गानि ।
पातंजलयोगदर्शन. साधनपाद सूत्र. ॥ ९२ ॥

† अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।

છતાં તે સર્વ કરી શકે છે. એ પરમાત્મા સર્વવ્યાપી, અચિંત્ય, અવર્ણ્ય, નિષ્ક્રિય, સદા પવિત્ર અને સંસ્કારરહિત છે. એ જ્યાં હોય ત્યાં ત્યમનો ત્યમ જ છે; એ વધતોએ નથી ને ઘટતોએ નથી;* એ સર્વને પ્રિયતમ છે, જેને માટે આ સર્વ પ્રિય લાગે છે;† એ આવતોએ નથી, ને જતોએ નથી; એ ભર્યોએ નથી ને ઠાલોએ નથી; એ પૂર્ણ છે; આ પણ પૂર્ણ છે; પૂર્ણમાંથી પૂર્ણ બહાર નીકળે છે, છતાં એ પૂર્ણ રહે છે–ઓછું થતું નથી, પૂર્ણમાં પૂર્ણ ઉમેરાય છે છતાં, એ પૂર્ણ રહે છે–ઘટતું નથી.‡ તે એક જ છે; તેનાથી મોટું કોઈ નથી, તેમ સમાન કે નાનું પણ કોઇ નથી, માટે તે અદ્વિતીય છે; સત્-ચિત્-આનંદ છે; એ પદ ક્ષર અક્ષરની ઉપર છે; એ પુરુષોત્તમ છે; ત્યાં હું તું નથી, કોઇ જાતની બાધા નથી, કોઇ જાતનો ભય નથી. જે જીવ બાહ્યાત્માને તથા અંતરાત્માને ભૂલી જઇ, કેવળ શુદ્ધાત્માને–ચિદાત્માને–પરમાત્માને જોવા જાણવાને પ્રયત્નશીલ છે અને તેમાં વિજય પામે છે, તે જ જીવ સંસારની નિઃસાર દુઃખરૂપ માયાને તરવા સમર્થ થાય છે. પણ સંસારી માયા ભલ ભલાને ભૂલાવી દે તેવી છે, તેની મોહિની એવી તો મોહ ઉપજાવનારી છે કે દેવ, દાનવ અને માનવ, સઘળા તેમાં ભોળવાઇને ભ્રષ્ટ થયા છે.

## માયાની શક્તિ

એ જ માયાએ, ત્રણે કાળોમાં જે 'નથી' તેને 'છે' એમ મનાવ્યું છે, જે અસત્ય છે તેને સત્ય ગણાવ્યું છે, જે વિનાશી છે–જે ગંધર્વનગર જેવું છે તેને અવિનાશી ઠસાવ્યું છે, એણે અતિ સ્થૂલથી તે રજઃકણપર્યંત સર્વમાં અનેક પ્રકારની 'સત્ય'ની ભાવનાઓ ઉત્પન્ન કીધી છે, એનું જે જીવ પૃથક્કરણ કરી શકતો નથી, તે એ માયાની શક્તિના પાશમાં એવો જકડાઈ જાય છે કે, પરિણામે તે વિવેકરહિત થઇને, તેનામાં રહેલાં સામર્થ્ય, પરાક્રમ, પ્રતાપ ને પ્રજ્ઞાથી કેવળ હણાઇ જાય છે.

**માયાની તારક ને મારક એ શકિત**

અગ્નિમધ્યે જેમ સ્વાભાવિક ગુણ દાહકશક્તિનો છે અને તે જેમ પ્રબળ છે, તેમ જ માયાની પ્રબળ શક્તિ, મોહપાશમાં તાણી જવામાં પ્રચંડ પ્રતાપી છે; પરંતુ અગ્નિમાં જેમ બીજી શ્રેષ્ઠ શક્તિ પ્રકાશ કરવાની છે, તેમ જ માયામાં પણ આત્મજ્ઞાનને માર્ગે વળવાની

---

* न वर्धते, न च अपक्षीयते ।   † आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति ।

‡ ॐ पूर्णमदः पूर्णमिदं, पूर्णात्पूर्णमुदच्यते । पूर्णस्य पूर्णमादाय, पूर्णमेवावशिष्यते २१॥

અતિ અદ્‌ભુત શક્તિ છે. અગ્નિમાં પ્રકાશ કરવાની જે શક્તિ છે, તે તેનું શુદ્ધ સ્વરૂપ છે—દાહ કરવાની તો માત્ર તેની શક્તિ જ છે. પણ જે પુરુષ અગ્નિની પ્રકાશક શક્તિનું યથાર્થ શુદ્ધ સ્વરૂપ જાણી શકે છે, તે જેમ અગ્નિથી પરમ લાભ પામે છે ને તેના દ્વારા અનેક કાર્યો સિદ્ધ કરી શકે છે, તેમ જે માયાને તેના વિશુદ્ધ સ્વરૂપમાં જોઇને તેનાપર વિજય મેળવે છે, તે જગતના નિઃસારપણાને જાણી, સર્વમાંથી દૂર થઈ, ત્યાગી બની જાય છે ને અસારને સત્વર તરી જાય છે. અગ્નિની દાહક શક્તિની છાયા જે લે છે, તે જેમ બળીને ભસ્મ થાય છે, તેમ જ માયાની પ્રાપંચિક છાયામાં જે જીવ જઇ પડે છે, તેની પણ તેવી જ ગતિ થાય છે. તે પરમાત્માના સ્વરૂપને વીસરી જઇને બાહ્યાત્માનો દાસ બને છે, ઇશ્વરે બાધક ગણેલા એવા પ્રપંચમાં લેપાઇ જાય છે ને એ પ્રપંચ-સંસારને સત્ય માનીને તેમાં તલ્લીન બની જતાં, આત્માનું સ્વરૂપ ભૂલી જઇ પોતે આત્મહત્યારો બને છે. એથી આ જીવને તરણોપાય—મોક્ષનો માર્ગ—પરબ્રહ્મધામની પ્રાપ્તિ—અચ્યુત ધામમાં પ્રવેશ કરવાની કૂંચી સ્વસ્વરૂપને ઓળખી, પરમાત્માના સ્વરૂપમાં વિલીનતા વિના અન્ય કોઈ પણ નથી.

જ્યારે જીવની સર્વ વાસના ભસ્મ થાય છે, અહંભાવનો નાશ થાય છે, કેવળ દ્રષ્ટા બની રહે છે—સાક્ષીરૂપ બનીને સંસારને જળકમળવત્ ભોગવતો, કૃષ્ણાર્પણ, શિવાર્પણ, આત્માર્પણ કર્મ કર્યો જાય છે, ત્યારે તે જીવ પરમાત્માના શુદ્ધ, નિત્ય, અવિનાશી અચિંત્ય સ્વરૂપને જાણીને, કાળાંતરે પણ અચ્યુતપદ પામી—અચ્યુત સ્વરૂપમાં ભળી જઇ, અચ્યુત જ બની શકે છે; અર્થાત્ પરમાત્માનો અનન્ય ભક્ત થઈ તદ્રૂપ જ બની, તેનામાં જ રહે છે. જીવ જ શિવ છે. જીવશિવમાં વાળના સહસ્ત્રાંશ જેટલો પણ ભેદ નથી. વળી સર્વત્ર અદ્વિતીય જ છે, અન્ય કંઇ જ નથી. હું નથી, તું નથી, સંસારે નથી ને વિશ્વે નથી. એક અખંડ અવિનાશી બ્રહ્મ જ છે—જે કાંઇ બીજું દેખાય છે, તે અજ્ઞાનનું કારણ છે. હવે જીવ માત્ર ઇશ્વરાંશ છે. ઇશ્વરમાંથી તેની ઉત્પત્તિ છે, ઈશ્વરમાં જ વિલીનતા છે.* એ વિલીનતાને પ્રાપ્ત કરવાની સ્થિતિમાં, જ્યાં સુધી જીવ મૂકાય નહિ, ત્યાં સુધી તેણે ધર્મનું ને કર્મનું સેવન કરવું જોઇએ. ધર્મ-કર્મ-વિમુખ જીવ અધોગતિને જ પામે છે. તેના

* एक एव जायते एक एव प्रलीयते ।

જ્ઞાન, જપ, તપ, ધ્યાન, દાન કંઇ પણ કામ આવતા નથી. જગતમાં રહેલો જીવ, ગમે તેવો જ્ઞાનને પામ્યો હોય, તથાપિ જ્યાં સુધી આ અનિત્ય દેહને અન્નની જરૂર છે, ત્યાં સુધી તેણે મહાત્માઓએ ઠરાવેલા ધર્મ-કર્મના નિયમનો કદી પણ ત્યાગ કરવો નહિ. ધર્મ જ પરમ બળ છે. એ ધર્મને સેવનાર જ પરમાત્માને પામવાને અધિકારી છે; માટે ધર્મનું ખન્તથી સેવન કરવું. ધર્મનું એક પણ કર્મ ચૂકવાથી, ધીમે ધીમે અનેક કર્મો ચૂકી તે જીવ કેવળ ભ્રષ્ટવાને પામે છે."

## મિથ્યા અહંબ્રહ્માસ્મિ !

તે મહાત્મા પુરુષના મુખથી આ પ્રકારનો નિત્યનો ઉપદેશ સાંભળતાં-ગુરુના ઉપદેશનો મર્મ ન સમજતાં, ક્ષુલ્લક જ્ઞાની પેરે હું જ બ્રહ્મ છું, એવો વિચાર એ જીવના હૃદયમાં ઠસી ગયો. તેને ધીમે ધીમે ભગવત્પૂજન, અર્ચન, સેવન, ધ્યાન ને ધારણા એમનો અભાવ થતો ગયો. તેના મનમાં ધીમે ધીમે એવો અહંકાર થયો કે, આપણે તો હવે પૂર્ણ પરબ્રહ્મને પામી ગયા. વાતે વાતે તેને शिवोऽहम्, शिवोऽहम्, कृष्णोऽहम्, कृष्णोऽहम्, अहं ब्रह्मास्मि, अयमात्मा ब्रह्मનો જ વિચાર થવા લાગ્યો. કોઇ સમયે તેને શંકા પડતી તો તે મહાત્માને પૂછીને સમાધાન કરી લેતો. પણ 'ઓછું પાત્ર ને અદકું ભણ્યો' તેમ દહાડે દહાડે તેને જ્ઞાનનો ગર્વ થવા લાગ્યો. એ જીવ ભણ્યો ગણ્યો તથા વિચારવાન્ છતાં અલ્પ પ્રાણી હતો. કર્મ કેમ ઇષ્ટ છે, તેનું તેને લેશ પણ જ્ઞાન ન હતું. ધર્મ જ ધર્મનું સંરક્ષણ કરે છે, તેથી તે અજ્ઞાત હતો. સ્વયંબ્રહ્મ થઈ પડેલો તે જીવ બહારથી શુદ્ધ દેખાતો હતો, પણ તેની આંતરવૃત્તિ જગતની લીલા કળાથી ધીમે ધીમે છણછણાટ કરી રહી.

વત્સ સુવિચાર ! શરીરને નીરોગી કરવામાં જેમ ઉત્તમ વૈદ્ય રોગગ્રસ્ત જીવને પ્રથમ રેચ આપીને શરીર શુદ્ધ કરે છે, પછી રોગને સ્તંભિત કરવાનું ઔષધ આપે છે, તે પછી નિર્મળ કરવાનું ને અંતે શક્તિ આવવાનું પૌષ્ટિક ઔષધ આપે છે, તેમ જ જીવને પરમાત્મપદની પ્રાપ્તિનાં ચાર સાધનો છે. ૧ પ્રથમ કર્મરૂપી રેચ લઇને શરીર શુદ્ધ કરવું જોઇએ. ૨ કર્મ કરતાં કરતાં જ્યારે તેથી ઊંચી સ્થિતિને પ્રાપ્ત થવાય ત્યારે જ ભગવત્સેવન આદિ ઉપાસના કરવાને ને તે પછી માનસિક પૂજા અર્ચા કરવાને પ્રવૃત્ત થવું જોઇએ. એ ક્રિયા તે રોગસ્તંભનક્રિયા છે. ૩ રોગસ્તંભન થયા પછી, એટલે પરમાત્માના જ્ઞાનના માર્ગપર ચઢ્યા પછી, માનસિક શક્તિ દૃઢ થયા પછી, જીવે રોગથી

નિર્મળ થવું જોઇએ. ૪ નિર્મળ થવાનો પ્રકાર તે જ્ઞાન છે અને શરીર નિર્મળ ને સુદૃઢ થવાનો માર્ગ, તે જ્ઞાનપૂર્વક પરમાત્માની અનન્ય-ભક્તિ છે. એ સ્થિતિને પ્રાપ્ત થયેલો જીવ જ अहं ब्रह्मास्मि ને शिवोऽहम् બનવ ને ભાગ્યશાળી ગણાય છે. પણ જે જીવો ક્ષુદ્ર વાસનામાં ઘણી સહેલાઈથી લપેટાઇ જાય તેવા છે, જેમનું મન મરણ પામ્યું નથી, જેમની આસપાસ માયા રસળ્યા કરે છે અને તેના પાશમાંથી મુક્ત થવાને અસમર્થ છે, એવા જીવો 'शिवोऽहम्' પદને પ્રાપ્ત થવાને અનધિકારી જ છે.

બ્રાહ્મણભાઇ તો 'शिवोऽहम्' ના તાનમાં દિનપ્રતિદિન મસ્ત થતા ગયા. દેવપૂજન, અર્ચન, ભગવદ્‌ભક્તિ આદિ તેને વૃથા ઠઠારો લાગ્યો. ઉપાસના ને માનસિક ક્રિયા પણ તેણે ત્યજી દીધી. સ્વયંબ્રહ્મ ! તેને કર્મ શું ને ધર્મ શો ? તેણે વિચાર કર્યો કે, આ આત્મા તો કેવળ દ્રષ્ટા છે, કર્મનો કરનાર અને કરાવનાર તો અન્ય જ છે. વળી पुरुष एवेदं सर्वं વિરાટ્ પુરુષરૂપ સર્વ જગત્ છે ને असंगो ह्ययं पुरुषः તે પુરુષ સંગરહિત છે. જેને સંગ જ નથી તેને ભય શો ? ભેદ શો ? હું તો કેવળ બાજીગરના પૂતળાની પેઠે તેનો પ્રેર્યો પ્રેરાઉં છું; મારે કર્મની સાથે શું લેવા છે ? ધર્મ શો કરવાનો છે ? ( इंद्रियाणीं-द्रियार्थेषु इति मत्वा ) ઇંદ્રિયો ઇંદ્રિયોના વિષયો ભોગવે, તેમાં મારે શું ? હું તો અવાક્ છું. અશ્રોત્ર છું, અપાણિપાદ છું; મને નેત્ર નથી.* મન નથી. તો પછી મને વિષયોનું મનન જ કયાંથી હોય ? એ સ્થિતિને પામેલો જે હું, તે મને કર્મની કડાકૂટ શાને માટે જોઇએ ?

પરંતુ એ મૂર્ખ બ્રાહ્મણભાઇ સમજતો ન હતો કે, કર્મેન્દ્રિયોને પ્રવૃત્તિથી વિમુખ રાખીને; મનથી કર્મેન્દ્રિયોના વિષયોનું સ્મરણ કરવું તે મૂઢાત્માનું મિથ્યાચારીપણું જ છે.† અહંકારથી પિંડને સમ્પૂર્ણ માની કર્મનો અભાવ થવો, એ પણ એક પ્રકારે મિથ્યાચારીપણું છે. પણ બ્રાહ્મણભાઇના મનમાં તો એમ જ ઠસી ગયું હતું કે, હું બ્રહ્મ છું, હું કર્તા છું, હું વિશ્વવ્યાપી છું, મારે હવે કંઈ પણ કરવાનું શેષ રહ્યું નથી. એમ માની તેણે સર્વ કર્મોનો ત્યાગ કીધો. છતાં તેના અન્નમય, પ્રાણમય, મનોમય કોષોનો ત્યાગ થયો નહિ–તેના ત્યાગ વગર તે મનથી શનૈઃશનૈઃ અકર્મી બનતો ગયો–અકર્મી થતાં અધર્મ પ્રતિ

---

*अपाणिपादो, जवनो ग्रहीता, पश्यत्यचक्षुः, स शृणोत्यकर्णः ।

†कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् । इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते

પ્રવૃત્તિના વિચાર ધસતા ગયા ! સામાન્ય જીવ-તત્ત્વપ્રાપ્તિ વગરનો જીવ અધિકાર પ્રાપ્ત થયા પૂર્વે, વેદાન્તના ઉત્તમ વિચારનું રહસ્ય સમજ્યા પૂર્વે, બ્રહ્મ થઇ બેસે તો પછી આવું જ પરિણામ આવે છે. મનુષ્યને કર્મનો ત્યાગ એ જ્ઞાન નથી, પણ ભ્રષ્ટ કરનારું નાસ્તિકપણું છે. આ બ્રહ્મબંધુને વેદાન્તનાં જ્ઞાનામૃતથી ભરપૂર સરોવરનું દર્શન પણ થયું ન હતું. તેનો સંસારપર વ્યાપેલો વૈરાગ્ય, સંસારના મિથ્યાપણાને જાણવાથી નહિ. પણ સંસારના સુખભોગના અભાવે હતો-ક્લેશથી-ખટરાગથી હતો.* તે સહેજે આવો બ્રહ્મચારી બન્યો હતો, હજી તેના હૃદયની વાસનાઓ નષ્ટ થઇ ન હતી, ઇંદ્રિયોવડે ઇંદ્રિયોને છેદવાનું-જીતવાનું તેનામાં સામર્થ્ય ન હતું; મનથી મનને ભેદવાને તે સમર્થ ન હતો, અહંવૃત્તિથી અહંકૃતિને મારવાનો તેને સ્વપ્નમાં પણ વિચાર થયો ન હતો, તો મનોનાશ-મનોલય† તો ક્યાંથી જ થાય ? કર્મનો અભાવ, એ તેની ભ્રષ્ટતાની-પતનની નિશાની હતી.

'શિષ્ય મહારાજને કર્મની કડાકૂટ ગમતી નથી ને પંડે 'શિવોઽહમ્' થઇ પડ્યા છે,' એ વિચાર ગુરુદેવના લક્ષમાં આવ્યો. પ્રસંગોપાત્ત કર્મની કેટલી આવશ્યકતા છે અને સંસારમાં રહેલો કર્મભ્રષ્ટ કેવી રીતે પતિત થાય છે, શ્રેય અને પ્રેય શું છે, તેનાં નાનઃ પ્રકારનાં દૃષ્ટાંતો આપીને તેનું સારી રીતે ભાન કરાવવાનો, ગુરુએ પુનઃ પ્રયત્ન કીધો અને છેવટે કહ્યું કે, "જેમ પાન વગર ઔષધના શબ્દમાત્રથી વ્યાધિ જતો નથી, તેમ જ અપરોક્ષ અનુભવ વગર શબ્દના માત્ર ઉચ્ચારણથી કે 'શિવોઽહમ્' 'શિવોઽહમ્' ના બકવાદથી જ્ઞાન થતું નથી, તેમ શિવરૂપે પણ થવાતું નથી. આત્મતત્ત્વનું ચિંતન કર્યા વિના કે દૃશ્યનો વિષય સાધ્યા વિના, માત્ર બ્રહ્મ શબ્દથી જ મુક્તિ મળતી હોય તો, હે તાત ! હજારો જીવો મુક્તિ પામીને પરમ ધામને પ્રાપ્ત થયા હોત. શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કે, 'હજારો જીવો મને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે. પરંતુ મારાં યથાર્થ સ્વરૂપને તો કોઇ જ જાણી શકે છે.' ‡ હે વત્સ ! જો 'શિવોઽહમ્' બનવું સહેલું હત, તો શ્રીકૃષ્ણ પરમાત્મા આ વચન વદત જ નહિ.

---

*दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् । स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥

†मनसोऽभ्युदयो नाशो मनोनाशो महोदयः । ज्ञमनो नाशमभ्येति मनोऽज्ञस्य हि शृंखला॥

‡मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये । यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥

આ વિષયમાં આંબાનું એક દૃષ્ટાંત આપું છું, તે તું લક્ષપૂર્વક સાંભળ ! આંબાના વાવનારને, વેચનારને અને ખાનારને જેમ જૂદી જૂદી ફળપ્રાપ્તિ થાય છે અને શ્રેષ્ઠ ફળની પ્રાપ્તિ તો માત્ર ખાનારને જ થાય છે, તેમ જ વિવેકી, શમદમાદિગુણસંપન્ન, અહંવૃત્તિથી રહિત, મનોનાશવાળો, નિરિચ્છ, નિર્વાસનિક નિર્મનસ્ક જીવ જ, 'शिवोऽहम्' પદનો અધિકારી છે.

**આંબાનું દૃષ્ટાંત**

આંબાના વાવનારને કેવળ ધનનો જ લાભ થાય છે-કેરી રૂપે રંગે કેવી છે તે જ તે જાણી શકે છે; વેચનારો કેવળ રૂપ જોઇ શકે છે ને સુગંધ જ લઈ શકે છે, પણ ખરો સ્વાદ તો માત્ર ખાનારો જ જાણે છે. તેમ 'अहं ब्रह्मास्मि'-'शिवोऽहम्' નો તે જ અધિકારી છે કે, જેને અંગે અંગે પરમાત્માનું સ્વરૂપ વ્યાપી રહ્યું છે; સંસારનો રસાસ્વાદ વિષતુલ્ય થયો છે; જેનો સર્વ અહંકાર નષ્ટ થયો છે અને જે વિશ્વમાં પરમાત્માને જ જોઇ રહ્યો છે. એવું સત્ય શુધ્ધ સ્વરૂપ જાણ્યા પૂર્વે, પ્રપંચને જીત્યા પૂર્વે, માયાને માર્યા પૂર્વે, વાસનાને સત્ત્વરહિત કર્યાં પૂર્વે, જીવને અંગે ધર્મ ને કર્મ ચોંટેલાં જ છે; કેમકે જ્યાં સુધી અભ્યાસયોગથી જીવની ચંચળ બુદ્ધિ વિરામ પામી નથી, ત્યાંસુધી અતદ્રૂપ બુધ્ધિ પરમેશનું દર્શન કરી શકતી નથી. પરમ પુરુષનાં દર્શન માટે સંસારી જીવે ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, બુધ્ધિ, વિદ્યા, સત્ય ને અક્રોધ એ ધર્મનાં દશ અંગોનું સેવન કરવું જરૂરનું છે.* એ કર્મ કરીને ચિત્તશુધ્ધિ કરવી; પછી કર્મજિત્ બનવું અને અન્તે સમતા, વિચાર, સાધુસમાગમ, મનોનાશ, નિર્વાસનાનો બહુ જ રૂડી રીતે અભ્યાસ કરી, ભોગેચ્છાનો ત્યાગ કરી, હૃદયગ્રન્થિને ભેદવી જોઇએ. હૃદયાશ્રિત કામનાથી સમ્પૂર્ણ મુક્ત થનાર જ પરમરૂપના દર્શનનો અધિકારી છે. આવી સ્થિતિ પ્રાપ્ત કર્યા પૂર્વે, જીવને ગમે તેવી જ્ઞાનવાળી સ્થિતિમાં પણ કર્મો કરવાનાં જ છે. જનક, યાજ્ઞવલ્કય, શ્રીરામ, વસિષ્ઠ ને શ્રીકૃષ્ણ જ્ઞાની હતા, શુદ્ધ હતા, ભેદરહિત હતા, છતાં પણ સંસારમાં રહીને કર્મો કરતા હતા. તેઓએ કર્મનો ને ધર્મનો કદી પણ લોપ કીધો નથી. શ્રી પરમાત્માએ પોતાના સખાને પણ કહ્યું છે કે-

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः । लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि॥

---

* धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः । धीर्विद्या सत्यमक्रोधं दशकं धर्मलक्षणम् ॥

'જનક જેવા વિદેહમુક્તો પણ કર્મથી જ સિદ્ધિ–મોક્ષ પામ્યા છે, તો આપણા જેવા અલ્પ જીવે તો કર્મની ક્ષણભર પણ ઉપેક્ષા કરવી નહિ.'

આ પ્રકારે ગુરુએ કર્મથી ભ્રષ્ટ થતા શિષ્યને બહુ બહુ રીતે ઉપદેશ આપ્યો, પણ તેના હૃદયમાં જરાય ચટકી લાગી નહિ. ગુરુના સમ્યક્ બોધનો તેણે ઊલટો જ અર્થ લીધો. તેની અહંકારવૃત્તિ વિશેષ પ્રદીપ્ત થવા લાગી. તે વિચારવા લાગ્યો કે, 'ગુરુજી મરતાં સુધી કર્મકડાકૂટમાં પડ્યા રહેવાના ને મને પણ હજી તેનો તે જ બોધ કરે છે. કાં ન કરે ?* તે જાણે છે કે, મારાં કર્મ છૂટી જશે તો મારા જેવો વગર પૈસાનો ચાકર ક્યાંથી મળશે ? અહોહો ! ગુરુજી પણ પાકા પંડિત છે, ને એથી જ કર્મની કડાકૂટમાં મને પડી રહેવાનો ઉપદેશ કર્યા કરે છે. હે સુવિચાર ! બોધ્યા છતાં પણ જે મનુષ્યને બોધનો રંગ લાગતો નથી,† એવા નરપશુઓ મટોડાના બાવાજી જેવા જ છે. એમને બોધ કરો કે ન કરો, બન્ને સરખું જ છે. ઉક્ત શિષ્યને કર્મની કડાકૂટ પર નિત્ય નિત્ય અભાવ વધતો ગયો, ધર્મની શરમ નાસી ગઈ 'ગુરુ કોણ ને શિષ્ય કોણ, પાપ શું ને વળી પુણ્ય શું, ભજન શાં ને ભક્તિ શી, જીવે જાદો નથી ને શિવે જૂદો નથી.' એમ દહાડે દહાડે તે નિશ્ચય કરતો ગયો. તે ધીમે ધીમે ધર્મની મર્યાદા ચૂકતો ગયો ને નીચે નીચે ગબડવા લાગ્યો. સોઽહમના માર્ગની અજ્ઞાનતા છતાં સોઽહમ બની બેઠો. નવાં નવાં બીજો તેના હૃદયમાં ઉત્પન્ન થવા માંડ્યાં. 'ગુરુજી છે તો ઠીક, પણ બડા કડાકૂટીઆ કર્મી છે. જો થોડુંક દ્રવ્ય મળે તો ગુરુજીને આપી, પછી કહું કે, હવે તમારે જોઇએ તેવાં કર્મો કર્યા કરો,' એમ તે વિચારવા લાગ્યો. અહંકારમાં તે દિનપ્રતિદિન બંધાતો ગયો. તે મોંઢે સોઽહમ કરતો હતો, પણ તેનું હૃદય વિશુદ્ધ ન હતું-તેણે મનને માર્યું ન હતું–તે નવી નવી કામના કર્યા કરતો હતો. જે જીવ કામનાવાળો છે તે સદા દેહી જ છે. કેમકે જે દેહને ને આત્માને જૂદા માને છે, તેમાં કામના બીજનું મૂળ જ ક્યાંથી હોય ? સંસારબંધનના નાશ માટે પરબ્રહ્મના ઉપાસક જીવે કામને જ નહિ, પણ સકલ કામનાને ભસ્મ કરવી જોઇએ, મનને મારવું જોઇએ, ચિત્તને ચપેટીમાં લઈ દબાયલું રાખવું જોઇએ.

* અર્જુનને પણ કર્મ, નિયત કર્મ સ્વકર્મ કરવાનો કંટાળો આવ્યો હતો અને તેથી જ તેણે પ્રશ્ન કર્યો હતો કે, तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ! ? ॥ ભગવાનને તેથી જ ૩ જો અધ્યાય અને પછીના ૧૫ અધ્યાયો કહેવા પડ્યા હતા.

† श्रुत्वाप्येनं वेद न चैव कश्चित्

એક પ્રસંગે ગુરુએ તેને કહ્યું; "હે શિષ્ય! આવતી કાલે ચાતુર્માસની પૂર્ણાહુતિ છે, તે પ્રસંગે મહાત્મા પુરુષો અહીં પધારશે તેમનું પૂજન અર્ચન કરવાને ફલફૂલો આદિકની આવશ્યક્તા છે. અહીંથી થોડેક દૂર આવેલી પર્વતની તળેટીમાં સુંદર ને મધુરાં ફળફૂલો પુષ્કળ છે, તે તું લઇ આવ. આપણે જ્યાંસુધી સંસારની માયાને સંપૂર્ણ રીતે મારવાને સમર્થ થયા નથી ને નિર્વાસનિક ભાવને પામ્યા નથી, ત્યાં સુધી ધર્મપર પ્રેમ ધરીને, આ વિધિ ચાલુ રાખવો જોઇએ. તેમાં પ્રમાદ કરવાથી આ લોક ને પરલોક બગડવાનો ભય રહે છે."

મહાત્માનું એ વચન સાંભળતાં શિષ્યને પારાવાર કષ્ટ થયું. તે મનમાં બબડવા લાગ્યો કે, 'ગુરુજીને કર્મે તો હજી સંધ્યા પૂજા ને ગુરુબંધુના પૂજનની ને અતિથિને સત્કાર ને સંતનો સમાગમ ને તેમની સેવા ને વળી પૂજાની મોટી કડાકૂટ વળગેલી જ છે. ગુરુજી આવા ઉત્તમ જ્ઞાની છતાં, હજી બાહ્યોપચારને વળગી રહ્યા છે, એ આશ્ચર્ય છે.' આવો વિચાર થયા છતાં તેના મનમાં કંઈક ગુરુ પ્રત્યે ભક્તિભાવ હોવાથી, ગુરુને પ્રણામ કરી તે ફળફૂલો આદિ લેવાને ચાલ્યો.

પર્વત ઘણો દૂર હતો, તેથી ચાલતાં ચાલતાં શિષ્ય કંટાળી ગયો. શરદૃઋતુના તાપથી લોથપોથ બની ગયો ને થાકી જવાથી તે એક વૃક્ષની નીચે બેસીને, મનમાં સંકલ્પ વિકલ્પ કરવા લાગ્યો કે, 'મારી પાસે જો થોડું ઘણું દ્રવ્યનું સાધન હોત તો ગુરુજી જે મંગાવત તે ઘેર બેઠાં આપત. પણ દ્રવ્યનાં સાંસાં હોવાથી, આખરે મધ્યાહ્ને મરવાને નીકળવું પડ્યું છે. ખરે! જગતમાં દ્રવ્ય જ શ્રેષ્ઠ છે, તે મળે તો બધીએ સેવા પૂજા થાય.'

આવા વિચારમાં ને વિચારમાં તે વૃક્ષની નીચેથી ઊઠીને આગળ ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં તે એક ઘાડા વનમાં જઈ ચઢ્યો, એ વનની મધ્યમાં રામ વિનાનો એક સુંદર આરામ (બાગ) તેની દૃષ્ટિએ પડ્યો. આસપાસ કોઈ મનુષ્ય તેની દૃષ્ટિએ ન પડવાથી, તેણે તે આરામના એક દ્વારમાં પ્રવેશ કીધો.

### અધર્મનું પ્રથમ પગથિયું—પરદ્રવ્ય હરણ

ચોમાસું તુરત જ સમાપ્ત થયેલું હોવાથી વનવૃક્ષો ને વનલતાઓ લીલીકુંજાર જણાતી હતી; બહેક બહેક મારતાં સુંદર પુષ્પો દરેક ઝાડપર શોભી રહ્યાં હતાં; ફલફૂલો આદિથી અનેક વૃક્ષો લચી રહ્યાં હતાં; પક્ષીઓ ચોમેર કલ્લોલ કરી રહ્યાં હતાં, એવા શોભાયમાન બગીચામાં

ફરતો ફરતો તે બ્રાહ્મણ મધ્યસ્થળમાં આવી પહોંચ્યો. ત્યાં ઘુમટાકૃતિની એક વિશાળ વેદીના મધ્યમાં જ્વાળા પ્રગટ થતી તેના જોવામાં આવી. તે વેદીના મધ્યમણ્ડળમાં એક કુણ્ડ હતો. તેની આસપાસ સુવર્ણની મહોરોથી ભરેલા અનેક ચરુઓ તેની દૃષ્ટિએ પડ્યા. જે હજુ આત્મરત થયો નથી, જે હજી માયાથી મુક્ત થયો નથી, જેની વાસનાઓ ક્ષીણ ગઇ નથી, જેને કર્મ કર્યા પછી તેમાં દોષ દેખાયો નથી, જેને કામ પર તિરસ્કાર થયો નથી ને વૈરાગ્યે વ્યાપ્યો નથી, છતાં જેણે સંન્યાસીનો માર્ગ ગ્રહણ કીધો છે, એવા બ્રાહ્મણભાઇના મનની વૃત્તિ, તે મહોરો જોતાં જ બદલાઇ ગઇ. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'જો આમાંથી થોડુંક દ્રવ્ય લઇ જવામાં આવે તો એનાથી ગુરુજીની કર્મની કડાકૂટ બહુ સારી રીતે પૂર્ણ કરવામાં આવે. આ મહોરોનો કોઇ સ્વામી જણાતો નથી, તેમ કોઇ રક્ષક નથી, તેથી એ લેવામાં પ્રત્યવાય પણ શો છે? ગુરુ બ્રહ્મ છે, હું બ્રહ્મ છું, મહોરો પણ બ્રહ્મ છે, બ્રહ્મની સેવા માટે બ્રહ્મ બ્રહ્મને ગ્રહણ કરે, તેમાં અધર્મ નથી ને ધર્મ નથી; પાપ નથી ને પુણ્યે નથી. તો પછી આ મહોરો લેવામાં શી અડચણ છે? બ્રહ્મ બ્રહ્મને ભલે સ્પર્શ કરે, મારે તો કંઇ લેવા દેવા નથી. કદાચ હું નહિ લઉં, તો કોઇ તો લેશે જ, તો મારે લેવામાં શો બાધ છે?' એવો વિચાર કરીને પોતાની પાસેના એક વસ્ત્રમાં ઉપાડી શકાય તેટલી મહોરોની એક ગાંસડી બાંધી પલાયન કરવાને તે તૈયાર થયો.

પણ અહીંયાં એક કૌતુક હતું. જ્યારે તે આરામમાં આવ્યો ત્યારે માર્ગ સીધો ને સરળ હતો, પણ પરદ્રવ્યનું હરણ કરીને તે જવાને તત્પર થયો ત્યારે તેની દૃષ્ટિએ એક પણ માર્ગ પડ્યો નહિ. આડો અવળો તે બહુ અથડાયો, પણ તેને સીધો માર્ગ પ્રાપ્ત થયો નહિ. એથી નિરાશ થઈને પુનઃ તે વેદીની સમીપ આવ્યો ને આસપાસ કોઇ ઠેકાણેથી સીધો માર્ગ મળી આવે એટલા માટે, દૂર દૃષ્ટિ કરવા લાગ્યો. એવામાં એ જ બાગની પૂર્વ દિશાએ આવેલા એક મંદિરપર તેની દૃષ્ટિ પડી. એ મંદિરની બારીમાંથી સીધો માર્ગ શોધવા, કાખમાં સુવર્ણમુદ્રાઓનું પોટલું લઇને, રખેને, કોઇ જુએ એવા વિચારથી ધ્રૂજતો, કાંપતો, ચોરની માફક સંતાતો ને દબાતો તે આવાસ પાસે આવી પહોંચ્યો.

એ સાત મજલાની ગગન સાથે સ્પર્શ કરતી હવેલી હતી. આસપાસ ફરીને કોઇ મનુષ્ય છે કે નહિ, તેના તેણે તપાસ કીધી, પગરવ પણ

જોયો, દ્વારપર કાને દીધા કે કોઈનો સ્વર સંભળાય છે, પરંતુ એક પણ શબ્દ એના સાંભળવામાં આવ્યો નહિ. સર્વત્ર સુનકાર હતું. તે ધીરે ધીરે દાદરપર ચડ્યો. દાદરને છેડે એક સુંદર દિવાનખાનું હતું. આ દિવાનખાનાના મધ્ય ભાગમાં એક હિંડોળો હાલતો હતો. એના ઉપર એક લાવણ્યમયી તરુણ સ્ત્રી સૂતી સૂતી હિંચકા ખાયા કરતી હતી. તેને જોતાં જ બ્રાહ્મણભાઈ ચમકીને પાછા દાદરપર ઊતર્યા. પણ તેના પગનો સંચાર સાંભળીને, કોઈ મનુષ્ય આવ્યું છે એમ જાણી, તે સ્ત્રી ઊઠીને દાદર પાસે આવી અને તેણે 'નીચે કોણ ઊતર્યું, ઉપર પધારો! આ મંદિર અતિથિઓના સત્કાર માટે જ છે,' એમ મોટેથી સાદ કીધો. પરદ્રવ્યહરણ કરેલું હતું તેથી બ્રાહ્મણભાઈ તે સ્ત્રીનો સ્વર સાંભળતાં જ, હાવરાબાવરા બની ગયા ને તેમાં તેના નિમંત્રણથી વિશેષ ગભરાયા.

પછી મન સાથે વિચારવા લાગ્યા કે, 'આ દ્રવ્ય પારકું છે, તેથી કંઈ સંકટ તો નહિ આવે'? ક્ષણભર થંભીને તે મનમાં જ બોલ્યો, 'પણ આપણે વેદાન્તીને તો પારકું ને પોતાનું કશુંએ નથી,' તથાપિ આ જગતની જાળમાં ફસાયલાં દુષ્ટ મનુષ્યો, 'મારું મારું કહીને મને કોઈ અપાયમાં નાંખે તો અત્ર મારો બેલી કોણ? હું જો નાસીશ ને એ સ્ત્રી ચોર ચોર કહીને બૂમ પાડશે તો મારી પૂરી ફજેતી થશે, પણ ઉપર જઈ એને બે શબ્દો કહી, એના મનનું સાંત્વન કરીને હું ચાલ્યો જઈશ, તો કંઈ હરકત થશે નહિ.'

આવો વિચાર કરીને દ્રવ્યની પોટલીને બગલમાં સંતાડી, ઉપર અંગવસ્ત્ર ઢાંકી, બ્રાહ્મણભાઈ માળપર આવ્યા. આવતાં જ તે સ્ત્રીએ પ્રણામ કરીને કહ્યું: 'હે બ્રહ્મદેવ! અત્ર પધારીને મને પાવન કરો! આ મંદિરને પવિત્ર કરો. અમારા અલ્પ પ્રાણીઓનું આપ સર્વસ્વ છો. આપના પધારવાથી આ દેહગેહ સર્વ પવિત્ર થશે! શું અત્ર નિર્જન જોઈને આપ પાછા ફરતા હતા? હે બ્રહ્મદેવ! આ દાસી આપની સેવામાં તત્પર છે, તેને આપ આજ્ઞા કરો. તે આપની ઇચ્છા પૂર્ણ કરશે.'

### અધર્મનું બીજું પગથીયું–પરસ્ત્રી સાથે એકાન્ત

સંસારને અસાર જાણી, મોક્ષનો માર્ગ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી તેનો ત્યાગ કરી, વનમાં વસેલા બ્રહ્મદેવે–સંન્યાસી મહારાજે અધિકાર પ્રાપ્ત થવા પૂર્વે મુખથી શિવોऽહમ્ પદ ધારણ કરી લઈ, મંગળાચરણમાં જ કર્મને કઠાકૂટ ગણી, ગુરુવચનને ખટરાગનાં ગણ્યાં ને પરદ્રવ્યને હાથ લગાડ્યો, એમ જે ઉત્તરોત્તર ધર્મ કર્મથી ભ્રષ્ટ થતો ગયો છે, તે તે

સ્ત્રીનાં નખરાં, હાવભાવ ને આદરવાળાં મધુર વચનોથી લોભાઇને દિવાનખાનામાં દાખલ થયો ને એક સુંદર આસનપર બેઠો.

ક્ષણવારમાં બ્રાહ્મણના આવવાનું કારણ જાણીને તે સ્ત્રીએ કહ્યું; 'હે બ્રહ્મદેવ! આપ જરા પણ ચિંતા કરો મા. આપની સેવાથી હું પરમ ભાગ્યવતી બનીશ. હમણાં જ મારાં મનુષ્યો આવશે, તેમની પાસેથી હું ઉત્તમ ફળફૂલો મંગાવી આપીશ, તે લઇને આપ વિદાય થજો, પણ હમણાં આપ અહીં બિરાજો. શી ઉતાવળ છે? આપને તો આવતી કાલે ફળફૂલોની જરૂર છે, તેથી આજે લઇ જશો તો તે કરમાઇ જશે-બગડી જશે.'

બ્રાહ્મણની ઇચ્છા તો જેમ બને તેમ દ્રવ્યની ગાંસડી લઇને પલાયન કરી જવાની હતી; પરંતુ તે સ્ત્રીનું મોહક રૂપ, ચિત્તવેધક શબ્દ, સંપૂર્ણ વિનય જોઇને તે મુગ્ધ જ થઇ ગયો, અને વિકારી દૃષ્ટિથી તે સ્ત્રીની સામા જોવા લાગ્યો. આ વખતે તે યુવતી એક વીંજણો લઇને, શ્રમિત થયેલા બ્રાહ્મણને દૂરથી પવન ઢાળતી હતી.

હજી બ્રાહ્મણ છેક જ ભ્રષ્ટ થયો ન હતો, તેથી તેના મનમાં વિચાર થયો કે, 'એકાંત હોય, સુંદર સ્ત્રી હોય, કે કુરૂપ હોય, તોપણ ઘણો વખત તેની પાસે બેસવું નહિ, આવી ગુરુજીની આજ્ઞા છે, તેથી હું ઊઠી જાઉં તો ઠીક.' પણ તે સ્ત્રીના હાવભાવ જોઇને ને નૂપુરોનો રણકો સાંભળીને, તે ઊઠી શક્યો નહિ.

સદ્બુદ્ધિ ઊઠવાની આજ્ઞા કરવા લાગી, ત્યારે અસદ્બુદ્ધિ ના પાડી અટકાવવા લાગી કે, શું એમ થોડીવાર બેઠાથી ભ્રષ્ટ થવાય છે? એમ મનમાં ઘોળાઘોળ ચાલી રહી. ક્ષણે ને પ્રતિક્ષણે અસદ્બુદ્ધિનું બળ વધવા લાગ્યું-કેમકે તેને સ્થાન મળી ગયું હતું. તેના મને કહ્યું; 'આ કંઇ એકાંત નથી; એનાં મનુષ્યો હમણાં જ આવી પહોંચશે, તેટલો વખત બેસવામાં જરાએ અડચણ નથી. એકાંતમાં બેસવાથી કંઇ મોટું પાપ થતું નથી-એક દિવસ ઉપવાસ કીધો તો બસ!'

મંદ મંદ મધુરો પવન આવે છે; ખણખણાટ કરતાં કંકણવાળા હાથે તે સ્ત્રી પવન ઢાળે છે; બ્રાહ્મણભાઇ તેના મુખચંદ્રને જોઇ રહ્યા છે; ક્ષણે ક્ષણે તેની સાડીનો છેડો ઊડવાથી નાભિ અને શરીરના બીજા અવયવોપર બ્રાહ્મણભાઇની દૃષ્ટિ પડે છે; તે સ્ત્રી બ્રાહ્મણની દૃષ્ટિ પડતાં મિથ્યા લજ્જા દર્શાવે છે, છતાં તેની ભ્રુકુટિની કમાનમાંથી સરર કરતું

કામબાણ છૂટે છે. તેથી બ્રાહ્મણ મોહવશ થઇને ભાન ભૂલી જાય છે;* ધીમે ધીમે ઇંદ્રિયોને આધીન થતો જાય છે; ગુરુ અને શાસ્ત્રનાં વચનો ભૂલતો જાય છે; એમ ધર્માધર્મનું જ્ઞાન નાશ પામતાં તે મનમાં વિચાર કરે છે કે, 'પરમાત્માએ સૃજેલા સર્વ પદાર્થો ભોગવવા યોગ્ય જ છે. એ ભોગવવાથી પાપ પણ નથી, તેમ ન ભોગવવાથી પુણ્ય પણ નથી.

**અજ્ઞાવાદ**

આત્મા તો નિર્લેપ છે. ઇંદ્રિયો પોતપોતાના વિષયોમાં પ્રવર્તે, તેમાં આત્માને શું લેવા દેવા? જે આત્મનિષ્ઠ છે, તેને પાપ પુણ્ય બાધ જ કરતાં નથી; ને આત્માને ભોગ સાથે કંઈ પણ લેવા દેવા નથી–ભલે ઇંદ્રિયો ઇંદ્રિયોના ભોગો ભોગવે–આવો વિચાર થતાં, આસુરી અસદ્બુદ્ધિનું વધુ જોર તેની રગેરગમાં વ્યાપી ગયું.

બ્રાહ્મણભાઈ તો એકદમ ગુરુવચનને ઠોકર મારીને ઊભો થઈ ગયો ને તે સ્ત્રીનો હાથ ઝાલીને બોલ્યો; 'આપ આ શ્રમ શા અર્થે ઉઠાવો છો? આ હિંડોળાપર બેસો!'

તે સ્ત્રીએ હાં હાં કરતાં હાથને છોડાવવાનો સહજ પ્રયત્ન કર્યો અને તે બોલી; "આ શું? આપ તો પૂર્ણ જ્ઞાની છો; તેને પરસ્ત્રીનો સ્પર્શ શો? આપ મારા અતિથિ છો, હું આપની પૂજા અર્ચા કરવાને પાત્ર છું. મારે તમારો સત્કાર કરવો જોઇએ; છતાં આપ અધર્મનો માર્ગ કેમ ગ્રહણ કરો છો? તમારે મને ધર્મોપદેશ કરવો જોઇએ; છતાં આપ અધર્મના પગથિયા ઉપર ચડો છો, તે આપને યોગ્ય નથી. પરસ્ત્રી અને પરધનને માટે આપના જેવા તપસ્વી મુનિ મહાત્માને પણ મોહ થયો, ત્યારે અમ જેવા અલ્પ પ્રાણીની તો ગતિ જ શી? ધર્મશાસ્ત્રનું વચન છે કે, સ્ત્રી માત્ર જ નરકમાં નાંખનારી છે, તેમાં પણ હું સર્વ જનની ધિક્કારપાત્ર વેશ્યા છું, વળી શૂદ્ર જાતિની છું, વળી રજસ્વલા છું, તેને સ્પર્શ કરવો, એ તો નરકમાં પડવાનું પહેલું પગથિયું છે! મહારાજ! આપ મારા હાથ છોડો ને સ્વધર્મે રહી વિવેકથી વર્તો! જો હું રજસ્વલા ન હોત, તો આપનું હમણાં જ પૂજન કરીને આપને વિદાય કરત, હવે તો આપ અપવિત્ર થયા છો, માટે સ્નાન કરીને

* सन्मार्गे तावदास्ते प्रभवति पुरुषस्तावदेवेन्द्रियाणां
लज्जां तावद्विधत्ते विनयमपि समालम्बते तावदेव ।
भ्रूचापाकृष्टमुक्ताः श्रवणपथगता नीलपक्ष्माण एते
यावल्लीलावतीनां न हृदि धृतिमुषो दृष्टिबाणाः पतन्ति ॥

શુદ્ધ થાઓ ! એટલામાં મારાં મનુષ્યો આવશે, તે આપની આગતા સ્વાગતા કરશે. આપને મારે માટે જે મોહ થયો છે, તેને માટે આપ મનમાંથી તે કુબુદ્ધિને કાઢી નાંખીને, આપના ધર્મનું યથાર્થ પાલન કરો !"

તે સ્ત્રીનાં આવાં બોધક વચનો સાંભળ્યા છતાં જેના હૃદયમાંથી વિષયવાસના નષ્ટ થઇ નથી, જે ઇન્દ્રિયોનો દાસ છે, જેણે પૂર્વાપરનો વિચાર કર્યા વિના કર્મનો ત્યાગ કર્યો છે, તેના હૃદયની વિષયવાસના જેવી ને તેવીજ પ્રબળ રહી. વિષયનું બળ જેની રગેરગમાં વ્યાપી ગયું છે, જેની ઇંદ્રિયો અત્યંત બળવાન્ છે, જેની કામનારૂપી ઘોડી ઉન્મત્તપણે ક્ષણે ક્ષણે દોડ્યા કરે છે, એવા બ્રાહ્મણભાઇના હૃદયમાં મોહે એવો તો સજ્જડ વાસ કર્યો હતો કે, તે વિષયની જાળમાં સંપૂર્ણ જકડાઈ ગયો ! જે ચિત્તને અધ વિવેક પ્રાપ્ત થયો છે ને જેને અમર-પદનો સરળ માર્ગ દેખાયો પણ નથી, તેને વિષયાસક્તિનો ત્યાગ કરતાં બહુ બહુ પરિતાપ થાય છે. થોડો કાળ તે વિષયથી દૂર રહે છે-રહે-વાનો પ્રયત્ન કરે છે ખરો, પણ ભોગ્ય વસ્તુ પ્રાપ્ત થતાં જ-તેનો સંગ થતાં, તેની શબવત્ જણાતી વાસના એટલા જોસથી કૂદકો મારી બહાર નીકળી આવે છે કે, તેના વિવેક, વિચાર, જ્ઞાન, જેમ પવનના સપાટામાં રુની પૂમડીઓ ઊડી જોતજોતામાં અદૃશ્ય થઇ જાય છે, તેવી અર્ધજ્ઞાનીની સ્થિતિ થઈ જાય છે.* આ લોકના જીવને દુઃખરૂપ સંગ છે, સંગથી કામેચ્છા થાય છે, ને કામ જીવની સર્વ સદ્બુદ્ધિનો નાશ કરે છે. આ બ્રહ્મબંધુની પણ અહુણાં તેવી જ સ્થિતિ થઈ ગઇ હતી.

તે સ્ત્રીનાં ધર્મવાળાં વચનો સાંભળ્યા છતાં, ગરમ લોઢાપર જેમ જળનો કણ ક્ષણભર પણ ટકી શકતો નથી, તેમ તે બ્રાહ્મણની દૈવી બુદ્ધિ ક્ષણભર પણ ટકી શકી નહિ. જે સ્ત્રી, તેનાં ચરણકમળ સેવવાને તત્પર હતી, તે સ્ત્રીનાં ચરણપર પડી, મૂઢ થયેલા મનુષ્યની પેઠે અતિ દીન વાણીથી તે બ્રાહ્મણ બોલ્યો; "હે દેવી ! હે સુંદરી ! હે મોહિની ! આ બળતા જળતા જીવને તમારા અંગસંગનું સુખ આપીને શાંત કરો ! હું તમારો અણમૂલે વેચાયલો દાસ છું. જો તમે મારો અનાદર કરશો તો તમે જેને અતિથિ માનો છો એવા, અને વળી બ્રાહ્મણ,

* ભગવાને ગાફલ રહેનાર ખારવાનાં વહાણનો ઉલ્લેખ કર્યો છે.

इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते । तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥

વળી તપસ્વી, તેના પ્રાણ ક્ષણમાં ચાલ્યા જશે, તમને બ્રહ્મહત્યા ચોટશે ને મહાપાતક લાગશે ! તમે મારા પ્રાણનું રક્ષણ કરો !"

બ્રાહ્મણની અવિનયી વાણી સાંભળીને, તે વેશ્યા-જે છદ્મવેશે બ્રાહ્મણને છળવાને અહુણાં જ કટિબદ્ધ થઇ હતી, તે પણ કામાધીન થઈ ગયેલી જણાઇ. "બ્રહ્મહત્યા ! એ મહાપાતક છે ? પણ બ્રહ્મદેવ ! પરસ્ત્રીગમન તેથી પણ વધારે મોટું પાતક છે એમ શાસ્ત્ર કહે છે !" એમ તેણે કટાક્ષ કીધો.

ત્યારે બ્રાહ્મણભાઇ બોલ્યા; "એ તો ગપાટા છે શાસ્ત્રના."

તે છદ્માએ કહ્યું; "ત્યારે બ્રહ્મહત્યાનું પાતક પણ ગપાટા જ છે શાસ્ત્રના ! પણ હશે, એ શાસ્ત્રબાસ્ત્રનું અમારે શું કામ છે ? અતિથિનો સત્કાર કરવો, એ અમારો ધર્મ છે !" એમ બોલી, હસતે મુખડે તે બ્રાહ્મણનો હાથ પકડીને તેણે પોતાની સંગે હિંડોળાપર બેસાર્યો.

બન્ને જણાં એકબીજાના ગળાપર હાથ નાંખીને બેઠાં અને જે મુખે ભગવાનનાં ચરણકમળનાં પ્રક્ષાલનનું અમૃતપાન કરતો હતો, તે મુખે શૂદ્ર જાતિની વેશ્યા અને રજસ્વલાના અધરામૃતનું તે પાન કરવા લાગ્યો.

અન્યોન્ય એક બીજાના અંગપર હાથ નાંખીને બેઠાં છે, બ્રાહ્મણ આતુર થઇ ગયો છે, તેને લેશમાત્ર પણ ધર્માધર્મનો વિચાર જ રહ્યો નહિ; તે મૃગનયનાના કેશકલાપને પકડીને પોતાના મુખ સમીપ લાવવાનો પ્રયત્ન કરે છે, અને હાવરોબાવરો બની, પશુવત્ ક્રીડા કરવા મંડ્યો છે. તે જોઇને વેશ્યા બોલી; "મહારાજ ! આપ જરાક તો વિવેક રાખો. તપસ્વીઓનો આ ધર્મ ગણાય નહિ. આ તો ક્ષુલ્લક પ્રાણીની રીતિ છે."

વનવાસી બ્રાહ્મણે કહ્યું; "હે સુંદરિ ! આ બળતાને બાળો નહિ અને મરતાને મારો નહિ, હું તો આપનો દાસ છું. આ મરતા જીવને આપના અધરામૃતનું પાન કરાવીને અમર કરો ! આપ જે જે આજ્ઞા કરશો, તે તે બજાવવાને આ દાસ તત્પર છે."

તે સ્ત્રી બોલી; "મહારાજ ! લગાર ધીરા પડો ! રતિવિલાસ રમવામાં તેનાં સર્વ સાહિત્યો પાસે ન હોય તો ગંમત પડતી નથી. આ વખત તો એક મદ્યનો પ્યાલો લીધો હોય તો પછી રંગ જામે !"

### અધર્મનું ત્રીજું પગથીયું-મદ્ય-માંસનું સેવન

તુરત જ તે સ્ત્રીએ પેલા બ્રાહ્મણને સુવર્ણનો પ્યાલો આપીને કહ્યું; "હે બ્રહ્મદેવ ! જો આપની ઈચ્છા હોય તો આપ આ પડોશમાં આવેલી

કલાલની દુકાનપર પધારો. ત્યાંનો મનુષ્ય, મારું નામ દેશો કે ઉત્તમ મદ્ય આપશે, તે લઇ આવો. દુકાન કંઇ ઘણી દૂર નથી! પૂર્વ દિશામાં સીધા ચાલ્યા જાઓ, નાકાપર જ દુકાન છે,"

બ્રાહ્મણ પ્રથમ તો શંકામાં પડ્યો, પણ વળી તેને વિચાર થયો કે, 'મદ્ય લાવવામાં શી હરકત છે! ચાલો, લઇ આવીએ. હાથ અપવિત્ર થશે તો બે વાર માટીથી ધોઈ નાંખીશુ,' આમ વિચાર કરતો તે કલાલની દુકાન તરફ ચાલ્યો. આશરે એક કોશ ચાલ્યો ત્યારે દુકાનપર પહોંચ્યો.

ત્યાં વળી નવી જ લીલા હતી. એક કાળો કોલસા જેવો બિહામણો મનુષ્ય દુકાનપર બેઠો હતો. તેના મુખમાંથી ને નાકમાંથી લાળ ને લીંટ પડ્યા કરતાં હતાં. તેની પાસે ભાઈશ્રીની પધરામણી થતાં તે ડોળા ફાડીને બ્રહ્મદેવની સામા ટગરટગર પાંચ દશ ક્ષણ જોઈ જ રહ્યો. પછી તેણે કહ્યું, "અરે ઓ હરામખોર! મોટા લુચ્ચા! અહીં શા માટે આવ્યો છે? આ કંઇ બ્રહ્મશાળા કે વેદશાળા નથી કે, તું અહીં ભણવા આવ્યો હોય! આ તો મધુની દુકાન છે, તારે પીવું હોય તો આ પાત્રમાંથી જોઇએ તેટલું મધુ લે ને ૐકાર ભણ!"

બ્રાહ્મણે વિવેકથી તે અનાર્યને કહ્યું; "અરે ભાઈ! મારી શેઠાણીને ઉત્તમ મદ્ય જોઇએ છે તે આપ!"

પેલા અનાર્ય પુરુષે કહ્યું; "પાત્ર ભરાય એટલા સુવર્ણ વગર ઉત્તમ મદ્ય મળી શકશે નહિ."

બ્રાહ્મણે વિચાર કર્યો કે, "આ તો દુઃખ આવી પડ્યું. ચૌર્યવૃત્તિથી મેળવેલું આ ધન પણ હરાઈ જશે એમ લાગે છે! પણ ફીકર નહિ, વેદીપર પુષ્કળ ધન છે, તેમાંથી બીજું લાઇશું તો કોણ પૂછનાર છે? ત્યાં ધનના ક્યાં તોટા છે? ત્યાં તો તેના ચરુઓના ચરુઓ ભરેલા છે!" પછી પોતાની પોટલી છોડીને તે અનાર્ય પુરુષને તેની ઇચ્છા પ્રમાણે ધન આપી, ઉત્તમ મદ્ય લઇને, તે નવયૌવનાની સમીપ શ્વાસભેર હાજર થયો.

બ્રાહ્મણને એકે શ્વાસે આવતો જોઇને તે બોલી; "હે મહારાજ! આપને બહુ શ્રમ પડ્યો! આ દાસીની સેવા કરતાં આપને જે શ્રમ પડે છે, તે માટે ક્ષમા કરશો!" આમ કહી પ્રેમથી તેનો થરથરતો હાથ પકડી, પાસે બેસાડી, મદ્યનો કટોરો લઇ નજીકના ચૌરંગપર મૂકીને, જાણે કંઇ બીજી સ્મૃતિ થઇ આવી હોય તેમ, હોઠ ઉપર આંગળી મૂકીને તે ઊભી રહી.

તે જોઇ અહંબ્રહ્માસ્મિ બની ગયેલા બ્રાહ્મણભાઇએ પૂછયું; "કેમ શો વિચાર કરો છો ?"

તે સ્ત્રી બોલી; "એકલા મદ્યથી જ કંઇ ખરેખરી મોજ પડવાની નથી; તેની સાથે માંસ પણ જોઇએ. પણ હવે આપને શ્રમ આપતાં મને લજ્જા આવે છે, તેથી માંસને માટે શું કરવું, તેના વિચારમાં હું પડી ગઇ છું. આપ કૃપા કરશો ?"

બ્રાહ્મણભાઇ પુનઃ વિચારમાં પડી ગયા. મદ્ય લાવતાં તો માંસ કપાળે ચોંટયું ! તેને વિચારમાં પડેલો જોઇ તે સ્ત્રી ભ્રૂકુટિ બાણ ચલાવીને એવા તો નખરાંથી બોલી કે, બ્રાહ્મણભાઇ તો શિથિલ જ બની ગયા. તે બોલી, "પ્રિય પ્રાણનાથ ! આપને શુ શંકા થાય છે ? આપ કહો ! આપ કેમ વિચારમાં પડી ગયા છો ? જો આપને શંકા થતી હોય તો આપ જતા નહિ. હું એના વગર ચલાવી લઇશ. આપ યત્કિંચિત્ પણ મારે માટે ખેદ કરતા નહિ. ના, ના, બેસો, મારા પ્રાણના સમ, આપને એ કાર્ય કરવાને માટે કહ્યું તેને માટે મને મોટો ખેદ થાય છે."

બ્રાહ્મણ બોલ્યો; "ના રે, એનું તો કંઇ નહિ, પણ માંસ વેચનારની દુકાન કયાં છે, તેની મને ખબર ન હોવાથી, તેના વિચારમાં હું પડી ગયો છું. આપના સર્વ મનોરથો પૂર્ણ કરવા માટે આ દાસને જરા પણ મહેનત પડે એમ તમે માનશો નહિ; આપની સેવામાં હું સદા તત્પર જ છું."

તે ચંદ્રવદની બોલી; "મહારાજ ! તમે જયાંથી મદ્ય લઇ આવ્યાં, તેની પડોશમાં જ માંસ વેચનારાની દુકાન છે. જો મારા મનુષ્યો હાજર હત, તો તમને જરા પણ મહેનત આપત નહિ. પણ શું કરું ? ચાકરો તે ચાકરો, ગયા છે તે પાછા મુવા જ નથી. પણ માંસની દુકાનમાંથી તૈયાર કરેલું માંસ લઈ આવતાં આપને કંઇ પણ મહેનત પડશે નહિ; મારું નામ દેશો કે ઉત્તમ માંસ મળશે."

તુરત જ બ્રાહ્મણભાઇ માંસ લેવાને ચાલ્યા. कामातुराणां न भयं न लज्जा। કામાતુર થયેલા બ્રાહ્મણને આસપાસનું કશુંએ ભાન રહ્યું નહિ. તેને વિચારે થયો નહિ, 'કે હું આવ્યો ત્યારે કોઈ સ્થળે ગામ કે માણસ જોવામાં આવ્યું ન હતું, અને અહીંયાં તો જુદી જ લીલા જોવામાં આવે છે તેનું કારણ શું ?' કામાન્ધ મનુષ્યને મધ્યાહ્ન પણ મધ્યરાત્રિ થઇ પડે છે. પૂર્વ પેરે પુષ્કળ ધન આપોને પવનપાવડી પેરે તે બ્રાહ્મણ ચાંડાળની દુકાનેથી માંસ

લઇ આવ્યો. જે અધર્મના માર્ગ ઉપર પ્રથમ પગલું મૂક્યું હતું, કર્મનો ત્યાગ કીધો હતો, ને બ્રહ્મ બની પરદ્રવ્ય લઇ પાપ વહોર્યું હતું, તે દ્રવ્ય અહુણા ખલાસ થઇ ગયું !

અધર્મનું ચોથું પગથીયું-પશુહત્યા

માંસ વેચનારની દુકાનમાં બે ચાર ખળ પુરુષો બેઠા હતા. તેઓએ તે બ્રાહ્મણની પાસેથી વધેલું ધન પડાવી લીધું એટલું જ નહિ, પરંતુ માંસ વેચનારાએ જણાવ્યું કે, "ઉત્તમ ને તાજું માંસ તારે જોઇતું હોય તો પાસેના વાડામાં મૃગલાં, સસલાં, બકરાં બાંધ્યાં છે, તેમાંથી એકને મારીને માંસ લઇ આવે તો હું તને તે પકાવીને સ્વાદિષ્ઠ કરી આપીશ. જે બાઇને માટે તું માંસ લેવા આવ્યો છે, તે તો ઘણું જ ઉત્તમ પ્રતિનું ને સ્વાદિષ્ઠ માંસ ખાનારી છે. તેને સાધારણ માંસ ચાલશે નહિ, મારી પાસે જે માંસ છે તે વાસી છે, તે લઇ જશે તો તારી બાઈ અપ્રસન્ન થશેઃ લે આ ખડ્ગ ને જા વાડામાં." એમ કહેતાંની સાથે જ તેના હાથમાં એક ધારદાર ખડ્ગ આપીને બ્રહ્મદેવને પશુના વાડા તરફ મોકલ્યો.

કામાંધ થયેલો તે બ્રાહ્મણ આ મહાપાપ કરતાં પ્રથમ તો થરથર્યો. તેને એમ પણ લાગ્યું કે, અહીંથી નાસી છૂટું પણ તે જ ક્ષણે તેની સામા તે મોહિનીરૂપ અબળાની મૂર્તિ, સબળા કે ખરી બલા ખડી થઇ ગઈ. તેનાં નેત્રો, કટાક્ષો ને તેનાં લાવણ્યનું સ્મરણ થયું કે, તે પોતાના સદ્‌વિચારને વીસરી ગયો, ભાનને ભૂલી ગયો ને ધર્મને ચૂકી ગયો. સુંદર સ્ત્રી, પુષ્કળ ધન, તેની દૃષ્ટિ સમીપ તરવરી રહ્યું. આંખ મીચીને તેણે ચાંડાળ કર્મ શરુ કર્યું. એક ઉત્તમ પશુને મારી નાખીને તેની ચામડી તેણે ઉતરડી કાઢી; અને તે જે હાથમાં ભગવત્‌પૂજનનું સાહિત્ય ધરતો હતો, તે હાથમાં મરેલાં પશુને લઈ, કરાળ કાળ જેવો વિકરાળ બનીને, માંસ વેચનારની દુકાનમાં આવીને ઊભો રહ્યો. ઉત્તમ યુક્તિથી તે માંસને પકાવીને, માંસ વેચનારાએ તેનું પાત્ર ભરી આપ્યું. તે લઇને બ્રહ્મ જેવો બ્રાહ્મણ, જાણે તેના મુખ ઉપર મેશ ચોપડેલી હોય તેવો વેશ ધરી, પસીને ગરકાવ થઈ, તે વેશ્યાની સમીપ આવીને ફરી ઊભો રહ્યો.

મહાઘોર પાતક કર્યાં છતાં તેના મનમાં આમોદ પ્રમોદ થતો હતો. તે સ્ત્રીને જોતાં તેના મનમાંથી ખેદ ને ગુરુવચનનું સ્મરણ તો પલાયન કરી ગયાં હતાં, ધર્મનો ભય જતો રહ્યો હતો. તે માનતો હતો કે, 'મારાં

આ કૃત્યથી તે સ્ત્રી બહુ જ પ્રસન્ન થશે અને તેના ઉપર મારો અવિચ્છિન્ન પ્રેમ છે, એમ તે માનશે.' બ્રાહ્મણભાઇની આવવાની રાહ જોતી તે શૂદ્ર સ્ત્રી હિંડોળાખાટ ઉપર ઝૂલતી હતી. દાદરે ચડતા બ્રાહ્મણના પગનો સંચાર સાંભળીને તે કુટિલ કામિનીએ ઢોંગ આરમ્ભ્યો. તે સ્વયં બોલતી હોય તેમ બોલવા લાગી; "રે રે! મેં પાપિણીએ એ મહાત્મા પુરુષને આવું અધમ કામ કેમ સોંપ્યું? મારા જેવી નિર્દય તે કોણ હશે? તે ચાલ્યા તો ગયા નહિ હોય? મારો તિરસ્કાર તો કીધો નહિ હોય?" આવા ઢોંગમાં તેની છાતીપરનો છેડો ખસી ગયો; વેણીની લટ છૂટીને તેના ગાલપર સરી પડી; નાજુક ગોરા ગાલપર અશ્રુનાં બિન્દુઓ વહેવાનાં ચિહ્નો જણાયાં. તે પૂતળી જેવી સ્થિર થઇને બેસી રહી.

આવી તેની મધુરી મુરત જોઈ, બ્રાહ્મણભાઇ તેની મોહજાળમાં સમ્પૂર્ણ ફસાઇ પડ્યા. છેવટે તે સ્ત્રી બોલી, "હે પ્રાણનાથ! તમે ક્યાં ગયા છો?"

તેવો જ તે બ્રાહ્મણ ધસારા ભેર તે સુંદરીની પાસે જઇને બોલ્યો; "હે સુંદરી! ગભરા નહિ! अयं स ते तिष्ठति सङ्गमोत्सुकः–તારા સંગ માટે ઉત્સુક બનેલો આ તારો દાસ તારી તહેનાતમાં જ ખડો છે!" તેને અચાનક જોતાં જ તે સ્ત્રીએ એકદમ મુગ્ધભાવ કરી શરમાઇ જવાનો ઢોંગ કર્યો.

બ્રાહ્મણે માંસનું પાત્ર તેને સોંપ્યું. તે એક ઊંચા ચવરંગપર મૂકીને તે નવયૌવના, બ્રાહ્મણનાં ચરણો તળાસવા બેસી ગઇ અને બોલીઃ "આપને બહુ શ્રમ પડ્યો! આપ પૂજ્યપાદને બહુ શ્રમ પડ્યો!"

બ્રાહ્મણે પગપરથી તેનો હાથ ખસેડીને કહ્યું; "પ્રિયે! તમારા સુકોમળ હાથને શ્રમ નહિ આપો! આપની સેવા કરવાથી મને પરમ આનંદ થાય છે!" આમ કહી પાસે બેસાડી તેણે તેના અધરોષ્ઠનું પાન કરવાનો પ્રયત્ન કીધો.

એટલે તે નવયૌવના મદ્યનો પ્યાલો લઇ આવીને બ્રહ્મદેવને ઉદ્દેશી બોલી; "આપ જરા પ્રાશન કરીને આપની પ્રસાદી મને આપો! ઋષિ મુનિઓ પણ સોમવલ્લીનું પાન કરતા હતા, એમાં શો દોષ?"

બ્રાહ્મણે કહ્યું; "પણ શાસ્ત્રમાં મધુપાન કરવાનું મહાપાપ કહ્યું છે. અમારા જેવા મહાત્મા પુરુષોને તો એ સદાનું વર્જ્ય જ છે!"

"અહો બ્રહ્મદેવ!" તે સ્ત્રી બોલી; "ગુરુના કાર્યને રખડતું મૂકવું, પરાયું દ્રવ્ય તેના સ્વામીની આજ્ઞા વિના લેવું, પરાઇ સ્ત્રી સાથે એકાં-

ળમાં બેસવું, તેપર કુદૃષ્ટિ કરવી, તેના મોંમાં મોં ઘાલવું, મધુનું પાત્ર લઇ વગર શરમે આવવું ને પશુવધ કરી માંસ લાવવું—એ સર્વ તો શાસ્ત્રવચનો હશે! રે રે! શાસ્ત્રો તો બ્રાહ્મણોનાં બનાવેલાં છે, ને ગપ્પાનાં ભરેલાં છે, તેને મૂકો ચૂલામાં ને જુઓ આ મદ્યની મઝા!"

બ્રાહ્મણ શરમાઇ ગયો ને નીચું મુખ કરીને બોલ્યો; "ત્યારે તમે પ્રથમ પીઓ, હું તમારી પ્રસાદી લઇશ!"

તે તરુણી બોલી; "એ તો મહાપાતક થાય! આપ બ્રહ્મદેવ મારા અતિથિ માટે આપનું ઉચ્છિષ્ટ મારે પાન કરવું જોઇએ, તેમાં જ મને ઇન્દ્રલોકની પ્રાપ્તિ થશે!" એમ કેટલીએક ક્ષણો હાંસાતોંસીમાં વીત્યા પછી, જે મુખથી ભગવાનના ગુણાનુવાદ ગાતો હતો અને ભગવાનના ચરણામૃતનું પાન કરતો હતો, તે મુખથી શૂદ્ર જાતિની વેશ્યાના મુખથી ઉચ્છિષ્ટ થયેલા મદ્યનું તેણે પ્રાશન કીધું ને પછી ભુંજેલા માંસનું ભોજન કીધું.*

બ્રહ્મદેવે જેવા વેશ્યા સ્ત્રીના ઉચ્છિષ્ટ મદ્યના બે ઘુંટડા ગળામાં રેડ્યા ન રેડ્યા ને માંસનો એક કોળીયો ખાધો કે તે સ્ત્રી બોલી; "અરેરે! આમાં તો કંઇ જ મઝા નથી. આંબાના રસની સાથે જેમ ઢોકળાં વગર લહેજત આવતી નથી, તેમ આ મધુની સાથે ભજીયાં વગર લહેજત આવે નહિ."

બ્રાહ્મણે પૂછયું; "આપની આજ્ઞા હોય તો તે પણ હાજર કરું. પ્રથમથી કહ્યું હત તો માર્ગમાં પુષ્કળ ભજીયાં મળે છે, તે લેતો આવત!"

તે કુટિલ સ્ત્રી બોલી, "તે ભજીયાંને શું કરે? જો ખરી લહેજત લેવી હોય તો થોડાંક તાજાં મીનો લઇ આવો. આ પાસે જ નાનો વોકળો છે, તેમાંથી લાવતાં વિલંબ લાગશે નહિ." મદ્ય પીવાથી ભ્રષ્ટબુદ્ધિ થયેલો બ્રાહ્મણ, તે સ્ત્રીએ એક જાળ આપી તે લઈને, ધીવરનું આચરણ કરવાને તત્પર થયો ને નિર્વિલંબે વોકળામાંથી તાજા મીનોનું વાસણ ભરી લઇ આવ્યો.†

* चित्ते भ्रान्तिर्जायते मद्यपानाद्भ्रान्तौ चित्तं पापचर्यामुपैति ।
पापं कृत्वा दुर्गतिं यान्ति मूढास्तस्मान्मद्यं नैव पेयं न पेयम् ॥

† भिक्षो ! मांसनिषेवणं किमुचितं किं तेन मद्यं विना
मद्ये चापि परिश्रमो हि भवतो वाराङ्गनाभिः सह ।
वाराङ्गीषु रतः कुतस्तव धनं द्यूतेन चौर्येण वा
चौर्यद्यूतपरायणस्य भवतो भ्रष्टस्य का वा गतिः ॥ १ ॥–

જે જીવ ધર્મનું એક પણ પગથીયું ચૂકે છે, તેને ઉત્તરોત્તર અનેક પગથીયાં ચૂકતાં સંકોચ થતો નથી. સર્વ કુકર્મોનું મૂળ સ્ત્રીનો સંગ છે; ધર્મથી ભ્રષ્ટ કરનાર સ્ત્રીનો સંગ છે; જ્ઞાનનો નાશ કરનાર સ્ત્રીનો સંગ છે. એવી તે સબળા છે, છતાં તેને મૂર્ખ મનુષ્યો જ અબળા ગણે છે. સ્ત્રીનો સંગ-પ્રસંગ-સમાગમ આનંદરૂપી મૃગને બાળનારો દાવાનળ છે; બ્રહ્મચર્યરૂપી વૃક્ષને ઉન્મૂલન કરવામાં મદમસ્ત હાથી છે; જ્ઞાનરૂપી દીપકને બુઝવવામાં પ્રલયકાળનો મહાવાયુ છે.* સ્ત્રીના સંગથી અજામિલ જેવો બ્રાહ્મણ ઘોર પાતકમાં પડ્યો હતો; સ્ત્રીના સંગથી જ ઋષ્યશૃંગ ભ્રષ્ટ થયો હતો; સ્ત્રીના સંગથી સ્વર્ગના અધિપતિ ઇન્દ્રના શરીરમાં સહસ્ર છિદ્રો પડ્યાં હતાં; સ્ત્રીના સંગથી હજારો ઋષિ-મુનિઓ ભ્રષ્ટ થયા છે. એવી સ્ત્રીનો સંગ રાખનાર મહાનરકનો જ અધિકારી થાય છે.†

કોણુ કોણુ ભ્રષ્ટ થયા

### અધર્મનું પાંચમું પગથીયું-પરસ્ત્રીગમન

પછી એક ચૌરંગપર તે સ્ત્રી અને બ્રાહ્મણભાઇ બેઠાં, પરસ્પર મુખ મલકાવતાં જાય છે, મધુપાન કરતાં જાય છે, વઘારેલાં મીનોનો સ્વાદ લેતાં જાય છે અને સાથે માંસનું પણ ભોજન કરતાં જાય છે. આ પાપકર્મ જોઇને સૂર્યદેવતા પણ અસ્તાચળમાં સંતાઇ ગયા, થોડીવારે બંને ખાનપાનથી પરવારી ગયાં, સંધ્યાનો સમય થયો ને અહીં પણ ધર્મસૂર્યનો સંધ્યાકાળ થઇ રહ્યો ! બ્રાહ્મણ અને તે સ્ત્રી એક શય્યાપર પોઢી ગયાં.

---

–भिक्षो ! कन्था श्लथा ते नहि शफरिवधे जालमश्नासि मत्स्यान्
ते वै मद्योपदंश्याः पिबसि खलु मधु वेश्यया यासि वेश्याम् ।
दत्त्वाङ्घ्रिं मूर्ध्न्यरीणां तव किमु रिपवो भित्तिभेत्तास्मि येषां
चौरोऽसि द्यूतहेतोस्त्वयि सकलमिदं नास्ति। अहो विचारः ॥ २ ॥

* आनन्दमृगदावाग्निः शीलशाखिमदद्विपः । ज्ञानदीपमहावायुरयं खलसमागमः ॥

† स्त्रियो हि मूलं निधनस्य पुंसः स्त्रियो हि मूलं व्यसनस्य पुंसः ।
स्त्रियो हि मूलं नरकस्य पुंसः स्त्रियो हि मूलं कलहस्य पुंसः ।

સ્વધર્મમાં વર્તનાર જે પુરુષ શાસ્ત્રોક્ત વિધિપૂર્વક લગ્ન કરી પોતાનો ગૃહસ્થાશ્રમી સંસાર ભોગવે છે તેને માટે આ વચન નથી; પણ પરસ્ત્રીગામી પુરુષ માટે છે. સ્વસ્ત્રી સંગે ધર્મવિધિયુક્ત સંસાર ભોગવનાર પાતકી થતો નથી; પરન્તુ બ્રહ્મચારી ગણાય છે. ધર્મનો ત્યાગ કરી ભોગવેલો સંસાર પણ આત્મોન્નતિમાં બાધક જ છે. बलं बलवतामस्मि कामरागविवर्जितम् । धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ॥(गीता)

જેમ તે બ્રહ્મદેવના હૃદયમાં તેમ જ ચોતરફ પણ અંધકાર વ્યાપી ગયો હતો. ગુરુ ગુરુને ઠેકાણે રહ્યા, જ્ઞાન જ્ઞાનને ઠેકાણે રહ્યું અને ધર્માધર્મના વિવેકથી રહિત થઇ પડેલો બ્રાહ્મણ, મદમત્ત થઇને વિષય-નરકમાં ઝબોળિયાં ખાવા લાગ્યો. આકાશમાં ઊડતાં પક્ષીઓનાં ચલન-વલનની, જળમાં રહેલા જળચરોના પગલાંની ને ભાગ્યની ગતિ જેમ જાણી શકાતી નથી, તેમ જ મંદમતિની ગતિ પણ જાણી શકાતી નથી. તેમ જ ચક્ષુ ઇંદ્રિય શબ્દને જોઈ શકતી નથી, કેમકે તેમનો સમાન સ્વભાવ નથી; તેમ જ વિષયી મન ધર્માધર્મને, કાર્યાકાર્યને કે પાપ-પુણ્યને જોઇ શકતું નથી, કેમકે બંનેનો સમાન સ્વભાવ નથી, વિષયમાં લુબ્ધ થયેલાં મનની સ્થિતિ વિષયનો ત્યાગ કરવામાં હમેશાં નિર્બળ રહે છે.

નિર્બળ મનનો પેલો બ્રાહ્મણ ધર્મનું પ્રથમ પગથીયું ચૂકવાથી ઉત્તરોત્તર પતિતપણાને પામતો ગયો. તેને કાર્યાકાર્યનું યત્કિંચિત્ પણ ભાન રહ્યું નહિ. સંધ્યાકાળના સંધ્યાવંદનાદિક તથા હોમાદિક ધર્મ કર્મો તજી દઇને તે પૈશાચિક કર્મ કરવા લાગ્યો. રતિક્રીડાને અંતે તે બ્રાહ્મણભાઈ કામિનીના હૃદયને ભીડીને પોઢી ગયા હતા ને મદ્યના નશામાં ન બોલવાનું પણ બોલતા હતા! આસપાસ ખીલેલા બગી-ચાની મંદ મંદ શીતળ લહેરમાં બંને એવી તો ગાઢ નિદ્રાને અધીન થઇ ગયાં હતાં કે, મધ્યરાત્રિ સુધી બંનેમાંથી એક પણ જાગૃત થયું નહિ; અને જાગૃત થયા પછી પણ આત્મજ્ઞાનના માર્ગના દ્વારપર ચડેલા તપસ્વી બ્રાહ્મણને પોતાના કુકર્મને માટે ક્ષણભર પણ પશ્ચાત્તાપ થયો નહિ, તેમ લજ્જાએ તેનાં મસ્તકને પણ નીચું કરાવ્યું નહિ. મૂઢ મદોન્મત્ત હાથીની માફક, તેની કામેચ્છા શાંત થવાને બદલે વિશેષ પ્રદીપ્ત થઈ. એ કામવશવર્તીએ જે પાશવ ક્રીડા કીધી, તેને માટે એટલું જ કહેવું બસ છે કે તે નરપશુ બન્યો હતો. જેઓ ધર્મને અને પર-મેશ્વરના મહિમાને જાણતા નથી અને જેઓ અવિદ્યા, વિષય ને માયાના પાશથી બંધાયલા છે, તેઓના હૃદયની આસુરી સંપત્તિની દૃઢ ગાંઠ ગમે તેવા જ્ઞાનશસ્ત્રથી કાપી શકાતી નથી. જેઓ પોતાના મનમાં અહંકારથી એમ માને કે, 'अहं ब्रह्मास्मि'–'હું બ્રહ્મ છું,' મારે કંઇ કર્ત્તવ્ય નથી, કંઇ ભોક્તવ્ય નથી, હું તો પરમ ગતિને પામેલો છું, એવા જીવનું વાસનાનું બળ જ્યાંસુધી શિથિલ થયું ન હોય, ત્યાં સુધી તેનું શ્રવણ, તપશ્ચરણ ને સાધન નિરર્થક જ છે. ભોગેચ્છાના તૃષાળુ જીવની મલિન

જળનું પાન કરવાની કામનાને અટકાવવાને બ્રહ્મા પણ સમર્થ નથી, તો પછી બીજો કોણ સમર્થ હોય?

જીવ પોતે જ જો ભાગ્યશાળી ને કૃતાર્થ હોય છે, તો જ તે શિવ-નિત્ય-અનિત્ય-સત્-અસત્-ધર્મ-અધર્મ—પાપ-પુણ્યનું સ્વરૂપ સમજીને, સ્વબળથી, મલિન-પાપમય-દુઃખમય-ક્લેશમય-જેમાં સાર-રૂપ કંઈજ નથી એવો સંસાર તરી શકે છે. જેમ અનેક શત્રુઓથી વીંટાયલો રાજા, પોતાના જ બળથી શત્રુઓનો સંહાર કરી સર્વ પૃથ્વીને મેળવવાને ભાગ્યશાળી થાય છે તેમ જ કામ, ક્રોધ, લોભ મોહાદિ શત્રુઓથી ઘેરાયલા જીવરાજના અજ્ઞાનાંધકારનો નાશ થવામાં, તેનો પોતાનો જ પુરુષાર્થ સહાયતા કરે તો તે જ્ઞાનપ્રદેશ ને પરમેશપ્રદેશનો રાજા થવાને ભાગ્યશાળી બને છે. તેવા પુરુષાર્થ વિના કોઈ પણ જીવ વિષયવાસનારૂપ શત્રુનાં કેદખાનામાંથી મુક્ત થઈ શકતો નથી. કોઇને માથે કરજ હોય તો તેમાંથી પુત્રાદિક મુક્તિ અપાવે છે; મજુરના માથાપર બોજો મૂકયો હોય તો તે દુઃખમાંથી પણ કોઈ મુક્તિ આપી શકે છે; પરંતુ ભૂખનું કે રોગનું દુઃખ કોઇ પણ ટાળી શકતું નથી-ભૂખ લાગે ત્યારે પોતે જ ખાવાથી ભૂખ ટળે છે; જેમ રોગી પોતે જ ઔષધ ખાય અને પથ્ય પાળે તો રોગમાંથી મુક્ત થાય છે, તેમ જ વિષયવાસનામાંથી મુક્તિ મેળવવાનું સાધન, પોતાનાં સત્કર્મ, ધર્મમાં અવિચળ શ્રદ્ધા, અચ્યુત પ્રભુપર પરમ આસક્તિરૂપ પુરુષાર્થ જ છે. તે પદાર્થમાત્રપરથી પ્રીતિ ટાળીને વૈરાગ્ય ઉત્પન્ન કરે છે.

પ્રભાત થયું. પશુ પક્ષીઓ કિલકિલારવ કરી રહ્યાં. જે બ્રાહ્મણ પ્રાતઃકાળમાં સૂર્યોદય પૂર્વે ઊઠીને નિત્યનું આહ્નિક કર્મ કરવામાં પ્રવૃત્ત થઇને ગુરુના ચરણોની સેવામાં તત્પર રહેતો હતો, ગુરુના આશ્રમને ઝાડીઝુડીને સાફ કરતો હતો, તે આજે સૂર્યનારાયણ આકાશમાં પૂર્ણ પ્રકાશમાન થયા છતાં જાગૃત થયો નથી. પાપનાં પુતળાંઓ, હૃદય સાથે હૃદય ભીડીને પડ્યાં રહ્યાં હતાં. જેમ અંધકારમાં ગોથા ખાતો પુરુષ અસાવધતાથી ઠોકર ખાતો અથડાઇ મૂર્છા ખાઇને પડે છે, તેમ જ આ જીવો પણ પડ્યાં રહ્યાં હતાં. થોડીવારે જાગૃત થઈ વેશ્યાએ કહ્યું; "હે બ્રહ્મદેવ! આપ શુદ્ધ પવિત્ર બ્રહ્મદેવ છો, આપનો પ્રભાતનો સંધ્યાસમય વીતી ગયો છે, તેનું આપને ભાન પણ રહ્યું નથી; ઊઠો!" બ્રાહ્મણ આંખ ચોળતો ચોળતો ઊઠ્યો; અને તેણે પેલી વેશ્યાના હાથનું પાણી લઇને મુખમાર્જન કીધું.

થોડીવારે તે વેશ્યાનો એક દાસ ભોજનનું કહેવા આવ્યો ત્યારે બ્રાહ્મદેવે મુશળસ્નાન કરી લીધું. કોઈ પણ જાતની પવિત્રતાનો વિચાર કર્યા વિના તે સ્ત્રી સાથે એક જ પાત્રમાં, નહિ કરવા જેવું ભોજન કરવા બેઠો. અહો ! જે ધર્મની ગતિને જાણતો નથી, મોહ, માયા ને મમતા કયાં વસે છે તેના સ્થાનની જેને ખબર નથી, ભોગેચ્છા માત્રનો જે અનુચર છે, તેની શી ગતિ થાય છે તે, હે વત્સો ! તમે જુવો ! આ નાશવંત જગતમાં સર્પથી પણ વધારે ડંખીલી-ઝેરીલી સ્ત્રી છે. સર્પ ક્વચિત્ દંશે છે, સ્ત્રી સદાય; સર્પના મુખમાં ઝેર છે, સ્ત્રીના સર્વાંગમાં; સર્પ ક્રોધી થવાથી દંશે છે-જે જાણવાથી મનુષ્ય સાવધાન રહે છે, સ્ત્રી મધુરાં હાસ્યમાં દંશે છે ને ભૂલમાં જ મનુષ્ય મરણ પામે છે. આ નિસ્સાર સંસારમાં મોહનાં અનેક સ્થાનો છે; તેમાંથી જે સાવધ રહીને વિજય મેળવે છે, તે જ જીવ પરમાત્માના અવિચળ સામ્રાજ્યનું સુખ-આનંદ ભોગવવાને ભાગ્યશાળી થાય છે.

ભોજન લીધા પછી અન્યોન્યે મુખવાસ લીધો. બ્રાહ્મણ અનેક પ્રકારે કુચેષ્ટા કરતો હતો ને તે સ્ત્રી ક્ષણે ક્ષણે તેનો તિરસ્કાર કરી તેને પાછો હડસેલતી હતી. એવી ક્રીડા કરતાં તે વિલાસમંદિરના ઓરડામાં ઘૂમવા લાગ્યો. બગીચાનું સૌન્દર્ય તે ધીમે ધીમે નિહાળે છે, એવામાં ગુરુએ લાવવા માટે કહેલાં ફળ ફૂલો આદિનું તેને સ્મરણ થઇ આવ્યું. તે સ્વયં બોલ્યો: 'અરે રે ! ગુરુજીના ફૂલો તો ફૂલોની જગ્યાએ જ રહ્યાં ને ફળો તો ઝાડે જ લટકતાં છે. અનેક વર્ષોનું સંપાદન કરેલું મારું તપરૂપી ધન મેં ક્ષણમાં ગુમાવી દીધું; ગુરુજી શું કહેશે ?

આ વિચાર એના મનમાંથી હજી તો પસાર થયો નથી, એટલામાં વેશ્યાએ આવીને તેના ખભાપર હાથ મૂકીને કહ્યું; "હે પ્રાણેશ ! આપ શા વિચારમાં લીન થઇ ગયા છો ?"

બ્રાહ્મણ બોલ્યો; "હે રમણી ! નિર્ભય થઈને હું તને સેવું છું; તારાં સૌન્દર્યપર મોહિત થયો છું; પણ એ મોહમાં તપરૂપી મારું અમૂલ્ય ધન હું ગુમાવી બેઠો છું; તેને માટે મારા ગુરુદેવ મને શું કહેશે, તેનો હું વિચાર કરું છું."

તે સ્ત્રી બોલી; "બ્રાહ્મણને પછમ બુદ્ધિયા કહે છે તે ખોટું નથી. ગરથ ગયા પછી તમને જ્ઞાન આવ્યું અને રાંડ્યા પછી તમને ડહાપણ આવ્યું કે આ બહુ ખોટું થયું ! પાપ થયું ! તપરૂપી ધન ગયું ! કેમ, એમ જ કે કંઈ બીજું ? મારો મનખો ખરાબ કરવાં તમને વિચાર

ન આવ્યો, ને હવે ગુરુ ગુરુ કૂટો છો? ગુરુદેવને નાંખો ખાડામાં અને આ કામલીલામાં કૃતાર્થ થઇને જીવનનું સાર્થક કરો! જંગલમાં રહેવું, પશુની માફક ભટકવું, ઢોરની માફક ગમે તે ચારો ચરવો, દહાડામાં દશવાર પાણીના ઘડા ઢોળવા કે નદીમાં માછલાની માફક ડુબકીઓ મારવી, એમાં તે શી સાર્થકતા છે? આ વિલાસમંદિરમાં જોઇએ તે છે! વગર મહેનતે ઉત્તમમાં ઉત્તમ પકવાન્નો ભોજનમાં મળે છે, મનને મસ્ત કરનાર મદ્ય મળે છે, ધન ધાન્યની કોઇ પણ જાતની અપૂર્ણતા નથી; હવે તો અહીં રહીને મઝા કરો!" આમ કહેતી કહેતી, બ્રાહ્મણનો હાથ પકડી તે તેને દીવાનખાનાના મધ્ય ભાગમાં ઘસડી લાવી અને બન્ને જણાં હિંડોળાખાટપર હાથ સાથે હાથ ને ખભા સાથે ખભા મેળવીને બેઠાં.

નીતિવચન છે કે,

> उपनिषदः परिपीता गीतापि च हंत मतिपथं नीता ।
> तदपि न हा ! विधुवदना मानससदनाद्बहिर्याति ॥

અર્થ—ઉપનિષદોનું પાન કર્યું અને ભગવદ્‌ગીતાનો પણ મનમાં વિચાર કર્યો પણ જ્યાં સુધી હૃદયમાંથી સ્ત્રી ખસી નથી, ત્યાં સુધી તેનું જ્ઞાન, તપ, કર્મ અને ઉપાસના એ સર્વ મિથ્યા છે.

સ્ત્રી એ અબળા કહેવાય છે, પરન્તુ જેણે ઇંદ્રાદિક દેવોને પણ પોતાના પગ નીચે ચાંપ્યા છે, તે અબળા નથી, પણ સબળા છે. એવી સ્ત્રીને અબળા કોણ કહેશે? સ્ત્રી સંસારતારણ છે, તેમ મારણ પણ છે; પણ સર્વનું કલ્યાણકારક તે જ છે કે જેના હૃદયમાં સત્સંગનું ધારણ છે. મહાત્મા પુરુષો કથી ગયા છે કે, 'સતસંગ સબનકો સાર હૈ.' સત્સંગથી મૂર્ખ પુરુષ પણ પંડિત થઇ જાય છે, સત્સંગથી દુર્જન સજ્જનતાને મેળવે છે.* સત્સંગ બુદ્ધિની જડતાને હરે છે, વાણીમાં સત્યતાનું સિંચન કરે છે, ઉન્નતિ અપાવે છે, પાપને દૂર કરે છે, ચિત્તને પ્રસન્ન કરે છે, કીર્તિ અપાવે છે. સત્સંગ કુમતિનો નાશ કરે છે ને સર્વ પ્રાણીઓને પ્રેમપાત્ર બનાવે છે. અહો! સત્સંગ† શું શું નથી

---

* मलयाचलगन्धेन त्विन्धनं चन्दनायते । तथा सज्जनसङ्गेन दुर्जनः सज्जनायते ॥

† जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं सत्सङ्गतिः कथय किं न करोति पुंसाम् ॥
दूरीकरोति कुमतिं विमलीकरोति चेतश्चिरन्तनमघं चुलुकीकरोति ।
भूतेषु किं च करुणां बहुलीकरोति सङ्गः सतां किमु न मङ्गलमातनोति ॥

કરતો? અને કુસંગ સર્વ સજ્જનતાનો નાશ કરે છે, પાપકર્મમાં પ્રેરે છે, જન્મોજન્મ માટે અધોગતિના માર્ગપર ચડાવે છે,* દુર્જનના સંગથી જેમ ગાયનમાં રાગી થયલો મૃગ, અકસ્માત્ નાશ પામે છે, તેમ ગુણગ્રાહી પુરુષ પણ વિષયમાં લુબ્ધ થઈ જાય છે.† કુસંગ સર્વ ધર્મનો નાશ કરનાર, સર્વ આપત્તિનો ભંડાર તથા સર્વ મનોરથોનો ભંગ કરનાર છે. જેને સત્સંગમાં વિક્ષેપબુદ્ધિ સૂઝે છે, જે સત્સંગની મહત્તાને ગૌણ માને છે, તે ધર્મથી ભ્રષ્ટ થઇને ડગલે ડગલે અધર્મના દ્વાર તરફ પણ પ્રયાણ કરે છે; અને ત્યાંથી નરકના એવા ઊંડા અગારમાં પડે છે કે, તેને તરી ઉપર આવવાનો સંભવ જ જણાતો નથી.

આ મૂઢ બ્રાહ્મણને હજી જ્ઞાનીની સ્થિતિમાં આવવાને પણ વિલંબ હતો, એટલામાં તો તેણે ગુરુનાં વચનોનો પણ અનાદર કરી, સત્સંગ દૂર કરી, કર્મકાંડનો ત્યાગ કરી, મહાદુષ્ટ કુસંગને સેવ્યો તેનાં જ ફળો તરીકે તે ખરેખરી અધોગતિને પામ્યો છે.

### અધર્મનું છઠ્ઠું પગથીયું-દ્યૂત

બેચાર દિવસો આમ વીતી ગયા. એક સમયે હિંડોળે બેસીને, બન્ને જણાં આનંદગોષ્ઠી ચલાવતાં હતાં, એટલામાં ચૌરંગ ઉપર મૂકેલી ચોપટપર બ્રાહ્મણભાઇની દૃષ્ટિ પડી કે તે બોલ્યો; "પ્રિયે! ચાલો આપણે ચોપટ ખેલીએ."

તે સ્ત્રી બોલી; 'મહારાજ! તમે જાણો છો કે, હું પ્રતિજ્ઞાવગર ચોપટ ખેલતી નથી! જો આપ પ્રતિજ્ઞા કરવાને તૈયાર હો તો હું ચોપટ ખેલવાને પણ તૈયાર છું.'

બ્રાહ્મણે કહ્યું; "આપની શી પ્રતિજ્ઞા છે તે કહો, હું તે પૂર્ણ કરવાને તૈયાર છું."

તે નારી બોલી; "પ્રિય! હું આપની જ છું, પણ જો મારી સાથે ચોપટ રમવામાં તમને આનંદ હોય તથા તમે જો મારા હો તો મારી પ્રતિજ્ઞા આપ સાંભળો: જો દ્યૂતમાં હું હારું તો તમારી હમેશાંની દાસી થઇને રહું ને જો તમે હારો તો તમે મારા દાસ થઇને રહો ને પછી હું જે કામ સોંપું તે તમારે સફળ કરવું; તે સફળ થયા પછી તમે મુક્ત થશો."

---

* पात्रमपात्रीकुरुते दहति गुणं स्नेहमाशु नाशयति ।
अमले मलं नियच्छति दीपज्वालेव खलमैत्री ॥

† असत्सङ्गाद्गुणज्ञोऽपि विषयासक्तमानसः । अकस्मात्प्रलयं याति गीतरक्तो यथा मृगः ॥

આ પ્રતિજ્ઞા સાંભળી ક્ષણભર બ્રાહ્મણને કંઇક ગભરાટ થયો. તે મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'પ્રતિજ્ઞા તો કપરી છે. મને દ્યૂત રમતાં સારું આવડે છે, પણ આજે વર્ષો થયાં તેનો અભ્યાસ છૂટી ગયો છે, તેથી આપણને તો હાસ બનવાનો જ સમય આવે!' એમ વિચારસાગરમાં ગોથાં ખાતા બ્રાહ્મણને જોઇને ગળાપર હાથ નાંખતી તે સ્ત્રી બોલી; "કેમ મુંઝાઈ ગયા? આ પ્રતિજ્ઞા કંઈ તમને ભારે લાગે છે? ના, મારા ગળાના સમ; તમને એમાં શું કઠિન દેખાય છે?"

બ્રાહ્મણે કહ્યું; "હે મનોરમા! શાસ્ત્રમાં દ્યૂત નિષિદ્ધ માન્યું છે અને તેને મહાપાપમાં ગણેલું છે. દ્યૂત રમવાથી કોઇનું પણ શ્રેય થયું નથી. નળ જેવા સત્યવાદી રાજાને દ્યૂત રમવાથી ત્રણ વર્ષો પર્યંત કુબડું રૂપ ધારણ કરવું પડ્યું હતું; યુધિષ્ઠિર જેવા સત્યવાદી મહાત્માને બાર વર્ષો સુધી વનવાસ ભોગવવો પડ્યો છે. રે કામિની! શાસ્ત્રો કહે છે કે, દ્યત રમનારાનો કોઈ પણ કાળે ઉદય થતો નથી. એ મહાન અધર્માચરણ છે ને તેનો ત્યાગ કરવો, એ જ શિષ્ટ પુરુષોને ઇષ્ટ છે!"

તે સ્ત્રી બોલી; "હે બ્રહ્મદેવ! શાસ્ત્રને તો આપે ક્યારનું ખાડામાં નાંખી દીધું છે ને તેનો ચોળીને એવો તો ચૂરો કરી નાંખ્યો છે કે, તેનો જરા અંશ પણ દેખાતો નથી. બ્રાહ્મણે મદ્ય પીવું, માંસ ખાવું, પરસ્ત્રી સાથે ગમન કરવું, ધીત્તરનું આચરણ કરવું, રજસ્વલાનો અને તે પણ વળી શૂદ્રીનો સંગ કરવો, સંધ્યાકાળે–સૂર્યની સાખે વિષય રમવો અને તેમાં લુબ્ધ થઇને ધર્માધર્મનો ક્ષણભર પણ વિચાર ન કરવો, એ બધું તો શાસ્ત્રમાં કહ્યું હશે!! હે શાસ્ત્રજ્ઞ! શાસ્ત્ર બાસ્ત્રને તો આપ ક્યારનીએ તિલાંજલિ આપી બેઠા છો, હવે શાસ્ત્રની વાત શી કરવી? પણ હું ધારું છું કે, તમને મારા પ્રેમમાં જ સંશય છે, તેથી જ શાસ્ત્રની વાતોનો ગડબડાધ્યાય ચલાવો છો." એમ બોલતાં બોલતાં તે સ્ત્રીએ એવી સુંદર છટાથી લટકો કીધો કે, બ્રાહ્મણભાઇનું કાળજું ફડફડવા લાગ્યું.

પશુને બાંધી વશ કરવાને દોરડાં દોરડીની જરૂર પડે છે, પણ નરપશુને બાંધવાને તો સ્ત્રીનાં કટાક્ષો–લટકાં જ એવાં દૃઢ છે કે, તેમાંથી ભલભલા શૂરોથી પણ છૂટાતું નથી, તો આ કામાન્ધ બ્રહ્મબંધુના શા આશરા? તે ગાવડીમુખો નરપશુ બોલ્યો; "જો તમારી આજ્ઞા દ્યૂત

રમવાની છે, તો આ દાસને ખાસ પ્રયાસ કરવામાં કંઇએ બાધ નથી. આપનાવડે આ જીવન છે. આ ચૈતન્ય છે, સર્વસ્વ છે. ચાલો, આપણે રમીએ."

હે વત્સ! જે ધર્મનું એક પણ પગથીયું ચૂકે છે તેને વધુ ચૂકતાં શો વિલંબ?

### મોહજાલી વેશ્યાની કથા

ચોપટ ચાલુ થઇ. ઉપરાઉપરી પાસા પડવા લાગ્યા અને ચોપટને અંતે બ્રાહ્મણભાઇ તે શૂદ્ર વેશ્યાનો દાસ બની ગયો.

પછી જેના હૃદયમાં કોઇ પણ જાતનો સ્નેહ નથી એવી વેશ્યા બળબળતા અંગારાની માફક તેજસ્વી બનીને બોલી; "અલ્યા બ્રાહ્મણ! મારી એક કથા સાંભળ! અને તેમાં જે કાર્ય કરવાની આજ્ઞા તને હું આપું, તે કાર્યને તું સિદ્ધ કર; પછી તું મારો દાસ નહિ–પણ તારી ઇચ્છા હોય તો મિત્ર થઇને રહેજે. આ બગીચાની પૂર્વ દિશામાં આવેલા જીવિતપુરના રાજા માયારાજની એક કાળે હું પ્રેમપાત્ર પટ્ટરાણી હતી. રાજાનો મારાપર એવો તો અગાધ પ્રેમ હતો કે, તે સદોદિત મારી જ સેવામાં હાજરનો હાજર રહેતો હતો. રાજ્યમાં સર્વે–નોકર કે ચાકર, શેઠ કે શાહ, દીવાન કે પટાવાળો મારી આજ્ઞા ઉઠાવવામાં તત્પર હતા. એ રાજાથી મને સૌન્દર્યવાન્ એવો એક જ પુત્ર જન્મ્યો. પ્રેમઘેલા રાજાએ મારી ઇચ્છા પૂર્ણ કરવાને, તે પુત્રને યુવરાજપદે સ્થાપ્યો. એ રાજાને સદ્‌ગુણમતી નામની પરણેતર પટ્ટરાણી હતી, પણ મારા પ્રેમમાં લુબ્ધ માયારાજ તેની સામા દૃષ્ટિ પણ કરતો નહિ. તે રાણીને પણ એક પુત્ર હતો. જો કે રાજ્યનો ખરો વારસ તે હતો, પણ મારા પ્રેમને આધીન રાજા, મારા વિના કોઇને પણ પોતાનું માનતો નહિ, તેથી તેણે મારા પુત્રને યુવરાજપદે સ્થાપ્યો હતો. આ વૃત્તાંત પટ્ટરાણીએ જાણ્યો, ત્યારે તે ઘણી ગભરાઇ ને પોતાના પુત્રને રાજપાટથી ભ્રષ્ટ થયો જોઇ, તેણે મારા પુત્રના નાશનો ઉદ્યોગ આરંભ્યો. મારા પુત્રના રક્ષણ માટે મેં અને માયારાજે, જોઇએ તેવો પાકો બંદોબસ્ત રાખ્યો હતો, તેથી સદ્‌ગુણમતી પોતાના પ્રપંચમાં ઘણા કાળ સુધી ફાવી શકી નહિ. અંતે મારી દાસીને પૈસાની લાલચથી ફસાવી, એક સમયે અમે વસંતક્રીડા કરવાને વનઉપવનમાં ખેલતાં હતાં, તે સંધિનો લાભ લઇને, સદ્‌ગુણમતીનો ભાઈ નીતિનિપુણસેન* એ પુત્રનું હરણ

---

* આ બધાં નામો સાર્થક છે, આલંકારિક છે.

કરી ગયો. જ્યારે અમને પુત્રહરણની ખબર પડી ત્યારે અમે અત્યંત આક્રંદ કીધું અને મેં પ્રતિજ્ઞા લીધી કે, 'જ્યાં સુધી સદ્‌ગુણમતીના પુત્રના સેરવાનું હુ પાન કરું નહિ ત્યાં સુધી મારે રાજાનું મુખ જોવું નહિ.' અલ્યા બ્રાહ્મણ! આજે તું મારો દાસ થયો છે, તો મારી આજ્ઞાથી સદ્‌ગુણમતીના પુત્રને અહીં લાવી, તેને મારી નાંખ અને તેના માંસનો સેરવો બનાવીને તેનું મને પાન કરાવ! તે પછી તું સ્વતંત્ર છે; મારો ખરેખરો પ્રિય છે, પ્રાણ છે. અહુણા રાજા માયારાજ મૃત્યુ પામ્યો છે, ને તેના સ્થાનપર તેનો એ જ પુત્ર સદ્‌ગુણસેન રાજ્ય કરે છે. એ સદ્‌ગુણસેનનું વય તો નાનું છે, તો પણ તે સકળ સદ્‌ગુણોનો ભંડાર છે. મારું નામ મોહજાલી છે; હું જાતે ચાંડાળ છું; પણ મારું સૌન્દર્ય પરમ હોવાથી, એકવાર હું રાજ્યમાં સર્વ ઐશ્વર્યની સ્વામિની હતી. આજે હું રાજપાટથી ભ્રષ્ટ થઇ છું, પણ મારું વૈર જતી ગઇ નથી. મારા પુત્રનું જ્યાં સુધી હું વૈર લઉં નહિ, ત્યાં સુધી મને કદી પણ શાંતિ વળે એમ નથી. આ કાર્ય તારે બહુ સાવધાનપણે કરવાનું છે. પૂર્વ દિશામાં સીધો રાજમાર્ગ છે ત્યાં જઇ તું તે કાર્ય સિદ્ધ કરીને સત્વર પાછો આવ."

સ્ત્રીનું હૃદય કેટલું ક્રૂર અને અધમ છે તે, હે બાળકો! તમે જુઓ. એક શબ્દે બ્રાહ્મણનો તિરસ્કાર કરે છે અને એક શબ્દે તેની શુશ્રૂષા કરે છે. મનમાં ચાલતા સંકલ્પનાં પગલાં જેમ જણાતાં નથી, તેમ જ સ્ત્રીનું ચરિત્ર પણ જણાતું નથી. હૃદયમાં તો હળાહળ ને મુખ ઉપર મધ લપડાવેલી સ્ત્રીથી બચનારા પુરુષો વિરલા જ છે.

મોહજાલીનાં આ વચનો સાંભળતાં બ્રાહ્મણ તો આભો જ બની ગયો. તેને એકે દિશા સૂઝી નહિ, પણ જેણે સ્વહસ્તે પશુહિંસા કીધી છે, તેને મનુષ્યહિંસા કરવાનો ખટકો શો? ભય શો? એક ખોટું કાર્ય કરનારો બીજું પણ ખોટું કાર્ય કરે છે.

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना। न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥

ચિત્તને સ્થિર નહિ કરનારાની બુદ્ધિ સ્થિર રહેતી નથી, અર્થાત્ મનોનિગ્રહ નહિ કરનારાને શુદ્ધ બુદ્ધિ પ્રાપ્ત થતી નથી ને ધર્માધર્મનો વિચાર રહેતો નથી. શુદ્ધ બુદ્ધિ ન હોવાથી ચિત્તની સ્થિરતા થતી નથી ને શુદ્ધ ભાવનાએ પ્રાપ્ત થતી નથી. વિશુદ્ધ ભાવના જેને થઇ નથી, તેને શાંતિ પણ મળતી નથી અને જેને શાંતિ નથી તેને સુખ

પણ ક્યાંથી હોય? જેમ કાચબો જ્યારે ઈચ્છે છે ત્યારે પોતાનાં અંગોને સંકોચીને નિર્ભય સ્થાનમાં બેસી જાય છે, તેમ જેની ઇંદ્રિયો વિષયમાત્રથી પાછી વળી, આત્માનું શુદ્ધ સ્વરૂપ જાણે છે અને પરબ્રહ્મરૂપ નિર્ભય કોટલામાં ભરાઇ બેસે છે, તે જ જીવને અભયની-અનંત સુખની પ્રાપ્તિ થાય છે.* આ સંસારનાં સુખો ક્ષણિક વિજળીના ચમત્કારની પેઠે આવર્જન વિસર્જન થનારાં છે. તે ક્ષણમાં પ્રકાશિત દેખાય છે અને ક્ષણમાં ઘોર અંધકારમાં હડસેલી દે છે, માટે અનેક કાળપર્યંત ગુરુમુખથી આત્મા-પરમાત્માના સ્વરૂપનો વિચાર કરીને, નિત્ય કર્મના ઉપાસક એવા જીવને, અહંકારવૃત્તિના ઉદ્ભવથી ને ધર્મના પ્રથમ પગથીયાનું ઉલ્લંઘન કરવાથી એવી તો નીચ સ્થિતિને પામવું પડે છે કે, તે ઉત્તરોત્તર નીચે ને નીચે પડ્યો જાય અને તેનું સાક્ષાત્ મૂર્તિમત્ સ્વરૂપ અંધારા અગારમાં પડેલા આ તપસ્વી બ્રાહ્મણભાઇ છે! ગમે તેવી જ્ઞાનપ્રાપ્તિ થઇ હોય તો પણ-'स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः'-જીવ પોતપોતાના કર્મમાં પરાયણ રહે છે તો તે પરિણામે મુક્તિને પામે છે. તેમ જ જ્ઞાતા જીવનું પરમ કલ્યાણકારી એ જ છે કે 'सहजं कर्म कौंतेय ! सदोषमपि न त्यजेत्'। સ્વભાવપ્રાપ્ત કર્મમાં પ્રવૃત્ત રહેવું. કર્મો દોષવાળાં હોય, ફળપ્રાપ્તિ ન આપનારાં હોય તો પણ તે કરવાનાં જ છે. જ્યાંસુધી પુરુષમાં સર્વ કર્મત્યાગની શક્તિ ન પ્રાપ્ત થાય, ત્યાંસુધી સ્વભાવથી નિર્માણ થયેલાં કર્મો મુમુક્ષુએ ત્યજવાનાં નથી,† તો જેના ચિત્તમાં અહંકારનો વાસ છે તેણે તો ત્યજવાનાં હોય જ કેમ? કર્મનો ત્યાગ ને અહમનો જન્મ, એ જ આ બ્રહ્મબન્ધુના પતનનું કારણ છે. જો તેને પોતાનાં નિત્ય કર્મો ઉપર અરુચિ થઇ ન હોત, સત્ય શુદ્ધ જ્ઞાનનું સેવન કરવામાં નિર્મત્સરીપણું ને નિર્માનીપણું તેણે દર્શાવ્યું હત, 'અહમ્'ને માર્યું હોત, તો આજની પતિત સ્થિતિને તે પ્રાપ્ત થાત નહિ-ને સદા જ બ્રહ્મભાવને ભૂલી, તે પદ સંપૂર્ણ પ્રાપ્ત કરતાં સુધી, શાસ્ત્રને અનુસરત ને શ્રેષ્ઠતાથી સુરક્ષિત રહેત.

બ્રાહ્મણને જડભરત જેવો, નિર્બળ જેવો, નિસ્તેજ જેવો, ચિત્તભ્રમિત જેવો, પાષાણની પ્રતિમા જેવો, વિચારગ્રસ્ત ઊભેલો જોઇને,

* यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः। इन्द्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता॥

† यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत्।

તે ક્રૂર કપટી કામિની, અગ્નિ જેવા નેત્રોની ભ્રમરો ચડાવીને બોલી; "કેમ રે, મારી પ્રતિજ્ઞાને પૂર્ણ કરવાને તૈયાર છે કે નહિ?"

આ સમયનું તેનું વિકરાળ સ્વરૂપ જોઈ બ્રાહ્મણ થરથર ધ્રૂજવા લાગ્યો. તે બે હાથ જોડીને બોલ્યો; "મોહાંધ બનેલા આ દાસ ઉપર કૃપા કરો! અને ધર્મથી બહિષ્કૃત કરનારું અધર્મનું પગલું ભરવાને બળાત્કાર ન કરો. તમે કહો તે બીજું કામ કરવાને હું તૈયાર છું; આ અલ્પમતિએ તમારું માહાત્મ્ય ન જાણ્યું, ને તમારી મોહજાળમાં ફસાઈ, ન કરવાનું કીધું, અગમ્ય સુગમ્ય માન્યું, ન ખાવાનું ખાધું, પુણ્યલેશ ક્ષીણ થવાથી ન પીવાનું પીધું, એટલેથી જ તમે સંતુષ્ટ થાઓ!"*

તે સ્ત્રીએ જોયું કે, બ્રાહ્મણ હજી તેના પાશમાંથી છૂટો થયો નથી. હું તેના હૃદયને મદનાનળથી બાળીશ અને પ્રેમપાશ તેના કંઠની આસપાસ વીંટાળીશ, એટલે તે આપોઆપ શબવત્ થઈ પડશે. પછી વિચારાગારમાં લીન થયેલા ને નિરાધાર વૃક્ષપેરે થરથર ધ્રૂજતા બ્રાહ્મણના કંઠની આસપાસ કરાળ કાળની પાશ જેવા બે કરો ભેરવીને, તેના મુખ સાથે મુખ મેળવીને તે બોલી; "હે પ્રિય! આપને ખેદ થતો હોય તો ભલે એ કાર્ય આપ ન કરો! પણ મારા હૃદયને જીતવાને તો મારી એ પ્રતિજ્ઞા જ પ્રધાન છે." એમ કહી હીંડોળાખાટપર બેસારીને તે તેની શુશ્રૂષા કરવા મંડી પડી; તેણે અનેક પ્રકારનાં નખરાંથી તેને પુનઃ એવો તો વશ કરી લીધો કે, તે બાજીગરના પૂતળા માફક તેના હાથનું રમકડું બની ગયો. ધર્મત્યાગી વિષયાંધની એ જ ગતિ છે.

થોડીવારે બ્રાહ્મણ પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને તત્પર થયો—ઊભો થયો અને બોલ્યો; "તમારાં હૃદયને જેથી શાતા વળે, તે કૃત્યમાં ગમે તેવું જોખમ હશે તોપણ હું તે પૂર્ણ કરીશ."

પછી તે સ્ત્રીએ કપટકળા વિશેષ કરવા માંડી; "ના, ના, આપ એ જોખમમાં નહિ જાવ; આપના જીવને જો કંઈ થયું તો હું તો સહાયની રખડી જઈશ; ના, મારા સમ, તમે બેસો; મારું કાર્ય તો હું કોઈ પાસેથી પણ કરાવી લઈશ; પણ તમારા જીવને કંઈ થાય તો મારે કપાળે

---

* अकृत्यं मन्यते कृत्यमगम्यं मन्यते सुगम्। अभक्ष्यं मन्यते भक्ष्यं स्त्रीवाक्यप्रेरितो जनः॥

બ્રહ્મહત્યા ચોંટશે, તેમાંથી કયે જન્મે મારો છૂટકારો થશે? આપના જેવા અતિથિ બ્રહ્મદેવ મારે બારણે પધાર્યા છે, તે હું જાણું છું કે, મારું તારણ કરવાને જ પધાર્યા છો। માટે હું તમને જવા દઇશ નહિ."

## અધર્મનું સાતમું પગથીયું–રાજબાળવધ

આમ પુષ્કળ ખેંચતાણ થવા માંડી. એકની ના ને બીજાની હા, એમ ખેંચાખેંચી કરતાં બ્રાહ્મણે તે સ્ત્રીનો મૃદુ હાથ છોડાવી ચાલવા માંડ્યું. તે સીધો જ રાજધાનીમાં ગયો ને તેણે દરબારમાં કેમ પેસી શકાય તેની યુક્તિ શોધી કાઢી. બે ત્રણ દિવસો તેને લાગ મળ્યો નહિ. એક દિવસે રાત્રિના ચોરની પેઠે ખાતર પાડી, તે સદ્‌ગુણસેનના ઓરડામાં દાખલ થયો ને તેની બેભાન અવસ્થામાં તેને ખભે ઊચકી લઈ, ઝપાટાભેર તે સ્ત્રીના આવાસમાં શ્વાસભેર દાખલ થયો.

સદ્‌ગુણસેનને જોઇને તે વેશ્યાને કલેજે પુષ્કળ ટાઢક વળી અને તે બાળક જાગી ઊઠે, તે પૂર્વે તેણે તેના હાથ પગ જકડી લીધા. પછી તે સ્ત્રીની આજ્ઞાનુસાર ચાંડાળની મ ફક હાથમાં શસ્ત્ર લઈને, તે બ્રાહ્મણ રાજહત્યા, વળી બાળહત્યા કરવાને તૈયાર થઇને ઊભો.

પણ જેને રામ રાખે તેને કોણ ચાખે? તે સ્ત્રી અતિ દુષ્ટા હતી; તેનું નામ જ મોહજાલી હતું; પણ આ સમયે તે પોતાની જ મોહ-જાલમાં બંધાઈ ગઇ! જેના મસ્તકપર હાથ મૂકે તે તત્કાલ ભસ્મ થશે, એવું વરદાન શંકરે ભસ્માસુરને આપેલું પણ વિષ્ણુની માયાથી મોહ પામી, તેણે પોતાના જ મસ્તકપર હાથ મૂકયો હતો ને તે તત્કાળ ભસ્મનો ઢગલો થઇ પડ્યો હતો; તેમ જ અનેકને મોહજાલમાં પકડનારી બળવાન એવી મોહજાલી અહુણા પોતે મોહજાલમાં પડી. તેના હૃદયમાં કંઇક એવા ભાવનો ઉદય થયો કે, 'આ બાળક કેદી છે, મારા હાથમાં છે, તેને હમણાં નહિ ને પછી મારીશું તો તેમાં કંઈ પણ હરકત નથી. આમ ધારીને તેણે તે બ્રાહ્મણને કહ્યું; "અહુણા રહેવા દે, એને આવતી કાલે પ્રભાતમાં મારજે."

બ્રાહ્મણની પણ તેવી જ ઇચ્છા હતી, તે પૂર્ણ થઇ. બાળકુંવર બચ્યો. તે બાળકુમારને એક ઓરડીમાં પૂરી બન્ને ઘસઘસાટ ઊંઘી ગયાં.

બીજે દિવસે પ્રભાતના દરબારમાં કુમારના હરણની વાત ચર્ચાઈ ગઈ. ચોકીદારો પગલું કાઢતા મોહજાલીના મંદિરમાં પેઠા ને બંને પાપાત્માઓ નિશ્ચિતપણે ઘોરતાં હતાં તેવાં જ તે બંનેને તેમણે ચતુર્ભુજ

બનાવી દીધાં ને પછી સદ્‌ગુણસેનનો પત્તો મેળવ્યો. તેના કહેવાથી ચોકીદારોએ જાણ્યું કે, અપરાધી બ્રાહ્મણ છે, પણ રાજાની પૂર્વની ઉપ-પટ્ટરાણી અપરાધી નથી, તેથી તેને એકલાને જ તેઓ રાજધાનીમાં લઇ ગયા. બ્રાહ્મણનો ન્યાય કરવાને દરબાર ભરાયો. આખું નગર એ ન્યાય જોવા એકઠું મળ્યું. આ પ્રસંગે તે બ્રાહ્મણના ગુરુદેવ પણ દરબારમાં બિરાજતા હતા. પાંચ દશ દિવસોમાં જ, બ્રાહ્મણનું મુખ શ્યામ રંગનું થઇ ગયું હતું, તેથી તે ઓળખી શકાય તેવો ન હતો ગુરુજી પણ તેને ઓળખી શક્યા નહિ. ગુરુદેવ એક આસન ઉપર જઇને બેઠા ને લોકોના તિરસ્કાર વચ્ચે, આ નવીન સંન્યાસી બાવાજીનો શો ન્યાય થાય છે, તે જોવા લાગ્યા.

બ્રાહ્મણ નીચી નજરે પોતાના સ્વરૂપનો-પોતાના જ્ઞાનનો-સાથે સાથે પાપકર્મનો વિચાર કરતો, આંખોમાંથી હળકડળક આંસુ પાડતો ઊભો છે. મહારાજા સદ્‌ગુણસેન સિંહાસન ઉપર બિરાજ્યા છે. તેની એક બાજુએ મુખ્ય મંત્રી અને બીજી બાજુએ મુખ્ય ન્યાયાધીશ બેઠા છે. ન્યાયાધીશના પૂછવાથી બ્રાહ્મણભાઇએ પોતાનો ઇતિહાસ ઇત્થંભૂત વર્ણવી બતાવ્યો.

તે સાંભળીને સર્વ પ્રજા તેને ધિક્કારવા લાગી. બ્રાહ્મણનો શિરચ્છેદ કરવાની શાસ્ત્રમાં મના હોવાથી આ અપરાધીને શી શિક્ષા કરવી તેનો વિચાર ન્યાયાધીશ કરતો હતો એટલામાં ગુરુદેવ ઊભા થઇને બોલ્યા; "હે રાજન! હે પ્રજાજનો! હે ન્યાયાધીશ! તમે સાંભળો." આ પ્રસંગે ગુરુદેવ, પોતાના શિષ્યનું જ આ દુશ્ચરિત છે તે યથાર્થ જાણી ગયા તથા બહુ ખેદ પામ્યા. ગુરુદેવ શું કહે છે, તે સાંભળવાને સર્વ પ્રજા તત્પર થઇ. પછી ગુરુદેવ બોલ્યા; આ મારો શિષ્ય છે. એ કુમાર્ગ-ગામીએ જે મહાભયંકર અપરાધ કર્યો છે, તેને માટે તે કર્મત્યાગી જેટલો દોષપાત્ર હોય, તેના કરતાં વિશેષ અપરાધિની તેની કર્મત્યાગવૃત્તિ ને અહંકારમતિ છે. એની અહંકારમતિનો નાશ કરવાને માટે મેં તેને અનેક પ્રકારે ઉપદેશ કર્યો હતો, પરંતુ એણે પોતાનું શુદ્ધ સ્વરૂપ જાણ્યા વિના, 'હું જ પરબ્રહ્મ છું,' અને મારે પોતાને કોઇ પણ જાતનાં કર્મની સાથે સંબંધ નથી-હું તો કેવળ સાક્ષીભૂત છું-દેહ પોતાનાં કર્મો ભલે કર્યાં કરે, તે સાથે આત્માને લેશ પણ લેપ નથી, એવી અહંકારવૃત્તિ જાગૃત થવાથી, નિત્ય કર્મમાં એ પ્રમાદી થઇ ગયો ને નિત્ય નૈમિત્તિક સર્વ કર્મોનો ત્યાગ કરી યથેચ્છ વિચરવાથી

**અલ્પજ્ઞાન ને અતિહાસ**

હાલનું ફળ ભોગવે છે. ધીમે ધીમે એ પરમાત્મા ને જીવનું સ્વરૂપ નૂતન પ્રકારે જ જોવા લાગ્યો; અને અલ્પજ્ઞાન તે અતિહાણ, એવી એની સ્થિતિ થઇ પડી છે, તે તમે જુઓ! જે સ્થિતિ વાસ્તવિક રીતે આ લોકના અનેક 'अहं ब्रह्मास्मि' થઈ બેઠેલા અલ્પ જીવની છે, તે જ આજે એની થઇ છે. બ્રહ્મવેત્તાને સર્વ ઉપાધિઓનો ત્યાગ કરવાની આવશ્યકતા છે ખરી, પણ કોને? જેને ધર્મથી, તપથી ને વૈરાગ્યથી સાધનચતુષ્ટયસિદ્ધિ છે, આચરણથી ચિત્તશુદ્ધિ થઈ છે, ઉપાસનાથી વૃત્તિનિરોધ સિદ્ધ થયો છે, વૃત્તિનિરોધથી યોગ સિદ્ધ થયો છે ને પરમ સાક્ષાત્કાર અનુભવાય છે, તેને સર્વકર્મત્યાગ સંભવે છે. એવી નિરોધવૃત્તિ માટે એકાંતમાં રહીને ઇંદ્રિયોને ઉપરામવાની જરૂર છે. તેનું સ્મરણ આ મૂઢને રહ્યું ન હતું. એ આત્મસ્વરૂપને વીસરી જઇને, અનાત્મપદાર્થનું સદા જ ચિંતન કરતો અને એ જ એને ધર્મમાંથી ભ્રષ્ટ થવાનું કારણ થઇ પડ્યું છે. ને આજે ચાંડાળકર્મી બની, સર્વ સમક્ષ ઊભો છે. કર્મયોગ* એ જ્ઞાનયોગના પ્રથમ પ્રવેશકને માટે સર્વમાન્ય ગ્રાહ્ય વિષય છે; કારણ કે જ્યાંસુધી જગતનો જીવડો, સંપૂર્ણ કર્મના ભોગો ભોગવી, તેમનાપ્રતિ તિરસ્કારબુદ્ધિ ધરાવતો નથી, ત્યાં સુધી તેના કર્મના ભોગો ભોગવાઈ ચૂકેલા ગણાતા નથી. જ્યારે શુભેચ્છાને તૃપ્તિ મળે છે, ત્યારે જ તેમાં દોષ જણાય છે ને જેમાં દોષ જણાય છે તેના પ્રતિકારનો સ્વીકાર જ થતો નથી, પણ તેથી જેમ ભૂતના ભયથી નાસે તેમ જ્ઞાનયોગી નાસી દૂરનો દૂર રહે છે. પણ જે જીવનું ચિત્ત ધનમાં, કામેચ્છામાં, કીર્તિમાં, કલત્રમાં, વૈભવના ભોગમાં, જગતના વ્યવહારના અનેક ભોગોમાં ચોટેલું હોય છે, તેમાં દોષ નહિ, પણ તોષનાં સાધનો જોય છે અને તેની પ્રાપ્તિમાં અસમર્થ છે. મ્હોંડે ધન, માન, સ્ત્રી વૈભવનો તિરસ્કાર કરે છે, પણ ચિત્ત તો તેનો જ જાપ જપ્યું જાય છે, છતાં સંન્યાસનો ઢોંગ કરે છે, જંગલમાં જઇ રહે છે, અને અનેક લોકોને જ નહિ પણ પોતાના આત્માને છેતરે છે કે મેં સર્વનો ત્યાગ કીધો છે, ને હવે હું 'शिवोऽहम्' ને પ્રાપ્ત થયો છું! એવા જીવના પરમ હેતુની સિદ્ધિ ત્રણે કાળોમાં થઈ શકતી નથી. એટલું જ નહિ પણ તે પોતાના આશ્રમમાંથી ભ્રષ્ટ થઇને, તેનાથી પણ વધારે નિકૃષ્ટ આશ્રમનો ભોગી બને છે. પણ જે જીવ વિશ્વરૂપ સાગરમાં યાહોમ ડૂબકી મારી, વિશ્વના સર્વ પદાર્થોની નિઃસારતા જોઇ, પછી તરી આવે છે તે જ જીવ, સર્વને નિઃસાર

* तपःस्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोगः ।

જોયા પછી તેના પ્રતિ, ક્ષણુ પણુ દૃષ્ટિ કરતો નથી, તેના મનમાં પ્રથમ ત્યાગની ને તે પછી સત્‌ની ભાવના જન્મે છે; તેમાં ખંતે મંડ્યો રહે છે, એટલે ધીમે ધીમે તેનાં વ્યાવહારિક કર્મો છૂટી જાય છે ને નૂતન નૂતન ભાવનાના ઉદ્‌ભવ પછી તે પ્રાપ્ત કરી, શાંતિ ને સંતોષ પામી, જેમ ત્યાગ કરેલી વિષ્ઠા પ્રત કોઇ પણુ કાળે લક્ષ જ જતું નથી તેમ તે અલક્ષી બનીને અલક્ષ્યમાં લીન થાય છે, પણુ જયાંસુધી તેની સર્વ ઇચ્છા-કામનાની તૃપ્તિ નહિ થઈ હોય, તે સર્વ કર્મમાંથી વિરામ પામવાની સ્થિતિમાં ન મૂકાયો હોય ત્યાંસુધી, કર્મનો ત્યાગ એ બહુ અકલ્યાણુકર્તા થઈ પડે છે ને પરમ પદની પ્રાપ્તિના માર્ગથી ઊલટો પાછો પડે છે. 'સોઽહમ્'ની વાતો તો ઘણી સહેલી છે, પણ તેવા બનવું મુશ્કેલ છે. જયાં સુધી મનુષ્યની સદ્‌ભાવનાએ વૈરાગ્ય ધારણ કર્યો નથી, ત્યાંસુધી ત્યાગનો વેશ એ અધોગતિનું જ સ્થાન છે. આટલા માટે, જીવને જયાંસુધી વ્યાવહારિક ને પારમાર્થિક કર્મોની ભાવનાનો વૈરાગ્ય થયો નથી, ત્યાં સુધી તેણે વ્યવહારનો ત્યાગ કરવાનો નથી. આ લોકનો જીવ જયાં સુધી પરમ તત્ત્વના શુદ્ધ સ્વરૂપનો જ્ઞાતા બન્યો નથી, ત્યાં સુધી તેને કપાળે કર્મોપાસના ચોટેલી જ છે અને તેમાં જ તેનું કલ્યાણુ છે. પણ એ વિચારના ત્યાગથી ને વ્યાવહારિક કે પારમાર્થિક નિત્યનાં કર્મમાં પાછા પડવાથી એ પતિત થયો છે. પતિત થતાં ધર્મનાં પગલાં ઉત્તરોત્તર કેમ ચૂકી ગયો છે, તેનું ઇત્થંભૂત વૃત્તાંત અહુણા જ આપ સજ્જનો સમક્ષ, તેણે સ્વમુખથી વર્ણવી બતાવ્યું છે. ધર્મનું પ્રથમ પગથીયું જ ચૂકવાથી એ કેમ ગબડતો ગયો છે, તે જુઓ ! હેતુની સિદ્ધિ કયાં છે, તેના સંપૂર્ણ જ્ઞાન પૂર્વેજ, એણે વ્યવહાર અને તેનાં કર્મનો ત્યાગ કીધો. અધિકારી ન છતાં, એ જ્ઞાન સંપાદન કરવા ગયો-એણે નિત્ય કર્મનો ત્યાગ કીધો અને અહંકારના સેવનથી એની બુદ્ધિ ભ્રષ્ટ થઇ; બુદ્ધિ ભ્રષ્ટ થતાં ધર્મસેવન અને ગુરુસેવા પૂર્ણ કરવા માટે પરદ્રવ્યની લાલસા થઇ; પરદ્રવ્યના હરણથી સ્ત્રીનો પ્રસંગ પ્રાપ્ત થયો; તે પ્રસંગ મળતાં ભોગેચ્છાની જાગૃતિ થઇ; કામવશ થતાં બ્રાહ્મણે અયોગ્ય મદ્ય પીધું, પશુહત્યા કીધી, માંસ ખાધું, પરસ્ત્રી-રજસ્વલા-ચંડાળણી-શૂદ્રાનું સેવન કીધું ને તેનું રંજન કરવા ધીવરનું આચરણ કરીને મત્સ્યાહાર કીધો; દ્યૂતમાં હારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને તસ્કરની માફક રાજભવનમાં પ્રવેશ કરીને રાજા-જે ઇશ્વરાંશ છે-તેનુ હરણ કરી, તેનો ઘાત કરવાને પણ તે તત્પર થયો. અહો ! ધર્મનાં એક પગથીયાનું

ઉલ્લંઘન કરનારની શી ગતિ ! આ સંસારનો કોઈ પણ જીવ ધર્મનું એક પણ પગથીયું ચૂકે છે, તેની એ જ ગતિ છે. મહાત્મા પુરુષોનું વચન છે કે, नास्ति भ्रष्टे विचारः—જે ભ્રષ્ટ થવા બેસે છે, તેને વિચાર જ હોતો નથી. विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः । જુઓ અહુણા એને સંપૂર્ણ પરિતાપ થાય છે; અહંકારથી ઉત્પન્ન થનારા પાપનું પ્રાયશ્ચિત્ત કરવાને એ અહુણા તત્પર છે; પતિતપણાના તાપરૂપી દાવાનળની જ્વાળાઓથી એ અહુણા તપી ગયો છે. આ ક્ષણે જ એને મૃત્યુથી પણ વિશેષ દુઃખ થાય છે; છતાં પણ એ જ્વાળાઓમાં ભસ્મ થવાને એ પરમ સુખ માને છે, સત્યત્યાગી સંન્યાસીના જીવન કરતાં, સત્યકર્મમય ગૃહસ્થજીવનને એ શ્રેષ્ઠ ગણે છે ! એને અધિકાર ન હોતો તે અધિકારી થઇ બેઠો, એને માટે તે સંતપે છે ! હે રાજન્ ! એનો અપરાધ મોટો છે; પરંતુ જે પ્રાયશ્ચિત્ત એ અહુણા કરે છે, તે હું પ્રત્યક્ષ જોઉં છું. એ બ્રાહ્મણ છે. બ્રાહ્મણ ઘોર અપરાધી હોય તો પણ તેને દેહાંત દંડની શિક્ષા કરવાની શાસ્ત્રમાં આજ્ઞા નથી, તેથી આ મહાપાપનું પ્રાયશ્ચિત્ત ભોગવવાને એને દ્વાદશ વર્ષો પર્યંત વનચર માફક વનમાં વિચરવાની આજ્ઞા કરવી, એ યોગ્ય શિક્ષા છે.''

ગુરુદેવ પ્રતિ આખા નગરનો ને રાજસભાનો પૂર્ણ ભાવ હોવાથી તેમની આજ્ઞા પ્રમાણે તેમણે તે બ્રાહ્મણને તેનાં પાપકર્મનું પ્રાયશ્ચિત્ત ભોગવવાને વનમાં મોકલી દીધો. સર્વ પ્રજાએ ગુરુ મહારાજની અને તેમના જ્ઞાનની અત્યંત પ્રશંસા કીધી અને સર્વને આશીર્વાદ આપતા ગુરુદેવ પોતાના આશ્રમે પધાર્યા.

હે વત્સો ! શંકરસ્વરૂપ, કૈલાસની સમીપ બિરાજમાન મહાત્માએ સુવિચારને કહ્યું; “પછી તે શિષ્ય વનમાં ગયો ને પોતાનાં મહાપાપનું દ્વાદશવર્ષો પર્યંત પ્રાયશ્ચિત્ત કરીને ઘોર તપવડે નિષ્કામ, અકામ નિષ્ક્રિય, જીવ શિવની એકતાનું જ્ઞાન પ્રાપ્ત કરી, ગુરુદેવને શરણે આવ્યો. અહુણા તે અકામ હતો, પૂર્ણ તૃપ્ત હતો, અસંગ હતો, દેહાભિમાનરહિત હતો, શાંત, નિર્વિકાર, ક્રિયારહિત હતો. તેનું આવું સ્વરૂપ જોઇને ગુરુ પરમ પ્રસન્ન થયા અને શિષ્યને આશીર્વાદ આપી, પોતાની પાસે રાખીને, તેનામાં કંઈ ઉણપ હતી તે પૂર્ણ કરી, શુદ્ધ કાંચન જેવો બનાવ્યો. અવસાન આવતાં ગુરુ અને શિષ્ય બન્ને પોતપોતાની ગતિને પામ્યા.'' *

---

* સ્મરણ બહાર ન થવું જોઇએ કે એ સ્થિતિ જન્માંતરે, અનેક પ્રકારે જ્ઞાનયજ્ઞ પૂર્ણ થવાથી થાય છે. अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ।

હિમગિરિના મહાત્માએ સુવિચાર અને છદ્મલિંગને સંબોધીને કહ્યું; "હે વત્સો ! સંસારમાં રહેતા મનુષ્યોને ધર્માચરણ કરતાં કેટલી સાવધાનતાથી રહેવાની જરૂર છે, તે સંન્યાસી બ્રાહ્મણની ઉક્ત કથાથી તમે યથાર્થ રીતે સમજ્યા હશો. ધર્મશાસ્ત્રનાં-મહાપુરુષોનાં વચનની કદી પણ ઉપેક્ષા કરવી નહિ.* મૃત્યુ પર્યંત કયારે ધર્મનું વચન-ક્રિયા ન ચૂકાય તેથી સાવધ રહી, ધર્મથી ધર્મનું સંરક્ષણ કરવું. જેણે સંપૂર્ણ વ્યવહાર ભોગવ્યો છે ને તેમાં દોષ જોયો છે, અને સંસારને અસાર दुःखाक्यमशाश्वतम् જાણ્યો છે, તે જ સંપૂર્ણ વ્યવહારનો ત્યાગી બની શકે છે. ભોગ ભોગવ્યા વગરનો ત્યાગી ત્યાગી નથી, પણ બેરાગી છે ! તે કદી પણ જિતાત્મા બની શકતો નથી, કામના-વાસના-ભાવના-રહિત બનતો નથી. બ્રહ્મસાક્ષાત્કારયોગ્ય અંતઃકરણશુદ્ધિ કરી શકતો નથી ને અનન્યતાને પામતો નથી. જે બેરાગી છે તે ધર્મનું એક પણ પગથીયું ચૂકવાથી અવધિરહિત પતનને પામે છે; સંસારમાં રહેનાર જીવે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, આશા તૃષ્ણાનો સંપૂર્ણ પરાજય કરવો જોઇએ ને ધર્મમાં ક્ષણભર પણ પ્રમાદ કરવો નહિ. તેમ જે ભાવી નથી તે થવાનું નથી તથા જે ભાવી છે તે મટવાનું નથી, એવા વિચારને નહિ અનુસરતાં, ભાવીને મટાડવાનો પુરુષાર્થ કરીને ભદ્રપણાને પામવાનો પ્રયત્ન કરવો આવશ્યક છે.† ધર્મસ્વરૂપના જ્ઞાતા જીવે વિવેક, વિરક્તતા, શમાદિક ગુણો સંપાદન કરવા, અદ્વૈતનો વિચાર કરવો, ચિત્તવૃત્તિનો નિરોધ કરવો,‡ વાણીનો નિરોધ કરવો, નિરાશામાં નહિ રહેતાં નિરિચ્છ રહેવું, નિત્ય એકાંતમાં રહીને ક્ષણે ક્ષણે સ્વસ્વરૂપનો વિચાર કર્યા કરવો, વાસનાનો ક્ષય કરવો, મનોનાશ કરવો ને તત્ત્વજ્ઞાન માટે સતત પ્રયત્ન કર્યા કરવો-પછી ગૃહસ્થાશ્રમ ત્યજવો. જે વિવેકી છે, મન, વાણી ને કાયાને નિયમમાં રાખે છે, કર્મયોગ સિદ્ધ કરી ધ્યાનયોગમાં પરાયણ છે, કામ-વાસનાનો નાશ કરનારો છે, વૈરાગ્યનો આશ્રયી છે, અહંકારને દળી નાંખનારો છે, તે જ શાંત અને નિત્યમુક્ત છે; તે ત્યાગનો અધિકારી છે; અને તે જ પરમ પુરુષને જુવે છે કે,

मातृवत् परदारेषु परद्रव्येषु लोष्टवत् । आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पश्यति ॥

અર્થ-જેની વૃત્તિ પરસ્ત્રીમાં માતા સમાન છે, જે પરદ્રવ્યને માટીના ઢેફા સમાન માને છે તથા ભૂતમાત્રને પોતાના તુલ્ય જુવે છે, તે જ ખરેખરો તત્ત્વ જોનાર છે.

---

* तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।

† यदभावि न तद्भावि भावि चेन्न तदन्यथा ।    ‡ योगश्चित्तवृत्तिनिरोधः ।



# ચતુર્થ બિન્દુ

## માયાપતિની માયા !

सम्भाव्येतरघटनापटीयसी सा सम्मोहं जनयति विभ्रमेण माया ॥

અર્થ—અસંભવિત પદાર્થને ઉત્પન્ન કરવામાં ઘણી કુશળ એવી માયા વિભ્રમણ ઉપજાવીને જીવને મોહિત કરે છે.

પ્રભાત થતાં મુનિચક્રચૂડામણિ યોગીન્દ્રદેવ, આ દેહના કર્ત્તવ્યકર્મથી પરવારી આસન ઉપર બિરાજમાન થયા છે. બે હાથ જોડી, સુવિચાર અને છદ્મલિંગ, મહાત્માના મુખચંદ્રમાંથી ઝરતા અમૃતનું પાન કરવાને અત્યંત જિજ્ઞાસુપણે સમ્મુખમાં બેઠા છે. તેમની જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે—એ મુમુક્ષુ જીવોને પરમપદ પ્રાપ્ત કરાવવા માટે મહાત્માએ ઉપદેશનો આરંભ કર્યો.

મહાત્મા બોલ્યા; "પ્રિય વત્સો! આ જગતના જીવોને પરમપદ-ચૈતન્ય સ્વરૂપ-આનંદસ્વરૂપ-અવિનાશી સ્વરૂપ પ્રાપ્ત કરવામાં અવરોધ કરનારી પરમાત્માએ પ્રેરેલી માયા છે. માયાનો મોહ એવો દૃઢ છે કે, તેમાંથી મહાન્ પ્રયત્ને પણ આ લોકના લાલચુ જીવથી છૂટી શકાતું નથી. એ મહામાયા એવી સમર્થ છે કે, જ્ઞાનીના ચિત્તને પણ બળાત્કારે આકર્ષણ કરી મહામોહમાં હડસેલી દે છે. તે એવી અપાર છે કે, તેનું શુદ્ધ સ્વરૂપ દેવતાઓ તથા તેના દેવતાઓ પણ જાણી શકતા નથી! તે અવ્યાકૃત પરમ પ્રકૃતિરૂપ છે. અવિદ્યારૂપી જે તિમિર અંતરમાં વ્યાપેલું છે, તેની તે ક્ષણે ક્ષણે વૃદ્ધિ કરે છે. એ માયાના સામર્થ્યનું વર્ણન કરવાને શેષ પણ શક્તિમાન્ નથી. તે અનેક રૂપે

જગતમાં વિસ્તરેલી છે.* જ્યાં સુધી જીવ અવિદ્યાને વશ રહે છે, અજ્ઞાન કાળના અંધકારમાં ગોથાં ખાય છે, અસત્‌માં સત્‌ને પેખે છે અને તેથી એ અસત્‌ને પ્રેમથી સેવવાને ઉત્સુક રહે છે, ત્યાં સુધી એ મોહિની-માયા, તેને સંસારરૂપ સાગરના વમળમાંથી છૂટા પાડી, સુખદ ભૂમિમાં જઇ બેસવાને સમર્થ બનવા દઇ શકતી નથી-મુક્તિના દ્વાર પ્રતિ દૃષ્ટિ પણ કરાવવા દેતી નથી. સ્વસ્વરૂપનું અજ્ઞાન એ જ માયાનું સ્વરૂપ છે. જેને પરમેશ્વરનો, બ્રહ્મનો, જીવ અને શિવના અભિદત્વનો, સંસારની અનિત્યતાનો સ્વયં બોધ થાય છે,† તે જ એ માયાના પારને પહોંચવાને પ્રયત્નશીલ બની શકે છે. આત્મારૂપી અતર્ક્ય મોટા મહાસાગરમાં માયારૂપી એક નાનું સરોવર છે, તથાપિ તેની બલસત્તા પ્રગાઢ-અગાધ છે. એ માયાના પાશમાં બંધાયલો જીવડો, આ પ્રગાઢ-અગાધ સરોવરમાં સૂક્ષ્મ મત્સ્યરૂપ છે. પણ સરોવર પ્રગાઢ છે, તેથી તે તરીને પરમાત્મારૂપ પૃથ્વીપર આવીને શાંતિ પામી શકતો નથી. કેમકે-

अग्रे वह्निः पृष्ठे भानू रात्रौ चिबुकसमर्पितजानुः ।
करतलभिक्षा तरुतलवासस्तदपि न मुञ्चत्याशापाशः ॥

"આગળ અગ્નિ બળે છે, પાછળ ભાનુ તપે છે, રાત્રે ચિબુક-હડપચી તથા ઘુંટણ પેટમાં ચાંપીને સૂઈ રહેવું પડે છે, ભિક્ષા માગવા માટે હાથ સિવાય બીજું પાત્ર પણ નથી, અને વૃક્ષની છાયા નીચે સુવાનું છે, તોપણ આશાનો પાશ જીવને છોડતો નથી," એવી એ પ્રપંચકુશળ માયાની પ્રબળ શક્તિને લીધે પુરુષ અવિદ્યાના પાશમાંથી છૂટી શકતો નથી. ઊલટું એ પુરુષરૂપી મત્સ્ય, ધીમે ને ધીમે અજ્ઞાતપણે માયારૂપી એ મહાસરોવરના કળણમાં એવો તો ખૂંપી બેસે છે કે, ગુરુરૂપી સમર્થ તારો તેને કાઢવાનો પ્રયત્ન કરે છે, તો પણ તે નીકળી શકતો નથી-પ્રસંગે તો અનેક માયાની મોહિનીમાં લીન થયેલા એ પુરુષને, સંસારરૂપી કાદવમાં ખૂંપી બેસવામાં જ આનંદ રહે છે! માયારૂપી મહાસરોવરમાંથી બહાર નીકળીને રત્નાકરરૂપી વ્યાપક પરમાત્મભૂપ્રદેશમાં શો આનંદ છે, તેનું તો તેને જ્ઞાન જ થતું નથી; રે, જ્ઞાન કરાવનારાના વચનને તે મિથ્યા માને છે અને સચ્ચિદાનંદાત્મક ભૂમિવાસી પુરુષની ભેદભાવના નષ્ટ થવાથી, કેવી સ્થિતિ બની જાય છે,

---

* भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥

† अनित्यमसुखं लोकम् ।

તેનો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હોવાથી, માયાએ કલ્પેલી સૃષ્ટિમાં સર્વ આનંદ છે, સર્વ સુખ છે એમ તે સમજે છે.

સ્વપ્ન જેવી અજ્ઞાનાવૃત કલ્પિત અહંતા મમતા, પોતાનાં પુત્ર, ઘર, સ્ત્રી, ધન, કીર્તિ અને સગાંસહોદરમાં તેની બુદ્ધિ—સત્ય માની લઇ મૂઢની પેઠે તે જ્યાં ત્યાં ભમે છે; તમોગુણથી ઘેરાયલો રહી, અનિત્યને નિત્ય ને અનાત્માને આત્મતારક માની વિપરીત-ભ્રમિત બુદ્ધિથી તે ઘેરાઇ જઇ, દ્વૈતમાં જ આનંદ માની લે છે. તે એવો ભટકે છે કે, પ્રિય આત્મા—પરમ આત્મા કેવો અખંડાનંદવાળો છે, તેનું ભાન પણ, એ માયા તેને કરાવવા દેતી નથી. અજ્ઞાનાવૃત માયાના મહાસમુદ્રમાં લચીપચી રહેલા એવા પુરુષને, આત્મભૂમિપર—પરમાત્માના સાક્ષાત્કારની ભૂમિપર જે અદ્વિતીય આનંદ વ્યાપી રહેલો છે, જે સકળ સુખનું ધામ છે, જે સુખનો કોઇપણ કાળે અવધિ નથી, તેવા અવિનાશી નિત્યાનંદ સુખનો ભોક્તા થવાને, અને દેહ અને પ્રારબ્ધના યોગે, નૌતમ નિજ ભૂમિપર એ માયા શક્તિ, આવવા જ દેતી નથી. પણ જે પુરુષ એ માયાના મહાસમુદ્રને તરી, નિજ ભૂમિપર આવે છે, તેને સર્વ અદ્વિતીય, અનિર્વચનીય, પરમ પ્રકાશ, એવા પરમાત્મા—પરમ પુરુષ પુરુષોત્તમનું દર્શન થાય છે ને પછી તેમાં જ તે વિલયને પામે છે. એ પરમાત્માનું દર્શન તે જ માયાનું અવ્યક્ત સ્વરૂપ છે ને વિલય તે તદ્રૂપ જ થવું તે. એ સ્થિતિને પ્રાપ્ત થવા માટે દ્વૈતનો વિનાશ થવો જોઇએ—જે વિનાશ માયાપતિની પ્રેરેલી અવિદ્યાવેષ્ટિત માયા થવા દેતી નથી. પણ જ્યાં દ્વૈતનો નાશ થાય છે, ત્યાં માયાપતિની પ્રેરેલી માયાની શક્તિ આવરણ કરી શકતી નથી. માયા એ મિથ્યા છે, એવો જ્યારે પુરુષને સાક્ષાત્કાર થાય છે, ત્યારે જ તે પોતાના અજ્ઞાન કાળમ વ્યક્તરૂપી માયાને પ્રત્યક્ષ રીતે જૂવે છે. આ માયાનું જ અવ્યક્ત સ્વરૂપ જોઇને, જે આનંદને પામે છે, તેનું વર્ણન થઇ શકે તેમ નથી જ. જગતના આનંદ માત્ર તેના આનંદનો છાંટો પણ નથી. એ આનંદની મહાપવિત્ર સરિતા છળાછળ ભરેલી છતાં શાંત, નિર્મળ, મધુરી, આહ્લાદજનક છે. એ આનંદને જે ભોગવે છે તે જ ભોગવી જાણે છે; છતાં જાણનાર જણાવી શકતો નથી, ભોગવનાર ભોગવાવી શકતો નથી, લેનાર આપી શકતો નથી કે લેવડાવી શકતો નથી. એ આનંદ—પ્રેમમાં જે મસ્ત થઇ રમે છે, તેની તો

'નિમ સર્વ નાશે રે, જ્યારે પ્રેમ તો વ્યાપે;
નિદ્રા જેને આવેરે, તે ઉત્તર કેમ આપે.'

એવી ગતિ બની રહે છે. એ આનંદરસ ઝીલનારા જીવ બહુ જ થોડા હોય છે; स महात्मा सदुर्लभः । કેમકે પરમાત્મપ્રેરિત માયા દુર્લંઘ્ય છે. मम माया दुरत्यया । પણ જે પરમાત્માના શુદ્ધ સ્વરૂપને, ભક્તિથી–યોગથી–જ્ઞાનથી જાણે છે, તે જ માયાને ઉલ્લંઘી જઈ આ આનંદરસ ઝીલવા જાય છે.*

વિદ્વાન, ગુણવાન, નીતિમાન્ જીવને પણ વિષયાભિમુખ જોતાં જ, નિજાનંદની વિસ્મૃતિ કરાવનાર એ માયા છે. બુદ્ધિને સ્વલ્પ દોષ થયો કે તે દ્વારા એ માયા જીવને સંસારના અધમ અગારમાં ઘસડી જઇને વિક્ષેપ પમાડે છે. જેમ વ્યભિચારિણી સ્ત્રી જ્યારે ઈશ્વરભજન કરે છે, તેનું સેવન કરે છે, અર્ચન કરે છે, વંદન ને દર્શન કરે છે, તે કાળે તે કાર્યમાં ગમે તેટલી લુબ્ધ થાય છે, તોપણ પોતાના પ્રિયતમનું સ્મરણ થતાં તેના ભણી જ તેની વૃત્તિ જડાઇ રહે છે, તેવી જ માયાલુબ્ધ-માયાવશ પુરુષની પણ ગતિ છે. અજ્ઞાની જીવ પ્રભુપ્રેમમાં સારો દિવસ લપટાઇ રહે છે, પણ એકાંત મળતાં, પ્રભુસ્મરણ ક્ષણભર દૂર થતાં–વીસરી જતાં, ક્ષણભર વિષયની વાસના પ્રગટી નીકળી કે, તત્કાળ તેનાપર આવરણશક્તિ એવો તો ગાઢો અંધકાર પાથરી દે છે, કે જે આનંદસ્વરૂપનું અલપ ઝલપ દર્શન થયું હોય તેની વિસ્મૃતિ કરાવી દઇ, માયામાં તેને દબાવી દે છે.† દૂર કરેલો તળાવનો શેવાળ જેમ ક્ષણ માત્ર પણ દૂર રહેતો નથી પણ પાછો પ્રસરી આવરણ પાથરે છે, તેમ જે પ્રાજ્ઞ જીવો સંસારના વિષયથી પરાઙ્‌મુખ થયા છે, તેઓ માયાની ભુરકીમાં ભોળવાઈ જઇ લાકડાને ભરોંસે મોટા મગર ઉપર બેસીને નદીને સામે પાર જવાની ઇચ્છા કરનારા જીવની પેઠે, વિષયાભિમુખ થતાં જ ડૂબી જાય છે. જગતના જીવોને એ માયાએ બહુ બહુ ભૂલાવ્યા છે-અનેક પ્રકારના કલેશો વેઠવા છતાં પણ એ માયામાંથી તેમનાથી મુક્ત થવાયું નથી. હવે એ માયાનાં અનેક સ્વરૂપો છે–સ્ત્રી, પુત્ર, ધન, દેહ, કીર્તિ, વિષયસુખ ઇત્યાદિ અનેક છે. પણ જે જીવની વૃત્તિવાસના, પુત્રપ્રેમ, સ્ત્રીપ્રેમ, ધનપ્રેમ, કીર્તિપ્રેમ–એવાં એવાં કર્મના વિલાસ-ભોગૈશ્વર્યથી પરાઙ્‌મુખ થાય છે, તે જ વૈરાગ્યને પ્રાપ્ત કરીને એ માયાનો નાશ કરવા સમર્થ બને છે; કેમકે વૈરાગ્યસંપન્ન પુરુષ, પ્રપંચનો ત્યાગ કરવાને સદાય ઉત્સાહી રહે છે; તે પોતાની સહાય-

* मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ।

† न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः । माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥

તામાં શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન અને શ્રદ્ધા, આ ષડ્ગુણોને સશસ્ત્ર ને સુસજ્જિત રાખે છે, અને તેના વડે માયાના સૈન્યનો પરાજય કરે છે. પણ અજાણ્યો જીવ, લીલથી ઢંકાયલા ખરા જળને ત્યજીને, જેમ મૃગતૃષ્ણા-ઝાંઝવાના જળને પીવાની ઇચ્છા કરે છે, તેમ પરમાત્માના સત્ય સ્વરૂપથી પરાઙ્મુખ થયેલો જીવ, ન જ્ઞાન, ન વૈરાગ્ય, ન ભક્તિ, કશાનું સેવન ન કરી, માયામાં લુબ્ધ થઇ, તેનો પ્રેરાયલો પ્રેરાઇ, બાજીગરના નટવા પેરે, નૃત્ય કર્યાં જાય છે.

## નારદ અને માયાશંકરની કથા

માયા કેવી બળવાળી છે, એ ઉપર પરમાત્મા અને શ્રીનારદની કથા બહુ જ જાણવા જોગ છે.

એક સમયે પરમાત્માના ગુણગાનના આનંદમાં મસ્ત થયેલા દેવર્ષિ નારદજી નિજમંદિરમાં પધાર્યા. વાતના પ્રસંગમાં નારદજીએ કહ્યું: "હે ભગવાન્ ! હે અવિનાશી ! હે જગન્માત્રની લીલા વિસ્તારનાર ! આપ કહો છો કે 'મારી માયા અજય્ય છે,' दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया । 'આ મારી ગુણમયી દૈવી માયા દુરત્યય છે:' અને આ આખું જગત્ એ ત્રિગુણી માયાની લટાછટાથી મોહ પામેલું છે, તેથી પરમાત્માના સ્વરૂપને જાણવાને સમર્થ થતું નથી; તો કહો, આપની એ માયા કેવી છે? હું ત જાણી શકયો નથી. હે કૃપાસિંધુ ! આપની માયાના સ્વરૂપનું મને દર્શન કરાવો !"

**માયાના બે પ્રકાર**

પરમાત્માએ કહ્યું; "હે નારદ ! મારી માયાનો વિસ્તાર બહુ મોટો છે. દુષ્કૃતીઓ, મૂઢ, નરાધમ જીવો મારી માયાથી આવૃત થઇને એવા આસુરી ભાવમાં પડેલા છે, કે તેઓને એ માયાના પાશમાંથી છૂટવા સુદ્ધાંનો સંકલ્પ પણ થતો નથી.* એ માયા બે પ્રકારની છે; શુદ્ધસત્ત્વા અને મલિનસત્ત્વા. શુદ્ધસત્ત્વા એ માયા અને મલિનસત્ત્વા એ અવિદ્યા. શુદ્ધસત્ત્વા માયાવેષ્ટિતના ચિત્તમાં એનું પ્રતિબિંબ પડવાથી જે દર્શન થાય છે, તે પરમ તોષ-પરમ આનંદ-પરમસુખ-પરમપદની પ્રાપ્તિ કરાવે છે; અને મલિનસત્ત્વા તે પરબ્રહ્મના જ્ઞાનથી રહિત કરાવીને જીવને સંસારની જાળમાં વીંટાયલો यथोल्बेनावृतो गर्भः-જેમ ઓરવડે ગર્ભ વીંટાયલો રહે છે તેમ

* न मां दुष्कृतिनो मूढाः प्रपद्यंते नराधमाः । माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥

રાખે છે. એ માયા મહાદુરત્યય-દુસ્તર છે. એમાંથી તારનારો તરાવવાનો પ્રયત્ન કરે છે-છોડવનારો છોડાવવાનો પ્રયત્ન કરે છે-તોપણ માયાની છટાછટાથી મોહિત થયલા પુરુષથી તેનો ત્યાગ કરી શકાતો નથી ને તે મને પ્રસન્ન કરી શકતો નથી. પણ જેણે અવિદ્યાનો તિરસ્કાર કરી, મારા સ્વરૂપને શોધ્યું છે-જાણ્યું છે, જોયું છે, એવો જ્ઞાની જ મને પ્રસન્ન કરે છે. ज्ञानी त्वात्मैव मे मतम् । નિત્ય દુષ્ટ કર્મ કરનારા, પાપાચારમાં મચી રહેલા, સાધુજનની ઉપેક્ષા કરનારા, ધર્મસાધનથી પરાઙ્મુખ, પ્રેમ-ભક્તિથી રહિત, મારું ગુણગાન ન કરવાથી ભ્રષ્ટ, મોહમાં ભટકનારા મૂઢ જીવો, મારી પ્રેરેલી એ માયાનું સ્વરૂપ ન સમજવાથી જગતની જાળમાં સક્પટ્ટ બની, અનેક જન્મે પણ છૂટી શકતા નથી. તેઓ તો ક્ષણિક સંસારસુખમાં, ધન, પુત્ર, દારા, પ્રપંચ, અસત્ય ને કીર્તિમાં જ આનંદનો પ્રભાવ સમજી, જગતને-સંસારને જ સત્ય માને છે અને તેમાં જ સર્વ આનંદનું-શ્રેષ્ઠ આનંદનું રહસ્ય સમજે છે, અને તેથી જ નિજાનંદનો આનંદ ભોગવવાને ક્ષણ માત્ર પણ ઇચ્છા કરી શકતા નથી, પણ તેમાં ને તેમાં જ ગુચવાઈ રહેવાને પ્રસન્ન ચિત્તે ઉત્સુક રહે છે. એ જ મારી માયાનું પ્રગાઢ-અગાધ સ્વરૂપ છે.

"એ માયાનું સ્પષ્ટ સ્વરૂપ કામના, વાસના ને અશુદ્ધ સંકલ્પ છે. એ કામનામાં લુબ્ધ થયેલો જીવ શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન અને શ્રદ્ધા આ સાધનોની ક્ષણભર પણ જિજ્ઞાસા કરતો નથી; તેમ તેને અકામ, નિર્વાસનામય બનવાની ભાવના પણ થતી નથી. તેને શ્રેય અને પ્રેયનો વિચાર જ નથી. પણ જેને શ્રેય અને પ્રેય ભિન્ન છે, તેજ જગતની-સંસારની વાસનાથી મુક્ત થઈ, પરમ આનંદનો ભોગી થાય છે. હે વત્સ નારદ! માયાનું સ્વરૂપ કેવું છે, માયાની મોહિનીમાં લોટ-પોટ થયેલો પુરુષ માયાને કેવી રીતે ઉપાસે છે, તેનું યથાર્થ દર્શન કરવું હોય, તો જંબૂદ્વીપમાં આવેલા ભરતખંડમાં જા! તેની દક્ષિણ દિશામાં પ્રતિષ્ઠાન નામનું એક સુંદર નગર છે. તે નગરમાં માયાશંકર નામનો ગુણવાન્ વિદ્વાન્ ને નીતિમાન્ સર્વશાસ્ત્રનો જ્ઞાતા છતાં માયા-લુબ્ધ એક બ્રાહ્મણ વસે છે, તેને ત્યાં જઇને મારી માયાનું સ્વરૂપ તું જો! એ માયાલુબ્ધ જીવને તેની સ્વેચ્છાથી માયાથી મુક્ત કરાવીને અત્ર લઇ આવવામાં તારું પરાક્રમ હું સમજીશ; અને ત્યારે જ તારા લક્ષમાં આવશે કે, મારી માયા કેવી દુરત્યય છે."

પરમાત્માની આજ્ઞા થતાં જ નારદજી પ્રતિષ્ઠાનપુર તરફ ચાલ્યા. માર્ગમાં આવતાં આવતાં તેમણે પોતાનું સ્વરૂપ બદલી સંતનું સ્વરૂપ ધારણ કીધું; પછી માયાશંકરને ઘેર જઈ 'भवति ! भिक्षां देहि, '* 'नारायण हरे !' નો મંગલોચ્ચાર કરી તે ઊભા રહ્યા. માયાશંકરના હૃદયપ્રદેશના કોઇક ખૂણાખોચરામાં જરાતરા શ્રદ્ધા હતી. અતિથિનો સત્કાર એ ગૃહસ્થનું કર્તવ્ય છે એવું તેને જ્ઞાન હતું. પ્રભુ જ સર્વનું જીવન છે, તે એક, અદ્વિતીય ને નિત્યમુક્ત છે, તેનું જ સેવન, ભજન, પૂજન, તારે છે, એવો વિચાર તેને નિત્ય થતો હતો. છતાં માયાપતિની માયાથી તે પરાઙ્મુખ નહતો; અને તે જ તેને મુક્તિના માર્ગ પ્રતિ પ્રયાણ કરતો અટકાવતી હતી. 'नारायण हरे !' એવો શબ્દ સાંભળતાં જ, માયાશંકરે દ્વાર ઉપર આવીને, નારદજીને પ્રણામ કરી ભિક્ષા માટે નિમંત્રણ કીધું.

નારદજી ઘરમાં પધાર્યા, એટલામાં માયાશંકરની દુર્મુખી નામક સ્ત્રી ત્યાં આવી અને ક્રોધ કરીને બોલી; "અરે એ ડોસલા ! વળી આ સાધુડા બાધુડાને ક્યાં તારા દાદાના ઘરમાં લાવીને નાંખ્યો; એ બોગટાનું હોજરું ભરવાને દોઢ શેરનું બાફણું કોણ બાફશે ? આ હું તો મહાદેવજીનું દર્શન કરવા જાઉં છું ને કથા સાંભળ્યા વગર હમણાં આવવાની નથી-તારે ખવડાવવું હોય તો એને ખવડાવજે !" આમ બોલતી દુર્મુખી સડસડાટ ઘરમાંથી બહાર ચાલી ગઇ.

નારદજી તો મંગળાચરણમાં જ જે ગણેશપૂજા થઈ, તેથી આભા જ બની ગયા. તે મનમાં વિચાર કરવા લાગ્યા કે, "પરમાત્માએ મને માયાનું સ્વરૂપ જોવાને તો ઠીક મોકલ્યો !"

ક્ષણ પછી નારદજી મનમાં વિચાર કરવા લાગ્યા કે, "અહોહો ! આ જગતની માયા કેવી દુસ્તર છે, તેનું સ્વરૂપ હું આજે જ જોઉં છું. યજ્ઞ, દેવદર્શન, વ્રત, ઉપવાસ કે પરમુખથી કથા શ્રવણ કરવી, સાંસારિક કે ત્યાગી ગુરુની સેવા કરવી, એમાંનું કશુંએ સ્ત્રીઓને ફળ આપતું નથી અને તેનું કલ્યાણ કરતું નથી. સ્ત્રી તો પતિસેવાથી જ સત્યલોકને પ્રાપ્ત કરી શકે છે. સ્ત્રીઓનો સત્ય ધર્મ તો પતિસેવા જ છે. સર્વ દેવોમાં પરમ દૈવતરૂપ સ્ત્રીને એકલો પતિ જ છે.

**પતિવ્રતા સ્ત્રીના ધર્મો**

---

* भवत्पूर्वं चरेद्भैक्षमुपनीतो द्विजोत्तमः । भवन्मध्यं तु राजन्यो वैश्यस्तु भवदुत्तरम् ॥

એવા ધર્મની વિસ્મૃતિ કરીને, જે સ્ત્રી દેવદર્શન, ઇશ્વરપૂજન, કથા-શ્રવણ વગેરેમાં બારણે બારણે ભટકયા કરે છે, તેનું કોઇ પણ કાળે કલ્યાણ થતું નથી એવું વેદવચન* છે, છતાં આ સ્ત્રી પોતાના પતિને નહિ કહેવા યોગ્ય વચનો કહી, ન કરવા યોગ્ય તિરસ્કાર કરી, કયા મહત્ફળને માટે ભગવાન શંકરનાં દર્શને ને કથાશ્રવણે જાય છે? પર-માત્માએ મને કહ્યું છે કે, આ બ્રાહ્મણ વિદ્વાન્ ને ગુણસંપન્ન છે, તો એની પાસેથી કથાશ્રવણ કરી, આત્માનું કલ્યાણ કરવાની એ સ્ત્રીએ ઇચ્છા કરવી જોઇએ, તેને બદલે, ભવભટકણના હવાતિયાં મારવાને એ કયાં દોડે છે? ખરેખર, પાદરનું તીર્થ, ઘરનો કર્માંતર કરાવનાર ગુરુ, ગામનો આચાર્ય, ઘરનું માણસ એની કોઇ ગણના જ કરતું નથી. હરદ્વારમાં વસનાર, નિર્મળ ગંગાનાં સ્નાનને સ્વલ્પ ગણીને કાશીના મણિકર્ણિકાના ઘાટને કલ્યાણકારી માને છે; ઘરનો ગુરુ ગમે તેવું ઉત્તમ ક્રિયા કર્માંતર કરાવતો હોય, છતાં અન્ય ગુરુની જ પ્રશંસા કરવામાં આવે છે; ગામનો આચાર્ય તત્ત્વજ્ઞાનની પરમ કથા કહે છે, તોપણ તે શ્રવણ કરવાને કોઇ જતું નથી, અને વિદેશથી આવતા સ્વાર્થી રામા-નન્દ, ભીમાનન્દ, કે જે ગામના આચાર્યસમાન નથી, અલ્પ છે–લોભી છે, તેમની કથા શ્રવણ કરવા માટે લોકો દોડાદોડી કરે છે, અને વળી કહે છે કે, 'વાહ! શી મધુરી કથા કરે છે; જાણે એ સાંભળ્યા જ કરીએ!' જે મનુષ્ય અનેક જનોને સલાહ આપે છે, અનેકોને ઉત્તમ માર્ગ દર્શાવે છે, અનેકોના કલેશો દૂર કરાવી મૈત્રી કરાવે છે, તે પુરુષને તેનાં સ્ત્રી પુત્રાદિ કહે છે કે, 'જાઓ! જાઓ. તમારામાં કંઇ અક્કલ જ બળી નથી; તમારી અક્કલ હવે ઘરડી થઇ છે; તમે હવે બેઠા બેઠા માળા જપ્યા કરો!' વિદ્યા મેળવીને પ્રભુને જાણ્યા નહિ, શિષ્ય થઇને ગુરુને તોષ્યા નહિ, ને પત્ની થઇને પતિની આજ્ઞાનું પાલન કીધું નહિ, તેની વિદ્યા, શિષ્યપણું ને પત્નીપણું વૃથા જ છે."

આવો વિચાર કરતાં નારદજીને માયાશંકરે આસન આપ્યું. નાર-દજી બિરાજમાન થયા. માયાશંકર પોતાના નિત્ય કર્મમાં પ્રવૃત્ત થયો. નિત્ય કર્મ આટોપ્યા પછી પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યો કે, "હે દીન-દયાળુ! હે ભક્તપ્રતિપાલક! આ દાસના ઉપર દયા કરીને આ સ્ત્રીથી હવે મને છોડવો. મારા કોઇ જન્મજન્માંતરોનાં પાપકર્મો ભોગવતાં

---

* गुरुरग्निर्द्विजातीनां वर्णानां ब्राह्मणो गुरुः । पतिरेको गुरुः स्त्रीणां सर्वस्याभ्यागतो गुरुः॥

હવે હું ત્રાસી ગયો છું. મારાથી હવે આ દુઃખ સહન થતું નથી. હે પ્રભુ ! હું હવે તમારે શરણે છું. હે કૃપાસિંધુ ! મને આ ભવસંકટમાંથી ઉગારો !"

આવી તેની શુદ્ધ હૃદયની પ્રાર્થના સાંભળી નારદજી સમજ્યા કે, આ બ્રાહ્મણ તો સંસારથી કંટાળી ગયેલો જણાય છે. એ કંઈ માયાલુબ્ધ જણાતો નથી–રે એનામાં તે માયાનું સ્વરૂપ શું જોવાનું હતું ? તત્ક્ષણે નારદજીના કર્ણપ્રદેશમાં શબ્દસંચાર થયો કે, 'હે નારદ ! ધીરજ ધર અને જે લીલા થાય તે જો, અધીરો ન બન.' પછી નારદજી નારાયણના નામનું રટણ કરતા આસનપર સ્વસ્થપણે બિરાજમાન થઈ રહ્યા.

**સ્ત્રીરૂપી માયાની વળગણ**

મધ્યાહ્ન થતાં દુર્મુખી રઝળી રખડીને ઘરમાં આવી. માયાશંકરની પુત્રવધૂએ રસોઇ તૈયાર કીધી હતી, તેમાંથી એક થાળ પૂરી ધણીના મ્હોં આગળ મૂકી, ને બીજી થાળ નારદજીના મુખ આગળ પછાડી–તે એટલા જોરમાં પછાડી કે, નારદજીના વાટકામાંની દાળના છાંટાથી માયાશંકરનું શરીર ખરડાઇ ગયું. તે નમ્રપણે બોલ્યો; "કંઈ નહિ ! બીજી દાળ મૂકો, તમને તો કંઈ પીડા થઇ નથી ને !" પણ કર્મધર્મસંયોગે પાછી દાળ લાવતાં, તે દાળનો ઊનો ઊનો વાટકો દુર્મુખીના પગપર પડ્યો ને 'ઓ' 'ઓ' કરતાં દુર્મુખીબાઇ બેસી ગયાં. તુરત જ માયાશંકરે ઊઠી તેનો પગ ધોવાને પાણી આણ્યું; પણ તેણે જેવું પાણી પગપર રેડ્યું કે, "રડ્યા ! મને મારી બાળી નાંખવી છે કે શું ?" એમ બોલતી કે તે સ્ત્રીએ માયાશંકરને એવી લાત મારી કે, ડોસો ભીંતપર જઈને પડ્યો ને માથું ફૂટી લોહી વહેવા લાગ્યું. દુર્મુખીએ તેની જરાપણ દરકાર કીધી નહીં. તે તો ડોસાને સરસ્વતી સંભળાવતી જ ગઈ. માયાશંકરે જરાપણ ગુસ્સો કે ખેદ કર્યા વગર, પોતાને હાથે માથામાં ઘા બાજરિયું બાંધી, દુર્મુખીને પગે તેલ ચોપડી, પથારી પાથરી તેને તેપર સૂવાડીને પછી તેના પગપર તે બીજા ઉપચારો કરવા લાગ્યો.

માયાશંકર ક્ષણે ક્ષણે દુર્મુખીથી છૂટવાની ઈશ્વરને પ્રાર્થના કર્યા કરતો હતો, અને એ જ સમયે ઈશ્વરે તેની પ્રાર્થના સાંભળી હતી. તેની સ્ત્રી દુર્મુખી, આ દાઝયામાંથી વધારે માંદી પડી, એટલે માયાશંકર નારદજીની સેવા અર્ચા ભૂલી જઇ, સ્ત્રીની સેવા અર્ચા પૂજનમાં આખો

દહાડો રોકાયલો ને રોકાયલો રહેવા લાગ્યો. દુર્મુખી ગાળ દે, મારવા ઊઠે, મ્હોંપર થુંકે, તેની માયાશંકર દરકાર કરતો ન હતો. માયાશંકર તે માયાશંકર જ હતો! બહારનો દેખાવ માયાત્યાગીના જેવો હતો, પરંતુ અંદરથી તો તે માયાનો રાગી હતો. દહાડે દહાડે સ્ત્રીનો મંદવાડ વધતો ગયો, અને માયાશંકર માયાને વશ થઇને રડવા લાગ્યો; "અરે! મારું ઘર ભાંગી જવાને તૈયાર થયું. હાય! હાય! મારો સંસાર પડી ભાંગ્યો. રે રે! હું ઘડપણમાં રઝળી મુવો. ઓ મારા બાપ! હવે હું રખડી મુવો, મારું હવે શું થશે?" આમ બોલતાં બોલતાં ચોધાર આંસુઓ પાડી તે રડવા લાગ્યો.

નારદજીએ કહ્યું; "બ્રહ્મદેવ! તમે તો નિત્ય નિત્ય પરમાત્માની પ્રાર્થના કરતા હતા કે, 'આ સ્ત્રીથી મારો છૂટકારો કરો!' તે તમારી પ્રાર્થના પરમાત્માએ સાંભળી છે-આજે તે તમારું કલ્યાણ કરે છે, તેમાં તમે શોક શાનો કરો છો? જે જન્મ્યું તે જવાનું જ છે. जातस्य हि ध्रुवो मृत्युः। જન્મવાનો પર્યાય જ મૃત્યુ છે. હે બ્રહ્મદેવ! પ્રકૃતિ એ તો મરણ છે, અને જે વિકૃતિ છે તેને જ ડાહ્યા પુરુષો જીવિત ગણે છે.* મહાત્મા વસિષ્ઠ મુનિએ શ્રીરામચન્દ્રને ઉપદેશ કરતાં કહ્યું હતું કે, દોષ-રૂપી મુક્તાફળની માયાનો જેણે ત્યાગ કીધો છે, વડવાનળરૂપ કોપનો ત્યાગ કરીને જેણે વિવેકરૂપી શસ્ત્ર ધારણ કીધું છે, અનંગની પીડાથી જે જીવન્મુક્ત થયો છે, તેવા જ જીવને મૃત્યુ હણતો નથી; બાકીના સર્વે તો મૃત્યુથી હણાયલા જ છે. એવા મૃત્યુને માટે તમે શા માટે શોક કરો છો!' તમે અને તમારી સ્ત્રી એક કાળે, એક સ્થળે, એક ગૃહે, જન્મેલાં નથી; અને તમારું મૃત્યુ પણ નિરનિરાળું જ નિર્માણ છે, તેમાં શોચ શો! नैनं शोचितुमर्हसि। જગતમાં એવી પણ કહેતી છે કે, બે કરા સાથે પડતા નથી, કાં તો તમે પ્રથમ મૃત્યુને શરણ થશો, કાં તો તે પ્રથમ મૃત્યુને શરણ થશે, એવું આદિ અનાદિનું નિર્માણ છે તેને મિથ્યા કોણ કરી શકે એમ છે? હે ભૂદેવ! માયાશંકર! તમારા જેવા વિદ્વાન્ પુરુષે તો સંકટમાં શોક ન કરવો જોઇએ; તમારે તો સંસા-રથી ઉદાસીન રહેવું જોઇએ; કેમકે સંસારમાં પ્રીતિ કરવા યોગ્ય કોઇ સુખ તમને છે, એવું મને દેખાતું નથી. જે સંકટ તમને એ સ્ત્રી આપે

---

* मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जीवितमुच्यते बुधैः।
क्षणमप्यवतिष्ठते श्वसन्यदि जन्तुर्ननु लाभवानसौ॥

છે, કુટુંબીસમક્ષ અયોગ્ય વચનો ઉચ્ચારી તમારી માનહાનિ કરે છે, આ પુત્રવધૂસમક્ષ તમને હલકા પાડે છે, અને પતિ એ તો પરમેશ્વર-તુલ્ય છે તેને અનેક કુવચનોથી તિરસ્કારે છે. એવી સ્ત્રી થકી ને એવા સંસારમાંથી મુક્ત થવાનો પરમાત્માએ તમને જે શુભ યોગ સમય આપ્યો છે, તેને તમે શોકને ત્યજી હર્ષભેર તમારા આત્માનું કલ્યાણ કરી લેવા માટે સત્વર ઝડપી લો!"

માયાશંકરે રડતાં રડતાં કહ્યું; "હે મહારાજ! તમારું બ્રહ્મજ્ઞાન અત્યારે રહેવા દો, ને મારું ઘર ભાંગી જાય છે તેને માટે કંઇ કરો. જો મારી સ્ત્રી આ મંદવાડમાંથી ઊઠશે તો હું સો બ્રાહ્મણોને ભોજન કરાવીશ, સહસ્ત્ર ગૌદાનો આપીશ, લક્ષ ગાયત્રી જપીશ! ઓ મહાત્મા! આપની પાસે જો કંઇ જડીબુટ્ટી હોય તો તે આપીને મારી સ્ત્રીને મૃત્યુના મુખમાંથી ઊગારો."

નારદજીએ કહ્યું; "અરે ઓ મૂઢ! જ્યાં મૃત્યુ નિશ્ચિત છે, તેનું વારણ કરવાને કોણ સમર્થ છે? મૂઢ મનુષ્ય જ જપતપને મૃત્યુના વારણનું કારણ કલ્પે છે. જો એમ મૃત્યુનું વારણ થતું હતે તો કોઈ જીવ કાલપાશમાં પડતે જ નહિ." આ પ્રમાણે નારદજીએ ઘણો ઘણો ઉપદેશ આપ્યો, પણ માયામાં લુબ્ધ માયાશંકરના હૃદયમાં તેની જરાપણ ચટકી લાગી નહિ.

જ્યારે તેની સ્ત્રી મરણ પામી ત્યારે તે ગાંડાની પેઠે યદ્વાતદ્વા બકવા લાગ્યો-'ઓ ઓ! મારું ઘર ભાંગી ગયું; મારું ઘડપણ રઝળી ગયું: રે મારી માંદગીમાં કોણ સહાયતા આપશે'-એમ અજ્ઞાનીનીપેરે તે આક્રંદ કરવા લાગ્યો, સ્ત્રીની ઠાઠડીને વળગી પડી ઊંચકતી અટકાવવા લાગ્યો, તેની પાછળ દોડવા લાગ્યો ને ચિતામાં ઝંપાપાત કરવાને પણ તૈયાર થયો! અહાહા! શી માયાની કૃતિ છે! આખી જીંદગીમાં એક પણ દિવસે તેના હૃદયને આનંદ પમાડે તેવો એક પણ શબ્દ જે સ્ત્રીના મુખમાંથી નીકળવા પામ્યો ન હતો, તે સ્ત્રીના ગુણોને સંભારી સંભારી ગાંડાપેરે તેણે માથું કૂટવા માંડ્યું! બે ચાર દિવસો તો ખાવાનું પણ તજી દીધું. નારદજી નારદજીને ઠેકાણે રહ્યા, ને માયાશંકર પ્રભુભજન ને નિત્યકર્મનો ત્યાગ કરી, દુર્મુખીના ગુણગાન કરી રડવા ને માથું કૂટવામાં નિમગ્ન થઇ ગયો.

સ્ત્રીના મરણને એકાદ માસ થયા પછી નારદજીએ તેને કહ્યું: "હે બ્રાહ્મણ! આ અસાર સંસારમાંથી મુક્તિ પામવાની પરમાત્માએ તારા ઉપર કૃપા કરી છે, તેનો તું લાભ લે. એ અલભ્ય લાભ માગ્યો

મળતો નથી. તું સંન્યસ્ત ધારણ કર અને ઘરબારનો ત્યાગ કરી, આત્મસેવન કર. હવે તને કંઇ સુખ નથી, તારું વય પણ થયું છે, માટે સંસાર ત્યજી પ્રભુને ભજ ને આત્માનું કલ્યાણ કર!"

માયાશંકરે કહ્યું; "મહારાજ! તમે બહુ સારું કહ્યું. મારા કલ્યાણ માટે આપના જેવા સંતનો સમાગમ એ અહોભાગ્ય છે! પણ જુઓની મહારાજ! આ મોટો પુત્ર તો રસ્તાપર પડ્યો છે; પણ આ બે નાના નાના બાળુડાઓ કોને આશ્રયે રહે? તેમની કોણ સંભાળ લે? પુત્રની સ્ત્રી પણ હજી હુલેતી છે, તેને ઘરના કાર્યભારની કંઇ પણ ગતાગમ નથી ને પૈસો કેમ ખર્ચવો, તેનું પણ જરાયે ભાન નથી; ઘરમાં બગાડ તો એટલો થાય છે કે, ન પૂછો વાત; તે જોઇ મારો જીવડો બળી-જળી જાય છે, પણ શું કરું? મહારાજ! હજી હું છું તે કંઇક સંભાળું છું, પણ ન હઉં તો પૈસાના કાંકરાજ કરે. એવી સ્થિતિમાં તે કંઇ સંન્યાસ લેવાય? મહારાજ! સંન્યાસને માટે તો હજી ઘણી વાર છે. પુત્રનો પુત્ર પણ હજી બાળક છે, તેની સંભાળ કેમ રાખવી, તેની એની માને જરાએ ખબર નથી. હું જાઉં તો એ બધું કોણ કરે!"

નારદજી બોલ્યા; 'અલ્યા મૂર્ખાનંદ! જે જીવ કર્મેન્દ્રિયને વશ રહીને મનથી પણ विषयानुपसेवते-ઇંદ્રિયોના વિષયોનું સેવન કરે છે, તે મૂઢાત્મા કોઇ પણ દિવસે પોતાના આત્માનું કલ્યાણ કરી શકતો નથી.

તું એ બાળકોની ને બીજાઓની શું સંભાળ લેવાનો હતો? તારી પોતાની જ સંભાળ લેવાને તું અશક્ત છે તો બીજાની સંભાળ લેવાની વાતો કરવી, એ અજ્ઞાનતા જ છે. તારી સંભાળ કોણ લે છે તે તું જાણે છે? જે અનંતનો અનંત છે, સમર્થનો સમર્થ છે તે જ સર્વની સંભાળ લેવાને સમર્થ છે, ને તે જ સર્વની સંભાળ લેશે. એ ચિંતા તું રાખ નહિ. કોણ કોની સંભાળ લે છે ને તું શુ સંભાળ લેવાનો હતો? માટે મુર્ખાઈ તજ ને પરમાત્માને શરણે ચાલ. રે અનાત્મ! કોણ કોને સંભાળે છે? તને જ કોઇ સંભાળે છે કે? આ સુત, વિત્ત, તારા જીવનું કલ્યાણ કરનારાં નથી, પણ તને અધોગતિએ પહોંચાડનારાં છે. તેનો મોહ ત્યજી દે. અનેક શાસ્ત્રો ભણેલો હોય, આ દેહ નાશવંત છે એમ જાણનારો હોય, આત્મા-અનાત્માના ભેદને સમજતો હોય, પણ એવા જીવના હૃદયમાં હેય અને ઉપાદેય ઠરીઠામ કરીને પડ્યું ન હોય, તેનું કોઇ પણ કાળે કલ્યાણ થતું નથી-પરમાત્માએ તેને ઓકારી કાઢી

નાંખેલો છે, તેમાંથી તું બચ. આ નિઃસારની ચિંતા મૂકી દે–અને તું તારૂં જ કલ્યાણ કર! સૌ સૌનું લાગ્યું ફોડશે; આ લોકમાંનું કોઇ પણ તારી સાથે આવવાનું નથી-જેનું તે અહીં જ રહી જવાનું છે. માટે ચાલ. હું તને વૈકુંઠમાં લઇ જાઉં અને હમણાં ને હમણાં તારૂં કલ્યાણ કરું !"

બ્રાહ્મણે કહ્યું! "મહારાજ! એ તો બધું ખરું, પણ કહો, વૈકુંઠમાં શું સુખ છે? જે સુખ આ લોકમાં છે તે સુખ વૈકુંઠમાં છે ખરું? વૈકુંઠમાં તો એક દિવસ જવાના જ છીએ તો. આ પુત્રોને લાડ લડાવવા, તેમનાં લાડ જોવા, પૌત્રોના કિલકિલાટ સાંભળવા, લોકોને મુખે 'હું અહો-ભાગ્ય છું'એ કીર્ત સાંભળવી, એ શું વૈકુંઠમાં છે? મહારાજ! સ્વર્ગમાં તો મટામટ છે! જે સર્વ છે તે અહીંઆં જ છે, છતાં તમો જેવા સંત કહો છો તો વખત આવશે ત્યારે વૈકુંઠમાં પણ જવાશે!"

એટલામાં પુત્રના પુત્રે આવીને દૂરથી જ ડોસાપર લાડ કરતાં કરતાં, છૂટો વાટકો ફેંકયો, તેથી ડોસાનું નાક છુંદાવાઈ ગયું! નસકોરી ફૂટી ને ધડ ધડાટ કરતું લોહી વહેવા લાગ્યું.

નારદજીએ કહ્યું; "ઓ બ્રાહ્મણ! આ જ તારાં છોકરાનાં લાડ કે! ખરેખર આવું સુખ તો વૈકુંઠમાં નથી જ એ વાત ખરી."

બ્રાહ્મણ બોલ્યો: "મહારાજ! તમને સંસારનો અનુભવ નહિ તેથી એમ કહો છો! દાદા! દાદા! કહી જ્યારે એ બોલાવે છે ત્યારે તે કેવું આનંદ ઉપજાવનારું છે? હજી બાળક છે, તેથી એને સમજણ નથી, પણ સમજશે ત્યારે ઘણો જ ડાહ્યો થશે! એની મા એને કેવી ડાહી ડાહી વાતો કહી સમજાવે છે. એ તમે જુવો તો ચકિત જ થાઓ!"

આ વાકય હજી પૂરું થયું નથી, એટલામાં છોકરાની વહુએ આવીને કહ્યું; "ડોસા! ખાવાનું ઠંડું પડી ગયું, હવે તો મરો! હું કયાં સુધી રોજ રોજ તમારી પીડા વેઠ્યા કરીશ. હું તો તમારાથી થાકી ગઇ-હવે તો તમે મરો તોએ સારા! તમારાં વૈતરાં તે હું કયાં સુધી કર્યા કરું? બે વાર થાળ ભરી ઝીકું છું; તો પણ ઇંચતાંએ આળસ આવે છે! મરો એટલે પીરસીને અમે નિરાંતે ઘડીપળ જંપીએ. આવા જોગ-ટાઓ જોડે રોજ ને રોજ વાત શી કરવાની છે કે, વેળા કવેળાએ જોતા નથી?" આમ બોલતી તથા અઘટિત ગાળો વરસાવતી છોકરાની વહુ ચાલી ગઈ.

બ્રાહ્મણના નાકમાંથી લોહી વહે છે, તમ્મર આવે છે; લોહીથી મુખ બધું ખરડાઈ ગયું છે, તેને માટે તો એક પણ શબ્દ વહુજીએ પૂછયો નહિ ને નારદજી જોડે વાત કરવા બેઠા ને દીકરાએ લાડમાં છૂટો વાડકો માર્યો ને નસકોરી ફૂટી, તેથી ભોજનનો થાળ-ઠંડો પડી ગયો ને વહુજીને વિલંબ થયો તે માટે આ પુષ્પાંજલિ આપી. એ સર્વ નારદજી તો જોઈ જ રહ્યા. તેણે કહ્યું; "હે બ્રહ્મદેવ ! હે માયાશંકર ! આ જ લાડકોડ જોવાને માટે તમે અહીંયાં જીવવા ચાહો છો ને આ જ સુખ તમને ઓવાઈનું લાગે છે કે ? અને એ જ સુખ ભોગવવાને, આ વહુનું ને આ પૌત્રનું સુખ જોવા માટે વૈકુંઠ તમને ગમતું નથી કે ? હે મહારાજ ! તમારા અજ્ઞાનને તે શું કહું ! વૃદ્ધિને અંતે ક્ષય, ઉન્નતિને અંતે પતન, संयोगांते वियोगः-સંયોગને અંતે વિયોગ, પ્રેમને અંતે તિરસ્કાર અને જન્મને અંતે મરણ, એ જ આ સંસારની વ્યવસ્થા છે, તેમ જ રાગને અંતે વિરાગ જ છે. એ વિરાગ હજી તમને કેમ વ્યાપ્યો નથી ? એ બધા પેલી કર્કશા માયાના જ પ્રતાપ છે ! આ ઝાંસા લપકા પછી તમને અહીં રહેવું કેમ ગમે છે તે મને કહો ! ખરેખર તે જ પુરુષ ભાગ્યવાન છે કે, જેની ભોગલાલસા નાશ પામી છે. માટે હવે મારું માનીને, આ દુઃખાત્મક સંસારને છોડી મારી સાથે ચાલો."

બ્રાહ્મણે કહ્યું; ઓ સંત મહાત્મા ! સંસારના રગડા તો એવા જ હોય. વહુ છે તો ઘણી ડાહી, પણ આ છોકરાએ કંઈ તોફાન કીધું હશે, તેથી ખીજવાઈને ગમે તે બોલી ગઈ. પણ એમાં શું ? 'કુપુત્ર તો કદી હોય, કુમાતા કદાપિ નવ થાએ.'* એમ જ એના જેવા આપણે થઈએ ત્યારે એના ને આપણામાં ફેર શો ? આપણી અધિકતા ને જ્ઞાન કામનાં શું ? આપણો અનુભવ ને ઘડપણ શા કામના ? સાધુ મહારાજ ! મારું ઘડપણ ને એની જુવાની વચ્ચે ફરક હોય જ. જુવાની તે દિવાની છે ને જુવાનીનો જુસ્સો એવો જ હોય છે. દિવાનો માણસ ગમે તેમ બકે, તેને જેમ આપણે ગણકારતા નથી, તેથી ગુસ્સોએ ચડતો નથી, તેમ જુવાનના બોલ્યા સામા પણ જોવું નહિ. એ વહુના જેવી શાણી ને ડાહી તો અમારી આખી ન્યાતમાં કોઈ નથી. આડોશી-પાડોશી તેનાં વખાણ કરે છે, તે તમે સાંભળ્યાં નથી, તેથી જ એ તમને પાજી જણાય છે. બાકી તમને જો એનો અનુભવ થાય તો તમે એનાં વખાણ કર્યાં વગર રહો નહિ."

---

* कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ।

પછી નારદજીએ તેને ઘણી ઘણી રીતે બોધ્યો, પણ પત્થરપર પાણી ! માયાના પાશમાં બંધાયલાને કંઈ પણ અસર થઇ નહિ.

કર્મસંયોગે નાકપર જે ઘા પડ્યો હતો, તેની બરાબર સંભાળ ન લેવાવાથી તે પાકયો. તેમાં કીડા પડ્યા. ત્યારે નારદજીએ કહ્યું; "અલ્યા ભાઈ! હવે કંઇ વિચાર થાય છે ખરો ? ચાલ, હું તને વૈકુંઠમાં લઇ જાઉં."

બ્રાહ્મણ બોલ્યો; "પણ મહારાજ! આ ઘરબાર, વાડી, ખેતર વગેરેની સંભાળ કોણ લેશે? તમે જોતા નથી કે, આ બધાં હજી બાળકો છે. આ નાકે તો બે દહાડામાં સારું થઇ જશે, પછી આપણે વિચાર કરીશું કે, કયારે વૈકુણ્ઠમાં જવું."

આ જગતના જીવની અજ્ઞાનરૂપ હૃદયગ્રન્થિનો જ્યાંસુધી વિનાશ થયો નથી, ત્યાં સુધી તત્ત્વવેત્તાનો ઉપદેશ ફળદાયી થતો નથી.* જ્ઞાની મનુષ્ય જ ઝાંઝવાના જળ જેવા, ક્ષણમાં સત્ય ને ક્ષણમાં અસત્ય જણાતા સંસારમાં પ્રવૃત્તિ કરતો નથી, અજ્ઞાની તો સ્વપ્નવત્-જગત્-સંસારને સત્ય માની, તેમાં જ લીન રહે છે. અસત્ય પદાર્થમાંથી નિવૃત્તિ થવી, એ શુદ્ધ સાત્વિક વિદ્યાનું ફળ છે. અસત્ય પદાર્થમાં પ્રવૃત્તિ થવી, એ અવિદ્યારૂપ માયાનું ફળ છે. માયાશંકર અસત્ય પદાર્થમાં જ પ્રવૃત્તિ કરતો હતો. અસત્ય પદાર્થ ઉપર જ તેને પ્રીતિ હતી. અસત્ય પદાર્થને જ તે સત્ય માની બેઠા હતો, પણ ભ્રાંતિ પામેલા મનુષ્યને ભ્રમથી જે કંઇ પ્રતીત થાય છે, તે અધિષ્ઠાનથી જૂદું નથી. જેમ છીપમાં પ્રતીત થતું રૂપું છીપથી ભિન્ન નથી-સત્ય કહીએ તો આ સર્વ ભ્રાંતિથી જ જણાય છે, તેમ આરોપિત થયેલું રૂપ નામમાત્ર જ છે, સત્યરૂપ નથી. એ સત્યાસત્યનો વિચાર કરવાની શક્તિ, જે જીવની સર્વ વાસનાઓ નષ્ટ થયેલી છે, જેણે માયાનો પરાજય કીધો છે, તેમાં જ હોય છે. માયાશંકરે માયાનો પરાજય કીધો નથી, તેના કર્મભોગો હજી પૂરા થયા નથી, સાત્ત્વિક વાસનાનો જન્મ થયો નથી, શુદ્ધ સાત્ત્વિક ભાવના બંધાઇ નથી, તો તે નાશવંત જગતનાં સુખની તથા અવિનાશી ધામનાં સુખની તુલના કેમ કરી શકે ? હજી તે માયામાં લુબ્ધ છે. પુત્ર, સ્નુષા, પુત્રનાં બાળકો, પોતાનાં બાળકો, પૈસો ને કીર્તિમાં મોહિત છે. તેની મોહિનીમાંથી છૂટવાને તે આતુર જ ન હતો, પરમતત્ત્વનો જિજ્ઞાસુ જ ન હતો. આવા અલ્પજ્ઞ અજ્ઞાનીને નારદજી પણ શો બોધ કરી શકે ? એ મટોડાના બાવાજીને તો

---

* न मलिनचेतस्युपदेशबीजप्ररोहः, अजवत् ।

શેષ પણ ઉપદેશ કરવાને સમર્થ નથી, તેમ જ બ્રહ્મા, વિષ્ણુ, સનકાદિક ઋષિઓ પણ સમર્થ નથી,* તો નારદ તે કોણ? માયામાં લુબ્ધ રહેનારા જીવની ગતિ માયામાં જ લુબ્ધ રહેવાની છે. વિષના કીડાને વિષમાં જ રહેવું ગમે છે.†

માયાશંકરનું ઘાનું દુઃખ વધી પડ્યું. તેનું ખાવું પીવું બંધ પડ્યું. તેનો કાળ આવી પહોંચ્યો, પણ તેની માયાનો કાળ આવ્યો નહિ. આ દેહથી તે મૃત્યુ પામ્યો, પણ તેની માયા મૃત્યુ પામી નહિ. તે માયાને સાથે જ લઈને ગયો. ખરેખર આ સંસાર અત્યંત વિચિત્ર છે.

कुरुते गंगासागरगमनं व्रतपरिपालनमथवा दानम् ।
ज्ञानविहीनो सर्वमनेन मुक्तिर्न भवति जन्मशतेन ॥ ‡

ઈશ્વરી લીલા અગાધ છે. પુત્ર, વિત્ત, દારા ઉપર માયાના જીવની લાલસા હોવાથી પોતાના પુત્રને ત્યાં જ તેનો મહિષરૂપે જન્મ થયો.

**માયાશંકરનો બીજો જન્મ**

તે જોઈને નારદજી ખેદ પામ્યા ને બોલ્યા; "અહો દુર્મતિની શી અવગતિ છે! ક્યાં આની વિદ્વત્તા, ક્યાં એનું માન, ને ક્યાં એનો ધનલોભ ને ક્યાં આની પુત્રપરિવારપર મલિન પ્રીતિ. આ બધાનું ફળ આજે એ મહિષરૂપે ભોગવે છે. એ મહિષને તેનાપર ભાર ભરીને ભાડે ફેરવવામાં આવે છે. જ્યારે તે ઘરમાં રહે છે ત્યારે પોતાના પુત્ર અને પૌત્રને પોતાના ઉપર બેસારે છે, મોંઢા આગળ આવવા દે છે, બાળકો માર મારતાં તે સહન કરે છે, છાંડ્યું છુંડ્યું જે કંઈ તેના મ્હોં આગળ નાંખવામાં આવે છે તે ખાય છે, ને કોઈ દહાડો ચારાના વાખા પડતાં તે ભુખ્યો પણ ઠોકાય છે."

તેની આવી કરુણાજનક સ્થિતિ જોઈને નારદજી તેની પાસે તેનું કલ્યાણ કરવાના હેતુથી પુનઃ પધાર્યા. તેના વાંસાપર હાથ ફેરવી બોલ્યા; "હે મહિષરાજ! કેમ કંઈ ઓળખ છે કે? હજીએ તમારું

---

*अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः। ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि तं नरं न रंजयति।

† વિષકૃમિન્યાય. ‡ "ગંગાસાગરમાં ગમન કરવાથી, વ્રતનું પરિપાલન થવાથી કે દાન દેવાથી, અથવા એ સર્વ કરવાથી પણ સો જન્મે જ્ઞાન વિના મુક્તિ થતી નથી." આ શ્રી શંકર ભગવાનનું વચન છે. એવું જ વચન એક ગુજરાતી કવિએ કહ્યું છે;—

"જ્ઞાન વિના મુક્તિ નહિ, નરદેહ વિના નવ હોય;
સદ્ગુરુ વિના વ્યાપે નહિં, કોટી કલ્પ સુધી જોય."

પોતાનું કલ્યાણ કરવાને તમને વૈકુણ્ઠમાં આવવાની ઈચ્છા થાય છે ખરી? થતી હોય તો ચાલો મારા સંગે. હુ હમણાંજ તમને તેડી જઈ વૈકુણ્ઠનું સુખ બતાવું!"

નારદના હસ્તસ્પર્શથી તે મહિષને વાચા થઇ. તે બોલ્યો; "હે ભગવન્! આપ કોણ છો, તે મને પ્રથમ કહો."

નારદે પોતાના નામનો નિર્દેશ કર્યો.

મહિષરૂપમાં રહેલો બ્રાહ્મણ બોલ્યો; "અહો નારદમુનિ! બહુ સારું થયું કે તમારું દર્શન થયું, પણ એક વાતની મને ક્ષમા કરશો. તમે તો સદાય કુંવારા છો, તેથી આનું, બાળ બચ્ચાંનું ને પરિવારનું સુખ કેવું હોય છે, તેનું તમને કંઇ ભાન નથી. હું ને આ મારી ધણી-આણી (પતિને અનેક ન કહેવાનાં વચનો કહેવાથી દુર્મુખી, પણ મહિષીના અવતારમાં જન્મી હતી ને તે મહિષની સાથે જ રહેતી હતી.) મહિષી સાથે આ પુત્રો, પુત્રના પુત્રો જે ગેલ કરે છે. તેમાં અમને જે આનંદ થાય છે, તેમાં તમો શું જાણો? એ સુખ મને થોડો કાળ ભોગવવા દ્યો, પછી હું વૈકુણ્ઠમાં આવવાનો વિચાર કરીશ."

એટલામાં તો ધસમસતી તે મહિષી ત્યાં આવી ને તેણે તે મહિષને એવા તો જોરથી શિંગડું માર્યું કે, જે તેના પેટમાં સોંસરું પેસી ગયું ને તેમાંથી લોહી વહેવા માંડ્યું. અધૂરામાં પૂરું એટલામાં તેના પુત્રો અને પૌત્રો આવી પહોંચ્યા. તેઓએ રમત રમતાં તેના ઘામાં લાકડી ઘાલીને તેને ખૂબ કૂદાવ્યો ને તે જોઇને બાળકો ખૂબ હસવા લાગ્યાં. કરુણા-સિંધુ નારદે મહિષનું આ દુઃખ જોઇને કહ્યું; "અરે ઓ મૂઢ! હવે આ સુખમાં તને કેમ આનંદ થાય છે? આને તું સુખ માને છે કે? આ સુખ ભોગવવાને હજી તને જીવવું ગમે છે? હજી તું માયાના પાશમાંથી મુક્ત થવાને ઇચ્છતો નથી? ઓ અનાત્મવિત્! તને કયારે આત્મજ્ઞાન થશે?"

**માયાશંકરનો પ્રજ્ઞાવાદ**

બ્રાહ્મણે કહ્યું; "મહારાજ! એ તો બધાં દેહનાં દુઃખો છે, આત્માને શું છે? આ બાળકોને જોઇને, આ મહિષી સાથે વિહાર કરીને, મારા આત્માને પરમ આનન્દ થનો તમે જોવ છો, પણ આ આત્માને તો આમાંનું કશુંએ દુઃખ કે સુખ જણાતું નથી." માયા-શંકર મહિષનું આવું શુષ્ક વેદીયું જ્ઞાન જોઇને નારદજીને હોઠમાં હસવું આવ્યું. તેટલામાં મહિષરૂપી માયાશંકર આગળ બોલ્યો; "હુ તો બ્રહ્મ

છું! अहं ब्रह्मास्मि। મને આ દુઃખની સાથે કંઇ પણ લેવા દેવા નથી. જીવ પોતે જ બ્રહ્મરૂપ છે.* બ્રહ્મ ક્રિયારહિત છે, ને સુખદુઃખ વિનાનું છે; એને દુઃખે શાનું ને સુખે શાનું?"

એ વચન સાંભળીને અને તેનું 'અહં બ્રહ્માસ્મિ'પણું જોઇને, નારદજી ખડખડાડ હસી પડ્યા અને બોલ્યા; "આ તારા આત્મજ્ઞાનનો ઉપદેશ તો બહુ સારો! એવા આત્મજ્ઞાનને બાળી મૂક, ભસ્મ કર. આ નરકની યાતનાને તું ભલે સુખ માન, પણ હે મૂઢમતિ! એ સુખ નથી. એ તારી મૂર્ખતા છે." પછી ક્રોધ કરીને કહ્યું; "હે માયાશંકર! આ તારાં આત્મજ્ઞાનને તથા આ તારાં સુખને પાતાળમાં ચાંપ ને મારી સાથે વૈકુંઠમાં ચાલ, ને ત્યાંનું સુખ જો."

માયાશંકરે કહ્યું; "મહારાજ! આ સુખ હવે મને થોડો વખત તો ભોગવવા દ્યો, પછી તમે કહેશો તેમ કરીશ."

માયામાં લદબદ થયેલા માયાશંકરની માયા, આટલું દુઃખ થતાં પણ છૂટી ન હતી-છૂટવાની ભાવનાએ થતી ન હતી. જેને સાત્ત્વિક આત્મજ્ઞાન થયું નથી, તેની એ જ અવસ્થા થાય છે. મલિન વાસના, કામ અને લોભ આત્માનો નાશ કરનાર છે. એ કામ ને લોભનો જ્યાં સુધી ત્યાગ થયો નથી ને સાત્ત્વિક ભાવના દઢ થઈ નથી, ત્યાં સુધી આત્મા નિર્વિકારી થતો નથી. હવે માયિક જીવને બુદ્ધિ હોતી નથી, તેમ સાત્ત્વિક ભાવના પણ હોતી નથી; જેને સાત્ત્વિક ભાવના નથી તેને શાંતિ નથી, જેને શાંતિ નથી તેને પરમ સુખ નથી,† પણ પરમ દુઃખ જ ભોગવવાનું છે. મહિષને જે ઘા થયો હતો, તેની પીડાથી તે થોડે કાળે મરણ પામ્યો.

માયાશંકર મહિષનો ત્રીજો જન્મ શ્વાનયોનિમાં થયો. તે શ્વાન પોતાના પુત્રના ઘરની ચોકી કરવા લાગ્યો. બારણાપર બેસી રહી, છોકરાની વહુ જે કકડો ટુકડો નાંખે તે ખાઇને તે નિર્વાહ કરતો હતો. વખત બે વખત ઘરમાં તે જતો ત્યારે પુત્ર પૌત્રો કે સ્નુષા છોકરાની વહુ લાકડીથી તેનું એવું તો આદરાતિથ્ય કરતાં હતાં કે, તે બાંબાંની બૂમ પાડીને નાસી જતો હતો, પણ પુનઃ થોડીવારે

**માયાશંકરનો ત્રીજો જન્મ**

* जीवो ब्रह्मैव नापरः।

† नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना। न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम्॥

પાછો આવીને ત્યાંનો ત્યાં જ બેસતો હતો. નાનાં બાળકો તેને મારતાં છતાં તે તેઓની સાથે ગેલ કરતો હતો; તેનું પૂછડું આમળતાં તોપણ તે તેમનાપર ક્રોધ કરતો નહિ; તેના ઉપર બેસતાં, તોપણ તે ખુશી થતો હતો. આવી સ્થિતિમાં તે આનંદ માનતો હતો! ત્યાં પુનઃ નારદ મુનિ, તેની પાસે આવ્યા. તેમણે તેને કહ્યું; "અરે ઓ માયાશંકર શ્વાન! તને હજુ વૈકુંઠમાં આવવાની ઇચ્છા થાય છે ખરી?"

શ્વાને ક્રોધ કરીને કહ્યું કે; "હે નારદજી! હવે તમે પધારો મહારાજ! રોજ રોજ વૈકુંઠની શુ વાત કરો છો? વૈકુંઠમાં તે એવું શું બળ્યું છે કે, મને ત્યાં આવવાનું કહો છો? આ પાંચ દશ શુનીઓ સાથે રમવું, તેમાં પ્રમુખ થઇને ચાલવું, તેમના ઉપર હુકમ કરવો, વાંકી ચૂંકી ચાલે તો તેમને બટકાં ભરવાં, એ સુખની મઝા તમે કંઈ જાણો છો ખરા? એ તો જે જાણે તે જ જાણે. અજાણ્યાને એનું જ્ઞાન ત્રિકાળે પણ થાય એમ નથી. હું તમારી સાથે આવું તો આ મારા પુત્રના ઘરનું રક્ષણ કોણ કરે? તમને ખબર નથી મહારાજ? પણ ગઇ કાલે તો ગજબ થયો હતો, ચાર ચોરો મારા પુત્રનું ધન હરણ કરવાને આવ્યા હતા. હું જો ન હોત તો તેઓ મારા પુત્રને બાવો બનાવીને ચાલ્યા જાત. મેં જેવા ચોરોને જોયા તેવી જ મારી શુનીઓને (કુતરીઓને) જાગૃત કરી દીધી ને એકેકે જઇને એકએકના પગે એવું તો બચકું ભર્યું કે, ચારે ચોરો બરાડા પાડતા નાસી ગયા. મહારાજ! હું તમારી સાથે આવ્યો હત તો મારા પુત્રની શી હાલત થાત? તેના ધનના કોણ સંભાળ લેત? આઠમા દહાડાપર પેલી નાની છોકરી, જે મને પ્રાણ સમાન વહાલી છે, તે પાસેના તળાવમાં પડી ગઇ હતી. જો હું ન હોત તો તે બીચારી ડૂબીને મરણ જ પામત. જેવી તે પાણીમાં પડી કે મેં ભુસ્કો માર્યો; અને જરા પણ ઇજા આપ્યા વગર તેને કંદોરા આગળથી પકડીને હું ઉપર તરી આવ્યો ને તેના પ્રાણનું રક્ષણ કીધું હતું."

નારદે કહ્યું; "અલ્યા! કોનો પુત્ર ને કોની પુત્રી! તું શ્વાન ને એ મનુષ્ય! તારે ને એને શો સંબંધ? તારા અનેક જન્મો થઇ ચૂકયા છે, તેનાએ અનેક જન્મો થઇ ચૂકયા છે. ઋણાનુબંધે તું ને એ ગતજન્મમાં ભેગાં થયાં; તારું ને એનું ઋણ પૂરું થયું, હવે તારે અને એને શો સંબંધ, કે મારો પુત્ર, મારી વહુ, મારા પૌત્રો, મારું ધન, એમ બકયા કરે છે? જો તારો ને એનો સંબંધ હોય તો આ તારો

પુત્ર તને પિતા માને છે ખરો ? અને પૌત્રો તને દાદો માને છે ખરા ? અને સ્નુષા તારો આદરસત્કાર કરે છે ખરી ? જો, જો, તે તો ઘરમાં બેઠાં બેઠાં મધુરાં ભોજનોનો આહાર કરે છે અને તને તો પેલું છાંડ્યું છુંડ્યું નાંખ્યું છે. જો તારું શ્રાદ્ધ કરે છે, પણ તને ખાવાનુંએ આપતાં નથી. 'મારા પિત્રાજી બહુ સારા હતા' એમ બોલી તારો પુત્ર તારી પ્રશંસા કરે છે અને તે જ ક્ષણે તને લાકડીનો સપાટો પણ મારે છે ! બોલ, તારે ને એને સંબંધ શો ? તું જે ધનનું રક્ષણ કરે છે, તેમાંથી એક દમડી સુદ્ધાંત તને આપતા નથી, તો તારું ધન કયાં છે ? જે ઘરની તું ચોકી કરે છે તેમાં તને પ્રવેશ કરવાનો પણ અધિકાર નથી, તો પછી તારું ઘર કયાં ? ઓ ! અનાત્મવિત્ ! તારી વિદ્યા કયાં બળી ગઇ ? તું લોકોને ઉપદેશ કરતો હતો, તે તારો ઉપદેશ તને તો કંઈ પણ ફળદાયક થઇ પડ્યો નથી. તેં અનેકોને ઉપદેશ કર્યો હતો કે, પરમાત્માને જાણો, ભજો અને વંદન કરો; તેજ સર્વ સુખોનો દાતા છે, તે જ આ સર્વ લોકોને તારવાને સમર્થ છે. આ સંસારદુઃખરૂપ છે, તેની મમતા ત્યજો, તેનાપર મોહ ન રાખો. એ મોહથી નરકમાં જવાનાં સાધનો સધાય છે, તમે એક અદ્વિતીયને ભજો, સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને એક તેને જ શરણે જાઓ*–એ જ સર્વ પાપોમાંથી નિવૃત્તિ આપનાર છે ! એ તારો ઉપદેશ તને કંઇ પણ ફળદાયક થઇ પડ્યો નથી, એ શું ? તું જ શ્રુતિવચન બોલતો હતો કે, 'જેવું જે કરે છે, જેવું જે આચરે છે, તેવો જ તે થાય છે;' તે વચનને તેં કંઈ પણ સાર્થક કીધું નથી. રે મૂર્ખ ! તારી અવગતિ થયા છતાં પણ હજી તું માયાથી મુક્ત થઇ શકતો નથી. ખરેખર ! ચક્ષુઓ જેમ શબ્દને જોઇ શકતાં નથી, કર્ણો જેમ નાસિકાના વિષયને ગ્રહણ કરી શકતા નથી, એમ જ ભૌતિક દૃષ્ટિ પરમાત્માને જોઇ શકતી નથી. ખરેખરો અજ્ઞાની, શ્રદ્ધાવિનાનો ને માયામાં લુબ્ધ જીવ વિનાશને જ પામે છે. આ લોકમાં તે સુખ પામતો નથી અને પરલોક તો તેને માટે છે જ નહિ–તેવું તેનું પ્રારબ્ધ નથી, પુરુષાર્થ નથી, ક્રિયમાણ નથી. હે અધમ ! હે માયાના પાશમાં બંધાયલા ! આ દુઃખોદધિ તરાવવાને માટે હું આવ્યો છું. હું પાછો જાઉં નહિ, એટલામાં તું મારી સાથે આવવાને તૈયાર થા ને મારા સમાગમનું ફળ પ્રાપ્ત કરી લે !"

* ભગવાને કહ્યું છે કે, सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।

માયાશંકર શ્વાન બોલ્યો; "મહારાજ! તમે કહ્યું તે તો ઠીક છે, પણ મેં કહ્યું તેનો તો તમે જરાય વિચાર કર્યો નહિ! હું આવું તો મારા પુત્રના ઘરનું રક્ષણ કોણ કરે? કોઇ લુંટી જાય તો હું શું કરું?"

નારદજીએ કહ્યું; "અલ્યા! તારો પુત્ર ક્યાં ને તારું કુટુંબ ક્યાં? તારા પુત્રો ને તારું કુટુંબ તો આ શ્વાન અને શુનીઓ છે!"

માયાશંકર બોલ્યો; "પણ પૂર્વજન્મના તો મારા પુત્રો ને સગા સહોદર ખરા કે નહિ?"

નારદજીએ કહ્યું; "પણ આ જન્મમાં તારે તેની સાથે શો સંબંધ છે? એવો તો અનેક જન્મોમાં તારો પુત્રપરિવાર હતો, તેનું તને આજે સ્મરણ નથી. અને તું આ પુત્રપરિવારને ક્યાં સંભારે છે! પુંનામક નરકમાંથી તારે તે પુત્ર.* તારા પુત્રે તો તને પુંનામક નરકમાંથી તારવાનો યત્ન કીધો નથી. પણ તું પંડે આજે તારી મલિન વાસનાને યોગે નરકમાં જ પડ્યો છે. શું એ નરકનું સુખ તને આનંદ આપે છે!"

માયાશંકર બોલ્યો; "મહારાજ! હજી તમને આ જગતની લીલાની ખબર નથી. સ્નેહ અને સગપણ તો થુવેરીઆના જેવું છે. નિર્જળ સ્થળમાં પણ પડ્યું પડ્યું તે પલ્લવિત થાય છે. સ્નેહની સાંકળ કંઈ તોડી તોડાતી નથી ને છોડી છોડાતી નથી. હું આ પૌત્રનો પિતામહ નથી. પરંતુ તે મારા પુત્રનો પુત્ર તો છે જ! તેનો સ્નેહ હું ત્યાગ કરી શકતો નથી. હમણાં તો મહારાજ! માફ કરો; મારી વૈકુંઠ આવવાની ઇચ્છા નથી; અગાડી જોઇ લઇશું."

માયાની આવી પ્રબળતા જોઈને નારદજી ચકિત થઇ ગયા. પછી તે શ્વાનને અને તેના કુટુંબને તજી દઇને આકાશમાં ગમન કરતા કરતા વિચાર કરવા લાગ્યા કે; "ઓહોહો! પરમાત્માની માયાનું બળ કેટલું પ્રબળ છે? માયાના પાશમાં જકડાયલો જીવ, મારા જેવાનો સમાગમ થયા છતાં પણ સત્સંગ પ્રાપ્ત કરી શકતો નથી ને માયામાંથી છુટવાનો સંકલ્પે કરતો નથી. જે શાસ્ત્રવિધિ છોડી સ્વચ્છંદપણાથી વર્તે છે તે સિદ્ધિને પામતો નથી, સુખને પામતો નથી અને પરમ ગતિને પણ પામતો નથી; † એવું માયાનું આવરણ ગાઢ-પ્રગાઢ છે. અહો પરમ પરમાત્મા! તારી માયાને સાષ્ટાંગ દંડવત પ્રણામ!"

---

* पुन्नाम्नो नरकाद्यस्मात्पितरं त्रायते सुतः। तस्मात्पुत्र इति प्रोक्तः स्वयमेव स्वयम्भुवा॥

† यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः। न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम्॥

કેટલેક કાળે માયાશંકર નામક જીવ, શ્વાનદેહમાંથી મુક્ત થયો. તે જરાયુજ યોનિનો ત્યાગ કરીને અંડજ યોનિમાં નરકના કીડારૂપે અવતર્યો! એ દેહમાં તે જીવ અનેક કીડા સંગે રહીને આનંદ ભોગવતો હતો. પુનઃ નારદજી તેની પાસે પધાર્યા અને તેના ઉપર

**માયાશંકરનો ચોથો જન્મ**

નિર્મળ જળ છાંટી તેમણે કરુણાદૃષ્ટિથી કહ્યું; "દુરાત્મા! હે અજ્ઞાનાંધકારમાં ડૂબી ગયેલા માયાશંકર! કેમ હવે તારા સુખની કંઇ સીમા છે ખરી? આ સુખમાંથી મુક્ત થવા માટે હજીએ તારી આત્મદૃષ્ટિ ખુલશે કે નહિ? તારા મનની સ્થિતિ સુધરશે કે નહિ? આ નરકમાં પડવામાં અને રહેવામાં તને હજી પણ આનન્દ આવે છે? હવે તું ગમે તેમ બોલ, પણ મેં નિશ્ચય કીધો છે કે, આ વખત તો હું તને બળાત્કારે પણ વૈકુંઠમાં ઘસડી જઇશ ને તારી અનાત્મબુદ્ધિનો વિનાશ કરીશ ને મારાં દર્શનનું યથાર્થ ફળ આપીશ. આ સ્થિતિમાં વધુ કાળ તને રહેવા દઇશ નહિ."

કીડાના રૂપમાં રહેલા માયાશંકરે કહ્યું; "હં! હં! મહારાજ! જો જો, કંઇ એવું ઉંધુંચત્તું કરતા નહિ. અહીં મને એવું શું દુઃખ છે કે, તમે મને વૈકુંઠમાં લઇ જવાને ઇચ્છો છો? આ વિષ્ઠાના કીડારૂપે રહેલો હું, મારા પુત્રના ખેતરના ખાતરરૂપે પૂરાઇને, તેને ફળ આપવાને ચાહું છું. એ કામ મને પૂર્ણ કરવા દ્યો."

નરકના દુઃખથી પણ વિશેષ કષ્ટદાયી કીડાના દેહમાં પણ તેની માયિક વાસના જોઇને, નારદજીને ભારે ખેદ થયો. છતાં તેના આક્રંદનો અને કલ્પાંતનો કંઈ પણ વિચાર કર્યા વિના, પોતાની યોગસિદ્ધિવડે ઉપાડીને, ગંગાના દિવ્ય જળમાં તે જીવને પધરાવ્યો ને ગંગાજળનો સ્પર્શ થતાં જ, માયાલુબ્ધ જીવ, માયાશંકરની માયાનો વિનાશ થઇ ગયો. પછી તેને પોતાની સાથે લઇને પરમાત્માનાં દર્શને પધાર્યા.

નારદજીએ પરમાત્માને પ્રણામ કરીને કહ્યું; "હે જગદીશ્વર! હે મહાપ્રભુ! હે ચક્રને ચલાવનારા! આપ ખરેખરા માયાપતિ છો!* મેં આપની માયાનું યથાર્થ દર્શન કર્યું! એ માયા દુસ્તર જ છે! જે આપને પ્રાપ્ત કરે છે, તે જ એ માયાને તરી જાય છે!† આપની નિર્મિત એ માયાની શક્તિ એટલી અગાધ છે કે, તેના પાશમાં જે

---

* मायां तु प्रकृतिं विद्धि मायिनं तु महेश्वरम् ।

† दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया । मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥

જકડાયો, તે છૂટવાને અશક્ત જ બની જાય છે. ચિત્ત જેમ પોતાના ભાનના નિર્વાહને માટે સમર્થ છે, બિંદુ જેમ બિંદુના નિર્વાહને માટે સમર્થ છે, તેમ પોતાના અને અન્યના નિર્વાહને માટે સમર્થ અને સંભાવનાથી પણ પેલીપારની ઘટના ઉપજાવવામાં કુશળ એવી માયા વિભ્રમ થકી મોહ ઉપજાવે છે. સ્વસ્વરૂપના સહજાનંદમાં સદા વિહરતા નિઃસંગ યોગીઓ જ એ માયાના પારને પહોંચી શકે છે. જગતના જીવની માયા તરવાની ગતિ સ્વસ્વરૂપના જ્ઞાન વગર અશક્ય જ છે."

તે પછી નારદજી પરમાત્માનું ભજન કરતા કરતા અને વીણા વગાડતા વગાડતા, વિશ્વમાં વિહરવા માટે ત્યાંથી પ્રયાણ કરી ગયા.

યોગીન્દ્ર મુનિએ માયાનું પ્રાબલ્ય અને શક્તિની આ સુંદર કથા કહ્યા પછી, સુવિચારે પૂછ્યું; "મહારાજ ! આ જીવ તો માયામાં ઠેઠના ઠેઠ સુધી લુબ્ધ જ રહ્યો હતો; છતાં તે પરમ ગતિને કેમ પામ્યો ?"

યોગીન્દ્ર મુનિ બોલ્યા; "હે વત્સ સુવિચાર ! એ દેવર્ષિ નારદના સત્સંગનું ફળ છે. કુટુંબ પરિવારની માયા સિવાય બીજાં તેનાં કર્મો શુદ્ધ હતાં, તેથી જ તેને વૈકુંઠ લઇ જવાની શ્રીનારદજીને ઈચ્છા થઈ હતી ને લઈ ગયા હતા. એ કંઇ મુક્તિ ન હોતી, પણ ત્યાં રહી તે જીવ કાળે કરી મુક્તિને પામ્યો હતો. જેમ અજામિલ, માત્ર નારાયણના નામસ્મરણથી જ તરી ગયો છે, તેમ જ માયાશંકર પણ મહર્ષિ નારદનાં દર્શન તથા ઉપદેશશ્રવણના પ્રતાપથી જ તરી ગયો છે. જે મોક્ષનો જિજ્ઞાસુ છે તેવા આ લોકના જીવે, માયાની સાત ભૂમિકાઓને જીતવા માટે, નિત્ય મથન કર્યા કરવું જોઇએ.

**માયાની સાત ભૂમિકા**

૧. પહેલી ભૂમિકા કીર્તિ, ૨. બીજી ભૂમિકા શ્રી, ૩. ત્રીજી ભૂમિકા વાણીવિલાસ, ૪. ચોથી ભૂમિકા સ્મૃતિ, ૫. પાંચમી ભૂમિકા મેધા, ૬ છઠ્ઠી ભૂમિકા ધૃતિ અને ૭. સાતમી ભૂમિકા ક્ષમા છે.* જેને મુક્તિની કામના છે તેણે કીર્તિ ને ધનનો ત્યાગ કરવો, વાણીવિલાસમાં નિઃસ્પૃહ રહેવું, ભોગવેલા વિષયની સ્મૃતિ કરવી નહિ, બુદ્ધિથી પરમાત્માને જાણવાનો પ્રયત્ન કરવો, પરમાત્માના સ્વરૂપને આત્મામાં કસાવીને આત્મા પરમાત્માનું પરિશોધન કરવું અને ક્ષમાવૃત્તિથી જગતને જોવું. વળી તેણે દ્વૈતનો ત્યાગ કરી અદ્વૈતરૂપે રહેવાનો પ્રયત્ન કરવો. એ જ માયાનો પરાજય છે. જે જીવ એ માયાનો પરાજય કરે છે, તે જીવને આ લોકની

* कीर्ति, श्री, वाक्, स्मृति, मेधा, धृति अने क्षमा.

માયા–અવિદ્યા પરાજય કરી શકતી નથી; પણ શુદ્ધ સાત્ત્વિક માયામાં પરમાત્માનાં ચરણકમળનું સતત સેવન કરવાને સમર્થ બનાવે છે. માયાનાં અનેક સ્વરૂપો છે, તે સર્વથી સુરક્ષિત બનવામાં પુરુષાર્થ પરમ છે. માયાની એવી તો પ્રગાઢ શક્તિ છે કે, ગમે તેવા જ્ઞાનીને પણ તે મોહ ઉપજાવીને પોતામાં લટ્ટુ બનાવી દે છે, ને જ્ઞાન વિજ્ઞાન સર્વનો નાશ કરી નાંખે છે. મહાન્ વિજયી ભલે હો, પણ જે માયાને જીત્યો તે જ જીત્યો, તે જ જીવ્યો, તે જ તર્યો ને તેણે જ પરમ પદ પ્રાપ્ત કીધું, અન્ય તો જીવતાં છતાં મુવા સમાન છે; જીત્યા છતાં જીતાયલા સમાન છે; તેમના જ્ઞાનનો લોપ થયેલો સમજવો અને અજ્ઞાનમાં જ તે આથડિયાં ખાનારા છે. તેમનું દર્શન, પૂજન, સાધુ સંતનું સેવન, દાન, ધર્મ સઘળું નિષ્ફળ નીવડે છે. જેને આત્મજ્ઞાન હોતું નથી, જેણે વાસના ત્યાગી નથી, જે પરમ પ્રેમમાં લુબ્ધ નથી, તેને મોક્ષ જ નથી. પરમ પ્રેમ જ સર્વ સિદ્ધિઓનો–કામનાઓનો દાતા છે; મુક્તિનું મંદિર છે."

छन्दांसि यज्ञाः क्रतवो व्रतानि भूतं भव्यं यच्च वेदा वदन्ति ।
अस्मान्मायी सृजते विश्वमेतत् तस्मिंश्चान्यो मायया सन्निरुद्धः ॥

છંદો, યજ્ઞો, વૈદિક કર્મો, વ્રતો તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાન જે કાંઈ (ચાર) વેદો કહે છે, તે સર્વ અમૃતરૂપ અક્ષરમાંથી જ ઉત્પન્ન થયું છે. માયાયુક્ત તે પરમાત્મા વિશ્વની (બધાની) ઉત્પત્તિ કરે છે. આને વિશે માયાપરવશ થયેલો બીજો જીવાત્મા માયાના બંધનમાં બંધાયલો રહે છે.

શ્વેતાશ્વતર ઉપનિષદ્

मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।
समाययसृजतेत्याहुः श्वेताश्वतरशाखिनः ॥

માયા એ ભગવાન્ મહેશ્વરની પ્રકૃતિ છે અને માયી ભગવાન્ મહેશ્વર છે. તે માયી ભગવાન્ મહેશ્વરે આ ચરાચર સૃષ્ટિ નિર્માણ કરી એમ શ્વેતાશ્વતર શાખાવાળાઓ કહે છે.



# પંચમ બિન્દુ

## જનક વિદેહીનું આત્મશોધન

संसार:स्वप्नतुल्यो हि रागद्वेषादिसंकुल: । स्वकाले सत्यवद्भाति प्रबोधेऽसत्यवद्भवेत् ॥

અર્થ—રાગ દ્વેષાદિથી ભરપૂર સંસાર સ્વપ્નતુલ્ય છે; નિદ્રામાં જેમ સ્વપ્ન સત્ય જેવું ભાસે છે, પણ જાગ્રતમાં મિથ્યા થાય છે, તેમ અજ્ઞાનાવસ્થામાં સંસાર સત્ય ભાસે છે અને પ્રબોધ (જ્ઞાન) થતાં તે પણ અસત્ય-મિથ્યા થઈ જાય છે.

આત્મબોધ.

### યોગભ્રષ્ટ જનક

ગુરુમુખેથી નિત્ય નિત્ય ઉપદેશામૃતનું પાન કરતાં કરતાં, હિમગિરિના શીતળ સુવાસિત પ્રદેશમાં ફરતાં ફરતાં, ગુરુએ આપેલા ઉપદેશનું મનન કરતાં કરતાં, સમયે સમયે છદ્મલિંગને એવો પ્રશ્ન ઉદ્ભવતો હતો કે, 'પૂર્વ જન્મમાં હું કોણ હઈશ ? મારાં એવાં તે પુણ્ય કેવાં હશે કે, આ પુણ્યપરાયણ પતિનો પાણિ ગ્રહણ કરવામાં હું ભાગ્યશાળી નીવડી છું.' કોઈ કોઈ પ્રસંગે તે પતિને કેટલાએક પ્રશ્નો પણ પૂછતી હતી અને તેનું યોગ્ય રીતે સુવિચાર સમાધાન કરતો હતો. પણ પૂર્વ જન્મમાં આપણે કોણ હઈશું, આ જન્મમાં કયા પુણ્યના ઉદયથી સદ્ગુરુનો સમાગમ થયો છે ને પરબ્રહ્મનું જ્ઞાન સંપાદન કરવાની સંધિ મળી છે, તેના વિચારમાં બંનેનું મન ગુંચવાયા કરતું હતું.

નિત્ય નિયમ પ્રમાણે નિત્ય કર્મથી પરવારી દંપતી, ગુરુના આશ્રમમાં ગયાં. યોગીન્દ્ર મુનિ તેમની જ માર્ગપ્રતીક્ષા કરતા હતા. સાષ્ટાંગ પ્રણામ કરી બંને શિષ્યો કુશાસનપર બેઠાં. તેમનાં હૃદયનો

અભિપ્રાય જાણીને મુનિએ તેવો જ ઉપદેશ આરંભ્યો. તે બોલ્યા; “હે પુત્રો ! મનુષ્યોને કોઇ જન્મના કર્મવિપાક શેષ રહ્યા હોય છે, તે ભોગવવાને જ પરમાત્મા તે જીવને આ લોકમાં ઉત્તમ સ્થાનમાં જન્મ આપે છે. શ્રદ્ધાવાન અને પરબ્રહ્મપ્રાપ્તિ માટે મથન કરવા છતાં પણ જે જીવ આત્મા અને બ્રહ્મની એકતાની પ્રાપ્તિના કાર્યમાં અપૂર્ણ રહે છે, જેની વૈરાગ્યવાસના તીવ્ર થઇ નથી ને જેની ભોગવાસનાનો સર્વાંશે નાશ થયો નથી, એવા જીવો, યોગમાંથી ભ્રષ્ટ થવા છતાં પણ દુર્ગતિને તો પામતા જ નથી;* પરંતુ પોતાનાં પુણ્યે કરીને પ્રાપ્ત કરેલા લોકોમાં જઈને, જે ભોગવાસનાનાં બીજો તેના અંગમાં રહેલાં છે, તે ભોગવાસના ભોગવવાને આ લોકમાં જન્મ ધારણ કરે છે. પણ તેમને, જ્યારે ભોગવાસના–ભાવનાનું ફળ ભોગવતાં ભોગવતાં અચાનક વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, સત્‌અસત્‌ની ભિન્નતા જણાય છે ત્યારે તે સંસારને તુચ્છ ગણીને ત્યજી દે છે અથવા તેમાં નિર્લેપ રહીને વિચરે છે; અને અન્તે પોતાના જન્મનું સાર્થક કરી લે છે. ભ્રષ્ટયોગી કોઇ ધર્મશીલ વિદ્વાનને ત્યાં, પવિત્ર શ્રીમાનને ત્યાં કે યોગસંપન્ન પુરુષને ત્યાં જન્મ ધરે છે.† પ્રથમ તો તે ભોગ ભોગવવામાં જ લીન રહે છે, પણ આકસ્મિક તેની ભોગેચ્છાની તૃપ્તિ થઈ જાય છે અને જ્ઞાન પ્રાપ્ત કરી તે જ્ઞાનયોગ સાધીને જીવન્મુક્ત બની, વિદેહમુક્ત થાય છે.

વિખ્યાત થયેલો જનક પણ વિદેહી દશા પ્રાપ્ત થયા પૂર્વે આવો જ યોગભ્રષ્ટ જીવ હતો. તેના રાજ્યમાં સર્વ પ્રજા સુખી અને સંતોષી હતી; બ્રહ્મનિષ્ઠ પંડિતોનો તે નિત્ય સમાગમ કરતો હતો; પોતાના નિત્ય કર્મમાં અબાધિત તત્પર રહેતો હતો, તેનું મન–જે બંધનું કારણ છે, તે સદાય બ્રહ્મની જિજ્ઞાસા કર્યાં કરતું હતું અને તેના આહાર, વિહાર અને ચેષ્ટા નિષ્કામ વૃત્તિવાળાં હતાં. જે કર્મ તે કરતો, તે બ્રહ્માર્પણ જ કરતો; છતાં તેના પુણ્યનો વિપાક જ્યાંસુધી પૂર્ણ થયો નહતો ત્યાં સુધી તેને સત્સમાગમ થયો નહતો ને જ્યાંસુધી સત્સમાગમ થયો ન હતો ત્યાં સુધી તે પરમતત્ત્વને જાણવાને સમર્થ થયો નહતો.

---

* न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात ! गच्छति ।

† प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ॥
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते । अथवा योगिनामेव कुले भवति धीमताम् ।

## જનકની નગરચર્ચા

એક સમયે પ્રાતઃકાળે એ રાજા છૂપા વેશે નગરચર્ચા જોવાને નીકળ્યો. નગરની ગલી કૂંચીઓ, પરાંઓ, બજારો, કિલ્લાઓ અને છાવણીઓ જોતો જોતો, રાજમાર્ગપર તે આવી ચડ્યો. તે પ્રસંગે રાજાની નજર એક શ્રીમાન્ ગૃહસ્થના ઝરુખાપર પડી. ત્યાં એક દંપતી-સ્ત્રી અને પુરુષ-પતિપત્ની બેઠાં બેઠાં આનંદમાં કલ્લોલ કરતાં હતાં. રાજા તે શ્રીમાનનો પોતાની સ્ત્રી સાથેનો વિનોદપ્રસંગ નિહાળતો હતો, એ જ ક્ષણે એ નગરના મહાજન શેઠની સ્ત્રી નદીતટે પાણી ભરવા જતી હતી, તેની દૃષ્ટિ પણ ઉક્ત ઝરુખાપરની ક્રીડાપર પડી. પ્રથમ ગૃહસ્થની વિનોદલીલા જોઇને, પછી તે સ્ત્રીએ સ્મિત કર્યું; રાજાએ તે જોયું. તેને વિચાર થયો કે, 'આ ગૃહસ્થની સ્ત્રી શા કારણથી હસી? હસવાનો પ્રસંગ છે ખરો, પણ એવા પ્રસંગો તો ઘણાએ આવે છે; પણ મારે એ સ્ત્રીનાં હસવાનું કારણ જાણવું જોઇએ ' પછી શંકાશીલ રાજા, ધીમે ધીમે તે સ્ત્રીની પાછળ પાછળ ગયો.

તે સ્ત્રી નદીના ઘાટપર જઈ બેડું માંજવા બેઠી. ત્યાં સમીપમાં જઈ રાજાએ તે સ્ત્રીને પૂછયું; "હે અંબે! કૃપા કરીને મારી શંકાનું સમાધાન કર. તું શા હેતુથી હસી?"

રાજાને ઓળખી જઇને તે સ્ત્રી બોલી; "હે રાજન્! આપ નગરચર્ચા જોવાને નીકળ્યા છો, તે નગરચર્ચા જ જુવો. આ પ્રાપંચિક જગતમાં આવા તો અનેક પ્રસંગો મારા જોવામાં આવે છે, તેવો એક પ્રસંગ જોઇને હસી, એમાં આપને આશ્ચર્ય શાનું થયું? એનું કારણ જાણવાથી આપને શો આનન્દ થવાનો છે? સંસાર છે, અનેક પ્રકારનાં કૌતુકો થાય છે ને થશે; તેમાં મારે શું ને તમારે પણ શું સ્વાર્થ છે? મહારાજ! આપ રાજપાટ સંભાળીને પ્રજાના સુખમાં વૃદ્ધિ થાય તેમ કરો, એટલે કૃતકાર્ય થશો. ક્ષુલ્લક પ્રાણીઓની અમાનુષિક ચેષ્ટાઓના ગર્ભના હેતુ જાણવામાં આપને કોઈ પણ રીતે આનંદ થશે નહિ!"

તે સ્ત્રીનાં આવાં ગૂઢ વચનો સાંભળી, તેની ગંભીર મુદ્રા જોઇ, રાજાને વિશેષ સંશય ઉત્પન્ન થયો. જનક રાજા બોલ્યો; "હે સચ્ચારિતશાલી સાધ્વી! તમે મારી શંકાનું જ્યાં સુધી સમાધાન કરશો નહિ, ત્યાં સુધી મને બીજા કશાથી આનંદ થવાનો નથી."

તે સચ્ચારિતશાલી સાધ્વીએ કહ્યું; "મહારાજ! હે દેવ! આપ બહુ જ ઉતાવળા છો ને પુરુષ વિચાર કર્યા વિના જ બોલો છો! નિઃસંશય-

પણ માનજો કે, એ ભેદ હું તમને કહીશ, તે દિવસથી જ તમારા આ લોકનો આનંદ, સદાને માટે વિનાશ પામશે; માટે હે રાજા! એ જાણવામાં કાંઈ પણ સાર નથી. જાણવાનું છે તે જ જાણો. ન જાણવાનું જાણેલાઓનો પત્તો જ નથી! પરન્તુ હું જાણું છું કે, આપ રાજા છો, ગુણવાન્ છો, વિદ્વાન્ છો, બ્રહ્મના જિજ્ઞાસુ છો, આપે લીધેલી હઠ આપ છોડશો નહિ: સ્ત્રીહઠ, બાળહઠ ને રાજહઠને કોઈ પૂરું પડી શકતું નથી. સાંભળો! જો આપને મારા હસવાનું કારણ જાણવાની અપેક્ષા જ હોય તો સાંભળો! આજથી છ મહિને આપના બગીચાના ફુવારાની સમીપમાં આવી, એક મેનાને બોલાવીને પૂછશો તો તે તમને આ ભેદનું રહસ્ય કહેશે. હમણાં તો આપને પ્રણામ! વળી વધુ સાંભળો: હે રાજન્! આજે જ મારું મૃત્યુ છે! આ પાણીનું બેડું ભરીને જેવી હું મારા ઘરના ઝરુખા નીચે જઈશ કે તત્ક્ષણે તે ઝરુખો તૂટી પડશે ને હું મરણ પામીશ!"

તે સ્ત્રીના મુખથી આવાં મનને ચકિત કરનારાં વચનો સાંભળીને, રાજા તો તેની સામે ટગર ટગર જોઈ જ રહ્યો. તે દંગ થયો. તેને ચિત્તભ્રમ થઈ ગયો. તે પછી તે ગંભીરતાથી બોલ્યો; "હે બહેન! એ મૃત્યુનું વારણ નહિ થઈ શકે?"

"મહારાજ! તમે તો ઘેલા છો, નિયતિના નિર્માણને ફેરવવા કોણ સમર્થ છે? ત્રણ લોકોમાં એવો કોઈ પણ સમર્થ નથી કે, જે નિયતિના નિર્માણને ફેરવી શકે. એ ઉપર પુરાણપ્રસિદ્ધ એક કથા હું તમને કહું છું, તે તમે લક્ષમાં લ્યો."

### નિર્માણ તે નિર્માણ જ છે

પછી તે સચ્ચરિતશાલી સાધ્વી–સતીએ રાજાને કહ્યું; હે મહારાજ! લંકાનો રાજા રાવણ અતિ મહાન્ પ્રતાપી હતો. તેની રાજસભામાં બ્રહ્મા વેદ ભણતા, વાયુ પવન ઢાળતો, અગ્નિ પાકક્રિયા કરતો, મેઘ પાણી ભરતો, લક્ષ્મી ધન આપતી, કુબેર ધનનું રક્ષણ કરતો ને ઇંદ્રાદિક તેના સામંતો તરીકે તેના દરબારમાં નિત્ય પહેરો ભરતા હતા. એવો સમર્થ રાજા પણ નિયતિના નિર્માણને–વિધાતાના લેખને મિથ્યા કરી શકયો નથી, તો મનુષ્યનું શું ગજું? આવો સમર્થ રાવણરાય પોતાના પ્રતાપથી ત્રણ લોકોને પણ તુચ્છ ગણતો હતો.

**રાવણ અને વિધાતા**

એક સમયે તે દરબાર ભરીને બેઠા છે, ત્યાં બ્રહ્માએ વાર્તા પ્રસંગમાં કહ્યું, "હે મહારાજ દશાનન! વિધાતાના લેખને મિથ્યા કર-

વાને કોઇ પણ સમર્થ નથી; લલાટમાં લખાયલા છઠ્ઠીના લેખને કોઇ પણ ટાળી શકતું નથી."

બ્રહ્માનાં આવાં વચનો સાંભળીને, મૂછપર હાથ દઇને દશાનને કહ્યું; "અલ્યા બ્રહ્મા! વિધાતા તે તારી એવી કોણ મોટી દેવી છે કે, જેના લખેલા લેખને ફેરવવા રાવણ પણ સમર્થ ન હોય?"

બ્રહ્માએ કહ્યું; "જીવ-માત્રના કર્તવ્યનું નિર્માણ કરનાર એ જ અધિષ્ઠાત્રી મહાદેવી છે; એના લખેલા લેખને કોઇ પણ ફેરવી શકે એમ નથી. રે! એકવાર લખેલા લેખને એ પંડે પણ ફેરવી શકવા અસમર્થ છે. તે એવી તો શક્તિવાળી છે કે, નિર્માણ તેને હાથે સ્વયં લખાઇ જાય છે!"

રાવણે મૂછપર હાથ રાખીને પુનઃ કહ્યું; "ઠીક ઠીક! એ રાંડ વિધાતાના લેખને હું જો મિથ્યા ન કરું તો મારું નામ રાવણ નહિ. અલ્યા બ્રહ્મા! હજી તારા મનમાં વિધાતાનું અભિમાન છે કે, તે મારા કરતાં પણ જબરી છે; તો હું તને થોડા દિવસમાં જ બતાવીશ કે, તે વિધાતા પણ મારા મ્હોડા આગળ કેમ પાણી ભરે છે? બોલ, એ વિધાતા કયે દહાડે મનુષ્યોના કર્મનો ઉલ્લેખ કરે છે?"

રાવણનો ઉગ્ર કોપ જોઇને બ્રહ્મા તો થરથર ધ્રૂજવા લાગ્યા, પણ પછી શાંતપણે બોલ્યા: "હે મહારાજ રાવણ! એ વિધાતા જીવના જન્મની છઠ્ઠી રાત્રિએ, મધ્યરાત્રિના જીવનના સુકૃત દુષ્કૃતના લેખ લખે છે!"

તુરત જ સભાનું વિસર્જન થયું. રાવણના મનમાં એવો ખોપ ભરાયો કે, 'એ વિધાતાના લેખને હું મિથ્યા કરું ત્યારે જ મારું નામ દશાનન!' એ સમયે રાવણની રાણી મંદોદરીને ગર્ભ હતો. થોડા કાળમાં રાણીને પ્રસવ થયો ને રાવણે વિધાતાના લેખને મિથ્યા કરવાનો પ્રયત્ન કીધો. રાણી મંદોદરીને પુત્રી અવતરી હતી. છઠ્ઠી રાત્રિએ મંદોદરીના પ્રસૂતિગૃહના દ્વાર ઉપર જઇને રાવણ બેઠો ને વિધાતાના–નિયતિના નિર્માણને મિથ્યા કરવાને તેની વાટ જોવા લાગ્યો. મધ્યરાત્રિ થઇ કે, છમછમ કરતી દેવી માયારૂપ વિધાતા દેવી ત્યાં આગળ આવી ઊભી રહી. તેનું દિવ્ય સૌંદર્ય જોતાં જ પ્રથમ તો રાવણ ઝંખવાણો પડી ગયો; પણ તે વીર પુરુષે, ગાઢા ધૈર્યથી એકદમ ઊભા થઇ, વિધાતાનો હાથ પકડી પૂછ્યું; "આ કાલિ માઝમ રાત્રે, ત્રિલોકને ધ્રૂજાવનાર દેવ ને અસુર સર્વના સ્વામી રાજા રાવણની આજ્ઞા વગર, તું કેમ આવી? બોલ, તું કોણ છે? ક્યાં જાય છે?"

વિધાતાએ કહ્યું; "હે રાજા રાવણ! હું પરમાત્માની માયાવી શક્તિ છું! તમારી રાણી મંદોદરીએ કુંવરીને જન્મ આપ્યો છે, તેના જીવનનો લેખ લખવા જાઉં છું."

રાવણે પૂછ્યું; "તું શું લેખ લખવાની છે?"

દેવી વિધાતા બોલી; "હે દશાનન! શો લેખ લખવાની છું તે હું પંડે જાણતી નથી; લેખ લખતી વખતે હું અવળે મુખે ઊભી રહું છું ને પાછલે હાથે લખું છું, તેથી મને ખબર નથી પડતી કે હું શું લખું છું. તે લેખનો નિર્માણ કર્તા તો વિશ્વનો સર્જનહાર નિયામક જ છે, કે જેને તું ઓળખતો નથી!"

રાવણે કહ્યું; "ઠીક, ઠીક, તારી એ લવારી બાજુએ મૂક! લેખ લખીને પાછી જાય ત્યારે મને મળ્યા વગર જઇશ તો તને સખતમાં સખત શાસન કરીશ! જા! તારું કામ પૂર્ણ કરીને અહીં પાછી આવ, હું બેઠો છું." વિધાતા પ્રસૂતિગૃહમાં ગઇ અને ઇશ્વરની ઇચ્છાથી તેનું દિવ્ય સ્વરૂપ રાવણ વિના અન્ય કોઇ પણ જોઇ શકયું નહિ.

વિધાતા કન્યાનું નિર્માણ અવળે મુખે લખીને પાછી ફરી ત્યારે રાવણે પૂછ્યું; તેં શું લખ્યું?"

વિધાતા બોલી; "તે મેં જોયુંએ નથી ને જોવાની મને આજ્ઞાએ નથી. જે ચિચ્છક્તિએ એનો જન્મ નિર્માણ કીધો છે, તે જ ચિચ્છક્તિપ્રેરિત મારાથી જે લખાયું, તે જ મેં લખ્યું છે!"

રાવણે આજ્ઞા કીધી; "જા વાંચીને પાછી આવી મને એ નિર્માણ જણાવ."

વિધાતા પાછી પ્રસૂતિગૃહમાં ગઇ ને રાજકન્યાનું નિર્માણ વાંચીને રાવણ પાસે આવીને તેને તેણે કન્યાનું સંપૂર્ણ જીવનચરિત્ર જણાવ્યું, અને છેવટે કહ્યું; "હે રાજા! એ તારી કન્યાનું નામ 'પદ્માવતી' છે, એનું લગ્ન તારા દ્વારપર 'હોનારત' નામનો જે ચંડાળ ઝાડુ કાઢે છે, તેની સાથે થશે!"

એ શબ્દ સાંભળતાં જ રાવણની પગની જ્વાળા શિરપર જઇને બેઠી. તે રાતો પીળો થઈ ગયો, ને વિધાતાને મારવા ખડ્ગ ખેંચવા તત્પર થયો, પણ એટલામાં વિધાત્રી અદૃશ્ય થઈ ગઈ; અને વિચારગ્રસ્ત રાવણે રાજભવનમાં જઇને દરબાર ભર્યો. તેણે બ્રહ્માને કહ્યું; "અલ્યા બોડા માથાના બ્રહ્મા! આજે તારી વિધાતાનો લેખ હું મિથ્યા કરું ત્યારે તું જાણીશ કે રાવણ કેવો સમર્થ છે."

બ્રહ્માએ નમ્રપણે કહ્યું, “મહારાજ ! આપ તો સર્વસમર્થ છો. જે ચાહો તે કરો તેવા છો; પણ મહારાજ ! વિધાતાના લેખને તો કોઈ ફેરવી શકે તેમ નથી.”

પછી રાવણે પોતાના દુષ્ટ મંત્રીઓની સાથે મંત્રણા કરીને તે નિર્દોષ ચંડાળનો વધ કરવાનો વિચાર કર્યો. ઈશ્વરની લીલા અકલિત છે, તેનો કોઈ પણ પાર પામી શકે તેમ નથી. રાવણ મહાઅહંકારી ને મદોન્મત્ત હતો, તેના અહંકારનો નાશ કરવાની ગર્વગંજનહારની જ ઈચ્છા હતી, તેથી અન્ય મંત્રીની મતિ ફેરવી. રાવણ તો અવિદ્યાનો ઉપાસક હતો અને પરમેશ્વરની શક્તિની ઉપેક્ષા કરતો હતો, તેથી ગર્વગંજનનાથે, તેના ગર્વનો નાશ કરવાને જ તેના મંત્રીમાં બુદ્ધિ પ્રેરી. અન્યના સુખ કે દુઃખનો કોઈ પણ દાતા છે, એમ રાવણ માનતો ન હતો; સત્ અસત્ કર્મનાં ફળ ભોગવવાં જ પડે છે, એવું તેના જાણવામાં ન હતું; હું સર્વ કરવાને સમર્થ છું, એવું તેને મિથ્યા અભિમાન હતું. પણ હે મહારાજ જનક ! જે જીવ કર્મ વિષે અકર્મને અને અકર્મ વિષે કર્મને દેખે છે, તે જ વિશેષ બુદ્ધિમાન્ છે;* બાકીના તો બાપડા જ છે ! ત્રણ લોકોને જીવનાર અને સમર્થ રાજ્યનો સ્વામી બુદ્ધિમાન્ નથી. એ રાવણ ભોગેચ્છા માત્રનો ઉપાસક હતો ને તેમાં જ તે બંધાયલો હતો. તે પરમાત્માને ભૂલી ગયો હતો; લોકવાસનામાં ને દેહવાસનામાં જકડબંધ હતો; ને પુરુષાર્થને જ પરમ શ્રેષ્ઠ માનતો હતો; નિયતિનું તેને સ્મરણ થતું નહતું ને પૌરુષનો તે પોષક હતો; પણ તે જાણતો હતો કે, નિયતિ પૌરુષરૂપે જ નિયામક છે. આવા મદોન્મત્ત રાજાના મદનો નાશ કરવાને એક સર્વેશ્વર મહેશ્વર જ સમર્થ છે. વિધાતાનો લેખ, એ જ સર્વેશ્વર મહેશ્વરનો લેખ છે. તેને નિષ્ફળ કરવાનું ક્ષુલ્લક જીવને સામર્થ્ય જ નથી.

રાવણે ચંડાલનો નાશ કરવાનો સંકલ્પ કીધો, ત્યારે મન્ત્રસભામાં બેઠેલા એક મન્ત્રીએ કહ્યું; “મહારાજ ! મારો તો દૃઢ નિશ્ચય છે કે, વિધાતા જુઠ્ઠી જ છે. આપના દ્વાર પર ઝાડુ કાઢતો ચંડાળ ક્યાં ને આપની સમર્થ રાજપુત્રી ક્યાં ! જો એ રાંડ વિધાતામાં જરાએ અક્કલ હોત, તો આ લેખ લખતે જ નહિ—જરા વિચાર કરતે, પણ મહારાજ ! એ ચંડાળને મારી નાંખ્યા પછી, વિધાતાનો લેખ ખરો થયો

* कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः । स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥

છે કે ખોટો, એ કંઇ આપણે જાણી શકીશું નહિ; અને આ કુબુદ્ધિઓ બ્રહ્મા, પછી અનેક તર્કવિતર્ક લડાવશે ને પોતાનો જ મમત પકડી રહેશે. મારો તો એવો મત છે કે, એ ચંડાળને એવી કોઇ એકાંત જગ્યામાં દેશવટો દ્યો કે, જ્યાં મનુષ્યનું બીજ જ ન હોય. ત્યાં પડ્યો પડ્યો એ મરી જશે ને વિધાતાનો લેખ આપો આપ જ જુઠો થશે.''

વિધાતાનો લેખ સત્ય છે કે અસત્ય છે, તેનો નિશ્ચય કરવા માટે, રાવણે પણ એ સલાહ માન્ય કરી. પછી તે નિર્દોષ ચંડાળને પકડી મંગાવી, તેના પગનો એક અંગુઠો કાપીને, સમુદ્રના મધ્યમાં આવેલા એક એકાંત દ્વીપમાં મૂકી દીધો; અને પછી બ્રહ્માને કહ્યું; ''અલ્યા બ્રહ્મા ! હવે તારી વિધાતાનો લેખ કેમ સાચો પડે છે તે બતાવજે !''

બ્રહ્માએ એટલું જ કહ્યું; ''મહારાજ ! વિધાતાનો લેખ કોઈ પણ કાળે મિથ્યા થઇ શકે તેમ નથી. સ્વયં ચિદ્દ્ઘન પણ તે મિથ્યા કરવા સમર્થ નથી.''

ક્રોધાંધ થઇને રાવણે કહ્યું; ''હજી પણ તું તારો મમત છોડતો નથી ? ઠીક છે; પરંતુ જ્યારે મારી પુત્રીનું બીજા રાજપુત્ર સાથે લગ્ન થશે, ત્યારે તારા ચાર માથામાંથી એક માથું કાપી નાંખ્યા વગર હું રહીશ નહિ.''

હવે બેટમાં છોડી મૂકેલા ચંડાલનું શું થયું તે સાંભળો.

હે રાજાધિરાજ જનક ! જે ચંડાળને એકાંત દ્વીપમાં દેશવટો દીધો હતો, તે ચંડાળ પોતાના હતભાગ્યને માટે એ પ્રસંગે બહુ બહુ રુદન કરવા લાગ્યો. તેણે વિધાતાને અનેક પ્રકારની ગાળો દીધી, બ્રહ્માને પણ પાંચ પંદર ચોપડી કહાડી. જ્યારે આ એકાંત બેટમાંથી છૂટવાનો તેને કોઈ પણ માર્ગ જણાયો નહિ ત્યારે તેણે સમુદ્રમાં પડી મરવાનો નિશ્ચય કીધો, પણ તેનાથી મરી શકાયું નહિ ! કેમકે તે નિર્માણ નહતું.

દૈવેચ્છાથી એ બેટમાં નિર્મળ પાણીનાં ઝરણાં પુષ્કળ હતાં, ને અનેક પ્રકારની વનસ્પતિઓ ઊગી રહી હતી. એ વનસ્પતિના ફળ ફળાદિકનો આહાર કરીને, તે પોતાનું જીવન ગાળવા લાગ્યો. થોડે દહાડે તાપ અને વરસાદમાંથી બચવા માટે પડેલા ઝાડના સ્તંભો બનાવી, ઝાડના રેસાઓમાંથી દોરીઓ કરીને, એક ઝુંપડી બાંધી, ને તે પોતાનું આયુષ્ય ઇશ્વરનું સ્તવન કરી ગાળવા લાગ્યો. પૂર્વજન્મના કોઈ કુસંસ્કારને લીધે તેને ચંડાળપણું પ્રાપ્ત થયું હતું, પણ જીવ ઉત્તમ-હતો, તેથી તેણે ઇશ્વરને વીસર્યો નહિ. જેનો કોઇ બેલી નહિ, તેનો ઈશ્વર

બેલી છે. રાવણે તજ્યો પણ ઈશ્વરે તજ્યો નહિ. બાર વર્ષો સુધી તે બેટમાં એકાંતમાં રહી વનફળનો આહાર કરી, તેણે માનસિક તપ તપવા માંડ્યું* ને પૂર્વ જન્મનાં પોતાનાં પાપકર્મનું સંપૂર્ણ પ્રાયશ્ચિત્ત કીધું. તે નિર્મળ થયો, તેની કાંતિ પણ ફરી ગઇ. ઈશ્વરકૃપાથી તેના જ્ઞાનમાં-બુદ્ધિમાં પણ ફેર પડી ગયો. તે એક મહાન્ ભાગ્યશાળી પુરુષ બની ગયો. તે પરમાત્માનો પરમ ઉપાસક બન્યો ને તેનું નિત્ય ભજન કીર્તન કરવા લાગ્યો. દ્વાદશ વર્ષો એ પ્રમાણે વીત્યા પછી તે ચંડાળને તે બેટ છોડવાની ઇચ્છા થઈ. અરણ્યમાં પડેલા ઝાડોનાં લાકડાં લાવી, ઝાડના રેસાઓમાંથી દોરડાંઓ બનાવી, તેમને તેણે એક બીજાની સાથે સાંકળી લીધાં; તેનાપર અનેક જાતનાં ઝાડોની ડાંખળી ને પાંદડાં નાંખીને એક સુંદર ત્રાપો બનાવ્યો ને તેનાપર બેસીને, ઇશ્વર ઉપર આધાર રાખી, તે ત્રાપાને પાણીમાં તરતો છોડી દીધો.

દૈવની કૃપા આગળ મનુષ્યની દુર્બુદ્ધિના અનેક ઉપાયો કોઈ પણ કાળે કારગત થતા નથી. તે ત્રાપો તણાતો તણાતો ભરતખંડના પશ્ચિમ કિનારાપર આવી પહોંચ્યો. દુષ્ટબુદ્ધિ રાવણે જે ચંડાલની અન્ન પાણી વગર મરી જવાની કલ્પના કીધી હતી, તે જ પુરુષ, કર્મના ભોગ ભોગવી શુદ્ધ કાંચનરૂપ બનીને, પાછો કર્મભૂમિપર આવી પહોંચ્યો.

જે દિવસે તે ચંડાળે ભરતભૂમિપર પગ મૂકયો, તે જ દિવસે ઋષ્યમૂકપુરીના રાજાનું પુત્ર વિના નિર્વંશ મરણ થયું હતું. તેથી પ્રભાતમાં જે પુરુષ નગરદ્વારમાં પ્રથમ પ્રવેશ કરે, તેને પ્રજાએ ને મંત્રીમંડળે રાજા કરવાનો ઠરાવ કર્યો હતો. દૈવેચ્છાથી તે ચંડાળ ઋષ્યમૂકપુરીના રાજ્યનાં પદને પ્રાપ્ત થયો અને લોકોએ ‘દૈવગતિરાજ’ના નામનો જયજય પોકાર્યો.

થોડા કાળમાં રાવણની રાજપુત્રી વરવા યોગ્ય થઈ. તેનો સ્વયંવરમંડપ રાવણે રચ્યો. એ વિધિમાં અનેક રાજાઓ ઉપરાજાઓ રાવણની કુંકુમપત્રિકાથી એકઠા મળ્યા. દૈવગતિરાજ પણ એ સ્વયંવરમાં રાવણના નિમંત્રણથી પધાર્યો હતો. સ્વયંવરમંડપમાં ફરતી રાવણરાજકન્યા પહારથે, દૈવગતિરાજની તેજસ્વી મનમોહન મૂર્ત્તિ જોઇને, તેને વરમાળા આરોપણ કીધી અને ત્રિલોકવિજેતા રાવણે પોતાના મનમાં સિદ્ધ કીધું કે, ‘વિધાતાના લેખને નિષ્ફળ કરવાને હું સમર્થ થયો છું!’’

---

* मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः । भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥

રીતિ પ્રમાણે વરકન્યાનાં લગ્ન થયાં અને જમાઇરાજને દશૈયા ચરાવવાને રાવણને મંદિરે રાખ્યો.

એક દિવસે રાવણે રાજસભામાં મૂછપર તાવ દેતાં બ્રહ્માને કહ્યું; "અલ્યા બ્રહ્મા! તારી વિધાતાનો લેખ મિથ્યા કરવાને હું સફળ થયો છું કે નહિ તે હવે કહે."

બ્રહ્માએ નિશ્ચિત ને નિધડકપણે ઉત્તર આપ્યું; "મહારાજ! વિધાતાના લેખને નિષ્ફળ કરવાને કોઇ પણ સમર્થ અવતર્યો નથી ને આ સૃષ્ટિના પ્રલયપર્યંત અવતરશે પણ નહિ! હોનારત આગળ પહારથ મિથ્યા જ છે!"

બ્રહ્માનું તે વચન સાંભળીને રાવણની રાજસભા ખડખડાટ હસી પડી. રાવણે કહ્યું; "તે ચંડાળ બહારણિયો ક્યાં ને આ રાજેન્દ્ર જેવો ઋષ્યમૂકપુરીનો દૈવગતિરાજ ક્યાં? અલ્યા બ્રહ્મા! હજી તું તારી હઠ મૂકતો નથી?"

બ્રહ્માએ ઉત્તર આપ્યું; "મહારાજ! હું અસત્ય બોલ્યો નથી ને બોલીશ પણ નહિ. આપ ગમે તે કહો, પણ મારો તો નિશ્ચય જ છે કે, વિધાતાના લેખ કોઇ પણ મિથ્યા કરવાને સમર્થ નથી."

આ પ્રમાણે બે ચાર વાર બ્રહ્માનું કથન સાંભળીને રાવણને ભારે શંકા થઇ. તેણે પોતાના મંત્રિમંડળ સાથે પુનઃ વિચાર કીધો અને રખેને આ દૈવગતિરાજ તે જ ચંડાળપુત્ર હોનારત હોય, એવી શંકા બતાવી. પછી રાવણે ત ચંડાળનો જે અંગુઠો કાપી નાંખ્યો હતો, તેની નિશાની જોવાનો વિચાર કર્યો, પણ તે તક સહજ હાથમાં આવી નહિ. દૈવગતિરાજ હમેશાં જ હાથે ને પગે મોજાં પહેરી રાખતો હતો, તેથી રાવણ તેનો પગ જોઇ શકતો નહતો. કર્મસંજોગે એક દિવસે, દૈવગતિરાજ એકાંતમાં સ્નાન કરતો હતો ત્યારે ગુપ્તદ્વારમાંથી રાવણે નજર કીધી તો દૈવગતિરાજના જમણા પગનો અંગુઠો ન હતો. તે જોઇને તે બૂમ પાડી ઊઠ્યો કે; "નિઃસંશય, વિધાતાના લેખને મિથ્યા કરવાને કોઇ પણ સમર્થ નથી. હું આવો પ્રબળ પ્રતાપી રાજા છું, છતાં પણ વિધાતાના લેખને ફેરવી શક્યો નથી, ત્યારે આ જગતમાં એવું કોઇ પણ પ્રાણી સમર્થ નહિ કે, જે વિધાતાના લેખ ફેરવી શકે? નિઃશંક હોનારત પાસે પહારથ મિથ્યા જ છે!"

જનકની મિથિલા નગરીના નદીના વટપર ઊભેલી સતી સ્રીએ, જનકરાજને સંબોધીને કહ્યું; "હે મહારાજ! આજે જ મારું મૃત્યુ

નિર્માણ છે, તેને ફેરવવાને કોઇ પણ સમર્થ નથી ને તમે જે કાંઇ પ્રયાસ કરશો તે મિથ્યા જ છે. આ જગતમાં આવર્જન અને વિસર્જન થયા જ કરે છે. નિર્માણકાળે મૃત્યુ થાય છે ને પુનઃ જન્મ પણ ધરાય છે. મૃત્યુ એ તો પ્રકૃતિ જ છે.* હવે સાંભળો! છ મહિના પછી, આપણા બાગના ફુવારા નજીક આવીને આપે હમણાં જે હઠ લીધી છે, તે પૂર્ણ કરવાની ઇચ્છા થઇ હોય તો મને પૂછજો, એટલે હું આપના મનનો ભેદ ભાંગીશ.''

આ વચન કહ્યા પછી તે સ્ત્રી પાણીના બહેડા સાથે ધમધમાટ કરતી ચાલવા લાગી. રાજા આગળ આગળ ચાલ્યો. તેના મંદિર પાસે જઇ ઊભા રહી તપાસ કરી તો તે ઘરનો ઝરુખો અતિ ઘણો દૃઢ જણાયો. એટલામાં તે સ્ત્રી પાણી ભરીને તે ઝરુખાની નીચે આવી. એક પગલું આગળ–જરા વધુ આગળ, બરાબર ઝરુખા નીચે જેવું તે પતિવ્રતા પગલું મૂકે છે, એટલામાં ધરતીકંપનો આંચકો થયો ને દૃઢ ઝરુખો તૂટી પડ્યો. તે પતિવ્રતા ચગદાઇ મરણ પામી.

તે સતીનું વચન સત્ય થયું; અને રાજા અતિ ઉદાસીન બની રાજભવન પ્રતિ પાછો ફર્યો.

પ્રથમનાં આ પુરુષ વિનોદ કરતાં હતાં, તેઓને જોઇને આ સ્ત્રી હસી હતી, તેથી જનકરાયને મોટી શંકા ઊભી થઇ હતી. તેમાં આ સતીનું ભવિષ્યજ્ઞાન જોઇને તે વધારે વ્યાકુળ થયો. એ ભેદ કોણ ભાંગે ?

વિચારમાં ને વિચારમાં દહાડાપર દહાડા વીતવા લાગ્યા; છ માસ ક્યારે પૂરા થાય તેની, તે અત્યંત આતુરતાથી વાટ જોવા લાગ્યો. છ માસ પૂરા થયા, દક્ષિણાયનનો સૂર્ય ઉત્તરાયણમાં આવ્યો. પ્રભાત થતાં જ, રાજા જનક પોતાના બગીચામાં ગયો અને ફુવારાની સમીપમાં જઇને બોલ્યો; ''હે મધુરી મેના ! તું ક્યાં છે ! અહીં આવી તું મારો સંદેહ નિવારણ કર.''

તત્ક્ષણે એક વૃક્ષપરથી મેનાએ મનુષ્યવાણીથી કહ્યું; ''હે જનકરાજ ! હજી પણ તમારી એ જ લલુતા છે. તે સ્ત્રીપુરુષના હસવાનું કારણ જાણવું છે ? જરા વિચાર કરો. એ જાણ્યા પછી તમને આ લોકમાં સુખ કે આનન્દ જણાશે નહિ. હજી પણ તમને તક આપું છું ત્યાં સુધી થોભો ! આજથી ત્રીજે વર્ષે, આજ દિવસે તમારી

---

* मरणं प्रकृतिः शरीरिणाम् ॥

પ્રજામાંથી તમને જે બોલાવવા આવે તેને ત્યાં જજો; ત્યાં તમારા મનનું સંપૂર્ણ સમાધાન એક બાળકી કરશે.'' એમ બોલતી તે મેના આકાશપંથે ઉડી ગઈ ને રાજાની શંકા જેવી ને તેવી જ ઊભી રહી.

છ મહિના તો રાજાએ જેમ તેમ કરીને વીતાડ્યા હતા, પણ હવે તો ત્રણ વર્ષો વીતાડવાનાં હતાં. મહાકથાવટીએ ત્રણ વર્ષો પૂર્ણ થવા આવ્યાં ને રાજા તે મુકરર કરેલી તિથિના વાટ જોતો બેઠો.

## મા દીકરો તે જ પતિપત્ની!!

તે મુકરર તિથિએ પ્રભાતમાં રાજાને નગરશેઠને ત્યાંથી નિમંત્રણ આવ્યું. નગરશેઠે કહાવ્યું હતું કે, આજે અમારી પુત્રીનું વેવિશાળ કરવાનું છે, તે પ્રસંગે આપ પધારી અમને શોભા આપો. પેલી મેના-રૂપી સ્ત્રી નગરશેઠના પુત્રને ત્યાં કન્યારૂપે અવતરી હતી, એ કન્યા ચતુર અને કારમી હતી. જ્યારે જ્યારે તેને પૂછવામાં આવતું કે, 'બહેન! તારો વિવાહ કરીએ?' ત્યારે ત્યારે તે ભૂત ભવિષ્યની જ્ઞાતા બાળકી, એટલું જ કહેતી હતી કે, 'મારા વિવાહ વખતે રાજાને બોલાવજો!' અને તે જ પ્રમાણે રાજાને આજે નિમંત્રણ કરવામાં આવ્યું હતું. જનકરાજ નગરશેઠને ત્યાં ગયા. તુરત જ જ્ઞાતિ રીતિ અનુસાર નારિયેળ, ગોળધાણા વહેંચવામાં આવ્યા અને કન્યાનું વેવિશાળ થયું. કન્યાનાં માબાપ ને વરનાં માબાપ સારો સંબંધ જોડાયાથી રાજી રાજી થઇ ગયાં. ઉભયના કુટુંબમાં આનંદ ઉત્સવ છવાઈ ગયો.

એટલામાં પેલી કન્યા દોડતી દોડતી આવી, રાજાના ખોળામાં બેસી ગઈ ને રાજાની સામે એકદૃષ્ટિએ જોઇ જ રહી. રાજા પણ તેનું મુખ જોઇ રહ્યો. ક્ષણ પછી ખડખડાટ હસીને તે બાળા બોલી; ''કેમ, રાજાધિરાજ જનકરાય! કંઈ યાદ છે કે? હું કોણ છું ને મારું વેવિશાળ કીધું તે કોણ?''

રાજાની દૃષ્ટિસમીપ સર્વ દેખાવ તરવરી રહ્યો. પૂર્વ જન્મમાં જે મા દીકરો હતાં તે જ આ જન્મમાં ધણીધણિયાણીનાં સંબંધમાં જોડાય! તે બાળકીનું વચન સાંભળી રાજા તો વિમાસણમાં એવો પડી ગયો કે, શું બોલવું તેની તેને સમજ જ પડી નહિ.

પછી તે કન્યા બોલી; ''મહારાજાધિરાજ! શું વિચારમાં પડ્યા છો? આ જ પ્રમાણે સંસારની રેંટમાળ ચાલી જાય છે. એક જન્મમાં જે મા દીકરો હોય છે, તે બીજા જન્મમાં ધણીધણિયાણી થઇને રહે

છે, ને ત્રીજે જન્મે ભાઈ બહેન કે એવા જ કોઇ સંબંધથી જગતમાં વિચરે છે, જે એક જન્મમાં મનુષ્ય કે પશુ હોય છે, તે બીજે જન્મે પંખી બને છે, ત્રીજે જન્મે ઉદ્ભિજ્જ પણ બને છે ને કોઇ જન્મે સ્વેદથી ઉત્પન્ન થતા માંકડ આદિ યોનિમાં પણ અવતરે છે. જેવી જેની વાસના હોય છે, તેવો તેવો તે જન્મ ધારણ કરે છે. જે સ્ત્રીપુરુષોને તમે ઝરુખામાં જોયાં હતાં, તેમને જોઇને મારા હસવાનું કારણ પણ એ જ હતું કે, પૂર્વ જન્મમાં જે મા દીકરો હતાં, જેનાં પયોધરના પાનથી તૃપ્તિ થતી હતી, તે આજે પયોધરના મર્દનથી તૃપ્ત થાય છે!! પૂર્વ જન્મનાં માતા ને પુત્ર આ જન્મમાં ધણીધણિયાણી થઇને વિલાસ ભોગવતાં હતાં. તે જોઇને મને હસવું આવ્યું કે, અહો! નિયન્તાની કેવી અટપટી લીલા છે! તમને શંકા થઇ ને મેં તેનું તમારી પાસે આજે સમાધાન કર્યું. હે રાજન્! આ સંસારના જીવો પોતપોતાના કર્માનુસાર અનેક પ્રકારના જન્મો ધારણ કરે છે, પણ જે જીવ બુદ્ધિમાન્, પંડિત, ચતુર અને અત્યંત સૂક્ષ્મ વિષયનો જાણનાર હોય છે, તે જ જીવ રજસ્તમોગુણમાંથી મુક્ત થઇ, પ્રબળ આવરણશક્તિનો નાશ કરીને, જન્મ મરણના ફેરામાંથી છૂટી શકે છે.* બીજા સર્વની તો આ જ ગતિ છે; તેઓ આવે છે ને જાય છે, ને પાછા આવે છે; મરે છે, જન્મે છે ને પાછા મરે છે;† નવા નવા કર્મના ગાંસડા વહોરે છે, પીઠે નવો ભાર લાધે છે ને તે ભારતળે-નવા નવા જન્મમાં નવાં નવાં કર્મોના ગાંસડા નીચે ચગદાયા જ જાય છે. જેઓ આવરણશક્તિના (માયાના) ઉપાસકો છે તેવા જીવો અનાસ્થાવાળા, પ્રતિકૂળ નિશ્ચયવાળા અને ભ્રમિત મનવાળા છે, તેઓ સંસારમાં એવા લદબદ થઇ જાય છે કે, એ વિક્ષેપશક્તિની (માયાની) મોહજાળમાં સપડાઇને, અનંત દુઃખનો જ ભોગ કરે છે. આ જગતમાં તે જ જીવો જન્મમરણથી રહિત થઇ જાય છે કે, જેઓ વિશુદ્ધ શ્રદ્ધાથી ભક્તિનું સેવન કરી, નિર્માનીપણે સંસારમાં વિચરી, દૈવી સંપત્તિને પ્રાપ્ત કરવા મથે છે, સર્વ વાસનાઓનો વિનાશ કરે છે, સ્વસ્વરૂપનો અનુભવ લે છે અને પરમાત્મામાં એકનિષ્ઠ બને છે, તેમને જ પરમ શાંતિ અને આનંદરસની પ્રાપ્તિ થાય

---

* जातस्य हि ध्रुवं मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।

† मातापितृसहस्राणि पुत्रदारशतानि च । संसारेष्वनुभूतानि यान्ति यास्यन्ति चापरे ॥

છે.* મહારાજ ! એ ગહન વિષય આ બાળકીને મુખે ન શોભે; કોઇ મહાત્માની પાસે તેના તત્ત્વનો સાર ગ્રહણ કરી જગતમાં વિચરો ! !"

રાજા જનક આ બાળકીના મુખથી આ અદ્ભુત વૃત્તાંત સાંભળી, પ્રેમથી તેને ચુંબન કરી, તેનાં સગાંસ્નેહીઓને તેમાંનું કંઇ પણ નહિ જણાવતાં ત્યાંથી વિદાય થઇ ગયો. બાળકીએ રાજા સાથે શી વાત કીધી, તેનો યત્કિંચિત્ પણ સંશય કોઇને આવ્યો નહિ. બાળકી પણ નૈસર્ગિકપણે પોતાના જેવી સખીઓમાં વિહરવા લાગી. નગરશેઠના પુત્રની પુત્રીનો તેના જેવા જ ધનાઢ્ય પુરુષના પુત્ર વેરે વિવાહ સંબંધ થયો હતો, તેથી આખું નગર વ્યાવહારિક આનંદમાં તરવા લાગ્યું.

જનકની ઉદાસીનતા

એમ સર્વત્ર આનંદ ફેલાઇ ગયો હતો; પણ એક જ પુરુષ ઉદાસીન હતો. તેનું ચિત્ત આવરુ બાવરું બન્યું હતું, તે જ એકલો પોતાના મંદિરમાં શોકાતુર મુદ્રાથી આંટા માર્યા કરતો હતો. તને ખાવા પીવામાં, રાજકાજમાં, સંસારસુખમાં, ધન કે કીર્તિમાં, પુત્ર કે કલત્રમાં કશામાં પ્રીતિ થતી ન હતી. માત્ર એકાંત જ પ્રિય હતું. એ રાજા જનક હતો. 'પૂર્વ જન્મમાં હું કોણ હોઇશ અને ઉત્તર જન્મમાં હું કોણ થઇશ' એ વિચારે તેનાં મનને ઘેરી લીધું હતું. મનની ગતિ જ વિલક્ષણ છે. તે નવરું બેઠું કે ભૂત પેરે અનેક ચાળા કરવા માંડે છે. તેને કામ આપો તો ઠામ પડશે-ચાળા કરતાં ડરશે. કોઈ મહાત્માએ કહ્યું છે કે,

यह मन भूतसमान है, दौरे दांत पसारे । बांश गांठि उतरे चढ़, सब बल जावे हारे ॥

જો વીજળી એક સ્થળે રહે, દીપકની જ્યોત સ્થિર રહે તો જ મન સ્થિર રહે. એવું રાજાનું મન ખૂબ ચકડોળે ચડ્યું હતું; તેની ઉદાસીનતા અપાર હતી; તેને સંશયો અનેક હતા; તે જાગૃત છતાં ઉંઘાખલા જેવો બેસી રહેતો હતો; કોઇ પણ કાર્યમાં તેનું ચિત્ત ચોંટતું નહતું; તેના મનમાં અનેક પ્રકારની પીડા થતી હતી; પૂર્વ જન્મનું વૃત્તાંત જાણવાને તે ઉત્સુક બની ગયો હતો. કોઇ પણ યોગી મહાત્મા તેના મનનું સમાધાન કરે, તેની શોધમાં તે લાગ્યો હતો, પછી રાજસભાના પંડિતોને પણ તે નૂતન નૂતન પ્રશ્નો કરવા લાગ્યો.

આ લોકના પંડિતો લોકના મનનું રંજન કરવાને જન્મેલા છે; વાદવિવાદની મધુરતા જણાવવાને સમર્થ છે; શાસ્ત્રનું વ્યાખ્યાન કરવામાં

---

* विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः । निर्ममो निरहङ्कारः स शांतिमधिगच्छति॥

કુશળ છે; શબ્દચાતુર્ય દર્શાવવામાં નિપુણ છે; રાજ્ય ને સામ્રાજ્યના વિચાર કરવામાં નિપુણ છે; પણ પરમ તત્ત્વને જાણવામાં તેઓ બાળક કરતાં પણ નપાવટ છે. શ્રેય* નિરાળું છે અને પ્રેય નિરાળું છે. પુરુષ માત્રને પ્રેય બંધનકર્ત્તા છે; તથાપિ જે પ્રેયનું ગ્રહણ કરે છે, તે જીવ દૈવી સંપત્તિથી હીન થાય છે અને જે શ્રેયનું ગ્રહણ કરે છે તેજ શ્રેયના માર્ગનો ગામી થાય છે. શ્રેય એ બ્રહ્મવિદ્યા છે અને પ્રેય તે અવિદ્યા છે. જે વિદ્યાને ઇચ્છે છે, તે જ પરમ તત્ત્વને જાણી શકે છે; જે અવિદ્યાને સેવે છે તે લોકમાં ધીર અને પંડિત મનાનારો છતાં મૂઢ અને આંધળાને દોરનાર આંધળા જેવો જ છે. તે સ્વયમેવ જ આ જગતમાં આંધળાપેરે આમ તેમ અથડાયા કરે તો અન્યને તો માર્ગ કયાંથી બતાવી શકે ?† વિચક્ષણ, બુદ્ધિમાન્, શમદમાદિ લક્ષણયુક્ત, સંસ્કારી વિચારી, વિવેકી, વિરક્ત પુરુષ જ આત્મવિદ્યાનો અધિકારી છે; તે જ ગતજન્મને જાણી શકે છે ને પુનર્જન્મથી બચી શકે છે–એજ મુમુક્ષુ છે. એને જ હું કોણ છું, હું કયાંથી આવ્યો, કયાં જઇશ, તેની જિજ્ઞાસા થાય છે.‡ જેમ નિર્મળ આરસામાં સ્પષ્ટપણે મુખ દેખાય છે, તેમ સંકલ્પરહિત, વાસનારહિત, કર્મ ને અકર્મનો ભેદ જાણનાર, આત્મા પરમાત્માના જિજ્ઞાસુને જ હૃદયાકાશમાં જીવ અને શિવના સ્વરૂપનું દર્શન થાય છે.

જનકરાજાની રાજસભામાં વિદ્વાન્ ને ગુણવાન્, શાસ્ત્રના વાદવિવાદમાં નિપુણ ને લોકોને સમજાવનારા અનેક પંડિતો હતા, પણ બ્રહ્મની જિજ્ઞાસાવાળો એક પણ જીવ નહોતો. તેવા યોગી વગર જનકરાજાનો પૂર્વજન્મનો વૃત્તાંત કોણ કહી શકે ? ઉત્તર જન્મમાં શું થવાનું છે, તે કોણ સમજાવી શકે !

રાજા દિનપ્રતિદિન પોતાની જિજ્ઞાસામાં અધિકાધિક આગળ વધવા લાગ્યો; પૂર્વજન્મનું વૃત્તાંત જાણવાને તેની વાસના દિનપ્રતિદિન વિશેષ પ્રબળ થવા લાગી.

---

* श्रेयश्च प्रेयश्च मनुष्यमेतस्तौ सम्परीत्य विविनक्ति धीरः ।
श्रेयो हि धीरोऽभिप्रेयसो वृणीते प्रेयो मन्दो योगक्षेमाद्वृणीते ॥

† अविद्यायामन्तरे वर्तमानाः स्वयं धीराः पण्डितंमन्यमानाः ।
जङ्घन्यमानाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथान्धाः ॥

‡ માટે જ પૂજ્યપાદ શ્રીમચ્છંકરાચાર્યે કહ્યું છે કે, का ते कान्ता कस्ते पुत्रः संसारोऽयमतीव विचित्रः । कस्य त्वं कः कुत आयातस्तत्त्वं चिन्तय यदिदं भ्रातः ! ॥

રાજાની ઉદાસીનતાની વાર્તા પ્રજામાં ઠામ ઠામ ચર્ચાવા લાગી. કેટલાએક એમ પણ કહેવા લાગ્યા કે, રાજાને કંઇ રોગ લાગુ પડ્યો છે. એથી અનેક વૈદ્યો તેનો ઉપચાર કરવાને આવવા લાગ્યા, પણ રાજાએ સર્વના મનનું સમાધાન કીધું કે, 'જેવા તમે નીરોગી છો, તેના કરતાં હું વિશેષ નીરોગી છું. હા, મને રોગ છે, પણ મારા રોગનું ઔષધ તમારી પાસે નથી ને તેનું નિદાન કરવાને તમે અધિકારી પણ નથી; તો ચિકિત્સા કરી દવા શું આપવાના હતા?' આમ રાજાની ઉદાસીનતાનું હાર્દ કોઇ પણ સમજી શક્યા નહિ.

દિવસે દિવસે સંસાર પ્રતિની તેની વાસના ઓછી થવા લાગી. તેની ભોગવાસના કેવળ શિથિલ થઇ ગઇ. દિવસે દિવસે વૈરાગ્યવાસના બહાર પડતી દેખાવા લાગી. સંસારના તાપરૂપી દાવાનળની જ્વાળાઓથી તે તપી ગયો. પૂર્વજન્મ ને ઉત્તરજન્મનું ચરિત્ર જાણવાને તે ઉત્સુક બની ગયો; અને પરમાત્માની અનન્ય ભાવથી ભક્તિ કરવા લાગ્યો; તે નમ્રતાથી અને વિનયથી સાધુ સંતોનું સેવન કરવા લાગ્યો; સંસારને તે વિષ્ઠાતુલ્ય જોવા લાગ્યો.

### યોગીન્દ્રમુનિ યાજ્ઞવલ્કય

આવી તેની સ્થિતિ બની જતાં એક સમયે યોગીન્દ્ર યાજ્ઞવલ્કય નામના મુનિ તેની રાજસભામાં પધાર્યા. આ મુનિની પ્રભાવશ્રી જોતાં જ રાજાના મનમાં સહજ વિચાર સ્ફુરી આવ્યો કે, મારા કોઇક સદ્ભાગ્યને યોગે જ આ મુનિદેવ પધાર્યા છે; કોઇ દેવ કે મારા પિતરે મને સન્માર્ગ દર્શાવવા એમને મારી પાસે મોકલ્યા છે; એ મારી શંકાનું યથાર્થ સમાધાન કરશે; મને તારશે–અભય કરશે.

પછી રાજાએ પરમ ભક્તિથી મુનિની અર્ધ્યપાદ્યથી પૂજા કરી ને ઉત્તમ સિંહાસન ઉપર બેસારી પ્રાર્થના કીધી; 'હે મહાત્મન્! આપ આ જીવમાં વ્યાપેલી ઉદાસીનતાનું સમાધાન કરવાને સમર્થ છો. હે મુનીશ્વર! કૃપા કરીને મારી શંકાનું સમાધાન કરો. હે દેવ! હું પૂર્વ જન્મમાં કોણ હતો, એ જાણવાની મને મોટી ઈચ્છા થઇ છે; માટે, હે કૃપાસિંધુ! મને જણાવો કે, હું પૂર્વજન્મમાં કોણ હતો ને હવે પછી મારું શું થશે?"

યોગીન્દ્ર મુનિએ કહ્યું; "હે જિજ્ઞાસુ જનક! તને જે જિજ્ઞાસા થઇ છે, તે પરમ કલ્યાણરૂપ છે. મનુષ્યજીવનનું એમાં જ સાફલ્ય છે. હું કોણ છું, કયાંથી આવ્યો, કયાં જઇશ, આ બધું શી રીતે

થયું, કર્તા કોણ, ઉપાદાન કારણ શું, એ વિચાર થવો ને તે વિચારવું એ કોઈક જન્મના સુકૃત્યનું પરિણામ જ સમજવું. જેમ પ્રકાશ વિના અન્યથી પદાર્થનું જ્ઞાન થતું નથી, તેમ વિચાર વિના અન્ય સાધનથી જ્ઞાન ઉત્પન્ન થતું નથી. પૂર્વ જન્મનું જ્ઞાન માત્ર યોગી-સિદ્ધ યોગીને જ હોય છે-અન્ય તે જાણી શકતો નથી. તારે તે જાણવાની ઈચ્છા છે, ને તારા કર્મનો વિપાક થયેલો હોવાથી તું તે જાણવાનો અધિકારી છે. પણ પૂર્વ જન્મનાં ચરિત્રનું રહસ્ય જાણ્યા પછી તને નવી નવી ચટપટી થશે-શંકા થશે-રે ભયે થશે. માટે એ વિચાર તારા મનમાંથી કાઢી નાંખી પ્રફુલ્લિત મને અને નીતિધર્મે રહી રાજકાજ સંભાળ, જે ક્ષાત્રકુલોત્પન્નનો પરમ ધર્મ છે. પ્રત્યેક જીવે પોતાના જ ધર્મનું સેવન કરવું જોઇએ. स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः । જે જીવ પરધર્મનું સેવન કરે છે, તે અનર્થને જ પ્રાપ્ત કરે છે ! ! તું ક્ષત્રિય છે, તારો ધર્મ પ્રજાપાલનનો છે, તે જ કર્તવ્ય તું પૂર્ણ કર ને તેથી જ તારી સદ્ગતિ થશે. પૂર્વજન્મમાં તું કોણ હતો, તે જાણવાથી તને વિશેષ અર્થસિદ્ધિ કેમ થશે ?"

રાજા જનકે કહ્યું; "મહારાજ ! હવે આ રાજપાટપર કે સંસારપર મને જરા પણ પ્રીતિ નથી. જ્યાંસુધી હું પૂર્વજન્મમાં કોણ હતો, ઉત્તરજન્મમાં મારી શી ગતિ થશે અને ઉત્તમ ગતિ પ્રાપ્ત કરવાને મારે શું કરવું શ્રેયસ્કર છે, એ હું જાણીશ નહિ, ત્યાંસુધી આ સર્વ પદાર્થો, પ્રાણીઓ, રાજપાટ ને વૈભવ મને તુચ્છ જ છે. આ લોકના વૈભવવિલાસ, એની ઋદ્ધિસિદ્ધિ, સુખસંપત્તિ, ભલે ક્ષુલ્લક પ્રાણીઓના મનને શાંતિ આપો; પણ મને તો એ દાવાનળ માફક જ્વાળા વરસાવનારાં થઈ પડ્યાં છે. રાજપાટપર, રાણીપર ને રાજપુત્રપર પણ મને પ્રીતિ નથી; આ દેહ પર, આ ગેહપર અને ઐશ્વર્ય ઉપર પણ મને પ્રીતિ નથી; એ સર્વ પદાર્થો મને દિનપ્રતિદિન વધારે ને વધારે દુઃખ-શોક-કલેશ ઉત્પન્ન કરે છે. હે દેવ ! સુકૃત કે દુષ્કૃત કરવામાં મારી પ્રવૃત્તિ થતી નથી;* કર્તૃત્વ ભોક્તૃત્વાદિકપર મારી ઉદાસીનતા વ્યાપી ગઈ છે; મને આ સર્વ જગત માયાથી મોહ પામેલું જ જણાય છે. હે મહારાજ ! મને પ્રકટ થયેલી શંકામાંથી તારનાર આપ એક જ છો. આ જિજ્ઞાસુ જીવની પ્રાર્થનાને આપ સંપૂર્ણ કરો."

ક્ષણભર વિચાર કરી, યોગી-દ્રમુનિએ કહ્યું; "હે રાજન્ ! તારા પૂર્વ જન્મનું વૃત્તાંત તારે જાણવું હોય તો વિદર્ભા નગરીના સુવિચારશીલ

---

* बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते । तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥

બ્રાહ્મણની કન્યાને જઇને પૂછ; તે તારા મનનું સમાધાન કરશે. જ્યાં સુધી તું પાછો આવશે નહિ ત્યાંસુધી હું આ પાસેના તપોવનમાં રહીશ.”

શોધન–પર્યટન

યોગીન્દ્ર મુનિની આજ્ઞાનુસાર પોતાનો રાજ્યકાર્યભાર મંત્રીને સોંપી, રાજા જનક છડી સવારીએ વિદર્ભાનગરી જવાને નીકળ્યો. થોડેક કાળે રાજા જનક સુવિચારશીલ બ્રાહ્મણને મંદિરે જઇ પહોંચ્યો. એ બ્રહ્મદેવ ગુણવાન્, સકળશાસ્ત્રના પરમ જાણકાર, ધર્મપર પરમ પ્રીતિવાળા, અતિથિનો સત્કાર કરવામાં સદા જાગૃત, નિત્યકર્મમાં પરાયણ, ૐકારનો ત્રણે કાળોમાં જપ કરનારા ને પરમ જ્ઞાતા હતા. કોઇ મહાન પુરુષ ધારી, સુવિચારશીલે રાજાને પોતાને ત્યાં ઉતારો આપ્યો. ઓછા પુણ્યના પ્રભાવથી અને પ્રારબ્ધને યોગે તેની પુત્રી વિધવાપણાને પામી હતી. આથી તેની સાથે વાત કરવાનો પ્રસંગ સહજમાં રાજાને પ્રાપ્ત થયો નહિ. બે ત્રણ દિવસ પંડિતજીને ઘેર વિશ્રામ કર્યા પછી, એક દિવસે સુવિચારશીલની કન્યા શરમાતી શરમાતી રાજાની પાસે આવીને બોલી; “હે પિતાજી! હે રાજા જનક! આપ યોગીન્દ્ર ઋષિની પ્રેરણાથી તમારું પૂર્વજન્મનુ વૃત્તાંત જાણવાને પધાર્યા છો, પરંતુ આપની તે ઇચ્છાને હું પૂર્ણ કરી શકું તેમ નથી. હું વિધવાધર્મે રહું છું. અન્ય પુરુષ સાથે એકાંતમાં વાત કરવી, એ વિધવાને દૂષણરૂપ છે. મહારાજ! આપ જાણો છો કે, વિધવાના ધર્મો અતિ કઠિન છે, પણ આપ મારા પિતાતુલ્ય છો; વળી ધર્મશીલ છો; પ્રજાના પણ પિતા છો; તેથી જ થોડીક ક્ષણ આપની સાથે વાત કરું છું. આપને હું એટલું જ કહું છું કે, આપને જો પૂર્વજન્મનો વૃત્તાંત જાણવો જ હોય તો, કાશીપુરીના નગરશેઠની સ્ત્રીને જઇને મળો. તે આપની શંકાનું સમાધાન કરશે.”

વિધવા ધર્મ

રાજાને તો પોતાના પૂર્વજન્મનું વૃત્તાંત જાણવાની એટલી બધી ઉત્કંઠા થઈ હતી કે, જનકનગરીથી વિદર્ભાનગરી સુધીનો અથાગ પરિશ્રમ ભૂલી જઇને, તે પંડિતબાળાને પ્રણામ કરી, બીજે દિવસે ત્યાંથી કાશી તરફ વિદાય થયો. લાંબો પ્રવાસ ખેડીને રાજા જનકે પ્રભાતમાં કાશીપુરીમાં પ્રવેશ કીધો. એ નગરમાં તેનું કોઈ ઓળખીતું પાળખીતું ન હતું. ક્યાં મુકામ કરવો, તેનો વિચાર કરતાં તે ધીમે ધીમે ચાલ્યો જતો હતો, એટલામાં

કાશીમાં નગરશેઠની સ્ત્રી અને જનક રાજા

રાજમાર્ગ ઉપરના એક વિશાળ ભવનના ઓટલા પર ઊભેલી એક નવયૌવનસંપન્ન યુવતિએ કહ્યું; "મહારાજ જનક! પધારો! હું આપનાં જ દર્શનની અભિલાષા કરતી ઊભી હતી. આપ સુવિચારશીલની વિધવા કન્યાને મળીને આવો છો. તેણે આપને મારે ત્યાં જ પધારવાની વિનતિ કરી છે, તે પૂર્ણ કરો! આ ભવન આપનું જ છે; હું પણ આપની જ છું; આપ અત્ર પધારો."

રાજા જનક–એક અજાણી–અપરિચિતા તરુણ સ્ત્રીના મુખથી આ વચન સાંભળીને ચકિત થઇ ગયો. તે આ નગરથી અજ્ઞાત હતો અને નગરની પ્રજામાંથી એક પણ મનુષ્ય તેને ઓળખતું ન હતું; સાથે છદ્મવેશમાં હતો, છતાં નગરશેઠની સ્ત્રીએ તેનો આ પ્રમાણે આદર સત્કાર કર્યો, તેથી તેને મોટું આશ્ચર્ય થયું. એટલું જ નહિ પણ પંડિતરાજ સુવિચારશીલની વિધવા કન્યાએ તેને મોકલ્યો છે, તે વૃત્તાંત નગરશેઠની ધણિયાણીએ કોનાદ્વારા જાણ્યો, એ પણ તેને અતિ આશ્ચર્યમય થઈ પડ્યું. વિચારમાં નિમગ્ન થયેલો રાજા નગરશેઠના મંદિરમાં પેઠો. નગરશેઠની ધણિયાણી આખા ઘરની સ્વામિની હતી; સર્વ ઐશ્વર્યસંપન્ન હતી; તેની આજ્ઞા ઉઠાવનારાં અનેક દાસદાસીઓ તેની પાસે હાજરનાં હાજર જ રહેતાં હતાં; તે પરમ સાધ્વી હતી. અનેક લોકોને અનેક કારણોથી સ્ત્રીના ચરિત્ર ઉપર શંકા ઉત્પન્ન થાય છે, તેવી શંકાનું એક પણ કારણ તેના સંબંધમાં ઉત્પન્ન થયું નહોતું. તેવી તે સુશીલ, દક્ષ, સંસ્કારી ને જ્ઞાનની અધિકારી, અતિથિનો સત્કાર કરવાવાળી, ધર્મપરાયણા, સતી–સાધ્વી અને સર્વ પ્રતિ સમાન ભાવથી વર્તનારી હતી.

તેની આજ્ઞા થતાં જ નોકર ચાકર રાજાની સેવામાં હાજર થઇ ગયા. સુંદર મંદિરમાંના સુંદર ચૌરંગપર રાજાને આસન આપ્યું, જ્યાં તે આનંદથી બેઠો. રાજા શ્રમિત થયો હતો, તેથી ઊનાં પાણી મૂકાવી દેવામાં આવ્યાં. પછી સ્નાન કરી નિત્યનાં ષટ્કર્મથી પરવારી તે ભોજન કરવા બેઠો. ભોજનસમયે જે ઉત્તમ ભોજન તૈયાર કરવામાં આવ્યું હતું, તેનો પ્રસાદ લઇને થોડો સમય રાજા એકાંતમાં પોઢી ગયો. ભોજનકાળે તેણે જે ભોજન લીધું, તે ભોજનનો સ્વાદ લેતાં તેને એવી શંકા ઉત્પન્ન થઇ કે, 'આવાં જ મિષ્ટ ભોજનનો આહાર, કોઈ કાળમાં મેં કીધો છે,' પણ ક્યારે અને કોના હાથે કીધો છે તેનું તેને સ્મરણ થયું નહીં. તથાપિ એના એ જ વિચારમાં તેને શાંત એવી નિદ્રા આવી ગઇ કે, આ જગત્ ક્યાં છે? પોતે ક્યાં છે? તેનું તેને ભાન પણ રહ્યું નહિ. જેમ

સારી રીતે પ્રજ્વલિત કરેલો અગ્નિ ઇંધનમાત્રનો નાશ કરે છે,* તેમ જ ગાઢ નિદ્રા પણ જગતના વ્યવહારમાત્રને વીસરાવી દે છે. એમાં અહમ એવી આત્મબુદ્ધિનો નાશ થઇ જાય છે, સ્વાનુભવ જતો રહે છે, કેવળ એક જાતની નિર્વિકલ્પ સમાધિ જ પ્રાપ્ત થાય છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં જે નૂતન નૂતન આનંદ થાય છે, તેના વિના અન્ય જ્ઞાન, જનકરાયને આ ગાઢ નિદ્રામાં રહ્યું નહતું. થોડીવારે એનો શુદ્ધાત્મા કોઈક દિવ્ય સ્થાનમાં જઇને ઊભો રહ્યો. તેમાં તેણે એવું જોયું કે, તે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે, મુંડ મુંડાવી પોતાની સ્ત્રી પાસે ભિક્ષા માંગવાને જઇને ઊભો રહ્યો છે, અને તેની રાણી ક્રોધાયમાન દૃષ્ટિ કરીને તેને ઉપદેશ કરે છે. તેના ઉપદેશનો તે પોતે અનાદર કરે છે; પણ પાછળથી રાણીના વજ્ર જેવા તીક્ષ્ણ ઉપદેશથી તે પોતાના સત્ય જ્ઞાનને પ્રાપ્ત થઇને, अहं ब्रह्मास्मि ની સ્થિતિને પામે છે. તેનું કર્ત્તા ભોક્તાપણું મટી જાય છે; તે સર્વ ઉપાધિઓને ભસ્મ કરે છે; સર્વત્ર સમભાવની દૃષ્ટિ કરે છે; ઇષ્ટ કે અનિષ્ટ પદાર્થની પ્રાપ્તિ થતાં,† સમદૃષ્ટિપણાને યોગે નિર્વિકારી જ થઈ રહે છે; બ્રહ્માનંદનો અમૃત જેવો રસ પીવામાં તેનું ચિત્ત આસક્ત થઈ જાય છે; તે અંદરના અને બહારના વિષયોનું અનુસંધાન ચૂકી જાય છે; તે દેહ તથા ઇંદ્રિયાદિની અહંતા મમતારહિત બની, મુક્ત દશા ભોગવતો જગતમાં વિચરે છે; તેનો ઇદંભાવ નાશ પામી જાય છે; જીવ તથા બ્રહ્મના ભેદને તથા બ્રહ્મ અને જગતના ભેદને તે તુચ્છ ગણે છે; પ્રજાજન ને મંત્રીઓ, પુત્રો ને રાણી તેની પૂજા કરે છે, તેનું તેને સુખ નથી; તેમ કોઈ અપમાન કરે છે, તો તેનું તેને દુઃખ પણ થતું નથી.

જનકનું દિવ્ય સ્વપ્નું

આવી સ્થિતિ અનુભવતો વિદેહ નગરનો સદેહી રાજા જનક, ત્યાં ઓ સમય સુધી ગાઢ નિદ્રામાં, ચિદાનંદના સ્વરૂપમાં લીન થઈ ગયો હતો. રાજા જનક, જ્યારે નિદ્રામાં હતો, ત્યારે નિદ્રાવસ્થાનો આ આનંદ અતિ આશ્ચર્યથી ભોગવતો હતો.

આ આનંદનું સુખ તે ઝાઝો કાળ ભોગવી શકયો નહિ. નગરશેઠ ના સેવકો રાજાને ઊઠેલો જાણુવાં જ મુખપ્રક્ષાલન માટે પાણી લઇ

* सम्यग् प्रज्वालितो वह्निः

† असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु । सर्वत्र समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥

આવી ઊભા રહ્યા. હાથ પગ ધોઈ, શરીરની તંદ્રાનો ત્યાગ કરીને રાજા પોતાના આસન ઉપર બેઠા. એટલામાં નગરશેઠની ધણિયાણી તેની સેવામાં હાજર થઇ ને ક્ષણભર અતિઘણા ધાડા સ્નેહથી તેનું મુખ જોઈ રહી; પછી બે હાથ જોડીને બોલી; "મહારાજ! સુવિચારશીલની વિધવા કન્યાના મોકલેલા આપ અત્ર ભલે પધાર્યા. આપ પૂર્વજન્મમાં કોણ હતા અને ઉત્તર જન્મમાં આપનું શું થશે, એ જાણવાની મહારાજને જે ઇચ્છા થઇ છે, એ આપનું એક ગાંડપણ જ છે. એ વિચાર આપના હૃદયમાંથી કાઢી નાંખો. પૂર્વજન્મનું ચરિત્ર જાણવાથી આપને વિશેષ સુખ શું મળવાનું છે? શો આનંદ થવાનો છે? જે સત્કર્મને યોગે આપને ચક્રવર્તીના પદની પ્રાપ્તિ થઇ છે, તે ભોગવીને તેમાં જ આનંદ કરો. પૂર્વજન્મનું ઇતિવૃત્ત જાણવાથી, આપને વિશેષ ફળ પ્રાપ્ત થવાનું નથી; ઊલટો આપ જે હમણાં આનન્દ ભોગવો છો, તે નષ્ટ થઇ જશે, એ જ ફળ પ્રાપ્ત થશે!"

રાજા જનકે કહ્યું; "હે દેવિ! હે કલ્યાણિ! મારા પૂર્વજન્મનો વૃત્તાંત જાણવાથી મને આનન્દ થાઓ કે મારામાં ઉદાસીનતા વ્યાપો, મને સુખ થાઓ કે દુઃખ થાઓ, તેની મને યત્કિંચિત્ પણ પરવા નથી. જે જીવ ભૂતથી અજ્ઞાત છે, વર્તમાનને સંભાળતો નથી, ભવિષ્યનું અનુસંધાન કરતો નથી, પૂર્વજન્મનાં ફળો જાણી પાપમય કૃત્યનો ત્યાગ કરવાનો શ્રમ કરતો નથી, તે જીવ વિશ્રાંતિનું સ્થાન મેળવવાને અપાત્ર જ છે. જેમ પરખાઇ ગયેલો ચોર ચોરી કરતો નથી, પણ મૈત્રી કરે છે અને સર્વકાળ બ્હીતો અને ધ્રૂજતો રહે છે, તેમ પરિજ્ઞાન મેળવ્યા પછી આ જગતના ભોગો આનન્દ જ આપે છે, પણ દુઃખ આપતા નથી. જો હુ પૂર્વજન્મનું મારું વૃત્તાંત જાણું તો હુ શુદ્ધ અતઃકરણવાળો બની, મન ઉપર કેવી રીતે સંયમ રાખવો, કીયાં સુકૃત્યનું ફળ રાજભોગ છે અને કીયાં સુકૃત્યો ભાવિમાં પરમ સ્થાનની પ્રાપ્તિ કરાવવાવાળાં છે, તેનો બહુ જ સારી રીતે ઉપયોગ કરતો થઇશ. જેમ અવ્યભિચારિણી પતિવ્રતા સ્ત્રી ઘરના કામકાજમાં પ્રવૃત્ત થયા છતાં પણ અંતરમાં પતિસંગનું રસાયન ચાખ્યા કરે છે, તેમ જ સત્ જ્ઞાન પ્રાપ્ત થતાં જ મારી વૃત્તિ તે દશાને પ્રાપ્ત થશે, એ મારો દૃઢ સંકલ્પ છે. હે કલ્યાણિ! મારો દૃઢ સંકલ્પ સિદ્ધ ન થાય, ત્યાં સુધી હું સુખ કે આનંદથી રહિત જ છું. જ્યારથી મારા મનમાં પૂર્વજન્મનું વૃત્તાંત જાણવાની ઇચ્છા થઈ છે, ત્યારથી વિશ્રાંતિ, ધૈર્ય ને આનંદ ચાલ્યાં ગયાં છે; એક ક્ષણ પણ મારું

અંતઃકરણ તેનો આસ્વાદ ચાખવામાં લક્ષ્યવાન્ નથી. હે દેવિ! મારી એ જિજ્ઞાસા પૂર્ણ થવા માટે હું આપની પાસે આવ્યો છું. એ જિજ્ઞાસા પૂર્ણ કરવાને તમે સમર્થ છો, એમ હું માનું છું. જ્યાં સુધી મારી એ જિજ્ઞાસા પૂર્ણ થશે નહિ, ત્યાં સુધી મારા ચિત્તની શાંતિ થશે નહિ."

નગરશેઠની ધણિયાણીએ કહ્યું; "હે મહારાજ જનક! બુદ્ધિમાન્ પુરુષ ભૂતનો વિચાર કરતા નથી, ભાવિનો જ વિચાર કર્યા કરે છે ને ભાવિના સુખ માટે મથન કરે છે. ગયું એ તો ગયું; ગયાને વીસારી દ્યો; આવતાને સંભાળો."

જનકરાયે કહ્યું; "હે અંબે! ભૂતનું જ્ઞાન ભાવિના કાર્યમાં સહાયતા દેનારું છે, ભૂત એ માર્ગદર્શક છે, ભૂતકાળમાં થયેલાં કર્મમાં જ્યાં જ્યાં જીવે ખત્તા ખાધી છે અને તેનાં ફળો ભોગવ્યાં છે, તેનું જ્ઞાન જો જીવ ધરાવતો હોય, તો ભવિષ્યમાં તે પોતાનો માર્ગ બહુ જ સરળતાથી પસાર કરી શકે છે. પરમાત્માની સૃષ્ટિના જીવોમાં, ભૂતકાળના જ્ઞાનના અભાવે જ ભવિષ્યમાં અનેક પ્રકારની ઠોકરો ખાવામાં આવે છે. જો પુરુષને ભૂતકાળનું જ્ઞાન હોય, તો જે માર્ગથી તે અધોગતિને પામ્યો છે, તે માર્ગનો સ્વલ્પ પણ સંગ બુદ્ધિ ધરાવનારો પુરુષ કરતો નથી, પણ ત્યાગ કરે છે. જીવને અધોગતિનું મૂળ કારણ ભૂતકાળના જ્ઞાનનો અભાવ જ છે. આ અધોગતિમાંથી તરવા માટે મને ભૂતકાળનું મારું ચારિત્ર્ય જાણવાની ઇચ્છા થઇ છે."

નગરશેઠની ધણિયાણીએ કહ્યું; "હે રાજન્! જે ઐશ્વર્ય આપને આ જન્મમાં પ્રાપ્ત થયું છે, તે ઉપરથી જ આપ માનો કે આપનું ભૂતકાળનું ચરિત્ર અતિ ઉત્તમ હોવું જોઇએ. ભૂતકાળમાં કરેલાં શુભ કર્મવડે આ જન્મમાં તમને ઉત્તમ ફળ મળ્યું છે ને મળશે. જેમ અંધારામાં દેખાયલો સર્પ, અજવાળામાં જોતાં રજ્જુ જણાય છે, પણ સર્પના ભયથી ઉત્પન્ન થયેલો કંપાદિક તો ધીમે ધીમે શમે છે. તેમ તમારા પ્રારબ્ધના ભોગો પણ ભોગવ્યા પછી જ ધીરે ધીરે શમશે; भोगादेव क्षयः । હઠ કરવાથી કંઈ તે શમી જવાના નથી. જે પ્રાપ્તિ તમને આ જન્મે થઇ છે, તેમાં જ તમે તમારું આત્મજ્ઞાન સતેજ રાખીને વિચરશો, તો તેથી જ તમને ઉત્તમ સ્થાનની પ્રાપ્તિ થશે; પણ પૂર્વજન્મના જ્ઞાનથી જ, તમને ઉત્તમ સ્થાનની પ્રાપ્તિ થાય, એમ માનતા નહિ. પ્રારબ્ધ તો ભોગવવું જ જોઇશે; પણ ક્રિયમાણ વિશુદ્ધ હશે તો ભવિષ્યના ક્લેશમાંથી સુરક્ષિત રહેશો.

"અસ્તુ ! હે રાજેન્દ્ર ! આપની ઇચ્છા પૂર્વજન્મનું જીવનવૃત્ત જાણવાની છે, તો તે પૂર્ણ કરો. આપશ્રી અહીંથી ચંપાવતી નગરીમાં પધારો. જેવા આપ તે નગરીમાં પ્રવેશ કરશો કે, તે નગરીના વૃદ્ધ રાજા વિવેકસિંહને પુત્રપ્રાપ્તિ થશે. એ રાજા જન્મજન્મનો વાંઝીયો છે. એના કર્મમાં પુત્રનું સુખ નથી. છતાં આપની જ જિજ્ઞાસા પૂર્ણ કરવાને તેને ત્યાં પુત્રનો જન્મ થશે. રાજાને ત્યાં પુત્રજન્મ થયો, એ વર્તમાન જાણતાં રાજમહેલ અને નગરમાં આનંદ આનંદ વ્યાપી જશે. જેમ આ દેહ, ગેહ અને જગત્ પણ ક્ષણભંગુર છે, તેમ તેનો આનંદ પણ ક્ષણભંગુર છે; કેમકે ત્રણ ઘડીનું આયુષ્ય ભોગવીને એ રાજકુમાર મૃત્યુને શરણે જશે. નગરજનો ઉદાસીનપણે તે રાજકુમારને સ્મશાનમાં લઇ જશે. હે રાજન ! સ્મશાનમાં જે સ્થળે તે બાળકને દાટવામાં આવે, તે જગ્યા તમે ધ્યાનમાં રાખજો. મધ્યરાત્રિના તે સ્થળે જઇને, પવિત્રપણે એ શબને ખાડામાંથી બહાર કાઢી, સ્નાન કરાવી, ત્રિપુંડ્ર કરીને, ખોળામાં સુવરાવજો; કંઠમાં પુષ્પની માળા ધારણ કરાવજો. પછી તે શબરૂપી બાળક આપની ઇચ્છા તૃપ્ત કરશે ! પણ તે પછી, હે રાજન્ ! હું નિશ્ચયપૂર્વક આપને નિવેદન કરું છું કે, આપનો આ લોકનો આનંદ હમેશાને માટે નષ્ટ થશે, પણ આપનું ભાવિ પ્રબળ છે, તેને યોગે બીજાં અનેક સુખોની પ્રાપ્તિ પણ થશે.' આટલું કહીને તે સ્ત્રી વિરામ પામી.

તે સ્ત્રીનું આવું ગૂઢ વચન સાંભળીને રાજા વિસ્મત થયો. નગરશેઠની ધણિયાણીની પ્રાર્થનાથી તે ત્યાં બે દિવસ રહ્યો, પણ તેના હૃદયમાં તો ઉથલ પાથલ થઇ રહી હતી. પછી તે સ્ત્રીને પ્રણામ કરી તેના ભવિષ્યજ્ઞાનની પ્રશંસા કરતો કરતો તે ત્યાંથી વિદાય થયો

કેટલેક કાળે તે ચંપાવતીમાં દાખલ થયો. નગરમાં પ્રવેશ કરવાની સાથે જ નગરશેઠની સ્ત્રીના કહેવા પ્રમાણે રાજાને ત્યાં પુત્રજન્મ થયો. બારણે બારણે તોરણો બંધાઇ ગયાં; રાજમહેલ, કિલ્લા અને કોટપર ધ્વજાઓ ઊડવા લાગી; પ્રજાજનો અન્યોન્ય સાકરો વહેંચવા મંડી પડ્યાં. અનેક બંદીવાનોને છોડી દેવામાં આવ્યા; ભાટો, ચારણો ને માગણો રાજાનો જયજયકાર પોકારવા લાગ્યા; બ્રાહ્મણોને પુષ્કળ દાનો દેવામાં આવ્યાં—એમ પ્રજામાં આનંદ આનંદ છવાઇ રહ્યો છે. આ મહોત્સવનું દર્શન કરતો કરતો રાજા નગરના રાજમાર્ગમાં ફરે છે, એવામાં એકદમ આ આનંદ બંધ પડી ગયો; રાજપુત્ર મરણ પામ્યો. જ્યાં એક ક્ષણ

પૂર્વે આનંદધ્વનિ ઉભરાઇ રહ્યો હતો, ત્યાં સર્વત્ર શોક વ્યાપી રહ્યો. ઢોલ દદામા બંધ પડી ગયાં! હાથમાં લીધેલી સાકરો હાથમાં જ રહી ગઈ; ધ્વજા પતાકા તોરણો ઉતારી લેવામાં આવ્યા અને રાજાના અહોભાગ્યની પ્રશંસા કરનારાઓની આંખમાંથી ખળખળ આંસુ વહેવા લાગ્યાં. થોડીવાર પછી રાજપુત્રને એક સુંદર જરીના વસ્ત્રમાં લપેટીને સ્મશાનમાં લઇ ગયા. સૌ સંગે રાજા પણ સ્મશાનિયાના ટોળામાં દાખલ થઈ ગયો. વિવેકસિંહ રાજાના સેવકોએ રાજકુમારને એક ખાડામાં પધરાવી દીધો. માટીમાં માટી મળી ગઇ. ઉદાસ મુખે સ્નાન કરી સઘળા સ્મશાનિયા પોતપોતાને ઘેર વિદાય થઇ ગયા. રાજા પણ એક ધર્મશાળામાં જઇ ઉતર્યો.

જે ગઇ કાલે હતો નહિ, આજે છે નહિ, જે વિજળીની માફક ક્ષણભર જ દર્શન દઇને હતો ન હતો થઇ ગયો છે, તે રાજપુત્રને માટે રાજા અને રાણી, ચાકર નોકર, દાસીઓ અત્યંત આક્રંદ કરે છે અને સંબંધી જનો તેનું સાંત્વન કરે છે. જગતની લીલા એવી જ વિચિત્ર છે, પણ કોણ સમજે છે? સમજનાર પણ સમજ્યા નથી, જાણનાર પણ જાણી શક્યા નથી, તો અન્યનું શું ગજું? આ સંસાર જ એવો છે. વૃદ્ધિને અંતે ક્ષય, ઉન્નતિને અંતે પતન, સંયોગને અંતે વિયોગ, ( संयोगान्ते वियोगः ) એવી સંસારની રેંટમાળા છે; છતાં જીવની એવી ક્ષુલ્લકતા છે કે, તે જે ભૂતમાં ન હતું, ભાવીમાં નથી અને વર્તમાનમાં વીજળીપેરે અલપ જલપ ચમકારો દેખાડી ક્યાં ગયું તે જણાતું નથી કે જાણી શકતા નથી, તેને સત્ય માનીને મોહાંધ બની જાય છે. સૃષ્ટિનું નિર્માણ છે કે, જે જન્મ્યું તે મરવાનું! जातस्य हि ध्रुवो मृत्युः । તથાપિ 'હુ' ને 'મારું' એ બે શબ્દોના સંબંધથી બંધાઇ પુરુષ મિથ્યા સંતાપ કર્યા કરે છે. વિષયો–સગું કે સ્નેહી, ધન કે કીર્તિ–ચિરકાળ રહેનારા નથી–એક કાળે જનારા જ છે; છતાં મનુષ્ય એટલો બધો નિર્બળ છે કે, તેમનો ત્યાગ કરવાને અસમર્થ છે. એટલું જ નહિ, પણ એ વિષયોમાંથી જ્યારે આપોઆપ બંધનમુક્ત થવાય છે, ત્યારે તે અતુલિત પરિતાપને પામે છે. જીવની પ્રકૃતિ જ છે કે, તે અશોચ્યનો શોચ કરે છે, તથાપિ બ્રહ્મવેત્તાની માફક પ્રસંગે પ્રસંગે વાદ વદે છે, પણ શુદ્ધ સત્વગુણી પંડિતો, જીવતાનો કે મુવાનો કોઇનો પણ શોચ કરતા નથી.*

* अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥

પરંતુ આ જગતના જીવો મોહપાશમાં બંધાયલા હોવાથી, સત્યાસત્યનો ભિદાભિદ ન સમજવાને યોગે જ ખેદ પામે છે, દુઃખી થાય છે અને ક્ષણભરનો વૈરાગ્ય ધારણ કરીને ત્યાગી બની જાય છે.

## શબનું સજીવન થવું

મધ્યરાત્રિના રાજા જનક સ્મશાનમાં ગયો, ભાગીરથીના નિર્મળ જળમાં સ્નાન કર્યું અને ભીનાં વસ્ત્ર સાથે જ્યાં રાજકુમારને ડાટ્યો હતો ત્યાં આવ્યો, કોદાળીવડે ઉપરની માટી કાઢી નાંખી. પછી રાજકુમારને ખાડામાંથી બહાર કાઢયો. તેના શરીરપરનાં ધૂળ અને જંતુ ખંખેરી નાંખ્યાં. બાળકુમારનું સર્વાંગ જરા પણ કરમાયું ન હતું; પૂર્વના જેવું જ તેનું અંગ તેજસ્વી હતું. રાજાએ તે બાળકને પવિત્ર જળથી સ્નાન કરાવ્યું; લલાટમાં ત્રિપુંડ્ર કીધું; અને ખોળામાં સુવારી જેવી ગળામાં પુષ્પની માળા નાંખી, તેવાં જ તે બાળકનાં નેત્રો ખુલી ગયાં: અને તે ખડખડાટ હસીને બોલ્યો; "અહો પિતાજી ! આપ અહીં કયાંથી પધાર્યા છો ? ઘણે જન્મે આજ આપનાં દર્શનનો મને લાભ થયો, એને હું મારું પરમ ભાગ્ય સમજું છું. આપ મારી માતાના મોકલેલા અહીં પધાર્યા છો કે ? તમે મિથિલા નગરીના અધિપતિ છો, સકળ સુખૈશ્વર્ય ભોગવો છો, પ્રજા આપ ઉપર તુષ્ટમાન છે, આપ ધર્મને જાણો છો અને ધર્મ પ્રમાણે રાજકાર્યભાર ચલાવો છો; તેને વળી આ શું હવાતીયું લાગ્યું કે, હું પૂર્વજન્મમાં કોણ હતો તે જાણું?"

સચકિત ચિત્તે દૃઢપ્રતિજ્ઞ રાજા જનકે કહ્યું; "હે બાળકુમાર ! તું કોણ ? તારી માતા કોણ ? તારો પિતા કોણ ? જે ચમત્કૃતિથી ભરેલા શબ્દો તારા મુખમાંથી નીકળ્યા છે, તે એક રીતે મારા આનંદમાં વૃદ્ધિ કરે છે, અને બીજી રીતે મને આશ્ચર્યમાં લીન કરે છે! મને તું પિતાના શુભાભિધાનથી ઓળખાવે છે ? નગરશેઠની ધણિયાણીને તું તારી માતા કહે છે ? એનો ખુલાસો કર અને હું પૂર્વજન્મમાં કોણ હતો' તે કહે."

## જનકની પૂર્વજન્મની કથા

બાળકુમાર બોલ્યો; 'હે મહારાજ ! આપ મારા પૂર્વજન્મના પિતા છો. આપનું નામ પ્રજ્ઞાનદેવ હતું અને આપ વિશ્વપુરીના મહા-

---

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत । अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥

અર્થ-ભૂતમાત્રનું આદિ અવ્યક્ત છે, અંત પણ અવ્યક્ત છે, માત્ર મધ્ય જ વર્તમાન જ વ્યક્ત છે, તો તેનો ખેદ શાનો ?

સમર્થ રાજા હતા. આપની સ્ત્રી ને મારી માતુશ્રીનું નામ સુમતિદેવી હતું, મારું નામ મોહાંધસેન અને સુવિચારશર્માની વિધવા પુત્રી મારી સ્ત્રી, તેનું નામ શીલવતી હતું. જન્મ જન્માંતરોનાં કર્મોની શ્રેષ્ઠતાને યોગે આપને આત્મવિજ્ઞાન પ્રાપ્ત થયું હતું, તેથી આપ સાધુ સંતોનું સદા સેવન કરતા હતા, અને સર્વકાળ વિક્ષેપ તથા આવરણ શક્તિનો (માયાનો) પરાજય કરવામાં મંડ્યા રહેતા હતા. રાજ્યનું તંત્ર યથાસ્થિત ચાલ્યું જતું હતું. આપને પ્રતાપે આપના મંત્રી ન્યાય પ્રમાણે વર્તતા હતા, પ્રજા સુખશાંતિમાં વર્તતી હતી; પૂર્ણ જ્ઞાની છતાં પણ દેવસેવાના કર્મનો આપે ત્યાગ કીધો ન હતો. સમદૃષ્ટિપણાથી આપ આ પ્રજા ઉપર રાજ્ય કરતા હતા અને આપનો નિશ્ચય હતો કે, નિત્ય હજાર અતિથિઓને ભોજન કરાવ્યા પછી અને એ અતિથિમાંના બ્રહ્મેચ્છુ મહાત્માઓને મુખેથી જીવ અને બ્રહ્મની એકતાની કથા સાંભળ્યા પૂર્વે કદી પણ ભોજન લેવું નહિ. સંત મહાત્માના મુખથી જે જ્ઞાન આપ પ્રાપ્ત કરતા હતા, તે જ્ઞાન મારી માતા સુમતિને નિત્ય રાત્રિના સંભળાવતા હતા અને તે સાધ્વી એકચિત્તે હૃદયમાં ધારણ કરતી હતી. આપના સત્સંગથી એ પણ આ જગતને મિથ્યા જાણતી હતી, સંસારના મોહ-

સંતસેવન અને જ્ઞાનસંપાદન

માંથી વિરક્ત હતી અને આપની પેઠે સાધુઓની સેવા પૂજા કરવામાં સદાય તત્પર રહેતી હતી. આપના સંતસેવનના ને જ્ઞાનસંપાદનનાં કાર્યમાં, મારી સ્ત્રી શીલવતી હંમેશાં આપને સહાયતા આપતી હતી. ધીમે ધીમે શીલવતી પણ પુણ્યવતી બનતી ગઈ, મહાત્માઓના મુખથી અનેક વાતો સાંભળવાની તેના મનમાં શુભ ભાવના ઉત્પન્ન થવા લાગી. પરન્તુ આપની અને મારી માતુશ્રીની આ રીતિપ્રતિ મારી જરાય પ્રીતિ હતી નહિ. સાધુસંતના સેવન, પૂજન તથા અર્ચનને હું એક ઢોંગ માનતો હતો; અનેક અતિથિ-અભ્યાગતોનો આપ સત્કાર કરતા હતા, તેને હું સંસારમસ્ત જીવોના દોઝરા ભરવાનાં વ્યર્થ વેવલાં જ ગણતો અને પરલોક ને આત્મજ્ઞાનને હું ગાંડપણ ગણતો હતો.

કદી કદી આ મારો મનોભાવ હું શીલવતી આગળ વ્યક્ત કરતો; પરંતુ આપ અને મારી માતુશ્રી પ્રતિ મારી પૂર્ણભક્તિ હોવાથી આપનાં એ સત્કર્મ સંબંધે મેં આપને એક પણ શબ્દ કહ્યો ન હતો. હે રાજા જનક! આપ તો સદાય સંતની સેવામાં એવા નિમગ્ન થઇ ગયા હતા કે, એ મહાત્માઓના પ્રતાપથી આ મિથ્યા સંસારપરનો

આપનો સર્વ મોહ નષ્ટ થઇ ગયો હતો. જગતના આધારરૂપ, સર્વ વસ્તુઓના પ્રકાશક, સર્વવ્યાપક, સર્વાકાર, નિત્ય શુદ્ધ, નિર્વિકલ્પ, ચૈતન્ય બ્રહ્મનું યથાર્થ જ્ઞાન થવાને, આપ પાત્ર થતા જતા હતા અને તેથી ક્રિયારહિત બનીને, આપ જેમ બને તેમ અહંકારરૂપી વાઘને નસાડવાનો પ્રયત્ન કરતા હતા. ધીમે ધીમે આપનો અંતરાત્મા બ્રહ્મના જ્ઞાનમાં નિમગ્ન થવા લાગ્યો; તથાપિ મુક્તિના ઊંચા શિખર ઉપર પહોંચવાની જે બે પાંખો-વૈરાગ્ય અને બોધ છે, તેમાંની શુદ્ધ સંપકલ્પવડે થતી દૃઢતાપૂર્વક નિષ્કર્મરૂપી વૈરાગ્યની પાંખ આપને હજી પ્રાપ્ત થઇ ન હતી. આ બે પાંખવાળો પક્ષી જ આકાશના પારને પહોંચી શકે છે. શુદ્ધ સંકલ્પવડે થતી દૃઢતાપૂર્વક નિષ્કામકર્મરૂપી વૈરાગ્ય ને બોધની પાંખવાળો પુરુષ જ બ્રહ્માની નિર્વિકલ્પ સમાધિને પામી શકે છે: વૈરાગ્યવાન્ જીવથી જ અંદરના અને બહારના વિષયોનો ત્યાગ થઇ શકે છે. આપને મોક્ષની ઇચ્છા હતી, તેથી અંદરના સર્વ વિષયોનો આપે ત્યાગ કીધો હતો; પણ બાહ્યાચારનો આપે ત્યાગ કીધો ન હતો.

વૈરાગ્ય અને આત્મ-બોધ

જેની તીવ્ર વૈરાગ્યવૃત્તિ જાગૃત થઇ હોય, તે જ જીવ સમાધિને પ્રાપ્ત થાય છે; સમાધિનિષ્ઠ જીવને દૃઢ બોધ થાય છે; દૃઢ બોધવાળો જીવ બંધનમાંથી મુક્ત થાય છે; બંધનમુક્ત જીવ નિત્ય સુખનો આનંદ પ્રાપ્ત કરે છે. મુમુક્ષુને વૈરાગ્યથી વિશેષ આનંદ આપનાર બીજું કંઇ પણ નથી. પ્રેમપુરઃસર પરમેશ્વરને સેવતો અને તેમાં જ સર્વસ્વ અર્પણ કરતો પુરુષ, સંસારને વિષમય ગણી તેના રસાસ્વાદની, જાગ્રત્ કે સ્વપ્નમાં પણ ઇચ્છા કરતો નથી. તે જ પુરુષ આત્મનિષ્ઠ થાય છે; તે જ અહંતા મમતારૂપી જગતની જંજાળને ત્યજી દઈ, આશાના બંધને કાપી નાંખી, કુળનું તથા માન અપમાનનું અભિમાન છોડી, ક્રિયાને દૂરથી જ નમસ્કાર કરી શુદ્ધ સત્‌ના દર્શનનો ભાગી બને છે. એવો પુરુષ અનાત્મ પદાર્થનું ચિંતન કરતો નથી કે દુઃખના કારણરૂપ મોહને વશ થતો નથી. આ સ્થિતિના આપ અપેક્ષિત હતા; પરંતુ બાહ્ય વ્યવહારનો ત્યાગ કરવાને આપ સમર્થ થયા નહતા, તેથી આપને પુનઃ જન્મ ધારણ કરવો પડ્યો છે.

પૂર્ણ બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કરવાને, હે પિતા જનક! તમારો ઉદ્યોગ સતત ચાલુ હતો; પરંતુ તમારું પ્રારબ્ધ-તમારા સત્‌ની કસોટી કર-

વાને બીજી દિશા તરફ ફરતું જણાતું હતું. અતિથિ અભ્યાગતોની સેવા કરવામાં આપ એકનિષ્ઠ હતા. તેની કસોટી કરવાનો, જાણે કે ત પરમ પરમાત્માએ નિશ્ચય કીધો હોય તેમ, તમારા રાજ્યમાં મહાભયંકર દુષ્કાળ પડ્યો. બાર વર્ષો સુધી વૃષ્ટિનું બિંદુ પણ ન પડ્યું. આપ અટલ-ટેકી હોવાથી સર્વ રિદ્ધિસિદ્ધિ આપી દઇને પણ અતિથિ-અભ્યાગતોને વિમુખ કાઢતા નહિ. પણ નગરની સર્વ પ્રજા દુષ્કાળના ભયથી રાજ્ય છોડી દઇને નાસી ગઇ. તમે અતિથિ-અભ્યાગતોની સેવા સારી રીતે કરતા અને તેમાં જ મગ્ન રહેતા, પણ પ્રજાને જે કષ્ટ પડતું, તે જાણ્યા છતાં પણ તેનું રક્ષણ કર્યું નહિ. ક્ષત્રિયનો ધર્મ છે* કે, પ્રજા-પાલનમાં સદા તત્પર રહેવું; તેનું તમને વિસ્મરણ જ રહ્યું; અને તે જ તમને પુનઃ જન્મમરણનું કારણ થઇ પડ્યું છે. હે પિતા! પ્રત્યેક આત્મનિષ્ઠ પુરુષે સત્ય જાણવું કે, તેણે સ્વધર્મ બળાત્કારે પણ ત્યજવાનો નથી; કષ્ટમાં કે કલેશ કારણે પણ ત્યજવાનો નથી. જે સ્વધર્મ ત્યજી દે છે અને ઉત્તમ પણ પરધર્મનું સેવન કરે છે, તે તેને ભયકારી જ થઇ પડે છે.† ક્ષત્રિયનો ધર્મ પ્રજાસંરક્ષણનો છે. તેના ત્યાગથી જ આજે તમે આ લોકમાં વિચરો છો, નહિ તો તમારે માટે શ્રેષ્ઠ સ્થાન નિર્માણ જ હતું.

પાછળથી આપણ સર્વને પણ રાજ્ય છોડવાનો પ્રસંગ આવી પહોંચ્યો. તમે, મારી માતા, હું અને મારી સ્ત્રી- ચારે જણાંઓ અરણ્યમાં ચાલ્યાં ગયાં. બાર દિવસના ઉપવાસ થયા ત્યાંસુધી અન્નનો દાણો સરખો પણ મળી શક્યો નહિ. પડતાં આખડતાં-ઉપર આભ ને નીચે ધરતીને આશરે-વરસતી લૂ વચ્ચે, વિંધ્યાચળના અરણ્યમાં આપણે જઈ પહોંચ્યાં. ત્યાં એક યોગીનો આશ્રમ દૃષ્ટિએ પડ્યો. સર્વ સ્થળે સૂકું ટાટ હતું, પણ ત્યાં નવપલ્લવિત જણાયું. તે આશ્રમમાં કોઇ મહાસંત પુરુષ રહેતા હતા. એ યોગી કોઈ દેવાંશી મહાત્મા હતા. તેના આશ્રમપર આપણે જઇને થોડીવાર વિશ્રામ કીધો. તે યોગીના પ્રતાપથી કે કોઇ અદૃશ્ય કારણથી મધ્યાહ્ને તેની પર્ણકુટીની

---

* शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् । दानमीश्वरभावश्च क्षात्रकर्म स्वभावजम् ॥

† श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् । स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः॥

**દિવ્ય ભોજનનાં ચાર પાત્રો**

સમીપના એક વૃક્ષપર, ભોજનથી ભરપૂર ચાર પાત્રો જોવામાં આવ્યાં. તે પાત્રો અન્યનાં હોવાના વિચારથી આપે તે ગ્રહણ કરવાનો સંકલ્પ સરખો કીધો નહિ. જો કે મારું મન તો તે પાત્રોમાંના ભોજનનું ભક્ષણ કરવા માટે તલપાપડ થઇ રહ્યું હતું; પરંતુ પરાઈ વસ્તુ તેના સ્વામીની આજ્ઞા વગર ગ્રહણ કરી શકાય નહિ–આજ્ઞા વગર ગ્રહણ કરવું, એ એક પ્રકારની ચોરી છે–એવા આપના આદેશે, મારાં મનને અતિ મહાકષ્ટે મેં વારી રાખ્યું. પણ તે અગાધ સર્વશક્તિમાનની અકળ ગતિ અનુસાર, તે ચારે પાત્રો આપણે જે વૃક્ષ નીચે બેઠા હતા ત્યાં ઉતરી આવી આપોઆપ ગોઠવાઇ ગયાં. તુરત જ આકાશવાણી થઇ કે, 'હે પ્રજ્ઞાનદેવ ! આ ભોજન તારા માટે છે. તું તેનો સ્વીકાર કર !'

બાર દિવસોના ઉપવાસો થયા હતા, અમારા સર્વનાં ગાત્રો શિથિલ થઇ ગયાં હતાં ને તમારાં ગાત્રો પણ શિથિલ થઇ ગયાં હતાં; પણ કેવળ તમારા સત્‌ને આધારે જ અમારા ત્રણમાંનો પ્રાણવાયુ સર્વને ટકાવી રહ્યો હતો; છતાં બે કોશપર આવેલી નદીમાં આપ સ્નાન કરવા ગયા હતા. જતી વખતે આપ આજ્ઞા કરતા ગયા હતા કે, હું જ્યાં સુધી આવું નહિ ત્યાં સુધી તમે આ ભોજનના પાત્રોને હાથ લગાડતા નહિ.' આપની આજ્ઞાને અનુસરીને અમે ત્રણે બેસી જ રહ્યાં, પરંતુ જે નિયમને અનુસરીને આપે સ્નાન સંધ્યાદિક કર્મ કરવાનો વિચાર કીધો, તે વિચાર અમને આવ્યો નહિ–અમે તો તે ભોજન ખાવાને તત્પર થઈ રહ્યાં ને તમે ક્યારે આવો, તે માટે આતુર થઇ ગયાં. થોડીવારે સ્નાનસંધ્યાથી પરવારીને આપ આવ્યા. ભોજનનાં ચારે પાત્રોને ચારે સમીપ ગોઠવ્યાં. બ્રહ્માર્પણ કરીને આપ ગ્રાસ લેવા પૂર્વે જ વિચાર કરવા લાગ્યા કે, 'મારા કરતાં વિશેષ દુઃખી અતિથિ અભ્યાગત કોઇ હોય તો તેને જમાડ્યા પછી હું જમું!' એમ વિચાર કરતાં દૂરપંથે કોઇ મનુષ્યને તમે જોવા લાગ્યા. થોડીકવાર તો કોઇ પણ દેખાયું નહિ, પણ જેવા આપણે ચારે જણાએ હાથમાં પ્રથમ ગ્રાસ લીધો કે, તુરત જ દૂરથી શબ્દ સંભળાયો; 'અરેરે! હું એક માસથી ભૂખ્યો છું, મારા પ્રાણ જાય છે, મને ભોજન આપો!' એમ બોલતો બોલતો એક સંત-કારમો સંત શ્વાસભેર દોડતો દોડતો ત્યાં આવી પહોંચ્યો! આપે પ્રેમપૂર્વક ઇશ્વરપ્રીત્યર્થ તમારો પોતાનો થાળ તે સંતને ધરી દીધો ને પરમ આનંદ દર્શાવ્યો. આપના સતની એ પરિસીમા હતી–

दुःखमें हरिको सब भजे, सुखमें भजे न कोई ।
जो सुखमें हरिको भजे, तो दुःख काहेको होई ॥

પણ અહીંયાં તો કૌતક બન્યું. તે ભુખાળવા-કારમા સંતે સપાટા-બંધ તમારા થાળને ખાલી કરી નાંખ્યો ને પુનઃ તમારા સામું જોઈને કહ્યું; "હે પ્રભુ પુરુષ! હું હજીપણ ભૂખ્યો છું, મને બહુ જ ભોજન આપ!'

તુરત જ યત્કિંચિત્ પણ શંકા વગર, મારી માતુશ્રીને તમે કહ્યું, "હે સૌભાગ્યવતિ! અતિથિનો સત્કાર કરવા જેવું બીજું કોઇ પણ પુણ્ય નથી, તારો થાળ બ્રહ્માર્પણ કરી દે!' મારી માતુશ્રીને આ વચન બહુ જ વસમાં લાગ્યાં; પણ તે સદા જ આપની આજ્ઞાને અનુ-સરનારી હતી, તેથી મુખ મચકોડીને, મનમાં સંકોચ પામતાં પામતાં, તેણે તે થાળ એ કારમા સંત પુરુષને અર્પણ કીધો! આ કારમો યોગિરાજ તે થાળ પણ સ્વાહા કરી ગયો.

તે પછી આપે મારી સ્ત્રી પાસેથી થાળ માંગ્યો. મારી સ્ત્રીએ તે થાળમાંથી ગુપ્ત રીતે બે ગ્રાસ ખાધા પછી, પોતાનો થાળ તે યોગીને મનમાં અનેક શાપો દેતાં અર્પણ કીધો! યોગી તો તે થાળ પણ સ્વાહા કરી ગયો.

હવે મને પુષ્કળ ચિંતા થવા લાગી. હું બ્રહ્માર્પણ કૃષ્ણાર્પણની વાત જ સમજતો ન હતો. આ કારમો યોગી મારો થાળ પણ સ્વાહા કરી જશે તો હું ભૂખ્યો રહી જઇશ, આવો વિચાર કરી તમારા કહેવાને પણ નહિ ગણકારતાં, તે થાળમાંથી લૂટારા પેરે આહાર કરવા લાગ્યો. પેલો કારમો યોગી તે જોઇને મારા ભાણામાં ખાવા બેસી ગયો ને મોટા મોટા કોળીઆ ભરવા લાગ્યો. એટલે મેં તેના હાથમાંથી ઝૂંટાઝૂંટ કરવા માંડી, અને તે યોગીનું અત્યંત અઘટિત રીતે અપ-માન કીધું. હુ જમ્યો હતો. તેના જોરમાં તેને લાતો મારી. તમે ઘણો વાર્યો, પણ મોહાંધ જેનું નામ તે સાંભળે જ શાનો?

પણ તુરત જ તે કારમો યોગી અદૃશ્ય થઇ ગયો; ભોજનનાં પાત્રો પણ અદૃશ્ય થઇ ગયાં; મહાત્માની પર્ણકુટી પણ અદૃશ્ય થઇ ગઈ. આપે આપના મનમાં માન્યું કે, આ કોઈ દૈવી લીલા જ થઇ છે. એ લીલાપર વિચાર કરતાં, બ્રહ્માર્પણ કરીને આપે સપ્રેમ ઉત્સાહપૂર્વક થાળ તે સંત સમક્ષ ધર્યો હતો. તેથી આપને અતિ આનંદ થતો દેખાયો, ઇશ્વરની ઇચ્છાથી એ થાળના અર્પણથી આપનાં, મારી માતુશ્રીનાં ને મારી પત્નીનાં શરીરમાં જોઇએ તે કરતાં કંઇક વિશેષ શક્તિ આવી

અને સર્વનું પેટ ભરાઇ ગયું હોય એમ જણાયું. રે ! વગર ભોજને સર્વને ઓડકાર આવ્યા ! પણ મારામાં તો થોડું ઘણું ખાધા છતાં પણ ચાલવાની શક્તિ રહી નહિ, પરંતુ કોઈ પૂર્વ સુકૃતના યોગે તે સ્થળ ઉપર વેરાયલા અન્નના કેટલાએક કણના ભક્ષણથી આપની સાથે ચાલવાને હું પણ શક્તિમાન્ થયો હતો.

હે પિતા પ્રજ્ઞાનદેવ ! થોડેક કાળે દુષ્કાળ મટી ગયો; આપણે સર્વ પુનઃ આપણા વિશ્વપુરમાં પાછાં આવ્યાં. ધીમે ધીમે પ્રજા પણ આવીને વસવા લાગી. રાજ્ય પાછું સમૃદ્ધિવાળું થઇ ગયું. નિત્ય પ્રમાણે કાર્યભાર ચાલવા લાગ્યો. પણ એ પ્રસંગથી આપની બ્રહ્મજિજ્ઞાસા વધતી ગઇ. જીવશિવની એકતાનું સંપૂર્ણ જ્ઞાનપૂર્વક સમાધાન થયા પૂર્વે આપનું અવસાન થઈ ગયું. આપના પછી ક્રમવાર મારી માતા સુમતિ, મારી સ્ત્રી શીલવતી અને છેલ્લે હું, એમ ઉત્તરોત્તર સૌ મરણ પામ્યાં હતાં. તમે બ્રહ્મજિજ્ઞાસુ હતા અને પ્રત્યેક પદાર્થનું સેવન બ્રહ્માર્પણ કર્યા વિના કરતા ન હતા. તેનું ફળ અત્યારે કેવી રીતે ભોગવો છો, તે પ્રત્યક્ષ જ છે. પરમાત્માના વચન પ્રમાણે આપનો યોગ અધૂરો હતો, તે કારણે આપ એક મહારાજાને ઘેર જન્મીને મહારાજા થયા છો.* વિશ્વમાં એવો જન્મ થવો, એ દુર્લભ છે.† પૂર્વ જન્મનો વૃત્તાંત જાણવાની આપને જે ઇચ્છા થઇ છે, તે પૂર્વ જન્મના સુકૃતને યોગે જ થઇ છે. આપ પૂર્વ જન્મને જાણી શકયા નહિ, તેનું કારણ માત્ર આપના યોગમાં જે ન્યૂનતા હતી તે જ છે. આ જન્મમાં પુનરપિ સિદ્ધિની પ્રાપ્તિને માટે આપ સમર્થ છો; પૂર્વનો જે યોગાભ્યાસ અપૂર્ણ છે, તે આપ આ જન્મે પૂર્ણ કરો છો. તે પૂર્ણ થતાં જ આપ સદા વિદેહમુક્ત જ થશો.”‡

## સંતપ્રસાદ સર્વ આપે છે

“હે બાળકુંવર ! હે પરમ જ્ઞાની !” રાજા જનકે પોતાના બાળકુમારને ઉદ્દેશીને કહ્યું; “તારા કહેવા પ્રમાણે મારા પૂર્વજન્મના ઊંચા ધર્મનું, ઊંચા આચારનું ને સત્કર્મનું મને સ્મરણ થાય છે; છતાં મને

---

* शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ।

† अथवा योगिनामेव कुले भवति धीमताम् । एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥

‡ तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् । यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥

પૂર્વની દેહિસ્થિતિનું અદ્યાપિપર્યંત જ્ઞાન ન હોતું; અને તું આજે આ સ્થિતિમાં પડ્યા છતાં, તને પૂર્વ જન્મનું જ્ઞાન છે, તેનું કારણ શું?"

બાળકુંવરે કહ્યું; "હે પિતાજી! અરણ્યમાં જે યોગીનાં આપણ સર્વને દર્શન થયાં હતાં, તે યોગી સાક્ષાત્ પરમાત્માના અંશાવતારી હતા. મારી ક્ષુધાને તૃપ્ત કરવાને, તેમનાં મુખમાંથી ભૂમિપર પડેલા કણનું મેં પ્રાશન કર્યું હતું.* એ કણ તે મહાત્માના મુખમાંની કૃપાપ્રસાદી હતી. તે વળી મજના કલ્યાણાર્થે ભૂમિપર પાડવામાં આવી હતી. પરમાત્મા શ્રી કૃષ્ણની સંગે, રંગે ને ઉમંગે રમતા ગોપબાળકો તેમના મુખની પ્રસાદી આરોગતાં પરમ ગતિને પામ્યા છે, તેમ જ મજસંગે પણ તે પ્રભુએ તેવી જ ક્રીડા કરી હતી-મેં તેમના મુખમાંથી પણ પ્રસાદી ખેંચી લીધી હતી ને તે પ્રભુએ મારા હાથમાંથી ઝૂંટવી લીધી હતી. તમને પ્રશ્ન થશે કે, ત્યારે મારો મોક્ષ કેમ નહિ? કારણ કે, મેં ક્રોધવશ થઇને પ્રસાદી મુખમાંથી ઝૂંટવી હતી-પ્રેમથી નહિ; તેમ જ્ઞાનપૂર્વકે નહિ. એ મારો અપરાધ તો મોટો હતો, પણ તે કૃપાળુ પ્રભુ સદા ભક્તવત્સલ છે; મેં જે અજ્ઞાનતામાં કર્મ કીધું, તે તે પ્રભુએ મનુષ્યનો ક્ષુધાપીડિત ધર્મ માની લીધો ને મને ગોપબાળની પદવી આપી છે. છતાં અજ્ઞાનતામાં થયેલા ક્રિયમાણનું ફળ તો ભોગવવું જ જોઇએ, જે ભોગવું છું. આપની પેઠે મેં પ્રેમપુરઃસર થાળ અર્પણ કીધો હત ને પ્રસાદી પ્રાશન કીધી હત તો અહોભાગ્ય ગણાત! અને આપની પૂર્વે તે દિવ્ય ધામનો નિવાસી બની જાત. એ પ્રસાદીના પ્રાશનથી આજે મારો આત્મા કૃતાર્થ છે; હું ત્રણે કાળોનું જ્ઞાન ધરાવવાને સમર્થ છું. એ પ્રસાદીને યોગે મારા કૃતધર્મનો વિપાક થયા પછી, જે ગતિને તમે પ્રાપ્ત થનારા છો, તે જ ગતિને હું પ્રાપ્ત થઇશ. મહાત્માની-રે પૂર્ણ પરમેશ્વરના અંશની કૃપાપ્રસાદીનું ફળ મળ્યા વગર રહેતું નથી.

અજ્ઞાનતામાં થયેલા અપરાધને યોગે આજ કાલ તો મારું આવર્જન ને વિસર્જન જ થયા કરશે-એક ખાડામાંથી નીકળીને બીજા ખાડામાં પડવાનું નિયામકે મારે માટે નિર્માણ કીધું છે;† આપનું ઐશ્વર્ય તો પરમ છે; કેમકે નિષ્કામપણે-ઇશ્વર પ્રીત્યર્થે આપે સર્વ કર્મો કર્યાં છે,

---

* यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः। यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम्॥
† पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम्।

કોઇ પણ કર્મ આપે બ્રહ્માર્પણ વિના કીધું જ નથી;* એટલે આપ કર્મથી નિર્લેપ છો; નિર્બાધિત છો. આપના યોગમાં ને વૈરાગ્યમાં જે કિંચિત્ ન્યૂન છે, તે જ હવે આપને સિદ્ધ કરવાની છે. જે જીવ સંસારમાં સરસો રહ્યા છતાં, બ્રહ્માર્પણ કર્મ કરે છે, તેને કોઇ પણ કર્મનો પ્રત્યવાય લાગતો નથી. બ્રહ્માર્પણ કર્મનું માહાત્મ્ય કેટલું છે ને તે શું ફળ આપે છે, તે ઉપર આ એક કથા તમને કહું છું, તે તમે સાંભળો.

દુર્વાસાનું બ્રહ્માર્પણ

ગોપીઓના મનોરથોને પૂરનારા, આધિ વ્યાધિ ઉપાધિરૂપ ભુજંગવડે દંશેલા જીવનો ઉદ્ધાર કરનારા, સંસારસાગરમાં ડૂબેલાને તારનારા, બંસીના નાદમાં વેદો ગાઇને ગોપીજનના મનનું હરણ કરનારા, અકુંઠિત બુદ્ધિવાળા, લક્ષ્મીના મનરૂપી સરોવરમાં હંસરૂપે રમણ કરનારા પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ પરમાત્મા એક સમયે યમુનાના તટપર વિરાજમાન હતા. બંસીની ધ્વન મચી રહી હતી; પશુ પક્ષીઓ તે ધ્વનમાં લવલીન હતાં, વૃક્ષો પણ તેના શ્રવણમાં જડવત્ થઇ રહ્યાં હતાં, એવા બાલ પ્રભુની સેવા કરવાને વૃંદાવનની ગોપીઓને નિત્ય તાલાવેલી લાગી રહેતી હતી. જો શ્રીકૃષ્ણને ગોપીઓ ક્ષણભર જોતી નહિ, તો તેમનું કાળજું કોરાઇ જતું હતું. તેની બંસીનો નાદ સાંભળીને ગોકુળની ગોપીઓ વિહ્વળ થઈ ગઈ હતી; કેમકે ગોપીઓ શ્રીકૃષ્ણની અનન્ય ભક્ત હતી. પોતાના પતિ પુત્રાદિ સગાં સંબંધીઓની સ્નેહરૂપી શૃંખલાને તોડીને, તેઓ એક કૃષ્ણમાં જ લીન હતી. ગોકુળ વૃંદાવનની ગોપીઓ પોતાના પ્રાણથી પણ અધિક માનેલા શ્રીકૃષ્ણને, પોતાના ઘરમાં જે ઉત્તમમાં ઉત્તમ પદાર્થ હોય, તેનું ભોજન કરાવવામાં, અનેક પ્રકારનાં લાડ લડાવવામાં, તેનાં દર્શનનું ચાતકપેરે પાન કરવામાં, પોતાનું તનમન અર્પણ કરવામાં, કેવળ પ્રેમઘેલી હતી. પ્રેમ જ સર્વોત્તમસ્થાન અપાવનાર છે, સર્વ કલ્યાણનો દાતા છે, તેવી પ્રેમઘેલી ગોપીઓ હતી.

એક સમયે ગોકુળ વૃંદાવનની ગોપીઓએ પોતપોતામાં એવો ઠરાવ કીધો કે, આજે શ્રીકૃષ્ણને માટે ઉત્તમમાં ઉત્તમ ભોજન બનાવીને આપણે હાથે પ્રાશન કરાવવું. આ સંકેતને અનુસરીને સર્વ ગોપીઓએ અનેક પ્રકારનાં ભોજનો તૈયાર કીધાં અને યમુનાના તટ ઉપર જ્યાં શ્રીકૃષ્ણ બેઠા હતા ત્યાં આવી; અને શ્રીકૃષ્ણને કહ્યું; 'હે

* ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् । ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥

નંદલાલ! હે કનૈયા! તું ઉત્તમ પ્રતિનાં ભોજનોનો અમારા હાથે આસ્વાદ લે અને અમારાં મનને સંતોષ પમાડ.'

શ્રીકૃષ્ણે કહ્યું; 'હે ગોપીઓ! આજે તો હું પિતા નંદની સાથે ભોજન કરીને આવ્યો છું, માટે મને ઇચ્છા નથી. મારા પેટમાં તલ જેટલી પણ જગા નથી, તેથી એ ભોજન હું નહિ જમીશ! પણ જો તમે મને સંતોષ પમાડવા ઇચ્છતી હો તો, કોઈ ઉત્તમ બ્રાહ્મણને આ ભોજન કરાવો તો હું પ્રસન્ન થઇશ!'

ગોપીઓ શ્રીકૃષ્ણના પ્રેમમાં એવી તો લુબ્ધ બની ગઈ હતી કે, શ્રીકૃષ્ણનો એક પણ શબ્દ ઉત્થાપવાને તેઓ શક્તિમાન્ ન હતી. તેમનો પ્રાણ, તેમનું મન, તેમનું જીવન, તેમનો પતિ, તેમની સખી, તેમનો સ્નેહી, તેમના પ્રેમનું પરમ સ્થાન, કેવળ શ્રીકૃષ્ણ જ હતા-તેમની જ આજ્ઞાને તે અનુસરનારી હતી. જો કે શ્રીકૃષ્ણના વચનથી તે પરમ પુરુષના પુરુષાર્થથી અજ્ઞાત ક્ષુદ્ર ગોપબાળાના મનમાં ક્ષણભર પરિતાપ થયો, પણ તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાને કોઇ પણ ગોપી સશક્ત થઇ નહિ. તે વ્રજબાળાઓ હસતે મુખડે બોલી; 'હે કૃષ્ણ! અમે કયા બ્રાહ્મણને આ અન્નનું પ્રાશન કરાવીએ? અમે સર્વ આપની દાસીઓ છીએ. આપ જેને કહેશો તેને અમે આ ઉત્તમ ભોજન જમાડીશું.'

પોતાની આજ્ઞાનું આવી સરસ રીતે પાલન કરનારી ગોપીઓના પ્રેમથી સંતોષિત બની શ્રીકૃષ્ણે કહ્યું; 'હે ગોપીઓ! યમુનાને સામે તીરે ભગવાન દુર્વાસા મુનિ બિરાજેલા છે, તેને આ ભોજન કરાવો.'

વ્રજસુંદરીઓએ પૂછયું; 'હે નન્દનન્દન! યમુના છલાછલ ભરેલી છે: અહીં કોઇ નાવ પણ નથી, કે જેમાં બેસીને અમે સામે તીરે જઇને દુર્વાસાને જમાડીએ. યમુનાજળને સ્પર્શ કર્યા વિના, અમે સામે પાર કેવી રીતે જઇ શકીએ?'

શ્રીકૃષ્ણ બોલ્યા; 'અલિ ગોપીઓ! તમને એટલું પણ જ્ઞાન નથી કે, જળને સ્પર્શ કર્યા વિના પણ સામે પાર સહજ જઈ શકાય.* યમુનાને જઇને કહો કે, 'શ્રીકૃષ્ણ જો સદાય બાળબ્રહ્મચારી હોય, તો તું અમને જવાનો માર્ગ આપ. આટલી પ્રાર્થના કરતાં જ તમારું કાર્ય સરળ થઇ જશે, એમાં કઠિન શું છે?'

'જે શ્રીકૃષ્ણે અનેક ગોપીઓની સાથે ક્રીડા કીધી છે, રાસ રમ્યા છે, અનેકોના આત્માઓને સંતુષ્ટ કીધા છે, જે શ્રીકૃષ્ણે અનેક ગોપી-

---

* उदानजयात् जलपंककण्टकादिषु, असंग उत्क्रान्तिश्च ।

ઓની છાતી ઉપર રમણ કીધું છે. એમ ગોપાંગનાઓની માનનીયતા છે, તે શ્રીકૃષ્ણ સદાય બાળબ્રહ્મચારી છે,' એ વચન સાંભળીને ગોપીઓ ખડખડાટ હસી પડી. તથાપિ શ્રીકૃષ્ણ ઉપર પ્રીતિવાળી ગોપીઓએ તેની આજ્ઞાને અનુસરી યમુનાના તટપર ઊભાં રહીને સામે પાર જવા માટે યમુનાને પ્રાર્થના કીધી કે, તુરત યમુનાનું જળ બે બાજુએ સ્થિર થઈ ગયું ને મધ્યમાં કોરો સ્વચ્છ માર્ગ જણાયો! સડસડાટ કરતી ગોપીઓ સામે પાર ચાલી ગઇ અને પાછું ફરીને સર્વ ગોપીઓએ જોયું તો, યમુનાજળ પૂર્વ પ્રમાણે વહન કરતું હતું.

સર્વ ગોપાંગનાઓ મુનિ દુર્વાસાના આશ્રમમાં ગઈ ને શ્રીકૃષ્ણની આજ્ઞા પ્રમાણે પ્રત્યેકે પોતપોતાનો થાળ મુનિને સપ્રેમ પ્રાશન કરાવ્યો. હજારો નહિ, પરંતુ લાખો ગોપીઓના થાળોને દુર્વાસા મુનિ ક્ષણવારમાં આરોગી ગયા. એ જોઇને સર્વ ગોપીઓ આશ્ચર્યચકિત બની ગઈ. પછી દુર્વાસા મુનિએ સર્વ ગોપીઓને આશીર્વાદ આપીને જવાની આજ્ઞા આપી. યમુનાજળ તો પૂર્વ પ્રમાણે વહન કરતું હતું, તેથી જળને સ્પર્શ કર્યા વિના સામે પાર કોઇ રીતે જવાશે નહિ, માટે ગોપાંગનાઓ ચિન્તા કરવા લાગી, ત્યારે મુનિ દુર્વાસાએ પૂછયું; 'હે ગોપાંગનાઓ! તમે કેમ ઊભી છો? તમે શાની ચિન્તા કરો છો?'

ગોપીઓ બોલી: 'હે ભગવાન્! આ યમુનાના જળને સ્પર્શ કર્યા વિના અમે સામે પાર જઇએ, એવો કોઈ માર્ગ બતાવો.'

ક્ષણભર મૌન ધરીને મુનિ દુર્વાસાએ કહ્યું; 'હે દેવીઓ! જે રીતિએ તમે આવી, તે રીતિએ જાઓ! યમુનાને જઇને કહો કે, મુનિ દુર્વાસા જો સદાય ઉપવાસી હોય, તો તું અમને માર્ગ આપ!'

અનેક પ્રકારની ક્રીડા કરનારા શ્રીકૃષ્ણ 'સદાય બાળબ્રહ્મચારી!' અને ઘટિકા પૂર્વે લાખો ગોપીઓના થાળોનો આહાર કરી જનારા દુર્વાસા 'સદાય ઉપવાસી!' આ આશ્ચર્ય જોઇને સર્વે ગોપીઓ બોલી; 'અમ સંગે રંગે રમનારા શ્રીકૃષ્ણ બાળબ્રહ્મચારી કેમ હોય? તેમ જ ઘટિકા પર ભોજન કરનારા તમે ઉપવાસી કેમ થયા?'

મુનિ દુર્વાસાએ કહ્યું; "હે ગોપીઓ! હું શબ્દાદિક ગુણોથી તથા આકાશાદિક પંચમહાભૂતોથી ભિન્ન પણ છું અને તેઓની અંદર પણ છું. તેઓ મને જાણતા નથી, તેઓ મારા અંતરમાં પણ નથી–હું સર્વ સંગરહિત આત્મા છું તે કેવી રીતે ભોક્તા હોઇ શકું? વ્યવહારદશામાં જ મન વિષયોને ગ્રહણ કરે છે; પણ પરમાર્થદશામાં જ્યારે

સર્વત્ર આત્મા છે, ત્યારે કયા વિષયનું મન મનન કરે? કયા વિષયમાં મન લેપાય? શ્રીકૃષ્ણ પણ બન્ને શરીરના કારણરહિત છે. જે ઇચ્છાથી વિષયને સેવે છે તે કામી છે, જે નિરિચ્છાથી અથવા તો ઇચ્છાના પૂર્ણ અભાવે વિષયને સેવે છે તે સદાય અકામી છે, સદાય નિષ્કામી છે, સદાય બ્રહ્મચારી છે, સદાય ઉપવાસી છે. જે પરમાત્માને અર્પણ કરીને વિષયોને ક્ષુદ્રવત્ જાણી અભાવવડે ભોગવે છે, અભાવવડે જ ભોજન કરે છે તે સદાય બ્રહ્મચારી છે, સદાય ઉપવાસી છે.'*

દુર્વાસા મુનિનાં આ વચનથી ગોપીઓના મનનું સમાધાન થયું, જે પ્રમાણે શ્રીકૃષ્ણ પાસેથી જળને સ્પર્શ કર્યા વિના દુર્વાસા પાસે ગોપીઓ આવી હતી, તે જ પ્રમાણે જળને સ્પર્શ કર્યા વિના શ્રીકૃષ્ણ પાસે પાછી ગઈ; અને શ્રીકૃષ્ણનું બાળબ્રહ્મચર્યવ્રત જાણી તેમના પ્રત્યેના પ્રેમમાં પૂર્વના પ્રેમ કરતાં પણ વિશેષ બળવાન પ્રેમને સ્થાન મળ્યું."

બાળ શબે કહ્યું; "હે પિતાજી! હે જનક! એ જ પ્રમાણે આપ સદાય બ્રહ્માર્પણ કરીને વ્યવહારના વિષયમાં કુશળ રહેતા હતા, અને તેથી જ આપ સંસારના સર્વ પદાર્થોથી નિર્લેપ હતા.† સ્ત્રી પુત્રાદિક, ધન યૌવનાદિકનો આપને સંગ ન હતો; કેવળ અભાવવડે જ, નિષ્કામપણે જ આપ સંસારમાં પ્રવૃત્ત થયા હતા; કર્તા ભોક્તાપણું આપના હૃદયપ્રદેશમાંથી પલાયન કરી ગયું હતું. એ સુસંસ્કારને યોગે આપ ઉત્તમ પદના ભોક્તા થયા છો અને જે આત્મજ્ઞાનની ઉણપ છે, તેના જિજ્ઞાસુ બન્યા છો. આપનો અપૂર્ણ યોગ પૂર્ણ કરો, પછી વિદેહમુક્ત બનીને સંસારમાં વિચરો."

### સુખ અને દુઃખનો પ્રેરક કોઇ નથી

રાજા જનકે તે બાળકુંવરને પૂછ્યું; "હે વત્સ! તારી માતા પણ મને જ સદા અનુસરનારી હતી, છતાં તે મારા જેવા ઉચ્ચપદને પ્રાપ્ત ન થતાં આ સ્થિતિને કેમ પ્રાપ્ત થઇ? તેમ જ તારી ભાર્યા શીલવતીની જે અધમ અવસ્થા મેં જોઇ છે, તે અવસ્થાને પ્રાપ્ત થવાને તે લાયકી ન હતી. આ જગતમાં મનુષ્યાવતાર દુર્લભ છે; મનુષ્યાવતારમાં સ્ત્રીની સ્થિતિ પુરુષ કરતાં ઊતરતી ગણાય છે; તેમાં પણ સ્ત્રીને

---

* त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः । कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः॥

† निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः। शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम्॥

વિધવાપણું પ્રાપ્ત થવું, એ મહાન્ કષ્ટનું કારણ છે. વિધવાપણામાં સ્ત્રીને જે જે સંકટો ભોગવવાં પડે છે તે અવર્ણનીય છે. મૂળે સ્ત્રીને સ્વતંત્રપણું જ નથી અને વિધવા તો માતા, પિતા, પુત્ર, સાસુ, સસરા કે ભાઈ ભોજાઈની ઓશિયાળી રહે છે.* કુબુદ્ધિવાળા દુર્જનો સૌભાગ્યવતી સ્ત્રીના ઉપર આરોપ મૂકતાં સંકોચ પામતાં નથી, તો પછી વિધવાઓનું દુર્જનમુખથી રક્ષણ થવું કઠિન જ હોય. કુમાર્ગગામી દુર્જનો વિધવાપર ન સહન થાય તેવો દોષારોપ કરે છે. પવિત્ર મનવાળી સુશીલ વિધવાને આ સર્વ સંકટમાંથી રક્ષણ આપનાર કેવળ પરમાત્મા જ છે. છતાં સામ્પ્રત સ્થિતિને પ્રાપ્ત થવાનું તારી ભાર્યાને શું કારણ મળ્યું છે તે કહે !"

આ જગતના જીવો પોતપોતાના કર્માનુસાર સુખદુઃખને પ્રાપ્ત થાય છે. યોગી મહાત્માની પ્રસાદીથી જ્ઞાની બનેલા તે બાળકુંવરે કહ્યું; "કોઈ દુઃખ મોકલે છે કે સુખ ભોગવાવે છે, એ નિર્બળનું વચન છે. સુખ અને દુઃખનો પ્રેરક કોઈ પણ નથી. જીવ સુખ અથવા દુઃખ પોતપોતાનાં કર્માનુસાર ભોગવે છે.† માત્ર બળહીન-અજ્ઞાન-અપુરુષાર્થી જીવ જ સુખદુઃખ ભોગવવામાં પરમાત્માને દોષભાગી કરે છે. જ્યાં સુધી આ લિંગ શરીરમાંથી પ્રિયાપ્રિયનો નાશ થતો નથી, દેહઉપર અભિમાન રહે છે, પરમાત્માપરની શ્રદ્ધામાં સંશય રહે છે અને કામનાથી કર્મનું સેવન કરે છે, ત્યાં સુધી કર્મબળ છૂટતાં નથી; એ જ કર્મ જીવને બળાત્કારે આકર્ષણ કરી મહામોહમાં ઘસડી જાય છે અને પુરુષ મોહને લીધે કર્મને અકર્મ અને અકર્મને કર્મ જુવે છે; તે જ પુરુષને બંધનમાં નાંખે છે. વાસ્તવિક રીતે તો, કર્મ ચિત્તની શુદ્ધિને અર્થે છે, વસ્તુની પ્રાપ્તિને અર્થે નથી; વસ્તુસિદ્ધિ તો નિષ્કામપણાંથી, તત્ત્વના વિચારથી ને સ્વધર્મના સેવનથી જ થાય છે. વ્યવહારમાં રહેલો પુરુષ બહારનાં કર્મની જે ઉપાસના કરે છે, તે તો કેવળ બંધનમાં નાંખીને અધોગતિએ જ પમાડનાર છે. લોકોઽયં કર્મબંધનઃ-જેવાં જેનાં કર્મ, તેને અનુસાર તે આ લોકના ભોગ ભોગવે છે. મારી માતા સંપૂર્ણ સ્ત્રીધર્મની ઉપાસક હતી; સર્વકાળ

---

* पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने । पुत्रश्च स्थविरे भावे न स्त्री स्वातन्त्र्यमर्हति॥

† सुखस्य दुःखस्य न कोऽपि दाता परो ददातीति कुबुद्धिरेषा ।
अहं करोमीति वृथाऽभिमानः स्वकर्मसूत्रग्रथितो हि लोकः ॥

પતિની જ સેવામાં પરાયણ રહેતી હતી; આપની આજ્ઞા તેને વેદાજ્ઞા-તુલ્ય હતી; તેથી એ વધારે–બ્રહ્મ–પરમ પ્રભુની આજ્ઞા પણ તેના મનથી તુચ્છ હતી–આપની ઈચ્છાને પૂર્ણ કરવાને તે સદાય તત્પર રહેતી હતી; પતિ જ તેનું સર્વસ્વ હતું. કોઇપણ કાર્યથી આપનું મન દુઃખી થાય, તે કરવાને તે પરમ દુઃખી થતી હતી; મનસા, વાચા, કર્મણા તે પતિપરાયણા હતી. તથાપિ, જે જ્ઞાનથી, પ્રેમથી, શ્રીહરિ પ્રતિની શ્રદ્ધાથી આપ અભેદરૂપે સંત પુરુષોનું સેવન કરતા હતા, જે શુદ્ધ શ્રદ્ધાથી અતિથિ અભ્યાગતોને દાન દેવામાં તત્પર રહેતા હતા, તે પ્રેમ, તે શ્રદ્ધા તથા તે જ્ઞાન મારી માતુશ્રીમાં ન હોવાને કારણે તે આજે કાશીપુરના નગરશેઠની ધણિયાણી છતાં રાજરાણીથી ઊતરતી પદવીને પ્રાપ્ત થઈ છે. સ્ત્રી અને પુરુષનું જે જોડલું છે, તે આ લોકમાં કે પરલોકમાં જોડે જ વિચરે છે. મહાત્મા પુરુષો કહી ગયા છે કે અનેક જન્મો સુધી સ્ત્રી અને પુરુષો પતિપત્નીના સંબંધથી સાથેનાં સાથે જ સર્વ સ્થાને વિચરે છે; પણ તે એમાંથી જેનું સત્કર્મ ઓછું, તેને કેટલોક કાળ એક બીજાનો વિયોગ સહન કરવો પડે છે; તેમને પોતાનાં પૂર્વ જન્મનાં કર્મો અતિમહાકષ્ટે ભોગવવાં પડે છે, જૂદાં જૂદાં કર્મનાં ફળો ભોગવ્યા પછી પાછાં તે જોડલાં યુગ્મરૂપે રહે છે; અને યુગ્મ–દ્વૈતમાંથી અદ્વૈતભાવને પામ્યા પછી નિર્વાણને પામે છે. સ્ત્રીને પોતાના પતિની ઈચ્છાથી વિરુદ્ધ અન્ય પ્રાણી પદાર્થની ઇચ્છા કરવાની જ નથી. જે સ્ત્રી પતિની ઇચ્છાને જ અનુસરનારી છે, સર્વકાળ–જાગૃત, સ્વપ્ન કે સુષુપ્તિમાં પણ પતિ વિના અન્યનું સ્મરણ કે દર્શન કરતી નથી, તે જ સદાય સતી છે–અગ્નિમાં બળનારી કે પતિવિરહથી એકાએક મરણ પામનારી સતી નથી.* જે પતિની આજ્ઞાથી પરમ પુરુષના સેવનમાં અનુરક્ત છે, તે જ સર્વકાળ પતિસંગે રહીને પરમાત્માની પરમ લીલાનો રસાસ્વાદ લેવાને ભાગ્યશાળી બને છે. એપર આ પુરાણપ્રસિદ્ધ કૌશિક બ્રાહ્મણની કથા છે, તે સાંભળો.

### સ્ત્રીનું પરમ દૈવત પતિ જ છે†

પૂર્વે કૌશિક નામનો કોઇ એક બ્રાહ્મણ હતો. તે અનેક તપરૂપી ધન મેળવીને, 'भवति भिक्षां देहि' કરતો કરતો, કોઇ એક પતિવ્રતાને

---

* આ સત્ય છે, અહલ્યા, દ્રોપદી, સીતા, તારા, મંદોદરી એ પાંચ પરમ સતીઓ ગણાય છે, તે વિના અન્ય પણ છે. એ સર્વેએ પતિ પાછળ અગ્નિમાં પડી, પોતાનો દેહોત્સર્ગ કીધો હોય તેવો કોઈ ઉલ્લેખ ધર્મગ્રંથમાંથી મળતો નથી.

† શ્રીમહાભારતના વનપર્વમાં આ કથા વિસ્તારથી વર્ણવી છે.

દ્વારે જઇને ઊભો રહ્યો. આ કૌશિક બ્રાહ્મણના તપનું બળ, એવું તો ઉગ્ર હતું કે, એક વખત એક ઝાડ તળે તે બેઠો હતો તેવામાં ઉપરથી એક બગલી તેનાપર ચરકી, એટલે તેણે તે બગલીની સામા ક્રોધદૃષ્ટિ કરી કે, તરત જ તે બળીને ભસ્મ થઇ ગઈ હતી. કૌશિક બ્રાહ્મણ જેને ઘેર 'भिक्षां देहि' કરીને ઊભો રહ્યો હતો, તે ગૃહસ્થની સ્ત્રીએ કહ્યું; 'મહારાજ ! ઊભા રહો, હુ ભિક્ષા આપું છું !' પણ દૈવેચ્છાથી એ જ ક્ષણમાં–તે તપોધનને બોધ થવા માટે જ, તે સ્ત્રીનો પતિ આવીને ઊભો રહ્યો ને પોતાની સ્ત્રીને કહ્યું; 'હે સાધ્વી ! જલદી રસોઇ કર, મને ક્ષુધા લાગી છે.' આ આજ્ઞા થતાં જ, તે સ્ત્રી, પોતાના પતિની સેવામાં ગુંથાઇ ગઇ; અને બ્રાહ્મણને ભિક્ષા આપવી ભૂલી ગઇ. જ્યારે તે સ્ત્રીને ભિક્ષા આપવાનું સ્મરણ થયું, ત્યારે તે વિપ્રર્ષિને ભિક્ષા આપવાને આવી. પણ વિપ્રર્ષિ તો કોપાયમાન થઇને બોલ્યા; 'હે સ્ત્રી ! તું બ્રાહ્મણને આશા આપી ઊભો રાખીને, તારા પતિની સેવામાં પ્રવૃત્ત થઇ, એ તેં મહાપાપકર્મ કીધું છે !' એમ કહી લાલચોળ આંખ કરીને, તે સ્ત્રીની સામે જોવા લાગ્યો. તપોધનની આ ચેષ્ટા જોઇને સ્ત્રીએ નીડરપણે કહ્યું; 'હે મહારાજ ! હું તમારા ક્રોધની યત્કિંચિત્ પણ દરકાર કરતી નથી. મારે માટે, દાન, ધર્મ, કર્મ, અતિથિસેવન, બ્રહ્મપૂજન, દેવસેવા, ભક્તિ, જ્ઞાન, એ સર્વ મારા પતિ જ છે. જે સ્ત્રી પતિસેવા-પરાયણ રહેવામાં મોળી છે, પતિની આજ્ઞાને અનુસરવામાં ગાફેલ છે, પતિને કટુવચન કહેનારી છે, પતિના પ્રેમ અને કોપને એકસરખો ગણનારી છે, પતિના સુખદુઃખમાં ભાગ લેવાથી વિદૂર છે, તે સ્ત્રી ત્રિકાળે પણ પરમ પદની પ્રાપ્તિ કરી શકતી નથી. અતિથિનો સત્કાર કરવો એ ગૃહસ્થનો ધર્મ છે; આશાબદ્ધને આતુર રાખવો એ મહાકષ્ટ છે–એમ તો આપ મને ઈષ્ટ છો, પૂજ્ય છો, પણ આપનાથી વિશેષ ઇષ્ટ, પૂજ્ય, સર્વોપરી, જીવિત, પ્રાણ એ સર્વ–મનસા–વાચા–કર્મણા–મને મારા પતિ જ છે. હું કંઇ અરણ્યની બગલી નથી કે, આપનાં કોપવાળાં નેત્રો જોતાં જ બળીને ભસ્મ થઇશ !' જેણે અટલ તપરૂપી ધન પ્રાપ્ત કીધું છે, એવો કૌશિક બ્રાહ્મણ, અરણ્યના નિર્જન પ્રદેશમાં બનેલા પ્રસંગનું વર્ણન તે સ્ત્રીના મુખથી સાંભળીને, પોતાના તપના ગર્વને વીસરી ગયો."

બાળકુંવરે કહ્યું; "હે મહારાજ ! પતિસેવાનું આ માહાત્મ્ય જે સચ્ચરિત્રશાળી સ્ત્રી જાણે છે, પતિને જ અનુસરે છે તથા પતિમાં જ

અનુરક્ત છે, તે જ સ્રી પતિના જેવાં જ, બલ્કે તેનાથી શ્રેષ્ઠ સુખને પામે છે. મારી માતા સદાય આપનાં વચનને અનુસરનારી છતાં પણ બાર વર્ષોના દુષ્કાળમાં, જ્યારે આપે કહ્યું કે, તે કારમા યોગીને તારો થાળ આપ, ત્યારે શુદ્ધ સાત્ત્વિક ભાવથી આપની આજ્ઞાને ઇશ્વરતુલ્ય માનીને નહિ, પણ કસમોડાતે મહોડે-મનમાં સંતાપ પામતાં-પોતાનો થાળ તે કારમા યોગીને અર્પણ કીધો હતો, તેથી જ તેનું કર્મ ઊતરતું હતું. તે કર્મને યોગે આજે તે જે ફળ ભોગવે છે, તે યોગ્ય જ છે. તમારા પ્રતિની અગાધ પ્રીતિ અને સચ્ચરિત્રને યોગે તે આજે સર્વ સંપત્તિ ભોગવે છે ખરી, પણ એ સંપત્તિ રાજરાણીનું ઉચ્છિષ્ટ છે. તમારા પ્રતિની નિર્મળ ભક્તિના પ્રતાપથી જ, તે પોતાના પૂર્વજન્મના ઇતિવૃત્તથી જ્ઞાતા છે; તથાપિ તેની સ્થિતિ રાજરાણીથી ઊતરતી અને કંઇક અંશે પરાધીન પણ છે.

માતાને મોક્ષ કેમ ન મળ્યો?

### બ્રહ્માર્પણ વગરનાં કર્મ બન્ધનરૂપ છે

હવે મારી ભાર્યાના કર્મની કથા સાંભળો.

તે સદા મને અનુસરનારી હતી, પરંતુ જે મોહાંધપણાથી હું વર્તતો હતો, તે મોહાંધપણામાંથી તારવાને એક પણ સમયે મને સદ્બોધ આપવાનો તેણે વિચાર કીધો નહતો. આપની સુશિક્ષાનાં વચનને તે પૂર્ણ પ્રેમથી સાંભળતી હતી, પણ તે પ્રમાણે વર્તવાનો આદેશ તેણે મને કદી કીધો નથી અને તે પ્રમાણે વર્તવાની કામના પણ કીધી નથી. તેના કર્ણો જ માત્ર પવિત્ર થયા છે–તેનો આત્મા પવિત્ર થયો ન હતો. તેમ જ કારમા યોગીને તમારી આજ્ઞાથી ભોજનનું પાત્ર અર્પણ કરવા પૂર્વે તેણે તે પાત્ર ઉચ્છિષ્ટ કીધું હતું. વળી તે બ્રહ્માર્પણ કર્યા પૂર્વે જ તે પ્રત્યેક પદાર્થનું સેવન કરતી હતી. શીલવતી સદાય મમપરાયણા હતી ખરી, પણ મનુષ્યદેહના સદ્ધર્મથી કે આ લોક કરતાં કોઈ પરમ શ્રેષ્ઠ સ્થાન છે, તે પામવાનો પુરુષાર્થ કરવાને જ આ મનુષ્યદેહ આપ્યો છે, તેના જ્ઞાનથી તે બહિર્મુખ હતી. તેના કર્ણમાં બ્રહ્માનંદના શબ્દોનો જ પ્રવેશ થવા માંડ્યો હતો, તેથી તે બ્રાહ્મણના ઉત્તમ કુળમાં અવતરી છે; તે ભૂત ભવિષ્યત્ જ્ઞાનથી સંપન્ન છે; છતાં પણ બ્રહ્માર્પણ કર્યા વગર પ્રત્યેક પદાર્થના સેવનના યોગે ને પતિની ઉન્નતિના સાધન સાધવામાં પછાત હોવાથી, વળી કામના સેવનમાં અનુરક્ત

પત્ની વિધવા કેમ થઇ?

રહેવાથી, ધર્મનું ઉલ્લંઘન થવાથી, યુવાવસ્થામાં જ વૈધવ્ય અવસ્થાના મહાન દુઃખને ભોગવનારી બની છે. જે સ્ત્રી-સતી સાધ્વી પતિવ્રતા સચ્ચરિત્રશાળી સ્ત્રી, પોતે જાણ્યા છતાં, પતિની પ્રસન્નતામાટે માત્ર તેના-પર અનુરક્ત રહી, ધર્મને માર્ગે વળવાની મનીષા કરતી નથી, તે સ્ત્રી ગુપ્ત-પણે પતિનો દ્રોહ જ કરે છે; અને સ્વધર્મમાં મન્દા જ છે. આ કારણથી તેને પણ પતિની અર્ધાંગનારૂપે પાપકર્મની ફલભાગિની ગણી છે, અને પુનર્જન્મમાં તેને પરાધીનપણાનાં સંકટો સાંખવાં પડે છે; તે સંતાનરહિત રહે છે; યુવાવસ્થામાં જ તેને વૈધવ્ય પ્રાપ્ત થાય છે ને તે પરાધીન બને છે. એવી સ્ત્રીને પતિપરાયણા રહેવાનું પુણ્ય પ્રાપ્ત થાય છે એ સત્ય છે, પણ પોતાનો જે ધર્મ કે-પતિને ઉન્નત સ્થાનમાં રાખવો, તેની અવગણનાનું ફળ પણ ભોગવવું પડે છે.

હે પિતાજી! મારી સ્થિતિ તો તમે જુવો છો જ. કોઇ કોઈ જન્મના ઋણાનુબંધને યોગે, હું મોટે મોટે ઘેર અવતરું છું અને લેહણું દેણું અપાવી, એક ખાડમાંથી નીકળીને બીજી ખાડમાં પડું છું, એમ મારાં કર્મો પૂરાં થાય છે. હું નવા કર્મના બંધથી મુક્ત રહ્યો છું. આજ સુધીમાં એવા મારા અનેક જન્મો થઈ ગયા છે. ઋણાનુબંધથી કોઇ પણ મુક્ત નથી. જે દ્વારે ઋણાનુબંધ બંધાયો હોય, તે દ્વારે તે આપવો લેવો પડે છે જ. આ પર એક શશિશેખર બ્રાહ્મણની કથા સાંભળો.

### ઋણાનુબન્ધ જ સર્વનું કારણ છે

કોઇ એક નગરમાં શશિશેખર નામે એક સચ્ચરિત્રશાળી બ્રાહ્મણ રહેતો હતો. તેણે અયાચક વૃત્તિથી રહેવાનો નિશ્ચય કર્યો હતો. પરમાત્માના વચનપર તેની પૂર્ણ શ્રદ્ધા હતી કે, 'જે પરમાત્માએ આ જગતને ઉત્પન્ન કીધું છે, તે જ તેના યોગક્ષેમનો નિર્વાહ કરશે.'

હે તાત સુવિચારશર્મા! જે જીવ ભક્તિપૂર્વક પરમાત્મા ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખે છે, તે ભક્તને પરમાત્મા કદી પણ ઓછું પડવા દેતો નથી. છતાં જીવનો લપુડો-વલકુડો સ્વભાવ તેને ક્ષણે ક્ષણે ભૂલાવો ખવાડે છે. ક્ષણમાં તે ઈશ્વરપર સંપૂર્ણ શ્રદ્ધા મૂકે છે, મન વચન કાયાથી પર-માત્માને પ્રેમથી પૂજે છે; ક્ષણમાં પોતાના પ્રારબ્ધને નિંદે છે ને ત્રીજી ક્ષણે સંસારના પુરુષાર્થને સબળ માને છે. પણ જે જીવ ઈશ્વરનો છે-ઈશ્વરનો બની રહે છે, ઇશ્વરને ક્ષણભર પણ દૂર કરતો નથી, સંસારમાં રહેલા તે જીવનું સર્વે જ ઈશ્વર પૂરે છે; તે તેને કદી પણ ઓછું પડવા દેતો નથી પણ નિભાવી લે છે.

શશિશેખર પણ તેવા જ નિશ્ચયવાળો હોવાથી કશા પણ ઉદ્યોગ વગર બેઠો હતો. તે પરમ શ્રદ્ધાળુ, આત્મનિષ્ઠ અને પરમાત્માની ઉપાસનામાં સદા પરાયણ હતો. પોતાના ભક્તના યોગક્ષેમનો તે નિર્વાહ કરે છે જ,* એવાં પરમાત્માનાં વચન ઉપર તેની દૃઢ શ્રદ્ધા હતી; છતાં તેના મનમાં કંઈક સંશય પણ હતો કે, પરમાત્મા પોતાના ભક્તના યોગક્ષેમનો કેવી રીતે નિર્વાહ કરતો હશે? જે પૂર્ણ શ્રદ્ધાળુ છે, તેને આધીન ભગવાન્ છે, પણ જે સંશયાત્મા છે તેનો તો નિત્ય વિનાશ જ છે. संशयात्मा विनश्यति । આ બ્રાહ્મણ પણ સહજ સંશયાત્મા હતો. એને પરિણામે તે ડગલે ડગલે દુઃખી થતો હતો. કોઈ પ્રસંગે તો ઘરમાં ખાવાનાએ સાંસા પડતા, તેના યોગે તેનાં બાળકો ટળવળતાં અને તેમનો આક્રોશ સાંભળી, તેની સ્ત્રી સંસારથી કંટાળી ગમે તેવાં પણ મધુરાં નમ્ર વચનો કહેતી. જેવો શશિશેખર સુશીલ હતો, તેવી તેની સ્ત્રી પણ પતિધર્મપરાયણ હતી; પરંતુ પુરુષ જેટલો સહનશીલ ને ગંભીર છે, તેટલી સહનશીલ ને ગંભીર સ્ત્રી નથી.

દુઃખથી દાઝેલી, બાળકોના આક્રંદથી કંટાળેલી તે સ્ત્રીએ એક સમયે સ્વામીને કહ્યું; "સ્વામિન્! उद्यमेन हि सिध्यंति कार्याणि न मनोरथैः । नहि सुप्तस्य सिंहस्य प्रविशंति मुखे मृगाः ॥ ઉદ્યોગ કરવાથી કાર્યો સિદ્ધ થાય છે. પરંતુ મનોરથથી સિદ્ધ થતાં નથી; સુતેલા સિંહના મુખમાં મૃગો પ્રવેશ કરતાં નથી. તમે તો ઇશ્વર ઉપર જ આધાર રાખીને બેસી રહ્યા છો, પણ આ બાળકોની શી સ્થિતિ થાય છે તેના સામું જુઓ તો ખરા! ઘરમાં એક અન્નનો દાણો સરખોએ નથી! આપણા હાલ તો સુદામાથી પણ ભૂંડા છે. હું લોકોની સેવા કરીને ઘર જેમ તેમ નિભાવું છું, પણ બૈરું તે શું રળે? બેચાર પૈસા! તેમાંથી આ સંસાર કેમ નિભાવાય? મારું અને તમારું તો ગમે તેમ થાઓઃ આપણે અન્ન વગર બેચાર દહાડા ઉપવાસો પણ ખેંચી શકીએ, પણ આ બાળકોની અવસ્થા કેવી થાય છે, તેનો તમે જરા વિચાર કરો તો બહુ સારું. એમનો આક્રોશ મારાથી તો હવે સહન થઇ શકતો નથી. સંસાર નિભાવવા પુરુષે ધન ઉપાર્જન કરવું જોઇએ અને સ્ત્રીએ તેનો નીતિથી વ્યય કરવો જોઇએ.† તમે લાવો ને હું ઉડાવતી હોઉં તે

---

*अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते । तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

†अर्थस्य संग्रहे चैनां व्यये चैव नियोजयेत् । शौचे धर्मेऽन्नपक्त्यां च पारिणाह्यस्य वेक्षणे ॥ मनुः

મારો અપરાધ છે: પણ આપ તો બેસી રહ્યા છો, તો હું શું કરું? હે નાથ! જે પ્રયત્ન કરે છે, તેના જ સર્વ મનોરથો ઇશ્વર સફળ કરે છે; પરન્તુ જે પશુની માફક બેસી રહે છે, તેને ત્યાં ઇશ્વર પોટલા ને પોટલા રેડાવી દેતો નથી. હે સ્વામિનાથ! આ મારાં વચનો તમને ઘણાં કઠિન લાગતાં હશે; સાધ્વી સ્ત્રીએ, ગમે તેવા સંકટમાં પતિને કદી પણ અયુક્ત વચનો ન બોલવાં–પતિને જ પરમેશ્વરતુલ્ય ગણવો ને સુખદુઃખ સહી લેવાં; પણ હું દુઃખની દાઝી જે વચન બોલી છું, તે માટે ક્ષમા કરશો. તમે વિદ્વાન્ છો, ગુણવાન્ છો. કોઈ ગૃહસ્થની થોડી યાચના કરશો, તો આપણો નિર્વાહ સહેજે ચાલી રહેશે. પણ ઘરમાં બેસી રહેવાથી આપણો દિવસ કોઇ પણ કાળે સુધરવાનો નથી. હાથ હલાવ્યા વગર ખાવાનું મળતું નથી, તો પૈસા તો ક્યાંથી જ મળે? જેમ સ્ત્રી અને પુરુષ વિના સૃષ્ટિની વૃદ્ધિ નથી, તેમ પ્રારબ્ધ અને પુરુષાર્થના સંબંધ પણ જોડેલા જ છે; પુરુષાર્થ વિના પ્રારબ્ધ ફળતું નથી; પ્રારબ્ધ વિના પુરુષાર્થ અફળ છે. એકને બળે બીજું ફળે છે, બીજાને બળે પહેલું ફળે છે.* આ સંસારમાં સર્વ ધર્મ–કર્મ–પદાર્થો–યોગ્ય રીતે જ યોજાયલા છે ને તે પુરુષાર્થથી પ્રાપ્ત થાય છે. જેનો પુરુષાર્થ સતેજ છે, તેને જ પરમેશ્વરની પ્રાપ્તિ થાય છે. એવું તમારું જ વચન છે; કેમકે પુરુષાર્થ વિના પરમેશ્વરની પ્રાપ્તિ, બેઠે બેઠે થતી હોય તો આ સાંઢિયાઓનો ઉદ્ધાર જ થઇ જાય. આપ વિચાર કરો, આપ ગૃહસ્થાશ્રમી છો ને આ ગૃહસંસાર નિભાવવાનો છે. સંસાર નિભાવવાને દ્રવ્યની આવશ્યક્તા છે, તે દ્રવ્ય કોઈ સજ્જનને પ્રાર્થીને આપ લાવો તો ઘણું સારું.”

તે સુશીલ બ્રાહ્મણ બોલ્યો; “હે ઉદ્યોગવાદિની! તને પરમાત્માના વચન ઉપર શ્રદ્ધા નથી, એ જ કારણથી તું ઉદ્યોગને પ્રાધાન્ય આપીને, કોઇ અયોગ્ય પુરુષની યાચના કરવાનો મને બોધ આપે છે અને મારા અયાચકવ્રતને છોડાવવાનો પ્રયત્ન કરે છે, પણ હે સન્નારી! તું નિશ્ચયપૂર્વક જાણ કે, તે હજાર હાથવાળો પોતાના ભક્તને કોઇ પણ કાળે છેહ દેતો નથી, તેની આશાનો ભંગ કરતો નથી, તો તે મને કેમ છેહ દેશે? પરમાત્માનું વચન જ છે કે, મારા ભક્તને કોઇ કાળે પણ હું ઓછું આવવા દઈશ નહિ. न मे भक्तः प्रणश्यति–મારો

---

* यथा ह्येकेन चक्रेण न रथस्य गतिर्भवेत् । एवं पुरुषकारेण विना दैवं न सिद्ध्यति ॥

ભક્ત નાશ પામતો નથી, એ પરમાત્માનું વચન શું મિથ્યા જશે ? આટલું છતાં, આ પરમાત્માના વચનપર પૂર્ણ શ્રદ્ધાથી એક વર્ષ મને બેસી રહેવા દે. જો પરમાત્મા પોતાનાં વચનો પાળવામાં મોળા થશે તો પછી તારી ઇચ્છાને હું સાનુકૂળ થઇશ.

## ઇશ્વર જ યોગક્ષેમ વહન કરે છે

પૂર્વકાળમાં મારી જ સ્થિતિમાં આ અસાર સંસાર નિભાવતો બ્રહ્મનિષ્ઠ નિરંજન નામનો બ્રહ્મદેવ કાશીપુરીમાં રહેતો હતો. તેની સ્ત્રીએ પણ તારી જ પેઠે પોતાના સ્વામીને ઉદ્યોગ કરવાની પ્રેરણા કીધી હતી. ત્યારે નિરંજને પોતાની સ્ત્રીને કહ્યું કે, "હે સ્ત્રી ! શ્રીમુખે કહ્યું છે કેઃ-

अनन्याश्चिन्तयंतो मां ये जनाः पर्युपासते। तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्॥

જે પુરુષો અનન્યભાવથી મારું ચિંતન કરતા થકા ઉપાસના કરે છે, તે નિત્ય આદરપૂર્વક મારું ચિંતન કરનારા પુરુષોનાં યોગક્ષેમને હું વહન કરું છું.

આવાં શ્રીમુખનાં વચનો છે, તે કદી પણ અસત્ય થવાનાં નથી, માટે મને એક વર્ષ પૂર્ણ શ્રદ્ધાથી પરમાત્માનું સેવન કરવા દે, તે સૌ રુડાં વાનાં કરશે." એમ અનેક પ્રકારે તે ધર્મજ્ઞ બ્રાહ્મણે પોતાની સ્ત્રીને સંતોષી વિદાય કીધી.

જોતજોતામાં બાર મહિના પૂરા થવા આવ્યા ને પરમાત્માએ કંઇ લક્ષ દીધું નહિ. તે તો પુરુષને સમ્પૂર્ણ કસે છે; મોળા સંશયાત્માનો તે સંગી નથી. બાર માસ પૂર્ણ થતાં તેની સ્ત્રી નિરાશ થઈ ગઇ. હવે બાર માસમાં એક જ દિવસ અવશેષ રહ્યો. ઘરમાં અન્નનો કણ નથી, ચારચાર ઉપવાસો દંપતીને થયા છે, બાળકોએ કકળાણ કરી મૂકયું છે, હવે કરવું શું ? પરમાત્માએ ઉત્તમ કસોટી કરવા માંડી હતી. ત્રણસેં ને ઓગણસાઠ દિવસો પૂરા થયા છે; આજે ત્રણસેં ને સાઠમો દિવસ છે, પણ પરમાત્માએ વહાર કરી નહિ. તે સુશીલ બ્રાહ્મણે સ્નાન સંધ્યાદિક વિધિથી પરવારીને વિચાર કરવા માંડ્યો કે, વર્ષ થયું. હુ પરમાત્માનું એક નિષ્ઠાથી ભજન કર્યા કરું છું, પરંતુ તે પરમાત્માએ મારા પ્રતિ દયાદૃષ્ટિ કીધી નહિ.

**નિરંજનની અશ્રદ્ધા**

પરમાત્માનુ વચન મિથ્યા તો જાય નહિ ! પણ જે વચનનો તેમને નામે બોધ કરવામાં આવે છે, તે વચન તેમનું હોય નહિ. કોઇ દંભીનું હશે ! એ કદાચ ક્ષેપક તો ન હોય ? એમ વિચારી, એ વચન ઉપર હડતાળ

ફેરવી, તે ધર્મનિષ્ઠ સુશીલ બ્રાહ્મણ, પુરુષાર્થ કરવાને અથવા તો કોઈ ધનાઢ્યની પાસે યાચના કરવાને ગૃહ ત્યાગી બહાર નીકળી પડ્યો.

પણ થોડેક દૂર ગયા પછી તેનું શ્રદ્ધાળુ હૃદય કંપવા લાગ્યું. તે મનમાં બોલ્યો; "મારી પ્રતિજ્ઞા ત્રણસેં ને સાઠ દિવસો પૂર્ણ કરવાની હતીઃ અને ત્રણસેં સાઠ દિવસો પૂર્ણ થયા છે ક્યાં? મેં મૂર્ખે ત્રણસેં ઓગણસાઠ દિવસો સુધી પરમાત્માનું સેવન કીધું અને એક દિવસને માટે ધીરજ ધરી નહિ! મેં શું કર્યું? ખરેખર, પરમાત્માનું વચન સત્ય જ છે, તે કોઈ કાળે અસત્ય હોય જ નહિ." આ પ્રમાણે વિચાર કરતો તે બ્રાહ્મણ ચિત્તભ્રમગ્રસ્ત જેવો, મૂઢ જેવો, વિકલ જેવો બનીને પડોશમાં આવેલા એક પર્વતની કંદરામાં જઈ લાંબો થઈને' સૂતો.

પરમાત્માએ તેનાં ધૈર્યની અને શ્રદ્ધાની પરમ કસોટી કીધી'હતી. એક સરખી શ્રદ્ધા રાખીને અનન્ય ભાવે પરમાત્માને સેવવો, તેને જાણવો અને જોવો એ કંઈ સાધારણ સંયમ નથી. પણ જેમ સુવર્ણ શુદ્ધ થયા વિના તેની પૂરેપૂરી કિંમત થતી નથી, તેમ જ ભક્ત જ્યાં સુધી એકનિષ્ઠ–જ્ઞાનવાન્ અનન્યભક્ત બનતો નથી, ત્યાં સુધી પરમાત્મા તેની વહાર કરતો નથી. શુદ્ધ હૃદયથી પરમાત્માનું જે સતત, સુખમાં કે દુઃખમાં, ધ્યાન કરે છે ને ક્ષણભર પણ તેનાથી વિમુખ થતો નથી, તે પુરુષનું જ પરમાત્મા પોતાનો નિત્યયુક્ત ભક્ત ગણીને કલ્યાણ કરે છે;* પછી ભલે તે જીવ સંસારની અનેક ખટપટોમાં પડેલો હોય, પણ જે નીતિમાન્ હોય, નિષ્કામપણે પરમાત્માને સેવતો હોય, શુદ્ધ હૃદયથી પોતાના સર્વ કાર્યોથી પરવારીને મનસા, વાચા, કર્મણા એના સ્વરૂપમાં જ લીન હોય–સાયુજ્યતાનો અધિકારી બનવા પ્રયત્નશીલ હોય, તે જ પરમાત્માનો પરમ ભક્ત છે.

× × × ×

હે પિતાજી! એ સંબંધે એક પુરાણોક્ત પરમતત્ત્વ બ્રાહ્મણની કથા છે, તે તમે સાંભળો!

### પરમાત્માનો પરમ ભક્ત

એક સમયે પરમાત્માના પરમ ભક્ત દેવર્ષિ નારદજી, વીણામાં પરમાત્માનું ગુણગાન કરતા કરતા વૈકુંઠલોકમાં જઈ પહોંચ્યા. શ્રીવિષ્ણુ ભગવાન્ અનેક મુક્ત જીવોની મધ્યે દિવ્યાસન ઉપર બિરાજમાન

* अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

હતા; સનક સનંદનાદિક ઋષિઓ તેમનાં વચનામૃતનું પાન કરવામાં એકતાર થઇ ગયા હતા; જયવિજય પાર્ષદો તેની આજ્ઞા ઉઠાવવાને તત્પર ઊભા હતા; પરમાત્મા અનેક ઋષિ–મુનિગણોથી અને ભક્તગણોથી આવૃત હતા. નારદજીના પધારવા સાથે જ સર્વે ઋષિ–મુનિગણોએ અને ભક્તગણોએ તેમનું આદરાતિથ્ય કીધું. વિષ્ણુ ભગવાને પણ તેમને પ્રેમથી ભેટીને કહ્યું; "હે નારદ ! તું કુશળ તો છે?" કેટલીક વાતચીત થતાં વિષ્ણુ ભગવાને કહ્યું; "હુ જે પરમાત્મા તેનું, આ જગતનો જે જીવ એક ક્ષણ પણ દરરોજ નિર્મળ અંતઃકરણથી ધ્યાન ધરે છે, તે મારો પરમ–અનન્ય–ભક્ત છે. એવા અનન્યભકતો આ લોકમાં વિરલ છે. તેમનાં દર્શનથી મને જે આનંદ થાય છે, તેનું વર્ણન કરવાને હું અશક્ત છું. એ ભક્તજનોના ઐશ્વર્યબળથી જ આ જગતની સર્વ વિભૂતિઓને પોષણ મળે છે. એવા ભકતો, તત્ત્વોનું તત્ત્વ, સારના સાર ને વેદના વેદ છે ! મારું અન્ય સ્વરૂપ જ છે !"

ભગવાનને નારદ મુનિએ કહ્યું; "હે નિરંજન નિરાકાર પરમ પુરુષોત્તમ પરમાત્મા ! આપના એવા ભક્તનું દર્શન કરવાને હું ઉત્સુક છું. આપ મારી ઇચ્છાને પૂર્ણ કરવા સમર્થ છો !"

**પરમતત્ત્વ બ્રાહ્મણની કથા**

વિષ્ણુ ભગવાને કહ્યું; "હે નારદ! અચળાપુરીમાં વસતા 'પરમ તત્ત્વ' નામના બ્રાહ્મણને ઘેર તું જા; ત્યાં તને મારા પરમ ભક્તનું દર્શન થશે." પરમાત્માને પ્રણામ કરી, મનોવેગી નારદજી ક્ષણમાત્રમાં પરમતત્ત્વ બ્રાહ્મણને ઘેર આવીને ઊભા રહ્યા.

**દિવસમાં બે વખત ભગવાનનું એક નિષ્ઠાથી ધ્યાન**

આ બ્રાહ્મણ પ્રભાતમાં ઊઠતાં જ એક નિષ્ઠાથી શુદ્ધ મને પરમાત્માનું અકામનાથી ધ્યાન ધરતો અને પછી પોતાના સંસારના ખટલાને સંભાળતો હતો અને રાત્રિના સૂતી વખતે એવાં જ પવિત્ર મને એકનિષ્ઠાથી પરમાત્માની પ્રાર્થના કરીને સૂઇ જતો હતો: આખા દિવસમાં તે ત્રીજી વખત પરમાત્માને સંભારતો પણ નહિ. તેને જોઇને, નારદજીએ વિચાર્યું; 'અહો ! પરમાત્માનો પરમ ભક્ત તે આજ કે ! ભગવાન્ પણ ભલા કે, આને પરમ ભક્ત કહે છે ! હું ધારું છું કે, વિષ્ણુ ભગવાને મારી મશ્કરી કીધી છે.' આમ વિચારતા નારદજી પાછા વિષ્ણુલોકમાં પધાર્યા; અને પોતાના મનના ઉદ્ગારો પરમેશ્વર સમક્ષ કાઢીને બોલ્યા; "હે મહારાજ ! આવા

પરમ ભગવદ્ભક્તોથી તો આખું જગત્ જ ભરેલું છે? મને કોઇ સ્થળ ખાલી જ દેખાતું નથી. ખરેખર, મહારાજ! તમને ઠઠ્ઠાળી કરવાની ટેવ છે, તેથી તમે મારી ઠઠ્ઠાળી જ કરી છે અને આ ગોપગોપીજનોની સમક્ષ મને હાસ્યને પાત્ર કર્યો છે!"

હે પિતાજી! વિષ્ણુધામમાં જે ગોપ અને ગોપી રહે છે, તેનું સ્વરૂપ નિરાળું જ છે. ત્રણ લોકોના પ્રાણીમાત્રનું, નરકના અને મૃત્યુના ભયથી સારી રીતે રક્ષણ કરનાર શ્રુતિ તે ગોપી અને ઇંદ્રિયોને વ્યવહારમાર્ગમાંથી પાછી વાળીને અંતર્મુખી કરનાર જે શુદ્ધાત્મા તે ગોવાળ. એવા ગોપગોવાળાથી વેષ્ટિત પરમાત્મા, નારદજીના હૃદયનું હાર્દ સમજી ગયા અને તેમણે સ્વતઃ વિચાર્યું કે. 'નારદજી, હજી અનન્ય-ભક્તના સ્વરૂપને ઓળખવા અસમર્થ છે.' પછી નારદજીને કહ્યું; "હે નારદજી! તમારી વીણાના અગ્ર ભાગપર આ એક જ રાઇનો દાણો મૂકીને, આ વૈકુંઠ લોકની પ્રદક્ષિણા કરીને પાછા આવો. પણ જો જો; આ દાણો પડે નહિ!" નારદજીએ મનમાં વિચાર કર્યો કે, વળી ભગવાને મશ્કરી આરંભી! પણ હશે, જોઇએ વળી એમાં કૌતુક શું છે?

**રાઇનો દાણો અને નારદજી**

પછી નારદજી વીણાના અગ્ર ભાગ ઉપર રાઇનો દાણો મૂકીને વૈકુંઠપુરીની પ્રદક્ષિણા કરવાને નીકળ્યા. રાઇનો દાણો નારદજીના ચાલવાથી ગડબડવા લાગ્યોઃ આમ હાલે ને તેમ હાલે, હમણાં પડશે ને ગબડી જશે, એવી નારદજીને સજ્જડ ચિંતા થવા લાગી. એથી રાઈના દાણા પ્રતિ જ દૃષ્ટિ રાખીને, એવી સંભાળથી ચાલતા હતા કે, છેક રાત્રિ પડી, ત્યાંસુધી તે વૈકુંઠની પ્રદક્ષિણા પૂરી કરી રહ્યા નહિ.

મોડી રાત્રિના નારદજી પ્રદક્ષિણા કરીને, વિષ્ણુ ભગવાનની પાસે આવ્યા ને બોલ્યા કે, "લ્યો મહારાજ! તમારો આ દાણો! એણે કષ્ટ આપવામાં કંઈ પણ અવશેષ રાખ્યું નથી. છે તો ઝીણો સરખો પણ મોટામાં મોટી ઉપાધિથી પણ વિશેષ કષ્ટદાયી છે."

શ્રીવિષ્ણુ ભગવાને કહ્યું; "નારદજી! બેસો અને કહો, તમે આખા વૈકુંઠની પ્રદક્ષિણા કીધી, તેમાં મારું કેટલીવાર સ્મરણ કીધું હતું?"

નારદજીએ કહ્યું: "મહારાજ! સ્મરણ શાનું કરે? મારું ચિત્ત-આત્મા સર્વે જ આ દાણામાં પરોવાઇ ગયાં હતાં, તે વખતે હું તમારું સ્મરણ કરવા બેસું તો આ દાણો સટક દેતો કે સટકી જાય તેનું શું કરવું? તેમ દાણો ગબડી પડે તો તમારી આજ્ઞાનો ભંગ થાય, તેની પણ મને થોડી ચિંતા લાગી નહતી! એમાં તમારું સ્મરણ અને ધ્યાન કરવા ક્યાં બેસું?"

શ્રીવિષ્ણુ ભગવાને કહ્યું; "હે નારદજી ! જે પરમતત્ત્વ બ્રાહ્મણને તમે જોયો, તે તમારા કરતાં પરમ શ્રેષ્ઠ ભક્તજન છે, એવો હવે તમને નિશ્ચય થાય છે કે નહિ ? એક ગોળ નજીવા દાણાની સંભાળ રાખવા માટે, આખા દિવસમાં તમે મારું ક્ષણભર પણ ધ્યાન ધરી શકયા નથી, રે તમને સ્મરણે થયું નહિ, તો આ સંસારી જીવ, જે અનેક ખટરાગોમાં રોકાઇ ગયેલો છે, જે મોટા કુટુંબનું પોષણ કરવાની દુગ્ધામાં ડૂબી ગયો છે, સંસારની અનેક ઉપાધિઓ જેને નિત્ય પીડે છે, તેટલું છતાં જે નિત્ય બેવાર, નિર્મળ હૃદયે, એક નિષ્ઠાથી, અકામ: પણાથી મારું ધ્યાન ધરે છે-કદીપણ પોતાના નિત્ય નિયમમાં ચૂકતો નથી, તે તમારા કરતાં વિશેષ શ્રેષ્ઠ નથી ? તમે તો નિરંજન નિર્વિકારી છો, સંસારથી અને માયાથી મુક્ત છો, એથી સર્વકાળ મારા ધ્યાનમાં નિમગ્ન રહો, એમાં કાંઇ આશ્ચર્ય નથી; પણ જે જીવો, સંસારની ઉપાધિને પૂરી કરી, નીતિએ વર્તી પવિત્ર ને નિર્મળ ચિત્તે એકનિષ્ઠાથી નિત્ય મને બેવાર ભજે છે, તેમના ઉપર હું સદાય પ્રસન્ન રહું છું. તે જ મારા અનન્ય ભકતો છે."

**સ્વલ્પ નિયમની મહત્તા**

શ્રીવિષ્ણુ ભગવાનનાં આ વચન સાંભળી, નારદજીને નિશ્ચય થયો કે, "જે સંસારના ખટરાગોમાં રોકાયો છતાં પણ, અવિકારીપણે નિષ્કામ મને, પરમાત્માનું નિત્ય ધ્યાન ધરે છે, તે ભગવાનનાં પરમ પદનો અધિકારી છે."

બાલકુંવરે પોતાના પિતા જનકને આ કથા સંભળાવીને કહ્યું; હે મહારાજ ! પરમાત્મા તો ક્ષણભરના પણ ભક્તના અડગ નિશ્ચયપર પ્રસન્ન રહેનારા છે અને તેનો નિર્વાહ તે પોતે જ કરે છે.

× × × ×

જ્યારે ધર્માત્મા નિરંજન બ્રાહ્મણ ગુફામાં જઈને સૂતો, ત્યારે પરમેશ્વર ભક્તજનોને સાથે લઇને, વાણિયાનું સ્વરૂપ ધારણ કરી કેટલાએક ગાડાઓમાં દ્રવ્ય ભરાવી તેને ઘેર ગયા: અને શેરીના લોકોને જગાડીને પૂછયું: નિરંજન બ્રાહ્મણનું ઘર કયાં છે ? તુરત જ તે બ્રાહ્મણની સ્ત્રી બારીએ દોડતી દોડતી આવીને ઊભી રહી અને પ્રશ્ન કીધો કે, 'કોને પૂછો છો ? નિરંજનનું શું કામ છે ?' પરમાત્માએ કહ્યું; 'હે સુશીલવતિ ? તમારા સ્વામી, અમારા શેઠ નિરંજનનાથે, આ દ્રવ્ય મોકલ્યું છે, તે દ્વાર ઊઘાડીને લ્યો.' દ્રવ્યના નામની ચમત્કૃતિ જૂદી જ છે. તેના ગુણનું વર્ણન કરવાની શેષમાં કે સરસ્વતીમાં

પણ શક્તિ નથી. દ્રવ્યના નામથી જ મૃતપ્રાય જીવને નવું ચૈતન્ય આવી જાય છે, તો ચૈતન્યવાળા જીવની સ્થિતિનું વર્ણન કેમ થઇ શકે ? વિપ્રપત્નીએ છોકરાઓને ઊઠાડીને દોડાદોડ કરી મૂકી, મોહોલ્લાના લોકો પણ જાગૃત થઈ ગયા. સૌ નિરંજનના ઘરમાં દ્રવ્ય મૂકાવવાની ત્રેવડ કરવા લાગ્યાં, સહસ્ર મહોરોથી ભરેલી સહસ્ર કોથળીઓ પરમાત્માએ પોતાના સેવકો પાસે ગોઠવાવી દીધી. પછી બ્રાહ્મણપત્નીએ પૂછ્યું; 'શેઠજી! આપનું નામ શું ? તમે ક્યાંથી આવ્યા ?' પરમાત્માએ કહ્યું; 'મારું નામ 'યોગક્ષેમ નિર્વાહદાસ' છે અને હું આપના સ્વામિનાથે મોકલાવેલું દ્રવ્ય લઇને તેમની પાસેથી સીધો જ ચાલ્યો આવું છું.'

આટલા સમયમાં નાનકડા ગામમાં હો હો થઇ રહી; નિરંજનના સગાંઓ પણ તેને આવો ધનાઢ્ય થયો જાણીને સફાળા ઊઠી દોડી આવ્યા; અને પરમાત્માને પૂછવા લાગ્યા કે; 'નિરંજનભાઇ ક્યાં છે ? આજ સવારના કંઇ જોવામાં આવ્યા નથી; કાલ સવારે તો ઘરમાં હતા !' યોગક્ષેમ નિર્વાહદાસરૂપી પરમાત્માએ કહ્યું; 'આ ગામની ઉત્તર દિશાએ આવેલી ગિરિકંદરામાં તેઓ પોઢેલા છે;-ઘણા થાકી ગયેલા હોવાથી આવી શક્યા નથી, પણ પ્રભાત પહેલાં આવશે !' જ્યારે યોગક્ષેમ નિર્વાહદાસ પરમાત્મા, લોકોની સાથે વાત કરતા હતા, તે વખતે લોકો તેમની દિવ્ય કાંતિ જોઇને છક થઈ ગયા; પણ તેમના હોઠ કાપાવાળા અને પીળા જોઈને વધારે આશ્ચર્ય પામતા હતા. થોડી વારમાં પરમાત્મા ત્યાંથી વિદાય થઇ ગયા.

પછી માંહોમાંહે વાત કરી, નિરંજનનાં સગાંઓ તેને ગિરિકંદરામાં શોધવાને મશાલો સળગાવીને નીકળી પડ્યાં.

હે પિતાજી ! શું કહું ? આ લોકમાં લક્ષ્મીનો મહિમા બહુ મોટો છે-એવો તેમના નાથનોએ નથી. પંડિતો, મહાજનો અને મહાત્માઓ કહે છે કે, લક્ષ્મીના મોહ પાશમાં જે બંધાય છે, તેને ઉત્તમ ગતિ નથી; એટલું છતાં લક્ષ્મીના સેવકોમે લક્ષ્મીની ઉપાસના વિના અન્ય ઉપર શ્રદ્ધા ચોંટતી જ નથી. મહાત્માઓ કહે છે કે, લક્ષ્મી નહિ હોય તો પણ દુઃખ, આવે તોએ દુઃખ અને જાય તોએ દુઃખ, છતાં લક્ષ્મીની તૃષ્ણા પ્રાણીમાત્રમાં એટલી તો ઉત્કટ છે કે, નાનાં બાળકને પણ લક્ષ્મીનો ઝગઝગાટ જોઇ મોહ ઉત્પન્ન થાય છે. લક્ષ્મીના ભક્તોને અનેક અનર્થો પ્રાપ્ત થાય છે; તેમને રાજાઓએ

(લક્ષ્મીના નાથ કરતાં લક્ષ્મીનો વિશેષ પ્રભાવ !)

કંડેલા છે, બંધુઓએ મારી નાંખેલા છે, પુત્રોએ ત્યજી દીધા છે, તેમનું ધન ચોરો ચોરી ગયા છે, છતાં લક્ષ્મીનું પ્રાબલ્ય એટલું મહાન્ છે કે, તેના પાશમાંથી છૂટવાની કોઇને ક્ષણ માત્ર પણ કામના થતી નથી. નિશ્ચય આ લોકમાં તો લક્ષ્મી મૂર્ખને ડાહ્યા બનાવી દે છે, અને લક્ષ્મી વિનાનો પંડિત પણ મૂર્ખમાં ગણાય છે. વસુ વિનાના નર પશુ. લક્ષ્મી ઘેર પધારી કે મિત્ર, સ્નેહી, સગાં, વહાલાં, પત્ની, પુત્ર, નોકર, ચાકર સર્વે ખમાં ખમાં કરતાં, ભાઈ ભાઇ કહેતાં ને જીજી કરતાં, જેમ એક શબ ઉપર અનેક ગીધડાઓ વીંટળાઈ વળે છે, તેમ લક્ષ્મીવાનની આસપાસ વીંટળાઇ વળે છે. પણ પિતાજી જનક! લક્ષ્મી ચંચળ છે; તે કોઇની ઝાલી ઝલાતી નથી, રાખી રખાતી નથી, સાચવી સચવાતી નથી. તેની ચંચળતા એવી તીવ્ર છે કે, તે કેવે પ્રકારે જઈ શકે છે અને કેવી રીતે આવે છે, તે કોઈ પણ જાણી શકતું નથી. એવું છતાં તેને પકડવાને, રાખવાને તથા સંભાળવાને માયાવશ જીવડાઓ અથાગ પરિશ્રમ કરે છે.

નિરંજન બ્રાહ્મણ તેનો તે જ હતો. લક્ષ્મી આવ્યા પૂર્વે તેને એક માથું ને બે પગો હતા અને લક્ષ્મી આવ્યા પછી તેને બે માથાં ને ચાર પગો થયા નહોતા; તથાપિ તેનાં સગાંવહાલાંઓ જેઓ તેના દુઃખમાં એક દહાડો પણ સહાય થયાં નથી, જન્મ્યો છે કે ભૂખ્યો છે તે જેમણે પૂછ્યું નથી, મુવો છે કે જીવતો છે તે જાણવાની જેમણે દરકાર પણ કરી નથી, તે સર્વ આજે નિરંજનભાઇ! નિરંજનભાઈ! કરતાં, બે ચાર કોશ દૂર આવેલી પર્વતની કંદરાઓમાં, મહાઝમ રાતે માર માર પડતા વરસાદમાં, પડતાં આખડતાં, તેને શોધવાને નીકળી પડ્યાં છે.

હે દેવી લક્ષ્મી! તારાં સૌભાગ્યને, તારાં સૌન્દર્યને, તારાં ચાપલ્યને,
દુર્જનોને આલિંગન કરવાની તારી મૂર્ખતાને,
લક્ષ્મીની વિલક્ષણતા પણ્ડિતોને દીન હીન રાખનારા તારા પ્રભાવને,
નમસ્કાર છે! સુવ્યવસાયી, શૂરવીર, ક્લેશને સહન કરનાર, ધીરવીર પુરુષોથી તું દૂર નાસે છે: રત્નાકર તારો પિતા છે, કોમળ કમળમાં તારો નિવાસ છે, અમૃતવર્ષી ચન્દ્ર તારો બંધુ છે અને જગતના જીવન-પ્રાણ-પરમ પ્રભુ વિષ્ણુભગવાન્ તારા પતિ છે, તે છતાં તારી વક્રતાને તારા નાથના દાસોએ દૂરથી જ પ્રણામ કરવામાં જ કલ્યાણ ધાર્યું છે.* તારી ઉપાસનાથી સજ્જન પણ દુર્જન ગણાય

* रत्नाकरस्तव पिता कमले निवासो भ्राता सुधामयतनुः पतिरादिदेवः ।
केनापरेण कमले बत शिक्षितानि वाक्शृङ्गकुटिलानि विचेष्टितानि ॥

છે: પણ્ડિત પણ મૂર્ખ મનાય છે; એક જ સ્થાનમાં ઉત્પન્ન થયેલા સહોદર, સહોદરની પ્રાણહાનિ કરે છે; હિંસકોની સાથે તને રમાડે છે; કૃપણ જીવડાઓના ઘરમાં તું નિત્ય નૃત્ય કરે છે. રે! તારા પ્રતાપથી વિવેકી પણ વિવેક વીસરી જઇને અવિવેકી બને છે. હે લક્ષ્મી! તારી લીલા વિચક્ષણતાથી જ ભરી છે!

નિરંજનની શોધાશોધ ચાલી રહી છે. ધોધમાર પડતા વરસાદમાં પણ અથડાતા કૂટાતા લક્ષ્મીના સેવકો તેની શોધમાં, પર્વતો પર ચડે છે; 'સંભાળજો, મશાલ બુઝાઇ નહિ જાય, પડ્યા તો સો વર્ષો પૂરાં થઈ જશે,' એમ શોરબકોર કરી મૂકયો છે. તે વખતે નિરંજન–આત્મનિષ્ઠ નિરંજન–પરમભક્ત નિરંજન, એકાંત ગુફામાં પરમાત્માના સ્વરૂપને હૃદયમાં ધારણ કરી ઘસઘસાટ નિદ્રા લે છે.

પાંચ પચાસ માણસો પર્વતપર ચડી ગયાં. તેઓ નિરંજનભાઇ! નિરંજનભાઇની બૂમો પાડવા લાગ્યાં. નિરંજન જેવો નિરંજન જાગીને વિચાર કરવા લાગ્યો કે, 'વળી આ કષ્ટ પાછું અહીં કયાંથી આવ્યું! સવારથી ઘરમાંથી નીકળી ગયો છું, તેથી ચિન્તાતુર સ્ત્રીએ માણસોને શોધવા મોકલ્યાં હશે! પણ ઘેર જઇશ તો સ્ત્રી જંપવા દેવાની નથી. તે કહેશે કે, ખાલી હાથે પાછા શું મોં લઇને આવ્યા? આમ વિચારી, પરમાત્માનું ધ્યાન ધરતો નિરંજન સળવ્યા વસળ્યા વગર સૂઇ રહ્યો. શોધનારા પુરુષોએ એકએક પછી એક એમ ગુફાઓ જોવા માંડી.

જોતાં જોતાં નિરંજનવાળી ગુફામાં તેઓ દાખલ થયા. નિરંજન ઓઢી પોઢીને સૂતો હતો, તેની પાસે જઇને કેટલાકે બૂમ પાડી કે; "ભાઇ નિરંજન! અહીં કેમ સૂતા છો? પેલા શેઠને ઘેર મોકલી તમે અહીં સૂઈ રહ્યા, તે સારું કીધું નહિ. તમે નહિ આવ્યા તેથી ભાભીએ તો રડારોળ કરી મૂકી છે. ઊઠો, કંઇ જનજનાવર આવી પડશે તો ન લેવાના દેવા થશે. ચાલો, અમે ગાડી લઇને તમને તેડવા આવ્યા છીએ." એટલે બીજાએ કહ્યું; "નિરંજનભાઈ! તમેય બહુ જ ધીરજવાળા હો. આટલા બધા પૈસા, અજાણ્યા માણસ સાથે મોકલતાં તમારી જબરી હિમ્મત ચાલી. એ શેઠીયો પોતાને ઘેર ગાડીઓ વાળી ગયો હોત તો તમે શું કરત? ઊઠો ભાઈ! ઘેર ચાલો ને તમારું તપાસી લ્યો. આ કાળમાં સગા બાપનો પણ વિશ્વાસ ન કરાય!" ત્રીજો બોલ્યો; "નિરંજનભાઇ! તમે ગુણવાન, વિદ્વાન્! જગતના લોકોના હૃદયને જાણનારા છતાં, આવી ભૂલ કેમ કીધી?" આમ અનેક પ્રકારે લોકો બોલવા લાગ્યા.

એકે કહ્યું; "નિરંજનભાઇ! આટલા બધા તમારી પાસે પૈસા છતાં, તમે દુઃખ શા માટે ભોગવતા હતા? હવે આ ઝૂંપડી બુપડી કાઢી નાંખો ને એક સારું જેવું મંદિર બંધાવો; તેમાં તમારા પ્રભુને પધરાવી, જરાક સારી રીતે ન્યાતમાં ઉજળાપણું બતાવો!" નિરંજનની ન્યાતનો એક બ્રાહ્મણ, જે આડે દહાડે નિરંજનની સામા દૃષ્ટિ પણ કરતો નહિ, પંડિતોની સભા ભરાય ત્યાં તેને નિમંત્રણ પણ કરતો નહિ, તે આજે બોલવા લાગ્યો; "અમારી ન્યાતનું નિરંજનભાઇ ભૂષણ છે! એમની વિદ્યામાં પણ મણા નથી; ભલા પણ્ડિતનો પણ પરાજય કરે તેવા છે. એમનું ઘર પરાપૂર્વથી ગુણી અને કુલીન ગણાય છે; એમના છોકરાને કન્યા મળતાં કંઈ વિલંબ લાગે છે કે? હું તો કેટલા દહાડા થયા નિરંજનભાઇના પુત્રને મારી કન્યા આપવા માટે પ્રાર્થના કર્યાં કરું છું; પણ અમારા જેવા ગરીબ માણસની કન્યાને એ મોટા ઘરના તે કેમ લે?"

આવા આવા અનેક ગપાટા સપાટા, આશ્ચર્યચકિત થતો, નિરંજન સાંભળ્યા કરતો હતો. તે સૂતો જ રહ્યો. ત્યારે એકે તેણે ઓઢેલું પોતિયું તાણી લીધું. પછી તે બેઠો થયો. પણ પ્રશ્ન કરવાની તેને ઇચ્છા જ થઇ નહિ. તે મનમાં સમજી ગયો કે, 'અહો! પરમાત્માની મારા જેવા કૃતઘ્ન ઉપર કેવી અનહદ કૃપા! મેં મૂર્ખાએ જ પરમાત્માના વચન ઉપર જરા જેટલો સંશય રાખ્યો! રે અધમ જીવ! તારાં તે શાં એવાં સત્કર્મો છે કે, જેના યોગે તે મહાત્મા પ્રભુ તારા ઉપર કૃપા કરે?'

પછી એક પણ શબ્દ બોલ્યા વગર, સંત મહાત્મા નિરંજન, શોધવા આવેલા લોકોની સાથે ઘેર આવ્યો. તેને જોઇને તુરત તેની સ્ત્રી બોલી; "આ અમને સર્વને એકલાં મૂકીને તમે ક્યાં ચાલ્યા ગયા હતા? મારા જીવમાં તો એવી ફાળ પડી હતી કે, તમે કોણ જાણે ક્યારે આવશો! તે શેઠજી સાથે પૈસા મોકલ્યા, તે તમારે જ લઇને આવવું હતું કેની?"

આટલું છતાં નિરંજન તો મૌન ધારણ કરી રહ્યો. તે એટલું જ બોલ્યો કે, 'એ બધી વાતનું સ્પષ્ટીકરણ પછી થઈ રહેશે; હમણાં તો આ ભાઇઓને ઘેર જવા દે, તેમને ઘણો શ્રમ પડ્યો છે' ગામના લોકો થોડીવાર પછી વિદાય થઇ ગયા.

પછી નિરંજને પોતાની સ્ત્રીને પૂછ્યું; "જે શેઠ દ્રવ્ય લઇને આવ્યા હતા, તેની કાંતિ કેવી હતી?"

સ્ત્રી બોલી. "હે નાથ! તેનું સ્વરૂપ તો કોઇ મોટા શ્રીમાન શેઠના જેવું હતું. તેના મુખનો લખલખાટ જોયો જોઈ શકાય નહિ તેવો

હતો, તેનો વર્ણ શ્યામ હતો–ઘઉંવર્ણાથી ઉતરતો–આ જેવાં વાદળાં છે કેની તેવો હતો, પણ તેના હોઠ બધા પીળા પીળા હતા. વળી તે શેઠની સાથે પાંચ પંદર તો મહેતા મુત્સદ્દી પણ હતા.”

પછી નિરંજન પોતાને માથે હાથ મૂકી બોલ્યો; “રે ! રે ! મેં મૂર્ખે શ્રીમુખનાં વચનપર હડતાળ મારી, તે હડતાળવાળું શ્રીમુખનું સાક્ષાત્ દર્શન કરાવવા માટે જ તેઓ અહીં પધાર્યા હતા ! રે પાપી જીવ ! તેથી જ તેનાં દર્શનનો લાભ લેવા તું ભાગ્યશાળી થયો નહિ ! જે પરમાત્માના વચન ઉપર દૃઢ નિશ્ચય રાખતો નથી, એવા જીવને તે પરમાત્મા શાનાં દર્શન દે ? જે જીવ પરમાત્માનાં વચનપર અનન્ય શ્રદ્ધા રાખે છે, તે જીવનું યોગક્ષેમ તે જ પરમાત્મા નિભાવે છે, એ શ્રીમુખનું વચન સત્ય જ છે.”

× × × ×

બાળકુંવરે રાજા જનકને, પૂર્વ કથાનું અનુસંધાન કરતાં કહ્યું; “હે રાજન્ ! નિરંજન જેવો વિચાર કરતો હતો, તેવો જ વિચાર શશિશેખરને પણ આવ્યો હતો. બાર માસો પૂર્ણ થયા. ઇશ્વરે સહાય કીધી નહિ.

**શશિશેખરની કથા**

એટલે તેની સ્ત્રી કોઇ પણ પ્રકારનો ઉદ્યોગ કરવાનો બોધ કરવા લાગી. શશિશેખરે કહ્યું, હે સ્ત્રી ! ધંધોધાપો કરવાને પૈસા જોઇએ, તે કયાંથી લાવું ? આપણા ઘરમાં તો ભૂત ભૂસકા મારે છે અને હનુમાનજી હડીયું કાઢે છે. પૈસા વગર ઉદ્યોગ પણ કેમ થઇ શકે ?”

સ્ત્રીએ કહ્યું; “આપણા પડોશના નગરમાં એક વૈશ્યવણિક્ રહે છે, તે સર્વને જોઇતાં નાણાં આપે છે; ત્યાંથી લઇ આવો ?”

શશિશેખરે કહ્યું; “હે સ્ત્રી ! તે વાણિયો સજ્જન છે, તેમ જ શઠ પણ છે. તે વાણિયાની પ્રતિજ્ઞા છે કે, કોઇ પણ મનુષ્યને એકથી એક હજાર રૂપિયા એવી શરતે આપવા કે, તે બીજે જન્મે બમણા આપે. હે સ્ત્રી ! એ સાધ્વી ! જન્મ જન્માંતરના કોઇ અસત્કર્મને યોગે, આજે આપણે દુઃખમાં દહાડા ગાળીએ છીએ તો નવું કર્મ કયાં બંધાવે છે ? પૂર્વનાં જે ઋણો છે, તે આ જન્મે મહાકષ્ટે આપવાને આપણે શક્તિમાન્ નથી, ત્યારે આ નવું ઋણ કરવાની તને કેમ કુમતિ થાય છે ? આ નવું ઋણ કરવાને મને ઇચ્છા થતી નથી. આ જન્મમાં લીધેલું દ્રવ્ય આપવું પણ જ્યારે કષ્ટદાયી થઇ પડે છે, ત્યારે બીજા જન્મમાં તે આપવું કેટલું કષ્ટદાયી થશે, તેનો તું વિચાર કર

અને તારો આગ્રહ છોડી દે. ઈશ્વર પ્રાણીમાત્રને ભૂખ્યા ઉઠાડે છે, પણ ભૂખ્યા સુવડાવતો નથી. જેણે જન્મ્યા પૂર્વે માતાના સ્તનમાં દૂધ મૂકીને અજ્ઞાત બાળકનું રક્ષણ કરવાને ઘટના ઘડી છે, તે પરમાત્મા આપણો નિર્વાહ કરશે: પણ વાણિયાની આવી કઠણ શરતના રૂપિયા લઈને, ઉદ્યોગ કરવાનો મારો વિચાર થતો નથી–તે હઠ તું ત્યજી દે !"

શશિશેખરની સ્ત્રી અજ્ઞાન હતી, તેને ધર્મકર્મનો કોઈ જાતનો પાસ લાગ્યો ન હતો. તે ઇશ્વરના અગાધ મહિમાને સમજી શકતી ન હતી, જન્મના અને કર્મના ભેદને સમજવાને અશક્ત હતી–ને કેવળ માયામયી મૂર્તિ હતી. એવી સ્ત્રીને પૂર્વ જન્મના અને ઉત્તર જન્મના ઋણાનુબંધ અને ઇશ્વરના મહિમાનો વિચાર જ ક્યાંથી હોય ? તે બોલી;–"હે સ્વામિનાથ ! આ તમારા જન્મ જન્માંતરના કુથલાઓ હવે તો બાજુએ મૂકો તો સારું ! આપવું અને લેવું, એ થવાનું હશે તે થશે. કોણ જોવા ગયું છે કે મુવા પછી શું થાય છે ? આ ભવમાં જ દુઃખે પાપે જીવન ગાળવું અને બીજા જન્મનાં દુઃખને રડવું, એ શું ડાહ્યા માણસોનું લક્ષણ છે ? આજના દુઃખને જે ટાળતો નથી અને કાલના દુઃખને જે રડે છે, તે પંડિત છતાં પણ મૂર્ખ જેવો છે. હે સ્વામિનાથ ! લોકમાં કહેતી છે કે 'આ ભવ મીઠા તો પરભવ કોણે દીઠા ? આ ભવમાં દુઃખ તો પરભવમાં શાનું સુખ ?' આ તમારા શાસ્ત્ર-ની જ વાતો કરોની ! પૈસો હશે તો અનેક પુણ્યકર્મો કરીને તે વાણિ-યાનાં દેવાને બીજે જન્મે અદા કરી દઈશું ! દ્રવ્ય નહિ લેશો, તોપણ પેટમાં તો ઓરવાનું જોઈશે કેની, ને કોઇનું દેવું કરવું પડશે કે નહિ ? એટલે આપણે તો હતાં તેવાં ને તેવાં જ ! વાણિયાનું દેવું નહિ થશે તો બીજાનું દેવું થશે ! માટે મારું કહ્યું માની, વાણિયાની પાસે એકના બમણા રૂપિયા દેવા લખી આપીને, દ્રવ્ય લઈ આવો; તેમાંથી સૌ સારાં વાનાં થશે." પોતાની સ્ત્રીનાં રોજનાં આવાં મહેણાં ટૂણાં ને દાખલા દલીલોથી શશિશેખરનું મન ધીમે ધીમે ઢીલું થવા માંડ્યું.

એક દિવસ તે પ્રભાતમાં પડોશના નગરમાં ગયો ને વાણિયાને ઘેર જઇ સો રૂપિયા વ્યાજુની માંગણી કરી. વાણિયાએ બ્રાહ્મણને ઉત્તમ આસનપર બેસાડીને કહ્યું; "મહારાજ ! તમે એકથી હજાર સુધી ભલે લઇ જાવ, પણ હું વ્યાજુકાં નાણાં આપવા લેવાનો વ્યવહાર કરતો નથી; હું તો ઉછીનાં નાણાં આપું છું, પણ તેમ કરતાં તમારે મારી શરત પ્રમાણે ચાલવું પડશે. તમારે આ જન્મમાં મને એક પણ પૈ

આપવાની નથી, પણ બીજે જન્મે બમણા રૂપિયા આપવાનો એક લેખ લખી આપવો જોઇશે. એ શરતે એકથી હજાર સુધી જોઇએ તેટલાં નાણાં લો."

શશિશેખરે તે વણિકને બહુ બહુ રીતે સમજાવ્યો, વધુ વ્યાજ આપવાની લાલચ બતાવી, ઘણા કાલાવાલા કીધા, પણ વાણિયાભાઇ-કર્મનો કીડો–સ્વર્ગસુખનો–નાશવંત સુખનો લાલચુ, એકનો બે થયો નહિ. તે પોતાના નિશ્ચયમાંથી જરા પણ ડગ્યો નહિ. પછી તે વાણિયાની ઈચ્છાનુસાર લેખ લખી આપીને, શશિશેખરે સો રૂપિયા લીધા. અથાગ ચિંતામાં ડૂબેલો શશિશેખર, ધીમે ધીમે પોતાના ગામ તરફ ચાલ્યો. તે પોતાના મનમાં ઘણો જ ચિંતાતુર થઇને બોલવા લાગ્યો કે, "પ્રભુ કરે તે ખરું, તેની ઇચ્છાને આધીન થયા વિના આ ક્ષુલ્લક પ્રાણીઓનો છૂટકો જ નથી."

શશિશેખરના ગામ અને પુર નગરની વચ્ચે એક નદી હતી, ત્યાં તે આવી પહોંચ્યો. તે સમયે સંધ્યાનો સમય થયો હતો. સાયંસંધ્યાનો પણ એ જ સમય હતો. તેણે પોતાની પાસેના સો રૂપિયાના પોટલાને નદીના ભાઠાની રેતીમાં ડાટયું ને અભિજ્ઞાન માટે, તેના ઉપર વાલુકાનું શિવલિંગ કીધું. પછી તે નદીમાં સ્નાન કરવા ગયો. એવામાં એક કૌતુક બન્યું.

**પહેલું કૌતુક**

પડોશના ગામની ગાયો અને ભેંસોનું ગોવારું, નદીમાં પાણી પીવા આવ્યું. ઢોરોનો સ્વભાવ છે કે, પાણી પીધા પૂર્વે પોદળા કરે છે, તેમ સર્વે ઢોરોએ પોદળા કર્યા ને તેમાં જે સ્થળે શશિશેખરે રૂપિયા ડાટ્યા હતા, તેનાપર પણ પોદળો પડ્યો ને અભિજ્ઞાન તરીકે કરેલું શિવલિંગ દબાઇ ગયું. થઇ રહ્યું અનિચ્છાથી એકના બમણા બીજે જન્મે આપવાની શરતે, મહાક્લેશથી આણેલા રૂપિયા પોદળા નીચે ડટાઇ ગયા. નદીમાંથી સ્નાન કરી બહાર આવીને શશિશેખર જુવે છે તો અનેક પોદળા પડેલા છે, તેથી રૂપિયા ડાટેલાનું ચિહ્ન ભુસાઇ ગયું છે. શિવલિંગની શોધને માટે તેણે બહુએ ફાંફાં માર્યાં, પરંતુ તેનો ક્યાંય પણ પત્તો લાગ્યો નહિ.

પછી તે મનમાં વિચાર કરવા લાગ્યો કે, "જો હું ખાલી હાથે ઘેર જઇશ, તો સ્ત્રી કઠણ વચન કહેશે, ને આપણે તો હતા તેવા ને તેવા જ ગણાઇશું. આવતા જન્મમાં સો રૂપિયા આપવાનું દેવું કીધું, તો ભલે બસો રૂપિયાનું દેવું થાય. ચાલ જીવ ! બીજા સો રૂપિયા વાણિયાની પાસેથી લઇ આવું. આવો વિચાર કરીને તે પાછો વાણિ-

ચાને ઘેર ગયો; અને પોતાનું ઈત્થંભૂત વૃત્તાંત કહી બતાવ્યું. વાણિયાએ કહ્યું; મહારાજ ! એમાં શી ચિંતા છે ! બીજા સો રૂપિયા લઈ જાવ." પૂર્વની શરત પ્રમાણે શશિશેખરે બીજા સો રૂપિયા લીધા."

હવે રાત્રિ થઇ ગઇ હતી; શશિશેખરનું ગામ ચાર કોશને અંતરે હતું. આડી નદી હતી, લુચ્ચાઓનો ભય હતો, તેથી તે જ નગરમાં પોતાનો યજમાન એક ખેડુત રહેતો હતો, તેને ત્યાં તે બ્રહ્મદેવ રાતવાસો રહ્યા. ખેડુતે પણ તત્કાળ જે સેવા પોતાથી બની શકે તે કીધી. એ ખેડુતનું ઘર ઘણું નાનું હતું તેથી ઢોર બાંધવાની કહોડ પાસે તેણે શશિશેખરને માટે ખાટલો ઢળાવી આપ્યો. થાક્યો પાક્યો શશિશેખર નિદ્રા લેવાની ઈચ્છાથી ખાટલાપર પડ્યો.

**બીજું કૌતુક**
**બળદોની વાતો**

અહીંઆં વળી એક બીજું કૌતુક બન્યું. શશિશેખર જ્યાં સુતો હતો, તેની પડોશમાં ખેડુતના બે બળદો બાંધેલા હતા. જેઠ મહિનો હોવાથી તે આખો દિવસ, ખેડુતે બળદોને હળમાં સારી પેઠે તગડ્યા હતા. બળદો થાકીને લોથપોથ થઇ ગયા હતા. તે બે બળદોમાંથી એક બોલ્યો; "અરે ભાઇ ! આજ તો હું બહુ થાકી ગયો છું !"

બીજો બળદ બોલ્યો; "મને પણ તગડવામાં બાકી રાખી નથી; પણ ભાઇ ! આપણે તો હવે પરવાર્યા ! મારી લેણાદેણીનો આજ છેલ્લો દહાડો છે. આ ખેડુત સાથે મારો જે ઋણાનુબંધ છે તે કાલે પૂર્ણ થશે. કાલે મધ્યાહ્ને ખેડુત જેવો મને હળમાંથી છોડશે કે તે જ ક્ષણે એક પણ તૃણ લીધા સિવાય, મારા પ્રાણ છૂટી જશે."

પ્રથમ બળદ બોલ્યો; "તારો તો છૂટકો થઇ જશે, પણ, મારો, છૂટકો થવાનો આરો જ દેખાતો નથી. પૂર્વ જન્મનું આ ખેડુતનું મારે સવાલાખ રૂપિયાનું દેણું છે. એ ભરપાઇ થાય ત્યારે જ મારો છૂટકો થાય કેની ? ખેડુતના રૂપિયા લઇને મેં મારા ઉપયોગમાં વાપર્યા નથી. રાજાના મંત્રીને કંઇક કાર્ય હોવાથી મેં આપ્યા હતા. એ મંત્રી આ ગામના રાજાનો મઠનો હાથી થઈને અવતર્યો છે. જો કોઇ મને એની પાસે લઈ જાય ને કુસ્તી લડાવે તો હું એ હાથીને જીતી જાઉં એમ છું; અને એની પાસેથી રૂપિયા વસુલ કરું."

શશિશેખર બળદોની આ વાત સાંભળ્યા કરતો હતો, તેને વિચાર થયો કે, જો ખેડુતની પાસેથી આ બળદ લીધો હોય તો મારા જન્મનું દારિદ્રય દૂર થાય.

બીજે દિવસે પ્રભાતમાં બ્રાહ્મણ ઊઠયો. સ્નાન સંધ્યા કીધી ને ખેડુતના આગ્રહથી તેને ઘેર જ રહ્યો. બપોર થતાં જ પૂર્વ દિવસે જેમ બળદે વાત કરી હતી, તેમ જ બીજો બળદ, હળમાંથી છૂટતાં જ મરણ પામ્યો. શશિશેખરને નિશ્ચય થયો કે, જીવતા બળદનું રાજાના મકના હાથી પાસે લેણું છે જ. પછી તેણે યજમાનને કહ્યું; "હે ભાઇ! તારો આ એક બળદ મરી ગયો તો તારા આ બીજા બળદને પણ વેચી નાંખ. તેની શી કિંમત છે? વેચવા મરજી હોય તો એની કિંમત કરતાં હું તને પાંચ રૂપિયા વધુ આપું."

ખેડુતે વિચાર કીધો કે, 'જો ગુરુદેવ આ બળદની સારી કિંમત આપે તો હું એક બીજી સારી જોડી ખરીદ કરી શકું.' હા ના કરતાં સો રૂપિયે તે બળદ લેવાનો ઠરાવ થયો. શશિશેખરે ખેડુતની પાસે લખાવી લીધું કે, 'આ બળદની પાસે મારે આ જન્મનું, કે જન્મ-જન્માંતરનું જે કંઇ લેણદેણ હોય, તે ચૂકતે કરીને આ બળદ આપું છું.'

પછી શશિશેખરે તે બળદને થોડા દિવસ રાખી ખૂબ પુષ્ટિકારક પદાર્થો ખવરાવી પીવડાવી માતેલો કર્યો અને પછી તેને લઇને રાજાને દરબાર ગયો અને તે બોલ્યો: "હે રાજન્! આ મારો બળદ એવો તો બળવાન્ છે કે, આપના મકના હાથીને પણ હરાવે!"

બ્રાહ્મણના મુખથી આ વચન સાંભળીને રાજસભા હસી પડી; પણ પછી રાજાની ઇચ્છાથી બળદ અને હાથીની લડાઇ કરાવવાનો નિશ્ચય થયો. રાજાએ શશિશેખરને પૂછયું; "હે બ્રહ્મદેવ! તમારો બળદ હારે તો તમે શું આપશો?"

શશિશેખરે કહ્યું; "રાજન્! હું તો ગરીબ બ્રાહ્મણ છું; મારી પાસે હોય શું કે હું આપ મહારાજાધિરાજને આપું! પણ જો મકના હાથી અને મારા બળદની સાઠમારીમાં તમારા મકના હાથીનો પરા-જય થાય તો તમારે મને સવાલાખ રૂપિયા આપવા ને મારા બળ-દનો પરાજય થાય તો હું આ બળદને મૂકીને ચાલ્યો જાઉં." રાજાએ તે સરત કબૂલ કીધી.

બીજે દિવસે અગડમાં હાથી અને બળદને ઊભા રાખવામાં આવ્યા. આ લડાઇ જોવાને રાજા પોતે પણ હાજર થયો હતો. હાથીને મસ્ત બનાવીને માવતે બળદ ઉપર દોડાવ્યો; પણ જેવો હાથી દોડતો દોડતો આવ્યો કે, બળદે ફૂંફાડો મારીને કહ્યું; "અલ્યા દેવાળીઆ! તું

શું મ્હોંડું લઇને મારી પાસે આવે છે?" એમ કરીને જેવાં બે શિંગડાં તેની શૂંઢમાં ભોંક્યાં, કે હાથી સડસડાટ કરતો પાછો ફરી નાસી ગયો અને જોનારાઓ બૂમ પાડી ઊઠ્યા કે, 'હાથી નાઠો, હાથી નાઠો !' પણ રાજા ને મન્ત્રી બોલી ઊઠ્યા કે, આ લડાઇ કંઇ બરાબર થઇ નથી, માટે ફરી લડાવો.

પૂર્વ પ્રમાણે જ લડાઇ કરતાં બીજીવાર ને ત્રીજીવાર પણ હાથીનો પરાજય થયો ને બળદનો જય થયો. સરત પ્રમાણે રાજાએ તે બ્રાહ્મણને સવાલાખ રૂપિયા ગણી આપ્યા–બ્રાહ્મણે લીધા અને તે જ ક્ષણે બળદ અને હાથી મરણ પામ્યા. હાથીએ બળદની પાસેથી લીધેલા રૂપિયા રાજાને આપ્યા હતા, રાજા પાસેથી રૂપિયા અપાવીને તે પોતાના ઋણુ-માંથી મુક્ત થયો હતો. ખેડુતના દેવા રૂપિયા અપાવીને બળદ પણ મુક્ત થયો; બ્રાહ્મણ પૂર્વ જન્મમાં ખેડુતનો વારસ હતો, તેણે વારસો લીધો. ઋણાનુબંધ પૂરું થયું અને સૌ પોતપોતાને માર્ગ ચાલતા થયા.

ઋણાનુબંધ

સ્મશાનમાં રાજાના ખોળામાં સૂતેલા બાળકુંવરે, ઋણાનુબંધની આ વિસ્તૃત કથા કહી સંભળાવીને કહ્યું; "પિતાજી ! આ જગતની રચના ઋણાનુબંધથી જ રચાયલી છે. એને પ્રારબ્ધ કહો–કર્મ કહો–લેણા દેણી કહો–પણ એ એ જ છે કે, જે એક બીજાને સંબંધથી સંકળાયલા રાખે છે. કર્મ–ઋણાનુબંધથી જ સ્ત્રી, પુત્ર, સગાંસહોદર, પૈસોટકો, રિદ્ધિસિદ્ધ સૌ આવી મળે છે.* એ ઋણાનુબંધ પૂર્ણ થયું કે, કોની સ્ત્રી ને કોનો પતિ ને કોનો પુત્ર ને કોનો પૈસો ? સૌ પોતપોતાને માર્ગે પડે છે. મેં જન્માંતરના જે લેણદેણનાં કર્મો કીધાં છે તે હુ લઉં છું, ભોગવું છું, આપું છું, અનેક નિમિત્તે અપાવું છું અને આ ગતિને પામું છું. તમારા પ્રતાપથી જે આત્મજ્ઞાનના બે શબ્દો મારા કાનમાં પડ્યા છે અને સ્વેચ્છાથી નહિ, પરંતુ તમારા વચનને માન આપીને બ્રહ્માર્પણ કૃષ્ણાર્પણ કરતાં જે વ્યવહાર મેં ભોગવ્યો છે, તેથી હુ ઉત્તમ કુળમાં–રાજા કે સંતને ત્યાં–જન્મું છું અને દેવું લેણું આપી અપાવી પછી મારે માર્ગે પડું છું. કરેલાં કર્મો તો ભોગવે જ છૂટકો છે. भोगादेव क्षयः । એ કર્મ પૂર્ણ ન થાય ત્યાં સુધી જીવ માત્રની પણ આ જ ગતિ છે. મારા પુણ્યનો લેશ ઓછો હોવાથી,

* ઋણાનુબંધે આવી મળતું, ખાવ્યું નવ કોઇનાથી ખળતું;
જગત માત્ર તેને આધીન છે, અનાથના જે નાથ સૌના શ્રી જગન્નાથ.
નહીં પિંડ આ પોતાતણો, પોતાનું કાંઇ નવ જાણવું;
સૌએ શુભાશુભ કર્મને પોતાતણું જ પ્રમાણવું.

એક ખાડમાંથી નીકળીને હું બીજી ખાડમાં તુરત જ પડું છું. આ જ યમયાતના છે. બસેં એંસી દિવસો અંધારા અગારમાં-જ્યાં પવનનો પણ સંચાર નથી, પ્રકાશને પ્રવેશનું સ્થાન નથી, જે કારાગૃહસમાન છે, ત્યાં નરકના ગારામાં વીંટળાઈને ઊંધે મસ્તકે લટકીને અપરિમિત યાતના ભોગવું છું ! ત્યાંથી છૂટકો થાય છે, ઘડી બે ઘડી કે દિવસ બે દિવસ આ સંસારનો પવન ખાઉં છું કે, પાછો એનાથી વિશેષ કષ્ટકારી અંધારા અગારમાં ડટાઉં છું.*

હે પિતા જનક ! જે જીવ પરમાત્માને શોધવાને શ્રમ કરતો નથી, પરમાત્માની માયાને જાણીને તેનો ત્યાગ કરવાને પ્રયત્ન કરતો નથી, રાજસી, તામસી માયામાં બંધાયલો રહે છે, આવરણશક્તિથી વીંટ-ળાયલો રહે છે અને વિક્ષેપશક્તિને ભોગે વાસનાનો ત્યાગ કરી શકતો નથી, તેની મારા જેવી જ ગતિ જાણવી. ભલે તે જીવ અનેક પુણ્ય-દાન કરનારો હોય, પરાર્થ પરમાર્થમાં તત્પર રહેતો હોય, અનેકોનો ઉપદેષ્ટા હોય, શાસ્ત્રનો જ્ઞાતા હોય, અનેક પ્રકારનો વૈભવ ભોગવનારો હોય, અનેકોનું પાલન કરનારો હોય, પણ જ્યાંસુધી શમદમાદિકના સેવનમાં ઉત્સાહી બન્યો નથી, પૂર્ણ વૈરાગ્યને પામ્યો નથી-તેની વાસ-નાનો નાશ થયો નથી, બ્રહ્મને જાણી બ્રહ્મૈવ બન્યો નથી ત્યાંસુધી તે જીવની મારા જેવી જ ગતિ જાણવી. જગતનો સ્નેહ મિથ્યા, નાશવંત, સ્વાર્થપરાયણતામય છે. તે અન્યોન્યના સ્વાર્થને માટે જ છે. પુત્રપર પિતાને પ્રેમ છે, તેથી પુત્ર પ્રિય લાગતો નથી, પરંતુ વૃદ્ધાવસ્થામાં પિતા માતાની તે રક્ષા-પોષણ-પાલન કરશે, એવી માયાજાળથી જ પિતાને પુત્ર પ્રિય લાગે છે; પિતાની સંપત્તિ ભોગવવા માટે પુત્રને પિતા પ્રિય લાગે છે. પતિની શય્યાનું સેવન કરે છે, તેથી પત્ની પતિને પ્રિય લાગે છે; પત્નીને પતિ અનેક પ્રકારે રંજન કરે છે, તેથી પતિ પ્રિય લાગે છે. આ જગતની ઘટના જ એવી છે. કોઈ કોઈને અર્થે પ્રિય લાગતું નથી. પણ પોતપોતાને અર્થે જ સૌ પ્રિય લાગે છે,

* पुनरपि जननं, पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम् ।
इह संसारे खलु दुस्तारे कृपयापारे पाहि मुरारे ! ॥

† याज्ञवल्क्य उवाच—न वा अरे ! पुत्राणां कामाय पुत्राः प्रिया भवन्ति । आत्मन-नस्तु कामाय पुत्राः प्रिया भवन्ति । न वा अरे ! पत्युः कामाय पतिः प्रियो भवति आत्मनस्तु कामाय पतिः प्रियो भवति । न वा अरे ! जायायै कामाय जाया प्रिया भवति, आत्मनस्तु कामाय जाया प्रिया भवति । ...... न वा अरे ! सर्वस्य कामाय सर्वं प्रियं भवति, आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति । बृ. अ. ४. ब्रा. ५. मं. ६.

સૌ સ્વાર્થનાં સગાં છે અને આશા તૃષ્ણાથી ઘેરાઇ, મોહજાળમાં લપટાઇ, ઊભા ને આડા પછડાયા કરે છે. મોહજાળની આશા એવી સ્થિતિમાં પુરુષને પલોટે છે કે, તેણે ઉત્પન્ન કરેલી આશામાંથી આ વિશ્વ મુક્ત થઇ શકતું નથી, પણ એ આશા મિથ્યા છે, ઝાંઝવાનું જળ છે. જગતની આશાથી મુક્ત હોય તે જ મુક્ત છે, બાકી કોઇ કોઇનું નથી. માબાપ, ભાઇ ભાંડુ, સ્ત્રી, પુત્ર, પૈસો, કીર્તિ, કંઇ જ સત્ય (અવિનાશી) નથી; સત્ય માત્ર 'શ્રીહરિ' એ ત્રણ વર્ણ જ છે.

આ સંસાર કેવો દુઃખદાયી છે તેનું જ્ઞાન, હે પિતાજી ! તમે પ્રાપ્ત કરો.* એમાંની આશા–તૃષ્ણા–ભોગ–વાસના ત્યજી દો. તે ત્યાજ્ય જ્ઞાનથી જ આ સંસાર તરી જવાશે, અન્ય ઉપાયથી તરાવાનું નથી.† જ્યાં સુધી આ મનુષ્યદેહ છે, ત્યાં સુધીમાં તમે એ જ્ઞાન પ્રાપ્ત કરી લ્યો. સંસારનાં કલ્પિત સુખો પણ કષ્ટદાઇ થઈ પડે છે, તો સંસારનાં માની લીધેલાં સત્ય સુખો તો અતિ કષ્ટદાયી જ હોય, એમાં શંકા જ કરશો નહિ. એ ઉપર એક પુરાતન કથા કહું છું.

### ધનપાળ શેઠના કલ્પિત પુત્રોની કથા

કોઇ એક મોટા નગરમાં ધનપાળ નામનો એક શ્રીમાન્ ગૃહસ્થ રહેતો હતો. તે સાધુ સંત અને બ્રાહ્મણોનો સેવક હતો. શ્રી ભગવાનનો પૂજક હતો, ભક્ત હતો ને વ્યવહારિયો પણ હતો. દેવાલયો બંધાવવાં, સ્નાન ઘાટો રચાવવા, સદાવ્રતો આપવાં, પરબો મંડાવવી, તેમાં તેને પ્રીતિ હતી. તેમ જ યાત્રા પોખાત્રા જવાની પણ તેને હમેશાં ઇચ્છા થયા કરતી હતી, પણ તેનો ઉદ્યોગ બહુ મોટો હતો. ઘરમાં દ્રવ્ય અનર્ગલ હતું, તે છોડીને યાત્રા જવાની તેની ઇચ્છા પૂર્ણ થતી નહિ. એક સમયે કોઇ સન્તપુરુષના ઉપદેશથી યાત્રા જવાનો તેણે નિશ્ચય કીધો. તેણે ધંધા રોજગારની સુપ્રત મહેતા મુત્સદ્દીઓને કરી દીધી; પણ દ્રવ્ય કોને સોંપવું, તે માટે તે મોટા વિચારમાં પડી ગયો. તેના ઘરમાં એક ચૌદ પંદર વર્ષોની ઊમરની કુવારી કન્યા હતી તે પિતાની મુંઝવણ જાણી બોલી; "હે પિતાજી ! આ દ્રવ્યનું હું સંરક્ષણ કરીશ, તમે સુખેથી યાત્રા કરી આવો. આપણા મહેતા મુત્સદ્દી મારી રક્ષા કરશે ને હું દ્રવ્યની રક્ષા કરીશ." તે ગૃહસ્થનો જવાનો નિશ્ચય થઇ ગયો હતો, એટલે આ યોજનાને પસંદ કરી, પુત્રીને મહેતા મુત્સદ્દીને સોંપીને તે યાત્રાએ વિદાય થયો.

---

* अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् । गीता ९।३३

† गुरुभक्त्या लभेत् ज्ञानं ज्ञानान्मुक्तिमवाप्नुयात् । शिवोपनिषत् ७।७४

"હે પિતાજી ! યાત્રા યાત્રા કરવામાં પણ મોટો ફેર છે. યાત્રાએ જવું, સંતસેવન કરવું, શાસ્ત્રશ્રવણ કરવું, પરબ્રહ્મની કીધેલી આ લોકની લીલાની પ્રતિકૃતિમાં લીન થવું, નિત્ય ધ્યાન ધરવું, એનો મૂળ ઉદ્દેશ એટલો જ છે કે, આ પવિત્ર પદાર્થોના સેવન-સ્મરણના લક્ષમાં જ અવસાન થાય, તો તે જીવની ઉત્તમ ગતિ થાય; અને ઉત્તરોત્તર ઉત્તમ ગતિ થતાં, बहूनां जन्मनामंते કોઇ કાળે પરમ પદની પ્રાપ્તિ થઈ જાય. યાત્રા એ તો એક નામ માત્ર છે, પણ ત્યાં જવાથી તે સ્થળોમાં વસતા મહાત્મા પુરુષોનાં દર્શનો થાય છે, તેમની પાસે રહેવાથી અનેક જ્ઞાનની વાતોનું શ્રવણ કરવામાં આવે છે અને તેમ થતાં થતાં, આત્માનું શોધન કરવાની જિજ્ઞાસા પ્રાપ્ત થાય છે. आत्मा वा अरे दृष्टव्यः । જિજ્ઞાસાને અંતે, પરમાત્માને જાણી, જીવ શિવનો ભેદભાવ ટળી જાય છે. અભેદને ઓળખે છે અને તેમાં તે પોતે લવલીન થતાં, સાયુજ્યતાને પામે છે. એ જ યાત્રાનો સત્ય ઉદ્દેશ છે. અનેક મહાત્માઓ તીર્થાટન કરતા કરતા જ, પૂર્વના મહાત્માઓના સમાગમમાં આવીને આત્મનિષ્ઠ થઇ ગયા છે; અનેક ભક્તજનો સંત પુરુષોના સમાગમથી જ ભગવદ્રૂપને પામી ગયા છે.

યાત્રાનો ઉદ્દેશ

પણ હે પિતાજી ! આ જગતના સર્વ જીવો એવા સંસ્કારી કે અધિકારી હોતા નથી કે, જેઓ ક્ષણભરના સમાગમમાં પોતાના આત્માનું સ્વરૂપ જાણી લે. તેઓ તો અનેક પ્રકારના કુતર્કો કરનારા હોય છે. અધિકારી અને સંસ્કારી જીવ, જે દૃષ્ટિએ સંત મહાત્માઓને, પ્રભુલીલાને અને યાત્રાસ્થળોને નિહાળે છે, તે દૃષ્ટિ કુતર્કવાદીઓની નથી. કમળાના રોગથી ગ્રસ્ત થયેલો મનુષ્ય જેમ આખા જગતને પીળું જ જુવે છે અને દિવસનું અંધ ઘુવડ દિવસ નથી, એમ જ માને છે, તેમ જ કુતર્કવાદી મનુષ્ય પણ તીર્થાટનને અને સંતસમાગમને નિરર્થક માને છે. એ ઉપર એક દૃષ્ટાંત કહું, તે સાંભળો.

### પરમાત્માની સર્વવ્યાપકતા

તુંગભદ્રા નદીના તટપર આવેલા હરિહર નગરમાં કોઇ એક બે મિત્રો વસતા હતા. તેમાંનો એક પૂર્વ જન્મનો સંસ્કારી, બુદ્ધિમાન, પરમાત્માના સ્વરૂપનું સર્વકાળ સેવન કરનારો ને પરમાત્માની લીલાપર વારી જનારો હતો. બીજો પરમાત્મા બરમાત્મા કોઇને પણ ઓળખતો ન હતો; માત્ર બુદ્ધિવિલાસી અને કુતર્કવાદી

સંસ્કારી અને અસંસ્કારી માણસ

હતો. તેના મનથી પરમાત્માની વિભૂતિ-મૂર્તિ આદિ સર્વ પાષાણ, સન્તાદિ મહાત્મા તે ઠગના શિરોમણિ, તીર્થાટન તે મનનાં ભ્રામાં ને વેવલાં હતું. તે તો જગતની મોહજાળમાં વીંટાયલો હતો. સંસ્કારી મિત્ર પેલા અસંસ્કરીની આ પ્રવૃત્તિ જાણતો હતો, પણ તે તેના દેહ તથા આત્માની શુદ્ધિ માટે સદા આતુર રહેતો હતો. સાધુ પુરુષોનું જીવિત અનેકોનાં કલ્યાણ માટે જ છે.* તે 'સ્વ'નો ત્યાગ કરી, 'પર'ના હિતમાં જ પ્રેરાયલો રહે છે. એક દિવસ ભક્તે પોતાના મિત્રને કહ્યું; "ભાઈ! તું જો સાથે આવે તો ચાલ, આપણે તીર્થાટન કરવા જઈએ. તીર્થાટનમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ પરમ પવિત્ર ગોકુળ વૃંદાવનની દૈવી ભૂમિપર ને શ્રીરામે મોક્ષપુરી અયોધ્યાની ભૂમિપર જે સ્થળોમાં જે અનેક લીલાઓ કરી છે, તે જોઈશું, પતિતપાવિની ગંગા-યમુનામાં સ્નાન કરીશું, રમણ રેતીમાં લોટીશું ને આપણા દેહનું ને સાથે સાથે આત્માનું સાર્થક કરીશું."

અસંસ્કારી મિત્રે કહ્યું, "અરે એ ઓલિયા ભાઈ! તું ઓલિયો તે ઓલિયો જ રહ્યો! ગોકુળ, મથુરા અને વૃન્દાવનમાં તે વળી શું બળ્યું છે; અને રામભૂમિમાંએ શું જોવાનું છે? જેવી આ ભૂમિ તેવી તે; અહીં પણ માટી ને પત્થરા ને ત્યાં પણ તેના તે જ! જોગટા, આળસુ, હરામનું ખાનારાનાં ઝુંડ, એ જ તારા સંત ને જોગીદાસો કે કાંઈ બીજું? મનુષ્યનાં ઘડેલાં પથ્થરનાં પૂતળાં, તે જ તારા રામ ને કૃષ્ણ કે કંઈ બીજું? પરંતુ તારી ઇચ્છા છે તો ચાલ, મુસાફરી તો કરીશું; બાકી પથરા ને પહાણકા તો ઘણા જોયા છે, તે મારે જોવા નથી. તું તારે જોયા કરજે. પણ દેશાંતરના મોટા મોટા શેઠિયાઓની મુલાકાત કરીશું-એ જ મારે મન યાત્રા ને પોખાત્રા!"

ભક્ત મિત્રે તો પરમાત્માની લીલાનું અવલોકન કરવાની ઇચ્છાથી યાત્રાએ જવાનું ઠરાવ્યું. વ્યવહારકુશળે દેશ પરદેશ જોવાની ને અનેક નામધારી માણસોનો સમાગમ કરવાની ઇચ્છાથી યાત્રાએ જવાનું ઠરાવ્યું. એક પરમાત્માની લીલા નીરખવામાં મસ્તાન છે, બીજો મનુષ્યની લીલા જોવામાં ગુલતાન છે. બન્નેની દૃષ્ટિ નિરાળી છે. ઉભયના નીરખવામાં પણ નિરાળું જ છે. એક આત્મકલ્યાણ માટે તીર્થાટન કરવા નીકળ્યો છે, બીજો દૃષ્ટિકલ્યાણ માટે પ્રવાસે જાય છે. બન્નેના અધિકારો નિરાળા છે, દૈવીભૂમિમાં બંને નિરાળું જ જુવે છે. દૈવીસંપત્તિ-

---

* परोपकाराय फलन्ति वृक्षाः परोपकाराय वहन्ति नद्यः ।
परोपकाराय दुहन्ति गावः परोपकारार्थमिदं शरीरम् ॥

સંપન્ન ને આસુરીસંપત્તિસંપન્નમાં આવી ભિન્નતા છે. આસુરીસંપત્તિસંપન્ન કચ્છપાવતારમાં કાચબો ને મત્સ્યાવતારમાં માછલું જુએ છે; દૈવીસંપત્તિસંપન્ન સર્વત્ર બ્રહ્મનાં દર્શન કરે છે. જેનું હૃદય-મન-ચિત્ત-બુદ્ધિ વિશુદ્ધ છે, તેને સર્વત્ર-જગત્ માત્ર બ્રહ્મની લીલાથી સર્જાયેલ દૃષ્ટિએ પડે છે; જે વ્યાવહારિક-પ્રપંચકુશળ છે, તે પરોક્ષ કે અપરોક્ષ કાર્યદક્ષ બ્રહ્મજ્ઞની સમીપમાં જશે તો પણ અંધકાર વ્યાપશે.

થોડે દિવસે બન્ને મિત્રો વૃન્દાવનની દૈવી ભૂમિમાં આવી પહોંચ્યા. ભક્ત મિત્ર ત્યાંની અલૌકિક લીલા જોઇને પ્રસન્ન થયો. 'आत्मवत् सर्वभूतेषु' ની માફક સ્થળે સ્થળે તે પરમ પ્રભુને રમણ કરતા જોવા લાગ્યો, તેની લીલાનું અપરોક્ષ દર્શન તેને થવા લાગ્યું. ગોપ ગ્વાલ બાલસંગે પરમ બ્રહ્મને રમણ કરતા તે નીરખવા લાગ્યો. તેનો આત્મા પ્રસન્ન પ્રસન્ન થઇ ગયો; વૃક્ષ ને તેના પત્રોમાં પરમાત્મા ને તેની વિભૂતિ ને નૂતન નૂતન લીલા વિના અન્યનાં દર્શન જ તેને થયાં નહિ. તેને આનન્દી, સંતોષી, લીલા નીરખવામાં એકતાર જોઈ, અસંસ્કારી મિત્ર બોલ્યો; "અલ્યા ભાઇ! તારી આ જ જાત્રા ને પોખાત્રા કે? અહીં છે શું કે તું ગાંડો ઘેલો બની નાચવા કૂદવા મંડી પડ્યો છે? 'જ્યાં દેખું ત્યાં પાણી પથરા, ને લોક કહે હમ કરતે જત્રા;' એ જ! શી મૂર્ખતા! આ તારી યાત્રા હોય તો પહોંચી! એક સંત મહાત્મા કહી ગયા છે, તે તને યાદ નથી, તેથી જ તું ઘેલા કાઢ્યા કરે છે.

'પથ્થર પૂજે હર મીલે, તો મૈં પૂજું સારા પહાડ;
સબસે બચારી ચક્કી ભલી કે, પીસ ખાવે સંસાર,'

તેમ જ આવા પથ્થરનાં પૂતળાં પૂજવાથી, જળમાં માછલાંની માફક ડબકાં મારવાથી, પહાડ ને ઝાડને પગે લાગવાથી, જો કલ્યાણ થતું હોત તો આ સર્વે ક્યારનાએ સ્વર્ગમાં જઇ ચઢ્યા હોત. અલ્યા ઘેલા! સ્વર્ગ બર્ગ કંઈ નથી, હું ને તું બે જ! બાકી બધાં વેવલાં! 'સ્વર્ગમાં નથી સાવરણી ને સુતીયું;' એ તને ખબર નથી, તેથી જ તું ભોળા પેરે ભટકાયા કરે છે. સ્વર્ગ તો મટામટ છે, તેથી તારું ગાંડાપણું કહાડી નાંખ ને જરાક ડાહ્યો થા."

બાળકુંવરે કહ્યું; રાજાજી! જોયું! જે સ્થળમાં વિચરતાં જ અનેકોનાં મનો શીતળ સુવાસિક આનન્દી થાય છે, ત્યાં આ જડને પથ્થર, પહાડ, ઝાડ ને પાણીનાં ખાબોચિયાં જ જણાય છે.

ભક્તશિરોમણિ કોઈક સંતે કહ્યું છે કે,

**तुलसी तैरहसै वरष, यद्यपि लगी समाधि;**
**तदपि भांडकी नव गइ, दुष्ट बासना व्याधि.***

તેવી જ આ જડ યાત્રાળુની મનોવૃત્તિ હતી; અને મહારાજ ! આ જગતમાં પણ એવાના ભંડાર ભરેલા છે.

પછી ભક્ત મિત્રે કહ્યું; "અરે ઓ નાસ્તિક અને કુતર્કવાદી ! તારા હૃદયમાં પરમાત્માની પરમ લીલાનું જ્ઞાન કદી પણ થશે નહિ. જ્યાંસુધી તું પવિત્ર બની દૃષ્ટિ નહિ કરે, ત્યાંસુધી આ પરમાત્માની સૌન્દર્યલીલાનું દર્શન તને નહિ જ થાય. જે જીવનું હૃદય કોમળ છે, સંસ્કારી છે, પરમ શ્રદ્ધાળુ છે, શુદ્ધ પ્રેમી છે, પરમાત્માની લીલાનો ભાવ સમજી શકે છે, તેને જ પરમાત્મા પોતાની અદ્ભુત લીલાનું દર્શન કરાવે છે, બીજાથી તો તે લાખો કોશ વેગળો જ છે ! તેનાં સ્વપ્નાંમાં પણ તેને દુર્લભ છે, તો દર્શન તો હોય જ ક્યાંથી ?† નિર્મળ દૃષ્ટિ કરી જોનાર તો જોય છે કે—

"જાઇ જુઇ મેં કનૈયા બસે, ગુલ ક્યારી મેં રાધા પ્યારી બસે
ચંપા મેં ચતુર્ભુજ, બીલા મેં બીહારી; કેવડા મેં ગિરિવર ધારી બસે.
ગુલ ક્યારી મેં રાધા પ્યારી બસે.

અહોહો ! શી પરમ પ્રભુની લીલા વિસ્તરી રહી છે. આ પત્રે પત્ર પરમાત્મા વિરાજી રહ્યો છે; વૃક્ષે વૃક્ષે વિશ્વવિહારી વસેલો છે; જુઇમાં જનાર્દન બિરાજે છે; મોગરામાં મધુસૂદન બહેકી રહ્યો છે ! અહાહા ! જ્યાં જોઉં છું ત્યાં મારો વહાલો કનૈયો રમી રહ્યો છે. આ રમણ રેતીમાં ગોપ ગોપાળ સંગે કેવી લીલા ખેલી રહ્યો છે. એ પરમાત્મા વિશ્વપતિને હું પ્રણામ કરું છું. અલ્યા મૂઢ ! તારી અસંસ્કારી બુદ્ધિ સમીપમાંથી એ સર્વ લીલા દૂર જ છે. જેઓ અસંસ્કારી જીવન ગાળે છે, આસુરીસંપદના ઉપાસકો છે, સત્‌ને જાણવાની ઇચ્છા ધરતા નથી, તેઓથી આ પરમ લીલાનું રહસ્ય સમજી શકાય તેમ નથી; તેમણે તો જન્મમરણના કષ્ટમાં તેના અધ્યાસદ્વારા‡ દુઃખની પરંપરા જ ભોગવવાની છે. જે અનન્યતાને પામે છે. તે જ લીલાનું દર્શન કરવાને ભાગ્યશાળી નીવડે છે. પરમ લીલાનાં દર્શનમાં, જેનો જેટલો

---

* અર્થ:–તુલસીદાસ કહે છે કે, દુરાચારી પુરુષ જો કે તેરસો વર્ષો સુધી સમાધિસ્થ થઇ રહે તો પણ તેનો દુષ્ટ વાસનારૂપ વ્યાધિ શમે નહિ.

† यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् ।
यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥

‡ अतस्मिन् तत् बुद्धिः अध्यासः ।

વેગ, તેને તેવો ને તેટલો સાક્ષાત્કાર છે. તું મંદમતિ છે, તેથી તને એ સાક્ષાત્કાર નહિ થાય ! સુરગણ કે મહર્ષિ કોઇ તેના પ્રભાવને જાણતા નથી, તો તું અલ્પ–આસુરીસંપતનો ઉપાસક કેમ જાણે ? કેમ સાક્ષાત્કાર કરવાને ભાગ્યશાળી થાય ? પ્રેમી જ તેને જોય છે, જાણે છે. પણ એ પ્રેમનો પંથ જ ન્યારો છે.

चढिकर मैन तुरंगपर, चलिवो पावक माहि;
प्रेम पंथ ऐसौ कठिन, सब कोउ न्यालत नाहि.

અર્થ:–પ્રેમનો માર્ગ એવો વિકટ છે કે જેમાંથી પસાર થવા માટે જાણે મીણના ઘોડા પર બેસીને અગ્નિમાં ચાલવું પડે છે, એટલે કે મીણને અગ્નિસંયોગ થતાં જ તે પીગળી જાય છે તેથી પ્રેમમાર્ગની મુસાફરી તેવી રીતે થવી અશક્ય છે અને પ્રેમ નભાવી રાખવો મુશ્કેલ હોય છે, તે માર્ગપર સઘળાઓ ચાલી શકતા નથી.

"રે મૂઢમતિ મિત્ર ! જો તારે ઉપાધિ–દુ:ખના રગડાથી અચ્છવ સુરક્ષિત રહેવું હોય, આત્મકલ્યાણ કરવું હોય, પરમ પુરુષના સાક્ષાત્કારના અધિકારી બનવું હોય, તો તારા હૃદયમાંથી કુતર્ક કહાડી નાંખી, વિશુદ્ધિને પ્રાપ્ત કર; તારું હૃદય પ્રેમથી ભરપૂર કર. પ્રેમી બની જા–અનન્ય પ્રેમી થઇ જા; પછી તને પણ મારી પેઠે સાક્ષાત્કાર તત્કાલ થશે. નિર્મળ માયા–ઉપાધિરહિત પરમપ્રેમ જ સર્વ સુખનું કારણ છે."

શ્મશાનના બાળકુમારે પોતાના પૂર્વજન્મના પિતા જનકને ઉદ્દેશી કહ્યું:–"હે તાત ! તીર્થાટનમાં, સંતસમાગમમાં, પરમપુરુષના ઉપાસનમાં, જેની જેવી દૃષ્ટિ, તેવું તે જુએ છે;* જેનો જેટલો મનોવેગ, તે પ્રમાણે તે સત્વર સામીપ્યતા પ્રાપ્ત કરે છે, તીર્થાટનનો મહિમા મોટો છે. પ્રેમનો કીડો જ તે જાણે છે. જે જાણે છે તે જ જાણે છે; જેણે જાણ્યું છે તેણે જણાવ્યું નથી, પણ જે અજાણ છે, તે જ બહુ બકવાદ કરે છે.†

હે પિતાજી ! જ્યારે તે ધનપાળ ગૃહસ્થ યાત્રાએ ગયો ત્યારે તેની પુત્રી ને મુત્સદ્દી મહેતા તેના વેપાર ધંધાની અને ધનની સારી સાવચેતીથી સંભાળ કરવા લાગ્યાં. કન્યાને ઘરમાં એકલી ને આશ્રય વગરની ધારી, ચોકીદારોના મનમાં તેનું ધન લૂટી લેવાની પ્રબળ ઇચ્છા થઇ. તેઓએ કેટલાએક લુચ્ચાઓ સાથે સંકેત કરીને, એક રાત્રિના તે કન્યાને મારીને ધન લૂટી જવાનો નિશ્ચય કર્યો.

**ધનપાળ શેઠનું ધન**

* यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ।

† यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः । अविज्ञातं विजानतां, विज्ञातमविजानतम् ॥

ચોકીવાળાઓની સહાયતાથી, ત્રણ ચોરો ધનપાળ શેઠના ઘરમાં દાખલ થયા. ધનપાળની કન્યા, જે ઓરડામાં ધન હતું ત્યાં જ નિત્ય સૂતી હતી; તે સદા જાગૃત હતી; જરા પણ પગસંચાર થતો કે તે બેઠી થઇ જતી. ચોરોએ તેના ઓરડા નજીક જઇને બારણાં હલાવ્યાં, પણ અંદરથી સાંકળ દીધી હતી, તેથી તે ઉઘાડી શક્યા નહિ. દ્વાર હાલવાથી કન્યાને સંશય આવ્યો. તે વણિક યાત્રાએ ગયા પછી કોઇપણ સમય રાત્રિના બારણાં ખખડ્યાં ન હતાં, તેથી કોણ છે તે જાણવાને તેણે કાન માંડ્યા. કોઇનો હાલવાચાલવાનો ધ્વનિ સંભળાયો. પછી તે વિચાર કરવા લાગી કે, "મારા પિતાને ગયાને આજે છ મહિના થઇ ગયા છતાં આ બારણું હાલ્યું નથી, કોઇનો પગસંચાર પણ થયો નથી; માન ન માન આજે કોઇ લુચ્ચાઓ આવેલા હોવા જોઇએ. જો હું સાવધ રહીશ નહિ તો મને મારીને ઘણે કષ્ટે મેળવેલું મારા પિતાનું ધન તે ચોટ્ટાઓ લૂટી જશે."

આવો વિચાર કરીને તેણે પોતાના મનમાં એક વાત ગોઠવી દીધી. પછી તે મોટો ઘાંટો પાડીને બોલી; "ઓ મા, ઓ મા ! તું જાગે છે કે ?"

જાણે તેની મા ઉત્તર આપતી હોય, તેમ પ્રત્યુત્તર આપતાં તે પોતે જ બોલી; "હા બહેન ! જાગું છું; શું કહે છે ?"

તે કન્યા બોલી; "મા ! તું હવે મારો વિવાહ કર. તું વિવાહ કરશે, એટલે હું પરણીને સાસરે જઇશ, ત્યાં જઇને હું મારા પતિની બહુ સારી રીતે સેવા કરીશ; જ્યારે મારા પતિથી મને પ્રથમ પુત્ર થશે ત્યારે તેનું નામ 'જાગો' પાડીશ, બીજા પુત્રનું નામ 'લોકો' પાડીશ ને ત્રીજા પુત્રનું નામ 'ચોર' પાડીશ. પછી મા ! એ બાળકો જ્યારે બહાર રમવા જશે, ત્યારે તેઓને હું આ રીતે નામ દઇને બોલાવીશ: તેથી લોકો બહુ આશ્ચર્ય પામશે ને મને હસશે પણ ખરા."

એમ બોલતી તે કન્યા એકદમ પથારીમાંથી ઊભી થઈ ગઈ. બીજી બાજુની બારી ઉઘાડીને અગાસીમાં ગઇ અને મોટે ઘાંટે તે બૂમ પાડવા માંડી કે, "ઓ લોકો, જાગો, ચોર ! વહેલા આવો !" આ પ્રમાણે બે ચાર વાર બૂમ પાડવાથી, આડોશીપાડોશી જાગી ઊઠ્યા ને વહેલા વહેલા તે ઘર આગળ દોડી આવ્યા.

બીજા માળપર ચોરી કરવાને ગયેલા ચોરો તો એમ જ સમજ્યા 'આ કન્યા ઊંઘમાં બકે છે—તેને લવારો કરવાની ટેવ હશે, તેથી

આવું ગાંડું ગાંડું બકતી હશે; પણ ક્ષણ પછી ઊંઘી જશે, એટલે એને મારી ધન લઇ જઇશું ' આવો વિચાર કરી તે ચોરો ગુપચુપ બહારની બાજુએ નિર્ભયતાથી ઊભા જ રહ્યા.

ધનપાળના ઘરની ચોકી કરતા ફૂટેલા ચોકીદારોએ, લોકોને ઘરમાં જતાં અટકાવવાનો ઘણો પ્રયત્ન કર્યો; પણ ધનપાળની દીકરીની બૂમથી લોકોએ જાણ્યું હતું કે, કન્યાપર કંઈ મોટી આફત આવી પડી છે, તેથી તેઓએ ચોકીદારોને માર મારી દૂર કીધા ને માળપર જઇ ચોરોને પકડી લીધા.

બીજે દિવસે આ ત્રણ ચોરોને ન્યાયદરબારમાં ઊભા કરવામાં આવ્યા. રાજા સમક્ષ સર્વ વૃત્તાંત સાંભળીને, ન્યાયાધીશે તે ચોરોને ભારે સજા કીધી. એ સજા સાંભળીને બે ચોરો તો પોકેપોક મૂકીને રડવા લાગ્યા, પણ ત્રીજો ચોર, ન્યાયસભાને આશ્ચર્યમાં ગરકાવ કરતો ખડખડાટ હસી પડ્યો. આ ચોર કોઇ કોઇ સમયે સંતસમાગમ કરતો હતો. એક દિવસે કથામાં એવો પ્રસંગ આવ્યો હતો કે, 'આ લોકના જીવ, જે માયાજાળમાં બંધન પામેલા છે, તેઓને સ્વપ્નાં જેવાં કલ્પિત સ્ત્રી પુત્રાદિક અનેક પ્રકારે દુઃખ ઉપજાવે છે, તો સત્ય પદાર્થો-સ્ત્રી, પુત્ર, પિતામાતા, ધન, ધામ, ઐશ્વર્ય, કીર્તિ કેટલો ક્લેશ કરાવે, તેનો જગતની માયામાં સપડાયલા જીવે વિચાર કરી, સર્વ માયાને દાબી દઇ, વાસનાબંધનથી મુક્ત થવા, સર્વનો ત્યાગ કરવો જોઇએ. ક્લેશ-માંથી મુક્ત થવા માટે જીવે સદા સત્સંગ કરવો જોઇએ. સત્સંગથી બુદ્ધિ નિર્મળ થાય છે, નિર્મળ બુદ્ધિ થવાથી જ્ઞાનની ચટકી લાગે છે, સચોટ જ્ઞાનની જડ બેસવા પછી વૈરાગ્ય વ્યાપે છે, વૈરાગ્યવાનના ચિત્તમાંથી જગતપરની આસક્તિ છૂટી જાય છે ને વાસના મૃતપ્રાય થાય છે. વાસનાનો લય થવાથી મુક્તિ પમાય છે.' ન્યાયાસન સમીપ ઉભેલા ત્રીજા ચોરને આ જ ક્ષણે તે સંત પુરુષનું ઉક્ત વાક્ય સ્મરણમાં આવ્યું. તેથી તે ખડખડાટ હસી પડ્યો. એ જોઇ ન્યાયાધીશે પૂછ્યું; "એ અપરાધી ! જ્યારે આ બે ચોરો, જે સખ્ત શિક્ષા કરવામાં આવી છે તે માટે રડે છે, ત્યારે તું હસે છે તેનું શું કારણ ?"

ત્રીજા ચોરે ધનપાળની કન્યાએ જે યુક્તિ રચી હતી, તેનો ઈત્થંભૂત વૃત્તાંત ન્યાયાધીશને કહી સંભળાવ્યો. પછી કહ્યું; "હે મહારાજ ! આજે મને પૂર્ણ જ્ઞાન થયું ! આ સંસારના ક્ષુલ્લક જીવો, જે મોહાંધકારમાં દોડાદોડી કરી રહ્યા છે, ને નિત્ય નિત્ય સ્ત્રી, પુત્ર, ધન, ધામ

ને કીર્તિ માટે હાય અફસોસ કરી રહ્યા છે ને જગતમાં વળી ડાહ્યા મનાય છે, પણ તેઓ ખરેખરા મૂર્ખ જ છે. જુઓ, આ ધનપાળની પુત્રીના કલ્પિત પુત્રોએ આજે અમને કારાગૃહના વાસી બનાવ્યા છે, તો સત્ય પુત્રો પોતાનાં માતપિતા અને બીજાને કેટલા કલેશનું કારણ થઇ પડતા હશે, તે દુઃખોનો વિચાર કરતાં જ, મને ખડખડાટ હસવું આવ્યું છે. હે ન્યાયના નેતા ! કલ્પિત પુત્રો કેદખાને મોકલે તો પછી સત્ય પુત્રો નરકમાં મોકલે, એમાં શું તમને સંદેહ છે ? હું પંડે અપુત્ર છું. એ મારું અહોભાગ્ય સમજું છું. ધનપાળની પુત્રીના કલ્પિત પુત્રોએ, આજે મને સખ્ત મજૂરીની શિક્ષાનો અનુભવ કરાવ્યો છે, ત્યારે તેને ખરા પુત્રો હોત તો મારી શી દશા થાત ? ખરેખર, આ જગતમાં ધન, સ્ત્રી પુત્રાદિક પદાર્થો જીવને મહાન્ કષ્ટ આપનારાં જ છે. તેની માયામાં, તેના સુખદુઃખમાં, જે જીવો આસક્ત રહ્યા છે, તેઓ હાથે કરીને કષ્ટને વહોરનારા મૂઢમતિ જ છે.”

તે ચોરનું આ અર્થવાળું બોલવું સાંભળીને ન્યાયાધીશ ચકિત થઇ ગયો. ન્યાયાનુસાર ચોરને શિક્ષા તો કરવામાં આવી, પણ શિક્ષાને અંતે તે ચોર, કોઇ સદ્‌ગુરુના પવિત્ર પદપંકજનું સેવન કરી, જ્ઞાનસંપન્ન બની વૈરાગ્ય ધારણ કરીને લોકોમાં પૂજ્ય ગણાયો. અને કેટલેક જન્મે પોતાના અસત્કર્મના ભોગો ભોગવીને, જ્ઞાનવાન્ થઇ સત્કર્મથી તેજસ્વી કાંચનસમાન બની, પરમ ધામમાં ગયો.

આ દૃષ્ટાંત આપીને બાળકુમારે રાજા જનકને કહ્યું: “સ્ત્રી, પુત્ર, રાજપાટ, ધન, કીર્તિ એ બધામાંથી તમારી વાસનાને કાઢી નાખો. मुक्तसंगः समाचर–તમે સંગત્યાગ કરો. આ લોકમાં જીવોને વાસના, એ જ અનર્થનું મૂળ છે. પરમાત્માની પ્રાપ્તિ થવામાં જગતની વાસના જ બાધકર્ત્તા છે. આ નરદેહ કંઇ થોડા સત્કર્મનું ફળ નથી, એ વારે વારે આવતો નથી. ગાંધર્વાદિ મહત લોક પણ એની અપેક્ષા કરે છે, કેમકે દેવોને પણ ‘क्षीणे पुण्ये मृत्युलोके पतंति–પુણ્ય ક્ષીણ થતાં મૃત્યુલોકમાં પડવાનું છે.’ તે લોકમાં જવાથી જન્મ મૃત્યુનો સદૈવનો ત્યાગ થતો નથી; જન્મ મૃત્યુનો ફેરો તો મનુષ્યદેહથી જ મટે છે. મહારાજ !

આ નર કાયા સોનેકી, બાર બાર નહીં આનેકી.
આયા જબ કયા લાયા હૈ, અપને કીસમત પાયા હૈ.
એક દિન જાવે હાખોકા, અલક પલકમેં કયા હોતા. *

---

* દત્ત દિગંબરકૃત.

માટે અલક ને પલક પણ મિથ્યા ન ગુમાવતાં, સત્‌માં જ મચ્યા રહો. સત જ સત્ છે, સત્ જ નિત્ય છે, સત્ જ મુક્તિદાતા છે. એ સતની પ્રાપ્તિ અસત્‌માં લીન રહેવાથી થશે નહિ. સત્‌થી જ સત્ પ્રાપ્ત થાય છે; હીરાથી જ હીરો વીંધાય છે; સ્વર્ણથી કે બીજાથી વીંધાતો નથી.

**મનુષ્યદેહ એ ગેહ છે**

આ મનુષ્યદેહ પરમાત્માએ બાંધેલું એક નૂતન ઘર છે. ઘરમાં જેમ અનેક બારીઓ હોય છે, તેમ આ દેહગેહમાં બે નેત્રો, બે નાસિકાઓ, બે કર્ણો, મુખ, ગુદા અને ઉપસ્થ ઇન્દ્રિય આ નવ બારીઓ છે; ઘરમાં જેમ સ્તંભો છે, તેમ શરીરમાં પણ નળરૂપી સ્તંભો છે; ઘર બાંધવામાં જેમ ઇંટ, ચૂનો ને પથ્થરાઓનો ઉપયોગ થાય છે, તેમ જ દેહરૂપી ઘરમાં રક્ત, માંસ, મેદ, મજ્જારૂપી કોલ, ચૂનો ને ઇંટનો ઉપયોગ કરવામાં આવ્યો છે; ઘરને સુશોભિત કરવા માટે જેમ નીરાનું લીપણ કરવામાં આવે છે, તેમ દેહગેહ ઉપર પણ ચામડીરૂપી લીપણ છે. જેમ ઘરની બારીઓદ્વારા ઘરનો કચરો પૂંજો સાફ કરીને બહાર ફેંકી દેવામાં આવે છે, તેમ જ દેહગેહની બારીઓદ્વારા મળમૂત્ર, વીર્ય, લીંટ, લાળ, ચીપડા વગેરેને બહાર કાઢી નાંખવામાં આવે છે; જેમ ઘરને સુશોભિત કરવામાં અનેક પ્રકારના ચૌરંગો, દીપકો, આરસાઓ, બેઠકો, પુષ્પનાં પાત્રો, પડદાઓ વગેરે ગોઠવવામાં આવે છે, અને તેથી ઘર અતિ સુંદર દેખાય છે, અને એવા ઘરનો સ્વામી મોટી પ્રતિષ્ઠાવાળો મનાય છે, તેમ જ દેહગેહ શણગારવામાં, કર્મરૂપી ચૌરંગો, ભક્તિરૂપી આરસાઓ ને જ્ઞાનરૂપી દીપકો આવશ્યક છે. આવું સુસજ્જિત મંદિર જેના રાજ્યમાં હોય છે, ને તે નિહાળી, આ લોકનો રાજા જેમ પ્રસન્નચિત્ત થાય છે, તેમ પરમાત્મા કે જે જગતના સ્વામી છે, તે ભક્તિજ્ઞાનથી સુસજ્જિત પુરુષપર ઘણા જ પ્રસન્ન થાય છે. જેમ લૌકિક ઘરના સ્વામીની રિદ્ધિ સિદ્ધિથી, દ્રવ્યના વ્યયથી, લૌકિક રાજા પ્રસન્ન થઈને પોતાની સમીપ-સભામાં બેસવાનો તેને અધિકારી કરે છે-પાલખી, મ્યાના અને છત્રનું તુષ્ટિદાન આપે છે, તેમ જ ભક્તિ ને જ્ઞાનરૂપી ધન સંપાદન કરેલા ભક્ત કે જ્ઞાનીને, પરમાત્મા પોતાના દરબારમાં બેસવાનો અધિકારી કરે છે.

હે પિતા જનક! તમે મિથિલા નગરીના અધિપતિ છો, અનેક સામંતો તમારા દરબારમાં બિરાજવાને અધિકારી થયા છે, પણ રાજાઓનો રાજા જે પરમાત્મા, તેના દરબારમાં બિરાજવાને તમે અધિકારી

થાઓ, તે માટે દેહગેહ સત્કર્મોથી સ્વચ્છ કરી, यद्गत्वा न निवर्तन्ते–જ્યાંથી ફરીને પતન ન થાય તેવે સ્થાને નિત્ય બેસાય, એવી આત્મનિષ્ઠા પ્રાપ્ત થવાનું જે સાધન કરશો નહિ તો તમે જન્મ્યા ને ન જન્મ્યા સરખા જ છો! કાગડા પણ જન્મે છે.* કુતરાં પણ જન્મે છે, પણ તેનું જન્મ્યું સાર્થક છે, કે જેને पुनर्जन्म न विद्यते–પુનર્જન્મ નથી. સાંસારિક ઐશ્વર્ય ઉપરની મોહિની જ્યાંસુધી ચિત્તના ગુહ્યાગારમાં રહેલી છે, ત્યાંસુધી એ અધિકાર પ્રાપ્ત થતો નથી. એ અધિકાર તો તેને જ પ્રાપ્ત થાય છે કે, જેની સર્વ અહંતા મમતાનો નાશ થઇ ગયો છે, જે અસંગ છે, જે શાંત છે, જે નિર્મળ છે, જે વૈરાગ્યવાન્ છે, જે નિર્વિકારી છે, જેનું કર્ત્તા ભોક્તાપણું નાશ પામ્યું છે, જે જોનાર, સાંભળનાર અને કરનારાથી નિરાળો જ બન્યો છે, જે દ્રષ્ટાનો પણ દ્રષ્ટા છે, જે શ્રવણ કરનારાનું શ્રવણ કરે છે, જેનાં મન–વાણી–ચિત્ત શુદ્ધ છે, તે જ જીવ એ અધિકારને પ્રાપ્ત થાય છે. એ સ્થિતિ પ્રાપ્ત કરવાને યથાર્થ રીતે પરમાત્મસ્વરૂપને જાણવું જોઇએ; જે જાણવાથી આવરણ–મિથ્યા જ્ઞાન અને વિક્ષેપથી થયેલા દુઃખની નિવૃત્તિ થાય છે. આ જ્ઞાન સંપાદન કરવાને બીજે કોઇ પણ ઠેકાણે જવાની જરૂર નથી. એ જ્ઞાન આ દેહથી જ સંપાદન કરી શકાય છે. સત્, ચિત્, આનંદઘનને ઉપાસો; જ્ઞાનપૂર્વક પરમાત્માની ભક્તિ–પ્રેમમાં લીન થાઓ; ભેદનો ત્યાગ કરો; અભેદ જુઓ. અદ્વૈત બનતાં જ अहं ब्रह्मास्मि પદ પ્રાપ્ત થાય છે. જો:–

> વુઝે હૈ શોક મિલનેકા, તો હરદં લૌ લગાતા જા;
> જલાકર ખુદ નુમાયીકો, ભસમ તનપર લગાતા જા.
> પકડકર ઈશ્કે ઝાડુ, સફા કર હીજરે દિલકો;
> દુઇ કી ધૂલ કો લેકર્, મુસલ્લેપર ઉડાતા જા.
> મુસલ્લા ફાડ તસબે તોડ્, કિતાબા ડાલ પાણીમેં;
> પકડ્ દસ્તમે પરસ્તોકા, ગુલામ ઉનકા કહાવા જા.
> નમર્ભુખા, ન રખ રોજા, ન જા મસ્જિદમે સિજદા કર;
> વજૂકા તોડ દે કુજા, શરાબો શોક પિતા જા.
> ન હો મુલ્લા, નહો બંમન, દુઇકો છોડ કર પૂજા;
> હુકં હૈ શાહ કલંદરકા, અનલ–હક તું કહાતા જા.†

---

* यज्जीव्यते क्षणमपि प्रथितं मनुष्यैर्विज्ञानविक्रमयशोभिरभज्यमानम् ।
तन्नाम जीवितमिह प्रवदन्ति तज्ज्ञाः काकोऽपि जीवति चिराय बलिं च भुंक्ते।

† મને જ્યાંથી આ પદ પ્રાપ્ત થયું છે તે ઉપર પ્રમાણેનું છે; પરંતુ સુફી (વેદાંત) અન્યના અભ્યાસી એક વિદ્વાને કહ્યું કે, એ પદ સુફી મહાત્મા મનસૂરની કૃતિ છે. મેં જેવું છે તેવું જ કાયમ રહેવા દીધું છે. એ પદ–ગઝલની ઉત્પત્તિની કથા આ પ્રમાણે છે.

એ अहं ब्रह्मास्मि ની સ્થિતિ પ્રાપ્ત કરવામાં તેનામાં જ લીન થવાનું છે. એમાં આપવાનું કંઇ નથી, જવાનુંએ કંઇ નથી, પ્રાપ્ત જ કરવાનું છે. એ પ્રાપ્ત કરવામાં (પરમાર્થ પ્રાપ્ત કરનાર જ બુદ્ધિમાન છે; વ્યવહારકુશળ નહિ) બુદ્ધિમાન્ પુરુષાર્થી પુરુષને ઝાઝો શ્રમ પડતો

---

સુફી મનસૂરની પરમ ધાર્મિક, આત્મશોધનમાં મચેલી અનલ નામની પરમ પવિત્ર ભગિની હતી. તે સદા ધર્મગ્રન્થમાંનાં ઈશ્વરવચનનો પાઠ કરતી હતી. તેમાં ઇશ્વરનું એવું વચન આવ્યું કે, 'મને પ્રાપ્ત કરવો હોય તો મારા બન્દાનો (ભક્તનો) સંગ કર!' આ વચનથી અનલનાં નેત્રો ખુલી ગયાં; તેણે ધર્મશાસ્ત્ર ને ક્રિયાવિધિનો ત્યાગ કીધો ને તે ઇશ્વરના 'બંદા' ની શોધની પ્રવૃત્તિમાં પડી. કેટલેક કાળે 'હક' નામધારી એક સાંઇ તેના નગરમાં જઈ ચડ્યો. તેને અનલ મળી. તે તેની પાસેથી આત્મતત્ત્વ પ્રાપ્ત કરી, સ્વસ્વરૂપ જાણી હકના સદ્બોધથી 'અનલ-હક' अहं ब्रह्मास्मि નો જાપ જપવા લાગી. આ વૃત્તાંત તે નગરના રાજાની જાણમાં, જેઓ ઇશ્વરના પ્રેમને અપાત્ર હતા તેઓ લાવ્યા. રાજા ક્રોધાયમાન થયો; અને સુફી મનસૂરને કહ્યું કે, તારી બહેનને સમજાવી એ પાપાચારી હકનો સંબંધ છોડાવ, એથી તારા કુળની પ્રતિષ્ઠાનું સંરક્ષણ થશે; પછી હકને પૂરઈ ચાસન આપીશ. મનસૂર પોતાની ભગિનીને સમજાવવા હકના આશ્રમમાં ગયો; પણ હકના ઉપદેશથી ભગિનીને પાછું વળવાનું કહેવાનું ભૂલી, આત્મજ્ઞાન સંપાદન થવાથી, તે પણ અનલહકનો આદેશ કરવા લાગ્યો.

આ ચમત્કાર રાજા સમજવે અસમર્થ હતો. ને મનસૂરના બોધથી અનેક પુરુષો અનલહકનો જાપ જપવા લાગ્યા, તેથી રાજાએ મનસૂરને ફાંસીની શિક્ષાની આજ્ઞા આપી. જ્યારે મનસૂરને ફાંસી સમીપ લઈ ગયા ત્યારે પણ તે 'અનલહક' નો જાપ જપતો હતો. એથી ક્રોધાવિષ્ટ થઇ રાજાએ પ્રજાજનને આજ્ઞા કીધી કે, 'એ પાપીને એકેક ખાસડું મારો!' મનસૂરના અંગપર જેમ જેમ ખાસડાં પડતાં ગયાં, તેમ તેમ તે અતિ આનંદ પામવા લાગ્યો; પણ જ્યારે કોઈ સત્પુરુષે, તેનાપર પુષ્પ-વૃષ્ટિ કીધી, ત્યારે તેના નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહેવા માંડ્યો! આ ચમત્કાર જોઇ રાજાએ પૂછ્યું, 'ખાસડાં પડતાં તું હસ્યો ને પુષ્પવૃષ્ટિ થતાં રડ્યો, તેનું કારણ કહે' એ પ્રસંગે મનસૂર ઉક્ત વચન બોલ્યો હતો. એનો ભાવાર્થ આ પ્રમાણે છે:-

હે રાજા! જો તને (તે પરમાત્માને) મળવાનો શોખ (ઇશ્ક-પ્રેમ) હોય, તો હરદમ (સદા) તેનામાં લો લગાતો (લવલીન થતો) જા. તુમાયીને (અહંત્વમમત્વને) ભસ્મ કરી દે અને તારા અંગપર (વિરાગની) રાખ ચોળતો જા.

પરમાત્માનું પ્રેમરૂપી ઝાડુ ગ્રહણ કરી, તારા અંગને (અહંકાર, ઈર્ષા, મોહ, મમતા, મારું, તારું એ રૂપી જે અજ્ઞાનની જડ બેઠેલી છે તેને) સાફ કરી નાંખ, અર્થાત્ મનને ચોકખું કર; દ્વૈતરૂપી જે ધૂળ તારામાં છે તેનો ત્યાગ કર; મુસલ્લો (પ્રાર્થનાનું આસન અર્થાત્ કર્મકાંડ કે બ્રાહ્મણે આમ કરવું, ક્ષત્રિયે આમ કરવું, વૈશ્યે આમ, મુસલમાને આમ ને શ્વપચે આમ ધર્મ પાળવો, તે દ્વૈતભાવને) પરો કરી દે. મુસલ્લાને ફાડી નાંખ (કર્મની ખટપટ છોડી દે), તસબ (માળા) ને તોડી નાંખ, કીતાબ (શાસ્ત્રનાં પોથાં) ને પાણીમાં ડુબાવી દે; કેમકે તે કંઇ પરમપદના અધિકારી બનાવવાનાં યોગ્ય સાધનો નથી, પણ સદ્ગુરુનો હાથ પકડ ને તેનો દાસ બની જા.

નથી. બુદ્ધિમાન્ તો તે જ છે કે, જે પુનર્જન્મ ન થાય તેવાં કર્મો કરે છે.* એ સત્નું જ્ઞાન પ્રાપ્ત થયા પછી, પ્રારબ્ધ કર્મે કલ્પેલી વાસનાઓ તે ભલે ભોગવે. સંસારીની પેઠે વિચરવાથી પણ તેને બાધ નથી.† દેહથી તો તે કેવળ મુક્ત જ. તેવો જ જીવ જીવનમુક્ત જ છે. તે સંકલ્પ વિકલ્પથી રહિત થઇ, દેહના કર્મોનો દ્રષ્ટા–સાક્ષીરૂપ રહી, સંસારમાં વિચરે છે. હે દેવ ! જો તમે જગતની જંજાળોનો પરિત્યાગ કરો, ઉપાધિઓને ભસ્મ કરો, અહંભાવ દૂર કરો, તો તમે પણ તે જ છો. આજથી તમે જીવન્મુક્ત બનો છો. એ જીવન્મુક્ત દૃષ્ટિના દ્રષ્ટાને દેખતો નથી, શ્રવણના શ્રવણ કરનારનું શ્રવણ કરતો નથી, મનના માનનારાનો મનોવ્યાપાર મંદ કરે છે, મનથી જ તે સર્વેશ્વર સર્વાત્મા મહાદેવને જાણે છે–વિજ્ઞાનના જાણનારાને જાણે છે. એ જ જીવન્મુક્ત છે, એ જ જાણ્યું તે સત્ય, બાકી આળપંપાળ છે. એથી અન્ય સર્વ અસત્ય છે. હે પિતાજી ! આ સ્થિતિને પ્રાપ્ત કરશો કે, તમે જીવન્મુક્ત થઇ, પછી વિદેહમુક્ત બનશો અને પરમાત્માનો સાક્ષાત્કાર કરશો. મારો અને તમારો પુત્રપિતાનો સંબંધ, તેને સ્વપ્ન જ સમજજો. હું પુત્ર હોત તો તમારે ત્યાં હોત, તમે પિતા હોત તો આ ખાડમાં મને પધરાવતે નહિ. પણ હું તમારો પુત્ર નથી, તમે મારા પિતા નથી. હું તો અજર, અમર, નિર્વિકારી આત્મા છું. ભવિષ્યમાં મારા પ્રતિ માયા રાખતા નહિ; મારા પ્રેમનો વિચાર કે, મેં જ્ઞાન આપ્યું છે એવો વિચાર કરતા નહિ; માત્ર તત્ત્વનો જ વિચાર કરજો; કેમકે अंतकाले या मतिः सा गतिर्भवेत् અંતકાળે કદાચિત્ મારું સ્મરણ તમારા પતનનું કારણ થઈ પડે. અંતકાળની વાસના–ભાવનાએ ઘણાને ભમાવ્યા છે. જન્મ જન્માંતર સુધી અનેક કષ્ટો ભોગવી આત્મનિષ્ઠ બન્યા, છતાં પણ,

ઉપવાસ કરી ભૂખે મરવું કે રોજ (વ્રતાદિક) રાખવા, તે વ્યર્થ છે; (તેથી પરમાત્મા મળતો નથી); તેમ મસજીદમાં (દેવળે દેવળે) ભટકી સેજદો (નમન-પ્રાર્થના) કરવાની કંઇ જરૂર નથી; હાથ પગ ધોવા, સ્નાનાદિ બાહ્ય શુદ્ધિનાં કર્મો કરવાનું ક્રિયાનું ઠામ ભાંગી નાંખ: શરાબ (ભક્તિ) શોખથી પી (કર), તું મુલ્લા (બ્રાહ્મણ, આચાર્ય–ગુરૂપણાનું ઘમંડ) છે એવો દ્વૈતભાવ ત્યજી દે. શાહ કલંદરની આજ્ઞા છે કે, એ સ્થિતિને પ્રાપ્ત પુરુષ જ 'અનલહક' अहं ब्रह्मास्मि કહેવાનો અધિકારી છે.

મનસૂરનાં આ વચનો સાંભળી રાજા શાંત પડ્યો ને તેની શિક્ષા તેણે માફ કીધી હતી.

* स बुद्धिमान्मनुष्येषु (यस्य) पुनर्जन्म न विद्यते ।

† कर्मणा न स लिप्यते । शरीरस्थोपि कौन्तेय ! न करोति न लिप्यते ॥

અંતકાળે મૃગલીના ધ્યાનથી ભરત મુનિ જેવા મહાત્માને મૃગયોનિમાં અવતરવું પડ્યું હતું, એ વિચાર મનમાં દૃઢ ઠસાવીને, સર્વ ઉપાધિનો–સર્વ અહંકારનો, સર્વ વાસનાનો, સર્વ વ્યાવહારિક ભાવનાનો નિત્યને માટે આપ ત્યાગ કરી દેજો. હવે હું વિદાય થઇશ ને મારાં કર્મના ભોગો ભોગવવાને તે નિર્માણકર્તાની ઇચ્છાને અનુસરીશ"

### જીવન્મુક્ત અને વિદેહમુકતનો ફરક

રાજા જનકે, અતિત્વરાથી, પોતાના ખોળામાં સૂતેલા બાળકુંવરને કહ્યું; "હે પુત્ર! હે પરમ જ્ઞાની! જરા થોભ ને મને કહે કે જીવન્મુક્ત ને વિદેહમુક્તમાં ભેદ શો છે?"

"મહારાજ! જીવન્મુક્ત બહારથી વ્યાવૃત્ત ને અંતરથી નિવૃત્ત છે; વિદેહમુક્ત અંતર ને બહાર બંનેથી નિવૃત્ત છે. વિદેહમુક્તને ભેદદૃષ્ટિથી ભય વ્યાપે છે ને જગતનું સુખ, દુઃખરૂપ ભાસ્યું તેથી દૂર જ રહે છે. તે દુઃખરૂપ જગતને જાણી, તે પ્રતિ દૃષ્ટિ જ કરતો નથી, માત્ર અંતર્વૃત્તિએ જ રહે છે. જીવન્મુક્ત એમ જ જાણે છે કે, જગત ભ્રાન્તિથી વિલક્ષણ ભાસે છે, પણ તે મારું જ સ્વરૂપ છે-હું ને જગત્ કાંઇ જુદાં નથી*–તેથી આંખ મીંચી તોએ શું ને ખુલ્લી રાખી તોએ શું? જ્યાં મારું જ સ્વરૂપ છે, ત્યાં ભય શો? તે જ્યાં જોય છે ત્યાં પરમાત્મતત્ત્વ જ જોય છે-સ્વસ્વરૂપ જ જોય છે. તેથી તે જગતની મોજ લે છે. વાસ્તવમાં તો તેને જે સુખ ભાસે છે, તે પોતાનું જ અનુસ્યૂત સુખ ભાસે છે, જે માત્ર વિચિત્રતામાં જ ભાસે છે અને પોતાના માનેલા જગતના સુખને, જેમ અખૂટ દોલતવાળો કીડીને અલ્પ ગણે છે તેમ, જીવન્મુક્ત, તે સુખ–મોજને અલ્પ ગણે છે. તેને એમ થાય છે કે, 'એ સુખ ભોગવવાથી લાભે શું ને ન ભોગવવાથી હાનિએ શી?' એ વિચારથી, જીવન્મુક્ત બાહ્યવૃત્તિના વેગનું આકર્ષણ કરતો નથી, તેમ અંતરના નિશ્ચયને ડગાવતો પણ નથી; અર્થાત, જીવન્મુક્ત કલ્પિત પ્રારબ્ધ પુરુષાર્થને અધીન, કલ્પિત પરમાણુજન્ય શરીરવર્તી, કલ્પિત સુખ લેવામાં નિઃસ્પૃહ રહે છે–એ કે સ્વસ્વરૂપમાં તો તે અડગ જ છે.

સ્વરૂપથી વિલક્ષણ અને જન્મમરણની અનંત પ્રતીતિવાળી શંકાઓવડે ભયને પામેલો એવો કોઇ પુરુષ, વૈરાગ્ય પામી, યોગ કે સ્વરૂપાનુસંધાન નિમિત્ત કષ્ટ વેઠી, મનસહિત સર્વ ઇંદ્રિયોનો નિગ્રહ કરવાની આતુરતાથી આકર્ષાઇ, ઉપસ્થાદિ સર્વ ઇંદ્રિયોને શિથિલ કરી,

* सर्वं खल्विदं ब्रह्म । वासुदेवः सर्वम् । सकलमिदमहं च वासुदेवः ।

પછી સ્વરૂપાનુસંધાન સધાયું, તોપણ શિથિલ થયલા અવયવે ઠરી કલ્પિત સુખના ભોગ ભોગવવામાં આસક્ત જ રહે છે ને બાહ્યદૃષ્ટિથી પ્રતીત થતું જગત્ તેને કોઇ પણ પ્રકારે આનંદદાયી જણાતું નથી, એટલે તેની જેવી અંતર્વૃત્તિ નિવૃત્ત થઇ છે, તેવી જ બાહ્યવૃત્તિ પણ નિવૃત્ત છે, અથવા કૃતકૃત્ય થઇ જડવત્ વિચરે છે. એ વિદેહમુક્ત સ્વરૂપ છે.

જીવન્મુક્ત અને વિદેહમુક્તમાં ભેદ એટલો જ કે, એક અંતર વૃત્તિએ નિવૃત્ત છે ને બીજો અંતર ને બાહ્ય બંને વૃત્તિએ નિવૃત્ત છે. દૃશ્ય-કલ્પિત જગતની પ્રતીતિ બેઉને સમાન જ છે; તથાપિ સુખ લેવાનાં સાધનો જીવન્મુક્ત પાસે છે અને વિદેહમુક્ત પાસે નથી; વિદેહમુકતે સાધન છોડી સાધ્ય જ સિદ્ધ કીધું છે; અર્થાત્ દશ ઇંદ્રિય ને અંતકરણના સમુદાયવાળા નાશવંત શરીરૂપ સાધનવડે, સ્વરૂપાનુસંધાન કરવા સમર્થ થવાય છે તે કલ્પિત સાધન, વિદેહમુક્તને નહિ જેવાં છે; અને જીવન્મુક્તનાં તે સાધનો અણછતાં કાયમ રહી, સ્વરૂપાનુસંધાન કરાવે છે; તેથી જ તે કલ્પિત સુખનો અણછતો ભોગ કરે છે. વિદેહમુક્ત હઠ-બળથી ને જીવન્મુક્ત કળથી પરમપદ પ્રાપ્ત કરે છે.*

આ વિષય સ્પષ્ટ રીતે તમારા હૃદયમાં ઠસાવવા, હે પિતાજી! તમને એક દૃષ્ટાંત આપીશ. આંધળો ને દેખતો એક સ્થળે બેઠા છે. પાસે થતું સંગીત બંને સાંભળે છે; પણ નેત્રવાળો નેત્રથી જોઈ આનંદ લે છે; આંધળો તે આનંદ નથી ભોગવતો, પણ અંતર્વૃત્તિએ અનુભવ જ લે છે. સુખ તો બેઉને સમાન છે; પણ આંધળો સંગીત કરનારના મોહકપણાંથી કે પાસે થતી ગડબડથી નિર્ભય છે-તેને ચોરાદિનો ભય નથી, મારનારાઓનો ભય નથી, સૌંદર્યના મોહકપણાનો ભય નથી, કેમકે તે કંઈ દેખતો નથી, તેથી નિર્ભય છે. પણ દેખતાને સૌંદર્ય, ચોર તથા મારાને જોતાં તુરત ભય થશે; જો કે ભય અણછતો છે, તો પણ અણછતો ભય પણ છે, તે તેને તો થશે જ. એમ જેવો અણછતો આનંદ દેખતાને છે, તેવા અણછતાં ભયનો પણ સાધનવડે સંભવ છે. આંધળાને અણછતાં સુખનો કે આનંદનો સંભવ નથી, તેમ અણછતાં ભયનો પણ સંભવ નથી.

આંધળા અને દેખતાનો આનંદ

---

* यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥

આ દેખતો તે જીવન્મુક્ત ને આંધળો તે વિદેહમુક્ત છે. એ પરથી હે રાજા જનક! તમે તાત્પર્ય ગ્રહણ કરી શકશો કે, દેખતા કરતાં આંધળો શ્રેષ્ઠ છે. માટે મેં તમને પ્રથમ જીવન્મુક્તની દશા ભોગવવાનું કહી, પછી વિદેહમુક્ત થવાનું સૂચવ્યું છે; કેમકે જેણે એક વખત પણ જગતના અમુક સુખ-પદાર્થનો અનુભવ નથી કર્યો, ત્યાંસુધી તેને તે પ્રતિ આકર્ષણ થવાનો સંભવ-ભય છે. સ્ત્રી પુત્ર ઐશ્વર્યના ભોગ જો કે વિદેહમુક્ત ન ભોગવે, પણ તેની તેને કદાચ એષણા થઈ આવે, અર્થાત્ મિથ્યા જગતનું મિથ્યા સુખ કેવું હશે, એવી એષણા જ થઈ આવે છે, તો તેને શિખરપરથી ગબડી પડવાનો પૂરેપૂરો સંભવ છે. તેથી તે સંસારથી દૂર જ રહે છે. જીવન્મુક્તને તેવું કંઇ નથી. તેણે તો મિથ્યા સુખનો અનુભવ કરી, જગતનાં સર્વ સુખોને, જગત્ માત્રના સકળ પદાર્થોને, દેવતાદિના લોકોને મિથ્યા-નાશવન્ત માન્યા છે, એટલે તેને ભય નથી. તથાપિ સાધનસિદ્ધિમાં તે મોળો પડી જાય છે, તો જન્મ ભોગવવો પડે છે. વિદેહમુક્તની સાધના હઠમય હોવાથી તેને ગબડવાનો ભય જ આવતો નથી. તે શ્રેષ્ઠ છે. હે રાજા! તમે પ્રથમ જીવન્મુક્તિ શનૈઃ શનૈઃ પ્રાપ્ત કરો ને વિદેહમુક્તિ હઠથી નહિ, પણ અનુભવથી સહજે પમાય તેમ કરશો તો તમે પરમ છો. જેમ શરદ્ઋતુનું આકાશ, વરસાદ વર્ષ્યા પછી કેવળ નિર્મળ થાય છે, તેમ જે પુરુષ જ્ઞાન મોજ સંગે સુખ ભોગવી નિર્મળ બને છે, તે નિજાનંદમય નિત્ય રહ્યો તો તે નિર્ભય-પરમ-અને વિદેહમુક્ત છે.''

### ભક્તિ-મોક્ષનું લક્ષણ

રાજા જનકે, શબરૂપી મહાત્માને પૂછ્યું; ''હે મહાત્મન! તમે પૂર્વજન્મમાં ભલે મારા પુત્ર હો, પણ તમે મહતપદના અધિકારી છો, ન જાણવા યોગ્ય પણ જાણો છો, તેથી મારા મનમાં જે શંકા છે, તેનું સમાધાન કરો. પરમ મોક્ષ કેમ પમાય? મોક્ષનું લક્ષણ શું? મુક્તાત્મા કઇ ગતિને પામે છે? એ તમે મને કહો!''

શબરૂપ બાળકુંવરે કહ્યું; ''હે પિતાજી! હુ મહાત્મા નથી, જ્ઞાની નથી, પણ કર્મના ફળ ભોગવનારો અલ્પ પ્રાણી છું. મહાત્મા તો આપ છો! પરન્તુ જેમ કાદવમાં લપટાયલું રત્ન, સ્વચ્છ જળથી ધોવાયા વગર તેનો પ્રકાશ પ્રકટ આપતું નથી, તેમ જ તમે પણ ઉપાધિરૂપી કાદવમાં લપટાયલા હોવાથી, તમારું ચિદાનંદ સ્વરૂપ જોઇ શકતા નથી! આપનું પ્રારબ્ધ ને પુરુષાર્થ સફળ છે એમ હુ માનું છું. તમે જે પ્રશ્ન

પૂછ્યું તે અતિ ગૂઢ-ગૂઢનું પણ ગૂઢ-તત્ત્વના તત્ત્વરૂપ છે, અને એનું ઉત્તર આપવું, એ મારા જ્ઞાન બહાર છે. જ્યાં ઋષિમુનિની ગતિ પહોંચી શકી નથી, ત્યાં મારા જેવા તત્ત્વજ્ઞાનથી રહિત, અલ્પનું શું ગજું ? તથાપિ તે પરમ યોગીની કૃપાપ્રસાદીથી, તમારો સ્વલ્પ સંશય છેદન કરીશ. સાંભળો.

જે સૂક્ષ્મ, અવિજ્ઞેય, અવ્યક્ત, અચળ-ધ્રુવ, ઇન્દ્રિયોના સમૂહ વિષયમાત્ર ને ભૂતથી રહિત છે, તે જ સર્વ પ્રાણીનો અંતરાત્મા-પરમ પુરુષ પરમાત્મા-પુરાણ પુરુષ-પરમેશ છે. તેને ક્ષેત્રજ્ઞ કહે છે.* તે જ ત્રિગુણથી મુક્ત પુરુષ પણ વદાય છે; અને તે કંઇ કારણરૂપ કલ્પાયલો નિષ્ક્રિયાત્મા સદસદાત્મક છે. એ જ પૂજન-વંદન-ઉપાસન-જાણવા-જોવા યોગ્ય છે. તદ્રૂપથી કોઇ શ્રેષ્ઠ નથી, તેનાથી કંઇ નોખું નથી. તેના રૂપમાં વિલીન થવું તે મોક્ષ. પંચ પ્રાણ, દશેન્દ્રિય, મન ને બુદ્ધિથી જે મુક્ત છે, સત્ત્વાદિ ત્રણ ગુણોથી જે મુક્ત છે, પાપકર્મ કે પુણ્યકર્મથી જે મુક્ત છે, વિરાટની ષોડશ કળાથી જે મુક્ત છે, તે જ પુરુષને મુક્તિ મળે છે ને તે જ મુક્ત છે. ચિદાત્મા જ મુક્તોની ગતિ છે. એ આદ્ય મૂર્તિમાં મુક્તાત્માનો પ્રવેશ થઇ, ભેદનો સર્વાંશે લય થઇ જવો, એ જ મુક્તાત્માની ગતિ છે. જે પુરુષે હાથ, પગ, ઉદર ને ઉપસ્થ ઇન્દ્રિયનું સંરક્ષણ કીધું છે, નિષિદ્ધ કર્મ આચર્યું નથી, તેનું અભિમાન ધર્યું નથી, જે સમાન દૃષ્ટિવાળો છે-અંતઃકરણની સાત્વિક વૃત્તિ, જેને ચરમાવૃત્તિ કહે છે તેમાં મગ્ન છે, નિર્મળ બુદ્ધિનો છે, ને સદા જ તે પરમાત્મા-અંતરાત્મા-નારાયણ-પરમપુરુષને શરણે છે, તે જ એ મોક્ષ ગતિને પામે છે.

એ સ્વરૂપ શ્વેતદ્વીપમાં વસે છે. ત્યાંના મુક્તાત્મા, સ્થૂલ દેહ-રહિત છે, ઇન્દ્રિયભોગરહિત છે, ચેષ્ટારહિત છે, શુદ્ધ સત્વશીલ છે, તેજસ્વી છે, તેથી તેઓ, યત્કિંચિત્ પણ દ્વૈત ભાવવાળાની દૃષ્ટિએ પડતા નથી. એથી પણ શ્રેષ્ઠ તે પરમ ઘનશ્યામ મૂર્તિ છે, જે આ મુક્તાત્માથી જ વેષ્ટિત છે ને તે મુક્તાત્મા વિના અન્યથી દર્શન કરાય એવી નથી. શ્વેતદ્વીપમાં રહેલી (રહેલી કહ્યું છે તે અસત્ય વચન છે, કેમકે તે તો સર્વમાં છે; પણ શ્વેતદ્વીપમાં તે સાક્ષાત છે તેથી જ રહેલી કહું છું) તે દિવ્ય મૂર્તિના પ્રકાશનું તેજ કોટાનકોટી સૂર્યોના તેજથી પણ વિશેષ

---

* इदं शरीरं कौंतेय ! क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥

હોવાથી તે કેવી છે તે વર્ણી શકાય એમ નથી. પણ તમારી કલ્પનામાં આવે તેનાથી તે પર છે. એ પુંડરીકાક્ષ-જનાર્દન-જગદાત્મામાં વિલીન થવું, તે જ મોક્ષ. એ મૂર્તિ મેં જોઇ નથી, જાણી નથી તો તે આવી છે એમ કહી કેમ અસત્ય ભાષણ કરું? જેને તેનું દર્શન થયું હોય, તે શું આ ખાડામાંથી નીકળી આ ખાડામાં પડે?

હે પિતાજી! હવે જય સચ્ચિદાનંદ! હું જઇશ. આ જગતનો મારો તમારો મેળો અહીંયાં જ પૂર્ણ થાય છે. હવે, મારો તમારો મેળો નથી. જ્યાં અનંગસુખ છે ત્યાં પણ નહિ. ત્યાં હુંએ નથી ને તુંએ નથી; તો મળવું શું, ભેટવું શું, રાજા શું, પુત્ર શું, બ્રાહ્મણ શું, ચાંડાળ શું? ત્યાં એક પરમ પ્રેમ-અદ્વૈત-પૂર્ણ પુરુષોત્તમ-બ્રહ્મ જ છે; ત્યાં સૌ એક જ છે-અદ્વૈત જ છે. ત્યાં હું ને તમે દ્વૈતમાંથી છૂટી અદ્વૈત જ થઇશું! તે રૂપે જ અનંતકાળ રહીશું!"

આટલું બોલ્યા પછી તે બાળકુંવર પૂર્વવત્ શબ થઈ ગયો. તેનાં નેત્રો મીંચાઈ ગયાં. તેની વાણી બંધ પડી ગઇ, ક્ષણમાં તો તેની ચામડી કરમાઈ ગઇ. રાજા જનક પરમ ઉદાસીન થઇ ગયો. તે બાળકુંવરને પુનઃ ખાડામાં પધરાવીને તેના ઉપર તેણે માટી નાંખી દીધી! મિટ્ટી ભેળી મિટ્ટી મળી ગઇ. રાજા જનક પુનઃ સ્નાન કરી, વસ્ત્ર પરિધાન કરી ઉત્તમ પ્રતિનું જ્ઞાન લઇ, પોતાની રાજધાનીમાં આવ્યો.

### જનકે ધારણ કરેલો ભેખ

સુવિચારશીલ તે છદ્મલિંગને સંબોધી હિમગિરિના યોગીન્દ્રમહાત્મા બોલ્યા; "હે વત્સ! એ દિવસથી રાજા જનકની સ્થિતિ કેવળ બદલાઇ ગઇ હતી. નગર તજ્યું ત્યારે જે જનક હતો, તે જનક અત્યારે નહતો. પૂર્વનો જનક સંસારી જનક હતો, વ્યવહારી જનક હતો, લૌકિક જનક હતો; આજે જીવન્મુક્ત જનક છે-આત્મનિષ્ઠ જનક છે. તેની ચિત્તવૃત્તિ કેવળ શાંત થઈ ગઈ છે; તેના મનની અહંતા છૂટી ગઇ છે; તેની ભાવનાઓ નષ્ટ થઇ ગઇ છે; અસ્તિ ભાતિ પ્રિય નામ વગેરેના અંશોથી તે રહિત થઈ ગયો છે; કામ ક્રોધાદિક તેના દાસ બની ગયા છે; આખું જગત્ તેને ગંધર્વનગરસમાન ભાસે છે; જનકપુરી પણ તેને વરસાદથી ભુસાઇ ગયેલાં ચિત્રના જેવી જણાય છે; રાજ્યનો વ્યવહાર તે માત્ર સાક્ષીરૂપે જ ચલાવે છે. તે કશામાં લેપાતો નથી.

यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥

અર્થ-દૈવેચ્છાથી પ્રાપ્ત થયેલી વસ્તુથી સંતોષ માનનારો, સુખ દુ:ખથી રહિત, મત્સર વિનાનો અને કાર્યની સિદ્ધિ કે અસિદ્ધિને સમાન માનનારો, અનેક કર્મો કર્યાં છતાં પણ બંધાતો નથી.

તેવી તેની સ્થિતિ બની ગઇ છે. આ નવીન અવસ્થા જોઇને રાણી મંત્રી વગેરે ચકિત થઇ ગયાં. સંસારપર રાજાને એવો તો દૃઢ વૈરાગ્ય વ્યાપી ગયો હતો કે, એક દિવસે રાત્રિના પોતાને હાથે માથું મુંડી નાંખી, ભગવાં વસ્ત્રો ધારણ કરીને, રાણીના નિવાસમંદિર પાસે, 'नारायण हरे' બોલતો જનકપુરીનો સ્વામી ઊભો રહ્યો. રાજાનું આ વિપરીત આચરણ જોઇને રાણી પરમ ખિન્ન થઇ ગઇ. તે રાજાની પાસે આવીને બોલી; હે મહારાજ ! આ તમે શું કર્યું ? પરમાત્માના વચનનો લોપ કીધો ? ઠીક. પણ તમે ક્ષત્રિય છો; પ્રજાપાલનાદિક કર્મ કરવાને જન્મેલા છો, કંઈ ભિક્ષુકની પેઠે ભીક માગવાને જન્મેલા નથી; છતાં આ વિપરીત આચરણ શું ? તમને જે જ્ઞાન પ્રાપ્ત થયું છે, તેથી તમારા આત્માને નવું ચૈતન્ય મળ્યું છે; સત્ શું ને અસત શું, તે તમે સારી રીતિએ જાણી શકયા છો; આશ્રમના ધર્મો પણ તમે જાણો છો; પણ કર્મનો ત્યાગ કરવા માટે એ જ્ઞાન નથી, પરંતુ કર્મ કરતાં રહીને જે આત્મનિષ્ઠા પ્રાપ્ત થઈ છે, તે દ્વારા પરમ પદને પામવાના અધિકારી બનવા માટે છે. શું ભગવાં વસ્ત્રો પહેરી ભિક્ષા માગવાથી, કે વનચરપેરે વનમાં ભટકવાથી જ પરમ તત્ત્વને પ્રાપ્ત કરી શકાય છે ? નહિ જ. જેને શુદ્ધ આત્મનિષ્ઠા પ્રાપ્ત થઇ છે, તે કર્મો અને અકર્મોને વિચારી સ્વભાવપ્રાપ્ત કર્મોનો ત્યાગ કરતો નથી, આશ્રમધર્મનો ત્યાગ કરતો નથી, ને વેશ ટેકની આડી ગલીમાં પ્રવેશ કરી ગુંચવાઇને રઝળી જતો નથી. સ્વામિનાથ !

"જે વૈરાગ્ય દેખાડે કરી, તે તો મન કેરી મશ્કરી;
જો ઉપને સાચો વૈરાગ્ય, અંતર બહાર સર્વસ્વ ત્યાગ"

"મુજના સૌભાગ્ય રત્ન ! તમારે તો નિત્યનાં ને આશ્રમનાં કર્મો કરવાનાં જ છે; કેમકે કર્મનો ત્યાગ કરવા કરતાં કર્મો કરતાં રહી, તેમાં ન લેપાનાર જ શ્રેષ્ઠ છે. કર્મો નહિ કરવાથી તો તમારા શરીરનો પણ નિર્વાહ થઇ શકશે નહિ, ને ઉલટા તમે ભ્રષ્ટ થશો.* હે મહારાજ ! શા માટે તમે એકદમ રાજ્યપાટ તજીને યોગીનો વેશ ધારણ કીધો છે ?

* नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥

ઘેર ઘેર બારણે બારણેથી મુષ્ટિ મુષ્ટિ અન્ન માગીને તેપર નિર્વાહ કરવા માટે ? તમે તે માટે જન્મેલા નથી જ. તેથી હે પ્રભુ ! આ તમારું કાર્ય તો ક્ષત્રિયોચિત ધર્મથી ને પ્રાપ્ત જ્ઞાનથી વિપરીત જ છે. હે રાજન્ ! આ ત્યાગ ગ્રહણ કરીને ઘેર ઘેર બારણે બારણે ભિક્ષા માગીને, ખપ્પરમાં પડેલા અન્નથી તમે સંતોષ માનવાનું ધારતા હશો; ભલે પ્રાપ્ત જ્ઞાનનો એ ઉપયોગ કરો પણ રાજાનો ધર્મ તો પ્રજાનું પાલનપોષણ કરવામાં છે. તેણે અતિથિ, દેવ, ઋષિ અને પિતૃઓ એ સર્વનું યજન કરવાનું છે–એ બધું થોડા ભીખી આણેલા અન્નથી શી રીતે પૂર્ણ કરી શકશો ? ત્રણ વિદ્યાઓ (ત્રણ વેદોના) ના જાણનારા અને કોટ્યવધિ બ્રાહ્મણોના ભરણપોષણ કરનારા એવા, ઓ ભગવા વસ્ત્રધારી રાજા ! આ રાજ્યલક્ષ્મી-નો ત્યાગ કરી રસ્તે રઝળતા શ્વાનની માફક પેટ ભરવામાં અને અધમ પુરુષોનાં મુખો જોવામાં કેમ આનંદ માનો છો ? તમે બીજાના અન્નથી પેટ ભરવાને સરજાયલા નથી જ, અન્યનું પોષણ કરવાને સરજાયલા છો. પણ ઓ દુર્દૈવ ! ખરેખર, આજથી મારાં પૂજ્ય સાસુજી વાંઝીઆંજ થયાં છે ને પિતૃઓને રડવાનું જ છે ! ઓ ભેખધારી રાજા ! તમે રાજા છો: માટે હજારો મનુષ્યો તમારી સમ્મુખ બન્ને હાથ પહોળા કરીને ઊભા રહેશે, પણ જ્યારે તેઓને કંઈ પણ ફળ મળશે નહિ, ત્યારે તેઓ નિરાશ થશે, તે શું તમને આનંદ આપશે ને તેથી શું તમારું કલ્યાણ થશે ? હે જ્ઞાનેચ્છુ ! હે મુમુક્ષુ ! આશાભંગનું પાપ તમે ક્યાં જઈને દૂર કરશો ? ખરેખર તમારા જેવા આશ્રમત્યાગી માટે જેમ આ લોક પણ નથી, તેમ પરલોક પણ નથી.* ગૃહસ્થ થઈ, રાજા થઈ જે પોતે પોતાના ધર્મનો ત્યાગ કરે છે, તેનો ઉભય લોક ભ્રષ્ટ થાય છે. તમાં પણ તમે આવા જ્ઞાની છતાં તમારી ધર્મપત્નીનો ત્યાગ કરીને, ઘેર ઘેર બારણે બારણે ભીખ માગીને જીવવાની ઇચ્છા કરો છો એ, વિપરીત કર્મનું પાપ તો અથાગ જ છે.

સાધુપણું ધારણ કર્યા છતાં પણ અને ત્યાગનો વેશ બતાવ્યા છતાં પણ જ્યારે તમારું આ ખપ્પર, તમારો આ ત્રિદંડ અને આ તમારાં ભગવાં વસ્ત્રો કોઇ હરણ કરશે, ત્યારે તમને દુઃખ થયા વિના રહેશે નહિ; તેમ મુષ્ટિ અન્ન મેળવવાની પણ નિત્ય નિત્ય-સૂર્યના પ્રકાશ સાથે તમને અપેક્ષા પણ રહેશે જ. સાધુસંન્યાસી થાવ, જોગી, જતિ જંગમ કે વૈરાગી થાવ, સ્ત્રીને તજો, પુત્રને તજો, ધનવૈભવને તજો ને કીર્તિનો

---

* नायं लोकोऽस्त्ययज्ञस्य, कुतोऽन्यः कुरुसत्तम ! ॥

પણ ત્યાગ કરો–એ સર્વ હઠથી તજાશે, પરંતુ પેટનો ખાડો પૂરવાનું તજાશે નહિ. કોઇને અધિક ને કોઇને સ્વલ્પ, કીડીને કણ અને હાથીને હારો! પરંતુ પેટનો ખાડો પૂર્યાં વિના કોઇને ચાલતું નથી. એ ખાડો પૂરવા માટે, દુર્જનોની સમક્ષ હાથ જોડીને ઊભા રહેતાં તમને ખેદ જ થશે! ચંદ્રની કાંતિનો નાશ કરનારા મેઘમાં જેમ અધિક કાળાશ છે, તેમ દુર્જનો ધર્મ કરે છે, તથાપિ તે બીજાઓના સતના નાશને માટે જ છે. જ્યારે કાગડાઓ સ્નાન કરે ત્યારે જાણવું કે, દુષ્કાળ સમીપમાં જ છે; અને જ્યારે કાગડાઓ ધોળા થાય, ત્યારે જાણવું કે અનર્થનું મૂળ લલાટલિખિત છે. દૈવયોગે, દુર્જનો દાન આપશે તોપણ નિશ્ચયપૂર્વક જાણો કે, દુર્જનની સંપત્તિ કે દાન, સંતાપ, મોહ ને કંપનું કારણ થઇ પડ્યા વગર રહેતાં નથી. એવા દુષ્ટ દુર્જનોની પાસેથી પણ મુષ્ટિ અન્નની આશા કરવી તે શું ત્યાગ ને સતની પ્રાપ્તિનું યોગ્ય સાધન ગણાશે?

જો તમે દ્વૈતનો ત્યાગ કીધો હોય, રજોગુણનો અને તમોગુણનો ત્યાગ કીધો હોય, આસુરી સંપતપર વિજય મેળવ્યો હોય, શુદ્ધ સત્ત્વગુણી બન્યા હો, અભેદમાં લીન હો, તો પછી અમારા તમારામાં અને આ પ્રજામાં શો ભેદ છે? હું અને તમે એક જ છીએ, તો કોણ કોનો ત્યાગ કરે છે ને કરશે? તમે અનુગ્રહકર્તા કોણ અને અનુગ્રહપાત્ર હું કોણ? હે સ્વામિનાથ! જે જ્ઞાનના અભિમાનથી સતનું ભાન ભૂલીને નિદાન તમે જે કૃત્ય કરો છો, તે સત્ જ્ઞાનમાં–ચિદાભાસમાં આપણે સર્વ સમાન જ છીએ. ચિદાભાસમાં ભેદનો લેશ પણ નથી.

વળી હે રાજા! ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને જે ત્યાગી થયા છે, તેઓ વાસ્તવિક રીતે ગૃહસ્થાશ્રમીના આશ્રયથી જ જીવે છેઃ ગૃહસ્થાશ્રમ જ મોટે ભાગે તેઓનું પોષણ કરનારો છે. સત્યત્યાગી તો તે જ છે કે, જે પોતાના આશ્રમધર્મમાં પરાયણ રહી જળમાં રહેલા કમળની પેઠે નિર્લેપ રહી વ્યવહારમાં વિચરે છે; અનેકોને સમાનતાથી, જ્ઞાન, ધર્મ, દાન, સત્ સમજી સમજાવી, અનેકોનો પ્રાણદાતા બને છે અને સંસારની કોઇ પણ વાસના જેને બાધ કરી શકતી નથી, તે જ પુરુષ આ લોકમાં અને પરલોકમાં પરમાત્માના સાન્નિધ્યનો–મુક્તદશાનો અધિકારી છે. પણ જે મુંડીઆઓ, ભગવાં વસ્ત્રો ધારણ કરીને પોતાનું પેટ ભરવા માટે આચાર્ય કે ગુરુ, સદ્‌ગુરુબાવા કે સાધુની છાયા નીચે બેસી, દામ ને કામના બંધનમાં રહી, અનેક પુરુષોને

તારવાનો સ્વયંને અધિકાર પ્રાપ્ત થયેલો માની, સંન્યાસનો સ્વાંગ ધારણ કરે છે, તે આ જગતને ઠગનારા બકભકતો છે; પાશથી બંધાયલાં પશુઓ જ છે. તેઓ સ્વયંના અને અન્યના આ લોક ને પરલોક બગાડનારા જ છે. કારણ કે, મઠ, શિષ્ય, પુસ્તક, ઉદર ભરવાની ચિંતા તથા ધનની લાલસાથી તેઓ મુક્ત નથી. હે મહારાજ! આ કાષાય વસ્રોનો ત્યાગ કરો, ત્રિદંડનો ત્યાગ કરીને રાજદંડને ધારણ કરો, અગ્નિનું આરાધન કરીને જેમાં અનેક વિદ્વાનો–ગુણવાનોને સંતોષ પમાડાય, પરમ પુરુષાર્થ પ્રાપ્ત કરાય તેવા સત્‌ના જ્ઞાનવાળા પરમાર્થ યજ્ઞો કરો, ભેદ ત્યાગી અભેદ ગ્રહી વિશ્વ–કુટુંબી બની જગતમાં વિચરો અને પરમ પુરુષાર્થ સિદ્ધ ન થાય ત્યાં સુધી ધર્મમાં અનુરક્ત રહી, નિરંતર પ્રજાપાલન તથા તપશ્ચર્યા કરવાને તત્પર રહો. પરમાત્માનું સેવન, ભજન, પૂજન, દર્શન એ સૌ ભગવાં વસ્રો ધારણ કરવાથી જ થાય છે એમ નથી: તમારા જેવા તો આ દેહે જ જીવન્મુક્તદશાને ભોગવે છે; તેથી આ ત્યાગ છોડી, ક્ષત્રિયોચિત ધર્મે વર્તો; અને દ્વૈતને ભેદી અદ્વૈતમાં પ્રવેશ કરો. જેઓ ભગવાં વસ્રો ધારણ કર્યા વગર અંત:કરણમાં રહેલા ચિદાનંદમાં લીન થઇ, સંકલ્પનો જ સંન્યાસ કરે છે, તેઓ જ વિશુદ્ધ સંન્યાસી છે, ને તે જ પરમપદને પ્રાપ્ત કરે છે."

પટ્ટરાણીનાં આવાં સદ્‌બોધજનક વચનો સાંભળીને, તત્ત્વવેત્તા મહાત્મા જનકરાયે પોતાના સ્વસ્વરૂપને ઓળખી, રાણીને આશીર્વાદ આપી પોતાનો ભેખ ઉતારી નાંખ્યો ને રાજભવનમાં પુન: પ્રવેશ કરી ઉત્તમ રીતિએ રાજકાજ ચલાવવા માંડ્યું. તે જ્ઞાની, આત્માનાત્માનો ભેદ સમજનારો, પરબ્રહ્મની લીલાવાળા બગીચામાં વિહાર કરનારો, સાંસારિક વિષયોથી વિમુખ થઇને, વૃદ્ધિ અને ક્ષયથી થતા હર્ષ ને શોકનો ત્યાગ કરનારો બ્રહ્માનંદનો ઉપાસક બન્યો હતો; તથાપિ જીવન્મુક્ત દશામાં તેને જે ઓછપ જણાતી હતી, તે પ્રાપ્ત કરવા માટે ઉક્ત યોગીન્દ્ર મુનિ યાજ્ઞવલ્કયની તેને રટણા લાગી રહી હતી. મુનિ થોડા કાળમાં પધાર્યા નહિ ત્યારે તેણે પોતાના મનુષ્યદ્વારા વન, ઉપવન, મઠો, મંદિરો ને ગિરિકન્દરામાં શોધ કરાવી, પણ મુનિનો પત્તો લાગ્યો નહિ–ત્યારે તે શોકાતુર થઈ ગયો.

### જનકનું વિચિત્ર સ્વપ્ન

આવી સ્થિતિને પ્રાપ્ત થયેલા રાજા જનકે આ સંસારના પદાર્થ માત્રપરથી પ્રીતિ ઊઠાડી દીધી. તેને રોમેરોમે વૈરાગ્ય વ્યાપી રહ્યો. તે આ જગતને ઝાંઝવાના જળ જેવું, ગંધર્વનગર જેવું, આકાશમાં કે

પાણીમાં આળખેલા ચિત્રામણ જેવું માનવા લાગ્યો. તેને સર્વ વ્યવહારો, બન્ધનના પાશ જેવા જણાવા લાગ્યા. તેને ધીમે ધીમે આ લોકનો આનંદ અગ્નિની જ્વાળા જેવો દુઃખદ થઇ પડ્યો. જન્મને અંતે મરણ, ચડતીને અંતે પડતી, ઉદયને અંતે અસ્ત, તેમ આનંદને અંતે શોક જ છે, એવો વિચાર તેને દહાડે દહાડે દૃઢ થવા લાગ્યો. તેના આમોદપ્રમોદ અસ્ત પામી ગયા. આવી સ્થિતિમાં-વિચારગ્રસ્તાવસ્થામાં એક દિવસે તે બપોરના નિદ્રામાં પડ્યો. તે સમયે તેને નીચે પ્રમાણે સ્વપ્ન થયું.

જાણે કે રાજા જનક પોતે પ્રબળ સૈન્ય સાથે શિકારે ગયો છે. એક હરણ પાછળ પડતાં તે સેનાથી વિખૂટો પડી ગયો છે. તેનો તેજી અશ્વ હરણ પાછળ પૂરપાટ દોડ્યો જાય છે. હરણ પણ છલંગપર છલંગ મારતું આઘું ને આઘું ચાલ્યું જાય છે, હરણને પકડવાની ધૂનમાં રાજા એક ગીચ ઝાડીમાં પેસે છે. એક અવાવર-ઝાડીઝાંખરાથી ઢંકાયલા કૂવાપરથી એનો અશ્વ દોડવા જાય છે. એટલામાં અશ્વ ઠોકરાય છે ને રાજા તે કૂવામાં પડી જાય છે! આ ભયાનક પ્રસંગથી રાજા ગભરાટ ને આશ્ચર્યમાં પડ્યો છે. પડતાં પડતાં કૂવામાંની વડડાલને તે બાઝી પડે છે. ઘોડો તો રાજાને પડેલો જોઇ નાસી ગયો છે ને વડડાલ પકડીને રાજા લટકેલો છે. ઉગરવાનો એકે આરો તેને જણાતો નથી. આ ક્ષણે રાજા વિચાર કરે છે કે, કોઈ રીતે આ સંકટમાંથી ઊગરાય તો પ્રભુકૃપા! તે ગદ્ગદિત કણ્ઠે પ્રભુને પ્રાર્થે છે. તત્ક્ષણે તેની દૃષ્ટિ ઉપરના ભાગમાં કચડકચડ કરતા સ્વર પ્રતિ જાય છે, અને જે વડડાલને પકડીને તે લટકે છે તેનાં મૂળિયાં, કેટલાક ઉંદરો, જે રંગે કાબરચિત્રા છે તે કાતરે છે. તે સમયે રાજા વિચારે છે કે, 'જો ડાળો કતરાઇ ગઈ તો નીચે કૂવામાં પડતાં સોએ વર્ષો અહીં જ પૂરાં થઇ જશે!' પણ તત્ક્ષણે નીચે દૃષ્ટિ પડી જાય છે. ત્યાં એક વિકરાળ ભયંકર અજગર મ્હોડું ફાડી બેઠો છે. એ જોઈ રાજા વધુ ગભરાય છે. તેને કોઇ દિશા બચવાની સૂઝતી નથી, એટલે તે મોટે મોટે બૂમો પાડે છે. એટલામાં એક સ્ત્રી તે કૂવાના કાંઠાપર આવી ઊભી રહે છે. રાજાએ તેને કહ્યું; 'હે જગદંબે! મારું રક્ષણ કર, મને બચાવ, હું જનકપુરનો મહારાજા છું. તું મારું રક્ષણ કરશે તો હું તને અપરિમિત સંપત્તિ આપીશ.'

તે સ્ત્રી બોલીઃ 'હે રાજા! મારે તારી ધનસંપત્તિની આવશ્યકતા નથી, પણ જો તું મને પરણવાનું સ્વીકારે તો હું તારું રક્ષણ કરું અને આ સંકટમાંથી તને ઉગારું.'

તે સ્ત્રી કુરૂપા, વૃદ્ધા, પલીએલ, અંગે કુષ્ઠ રોગથી ભરપૂર, મ્હોડામાંના દાંત વિનાની ને ઝુલી ગયેલા ચામડાંવાળી હતી, તેથી તેને પરણવાની રાજા ના પાડે છે. પણ ઘણા કાલાવાલા કરી પુષ્કળ ધનની લાલચ બતાવી, રક્ષણ કરવા કહે છે. પણ વિરૂપા સ્ત્રી એકની બે થતી નથી. હવે ઉપર ઉંદરો તો વડવાઈનાં મૂળો કાતર્યા જ જતા હતા, તેથી ગભરાઇ ન છૂટકે રાજા તે વિરૂપાને પરણવાની હા પાડે છે ! કે ડોસીએ નીચા વળી, પગ પકડી રાજાને બહાર કાઢી, જમીન-પર મૂકયો ને કહ્યું; 'હે રાજા ! હવે તારું વચન પૂર્ણ કર ને મારી સાથે લગ્ન કર !'

રાજા બોલ્યો; 'હે ડોસી મા ! જરા દયા કરો, હું તો તમારું બાળક-' આટલું બોલતાં તો ડોસી ક્રોધથી વિકરાળ બની, પોતાનું મ્હોં પહોળું કરી રાજાને ગળી જવા દોડે છે, ને ઊંઘતા રાજાથી ભયના માર્યા સત્ય બૂમ પડાઈ જાય છે-કે ઓં ઓં ઓં ! એ બૂમમાં જ તે જાગૃત થઇ ગયો; નેકીદારે નેકી પોકારી કે, 'જનકરાયને ઘણી ખમા ! અન્નદાતાને ઘણી ખમા !'

રાજા જાગૃત થઈ ગયો. પછી તે વિચારવા લાગ્યો કે, 'આ શું ? હું અહીંયાં રાજા છું, આ નેકીદારો રાજા જનકને ઘણી ખમા કહે છે ! ત્યાં એક સ્ત્રી મને ગળવાને દોડી ને ગભરાટથી આ ખરૂં કે તે ખરૂં ? મારાથી બૂમ પડાઇ ગઈ ! હું રાજા જનક તે સત્ય કે જંગલમાં દોડતી ડોસીના વિકરાળ મુખમાં જતો પુરુષ તે સત્ય ? એ બેમાં સત્ય શું ? અહીંયાં હું રાજા સત્ય છું, ત્યાં કૂવામાં પડેલો પણ હું જ હતો-એ બેમાં સત્ય શું ? મને તો આ બંને સત્ય અનુભવાયાં છે ! હું અત્ર રાજા જનકરૂપે બેઠો છું, ત્યાં વિકરાળ વિરૂપાની કુચેષ્ટાથી ભય પામી બૂમ પાડી તે પણ હું જ છું, ત્યારે એ બેમાં સત્ય શું ?'

## જગત્ સ્વપ્નતુલ્ય છે

રાજા આમ વિચારમાં ગુંચવાયો છે; તેની ચિત્તવૃત્તિ વિહ્વળ બની ગઇ છે; તે બાવરું બાવરું ચોમેર જુવે છે. તેટલામાં મન્ત્રીઓ રાજ-કાર્ય માટે તેની પાસે આવ્યા. રાજાની મુખમુદ્રા વિચારગ્રસ્ત જોઇ, તેઓ નમન કરી બાજુએ ઊભા રહ્યા. એટલામાં વિચિત્ર વેશ ધારણ કરી, હાથમાં ખેરડીનો દંડ લઈ, યોગીન્દ્ર મુનિ ત્યાં પધાર્યા ! એ યોગીન્દ્ર મુનિ તે મહાત્મા યાજ્ઞવલ્કય હતા. રાજાને ઉપદેશ કરવા માટે,

યાજ્ઞવલ્કય મુનિ, યોગથી પોતાનું મૂળ રૂપ પલટાવી, વિકૃત વેષથી ત્યાં આવ્યા હતા. તેમનું વિચિત્ર અંગ જોઇ, મંત્રિમંડળ ખડખડાટ હસી પડ્યું. યોગીન્દ્ર મુનિ સર્વને હસતા જોઇ ચોગણા હસ્યા.

પછી બે હાથ જોડી રાજા બોલ્યો; 'હે મહાત્મન! હે દેવ! આ અસભ્ય મંત્રીઓ તમારું વિચિત્ર અંગ ને વિચિત્ર ચેષ્ટા જોઇને હસ્યા, પણ આપ તેથી ચોગણા હસ્યા, તેથી મને મનમાં અતિ આશ્ચર્ય લાગે છે! કહેશો, આપ કેમ હસ્યા ?"

મુનિ બોલ્યા; "રાજા! આ સર્વની મૂર્ખાઇ જોઇ મને હાસ્ય છૂટ્યું છે. તારા મનનો જે ગુંચવાડો છે, તે દૂર કરવા માટે મારું આગમન છે. તારે જ્ઞાન જોઇએ છે, તે મારા મુખથી સાંભળવાનું છે; તેમાં કુચેષ્ટા કે વિચિત્રતાને શો સંબંધ છે? જે તૃષાળુ છે તેને પાણી સાથે કામ છે, કાંઠા વાંકાચૂંકા છે કે ખરબચડા છે, તે સાથે શો સંબંધ છે? આ શેરડીનો જેને રસ ચુસવો છે, તેણે તે વાંકી છે કે સીધી, તેના છોતરાં જાડાં છે કે પાતળાં, તે ક્યાં પાકી છે ને કોણે વાવી છે, તે જાણવા સાથે સંબંધ નથી; પણ તેના મધુરત્વ સાથે જ સંબંધ છે. મૂઢ પુરુષ જ અર્થ બહારની વાર્તા કરે છે!"

મુનિનાં આ રીતનાં ચકિત કરનારાં, અર્થસૂચક, બોધક ને મર્મજ્ઞ વચનો સાંભળી જનકરાય ઊભો થઈ, તેમનાં ચરણોમાં પડ્યો. પછી પૂછ્યું: "હે દેવ! કહો આપ કૃપાળુ થઇ, આ સત્ય કે તે સત્ય ?"

ત્રિકાળજ્ઞાની યોગીન્દ્ર મુનિ બોલ્યા; "જેવું તે, તેવું આ! કૂવામાંનો અજગર, વડનાં મૂળો કાપતા કાળા ધોળા ઉંદરો, ડાકેણ જેવી સ્ત્રી ને તેની પરણવાની માગણી, એ જેમ અસત્ય છે, તેમ જ આ રાજપાટ, આ મંત્રિમંડળ, આ પટ્ટરાણી, રાજકુંવરો, ધનસંપત્તિ, વિલાસવૈભવ અને આ વિશ્વ-સર્વ અસત્ય છે. जगन्मिथ्या। જેમ જાગૃત થતાં, તે સ્વપ્ન અસત્ય છે, તેમ જ આત્મપદમાં જાગૃત થતાં આ સર્વ-વિશ્વમાત્ર અસત્ય જ છે."

મુનિનાં ઉપદેશવચનો સાંભળી, જનક રાજા તેમને પુનઃ સાષ્ટાંગ પ્રણામ કરતાં બોલ્યો; 'હે દેવ! મને આત્મપદમાં જાગૃત કરો!" રાજા જમીનપર ઊંધો પડી જ રહ્યો, ઊઠ્યો જ નહિ. તેનો અહંભાવ મટી ગયો નહિ ત્યાં સુધી મુનિએ તેને ઊઠવાની સંજ્ઞા પણ કીધી નહિ.

જ્યારે તે અહંતા મમતાથી મુક્ત થયો, ત્યારે મુનિ બોલ્યા; "જનક! ઊઠ!"

રાજા ઊઠયો નહિ, પડી રહ્યો; કેમકે તે જનક ન હતો, તે કૈવલ્યરૂપ બન્યો હતો. પુનઃ મુનિએ કહ્યું; "રાજા ઊઠ!" નામધારી રાજાની ઉપાધિથી વેષ્ટિત જનક ઊઠયો નહિ, ત્યારે મુનિ બોલ્યા; "હે આત્મરૂપ! ઊઠ; જે તને જોઈતું હતું તે મળ્યું છે; ઊઠ!"

જનક ઊઠયો. પછી મુનિ બોલ્યા; "હે નામરૂપધારી જનક! सदेव सौम्येदमग्र आसीत् । ब्रह्म वा इदमग्र आसीत् । હે શાંત ગુણી! સૃષ્ટિ થયા પૂર્વે આ જગત્ સદ્રૂપ જ-બ્રહ્મરૂપ જ હતું. तत्त्वमसि-એ બ્રહ્મ તે તું છે. પણ જેઓના હૃદયપર ગુરુકૃપાકટાક્ષો પડ્યા નથી, જેના ગુહ્યાગારમાં અદ્વૈત ઉદય પામ્યું નથી, તેવા હતભાગી જીવોને જ આ મિથ્યા જગત્ સત્ય ભાસે છે; ને તેને જ મરણનો ભય વ્યાપે છે. જે બ્રહ્મ છે, તેને મરવું શું ને જન્મવું શું? રાજાપણું શું ને કુરૂપાને પરણવાનો ભય શો? કંઈ જ નથી. બ્રહ્મરૂપી વિશાળ વ્યાપક વસ્ત્રમાં, બ્રહ્મે જ-પરમાત્માએ જ પોતાની ઇચ્છારૂપી રંગની પીંછીવડે નાનાવિધ રૂપવાળું આ જગત્ ચીતર્યું છે. એમાં સર્વત્ર બ્રહ્મ જ છે, તેના વિના અન્ય કંઈ જ નથી. एकमेवाद्वितीयं ब्रह्म. જાગૃત-જ્ઞાનીને જે ભાસે છે, તે સર્વ બ્રહ્મ-પરમાત્મા જ છે. सर्वं खल्विदं ब्रह्म । હવે પરમાત્માથી ભિન્ન જે કંઈ ભાસે છે તે અવિદ્યા છે.* અવિદ્યાને નસાડી, જે વિદ્યાસંપન્ન બન્યો છે, તેને પરમાત્માથી ભિન્ન કંઈ જ ભાસતું નથી; અને એમ જે ત્રણે કાળે માં જોય છે, 'હું' અને 'આ' એ બેનો પ્રકાશિત બુદ્ધિથી ત્યાગ કરે છે. સર્વ અનાત્મ પદાર્થમાંથી અનાદિ કાળની વ્યાપેલી અજ્ઞાનતાને જે ખેંચી કહાડી, નિજસ્વરૂપમાં તદાકાર થાય છે, તેને આ વિશ્વમાં રહ્યા છતાં, દ્વૈતરહિત સર્વ દૃષ્ટિએ પડે છે, એટલે તેને કંઈ પણ વિક્ષેપ થતો નથી. સ્થૂલ દેહમાં વસતો જીવાત્મા, પંચમહાભૂત, પંચતત્ત્વ, પંચકોશ અને જ્ઞાનના વિષયો-એ સર્વથી ભિન્ન છે. જે સર્વથી ભિન્ન છે, તે જ પરમાત્મા છે. જેમ નૃત્યશાળામાં રહેલો દીપ, સભ્ય, નર્તકી, પડદા, ગૃહ આદિને સમાનપણે દીપાવે છે, તેમ આખા બ્રહ્માંડને તે જ પ્રભુ દીપાવે છે.† એ પરમાત્મા અશબ્દ, અસ્પર્શ, અરૂપ, અવ્યય, રસરહિત, ગંધરહિત, નિત્ય, અનાદિ, અનંત તથા અચળ છે;‡

---

* अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ।

† तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ।

‡ अशब्दमस्पर्शमरूपमव्ययं, तथाऽरसं नित्यमगन्धवच्च यत् ।
अनाद्यनन्तं महतः परं ध्रुवं, निचाय्य तन्मृत्युमुखात्प्रमुच्यते ॥

જેમાંથી ભૂતમાત્ર જન્મે છે, જેનાથી જન્મ્યા પછી જીવે છે, જીવના ઘટઘટમાં જે છે, તે જ બ્રહ્મ છે ને તે બ્રહ્મ તું પોતે છે.* તું જીવે નથી, જનકે નથી, મનુષ્યે નથી, રાજાએ નથી, પણ બ્રહ્મ છે. એ બ્રહ્મ ચૈતન્યસ્વરૂપ, નિર્મળ, અવિનાશી, દ્વૈતરહિત, આનંદસ્વરૂપ છે ને તે અનુભવવડે જ જાણી શકાય છે. જેને અદ્વૈતસિદ્ધિ પ્રાપ્ત થાય છે, તે અદ્વૈત આત્મજ્ઞાનના સામર્થ્યવડે, જગતને મિથ્યા જાણી, લોકપ્રસિદ્ધ નામરૂપાત્મક દેહનું દેહીપણું ત્યજી, વ્યવહારમાં વિચરે છે: તેને ચરાચરમાં સચ્ચિદાનંદસ્વરૂપ વિના અન્ય કાંઇ ભાસતું નથી. તે જ સદા જન્મમરણથી મુક્ત થઇ, બ્રહ્મરૂપને પામે છે. તે જાણે છે કે, સંપૂર્ણ પ્રપંચ બ્રહ્મરૂપ છે, તત્ત્વનું તત્ત્વ બ્રહ્મ છે, ચિંતન કરવા યોગ્ય, વિચારવા યોગ્ય, કહેવા યોગ્ય–સર્વના સારભૂત બ્રહ્મ જ છે; તેને કંઇ જાણવાનું નથી, વિચારવાનું નથી, કહેવાનું નથી ને સાંભળવાનુંએ નથી. તું તદ્ ને જાણ, અને ભગવાન્ વસિષ્ઠે રામચન્દ્રને કહ્યું છે તેનું સ્મરણ–ગ્રહણ–સેવન કર કે, यदा संक्षीयते चित्तमभावात्यन्तभावनात् । चित्सामान्यस्वरूपस्य सत्ता सामान्यता तदा ॥ અભાવની એટલે આ જગતની સર્વ મોહજાળ છૂટવાની અંતરની ભાવના થવાથી, જ્યારે ચિત્તવૃત્તિ પૂર્ણપણે ક્ષીણ થઇ જાય છે, ત્યારે ચિત્તની સર્વ વૃત્તિઓ, બ્રાહ્યસ્વરૂપને વીસરી અંતરમાં પ્રવિષ્ટ થઇ તે ચિત્તસામાન્યતાને પ્રાપ્ત કરી, તદાકાર બની જાય છે ને ત્યારે આ જગત્ ઓગળી, ધ્વસ્ત થઇ કે લોપ થઈ કયાં જાય છે તે જણાતું જ નથી–એવી જે વૃત્તિ–વાસના–ભાવના તે જ બ્રહ્મ અને એ જ બ્રહ્મ જન્મમરણથી મુક્ત કરનાર છે. જાણ કે अयमात्मा ब्रह्म सर्वानुभूः સર્વાનુભવરૂપ આ આત્મા છે, તે જ બ્રહ્મ છે. तत्त्वमसि– તે બ્રહ્મ તું છે.”

આ યોગીન્દ્ર મુનિએ પછી જનકને બ્રહ્મનું સ્વરૂપ બહુ ઉત્તમ પ્રકારે સમજાવ્યું હતું. તે સ્વરૂપ હૃદયમાં ધારણ કરી, રાજા જનક જીવન્મુક્ત બની, રાજ્યપાટ સંભાળી રાજ્ય કરતો હતો. તે વ્યવહારકાળમાં દ્વૈતને જોતો, તથાપિ સર્વત્ર ચૈતન્યવ્યાપ્ત હોવાથી, જ્ઞાનરૂપ આત્માથી ભિન્ન કંઇ પણ જોતો ન હતો; તે સર્વત્ર અદ્વૈત, સમતા, પ્રેમ જ નીરખતો હતો. તેનો સકળ વ્યવહાર વિકારરહિત–અહંત્વમમત્વરહિત હતો; તે આનંદ સ્વરૂપે જ વિહરતો હતો; તે આનંદરસ જ ગ્રહણ કરતો હતો.

* यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति, यत्प्रयन्ति, अभिसंविशन्ति, तद्विजिज्ञासस्व । तद् ब्रह्म ।

આમ રાજા જનક જીવન્મુક્ત બન્યો. યોગીન્દ્રમુનિને તો તેને વિદેહમુક્ત કરવો હતો તેથી તે પ્રસંગની રાહ જોતા યોગીન્દ્રમુનિ જનકપુરીમાં રહેવા લાગ્યા, અને તેમની આજ્ઞાથી રાજાએ યજ્ઞ આરંભ્યો. એ યજ્ઞમાં મોટમોટા પંડિતો પધાર્યા હતા; પણ એમાં ખરા આત્મનિષ્ઠ થોડા જ હતા. જનકનો યજ્ઞ ચાલતો હતો, તેવામાં પૂર્ણાહુતિને દિવસે, સકલ સમાજ ભરેલો છે તેની મધ્યમાં, ઋષિઓને પણ પાણી ભરાવે એવી વચકનુ મુનિની પુત્રી સંન્યાસિની ગાર્ગી, વસ્ત્રપરિધાન કીધા વિના–દિગંબર અવસ્થામાં યજ્ઞમંડપમાં આવી ઊભી રહી.*

## જનક સભામાં ગાર્ગી

સમ્પૂર્ણ બ્રહ્મરૂપ જાણવાવાળી, બ્રહ્મરૂપમાં વિલીન થયેલી સંન્યાસિનીએ અનેક તત્ત્વવિદ્ મહાત્માઓના મુખથી સાંભળ્યું હતું કે, રાજા જનકને દિવ્ય જ્ઞાન પ્રાપ્ત થયું છે. તેને તત્ત્વ–સત્ પદાર્થ પ્રાપ્ત થયો છે, તે સત્‌નો જ ઉપાસક છે. તે સત્ વિના અન્ય જાણતો નથી, સત વિના અન્ય જોતો નથી, સત્ વિના અન્ય સાંભળતો નથી, સત વિના અન્ય બોલતો નથી–માટે તેની પરીક્ષા કરવાને જનકનીય જ્ઞસભામાં તે આવી હતી. તેનો વેશ વિચિત્ર–અદ્ભુત હતો. તે દિગમ્બર જ હતી. તેની કાંતિ મન હરણ કરનારી, જગતના જીવના મનપર પ્રતાપ–દિવ્યપણાની છાપ પાડનારી હતી. તેનાં અંગનો વર્ણ ગૌર, સર્વાંગ લાંબા કેશોથી આચ્છાદિત; કપાળપર ત્રિપુંડ્રની સ્વાભાવિક ત્રણ રેખાઓ હતી. તેણે હાથમાં દંડ ને કમંડળુ ધારણ કીધાં હતાં. યત્કિંચિત્ સંકોચ વગર તે સભામાં આવી ઊભી રહી. તેને સભાના મધ્યમાં ઊભેલી જોતાં જ, જનક સાથે સર્વ સામન્ત વર્ગ, વિધવિધ સંકલ્પથી વિચારગ્રસ્ત થઇ ગયો, અને ઋષિવર્ગ, નગરજન, ને ક્ષુલ્લક પ્રાણીઓમાંના કોઇ હાસ્યથી, કોઇ કૌતુકથી, કોઇ નિર્ભર્ત્સનાથી તેની સામા જોવા લાગ્યા, પણ ગાર્ગીના મુખમંડળમાંથી પ્રકાશતા પ્રકાશ સામે કોઇ પણ દૃષ્ટિ ઠેરવી શક્યું નહિ; તેમ કોઈ પણ સ્થિતપ્રજ્ઞ† રહી શક્યું નહિ. માત્ર મુનિચક્રચૂડામણિ યાજ્ઞવલ્ક્ય જ સ્થિતપ્રજ્ઞ રહ્યા. એ ગાર્ગીનો સંકલ્પ હતો કે, 'મારો સ્વામી

---

* આ પ્રસંગ બૃહદારણ્યક ઉપનિષદ્, તૃતીય અધ્યાય, ષષ્ઠ અને અષ્ટમ બ્રાહ્મણમાં વિસ્તારથી વર્ણવ્યો છે.

† प्रजहाति यदा कामान्सर्वान्पार्थ ! मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥

તે જ થવાને યોગ્ય છે કે જે સ્થિતપ્રજ્ઞ હોય; અને જો તે જ વસ્ત્રપરિધાન કરાવે તો તે પહેરવું ને તેની જ માત્ર લજ્જા ધરવી; કેમકે જગતના જીવો તો પશુતુલ્ય છે. એ પશુતુલ્ય જીવોની તે લજ્જા જ શી?' તેથી તે સદા દિગમ્બરપણે આ લોકમાં વિચરતી હતી. યાજ્ઞવલ્કયને સ્થિતપ્રજ્ઞ જોઇ, તેણે તેની પાસે વસ્ત્ર માગ્યું. યાજ્ઞવલ્કયે તે આપ્યું ને તેની લજ્જા ધરીને તે ઊભી રહી.

પછી રાજા જનક તેના પ્રતિ જોઇ બોલ્યો; "હે ભગવતિ ! તું મારા રાજભવનમાં આ વિચિત્ર વેશે (નગ્નાવસ્થામાં) કયાંથી આવી? તું કોણ છે? તું કોની છે? તે મને કહે. જો કે મેં આ છત્ર ચામરાદિ ધારણ કર્યાં છે, પણ હું મુક્ત છું, એમ તત્ત્વે કરીને તું જાણ. જ્ઞાનવડે મારું વાસનાબીજ ભસ્મ થયું છે.* મને શત્રુના નાશમાં પ્રીતિ નથી અને સ્ત્રીપુત્રાદિકના પરિગ્રહમાં પણ પ્રીતિ નથી. મને કોઇ ચંદનથી ચર્ચે કે વીંધણાથી વીંધે, એ સમાન જ છે; મને મિટ્ટી ને સોનું સમાન છે; જે દેહ તારી દૃષ્ટિએ પડે છે, તે દેહ સર્વ સંગથી મુક્ત છે; ને સર્વ કામથી મુક્ત છે; મને ત્રિદંડધારણ કે છત્રધારણ સમાન છે; મને બંધના કારણભૂત પદાર્થમાં આસક્તિ જ નથી. મને તો દિગમ્બર, સામ્બર કે ચિદમ્બર સમાન જ છે, પણ આ સંન્યાસદશામાં રહી, તેં નગ્નાવસ્થામાં આ રાજભવનમાં પ્રવેશ કીધો, વ્યાવહારિક જીવો સમક્ષ તું દિગમ્બરપણે લજ્જા વગર ઊભી રહી, એ સ્ત્રીધર્મથી વિપરીત વર્તન જ ગણાય છે. વળી તેં આ મારા ગુરુ પાસેથી વસ્ત્ર ગ્રહણ કરી પરિધાન કર્યું, અન્યને અંધ કે પશુવત્ ગણ્યા, તેનું કારણ જાણવાની મને ઇચ્છા છે."

વિદેહ કહેવાતા રાજા જનકના મુખમાંથી આવું કર્કશ વચન સાંભળી, ગાર્ગી બોલી; આ જગતમાં વિદેહી મનાવા ને પરિચારકોથી પૂજાતા, હે દેહદર્શી રાજા જનક! બુદ્ધિમાન, તત્ત્વવિદ્ તે જ ગણાય છે કે, જે અક્ષર, શબ્દ ને વાકય દોષરહિત બોલે છે. બુદ્ધિમાન્ નિષ્પ્રયોજન કે નિરર્થક વાકયનો ઉચ્ચાર જ કરતો નથી; તેમ કઠોર, ગ્રામ્ય, ધર્મ, અર્થ ને કામથી વિરુદ્ધ, અસંગત ને અસંસ્કૃત, તેમ ન્યૂન અધિક વાકયોચ્ચાર પણ કરતો નથી. અનેક મહાત્માઓના મુખથી મેં સાંભળ્યું હતું કે, રાજા જનક વિદેહી છે; પણ આજે પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થાય છે કે, તું વિદેહીએ નથી, આત્મદર્શીએ

---

* ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥

નથી, પણ દેહદર્શી અલ્પ પ્રાણી છે; અને સાથે મૂર્ખ પણ છે. વિદેહી–પરબ્રહ્મમાં રમણ કરનારો પુરુષ તો સદા સદ્રૂપે જ રહે છે. તે બ્રહ્મ વિના અન્ય પદાર્થ દેખતો જ નથી. નટ જેમ નટવાનો વેશ ધારણ કરે છે ત્યારે પણ પુરુષ છે, ને તે વેશનો ત્યાગ કરે છે ત્યારે પણ પુરુષ જ છે, તેમ બ્રહ્મવેત્તા, દિગમ્બર હોય કે સામ્બર હોય, ત્વગમ્બર હોય કે ચિદમ્બર હોય, તેમાં અધિક શું ને ન્યૂન શું, એ તારા જેવો વિદેહી ન જાણે ને તેમાં તને વિલક્ષણતા જણાય, તે તારું મૂર્ખપણું નહિ તો અન્ય શું ? તારામાં વિદેહપણું નથી; કેમકે જેનામાં અખંડિત સદ્રૂપતા હોય છે, તેજ વિદેહી છે; સદ્રૂપતાનો અભાવ એ જ સદેહીપણું ગણાય છે. તું સદેહી છે તેથી તેં મને નગ્ન જોઇ, પણ સદ્રૂપતા હોત તો બ્રહ્મરૂપ જ જોત. જે સ્થિતપ્રજ્ઞ છે, તે જ વિદેહી છે. મારી પ્રતિજ્ઞા હતી કે, જે સ્થિતપ્રજ્ઞ હોય, તે જ મારો સ્વામી થવાને યોગ્ય છે; અન્ય તો પશુ છે, તેની હું લજ્જા ધરતી નથી. પશુની લજ્જા કોણ ધરે છે ? આ મહામુનિ ઊંચી કોટીના, સ્થિતપ્રજ્ઞ બ્રહ્મરૂપ છે ને તેની જ મેં લજ્જા ધરી છે. તું સ્થિતપ્રજ્ઞ નથી, તે એપરથી જ પ્રત્યક્ષ થાય છે કે, તેં મને નગ્ન જોઇ કૌતુક માન્યું. ને નગ્નાવસ્થાને દૂષણ ગણ્યું છે. તું પૂછે છે કે, હું કોણ છું ? એ પ્રશ્ન તારી અજ્ઞાનતા સૂચવે છે. માટી ને પાણી જેમ સ્વભાવથી ભેળાં છે, તેમ આ દેહ જડ અને ચેતનથી ભેળો છે; અને એ જડ ચેતનના સંયોગથી હું નિર્માણ થયેલી છું. હવે એ જડ ને ચેતન સર્વમાં છે. જે જડ તારામાં છે તે મારામાં છે ને જે ચેતન તારામાં છે તે મારામાં છે. તું કોને પ્રશ્ન કરે છે કે હું કોણ છું ? જડને પ્રશ્ન કરતો હોય, તો જે રેતીના કણો એક બીજા સાથે ભેળાયલા છતાં, એક બીજાને જાણતા નથી, તેમ જડ, જે નેત્ર શ્રોત્રાદિ છે, તે એક બીજાને જાણતાં નથી, તો તેઓ શું ઉત્તર આપશે ? ચેતનને પ્રશ્ન કરતો હોય તો ચેતન એક જ છે, જે તારામાં છે તે જ મારામાં છે, તો પૂછ તારા ચેતનને કે હું કોણ છું ? પ્રત્યેકમાં એક જ ચેતન ને એક જ જડ છે તો શું પ્રત્યેક વ્યક્તિને જુદું જુદું જ્ઞાન હોઇ શકે ? નહિ જ.

"હે રાજા જનક ! જાણ કે જે અવ્યક્ત પ્રકૃતિ ત્રીશ કળાથી* વ્યક્તતાને પામી છે, તે હું છું, તું છે ને જગત્ માત્ર છે. તું પ્રશ્ન કરે

---

* પંચજ્ઞાનના હેતુ. પંચ ઇંદ્રિય, મન, બુદ્ધિ, સત્ત્વ, અહંકાર, વાસનાત્મક જગત્, અવિદ્યા, પ્રકૃતિ, વ્યક્તિ દ્વંદ્વ–સુખ–દુઃખ, જન્મ–મરણ, લાભ હાનિ, પ્રિય,–અપ્રિય, કાળ, પંચમહાભૂત ને સદ્ભાવ, અસદ્ભાવ વિધિ, વીર્ય ને ત્રીશમું બળ.

છે કે, 'તું કોની છે ને મારા રાજભવનમાં ક્યાંથી આવી?' એ પ્રશ્ન પણ મૂર્ખતાભર્યો છે. જેની સ્થિતિ ક્રમે ક્રમે ને ક્ષણે ક્ષણે બદલાતી હોય, જે એક રૂપમાં ન હોય, જેનો તું છે તેના જ સર્વ છે, તો હું કોની કહેવાઉં? કેમકે સ્ત્રીના ગર્ભાશયમાં વીર્ય અને રુધિરના મિશ્રણથી આ દેહ બંધાય છે; તેમાંથી નવમે માસે જન્મ થાય છે; ચિહ્નથી સ્ત્રી પુરુષ કહેવાય છે; બાળપણમાંથી ક્રમાનુસાર વધી યુવાવસ્થાને પામે છે ને પછી વૃદ્ધ થાય છે, અંતે મરણ પામે છે. ને આમ ક્રમે ક્રમે પૂર્વ પૂર્વ રૂપો નાશ પામતાં જાય છે, ને દીવાની જ્યોતિપેરે નવાં નવાં રૂપોને, જીવાત્મા ક્ષણે ક્ષણે ધારણ કરે છે. આમ રૂપાંતર ને સ્થિત્યંતર થતું જાય છે. આ સર્વ વિકારો દેહને ધારવા પડે છે, આત્માને તેની સાથે કંઇ પણ લેવા દેવા નથી–તે તો વિકારરહિત છે. ત્યાં કોણ કોનું છે ને ક્યાંથી આવ્યું, એ પ્રશ્નનું ઉત્તર શું આપું? જ્ઞાનીને એ પ્રશ્ન કેવો? પ્રાણીને પોતાનાં હાડકાં ને ચામડાંની સાથે સંબંધ નથી, તો પછી બીજા સાથે તે શાનો સંબંધ હોય? જીવને એક સ્થિતિમાં ઠરવાનું નથી, તો હું જે આત્મરૂપ છું તેને કોની મનાઉં, અને હું કોણ છું ને કોની છું ને ક્યાંથી આવી, એ કેમ સમજાવી શકું? હે રાજા! જો તું સમાનપણાનો અનુભવી હત–અદ્વૈતમાં મગ્નમસ્ત હત, તો આ પ્રશ્ન જ ઉદ્ભવત નહિ; પણ તારામાં જ્ઞાનની ઉણપ છે, તેજ તને આવો પ્રશ્ન કરાવે છે. જ્ઞાની છે તે તો સર્વને દ્વંદ્વથી નિર્મુક્ત જ જોય છે.

હવે જાણ કે, જ્યાંથી તું આવ્યો છે, ત્યાંથી જ હું પણ આવી છું. જે સ્થાન તારું ને સર્વનું છે તે જ સ્થાન મારું ને સર્વનું છે ને ત્યાંથી હું પણ આવી છું.

વળી તું પૂછે છે કે, આ સભામાં કેમ આવી? કોની સભા ને કોનું મંદિર એ તું જાણતો નથી, તેથી જ એવો અભિમાનવાળો તું પ્રશ્ન કરે છે. આ મંદિર ભૂતમાં તારું હતું નહિ ને ભવિષ્યમાં તારું રહેવાનું નથી ને વર્તમાનમાં પણ તું એનો સ્વામી નથી; કેમકે મંદિરના એક વિભાગમાં જ તારું સ્થળ છે. તે વિભાગનો પણ તું સ્વામી નથી, કેમકે એક પલંગપર જ તારી શય્યા છે; અને એ શય્યાનો પણ તું સ્વામી નથી, કેમકે તેના અર્ધની સ્વામિની, તારી અર્ધાંગના છે. તો તારી નગરી ક્યાં છે, તારું મંદિર ક્યાં છે? ને તારી સભા ક્યાં છે? પણ હે રાજા! તને હજી ઉપશમની* પ્રાપ્તિ થઇ નથી ને

* ઉપશમ એટલે ઈન્દ્રિયસંયમ, તૃષ્ણાક્ષય. ઉપશમ યતિનો ધર્મ છે. यतेरुपशमोधर्मः

પ્રાકૃત મનુષ્ય પેરે તું માત્ર વૃદ્ધ જ થયો છે, તેથી આવી અર્થ વગરની વાણી બોલે છે; તું જ્ઞાનવૃદ્ધ નથી, તેથી જ તને દ્વૈતપણું દૃષ્ટિએ પડે છે. તારું મન અને ઇંદ્રિયો વિષયોન્મુખ છે; તેથી જ હું તારી દૃષ્ટિમાં નગ્ન દેખાઇ છું ને મને જોઇ તને કૌતુક થયું છે. હું તો બ્રહ્મરૂપ છું, તું પણ બ્રહ્મસ્વરૂપ છે. બ્રહ્મ બ્રહ્મને નગ્ન કીયે પ્રકારે જોઇ શકે છે? હે જનક! તું સ્થિતપ્રજ્ઞ હોત, તો તને, હું કે જે સદા જ અંબર-ધારિણી છું તેને, તું નગ્નાવસ્થામાં છું, એમ દૃષ્ટિએ જ પડત નહિ.',

ગાર્ગીનાં આવાં અણુમોલ, બોધક ને તત્ત્વથી ભરપૂર વચનો સાંભળી, તે રાજા, જે પોતાને વિદેહમુક્ત થયલો નિરભિમાનપણે માનતો હતો તેનું રહેલું સહેલું અભિમાન ગળી ગયું. તે ગાર્ગીને પગે પડ્યો ને 'મને જ્ઞાન આપો,' એમ તેણે તેની પાસે ભિક્ષા માગી.

ગાર્ગીએ કહ્યું; "હે રાજા! આ તારા સમર્થ ગુરુસમક્ષ હું જ્ઞાન આપવાને અધિકારિણી નથી. એને જ પૂછ. તને વિદેહમુક્ત કરવાને એ જ સમર્થ છે, પણ આ મારા સ્વામીને-તારા ગુરુને હું એક પ્રશ્ન પૂછું છું, તેનું ઉત્તર તું શ્રવણ કર, તેથી જ તારો અર્થ સરશે!"

## ગાર્ગીનો પ્રશ્ન

પછી ગાર્ગીએ ઉભય કર જોડી, પ્રણામ કરી, યાજ્ઞવલ્કયને પૂછ્યું; "હે ભગવન્! કહો, કનક અને કામિનીના ત્યાગથી કંઇ શ્રેષ્ઠ છે? જન્મ મૃત્યુથી કોણ મુક્ત છે?"

મુનિચક્રચૂડામણિએ ગંભીરપણે વિચાર કરી કહ્યું; "હા, છે! કનક ને કામિનીનો ત્યાગ હઠથી પણ થાય છે, ને એ સ્થૂલ ત્યાગ છે; એમાં વિશેષતા યત્કિંચિતે નથી. પણ જે સૂક્ષ્મ ને કારણનો ત્યાગ કરે છે, તે જ શ્રેષ્ઠ છે.* કામનો ત્યાગ સરળપણે કરી શકાય છે; પણ 'સૂક્ષ્મ'નો ત્યાગ અતિ કઠિન ને દુર્લભ જ છે.

**કુંવારી સ્ત્રીનો દૃષ્ટાંત**

એક સ્ત્રી જન્મથી કુંવારી રહી હોય તેણે સાઠ વર્ષોનું આયુષ્ય બ્રહ્મચર્યમાં વીતાડ્યું હોય, તેને પુરુષના સંગનો તો શું પણ તેના અંગના રંગનો પણ સંકલ્પ થયો ન હોય, એવું ઉગ્ર બ્રહ્મચર્ય તે હઠથી પાળી શકી હોય, પણ તેનામાંથી 'સૂક્ષ્મ'નો ત્યાગ ન થયો હોય તો

---

* सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥

તેને પતન તો નિશ્ચય જ છે. કર્મયોગે તે માંદી પડી ને આસપાસના મનુષ્યો વૈદ્યને લાવ્યા. તે બ્રહ્મચારિણી સ્ત્રી પુરુષનો સ્પર્શ કરતી ન હોવાથી તેને પડદામાં બેસાડી હાથે દોરી બાંધી. તે દોરીનો છેડો વૈદ્યના હાથમાં આપ્યો, અને વૈદ્યે દોરી ઝાલતાં જ, તે બ્રહ્મચારિણીના અંગને ઠંડક વળે એવી ભાવના કીધી ને તે ભાવના બ્રહ્મચારિણીને ફળીઃ તેને શાતા વળી. પણ તે જ ક્ષણે તે સ્ત્રીના હૃદયાકાશમાં નૂતન ભાવના જન્મી કે હાથે બાંધેલી દોરીદ્વારા મને પુરુષનો સ્પર્શ થતાં જ આટલી શાંતિ વળી, તો જે સ્ત્રીઓ સર્વકાળ પુરુષનો સ્પર્શ કરતી હશે, તેમને કેટલી શાંતિ વળતી હશે ? આ વિચારને અંતે તેનું અવસાન થયું ને તેને વેશ્યાનો જન્મ ધરવો પડ્યો.

**સૂક્ષ્મનો ત્યાગ**

તાત્પર્ય કે, હઠથી કનક કામિની તજાય છે, પણ જે 'સૂક્ષ્મ' છે તે જ્યાંસુધી તજાય નહિ ત્યાંસુધી હઠનાં કર્મો નિરર્થક જ છે. સ્થૂલનો ત્યાગ હઠથી બને છે, તેથી તે શ્રેષ્ઠ નથી, પણ સૂક્ષ્મનો જે ત્યાગી છે તે જ ત્યાગી છે ને તે જ શ્રેષ્ઠ છે.

હવે, હે સકળ તત્ત્વના રહસ્યને જાણવાવાળી વિદુષી ગાર્ગી ! 'કારણ' કેમ ત્યાગવું, તેની કથા કહું છું તે સાંભળ.

**કારણ ત્યાગનું દૃષ્ટાંત**

કોઇ એક અરણ્યમાં એક બ્રહ્મનિષ્ઠ મુનિ વસતા હતા. તેના અચળ-અટલ તપોબળથી પ્રસન્ન થઇ ઇંદ્ર, બ્રહ્મા, વિષ્ણુ, શંકર, દેવ ને દેવી સર્વે પધાર્યા. સર્વ તત્ત્વવિદ્ દેવોએ બ્રહ્મવેત્તાને આશીર્વાદ આપી કહ્યું; 'તમે અમારા લોકમાં પધારો.'

મુનિએ પ્રશ્ન કીધો; 'હે દેવતાઓ ! કહો મને, તમારા લોકમાં નિત્યનું-શમતાવિષમતારહિત અખંડ સુખ છે ?'

સર્વ દેવોએ કહ્યું; 'ના. અખંડ સુખ અમારા લોકમાં નથી, અખંડ સુખ તો બ્રહ્મધામમાં જ છે !'

તે બ્રહ્મવેત્તાએ કહ્યું; 'એમ છે તો આપ પધારો. જ્યાંનું સુખ નાશરૂપ હોય ત્યાં મારે આવવાની ઇચ્છા નથી; મારે તો અખંડ સુખના ભોગી થવું છે કેમકે તે જ શ્રેષ્ઠ છે !'

દેવતાઓના પધારી જવા પછી, કોઈ કાળે એ બ્રહ્મવેત્તાના હૃદયાકાશમાં અભિમાન સ્ફૂર્યું કે, 'અહો ! બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર જેવા દેવોએ મને પોતાના લોકમાં લઈ જવાને સમજાવ્યો-પ્રાર્થ્યો, છતાં

હું નિઃસ્પૃહ થયો થકો નહિ ગયો! મારી જગાએ અન્ય હત તો તત્ક્ષણે તૈયાર થાત.' આવું અભિમાન સ્ફુરી આવતાં તેનો દેહ છૂટી ગયો ને એ અભિમાનના યોગે કેટલોક કાળ તેને આ લોકમાં રગડાવું પડ્યું.

માટે હે ગાર્ગી! સૂક્ષ્મ ને કારણનો નાશ કરી, જે પુરુષ સમચિત્ત રહી વિચરે છે તે જ શ્રેષ્ઠ છે. કનક કામિનીત્યાગ શ્રેષ્ઠ નથી. અખંડિત બ્રહ્મચર્ય પાળ્યા છતાં દોરીના સ્પર્શથી પુરુષનો સ્પર્શ સુખદાયી વિચાર્યાથી વેશ્યાપણું પ્રાપ્ત થાય; નાશવંત લોકના સુખને તુચ્છ ગણવારૂપી દૃઢ જ્ઞાન થયા છતાં, મુનિને તે નિઃસ્પૃહપણાનું પણ અભિમાન સ્ફુરે, એ એની અપૂર્ણતા છે ને તેથી અધઃ પતન થાય છે, એટલા માટે, જ્ઞાનીએ, ગમે તેટલું જ્ઞાન છતાં પણ, પુરુષાર્થ કરી-સ્થિતપ્રજ્ઞ રહેવા માટે 'સૂક્ષ્મ' નો ને 'કારણ'નો ત્યાગ કરવો.

એ ત્યાગ તો જેને બ્રહ્માનંદનો અજર નશો ચડેલો છે, ને ગમે તેવી ખટાશથી પણ ઊતરતો નથી તેનાથી જ થાય છે; કેમકે તેને 'સૂક્ષ્મ' ને 'કારણ' બાધ કરતાં નથી. એવા બ્રહ્મનિષ્ઠની પ્રજ્ઞા ત્રણે કાળોમાં દૃઢ–સમતાવાળી જ રહે છે. તેના સ્થાનમાંથી દ્વૈત ઓગળી જાય છે, કનક ને કામિનીનો ત્યાગ શ્રેષ્ઠ હોય, પરંતુ તેનાથી પણ શ્રેષ્ઠ સૂક્ષ્મ ને કારણનો ત્યાગ છે. હે જ્ઞાતા ગાર્ગી! એ ત્યાગ તેને જ થાય છે, કે જે એ 'વેદ્ય'નો જ્ઞાતા બને છે;* અને તે જ સર્વરૂપ આત્માને જાણી, સર્વ પદાર્થોને આત્મારૂપ જોય છે ને તે જ સૂક્ષ્મ કારણનો ત્યાગ કરવે સમર્થ છે ને તે જ જન્મમૃત્યુથી મુક્ત છે. અનેકાગ્રહ બુદ્ધિવાળો કે જેણે બ્રહ્મને આત્મરૂપે પિછાણ્યું નથી, જે અવ્યક્તનો જ્ઞાતા નથી, તે તપ, યોગ, દાનાદિક કરતો સતો, કાળ આવતાં દેહને જ પામે છે ને જન્મમરણથી મુક્ત થતો નથી."

આ પ્રમાણે ગાર્ગી સાથે અનેક પ્રકારે સંવાદ કરી મુનિચક્રચૂડામણિ યાજ્ઞવલ્ક્યે, જનકને 'વેદ્ય'(જાણવા યોગ્ય)નું પરમ વિશુદ્ધ તત્ત્વજ્ઞાન સમજાવ્યા પછી, તે વિદેહમુક્ત થયો હતો. એવા પરમ જ્ઞાનના સંપાદનથી જ અર્થાત્ સૂક્ષ્મ કારણના નાશ પછી જ જનક વિદેહી થઈને રાજ્ય કરતો હતો. જનક, યાજ્ઞવલ્ક્ય, વસિષ્ઠાદિ જીવનમુક્ત તેમ જ વિદેહમુક્ત હતા. તે સંસારમાં રહ્યા છતાં પણ નિર્લેપ

---

* वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांतकृत् वेदविदेव चाहम् ॥

હતા.* એ તેમનો સામાન્ય પુરુષાર્થ નહતો-પણ અસામાન્ય-અપ્રતિમ-અલૌકિક પુરુષાર્થ હતો; તેમનું જ્ઞાન શુદ્ધ હતું.

રાજા જનક પરમ તત્ત્વને વિશે અખંડવૃત્તિનો પ્રવાહ વહેવરાવી અંતકાળે ભગવદ્રૂપને યથાર્થ જાણીને, કૈવલ્ય ગતિને પામ્યો હતો.†

હે વત્સ સુવિચાર! પૂર્વ જન્મના ઋણાનુબંધની, પૂર્વ જન્મનાં કરેલાં કર્મોની તથા વિદેહી જનકના આત્મશોધનની આ કથા, તમારું કલ્યાણ કરો. ગૃહસ્થાશ્રમમાં રહીને આ સ્થિતિને પ્રાપ્ત થયેલા જીવો દુર્લભ જ છે. દુર્લભ છે તેથી જ તેઓ કાળના કાળ વહી ગયા છતાં ત્રણે લોકોમાં પૂજાય છે.

આ લાંબો ઈતિહાસ કહીને હિમગિરિના મહાત્માએ મૌન ધારણ કર્યું. પરમ સંતોષ પામેલા બન્ને શિષ્યો મહાત્માનાં ચરણકમળમાં પોતાનું મસ્તક મૂકીને, આ અદ્દભુત ઈતિહાસના શ્રવણનું મનન કરતા કરવા પોતાના આશ્રમમાં ગયા.

---

गुरवो बहवः सन्ति शिष्यवित्तापहारकाः ।
दुर्लभः स गुरुर्लोके शिष्यचित्तापहारकः ॥

---

* असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ।
कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ॥

† बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥



# ષષ્ઠ બિન્દુ

## ઈશ્વરાસિદ્ધિ

पुरुषः स परः पार्थ ! भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यान्तःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥

હે પાર્થ ! એ પરમપુરુષ, અનન્યભક્તિથી–અપરોક્ષાનુભવથી લભ્ય છે–જાણી શકાય છે, જેને વિષે સર્વ ભૂતો રહેલાં છે–જેણે આ સર્વ વિસ્તાર્યું છે.



પ્રભાતના શ્રી શંકરરૂપ મહાત્મા દર્ભાસન ઉપર બિરાજમાન હતા. બીજા દર્ભાસન ઉપર સુવિચાર બેઠો હતો. ભૂમિપર તેની સ્ત્રી છદ્મલિંગ બેઠી હતી. મહાત્માએ સમાધિમુક્ત થઇને બન્નેને આશીર્વાદ આપ્યો.

તે પછી હાથ જોડીને સુવિચાર બોલ્યો; "હે ગુરુદેવ ! ઇશ્વરનું સ્વરૂપ કેમ ઓળખી શકાય ? એ વિષય સંબંધે મારા મનમાં ઘણી જ ભાંજઘડ થયા કરે છે. અનેક ઋષિ મુનિઓએ અનેક પ્રકારે ઇશ્વરનું સ્વરૂપ વર્ણવ્યું છે, પરંતુ તે સ્વરૂપનો સાક્ષાત્કાર હૃદયાકાશમાં કે પ્રત્યક્ષ નેત્રદ્વારા થઇ શકતો નથી. એ કેમ થઇ શકે ? શ્રુતિ કહે છે, કે, ઇશ્વર વ્યાપક છે–જેમ વાયુ વિશ્વમાં વ્યાપી રહ્યો છે તેમ ઇશ્વર પરમાત્મા ચરાચરમાં વ્યાપીને રહ્યો છે. એ વ્યાપક ઇશ્વર એક સ્વરૂપે કેમ દૃષ્ટિગોચર થઇ શકે ? જે ઇશ્વરને, આ જગત્ જોવા તલસે છે, એ ઇશ્વરમાં વ્યાપ્યવ્યાપકભાવ જોઇને, તેની પ્રતિમા ચક્ષુ સમીપ ખડી થાય તો ઇશ્વરને સાકાર કહી શકશે. પણ આપે અનેક પ્રસંગે કહ્યું છે કે, ઇશ્વર સાકાર નથી, પણ નિરાકાર* છે, નિરવયવી છે, અજર

* न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः । श्वे. ४. १९

છે, અમર છે, સર્વવ્યાપક છે, ચિદાત્મક છે ને સર્વગુણસંપન્ન છે; તેને કર્તાપણું કે ભોક્તાપણું નથી. છતાં આપ બીજીવાર એમ પણ કહો છો કે તે સાકાર છે; અને અનેક અવતારો ધારણ કરે છે. શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ કહ્યું છે કે; 'यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत। अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्॥ 'જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે, ત્યારે ત્યારે હું એટલે સચ્ચિદાનંદ, નિર્ગુણ, નિરવયવી, સર્વવ્યાપક એવો જે પરમાત્મા, તે આ જગતમાં અવતરું છું.' એ ઇશ્વરનું સાકાર સ્વરૂપ સિદ્ધ કરે છે. વળી વેદ, જે પરમાત્માની વાણી છે તે શબ્દવડે 'नेति नेति' 'એ નહિ, એ નહિ' એમ કહી,* રૂપમાત્રનો અનાદર કરે છે. હવે ઇશ્વરને નિરાકાર કહીએ તો, પ્રાર્થના કરતાં, 'હે પ્રભુ! તું અમારા પર દૃષ્ટિ કર!' એ શબ્દો વદીએ છીએ, તે અર્થરહિત થઈ પડે, કેમકે જે નિરાકાર છે-જેને હાથ, પગ, મુખ કર્ણાદિ ઇન્દ્રિયો નથી, તેને નેત્રો પણ હોય નહિ અને નેત્રો હોય તે સાકાર ગણાય: હવે નેત્રો વગર કૃપાની દૃષ્ટિ કેમ કરી શકે? વળી સાકાર સ્વરૂપ તો જીવને સાધ્ય છે, પણ નિરવયવી, નિર્ગુણ, નિરંજન, સચ્ચિદાનંદઘન સ્વરૂપ જીવની દૃષ્ટિમાં કેમ ઊતરી શકે? તેનો સાક્ષાત્કાર કેમ થાય? અભિદ, મુક્ત, અજર, સર્વવ્યાપી એવું સ્વરૂપ જાણવાનો, સાક્ષાત્કાર થવાનો પ્રકાર, હે ગુરુદેવ! આપ અમને બતાવો. શંકરરૂપ શ્રીશંકરાચાર્યે પણ 'भज गोविंदम्' ગાયું છે, તેમ नंदप्राङ्गणरिंगणलोलमनायासं परमाकाशम। नानाकल्पितनानाकारमनाकारं भुवनाकारम्॥(નંદનાં આંગણાં વિશે મંદ મંદ ગતિ કરતા, શ્રમ વિનાના, પરમ આકાશરૂપ, અનેક પ્રકારના કલ્પિત આકારોને ધારણ કરનારા, નિરાકાર, ત્રણે ભુવનોરૂપ શ્રીકૃષ્ણ પરમાત્મા છે) વગેરે ગાઈને ઇશ્વરનાં સાકાર, તેમ જ નિરાકાર બન્ને સ્વરૂપો દર્શાવ્યાં છે. તેમ જ ગીતા, ઉપનિષદ્ ને બીજે અનેક સ્થળે તેમને સાકાર, સાવયવ, નિરાકાર, નિરવયવ માન્યા છે. એ પ્રમાણે મહાત્મા પુરુષો પણ પરમાત્માનાં સ્વરૂપનું નૂતન નૂતન પ્રકારે વર્ણન કરે છે. જે સ્વરૂપને શિવ બ્રહ્માદિ જાણી શકતા નથી; જેઓ જાણે છે તેઓ પણ 'नेति नेति'-'એ નહિ, એ નહિ'-એ શબ્દોવડે તેનું વર્ણન કરે છે; તો પરમાત્માનું શુદ્ધ અને સાક્ષાત્ સ્વરૂપ કેવું છે, તેનું દર્શન અમને કરાવો. આપ મહાત્મા, સંગથી રહિત, સત્પુરુષોમાં ઉત્તમ, નિત્ય તથા અદ્વિતીય આનંદરસથી વ્યાપક ને દયાના સમુદ્ર

* यन्नेति नेति वचनैर्निगमा अवोचुः।

છો, તે અમારા ઉપર કૃપા કરો! આપના અનુગ્રહથી અમારા અનેક પ્રકારના સંશયો છેદાઈ ગયા છે;* અમે ભાગ્યશાળી થયાં છીએ; કૃતાર્થ થયાં છીએ; કામાદિક અગાધ ઝૂંડથી ભરેલા સંસારરૂપી સાગરથી મુક્ત થવાને જિજ્ઞાસુ બન્યાં છીએ; આપ કૃપા કરીને એ અવિનાશી, અવિકારી કૈવલ્ય સ્વરૂપનાં દર્શન કરાવીને આ જીવને કૃતાર્થ કરો.”

મહાત્મા ક્ષણભર મૌન ધારણ કરી નેત્રો મીંચીને બેસી રહ્યા. પછી બોલ્યા; ‘હે વત્સ! તારા જેવી જ જિજ્ઞાસા પૂર્વકાળમાં કોઈ એક રાજાને થઈ હતી, તેની કથા તું સાંભળ!”

આ વિશ્વમાં કોઈએક નગરમાં, સંપત્તિમાન, વિદ્વાન, ગુણજ્ઞ, શાસ્ત્રવેત્તા, સંસ્કારી, સત્પુરુષોને સેવનારો એક રાજા રાજ્ય કરતો હતો, તે પરમ પદાર્થનો જિજ્ઞાસુ હતો! પૂર્વ જન્મના સંસ્કારયોગથી એ રાજાને ઈશ્વરદર્શન-બ્રહ્મપ્રાપ્તિની જિજ્ઞાસા થઈ હતી. અનેક મહાત્માઓ, સંત પુરુષો, પંડિતો, તેના મનનું સમાધાન કરવા માટે તેની સભામાં આવતા હતા. પણ કોઈ તેના મનનું સમાધાન કરી શકયા નહિ.

એ રાજા સર્વ મહાત્મા પુરુષોને એક જ પ્રશ્ન કરતો, “તમે ઈશ્વરને જાણો છો? તે છે? કેવો છે? તે છે તો મને તે બતાવો. ન બતાવી શકતા હો તો તે નથી જ એમ માનો. પછી પાપ કે પુણ્ય નથી. દાન, તપ, વ્રત પણ નકામાં છે. તેને માટે ભજન યજન પૂજન શા અર્થે?”

રાજાનું પ્રશ્ન અતિ ગૂઢ-કૂટ હતું. વિશ્વનગરમાં રહેલા જીવો, પોતાનું જ સ્વરૂપ જાણતા ન હોતા, તો ઈશ્વર, પરમાત્મા, બ્રહ્મ, પરબ્રહ્મનું સ્વરૂપ કયાંથી જાણે અને બતાવે પણ કેમ? જાણવાનો અહંભાવ ધરાવે તે તેઓની ક્ષુલ્લકતા જ હતી. છતાં એ ક્ષુલ્લક જીવો, રાજાને કોઈ રીતનું ઊંધું ચત્તું સમજાવી તેની પાસેથી દ્રવ્યપ્રાપ્તિની લાલસાથી કહેતા હતા કે, ‘અમે ઈશ્વરને સંપૂર્ણ રીતે જાણીએ છીએ અને તેને બતાવવાને પણ સમર્થ છીએ.’

રાજા કહેતો કે–“મને બતાવો!”

આત્મા-પરમાત્માના સ્વરૂપને નહિ જાણનારા અને દ્વૈતના ને અદ્વૈતના રહસ્યથી બહિર્મુખ એવા જીવો રાજાના મનનું સમાધાન કરીને, તે દ્વારા, સત, ચિત, અને આનંદઘન એવું પરમાત્માનું

* भिद्यते हृदयग्रन्थिः छिद्यंते सर्वसंशयाः ।

સત્યથી તથા અસત્યથી વિલક્ષણ કોઈ અન્ય પદાર્થના જેવું, પણ દૃષ્ટિથી અગોચર સ્વરૂપ બતાવવાનો પ્રયત્ન કરતા હતા; પણ ભેદરહિત બ્રહ્મનું પ્રતિપાદન કરવું અને તેને માયિક દૃષ્ટિથી ગોચર થાય તેમ બતાવવામાં માયિક જીવો ફલીભૂત થતા નહતા, એટલે રાજા વધારે ને વધારે શંકાશીલ થતો હતો. તે સત્યાસત્યને બહુ સારી રીતે જાણનારો હતો, સંસારથી અત્યંત ઉદાસીન થયેલો હતો પરંતુ સર્વ પદાર્થો સેવનારો ને પરમાત્માનું સત્ય સ્વરૂપ સંસારમાં રહી, જાણવાને જિજ્ઞાસુ હતો.* તેની વૃત્તિઓ ઉત્તમ સ્થાનમાં ઠસતી હતી, તે નિત્યાનિત્ય વસ્તુનો વિવેકી હતો, શમાદિક ષટ્સંપત્તિનો ઉપાસક હતો, પણ શુદ્ધ ભાવનાથી વેષ્ટિત જીવને જે પરમ દિવ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર થતો, તે તેને ન થતો હોવાથી, નિત્ય જ પરમાત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર કરવાની ઘડભાંજ કર્યા જ કરતો હતો.

એવો અધિકારી જીવ, દુનિયાદારીના વાક્પંડિતોના, વૈખરી વાણી ધરાવનારાઓના ને ભોગોના ભોક્તાઓના વાક્ચાપલ્યથી છેતરાઈ જાય, એ અશક્ય જ હતું. તેના મનનું સમાધાન કરવાને આવેલા પંડિતો સાથે આત્મા અનાત્માનો, પંચકોષનો, જગતજીવનો, દૃશ્યાદૃશ્યનો તે એવી તો સારી રીતે વિચાર કરતો કે, પરમાત્માનો સાક્ષાત્કાર કરાવનાર પ્રપંચી જીવો તેની સાથના વાદમાં પરાજિત થતા.

**કેદમાં પડેલા વેદાંતીઓ**

આવા પરાજિત થયેલા અનેક મહાત્માઓને તે રાજા, જેમ વરુણપુત્ર બંદી જનક વિદેહીની રાજસભામાં અનેક પંડિતો સાથે વિવાદ કરી પરાજય કરતો ને પછી તેમને જળમાં પધરાવતો હતો, તેમ જ આ રાજા પણ, પરાજિત થયેલા મહાત્માઓને કેદ કરતો હતો, તેમ તેના કેદખાનામાં હજારો વિદ્વાન્, ગુણવાન્, દ્વૈત અદ્વૈત શાસ્ત્ર ભણેલા ને કેટલાએક તો વળી 'બ્રહ્મને અમે યથાર્થ જાણ્યું છે' એવું કહેનારા વેદાન્તીઓ કેદ પડેલા હતા. એ વિદ્વાનો, ગુણવાન્ ને બ્રહ્મને જાણવાનું શાસ્ત્ર ભણેલા હતા ખરા, પણ પોતાની અહંવૃત્તિથી જગતની માયામાં લોલુપ હોવાથી બંધાયલા હતા. તેમને પોતાને ઇશ્વરના સાકાર કે નિરાકાર સ્વરૂપનો નિશ્ચય જ ન હતો, તો સાક્ષાત્કાર તો હોય જ શાનો? એવાઓ બીજાને કેમ જ સાક્ષાત્કાર કરાવી શકે? જેનું પોતાનું જ

---

* સંસારમાં સરસો રહે ને મન મારી પાસ;
સંસારમાં લેપાય નહીં તે જાણ મારો દાસ. ધીરો ભક્ત.

પેટ ખાલી છે, તે બીજાને કેવી રીતે તૃપ્ત કરી શકે? ભિક્ષુક ભિક્ષુકને કેમ સંતુષ્ટ કરી શકે? પૂર્ણમાંથી જ પૂર્ણ થઇ શકે છે. અપૂર્ણમાંથી પૂર્ણ કેમ થઈ શકે?

આ કલિયુગનો પ્રતાપ એવો છે કે સૌ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા અને કરાવવા તત્પર થાય છે; સર્વે જીવો બ્રહ્મ બ્રહ્મ, ઈશ્વર ઈશ્વર, પરમાત્મા પરમાત્માનો પોપટની પેઠે ઉચ્ચાર કર્યા કરે છે; પરંતુ જેમ જળમાં રહેલા કમળને શીતળ અને મધુરાં જળનો સ્પર્શ થતો નથી, તેમ જ આ જીવોને પણ બ્રહ્મનો જરાએ સ્પર્શ થતો નથી. તેઓ લટપટ પંચી છે; માયામાં મુગ્ધ છે; ઉદરપરાયણ રહી, વિષયસેવનમાં પ્રવૃત્ત રહેનારા છે; બ્રહ્મને જાણવાને ત્યાગની જે આવશ્યકતા છે, તેનાથી તેઓ બહિર્મુખ છે. જેની પ્રજ્ઞા પ્રકટ નથી, જે જીવ જ્ઞાનામૃતનું પાન કરીને તૃપ્ત અને કૃતકૃત્ય થયો નથી, તે જીવ ભલે અનેક શાસ્ત્રો ભણ્યો હોય, સમર્થ ગુરુમુખથી આત્મા પરમાત્માના ભેદ અને અભેદનું જ્ઞાન શ્રવણ કીધું હોય, તોપણ બાહ્ય ઈન્દ્રિયોને આંતરમાં વાળ્યા વગર, બ્રહ્મ-પરમેશ્વર-પરમાત્માનો સાક્ષાત્કાર કરી કે કરાવી શકતો નથી.*

રાજાએ કેદખાને મોકલેલા પુરુષોમાં એક પણ જીવ ખરો તત્ત્વવિત્ ન હતો; બ્રહ્મનો સાક્ષાત્કાર પામેલો ન હતો; માર્ગે પણ ચડેલો ન હતો. સર્વ વ્યવહારચતુર હતા. તે સર્વ માયામાં મુગ્ધ જ હતા.† તેમાંનાં કોઇની પણ અહંતા મમતા નાશ પામી ન હતી, તેઓ અવિનાશી પરમાત્માના શુદ્ધ સ્વરૂપનું દર્શન કરવાના અધિકારને પણ પામ્યા ન હતા. હા, તેઓ ફક્ત પરમાત્માને પામવાના રસ્તે ચડ્યા હતા ખરા. વત્સ! જાણ કે જગતમાં જે જાણતો નથી તે જ જાણે છે. જે જાણે છે તે જ નથી જાણતો. જે કહે છે કે હું જાણું છું તે નથી જાણતો; જે નથી જાણતો તે જ પરમાત્માના સ્વરૂપને જાણે છે કે, હું માર્ગે ચડેલો છું. વેદનું અધ્યયન કરનાર, અનેક ધર્મશાસ્ત્રોને જાણનાર, જગતના કાર્યમાં અતિ કુશળ, મોટાં મોટાં સૈન્યનો પરાજય કરનાર, મોટાં મોટાં રાજ્યોને આંગળીના ટેરવા પર નચાવનાર, અનેક પદાર્થોના

* पराञ्चि खानि व्यतृणत्स्वयंभूः, तस्मात्पराङ् पश्यति, नान्तरात्मन्।
कश्चित् धीरः प्रत्यगात्मानमैक्षत्, आवृत्तचक्षुः, अमृतत्वमिच्छन्॥

† नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः।

ગુણાવગુણ શોધનાર, દ્વીપાંતરોમાં કીર્તિ સંપાદન કરનાર જીવ બ્રહ્મતત્ત્વને જાણતો નથી. જેની ચોમેર જગતની લીલા તરવરી રહી છે, જે જગતને તેના ગોચર થતાં સ્વરૂપમાં જ 'સત્ય' જુએ છે, તેવો જીવ ગમે તેવાં મહાન્ કાર્યો કરનારો હોય છે, તોપણ તે પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકતો નથી. દુનિયાદારીના ડાહ્યા પુરુષો દુનિયામાં જ ડહાપણવાળા ગણાય છે; પણ તેમનું ડહાપણ પરબ્રહ્મને જાણવામાં નિષ્ફળ જ છે. ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, ને ગીતા ગુરુમુખથી સારી રીતે શ્રવણ કીધાં હોય, તો પણ જ્યાંસુધી આત્મા અનાત્માની અભેદ સ્થિતિ જીવને પ્રાપ્ત થઇ નથી, ત્યાંસુધી તે જીવને પરમાત્માનું શુદ્ધ સ્વરૂપ દૃષ્ટિએ પડતું નથી. જેમ ધાતુની કડછી દાળ શાક વગેરેના સ્વાદિષ્ટ રસને જાણતી નથી, તેમ અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરનારો જીવ બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરી શકતો નથી.*

રાજાએ અનેક સંત મહાત્માઓને કેદખાનામાં પૂરવાથી, લોકોમાં તેની અનેક પ્રકારે અપકીર્તિ થવા લાગી. દેશ દેશાંતરમાં તેની વાતો ચર્ચાઇ. તે નાસ્તિક ને અધર્મી–બ્રહ્મપીડક ગણાયો. થોડો કાળ જતાં કોઈ પણ પંડિત, ઇશ્વરનો સાક્ષાત્કાર કરાવવાને તેની સમીપ આવવાને હિંમત કરી શકયો નહિ. કિંવદંતી એવી ચાલી કે, જેઓને કેદખાને પૂરવામાં આવેલા છે, તેઓને રાજા અનેક પ્રકારે દુઃખ દે છે, કોઇને ઘંટીએ બેસાડી દળાવે છે, કોઇને રેંટીએ કાંતવા બેસારે છે, કોઇને બળદની પેઠે કોશે જોડે છે અને કોઇની પાસે બીજાં અનેક અધર્મનાં કાર્યો કરાવે છે. આવી આવી અનેક ચર્ચા લોકોમાં ચર્ચાવા લાગી.

સૌ રાજાને ફીટ ફીટ કરવા લાગ્યું. કોઇ કહેવા લાગ્યા કે, 'ઇશ્વર કંઈ રસ્તામાં બેઠો છે કે, આવા પાપી રાજાને દર્શન દે!' ત્યારે બીજા બોલ્યા કે, 'बहुरत्ना वसुंधरा'–'ભલા! ભલી પૃથ્વી પડી છે;† કોઇ ઇશ્વરનો લાલ, એનું માથું ભાંગવા નીકળી આવશે;' કોઇએ કહ્યું કે, 'હિમાચળમાં ઘણા મહાત્માઓ છે, તે આવે તો રાજાનો નાદરો ઉતારે;' અને કોઇએ કહ્યું કે, 'આ કળિકાળમાં મહાત્માઓ જ કેવા! એ તો હવે ગયા.' બીજા નાસ્તિકવાદી બોલ્યા કે. ઇશ્વર હોય તો કોઈ બતાવે કેની! ઇશ્વર બીશ્વર એ તો મનની કલ્પના છે, તે ફાંફાં અને કુંફાં

* पठन्ति चतुरो वेदान्धर्मशास्त्राण्यनेकशः ।
आत्मानं नैव जानन्ति दर्वी पाकरसं यथा ॥

† कालोऽप्ययं निरवधिर्विपुला च पृथ्वी.

છે, ઠગારાઓની ઠગ વિદ્યા જ છે;' આમ અનેક રીતે રાજાની નિંદા ને ચર્ચા થવા લાગી.

રાજાએ કેદખાનાનું વૃત્તાંત જગતથી એવું તો ગુપ્ત રાખ્યું હતું કે, ત્યાં શું બને છે તે કોઇ જાણતું ન હતું. એથી બહારની પ્રજા પોતાના મનમાં આવે એવી અનેક કલ્પનાઓ કરતી હતી. પણ રાજા શુદ્ધસત્ત્વ-ગુણી હતો; બ્રાહ્મણોનો પોષક હતો; ધર્મના પાશવડે બંધાયલો હતો; ભગવદ્ધર્મના અનુષ્ઠાનવડે સર્વેશ્વર વિષે અખંડ ભક્તિમાન્ હતો; દયા, લજ્જા, ને ભયથી ભરપૂર હતો; જ્ઞાનમાં તે કંઇક સહેજ અપૂર્ણ હતો ને તેની વૃત્તિઓ વિષયમાં પ્રવૃત્ત હતી. તે મનનો અને પંચજ્ઞાનેંદ્રિયોનો આશ્રય કરીને કેવળ શબ્દાદિ વિષયોનું જ સેવન કરતો હતો,* તેથી જ બ્રહ્મનું તત્ત્વ જાણવાથી બહિર્મુખ રહ્યો હતો. 'તત્' પદ† અને 'ત્વં'પદના અર્થનું તેને યથાર્થ જ્ઞાન થયું ન હતું. તેમ આ જગતના માયિક પંડિતોએ તેને એવું ઠસાવ્યું હતું કે, પરમાત્મા નામ રૂપાદિકથી રહિત નથી પણ સહિત છે. તેનો સાક્ષાત્કાર મહાત્મા પુરુષો જ કરાવી શકે છે. તેથી જ તેને આ ચેટક લાગ્યું હતું કે, 'જે મને પરમાત્માનો સાક્ષાત્કાર કરાવી આપે, તેનો હું દાસ થઇને રહું અને આ રાજપદનો ત્યાગ કરી સર્વ કાળ તેની સેવા કરું.' એ રાજા કંઈ વિવેકરહિત ન હતો, તો પછી ગુણસંપન્ન મહાત્માઓને દુઃખ દે, એ બને જ કેમ? પણ મંદબુદ્ધિને યોગે અજ્ઞાની પુરુષની પેરે, વ્યાપક પરમાત્માને પ્રમાણવડે જાણવાની ઇચ્છા ન કરતાં, અથવા તે રૂપાતીતને દૃષ્ટિએ નિરખવાને જે શુદ્ધ સાત્વિક પ્રેમ-ભક્તિની દઢતા જોઇએ,‡ તેવી દૃઢતા ન થવા છતાં તે માયિક દૃષ્ટિથી તેનો સાક્ષાત્કાર કરવાને ઇચ્છતો હતો. હે વત્સ! પ્રકાશક આત્માને પ્રમાણની અપેક્ષા જ નથી-તે સ્વયં પ્રકાશ જ છે. પ્રકાશક સૂર્યને જેમ પ્રકાશ માટે અન્ય પ્રકાશની અપેક્ષા નથી, તેમ સત્-ચિત્-આનંદ-ઘનાત્મક પરમાત્માનો સાક્ષાત્કાર કરવામાં અન્યની અપેક્ષા નથી. શુદ્ધ સાત્વિક પ્રેમ જ દર્શન કરાવે છે. પરંતુ એ જ્ઞાનથી તે વિમુખ હતો.

બ્રાહ્મણ, મહાત્મા, સંત કે તપસ્વીનો દ્રોહી એ રાજા ન હતો, પણ માનતો હતો કે, એ દ્વારા કોઇ પરમ પુરુષ મારું કલ્યાણ કરશે. કારાગૃહમાં પૂરેલા સંત મહાત્માઓને તે સર્વ પ્રકારનું સુખ આપતો

* श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ गीता १५।९

† ततः पदं तत् परिमार्गितव्यम्　‡ मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते।

હતો. પ્રભાતમાં ઊઠીને તે સર્વનાં દર્શને જતો, તેમનું પૂજન, અર્ચન, પાદપ્રક્ષાલન આદિ કરીને તેમનાં ચરણામૃતનું પાન કરતો. કારાગૃહ-વાસી સંતો કોઇપણ વાતે દુઃખ ન પામે, તેની સંપૂર્ણ રીતે તપાસ રાખતો. આ સર્વ કાર્ય તે એવી તો ગુપ્ત રીતે કરતો હતો કે કારા ગૃહની બહારની પ્રજા કેવળ જ અજ્ઞાત રહી હતી. સંતો નિત્ય તેને આશીર્વાદ આપતા હતા કે, "હે રાજન્ ! અમારી ઇશ્વરપ્રતિ સપ્રેમ એવી યાચના છે કે, તારા મનનું સમાધાન થાઓ."

રાજા પ્રેમપૂર્વક પ્રણામ કરીને કહેતો કે; "હે મહાત્મા પુરુષો ! હે કરુણાના સાગરો ! આપની કૃપાથી જ મારી કામના પૂર્ણ થશે. હું જે ઉત્તમ ફળની પ્રાપ્તિ ઉચ્છું છું, તે કેવળ આપનાં ચરણની કૃપાવડે જ પ્રાપ્ત થશે. મારી કામનાની મુક્તિ સાથે આ કારાગૃહમાંથી આપ સર્વની પણ મુક્તિ થશે."

ઢંઢેરો

રાજાએ દેશ પરદેશ ઢંઢેરો પીટાવીને જગતને જાણ કીધું કે, 'જે કોઇ ઇશ્વરનો સાક્ષાત્કાર કરાવશે, તેના મનની વ્યાવહારિક સર્વ કામનાની તે તૃપ્તિ કરશે-તેને પોતાનું રાજપાટ સોંપી દેશે, તે તેનો દાસ બની રહેશે, પણ જે કોઈ તેને છળવા આવશે, તેનો કારાગૃહમાં જ વાસ થશે.' દેશ દેશાંતરથી અનેક પંડિતો, માયાના જીવડા સાધુસંતો, મોટા મોટા આચાર્યો ધન ને કીર્તિની લાલચે તેની ઇચ્છા તૃપ્ત કરવાને આવતા હતા, પરંતુ તેઓ નિરંતરનો કારાગૃહનો વાસ સાંભળીને પુનઃ ચાલ્યા જતા હતા. આવનારા પુરુષોમાં એક પણ પુરુષ ચૌદ લોકોનો સંન્યાસી કે વિશ્વસુખનો ત્યાગી ન હતો; પણ સર્વે કીર્તિ સુખાદિકના લાલચુ હતા. કોઇની પણ ભોગવાસના નિર્જીવ ન હતી, તેમ કોઇને ઉત્કટ વૈરાગ્ય પણ વ્યાપેલો ન હતો. એવા પુરુષો તે રાજાની શંકાનું જો સમાધાન કરી શકે તેમ ન હતું, તો પરોક્ષનું અપરોક્ષ (પ્રત્યક્ષ) દર્શન તો કરાવી જ કયાંથી શકે ?

### અપર અષ્ટાવક્ર મુનિનું આગમન

પણ એક સમયે સાક્ષાત અપર અષ્ટાવક્ર યોગી-તપસ્વી-મુનિ સંતનું રૂપ લઇ એ રાજાની સભામાં આવી ચડ્યા. તેનું તેજોબળ જોતાં જ રાજા દિઙ્મૂઢ થઇ ગયો, સંભ્રમમાં પડી ગયો અને તુરત પોતાના આસન ઉપરથી ઊઠીને તે ઋષિના ચરણમાં પડ્યો. પછી

અર્ધ્યપાદ્યથી તેમની પૂજા કરી બે હાથ જોડીને તે બોલ્યો; "હે મહાત્મા ! હે દેવેશ ! આપ ભલે પધાર્યા ! કહો હું આપની શી સેવા કરું ? આ દાસ આપનાં ચરણ તળાંસવામાં પોતાનાં જન્મનું સાર્થક સમજે છે !"

અપર અષ્ટાવક્રે કહ્યું; " હે રાજા ! હું તને ઈશ્વરનો સાક્ષાત્કાર કરાવવા આવ્યો છું !"

રાજાએ કહ્યું; "હે મુનિ ! આપ મારી પ્રતિજ્ઞા જાણો છો ? જે કોઇ મને ઇશ્વરનો સાક્ષાત્કાર કરાવે, તેને મારું આખું રાજપાટ અને સકળ વૈભવ-વિભૂતિ સોંપી દેવાને હું તત્પર છું; પણ જે દંભથી, કપટથી કે છળથી મને છેતરવાનો પ્રયત્ન કરે છે, તેને હું નિત્યને માટે કારાગૃહમાં મોકલું છું !"

અપર અષ્ટાવક્રે કહ્યું-"હે રાજન ! તારું રાજપાટ તારી પાસે રહેવા દે, મારે તેની કામના જ નથી; કારાગૃહવાસ કરાવવો એ તો તારે માટે અતિ કઠણ કર્મ છે ! અમારે સંતને તો રાજમંદિર ને કારાગૃહ સરખાં જ છે ! પણ પ્રથમ તું પ્રશ્ન પૂછ ને તારી કામનાને સફળ કર; અને સત્વર તેં મૂઢતાથી અનેક મહાત્મા પુરુષોને કારાગૃહમાં પૂર્યાં છે તેઓને મુક્ત કર."

રાજાએ બે હાથ જોડીને પૂછ્યું; "હે સંત પુરુષ ! પરમાત્મા છે ? તમે તેને જાણો છો ?"

અપર અષ્ટાવક્ર બોલ્યા; "હા, છે, અને તેને હું જાણું છું !"

રાજા બોલ્યો; "હે કૃપાસિંધુ ! જો આપ પરમાત્માને જાણો છો, તો મને તેમનું દર્શન કરાવો !"

અપર અષ્ટાવક્રે કહ્યું; "હે રાજન્ ! હું તને દર્શન કરાવીશ પણ હું જે આજ્ઞા કરું તે તું સાંભળ ! આજથી આઠમે દહાડે તારા નગરમાંના શિષ્ટ પુરુષોની એક સભા કર; જે સંત મહાત્મા પુરુષોને તેં કારાગૃહમાં પૂર્યા છે, તેમને એ સભામાં આવવાનું નિમંત્રણ કર; એ સર્વની સમક્ષ હું તને ઇશ્વરનો સાક્ષાત્કાર કરાવીશ !"

રાજાએ પ્રણામ કરીને તે મુનિની આજ્ઞાનો સ્વીકાર કર્યો અને મુનિરાજ આઠમે દિવસે આવવાનો વાયદો કરી તત્કાલ ત્યાંથી અંતર્ધાન થઇ ગયા.*

---

* कायरूपसंयमात्, तत् ग्राह्यशक्तिस्तंभे, चक्षुः प्रकाशासंप्रयोगे, अन्तर्धानम् । पातंजलयोगदर्शन, विभूतिपाद, २१ मुं सूत्र.

આઠમે દિવસે પ્રભાતમાં રાજાએ મોટી સભા કીધી. નગરના શેઠ શાહુકારો, પંડિતો, ઝવેરીઓ, અધિકારીઓ અને સામાન્ય લોકોથી આખું દરબાર મંડળ ભરાઈ ગયું. એક બાજુએ કારાગૃહમાં પૂરેલા સઘળા મહાત્માઓ પણ બિરાજમાન થયા હતા; તેઓ પણ કારાગૃહમાંથી મુક્તિ મળે તેને માટે પ્રાર્થના કરતા હતા કે તે પરમેશ આ મહાત્માને યશ અપાવે. સભામંડપના મધ્યમાં મૂકેલા ઊંચા સિંહાસનપર અપર અષ્ટાવક્ર બિરાજેલા હતા. તેમનાં મુખચંદ્રના પ્રકાશથી સભામંડળ ઝળહળી રહ્યું હતું; તેમની તેજસ્વી મૂર્તિ જોઇને સર્વે દિઙ્‌મૂઢ થઇ ગયા હતા. તેમનાં મુખમાંથી અસ્ફુટ ૐકારનો જાપ જપાતો જ જતો હતો. સાક્ષાત્ શંકર જ રાજાના મનનું સમાધાન કરવાને પધાર્યા હોય તેવી તેમની આકૃતિ શોભી રહી હતી.

સભા ભરાઈ ગઇ. મહાત્માના મુખમાંથી શો શબ્દોચ્ચાર થાય છે, તે સાંભળવાને જેમ ચકોર પક્ષી ચંદ્રની સામા એકીટસે જોઈ રહે, તેમ સર્વની દૃષ્ટિ તેનાપર જ ઠરી રહી હતી. ચોપદારે નેકી પોકારી. સર્વ સ્થળે શાંતિ વ્યાપી ગઇ. પછી રાજા બોલ્યો; "હે મહાપુરુષ! હે યોગીન્દ્ર! મને પરમાત્માનો સાક્ષાત્કાર કરાવો!"

યોગીન્દ્રે કહ્યું; "હે રાજા! જરા ધીરો થા, પ્રથમ આ સભામાં બેઠેલા, હીરા–મોતી–માણેક પન્નાના પરીક્ષક ઝવેરીઓને મારી સમીપ બેસાડ." તુરત જ ઝવેરીઓને આગળ લાવીને બેસાડવામાં આવ્યા.

**અષ્ટાવક્ર અને ઝવેરીઓ**

તે પછી મહાત્માએ, રાજાના કંઠમાં પહેરેલો હીરાનો હાર તથા બીજા સામંતો અને મન્ત્રીઓના કંઠમાં પહેરેલા માણેક, રત્ન, લીલમ, પન્નાના હારો લીધા; અને સમીપ બેઠેલા ઝવેરીઓને કહ્યું; "હે મહાજનો! તમે ઝવેરાતની પરીક્ષા કરી શકો છો ખરા કે!"

ઝવેરીઓ બોલ્યા; "હા, મહારાજ!"

પછી યોગીન્દ્રે સઘળા હારો કંઠાંઓ વગેરે તેમને આપી કહ્યું; "આની પરીક્ષા કરો."

ઝવેરીઓએ એક એક હાર હાથમાં લઇને જણાવ્યું કે, આમાંનો અમુક અમુક હીરો લાખ લાખ રતિનો છે–તેની કિંમત પચીસ લાખની છે; અમુક હીરાની કિંમત દશ લાખથી ઓછી અંકાશે નહિ. અમુક લાલ અણમોલ છે; અમુક લીલમ એવું છે કે, સો રૂપિએ પણ કોઈ

છે નહિ.' એમ જૂદા જૂદા હીરા, મોતી, માણેક, લાલ, લીલમની કિંમત જણાવી; તેમ જ તે જવાહીરોની ઉત્તમતા, મધ્યમતા અને કનિષ્ઠતાનું પણ કેટલુંક વિવેચન કીધું.

અપર અષ્ટાવક્રે ઝવેરીઓને કહ્યું; "આ લાલ લીલમની પરીક્ષા તમે બરાબર કરી જાણો છો કે ?"

ઝવેરી મહાજને કહ્યું; "હા મહારાજ !"

યોગીંદ્રે કહ્યું; "જબ હમકુ 'અભીકે અભી' યહ પરીક્ષા શિખા દો ! તુમ નહિ શિખાયગા તો ચાંડાલકે હાથસેં તુમારા શિર કટવા ડાલેગા !" આમ બોલતાંની સાથે જ યોગીન્દ્રે એવી તો ભયંકર મુખ મુદ્રા ધારણ કીધી કે, ઝવેરીઓ ગભરાઇ ગયા, સભા આશ્ચર્યમાં પડી ગઈ, રાજા વિચારમાં ગોથાં ખાવા લાગ્યો.

ભૂદેવો મનમાં વિચાર કરવા લાગ્યા કે, 'આ યોગીરાજ રાજાને કેવી રીતે પરમાત્માનો સાક્ષાત્કાર કરાવશે.' ઝવેરીઓ એક બીજાના મોંઢા સામું ટગર ટગર જોતા વિચાર કરવા લાગ્યા કે, હમણાં ને હમણાં ઝવેરાતની પરીક્ષા કરવાં કેમ શિખવી શકાય ? એ બને કેમ ?' ઝવેરીઓને થોડીવાર અન્યોન્ય વાતચીત કરતા જોઇ, યોગીન્દ્રે ક્રોધ-મુદ્રા ધારણ કરીને કહ્યું કે; "અબે ઝવેરીઓ ! હમકુ શિખાવતા હૈ કે નહિ ? 'અભીકા અભી' હમકુ ઝવેરાતકી પરીક્ષા શિખાવ, નહિતર 'અભીકા અભી' તુમારા શિર કટવા ડાલુંગા !" એમ કહીને પોતાની પાસેનો એક લઠ્ઠ ઉગામીને પુનઃ બોલ્યા કે; "શિખાતા હૈ કે નહિ !"

બીજા ઝવેરીઓ તો થરથર કાંપવા લાગ્યા, પણ તેમાંનો એક વૃદ્ધ ને હિમતવાન ઝવેરી બોલ્યો; મહારાજ ! તમારે જોઇએ તો અભી ને અભી માથું કપાવી નાંખો, પણ 'અભી ને અભી' અમારાથી તમને એ પરીક્ષાશક્તિ શિખવી શકાય તેમ નથી. લાલ લીલમની પરીક્ષા કરતાં કરતાં અમારા કાળાંનાં ધોળાં થયાં, પણ હજી પૂર્ણ પરીક્ષાશક્તિ અમારામાં આવી નથી, તો જેણે કોઈ દહાડો લાલ લીલમ જોયાં નથી, તેને એ પરીક્ષા કેમ શિકવી શકાય ?"

પણ મહારાજ તો હઠ લઇને બેઠા કે; "અભીકા અભી શિખાવ; 'અભીકા અભી' ઇસકી જો ન્યૂનાધિક કિંમત હૈ ઇસકા કારણ બતાવ, નહિતર તુમેરા શિર કટવા ડાલેગા;" અને પોતાના હાથમાંનો વજ્રદંડ ઉગામી તે ઝવેરીના મસ્તકપર પ્રહાર કરવાને તત્પર થઈ ગયા.

મહારાજની આ યુક્તિનો ભેદ રાજા સમજી શક્યો નહિ. તેમને અત્યંત ક્રોધાયમાન થયેલા જોઇને રાજા પણ થરથરી ગયો ને મનમાં ગભરાયો કે, 'રખેને બાવાજી એકાદનું માથું ફાડી નાંખે!' પછી તે કરદ્વય જોડીને પ્રણામ કરતો બોલ્યો; "હે મહારાજ! 'અભી ને અભી' તો આપને હીરા મોતી માણેક લાલ લીલમના મૂલ્યનો ભેદ, ઉત્તમ ને અધમપણું કેમ શિખવી શકે? એની પરીક્ષાશક્તિ તમને કેવી રીતે શિખવી શકે? એ શિખવાને-એનો ભેદ જાણવાને બહુ વર્ષો જોઇએ! આ ઝવેરીઓનો બાપદાદાનો જવાહીર પારખવાનો ધંધો છે અને બાળપણથી તે પારખવાનું શિખે છે, તોપણ હજી તે પાકા પરીક્ષક થયા નથી; તો આપ, જેણે કદાચ જ જવાહીરો જોયલાં, તેમને 'અભીકા અભી' કેમ શિખવી શકે?"

યોગીન્દ્ર બોલ્યા; "હં, ઐસા હૈ! અચ્છા-એ જડ પદાર્થકી પરીક્ષા શિખનેકુ બહોત કાળ ચૈયે, 'અભીકા અભી' ઉસકી વિદ્યા પઢી શકાતી નહિ હૈ! અબ કે અબ'એ ભેદકા સાક્ષાત્કાર હો ન સકેગા, ઐસા?"

રાજાએ કહ્યું; "હા, મહારાજ! એ ભેદ જોવા, જાણવા ને સમજવાને બહુ કાળ જોઇએ. અનેક પ્રકારના ભારે હલકા, નાના મોટા, લાલ લીલમ જોતાં જોતાં એની પરીક્ષાશક્તિ પ્રાપ્ત થાય છે; તે પછી એની ઊંચી નીચી જાત જાણી શકાય છે."

મહારાજને તો એટલું જ જોઇતું હતું. રાજાના મુખમાંથી એ જ વચન કઢાવવું હતું. પછી સૌમ્યદૃષ્ટિ ધારણ કરીને, ધ્રૂજતા કંપતા ઝવેરીઓને શાંત પાડીને રાજા તરફ ફરી તે બોલ્યા; "હે રાજા! કંઇ સમજ્યો? તને તારી મૂર્ખાઇનું કંઇ ભાન થાય છે ખરું? આ નામ રૂપ રંગવાળો એક જડ પથરો છે, જે દૃષ્ટિએ આ સમાજ જોઇ શકે છે, લેઇ શકે છે, પારખી શકે છે, તેની પરીક્ષાશક્તિ પણ હમણાં ને હમણાં સમજાવી-બતાવી શકાતી નથી; તો જે પરમાત્મા, સચ્ચિદાનંદ પ્રભુ, જેના જેવું કોઇ નથી-જેનું રૂપ નહિ, રંગ નહિ, નામ નહિ; જે કેવળ અદ્વિતીય જ છે; આ ચર્મચક્ષુવડે નહિ દેખાય એવો જે છે;-જે શબ્દાતીત છે, રૂપાતીત છે, ઇંદ્રિયાતીત છે, જેને વેદ 'નેતિ નેતિ' કરીને વર્ણવે છે, તે પમાત્માનો તને 'અભીને અભી' સાક્ષાત્કાર કરાવવો, એ કેમ બની શકે? અલ્યા મૂઢ! તેં આ અનેક સંત મહાત્મા પુરુષોને તારી મંદ બુદ્ધિના યોગે કેદ કર્યા છે, તેનું કંઇ કારણ? 'અભીને અભી' આ સર્વ મહાત્માઓને મુક્ત કર અને પછી હું તને ઇશ્વરનું દર્શન કરાવીશ!"

રાજા બુદ્ધિમાન્ હતો. તે મહાત્માના વચનના મર્મને બહુ સારી રીતે સમજી શક્યો. તેણે પોતાના મન્ત્રીઓને બોલાવી, સર્વ સંત મહાત્માઓનો તેમની યોગ્યતા પ્રમાણે સત્કાર કરીને, તેમને સંતોષ પમાડી, કારાગૃહથી મુક્ત કીધા.

સભા વિસર્જન કરવામાં આવી. પણ મહાત્માનાં વચનામૃતનું પાન કરવા માટે સર્વ બેસી રહ્યા-એક ચકલું પણ ત્યાંથી વિદાય થયું નહિ. અપર અષ્ટાવક્ર તો ૐ ૐના જાપમાં લીન હતા. તેમની સામાં બે હાથ જોડીને રાજાએ કહ્યું; "હે મહાત્મા! હે યોગીન્દ્ર! આપ મારી કામનાને તૃપ્ત કરો. ઈશ્વરનો મને સાક્ષાત્કાર કરાવો!"

થોડીકવાર મૌન ધારણ કરીને મહાત્મા બોલ્યા; "હે મૂર્ખ રાજા! હજી તારા મનમાં એવું ઘમંડ રહ્યું છે કે, ઈશ્વરનો સાક્ષાત્કાર ક્ષણભરમાં થઇ શકે છે? રે અલ્પમતિ પણ જિજ્ઞાસુ! ઈશ્વરનો સાક્ષાત્કાર થવો એ કંઈ સહજ નથી. જ્યાંસુધી તારી માનસિક-માયિક વૃત્તિ ફેરવાઇ નથી, દિવ્ય નેત્રો પ્રાપ્ત થયાં નથી, ત્યાંસુધી ઈશ્વરનો સાક્ષાત્કાર તને થઇ શકશે નહિ! ઈશ્વર ચક્ષુષનો વિષય નથી, પ્રેમનો-જ્ઞાનનો વિષય છે. માટે તું જ્ઞાન પ્રાપ્ત કર. જ્ઞાનથી તને ઈશ્વરનો સાક્ષાત્કાર થશે. જ્ઞાનથી જ અજ્ઞાનની કર્મ માત્રની નિવૃત્તિ થાય છે.* કર્મનો હેતુ અધ્યાસ છે-અધ્યાસ એટલે અન્યથા બુદ્ધિ.† રજ્જુમાં સર્પબુદ્ધિ થવી, છીપમાં રૂપાની બુદ્ધિ થવી, નાશવંતમાં અવિનાશી બુદ્ધિ થવી, એ અધ્યાસનું સ્વરૂપ છે. એ અધ્યાસનું કારણ અવિદ્યા છે, तस्य हेतुरविद्या। અવિદ્યાનો બાધ કરવાને तत्त्वमस्यादि મહાવાક્યોનું‡ જ્યાંસુધી વિશુદ્ધ હૃદયથી અહંકારવૃત્તિરહિત થઇને જ્ઞાન થાય નહિ, ત્યાંસુધી અવિદ્યાનો નાશ થતો નથી. અવિદ્યાનો નાશ ને વિદ્યાની પ્રાપ્તિ થતાં ઈશ્વર-પરમેશ્વર-પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. સૂર્યથી અંધકારનો નાશ થયા પછી, ગમે તેટલા જોરથી દોડતો અંધકાર, જેમ સૂર્યના પ્રકાશને નસાડવાને શક્તિમાન્ થતો નથી, તેમ જ પરાવિદ્યારૂપી સૂર્યનો હૃદયમાં સંપૂર્ણ પ્રકાશ વ્યાપ્યા પછી, અપરા વિદ્યારૂપી અજ્ઞાન

---

* ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥

† अतस्मिन् तद्बुद्धिः-अध्यासः ।

‡ १ अयमात्मा ब्रह्म, २ प्रज्ञानं ब्रह्म ३ तत्त्वमसि અને ४ अहं ब्रह्मास्मि

તેના હૃદયમાં ટકતું નથી. પણ જેમ આ જડ પદાર્થ, હીરા મોતીની પરીક્ષા કરતાં શિખવાને આખું આયુષ્ય જોઇએ-છતાં સંપૂર્ણ જ્ઞાન થતું નથી, તેમ જ એ પરાવિદ્યા* પ્રાપ્ત કરવાને આખું આયુષ્ય જોઇએ અને મોટો અભ્યાસ જોઈએ. થોડો કાળ ને થોડું સાધન પ્રાપ્ત કરેલો જીવ ઇચ્છા કરે તો તે તેનું શબ્દાતીત ને ઇંદ્રિયાતીત પરમ પુરુષને જોવાને માટે કેમ દર્શન કરી શકે તે કહે? જેમ હીરાની પરીક્ષા શિખવી શિખવાય તેવી નથી, તે સ્વશ્રમથી-સ્વદૃષ્ટિથી જ શિખી શકાય છે-બહુ કાળે શિખી શકાય છે, તેમ ઇશ્વરદર્શન પણ બહુશ્રમે-બહુ ભોગે, શ્રવણ, મનન ને નિદિધ્યાસનથી જ-શુદ્ધ પ્રેમથી જ થઈ શકે છે. એ વિદ્યા પ્રાપ્ત કરનારને જ પરબ્રહ્મ-પરમાત્મા, શિવ, સચ્ચિદાનંદઘન, પ્રભુ, કૃષ્ણ, રામ નરસિંહનો સાક્ષાત્કાર થાય છે. હે મૂઢ રાજા એ સર્વનો સ્વલ્પ પણ વિચાર કર્યા વગર, આ મહાત્મા પુરુષોને તેં અપાર દુઃખ દીધું, ક્લેશ કરાવ્યો, એ તારી મૂઢતાનું હું શું વર્ણન કરું!"

## શાંતાકારની કથા

"પૂર્વકાળમાં તારા જ જેવો એક મૂર્ખ રાજા હતો. કોઇ એક સંતે તેને 'शांताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं । એ શ્લોકનો, ગમે તેવો મોટો પંડિત આવે તો પણ તને ત્રણ વર્ષોની અંદર અર્થ સમજાવી શકે નહિ' એમ કહ્યું. તેનો મર્મ ન સમજતાં આ સરળ શ્લોકનો પંડિત પણ અર્થ સમજાવી શકે નહિ, એમ જ તે મૂર્ખશિરોમણિના મનમાં ઠસી ગયું. આથી જેટલા પંડિતો તેની સભામાં આવે તેને તે પૂછવા માંડ્યો કે शांताकारं ઈત્યાદિનો અર્થ શો? અર્થ તો સહેલો હતો, પરંતુ રાજામાં તેના સત્યાસત્યની પરીક્ષા કરવાની શક્તિ ન હતી, તેથી તે રાજા તારી માફક જ પંડિતોને જૂઠા, કંઇ આવડતું નથી એમ જણાવી કેદ કરતો હતો.

એક વખતે કોઇ વ્યવહારકુશળ પંડિત તે રાજાની પાસે આવ્યો અને રાજાને કહ્યું; "હે રાજા! તું બહુ ચતુર અને વિચક્ષણ છે. આ શ્લોકનો અર્થ તું વિચક્ષણ છતાં તને સમજવા માટે આજથી ત્રણ વર્ષો જોઇએ."

---

* અપરા વિદ્યા=૧ ઋગ્વેદ, ૨ યજુર્વેદ, ૩ સામવેદ, ૪ અથર્વવેદ, ૫ શિક્ષા, ૬ કલ્પ, ૭ વ્યાકરણ, ૮ નિરુક્ત, ૯ છન્દ અને ૧૦ જ્યોતિષ.
પરા વિદ્યા=यया तद् अक्षरमधिगम्यते । सा विद्या या विमुक्तये ।

રાજાના હૃદયની વાત જ તેણે કહી ! 'અહો ! આ કોઇ ખરો પંડિત મને મળ્યો.' એમ રાજાએ માન્યું. તેણે તેને પ્રણામ કીધા. પછી રાજા બોલ્યો; "હે ભૂદેવ ! આપ કૃપા કરી મને એનો અર્થ સમજાવો."

પછી તે વિવેકચતુર પંડિતે, રાજાને કૌમુદી ભણાવવા માંડી ને રાજા ત્રણ વર્ષે જ્યારે વ્યાકરણ શિખી રહ્યો ત્યારે, 'शांताकारं'નો અર્થ કરવા બેઠો. તેણે શું જોયું ? કારાગૃહમાં પૂરેલા પંડિતોએ જે અર્થ કીધો હતો, તે જ અર્થ તેને દૃષ્ટિગોચર થયો.

પછી વિવેકચતુર પંડિતની સામું જોઇને તે બોલ્યો; "પંડિતજી ! જે વિદ્વાનોએ મારી સભામાં 'शांताकारं' નો જે અર્થ કીધો છે, તે જ અર્થ આ શ્લોક વાંચતાં સમજાય છે. અરેરે ! તે ધૂતારા સાધુના ભોળવ્યાથી, 'આ શ્લોકનો અર્થ સમજતાં ત્રણ વર્ષો થાય છે' એમ માની મેં અનેક પંડિતોને મારી મૂઢતાથી કારાગૃહમાં ફોકટમાં પૂર્યા છે."

વિવેકચતુર પંડિતે કહ્યું; "હે રાજા ! તે સાધુ ધૂર્ત ન હતો, પણ નિપુણ હતો, માત્ર અજ્ઞાનથી તારી બુદ્ધિ હણાઇ છે, તેથી જ તું તેના કહેવાના મર્મને સમજ્યો ન હતો. शांताकारं भुजगशयनं એ શ્લોકનો અર્થ કરવાને 'તને' ત્રણ વર્ષો જોઇએ; કારણ કે તું વ્યાકરણ આદિથી અજ્ઞાત હતો. પણ પંડિતો તો ભણેલા હતા, તેથી તેમને તો એ શ્લોકનો અર્થ સહજ જ હતો. વ્યાકરણનો તને અભ્યાસ થયો ને તેનો અર્થ આજે તું કરી શકે છે, તે ઉપરથી જ તું જાણી શકીશ કે, તે સાધુની ઇચ્છા તને સત્ય અર્થ શિખવવાની હતી. રાજા છતાં, તું દેવભાષાથી અજ્ઞાની રહે તે શોભે નહિ; તને ભણવાનું કહેવાય નહિ,–તેથી આ યુક્તિથી તને ભણાવ્યો ને તું સ્વતઃ અર્થ કરે, એ જ તે મહાત્માનું લક્ષ્ય વચન હતું."

અપર અષ્ટાવક્રે કહ્યું; "હે રાજા ! ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે. પણ તે માટે બીજે કંઇ શોધવા જવાની જરૂર નથી. કોઇ બતાવે ત્યારે જ તેનું દર્શન થાય છે એ તો અજ્ઞાન જ છે. તું તારા હૃદયમાં જો–એ ઇશ્વર ત્યાં જ બિરાજે છે; મારી તરફ જો, ત્યાં પણ છે ! પણ જોતાં અર્થાત્–દર્શન કરતાં શિખવું જોઇએ. યથાર્થ જોનારો જ ઇશ્વરનો સાક્ષાત્કાર કરી શકે છે. यः पश्यति स पश्यति ।

રાજાએ પૂછ્યું; "હે મહારાજ ! પરમાત્માને હું મારા હૃદયમાં જોઇ શકતો નથી, તેનું કારણ શું ?"

અપર અષ્ટાવક્રે કહ્યું; "અન્નમયાદિ પંચ કોષને* આકારે રહેલી અવિદ્યાશક્તિ જ્યાં સુધી વિદ્યમાન હોય છે ત્યાં સુધી જીવશિવનો ભેદ-

---

* પંચકોષ–૧ અન્નમય કોષ–શરીર, ૨ પ્રાણમય કોષ, ૩ મનોમય કોષ, ૪ વિજ્ઞાનમય કોષ અને ૫ આનંદમય કોષ.

વ્યવહાર વિચરે છે. એ અવિદ્યાશક્તિ જ્યારે નિવૃત્તિને પામે છે, ત્યારે જીવશિવનો ભેદ નિવૃત્ત થાય છે; અને ભેદ નિવૃત્ત થયા પછી સર્વત્ર વિકલ્પરહિત આત્મસ્વરૂપ પ્રકાશે છે. એ શક્તિ પામવા માટે પુરુષે જગતની સર્વ ઉપાધિઓનો લય કરવો જોઇએ, વાસનામાત્રનો ત્યાગ કરવો જોઇએ, સર્વ દૃશ્ય પદાર્થો ઉપર વિચારવડે મિથ્યાદૃષ્ટિ કરવી જોઇએ અને જ્યારે વસ્તુનો અભાવ થઈ જાય ને કંઇ પણ અવશેષ રહે નહિ-નહિ માયા ને નહિ વાસના, નહિ કામના ને નહિ કર્મફળની આસક્તિ, ત્યારે ઈશ્વરનું દર્શન થાય છે. અર્થાત્ કેવળ જ કર્મસંન્યાસ પ્રાપ્ત થયે, સાક્ષાત્કાર સિદ્ધ થાય છે. સર્વ ઉપાધિરહિત સ્વયંપ્રકાશ ચૈતન્યસ્વરૂપ પ્રાપ્ત થતાં, જ્યારે કંઇ પણ અવશેષ રહેશે નહિ, જણાશે નહિ, અને 'એ નહિ, એ નહિ' એમ જોતાં જોતાં છેલ્લામાં છેલ્લું જે કંઇ રહેશે, તે જ પરમાત્માનું સ્વરૂપ છે-તે જ બ્રહ્મરૂપ છે-તે જ અર્જુને જોયલું સાક્ષાત્ શ્રીકૃષ્ણનું વૈરાટ-વિશ્વવ્યાપી સ્વરૂપ છે. કુશાગ્રબુદ્ધિનો જીવ જ એ ઇશ્વરસ્વરૂપનો સાક્ષાત્કાર કરી શકે છે. સમુદ્રને ઉલેચવો એ જેમ કઠિન કર્મ છે, તથાપિ મહાપ્રયત્નથી સમુદ્ર પણ ઉલેચી શકાય છે, તેમ જ જે જીવ, ખેદ પામ્યા વગર, મનનો નિગ્રહ કરીને, કર્માસક્તિનો ત્યાગ કરી, અજ્ઞાનને પૂરું કરી, સમાનપણે જગતમાં વિચરે છે-સર્વ કર્મનાં ફળનો સંન્યાસી બની, દેહધારી છતાં પણ વિદેહીપણે વિચરે છે, તે જ પરમ પુરુષનો પ્રેમી બની રહે છે, તે જ નૈષ્ઠિક પ્રેમી પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકે છે. એ સાક્ષાત્કાર કરવા માટે સંકલ્પનો સંન્યાસ કરીને ભગવત્પરાયણ થઇ દ્વૈતમાત્રનો ત્યાગ કરવો જોઇએ; ભોક્તા છતે અભોક્તા થવું જોઇએ; શુભાશુભ, લાભ હાનિ, સર્વમાં સમાન વૃત્તિ રાખવી જોઇએ; રાગ દ્વેષથી વિમુક્ત થવું જોઇએ; ચિત્તવૃત્તિનો નિરોધ કરવો જોઇએ; મનનો નાશ કરવો જોઇએ; વાસનાનો ક્ષય કરવો જોઇએ અને શમાદિકગુણસંપન્ન બનવું જોઈએ. એ સ્થિતિને પ્રાપ્ત થવામાં પોતાનો જ પુરુષાર્થ જ કામ લાગે છે. પોતાના પુરુષાર્થથી જ સાક્ષાત્કાર થઈ શકે છે-કોઇ અન્ય ઈશ્વરનો સાક્ષાત્કાર કરાવી શકતું નથી. જેમ શરીરમાંનો રોગ જાતે જ ઔષધ પીધા વિના ને કરી પાળ્યા વિના જતો નથી અને જેમ પોતાને લાગેલી ભૂખ, પોતે ખાધા વિના શાંત થતી નથી, તેમ જ ઇશ્વર-પરમેશ્વર-પરમાત્મા-બ્રહ્મનો સાક્ષાત્કાર સ્વયં સાધન વગર થઈ શકતો નથી ને કરાવી પણ શકાતો નથી. જેમ

હીરાની પરીક્ષા જાતે જ શિખ્યા વગર શિખાતી નથી, તેમ પરમેશ્વરના સાક્ષાત્કાર માટે રાગ દ્વેષાદિકથી પૂર્ણ એવા આ સંસારને સ્વપ્નતુલ્ય જાણવો જોઇએ. પરમાત્માની ગુણમયી દૈવી માયાનો ત્યાગ કરીને, જેમ ચેળ ભમરીના ડંખથી ભમરીનું જ સ્મરણ કર્યા કરે છે અને છેવટે ભ્રમરી જ થઇ જાય છે, તેમ જે જીવ પરમાત્માને પ્રસન્ન કરીને પરમાનંદપૂર્વક પરમાત્માનું જ રાતદહાડો રટણ કર્યા કરે છે, તે જ પરબ્રહ્મસ્વરૂપનું દર્શન કરી શકે છે, અન્ય નહિ. કોઇને માથે ભાર હોય તો તે ભારને ઉતારીને તેને સુખ આપી શકાય છે, કોઇને ભૂખ લાગી હોય તો તેને ખવરાવીને તૃપ્ત કરી શકાય છે; પણ પરમાત્માના સાક્ષાત્કારમાં અન્ય કોઇ સહાય કરી શકતું નથી. જે પરોક્ષ નથી, જે પ્રત્યક્ષ નથી, જે અનુમાનનો વિષય નથી, જે પ્રત્યક્ષ પ્રમાણનો વિષય નથી, જે માપરહિત છે, જેને રૂપ નથી, રંગ નથી, આકાર નથી, પણ જે સત્ય જ્ઞાનમય અનંત 'બ્રહ્મ' એવું સ્વયંપ્રકાશ આનંદઘન ચૈતન્યસ્વરૂપ છે, એ રૂપ સત્સોઽહમ એનો સતત વિચાર કરવાથી જ જોઈ શકાય છે. એનો માર્ગદર્શક માત્ર ગુરુ જ છે.* એ રૂપ જાડું તેમ પાતળું નથી, ઊંચુંએ નથી તેમ નીચુંએ નથી. એ એક સ્થાનમાં નથી, પણ અનેક સ્થાનોમાં છે; એ જન્મ મૃત્યુ જરાથી બાધરહિત છે. એ જ આ સૃષ્ટિને ઉત્પન્ન કરે છે, પાળે છે અને સંહારે છે; એ નિર્ગુણ છતાં સગુણ છે, નિરાકાર છતાં સાકાર છે ને પરોક્ષ છતાં અપરોક્ષ છે. એ કાષ્ઠ, પાષાણ કે ધાતુની મૂર્તિમાંએ છે, તેમ તેમાંએ નથી; એ રૂપ ઉપાધિરહિત છતાં સોપાધિક છે; એ જ આ જગતની લીલામાત્રને વિસ્તારે છે; એ જ કામ્ય કર્મનો પ્રેરક છે અને નિષિદ્ધ કર્મનો નિવારક છે; એ જ પ્રકાશક પણ છે અને અપ્રકાશક પણ છે; એ દ્વૈતરૂપે પ્રકાશે છે અને અદ્વૈતરૂપે લીલા વિસ્તારે છે; એ ભક્તોના હૃદયમાં સર્વકાળ ચિરસ્થિર વસેલો છે અને અભક્ત જનને શાસન કરવામાં ઉત્સુક છે. એનાથી ભૂતમાત્ર જન્મે છે, જન્મ્યા પછી જીવે છે અને જીવ માત્ર એનામાં જ પ્રવેશ પામી લીન થાય છે. એ જ પરમેશ્વર, એ જ બ્રહ્મ,† એ જ શ્રીકૃષ્ણ, એ જ શ્રીરામ. એ સ્વરૂપનું દર્શન નિષ્કામ પ્રેમથી થાય છે–પરમ પ્રેમથી જ થાય છે. અજામિલાદિને એ સ્વરૂપનું દર્શન પરમ પ્રેમને યોગે જ થયું હતું.

* उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ।

† यतो वा इमानि भूतानि जायन्ते । येन जातानि जीवन्ति । यत्प्रयन्ति अभिसंविशंति । तद्विजिज्ञासस्व । तत् ब्रह्म । तैत्तिरीयोपनिषत् ३।१।१

રૂપાતીતના એ રૂપમાં બાળકપણું, જુવાની કે ઘરડાપણું નથી; તે એક દેશમાં કે એક કાળમાં હોતો નથી. તે તો એક જ સ્વરૂપ ધારણ કરીને રહે છે ને ભિન્ન ભિન્ન સ્વરૂપ પણ ધરે છે. તેમ જ જેમ યંત્રથી ચાલતો સાંચો પોતાનું સ્વરૂપ કે વેગ બદલતો નથી, તેમ એ પોતાનું એક જ સ્વરૂપ ત્રણે કાળોમાં ધારણ કરી રહે છે અને નૂતન રૂપે પણ દર્શન દે છે. એ જ પરમાત્મા પરમેશ્વર છે. એવા પરમેશ્વરને જોવો, એ વાત સહેલ નથી. જે જીવ પૂર્ણ શ્રદ્ધાવાન્ પરમ પ્રેમી છે, જે શમાદિક ષડ્ગુણસંપન્ન છે, તેમ જે જીવ, આ જગતના અનેક કાર્યોમાં પ્રવૃત્ત થતાં પણ તેની ને તેની જ લેહમાં લેહલૂર-ચકચૂર છે, તેને જ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. એ પરમાત્મા તારાથી દૂર નથી, પણ તારી સમ્મુખ જ છે–તારામાં જ છે, પણ શુદ્ધ પ્રેમ થયા વગર તેનું દર્શન તને થશે નહીં."

રાજા તેને પ્રણામ કરીને બોલ્યો; "હે મહારાજ! એ સ્થિતિને હજી હું પ્રાપ્ત થયો નથી: આપ મારા ગુરુ થઇને મને ઉપદેશ કરો! આ રાજપાટ, ધન, ધામ, ગ્રામ, વિલાસ, વૈભવ, રાણી, કુમાર, એ કશાની પણ મને ઇચ્છા નથી. હે દયાસિંધુ! મારા ઉપર કરુણા કરીને મને આપને શરણે લ્યો. કોઇ જન્મ જન્માંતરનાં મારાં સુકૃતને લીધે આપ પધાર્યા છો, તો કૃપા કરીને મારી વાસનાના વેગને ટાળી આ જગતની ઉપાધિથી મને મુક્ત કરો. મારામાં જે ઉણપ હોય તે દૂર કરીને સંસારરૂપી ઝૂડથી મને મુક્ત કરો. બહારના વિષયોનો તેમ જ અંદરના અહંકારનો ત્યાગ કરવાને હું સમર્થ થાઉં, તેવી મારી વૈરાગ્યવૃત્તિ થાય, એવો મને ઉપદેશ કરી મને આપના ચરણમાં લ્યો!

અપર અષ્ટાવક્ર મુનિએ કહ્યું; "હે રાજા! અનાત્મ પદાર્થનું ચિંતન, જે મોહરૂપ ને દુઃખમય છે, તેનો તું હમ્મેશને માટે ત્યાગ કરી દે અને જે શુદ્ધ પવિત્ર સ્વરૂપપર તને પ્રેમ-શ્રદ્ધા હોય, તેનું જ તું નિત્ય ચિંતન કર્યા કર અને સ્વયંપ્રકાશ, સર્વના સાક્ષીરૂપ પરમાત્મા તારા હૃદયમાં પ્રકાશી, શુદ્ધ સાત્વિકરૂપે દર્શન દે, એવી ભાવના કર્યા કર. એ ભાવના દૃઢ થવાં સુધી જેટલો પ્રયાસ થાય તેટલો કરી, અહંકારનો નાશ કરી, જગતમાં ઉદાસીનપણે વિચર. જ્યારે તારી ભાવના દૃઢ થશે કે તત્કાલ નિત્ય અવિનાશી અવ્યક્ત પરમાત્માનો તને સાક્ષાત્કાર થશે. એ પરમાત્માનાં રૂપના તેજઃપુંજનું દર્શન થવા માટે, પ્રથમ શમનું સેવન કર. શમ એટલે મનોનિગ્રહ. મનને જ્યાં ત્યાં રઝળતું રખડતું વારી, તેનાપર

જય મેળવી, તારી આજ્ઞાનુસાર વર્તવાની તેને આજ્ઞા કરવાની શક્તિ-વાળો થા ને જો કે તે તારી આજ્ઞાનું પાલન કરવાને તત્પર છે કે નહિ.* મનને જીત્યા પછી દમ-ઇંદ્રિયોને જીત. તે જીતાયા પછી ઉપરતિને સેવ-કામના માત્રનો ત્યાગ કરવાની ઇચ્છા કરી, સર્વ કામનાને બાળી ભસ્મ કર. પછી તિતિક્ષાનું સેવન કર અને પરમ વૈરાગ્યશીલ થા. પછી પૂર્ણ શ્રદ્ધાવાન્ બન. ગુરુ જે કહે તેપર જરા પણ શંકાને અવ-કાશ ન આપ, તેનાં વચનને જ પરમ માન્ય ગણવાથી જ જીવનું કલ્યાણ છે, એટલી દશા વટાવ્યા પછી, તું મુમુક્ષુદશાને પ્રાપ્ત થઇશ; અને ત્યારે જ તને પરમાત્માનો સાક્ષાત્કાર-અપરોક્ષ દર્શન થશે.

સ્મરણમાં રાખ કે, તે શબ્દાતીત છે, છતાં તેનું જ્ઞાન શબ્દથી થાય છે, ગીતા, ઉપનિષદ્, વેદાન્ત સૂત્ર આદિ શબ્દો છે. એ શબ્દો-વડે પરમાત્માનું અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થાય છે. મુમુક્ષુદશાને પ્રાપ્ત થતાં જો સ્થિર ન થવાતું હોય તો રૂપનું સેવન કરવા માંડજે, તેમ કરવામાં હરકત નથી. એમ ન શંકા કરતો કે, પ્રભુ તો રૂપાતીત છે, માટે તેનું જ્ઞાન આ રૂપથી કેમ થાય? જેમ શબ્દાતીતનું જ્ઞાન શબ્દવડે થાય છે, તેમ રૂપાતીતનું જ્ઞાન રૂપવડે કેમ ન થાય? એવી દૃઢમતિથી, તેજ રૂપમાં સર્વે ઇંદ્રિયોને પરોવી, એ જ રૂપ સાક્ષાત ઇશ્વર છે, એવી દૃઢ શ્રદ્ધા ને અચલ પ્રેમ થતાં, તેનો સાક્ષાત્કાર થશે-એમાં લેશ માત્ર પણ શંકા નથી. એ રૂપમાંથી જ પરમ પ્રભુનું દર્શન થાય છે, માત્ર તારી દૃષ્ટિ નૂતન-દિવ્ય થવાની પણ જરૂર છે.

આ વ્યવહારમાં રહી પ્રભુનું દર્શન કરવાને તું કેમ સમર્થ થાય? એનું દર્શન કોણ કરાવી શકે? આ સ્થિતિને પ્રાપ્ત થયે-લાને તારા ઐશ્વર્યની શી પરવા કે તે તારા સમાધાન માટે તારી પાસે આવે? જેને તોષની કે રોષની પરવા નથી. જે ત્રણ લોકોના સ્વામીની સેવામાં તત્પર છે-ત્રણ લોકોનો જ સ્વામી છે, તેને તારા રાજપાટની પરવા શી છે? તું પંડે જ, પરમ પ્રેમ કરતો થા અને ઉક્તક્રમે-શમદમાદિ સાધન સેવનના ક્રમે-જા; તને સાક્ષાત્કાર થશે.†

* यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ गीता-६।२६

† शनैः शनैरुपरमेत् बुद्धया धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥ गीता-६।२५

તારું આરાધ્ય મૂર્તિમાં એક લક્ષ થવાથી તને સાક્ષાત્કાર થશે. પણ અનન્ય એક લક્ષ્યથી–અન્યથી નહિ. એ મૂર્તિજ પરમ પુરુષ છે.”

તુરત અપર અષ્ટાવક્ર અંતર્ધાન પામી ગયા. દરબાર વિસર્જન થયો.

એ સમયથી રાજાએ, તે મહાત્માના ઉપદેશ પ્રમાણે, રાજપાટ અને ધનધામ ગ્રામાદિક ઉપરથી પોતાની અહંકારવૃત્તિને આવરી લીધી ને પોતાના ઇષ્ટ પ્રેમમૂર્તિ પરમ પુરુષ પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રનું શુદ્ધ મને અહર્નિશ ધ્યાન ધરવા માંડ્યું. જ્યાંસુધી તેની અહંકારવૃત્તિનો નાશ થયો નહિ, ત્યાંસુધી તેણે કર્મકાંડનો ત્યાગ કીધો નહિ; તે પ્રભુની પૂજન, અર્ચન, સ્મરણ, પાદવંદન આદિ ક્રિયાઓ કરતો હતો. એમ કરતાં કરતાં ઘણે કાળે તેની ભાવના એવી તો દૃઢ થઇ ગઇ કે, પોતાના ઇષ્ટ ઉપાસ્ય વગર અન્યને જોવાને તે અસમર્થ થઇ પડ્યો. શ્રીકૃષ્ણનું સાક્ષાત્ સ્વરૂપ તેની સાથે વાતચીત કરવા લાગ્યું. એમ કરતાં કરતાં કાલાંતરે તે પોતેજ કૃષ્ણસ્વરૂપમાં વિલીન થઇ ગયો.

× × × ×

સિદ્ધાશ્રમવાસી શંકર સ્વરૂપ મહાત્માએ સુવિચારને સંબોધીને કહ્યું; “હે વત્સ સુવિચાર ! ઇશ્વરનો સાક્ષાત્કાર કરવો, એ સહજ કાળનું કે સહજ શ્રમનું ફળ નથી. કાળના કાળ સુધી જે જીવોની ભાવના–પરમ પ્રેમ–જ્યાંસુધી તેજ રૂપમાં લય પામતાં નથી, ત્યાંસુધી તેમને પ્રત્યક્ષ સાક્ષાત્કાર થતો નથી. જે જ્ઞાન, જે શ્રદ્ધા, મેં તમારામાં પ્રકટાવી છે, તેનું નિત્ય સેવન કરવાથી તથા જીવની મલિન બુદ્ધિએ ઉત્પન્ન કરેલા જગતના અભાવ અને અહંકારના નાશથી–ઉપાધિઓના ત્યાગથી, જગતની મોહમાયા–મમતાના મરણથી, વૈરાગ્ય, જ્ઞાન ને ભક્તિના સેવનથી, સ્વસ્વરૂપના નિદિધ્યાસનથી, પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. સાક્ષાત્કાર થયા પછી જીવનો જગત્પ્રતિનો મોહ લય પામી જાય છે અને તે જીવ આ સંસારમાં રહ્યો છતાં પણ વિદેહમુક્તિને જ ભોગવે છે.”

મહાત્માના મુખથી ઇશ્વરના સાક્ષાત્કારનું જ્ઞાન પ્રાપ્ત કરીને, સુવિચાર અને છદ્મલિંગ મહાત્માની સમાધિનો સમય જોઇ,* તેમને પ્રણામ કરીને પોતાની પર્ણકુટી પ્રતિ વિદાય થયા. મહાત્માએ જે સાક્ષાત્કાર કરાવ્યો, તેથી તેઓ ઇશ્વરના સ્વરૂપને પોતાનાં હૃદયાકાશમાં નિહાળીને પોતાને અહોભાગ્ય માનવા લાગ્યા.

---

* तदेवार्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः ।

# સપ્તમ બિન્દુ

## મનનાનન્દ

**कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवतीति ॥ विचारतः ॥**

પ્રશ્ન-હે ભગવન્! શાના જ્ઞાનથી આ (બ્રહ્મ) સર્વનું જ્ઞાન થાય છે?

ઉત્તર-વિચારથી.

> **ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।**
> **यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥**

**અર્થ**:-હું તને (મારા સ્વરૂપનાં આ) અનુભવ જ્ઞાનની સાથે શાસ્ત્રીય જ્ઞાન પણ સંપૂર્ણ રીતે કહીશ, જે જાણવાથી (આ કલ્યાણકારી માર્ગમાં રહેલા પુરૂષને) ફરીને જાણવા જેવું કંઇ પણ બાકી રહેતું નથી.

પ્રાચીમાં અરુણોદય થયો છે. ભગવાન્ સૂર્યનારાયણ દેવને જગતને પ્રકાશમાન કરવાને હજી વિલંબ છે. સાંસારિક જીવો નિત્ય નૈમિત્તિક કર્મમાં વ્યાપૃત થાય છે. સત્પુરુષો હરિભજનથી દિગંત પર્યંત પ્રદેશને ગજાવી મૂકે છે. ઋષિકુમારો સ્વાધ્યાયની પ્રવૃત્તિમાં પડ્યા છે. કેટલાએક શિષ્યો આશ્રમ વાળી, ઝાડી, લીંપી ગુપી ઋષિસેવા માટે તત્પર બની ગયા છે.

સુવિચાર અને પ્રકટપ્રજ્ઞા તે સુપ્રભાતમાં પરબ્રહ્મનું ધ્યાન કરતાં કરતાં જાગૃત થયાં. અત્ર પણ પ્રકટપ્રજ્ઞા પોતાના સ્વામી સુવિચારની સેવામાં નિત્ય તત્પર રહેતી હતી, તે સ્નાન કરી, પતિની સંધ્યા સામગ્રી તૈયાર કરી, તેની સમ્મુખ આવી બેઠી. સુવિચાર પરબ્રહ્મના ધ્યાનમાં નિમગ્ન હતોઃ ગુરુએ કહેલા પૂર્વ દિવસોના જ્ઞાનનું તે મનન કરતો હતો અને ગુરુના આશ્રમમાં જવાને હજી વિલંબ છે, એમ વિચારીને દંતધાવન, સ્નાન, સંધ્યાદિક નિત્ય કર્મમાંથી પરવારી પ્રકટપ્રજ્ઞા સમીપ સદ્ગુરુએ આપેલાં જ્ઞાનના રહસ્યની ચર્ચા કરવાનો વિચાર કરતો હતો. હરિ નામનો જાપ કરતો તે પ્રકટપ્રજ્ઞા સમીપ જઇને બેઠો.

ત્યારે પ્રકટપ્રજ્ઞા કરદ્વય જોડી તેની સામે બેઠી. થોડી ક્ષણ પછી પ્રકટપ્રજ્ઞાએ કહ્યું; "હે મહાત્મન્! હે દેવ! હે સુવિચારશર્મા! આપ શો વિચાર કરો છો?"

સુવિચારે કહ્યું; "હે સુશીલે! હે પ્રિય પ્રકટપ્રજ્ઞા! આપણા ઉપર સદ્ગુરુદેવે જે અઢળક કૃપા કરી છે, તેનો જ માત્ર હું વિચાર કરું છું. અહો! આપણા ભાગ્યનો પાર નથી. કાળના કાળ જતાં, અનેક સદ્ગુરુઓનો સમાગમ કરવા છતાં પણ, જેવું જ્ઞાન સંપાદન કરવાને આપણે ભાગ્યશાળી થાત નહિ, તેવું જ્ઞાન સંપાદન કરવાને આજે આપણે ભાગ્યશાળી થયાં છીએ. આપણને ઉત્તમ જ્ઞાન અનાયાસે પ્રાપ્ત થયું છે, તેને માટે, હે દેવિ! મારે કોને ધન્યવાદ આપવો? હે દેવિ! એ બધો તમારો જ પ્રતાપ છે. તમારા જેવી પ્રકટપ્રજ્ઞાએ મને કર્મ કરવાની

**સિંહાવલોકન**

પ્રેરણા કીધી નહોત, તો શંકરનું તપ કયાં, દિવ્યમણિની પ્રાપ્તિ કયાં, દિવ્યમણિના સંયોગથી અનેક દાનપુણ્યો કરવાં કયાં, મહાત્મા મુનિનું કુરુક્ષેત્રમાં પધારવું કયાં, તેમનો જ્ઞાનોપદેશ કયાં, તમારાપર એ મહાત્માનો અનુગ્રહ કયાં, મારું હિમગિરિમાં આવવું કયાં, આ દિવ્યજ્ઞાનનું પ્રાપ્ત થવું કયાં અને એ જ્ઞાનને યોગે જીવન્મુક્ત દશાની સ્થિતિ કયાં! એ સર્વ કયાં હતું? એ સર્વ આપણા પ્રારબ્ધનું બળ છે કે પુરુષાર્થનું બળ છે, એ સમજવાને હું અસમર્થ છું. હે દેવિ! એ સર્વ પ્રતાપ તમારો—પ્રકટપ્રજ્ઞાનો જ છે. જે ખર્ચ્યું ખૂટે નહિ, વાવે બમણું થાય, લુટારા કે ચોર ચોરી જાય નહિ, તેવું ધન તમારાવડે જ મને પ્રાપ્ત થયું છે.* મહાત્માએ જે મહાન્ ઉપદેશ કીધો છે, તેનું જ મને મનન થયા કરે છે. એ આનન્દમાં મને જગતના સર્વ આનન્દો ક્ષુદ્ર અને સ્વલ્પ જણાય છે.

એક દિવસે ઉપદેશ કરતાં મહાત્માએ કહ્યું હતું કે, संतोष एव सर्वसुखस्य परं निधानम्† ।

### સંતોષ જ સર્વ સુખનું મૂળ છે

એ જ સત્ય છે. આ જગતમાં જે જીવો સંતોષી નથી, તે જીવો સાવા લુંટારાની માફક દોડધામ જ કરતા રહે છે અને ગમે તેટલું પ્રાપ્ત

---

* न चोरहार्यं न च राजहार्यं न भ्रातृभाज्यं न च भारकारि ।
व्यये कृते वर्धत एव नित्यं विद्याधनं सर्वधनप्रधानम् ॥

† सर्पाः पिबन्ति पवनं न च दुर्बलास्ते शुष्कैस्तृणैर्वनगजा बलिनो भवन्ति ।
कन्दैः फलैर्मुनिवराः क्षपयन्ति कालं सन्तोष एव पुरुषस्य परं निधानम् ॥

કરે છે, તથાપિ તેઓની તૃષ્ણા સંતોષાતી નથી અને જેને સંતોષ નથી, તેને પારલૌકિક સાધન સિદ્ધ કરવાનું સ્વપ્ન પણ કયાંથી હોય? તે તો લૌકિક જંજાળમાં જ અમૂલ્ય મનુષ્યદેહ એળે ગુમાવી દે છે. રળવું, વાવરવું, સંગ્રહવું, ખાવું, ખેલવું, સહેવું, અન્યની અધિકતા જોઇ ઇર્ષ્યા કરવી, પોતાની અધિકતાથી અહંકારને જગાડવો, નવો ખટરાગ જગાડી રગડવું અને રગડાવું, પ્રાપ્ત પદાર્થપર સંતોષ ન માનવો, તેમ જ અપ્રાપ્યને માટે વલખાં મારવાં, અસંતોષમાં ગુંચવાઇને વધારે ને વધારે રગડામાં પડવું—એ આ જગતના અલ્પજ્ઞ જીવોની નિત્યની ક્રીડા છે. પણ સંતોષ વિના સુખ કયાં? પુરુષાર્થ વગર પ્રાપ્તિ કયાં? આત્મારામ વિના મોક્ષ કયાં? સદ્‌ગુરુ વિના સત્ અસત્‌નું જ્ઞાન કયાં? અજ્ઞાની જીવનો સ્વભાવ એવો પ્રબલ હોય છે કે, પ્રાપ્તમાં તૃપ્તિ નહિ, પણ નૂતન નૂતન તૃષ્ણાની જાગૃતિ થવા દેવી ને અપ્રાપ્ય–દુર્લભ ગણાતા નાશવન્ત પદાર્થપર પ્રીતિ કરી, તે મેળવવાની આશા તૃષ્ણામાં મોહાંધ થઈ, અધોગતિના ખાડામાં પડી, તેમાં જ કૃતાર્થતા માનવી. એ આશા તૃષ્ણા કેવી ખાધરી છે, તેનું મને અપરોક્ષ દર્શન થયું છે.* આશા તૃષ્ણામાં જ કૃતાર્થતા માનનારાને, તે ગોથાં ખવરાવીને એવો તો મોહિત કરી દે છે કે, તે જીવ નથી આ લોકનાં સુખને પામતો, તેમ જ નથી પરલોક માટે પુણ્યપુંજનો સંચય કરી શકતો.

**તૃષ્ણાદાસ અને ૭ ચરુઓ**

કોઇએક પુરુષને દૈવયોગે સોનામહોરથી ભરપૂર પાંચ ચરુઓ પ્રાપ્ત થયા. આટલાથી જ તૃપ્ત ન થતાં તેની તૃષ્ણાએ છઠ્ઠો ચરુ પ્રાપ્ત કરવાની પ્રેરણા કીધી† અને છ ચરુ પૂર્ણ કરવાની આશામાં તે તૃષ્ણાદાસે પોતાનાં સર્વ સુખનો ત્યાગ કરી, અતિમહાકષ્ટે ધન મેળવી, છઠ્ઠો ચરુ પૂર્ણ કરવાનો પ્રયાસ આરંભ્યો. ક્ષુલ્લક જીવથી કેટલી પ્રાપ્તિ થઇ શકે? જે દ્રવ્ય તેને પ્રાપ્ત થયલું હતું, તેમાંથી દાન ધર્મ કરવાનું તો બાજુએ રહ્યું, પરંતુ તેનો ઉપભોગ કરવો પણ તજી દઇને, તે જીવડો જે સુખ ભોગવતો હતો, તેમાં પણ ઓછું કરી. વિશેષ દ્રવ્યસંગ્રહ કરવાની તૃષ્ણાથી, અનેક સંકટો સહન કરવા લાગ્યો. તે લાંઘણો ખેંચે, સ્ત્રી પુત્રાદિને પૈ આપે નહિ. અતિથિ નિર્મુખ જાય તેની પરવા પણ

---

* જુઓ પૃષ્ઠ ૨૯ થી ૪૨ સુધીનું આશાભિક્ષુકીનું આખ્યાન.

† "इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥

ન કરે, એમ છઠ્ઠો ચરુ પૂર્ણ કરવાની તૃષ્ણામાં ચગદાયો; પણ તેનો છઠ્ઠો ચરુ ભરાયો નહિ. દૈવેચ્છાથી ચોરો તેના સોનામહોરોથી ભરેલા પાંચ પૂર્ણ ચરુઓ અને છઠ્ઠો અપૂર્ણ ચરુ ઉપાડી ગયા. તે જેવો હતો તેવો નાગો ભિખારી થઇ ગયો. પછી તે છએ ચરુઓને માટે રડવા લાગ્યો.

ત્યારે એક મહાત્માએ કહ્યું; 'અરે ઓ મૂઢ! તારી પાસે ધન હતું, ત્યારે તેં નહિ કોઇને દાન દીધું, નહિ ધર્મ કીધો, નહિ પરમાર્થ કીધો કે નહિ પોતાના સુખ માટે તે વાપર્યું; પરંતુ વિશેષ ધન મેળવવા માટે તેં તારા સર્વ સુખનો નાશ કીધો. એ ધન માર્ગના આ કાંકરાના તોલનું હતું, આવાં નિરુપયોગી ધનનો નાશ થયો છે,* તેમાં તને શા માટે શોક થાય છે? જે જીવ પ્રાપ્તથી તૃપ્ત નથી તથા અપ્રાપ્ય માટે વલખાં મારે છે, તેની સર્વદા એ જ ગતિ થાય છે. જીવને જે પોતાને અનાયાસે પ્રાપ્ત થાય, તેના ઉપર તેણે સંતોષ રાખવો.† હે દેવિ! ઉદ્યમો હજાર કરો, પણ કર્મ વિના કોડી પણ મળતી નથી, ત્યારે

## શું પ્રારબ્ધ શ્રેષ્ઠ છે?

ના. તેએ શ્રેષ્ઠ નથી. પૂર્વ જન્મમાં કરેલાં કર્મો, જે આ જન્મમાં ફળરૂપે પ્રાપ્ત થાય છે તે જ પ્રારબ્ધ-દૈવ છે,‡ પૂર્વ જન્મમાં કરેલાં કર્મો આ જન્મે ફળરૂપે વિસ્તાર પામે છે, ને પ્રત્યક્ષ થાય છે. જેવાં કર્મો હોય છે તેવી બુદ્ધિ, તેવો વ્યવસાય, તેવી પ્રાપ્તિ, તેવાં ફળો અને તેવી સહાયતા મળી આવે છે. જીવને જે ઠેકાણે સુખ કે દુઃખ ભોગવવાનું હોય છે તે ઠેકાણે દોરીથી બંધાયલા બળદની માફક તેનું ભાગ્ય-પ્રારબ્ધ બળાત્કારે ઘસડી જાય છે. પૂર્વ જન્મમાં ઉત્તમ કર્મ કરનાર ઉત્તમ ફળ મેળવે છે, અધમ કર્મ કરનાર અધમ ફળ મેળવે છે. જીવે પોતાનું પ્રારબ્ધ ઉત્તમ કરવા માટે પરમ કર્મ—સત્કર્મ-ઉચ્ચ કર્મ કરવું જોઇએ. કેમકે ક્રમેક્રમે એ જ સત્કર્મ પ્રફુલ્લિત થઇને જીવને નવાં સત્કર્મને માટે ઉત્તેજિત કરે છે. પ્રારબ્ધ વિના ફળપ્રાપ્તિ થતી નથી, દોડાદોડી કરવાથી ફળપ્રાપ્તિ થતી હોય તો શ્વાન અત્યંત દોડાદોડી કરે છે, ને વૃષભ-ઘાંચીનો બેલ ઘણો પુરુષાર્થ કરે છે; પણ તેને કંઇ પણ પ્રાપ્તિ થતી નથી.

---

* दानं भोगो नाशस्तिस्रो गतयो भवन्ति वित्तस्य।
यो न ददाति न भुङ्क्ते तस्य तृतीया गतिर्भवति॥

† यदृच्छालाभसंतुष्टः।

‡ पूर्वजन्मकृतं कर्म तद्दैवमिति कथ्यते

વળી આ જન્મે કરેલાં સંચિત કર્મનું ફળ જીવને તેના યોગ્ય સમયે જ આવી મળે છે. માટે જીવે પ્રત્યેક ક્ષણે એવાં સત્કર્મોનો સંચય કરવો જોઇએ, કે જે સંચયના પરિણામે તેને ભવિષ્યમાં ઉત્તમ ફળની પ્રાપ્તિ થાય. હે દેવિ ! આ દેહને જે ઉત્તમ ફળની પ્રાપ્તિ થઇ છે, તે પૂર્વ-જન્મના સુકૃતને પરિણામે થઇ છે, એવું મારું માનવું છે. જો એમ ન હોય તો તમારા જેવી પતિપરાયણ સ્ત્રીના મુખથી ધનની લાલસાનો ઉચ્ચાર પણ થાત નહિ. પણ જેમ પ્રારબ્ધ બળવાન્ છે, તેમ

પુરુષાર્થ પણ બળવાન્ છે.

ગાડું જેમ બે ચક્રો વગર ચાલી શકતું નથી, એક હાથે જેમ તાળી પડી શકતી નથી, સૃષ્ટિની વૃદ્ધિ જેમ એકથી થતી નથી, તેમ જ પુરુષાર્થ અને પ્રારબ્ધ એ બે વિના ફળની પ્રાપ્તિ પણ થતી નથી.* જીવરૂપી એક ગાડાને વહન કરનારાં બે ચક્રો છેઃ પ્રારબ્ધ અને પુરુષાર્થ. જીવ-રૂપી ગાડાનું એક ચક્રથી વહન કરી શકાતું નથી. તેના વહનમાં પ્રારબ્ધ ને પુરુષાર્થ એ બે ચક્રોની આવશ્યકતા છે, તેથી જીવે બંનેની સહાયતાથી જ સંસારમાર્ગ કાપવાનો છે. પુરુષાર્થને આધારે પ્રારબ્ધ છે અને પ્રારબ્ધને આધારે પુરુષાર્થ છે. પુરુષાર્થ વગર પ્રારબ્ધ ફળતું નથી અને પ્રારબ્ધ વગર પુરુષાર્થ ફળતો નથી. એ બન્નેનો અન્યોન્યાશ્રય છે. જગન્નગરમાં વસતા અનેક જીવોનાં સત્ અસત્ કર્મોનું હું અવલોકન કરતો હતો. ઘણા પુરુષો પુરુષાર્થના સેવક હતા, વિદ્યામાં શ્રેષ્ઠ હતા, વિદ્વાનોમાં મુકુટમણિ હતા, ચતુરાઇમાં પારંગત હતા ને સાહસમાં સમર્થ હતા, પરંતુ તેઓનું પ્રારબ્ધ નિર્બળ હોવાથી, તેઓને યશ પ્રાપ્ત થતો નહિ. ઘણાનાં પ્રારબ્ધો તેજસ્વી પણ હતાં; પણ તેઓ જ્યાં સુધી પુરુષાર્થને આધીન થયા નહિ ત્યાં સુધી તેમનું પ્રારબ્ધ પ્રકાશી શક્યું ન હતું. આપણી સ્થિતિનો વિચાર કરો. તમારા વચનથી દુઃખિત થયેલો હું, શંકરનું આરાધન કરવા ગયો, તો આજે પ્રકટ શંકરનાં મુખામૃતનું પાન કરવાને આપણે ભાગ્યશાળી બન્યાં છિયે.

કર્મ અને ઉપાસના

જ્યાં સુધી જીવની આત્મા પરમાત્મામાં સંપૂર્ણ એકવૃત્તિ થઇ નથી, ત્યાં સુધી જીવને કર્મ ચોંટેલાં રહે છે. કર્મ અને ઉપાસના કરવાં કરતાં જ્યાં સુધી જીવની વાસના સત્ ચિત્ આનંદ ઘનરૂપ થાય નહિ,

* यथा ह्येकेन चक्रेण न रथस्य गतिर्भवेत्। एवं पुरुषकारेण विना दैवं न सिध्यति॥

ત્યાં સુધી જીવે કર્મો કરવાનાં છે અને તે કર્મોના ભોગો પણ ભોગવવાના છે. એટલા માટે, જીવે નિત્ય એવાં કર્મોનો સંચય કરવો કે, જે કર્મો તેને નિજાનંદના સ્થાનપ્રતિ લઇ જવામાં સહાયભૂત થાય. કર્મથી ને ઉપાસનાથી જ જીવને અધિકારપદ પ્રાપ્ત થાય છે. અધિકારપદ પ્રાપ્ત થયા વિના જ્ઞાનમાર્ગ તરફ દોડી ગયેલા જીવો 'अतो भ्रष्टास्ततो भ्रष्टाः' થઇ પડે છે. જે જીવને ઇષ્ટપ્રાપ્તિની કામના છે, તેણે ધીમે ધીમે કર્મને ગૌણ કરી ઉપાસનાને પ્રાધાન્યપદ આપવું. જ્યાં સુધી જીવ એકલાં કર્મના ખટાટોપમાં આથડ્યા કરે છે, ત્યાં સુધી મુક્તિના દ્વારનું તેને દર્શન પણ થશે નહિ. જેમ શરીરસંપત્તિ સંપાદન કરવા અર્થે પ્રથમ રેચ આપવામાં આવે છે, તે જ પ્રમાણે બ્રહ્માનંદસંપત્તિ સંપાદન કરવા અર્થે કર્મ* એ રેચને સ્થાને છે; નીરોગી શરીર કરવા અર્થે જેમ રોગનાશક ઔષધ આપવામાં આવે છે, તેમ બ્રહ્માનંદસંપત્તિ પ્રાપ્ત કરવાનું રોગનાશક, અર્થાત્ સંસારના કલેશ, અને ખટરાગનો નાશ કરનાર ને સ્થિરતા પ્રાપ્ત કરાવનાર ધર્મ-કર્તવ્ય અને ઉપાસના છે; શરીરમાં જો અશક્તિ પ્રાપ્ત થઇ હોય તો તે દૂર કરવાને, કાંચન જેવું શરીર કરવાને માલતી ચંદ્રોદય આદિ જેમ ઔષધો છે, તેમ બ્રહ્મરૂપી સંપત્તિ સંપાદન કરવાને જ્ઞાનરૂપી ઔષધ લેવું જોઇએ. એકલા કર્મના ખટાટોપમાં પડેલા જીવોને સત્‌ની પ્રાપ્તિ થઈ શકતી નથી. જેમ રેચ લીધેલો મનુષ્ય શરીરસંપત્તિવાળો થઇ શકતો નથી, તેમ જ પરબ્રહ્મના જ્ઞાનમાર્ગ પ્રતિ કર્મઠ જઇ શકતો નથી, છતાં જ્યાં સુધી જીવ સંસારમાં છે, ત્યાંસુધી તેને કર્મો કરવાનાં સર્જેલાં છે. વ્યવહારનાં કર્મો નિષ્કામપણે કરવાનાં છે. એ કર્મથી અંતઃકરણની શુદ્ધિ થાય છે. વધુ કંઈ નહિ, પણ જે કર્મમાં અકર્મ ને અકર્મમાં કર્મ દેખે છે, તે જ બુદ્ધિમાન્ ને સત્કર્મી છે. યજ્ઞ, દાન, તપ આદિ કર્મો ત્યાગ કરવા યોગ્ય નથી; કેમ કે એ કર્મો નિષ્પાપ કરનારાં છે.† પણ કર્મથી મોક્ષ નથી; મોક્ષ તો જ્ઞાનથી જ છે. તથાપિ કર્મ નિષ્પ્રયોજન નથી. પણ દાન, પુણ્ય, જપ, શ્રવણ, મનન, નિદિધ્યાસન, ઉપાસના, યમ, નિય-

---

* यज्ञ-दान-तपःकर्म...पावनानि मनीषिणाम ।

† कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः । स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत ॥ यज्ञ दान-तपःकर्म न त्याज्यं कार्यमेव तत् । यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ एतान्यपि तु कर्माणि सङ्गं त्यक्त्वा फलानि च । कर्तव्यानीति मे पार्थ ! निश्चितं मतमुत्तमम् ॥

માદિ વિના જ્ઞાનપ્રાપ્તિ થતી નથી; જ્ઞાન વિના અંતઃકરણની શુદ્ધિ થતી નથી અને અંતઃકરણની શુદ્ધિ નિષ્કામ કર્મથી જ થાય છે; સકામ કર્મથી થતી નથી. અંતઃકરણની શુદ્ધિ પછી ચિત્તની શુદ્ધિ આવશ્યક છે. ચિત્ત-શુદ્ધિ ઉપાસનાથી પ્રાપ્ત થાય છે. સંસારમાં રહેલો જીવ અર્થાત્ મોહ માયામાં ખરડાયેલો જે જીવ, મોહમાયાનો ઉપાસક છતાં अहं ब्रह्मास्मि, अहं ब्रह्मास्मिનો લવારો કર્યા કરે છે, તે આ લોક અને બ્રહ્મલોક બન્નેમાંથી ભ્રષ્ટ થાય છે. એ ઉભયભ્રષ્ટ જીવને અતીવ ચાંડાળ ગણી, તેનો હંમેશને માટે ત્યાગ કરવો.

## કેવાં કર્મો કરવાં ?

અધિકારી જીવે કર્મો એવાં કરવાં કે, જે કર્મના સંચયથી ઉત્તરોત્તર પ્રાપ્ત થતા જન્મમાં તે હોમા પક્ષીની માફક ઊંચો ને ઊંચો જ વધ્યે જાય. જેમ જેમ તે ઊંચો ચડતો જશે, તેમ તેમ તેની વાસનાઓ નિર્બળ થતી જશે; સંસારના ખટરાગથી અને જગતની જંજાળથી તે અતિ દૂર થતો જશે. દૈવવશાત્ તેના અંતઃકરણના કોઇ ખૂણામાં રહેલી તે વાસનાનું બળ જોરાવર થઇ, તેને નીચે પાડવાનો પ્રયત્ન કરશે, તો પણ, જેમ હોમા પક્ષીના બચ્ચાંઓ પૃથ્વીને અડતાં પૂર્વે સજીવન થઇ પુનઃ ઊંચે ઊડી જાય છે, તેમ જ અધિકારી બનેલો જીવ, વાસનામાં પાછો રગડાયા પૂર્વે, સંસારમાંથી મુક્ત થઇ, ઊંચે જ ચડ્યો જશે.

આવા ઉચ્ચ સ્થાનને પામતા જીવને માટે પરમાત્માએ સપ્ત ભૂમિકાઓ નિર્માણ કીધી છે.

## સપ્ત ભૂમિકાઓ

**પ્રથમ ભૂમિકા**

૧ કોઇને ઉદ્વેગ ન કરવો, પુણ્ય કર્મનું સેવન કરવું, પાપથી નિર્લેપ રહેવું, ભોગની અપેક્ષા ન કરવી, મન, વાણી અને કર્મવડે સત્પુરુષનો સમાગમ કરવો અને જ્ઞાનની અપેક્ષા કરવી, એ પ્રથમ ભૂમિકા છે. એને યોગ ભૂમિકા કહે છે.

**દ્વિતીય ભૂમિકા**

૨ નિર્દોષ અંતઃકરણ રાખવું, સદ્‌ગુરુનો આશ્રય કરવો, મદ મોહાદિનો ત્યાગ કરવો, સંતપુરુષોનો સમાગમ કરવો અને તેમની વાણીનું તાત્પર્ય ગ્રહણ કરવું, એ વિચાર નામક દ્વિતીય ભૂમિકા છે.

**તૃતીય ભૂમિકા**

૩ સંત પુરુષોના પ્રતિપાદન કરેલા સિદ્ધાંતોને બુદ્ધિમાં ઠસાવી નિશ્ચય કરી, પવિત્ર આચરણે રહી, દૃષ્ટિને જે જીવ નિર્મળ કરે છે, તે જીવ અસંસર્ગા નામની તૃતીય ભૂમિકાને પહોંચે છે. એ

ભૂમિકામાં પ્રવેશ કરેલો જીવ હું કર્ત્તવ્ય-ભોક્તવ્ય-રહિત છું; બાધ્ય-બાધક-રહિત છું; સુખ દુઃખ, પ્રારબ્ધ કર્મવડે આવે છે અને જાય છે, તે તો માત્ર ઇશ્વરાધીન છે; વિષયભોગો દાવાનલરૂપ છે; સંયોગ વિયોગને માટે છે; સંપત્તિ પરમ આપત્તિ છે અને ચિંતાદિક રોગો બુદ્ધિને જ લાગેલા છે-એવા નિત્યના વિચારથી ચિત્તને વિષયમાત્રથી સંકુચિત કરી, વિષયોથી જે જીવ અસંગ રહે છે, તે સામાન્ય અસંસર્ગી છે. ઉપર્યુક્ત ભાવનાનો શુદ્ધાંતઃકરણથી ત્યાગ કરી, જે મૂક અને શાંત છે, તે શ્રેષ્ઠ અસંસર્ગી છે. જીવનો જ્યારે એ તૃતીય ભૂમિકામાં પ્રવેશ થાય છે, ત્યારે અજ્ઞાનની નિવૃત્તિ થઇ પરમ તત્ત્વને અનુભવે છે ને ક્રમે ક્રમે ચતુર્થ ભૂમિકામાં તે પ્રવેશ કરે છે. ૪ એ ભૂમિકામાં પ્રવેશ કરેલો જીવ, જેમ કોઇએક પ્રાણી,

**ચોથી સ્વપ્ન ભૂમિકા**

પોતાની પૂછડીના ખરી જવાથી જળમાં પણ રહી શકે છે અને સ્થળમાં પણ રહી શકે છે, તેમ જ અજ્ઞાન-અવિદ્યા-અહંરૂપી વળગેલા પૂછડાના વિનાશથી, તે જીવ પરબ્રહ્મધામમાં જવાનો અધિકારી થતો જાય છે, આ ચતુર્થ ભૂમિકાનું નામ સ્વપ્નભૂમિકા છે. સ્વપ્નભૂમિકાનો જીવ જગતને સ્વપ્નવત્ જુવે છે. ૫ એથી શ્રેષ્ઠ ભૂમિકામાં પ્રવેશ

**પાંચમી સુષુપ્તિ ભૂમિકા**

કરનાર જીવની ચિત્તવૃત્તિ સત્ત્વગુણશીલ અને બહુ બળવાન્ બને છે, તે જીવન્મુક્ત છે, અંતર્મુક્તિવાળો છે અને બહિર્વૃત્તિવાળો પણ છે. આ સુષુપ્તિ ભૂમિકા પંચમ છે. ૬ એ ભૂમિકામાં રહેતો જીવ, દિન પ્રતિદિન પોતાની વૃત્તિસ્થિતિને સંકુચિત કરતો કરતો, જીવન્મુક્તની

**છઠ્ઠી ભૂમિકા**

પરિપક્વ થયેલી અવસ્થાને પામે છે. એ સ્થિતિમાં તે ઉંઘરેટા જેવો દેખાય છે. સ્થિતિનો પરિપાક થતાં જ તેની ષષ્ઠી અને સપ્તમી ભૂમિકાનો ઉદય થાય છે. ૭ સપ્તમી ભૂમિકા વાણીનો અવિષય-અગમ્ય છે, સર્વ ભૂમિ-

**સાતમી ભૂમિકા**

કાનું તેજોબિંદુ છે.* જે જીવ, લોકવાસના, દેહવાસના અને શાસ્ત્રવાસનાનો ત્યાગ કરી, સર્વ ભ્રાંતિને પરિ કરી, ૐકારને તેના સાત્ત્વિક સ્વરૂપમાં હૃદય વિષે ધારણ કરે

---

* ज्ञानभूमिः शुभेच्छाख्या प्रथमा समुदाहृता। विचारणा द्वितीया स्यात्तृतीया तनुमानसी ॥ सत्त्वापत्तिश्चतुर्थी स्यात्ततोऽसंसक्तिनामिका । पदार्थभावना षष्ठी सप्तमी र्यगा स्मृता ॥

છે, તે નિત્યશુદ્ધ, મુક્ત, વિશુદ્ધ અદ્વૈતને પહોંચી, પરમાત્મરૂપ ચિદાનંદમાં સ્વયંનો લય કરે છે.

## નિરભિમાની ચટકી

હવે પંચમી સ્થિતિને પ્રાપ્ત થનાર જિજ્ઞાસુએ જગતમાં રહે છતે, જગતના જ નહિ, પણ વિશ્વના 'અહમ્'નો ત્યાગ કરવો જોઇએ, વિષય માત્રનો ત્યાગ કરી વૈરાગ્ય ધારણ કરવો જોઇએ. જેનાં પ્રારબ્ધ-કર્મોનો સંગ્રહ પુણ્યના પુંજરૂપ છે, તેજોરાશિ છે, તે જ જીવ આ સ્થિતિને પ્રાપ્ત કરવાનો અધિકારી બની જાય છે.

ગુરુમુખથી શ્રવણ કર્યું છે કે, કોઈ એક જિજ્ઞાસુ સંત મહાત્મા, ઇશ્વરપૂજનમાં બંધાયલા હતા. એક સમયે તેઓએ માર્ગે જતા કોઇ અન્ય સંતને મુખેથી સાંભળ્યું કે:-

अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥
इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥
असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥
मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥*

શ્રીકૃષ્ણ પરમાત્માનું આ વચન સાંભળી તે સંતે નિશ્ચય કીધો કે 'પુરુષને પોતાનું સ્વરૂપ શુદ્ધ, નિર્મળ, ઉન્નત કરવા અર્થે, નિરભિમાની, અદંભી, ક્ષમાશીલ, નિષ્કપટી થવું જોઇએ,' આજથી હું ક્ષમાશીલતા ધારણ કરીશ, ઉક્ત શબ્દ તેને કાને જતાં જતાં પડ્યા હતા, તેમાંથી તેણે પણ એ નિશ્ચય કરી લીધો. તે આખો દિવસ તો સાધુબાવાએ ક્ષમાવૃત્તિમાં પૂર્ણ કીધો.

---

* સ્વગુણની ન પ્રશંસા કરવી, ન દંભ ધરવો, ન હિંસા કરવી, સહનશીળતા, સરળતા, આચાર્યસેવા, બાહ્યાંતર શુદ્ધિ, સન્માર્ગનિષ્ઠા, સંયમ, ઇન્દ્રિયાદિ વિષયમાં વૈરાગ્ય ને અહંકારરહિત થવું, જન્મ મૃત્યુ જરા વ્યાધિમાં નિત્ય દોષ જોવા, પુત્ર સ્ત્રી ગૃહાદિમાં પ્રેમ ન કરવો, સમચિત્ત રહેવું, હર્ષ શોક ન ધરવો, પરમાત્મા પર સર્વાત્મદૃષ્ટિ કરી, એકાંત ભક્તિ કરવી, એકાંતમાં વાસ કરવો, અજ્ઞાનીમાં પ્રેમ ન કરવો, આત્મતત્વમાં નિષ્ઠા રાખવી, જ્ઞાનનું ફળ મોક્ષ છે એમ જાણવું, આ સર્વને જ્ઞાન કહેલું છે અને તેનાથી વિપરીતને અજ્ઞાન કહ્યું છે.

બીજે દિવસે 'નારાયણ હરે' કરતા કોઈ ગૃહસ્થને ત્યાં તે ભિક્ષાર્થે જઇ ઊભા રહ્યા. ગૃહસ્થની સ્ત્રીએ ભિક્ષા આપી, પણ દૈવયોગે તે ગૃહસ્થની સ્ત્રીના પાત્ર સાથે મહારાજશ્રીનું પાત્ર અથડાયું ને તેના સંન્યાસનું અભિમાન જાગૃત થઈ આવ્યું! રગે રગે ક્રોધ વ્યાપી ગયો અને અતિ ઘણા તિરસ્કાર સાથે તડુકીને સાધુબાવા બોલી ઉઠ્યા; "હે દુષ્ટા! મારા પાત્રને તું અડકી કે? ધિક્કાર છે! સંતપુરુષોની આમ સેવા કરશે?" આમ કહી ક્રોધાંધ બની જઇ અન્નસહિત તે પાત્રને ફેંકી દીધું અને ક્રોધાવિષ્ટ દૃષ્ટિ સાથે સાધુબાવા ત્યાંથી વિદાય થઇ ગયા. નદીમાં જઈ સચૈલ સ્નાન કીધું ત્યારે તેમનો ક્રોધ કંઈક અંશે શાંત પડ્યો અને આશ્રમમાં જઈને બેઠા ત્યારે તો ક્રોધ નિર્મૂળ થઈ ગયો.

તે મનમાં વિચાર કરવા લાગ્યા કે; "રે આ શું થયું? મેં હજી ગઈ કાલે જ પ્રતિજ્ઞા લીધી હતી કે, મારે ક્ષમા ગુણ ધારણ કરવો, પણ તે પ્રતિજ્ઞાને તો હું આજે જ ભૂલી ગયો! મને મારાં ભગવાંનું અભિમાન આવ્યું! તે સ્ત્રી મારા પાત્રને અડકી તેમાં શું થયું? હું તો સંન્યાસી છું. મારે તો ચારેય વર્ણો સમાન છે, તેમાં અભડાવવાનું શું છે? હું બ્રાહ્મણ નથી, વૈશ્ય નથી, ક્ષત્રિય નથી, કે શૂદ્ર નથી. પણ હું તો ચૈતન્ય બ્રહ્મ છું, છતાં મારું અભિમાન હજી ગયું નથી, તો મારાં આ ભગવાંમાં ધૂળ પડી! મારા કરતાં તો તે ગૃહસ્થની સ્ત્રી શ્રેષ્ઠ છે, જેણે મારાં અનેક કટુ વચનો સાંભળ્યાં, છતાં પણ, ખરેખરો ક્ષમા ગુણ ધારણ કીધો અને બે હાથ જોડીને દીન વદને ઊભી જ રહી હતી! તે જ મારી ગુરુ! તે જ મારી ઉપદેષ્ટા! તે જ મને તારશે!"

આમ વિચાર કરતા સાધુબાવા તે ગૃહસ્થને ઘેર જઇ અચાનક તે સાધ્વીનાં ચરણોમાં પડીને બોલ્યા; "હે અંબે! હે જગજ્જનનિ! તારો મેં ઘોરતમ અપરાધ કીધો છે, તેની તું મને ક્ષમા કર. તું આજથી મારી ગુરુ છે. તારામાં જે ક્ષમાગુણ છે, તે આ ભગવાંમાં નથી. હે સતિ! હે માતુશ્રી! મને આશીર્વાદ આપ કે, હું મારે માર્ગે ચાલ્યો જાઉં."

હાવરી બાવરી થયેલી તે સ્ત્રી મૌન ધારણ કરી, હાથ જોડીને ઊભી જ રહી; અને સંત તેની આજ્ઞા માગી વિદાય થયો. એ દિવસથી તે સંત મહાત્માને એવી સચોટ ચટકી લાગી કે, તે ક્રોધ-રહિત થઇને સંપૂર્ણ તત્ત્વજ્ઞાની બની ગયો; તેનું ભગવાંનું અભિમાન ટળી ગયું, એટલે તે શુદ્ધ સાત્ત્વિક બની ગયો.

આમ જીવને પૂર્વજન્મનાં કે પૂર્વાશ્રમનાં અભિમાનો સમયે સમયે કલેશકારી થઇ પડે છે. એ અહંકારની વૃત્તિઓ, તેને આડે માર્ગે દોરી જાય છે, પણ એમાંથી ચટકી લાગી જાય છે તો તત્કાળ તે જીવ નિરભિમાની બની તરી પણ જાય છે.

હે દેવિ ! આવું જ એક બીજું દૃષ્ટાંત મને સ્મરણમાં આવે છે: જીવને સ્ત્રી પુત્રાદિમાં મોહ નથી, પણ

સૌંદર્યમાં મોહ છે.*

સ્વાર્થમાં મોહ છે, દૃષ્ટિએ જન્મ આપેલી સૃષ્ટિમાં મોહ છે. દૃષ્ટિસૃષ્ટિનો લોપ થતાંજ, સૌંદર્યસૃષ્ટિનો નાશ થાય છે ને તેની સાથે મોહ પણ નષ્ટ થઇ જાય છે. સ્વાર્થ નષ્ટ થતાં, માયિક પ્રેમીપણું નષ્ટ થાય છે, ને માયિક પ્રેમ નષ્ટ થતાં તે સન્માર્ગમાં સંચરે છે.

ધર્મપાળ અને તેની બુદ્ધિશાળી પુત્રી

કોઇ એક નગરમાં ધર્મપાળ નામનો એક શાહ વસતો હતો. તેને ધર્મશીલા નામની એક રૂપવતી કન્યા હતી. આ કન્યાને પૂર્વ જન્મના યોગે યોગની સિદ્ધિ પ્રાપ્ત થઇ હતી.† એક દિવસે તે માર્ગમાંથી જતી હતી, તેટલામાં નગરના તે રાજાના કુમારની દૃષ્ટિએ તેનું નાશવન્ત શરીર પડ્યું. એના અંગના રંગ-સૌંદર્યથી તે કુમાર અત્યંત મોહાંધ થઇ ગયો અને રાત દિવસ તેનું જ રટણ કરવા લાગ્યો. રાજકુમાર તો સઘળી મોજ શોખ મૂકી દઇ શોકસાગરમાં તણાવા લાગ્યો. ખાવું પીવું ને આનંદ ઉત્સવમાં ભાગ લેવો, એ સઘળું તેણે ત્યજી દીધું, આ મોહાંધપણાંથી તેનું શરીર દિનપ્રતિદિન સુકાતું ગયું. આ વૃત્તાંત તેના પિતા અને નગરની પ્રજાના પાલણહાર રાજાને થતાં, રાજાએ ધર્મપાલનનો વિચાર કોરણે મૂકી, તે કન્યાના પિતાને કહ્યું; "તારી પુત્રીનાં મારા કુમાર સાથે લગ્ન કર."

તે ગૃહસ્થે કહ્યું; "હે રાજન્ ! આ કાર્ય મોટું છે, તેથી પંદર દિવસ પછી હું એનું ઉત્તર આપીશ." તેણે ઉત્તર તો આપ્યું, પણ તે દિવસથી તે ગૃહસ્થ ભારે ચિંતામાં પડ્યો કે, 'મારે શું કરવું ? રાજા ક્ષત્રિય છે, હું

* Infatuated attraction, wrongly called Love, is skin-deep. Divine Love is soul-deep.

† तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् । यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन ॥

વૈશ્ય છું, મારી કન્યા વ્રતાચારવતી ને સાધ્વી છે. તેને જો રાજકુળમાં આપું તો તે અનેક દુઃખોની ભોક્તા થશે.' એવા વિચારમાં ને વિચારમાં બે દિવસમાં તેનું શરીર સુકાઈ ગયું ને તે સરડા જેવો બની ગયો.

પિતાની આ સ્થિતિ નિહાળી, તેની પ્રતાપી અને બુદ્ધિશાળી ધર્મશીલા પુત્રીએ પૂછ્યું; "હે પિતાજી ! આપને શું કષ્ટ છે ?"

પિતાએ ઇત્થંભૂત વૃત્તાંત પોતાની પુત્રીને કહી સંભળાવ્યો ને તે બોલ્યો; "રાજાનો ને આપણો વર્ણ જુદો છે, તેથી તેના કુમાર સાથે તારું લગ્ન કરતાં, મારા ધર્મશીલપણાને દૂષણ લાગે ને નગરમાં મારી પ્રતિષ્ઠાને પણ ઝાંખપ લાગે. લોકો નિંદશે કે, 'આ ધર્મપાલ નામધારી, અધર્મને માર્ગે દ્રવ્યની લાલચથી સંચર્યો છે ને અજુગતો વિવાહસંબંધ કર્યો છે."

પિતાના મુખથી સકલ વૃત્તાંત સાંભળીને કન્યા ખડખડાટ હસી પડી. પછી બોલી; "હે પિતાજી ! આટલા માટે જ આપ ગભરાઓ છો કે ? એમાં શું મહાભારત કાર્ય છે, કે તમે આટલા બધા ચિંતાતુર થાઓ છો ? રાજાની આજ્ઞાનું પાલન કરીને, કુમારની ઇચ્છા થશે તો હું તેને વરીશ, તમે જરા પણ ગભરાઓ નહિ. હું ધર્મશીલા છું, મારા ને તમારા ધર્મને જરા પણ ખાંપણ આવવા દઇશ નહિ."

પછી તે કન્યાએ પંદર દિવસમાં પોતાનું શરીર કોઈ સંત મહાત્માની પ્રસાદીના પ્રતાપે એવું ગાળી નાંખ્યું કે, તે હાડપિંજર જેવું બની ગયું. જેનાં મૃગલી જેવાં નેત્રો હતાં, તે ખાડામાં ઊતરી ચકલી જેવાં બની ગયાં. ચંદ્રના જેવું મુખ બંદર જેવું થઇ ગયું; પયોધરને સ્થાને ચીમળાયલા માંસના લોચા દેખાવા લાગ્યા; કેળ જેવી જંઘા સરકટીઆ જેવી થઇ ગઈ; ગંડસ્થળ જેવા નિતંબો બેસી ગયા અને સિંહ જેવી કટીપર માત્ર ચામડી જ રહેલી દેખાવા લાગી.

રાજપુત્ર તો હોંસ ને ઉમંગમાં આવી તે કન્યાનું જ ધ્યાન ધરતો હતો. તેના સમીપમાં તે કન્યા પંદરમે દિવસે ગઈ, પણ તે લાવણ્યમય મૂર્ત્તિની મુખાકૃતિ જોતાં જ રાજપુત્ર ચમકીને તેનાથી દૂર નાઠો ! તે વિમાસણ કરવા લાગ્યો કે, "આ કોણ ? ભૂત કે પ્રેત ?"

તે કન્યાએ કહ્યું; "હે રાજપુત્ર ! હું ભૂતે નથી ને પ્રેતે નથી, પણ હું તે જ ધર્મપાળની પુત્રી છું કે, જેનાપર તમે મોહિત થયા છો. મને જોતાં આજે તમને મોહ કેમ થતો નથી, ને તમે કેમ દૂર નાસો છો ? જેનાપર તમને મોહ થયો છે, જેની પ્રાપ્તિ માટે આપે અન્ન જળ તજ્યું

છે, જેને માટે ધર્મ ત્યજવા ને ત્યજાવવા તત્પર થયા છો, તે જ હું તમારી સમીપ તમારી આજ્ઞાનું પાલન કરવા આવી છું. આવો, બેસો, જે ઈચ્છા હોય તે તૃપ્ત કરો !"

રાજપુત્રે કહ્યું; "તું આવી બિહામણી ને ભયંકર કેમ ?"

ધર્મશીલાએ કહ્યું; "કુમાર ! તમે મારામાં કયે સ્થળે ભયંકરતા જુઓ છો ? હું તો જે છું તેની તે જ છું."

કુમારે કહ્યું; "જે સૌંદર્ય જોઇ મને લગ્ન કરવાનો મોહ થયો હતો તે સૌંદર્ય કયાં છે ?"

કન્યા બોલી; "જે દેહમાં તમે સૌંદર્ય જોયું હતું તે જ દેહ આ છે, પણ મહારાજ ! તમને મારામાં કયાં સૌંદર્યનું દર્શન થયું હતું કે, તમે મારી સાથે લગ્ન કરવા તૈયાર થયા હતા ? જો મારી સાથે લગ્ન કરવાની આપની ઈચ્છા હોય તો હું તૈયાર છું. પૂર્વે હું જે હતી તે આજ પણ છું. પૂર્વે રૂપે રંગે હું આવી જ હતી ને ઉત્તરમાં પણ રૂપે રંગે હું આવી જ થઇશ."

રાજકુમારે કહ્યું; "તું તો પરમ સુંદરી હતી, તે આવી ઉદરી, ડાકણી ને પિશાચણીના જેવી કેમ બની ગઇ ?"

**સૌન્દર્ય અને મોહ**

કન્યાએ કહ્યું; "હે રાજકુમાર ! મારી સુંદરતા કંઇ જતી રહી નથી, જે માંસ અને લોહીથી આ અંગમાં સુંદરતા તમને જોવામાં આવતી હતી, તેને જ તમે સુંદરતા કહેતા હો તો ને તે જ તમારે જોઈતી હોય તો તે ચાંડાળવાડામાં છે, પણ તે સુંદરતા જોતાં તમને વમન થયા વગર રહેશે નહિ. હે કુમાર ! જરા સાંભળો. સૌંદર્યમાં જેને મોહ થાય છે, તે સૌંદર્ય નષ્ટ થતાં તેનો મોહ પણ નષ્ટ થાય છે. આજે હું જાણી શકી છું કે, તમને મારાપર મોહ ન હતો, પણ મારા સૌંદર્યપર મોહ હતો; અને સૌંદર્યપર જે મોહ રાખે છે તે મૂઢમતિ છે; કેમકે સૌંદર્ય પણ ત્રિકાલાબાધિત નથી. આજે જેને તમે સૌંદર્યવાન્ જુઓ છો તેને એક કાળે સૌંદર્યથી જર્જરિત થઇ આજની મારી સ્થિતિમાં જોશો, ત્યારે શું તમારા અજ્ઞાનપણાંપર લજ્જા આવશે નહિ ? તેથી, હે મહારાજ ! એકલા સૌંદર્યપર મોહ કરવો એ ડાહ્યા મનુષ્યનું કર્તવ્ય નથી. જો મારાપર તમને મોહ થયો હોય તો તમે મારો પાણિ ગ્રહણ કરો; અને મારા સૌંદર્યપર જ તમને મોહ હોય તો હું તમારી ધર્મપત્ની થવા ઈચ્છતી નથી."

પછી ક્ષણભર મૌન ધરી, તે પ્રતાપી સાધ્વી બોલી; "હે રાજકુમાર! આ માર્ગપ્રતિ દૃષ્ટિ કરો. તમારી દાસી આવે છે તેને જુઓ. જ્યારે તમે બાળક હતા ત્યારે એ દાસીને તમે જોઈ હતી?"

રાજકુમાર બોલ્યો; "હા, મને ઝાંખું ઝાંખું સ્મરણ થાય છે કે, તે સમયે તે ઘણી રૂપાળી હતી!"

તે કન્યાએ કહ્યું; "આજે તેનાં ડાચે ડાચાં મળી ગયાં છે, દાંત પડી ગયા છે, માથાના વાળ બગલાની પાંખ જેવા ધોળા થઇ ગયા છે, શરીરપર કરચલી પડી ગઇ છે–આજે તે એવી તો કુરૂપા દેખાય છે કે, તમને જોવી પણ ગમતી નથી. પૂર્વકાળમાં એ સુંદરી હતી. એનું તે સૌંદર્ય આજે ક્યાં ગયું કે, જે સૌંદર્યપર તમારા પિતાએ તુષ્ટમાન થઇ, તમારાં લાલન પાલન માટે એને નીમી હતી? મહારાજ! તે સૌંદર્ય ક્યાં છે? એ તો તેની તે જ છે?"

રાજપુત્ર વિચારગ્રસ્ત જ રહ્યો, ત્યારે તે સાધ્વીએ કહ્યું; 'ન સમજાતું હોય તો સમજો. તે સૌંદર્ય માત્ર દૃષ્ટિનો વિકાર જ હતો. સૌંદર્ય કંઇ વસ્તુ નથી, તેમ તે સ્થિરે નથી: જેવું આજે દેખાય છે તેવું તે આવતી કાલે દેખાતું નથી; કેમકે દૃષ્ટિમાં ક્ષણે ક્ષણે પરિવર્તન થયા કરે છે. જે આજે બાળ છે, તે કાળે અન્નાદિકના આહારથી તરુણ, પછી વૃદ્ધ, પછી જર્જરિત ને પછી કાષ્ઠરૂપ થાય છે.* એમ સૌંદર્ય–લાવણ્યનું પણ પરિવર્તન જોઇ, જ્ઞાની પુરુષો તેનો સદાનો જ ત્યાગ કરે છે. હે રાજપુત્ર! કાળની ક્રીડાનું તમને જ્ઞાન નથી, તેથી સૌંદર્યથી મોહાંધ થઇ તમે તમારા ધર્મથી વિપરીત આચરણ કરી, હાથે આંખો બંધ કરી કૂવામાં પડો છો.

સૌન્દર્ય શું છે?

સૌંદર્ય શું છે? આ નાશવન્ત શરીરમાં રક્ત, માંસ, મેદ વગેરે ઉત્પન્ન થાય છે. એ જ રક્ત, માંસ, મેદ તે જ સૌંદર્ય! એનાથી મનુષ્ય કાંતિમાન જણાય છે. એના યોગે જ સ્ત્રીઓની મુખાકૃતિને કવિઓએ કમળમુખી, ચંદ્રમુખી, મૃગનયની, અને માંસથી ભરેલી જંઘાને કદળીસ્તંભની, તેમના પયોધરોને હાથીના કુમ્ભસ્થળની અને તેમની કેડને સિંહની કટિની ઉપમા આપી છે. હે રાજકુમાર! એ તો માત્ર કવિઓની કલ્પના છે. સ્ત્રી માત્ર માંસ, મજ્જા, રક્ત અને ચર્મના બનેલાં જેવાં બીજાં પ્રાણીઓ છે, તેવી જ ચામડાની પૂતળી છે. તેનામાં વધુ કંઇ નથી. જે સૌમાં છે તે જ તેનામાં છે.

*देहिनोऽस्मिन्यथा देहे कौमारं, यौवनं, जरा।

મારામાં જે હતું તે જ આ તમારી દાસીમાં છે ને તમારી બીજી રાણીઓમાં પણ છે. તે ગયું કંઇ નથી, તો પછી તમારો મોહ આજે તેમના પરથી કેમ ઊતરી ગયો છે? હવે કહો, હે કુમાર! શાપર તમને મોહ હતો? મારાપર કે મારા રક્ત માંસપર? જો મારાપર તમે મોહિત થયા હતા તો હું તો જે છું તેની તે જ છું અને જે પદાર્થથી હું સુંદરી ગણાતી હતી, તે પદાર્થ તો ચાંડાળવાડામાં પણ દૃષ્ટિએ પડે છે. તમને તેનાપર મોહ નથી. કેમકે, તેમાં તમે સૌંદર્ય જોતા નથી, તો પછી સૌંદર્ય કયાં છે? સૌંદર્ય એ દૃષ્ટિનો વિકાર જ છે કે કંઈ બીજું છે? એક જેને સૌંદર્ય માને છે, તે બીજાની દૃષ્ટિમાં કુરૂપ ગણાય છે. અજ્ઞાનીઓ જ દૃષ્ટિસૃષ્ટિમાં સુખ માને છે.*

"હે રાજકુંવર! આ વિષયમાં તમને એક પૌરાણિક દૃષ્ટાંત કહું છું, તે સાંભળો! તમે વિચાર કરો, અને રાજ્યની પ્રજા તે તમારાં પુત્ર પુત્રીઓ છે, એમ માનીને પ્રજાના પુત્ર પુત્રીઓ ઉપર મોહ ન પામતાં તમારા ધર્મનું પાલન કરો.

### મને માનેલો મોહ જ અંધ બનાવે છે

**દિવોદાસ રાજાનું દૃષ્ટાંત**

પૂર્વે દિવોદાસ નામનો એક રાજા હતો. અનેક શાસ્ત્રોના શ્રવણથી ને મહાત્માઓના સમાગમથી તેની મતિ નિર્મળ હતી. તે સદાચારી અને ધર્મનિષ્ઠ પ્રજાપાળ રાજા હતો. મહાત્મા પુરુષોના સંગથી તેનો નિશ્ચય થયો હતો કે, આ દેહના ત્યાગ પછી જીવ પોતાની અંતકાળની વાસના પ્રમાણે ગમે તેવા દેહને ધારણ કરે છે. સામ્પ્રતથી ઊંચી યોનિમાં જન્મે છે ને નીચી યોનિમાં પણ જન્મે છે. મહાત્માઓના મુખથી આવો વૃત્તાંત સાંભળીને, મૃત્યુ પછી કેવો જન્મ થશે, તે ન જાણી શકાવાથી તે રાજા પરમ ખેદ પામ્યો.

એક પ્રસંગે તેણે પોતાના પાટવીકુમારને કહ્યું; "કદાચ મારો જન્મ જો કોઇ નીચ યોનિમાં થાય, તો તત્કાળ મારું મસ્તક કાપી નાંખજે."

પુત્રે પ્રશ્ન કર્યો; "પિતાજી! તમે નીચ યોનિમાં અમુક સ્થાનમા જન્મ્યા છો, એ હું કેમ જાણી શકું?"

---

* सुखमेव सर्वमविवेकिनः । दुःखमेव सर्वं विवेकिनः ।

રાજાએ કહ્યું; "મારા કપાળમાં શ્રીવિષ્ણુનું ચરણ ચિહ્ન તિલક જોવામાં આવશે, તે ચિહ્ન જોઇ તું મારો નાશ કરજે, કે જેથી મારો અધમ યોનિમાંથી ઉદ્ધાર થાય !"

થોડે દહાડે દિવોદાસ રાજા મરણ પામ્યો. અંતકાળ સમયે શિકારના સુવરમાં વાસના રહેવાથી તે સૂકરની (ડુક્કરની) યોનિમાં અવતર્યો અને અનેક સૂકરીઓ સાથે ઉકરડાપર ક્રીડા કરવા લાગ્યો. આ સૂકર સૂકરીઓ ક્રીડા કરતાં હતાં, એવામાં દિવોદાસના પુત્રની તેનાપર અકસ્માત્ દૃષ્ટિ પડી, અને પૂર્વે તેના પિતાએ કહ્યું હતું, તે પ્રમાણે તેણે એક સુવરના કપાળમાં તિલકચિહ્ન જોઇને, તેને મારવા માટે તરવાર કહાડી.

ભયથી કંપતા પૂર્વ જન્મના દિવોદાસ રાજાએ મનુષ્યવાણીથી કહ્યું; "હાં હાં ! આ શું અધર્મનું કૃત્ય કરે છે ?"

રાજકુમાર બોલ્યો; "તમારી આજ્ઞાને અનુસરૂં છું !"

દિવોદાસ સૂકરે કહ્યું; "મને અહીં જરાપણ દુઃખ નથી; હું આ સૂકરીઓની સાથે વિહાર કરું છું, જે મને દિવ્યાંગનાસમાન લાગે છે અને કાદવનો આહાર અમૃતના આહાર કરતાં પણ અધિક સ્વાદુ લાગે છે. આ નાની સૂકરી કેવી સુંદર છે ? તેને હું કાલે જ લઇ આવ્યો છું. આવી સુંદર સૂકરી અમારી જાતમાં એક પણ નથી. એની સાથે ક્રીડા કરવાથી મને જેવો આનંદ થાય છે, તેવો આનંદ કોઈ પણ લોકમાં નથી."

દિવોદાસ સૂકરની આવી વાણી સાંભળીને રાજકુમાર ચકિત થઇ ગયો. અને વિચારવા લાગ્યો:–"રાજાના રાજમહેલમાં સ્વરૂપવતી સુંદરીઓને ભોગવવામાં જે આનંદ થાય છે, તે જ આનંદ સૂવરને ઉકરડામાં રહીને સૂકરીઓની સાથે ક્રીડા કરવામાં પણ છે. આ સૂકર, આ સૂકરીને સૌંદર્યવતી સમજે છે. મનુષ્ય પણ સ્ત્રીઓને સુંદર માનીને તેમાં મોહ પામે છે. ખરેખર, સૌંદર્યનો કે કુરૂપતાનો આધાર પ્રાકૃત દૃષ્ટિમાં રહ્યો છે. સૌંદર્યનું કંઇ માપ કે ધોરણ નથી. જેનાં મને જે સૌંદર્ય માન્યું, તે સૌંદર્ય: વળી એકને જે સૌંદર્ય લાગે છે, તે બીજાને લાગતું નથી. અમુક જ સુંદર એમ કહી પણ કહી શકાય તેમ નથી. એ ઉપરથી નક્કી થાય છે કે, સૌંદર્ય જેવી કોઇ વસ્તુ નથી. એકનો એક જ પદાર્થ તેના જોનારની નજર પ્રમાણે ત્રણ પ્રકારનો બને છે. રસ્તે ચાલતી એક સ્ત્રી કામી પુરુષને એક સ્વરૂપવાન્ કામિની જેવી લાગે છે, એક કૂતરો એને માંસપિંડ સમજે છે, અને યોગી પુરુષ એને હાલતું ચાલતું મુડદું

સમજે છે.* માટે મન જ બંધ અને મોક્ષનું કારણ છે,† સૌંદર્યના સૌંદર્યને અને આનંદના આનંદને એટલે પરમાનન્દને તો માત્ર જ્ઞાતા પુરુષ જ જોઈ જાણી શકે છે, અન્યને તેનો અધિકાર નથી."

મૂળ વાત પર આવતાં તે કન્યાએ મોહિત રાજકુમારને કહ્યું; "હે રાજપુત્ર! તમે મારાપર મોહિત થયા છો, તો કહો, તમે મારામાં વિશેષ શું જોયું? તમને અનેક રાણીઓ છે, તે મારાથી કોઇ પણ પ્રકારે ન્યૂન નથી, પણ અધિક છે; તથાપિ જે સૌંદર્ય જોઇને તમે મોહિત થયા છો, એ તમારી દૃષ્ટિનો વિકાર જ છે કે બીજું કંઇ? એ વિકાર કાઢી નાંખો, એટલે તમે સર્વને સમાન જ જોશો. સૂકર સૂકરીમાં જેવી સુંદરતા જોય છે, તેવી જ મનુષ્ય સ્રીઓમાં પણ જોય છે. એમાં જ્ઞાતાને જ મોહ થતો નથી. હું જે પદાર્થથી ભરપૂર હતી ને છું, તે જ પદાર્થમય જગતની સ્રીઓ પણ છે. મારાપર મોહ હોય તો લો, આ સૌંદર્ય તમારી હજુર હાજર છે!"

તે કન્યાનું આવું વૈરાગ્યપૂર્ણ સંભાષણ સાંભળીને રાજપુત્રનાં પ્રાકૃત-અજ્ઞાનમય નેત્રપટલો દૂર થઇ ગયાં; તેના હૃદયમાં વૈરાગ્યનો સંચાર થયો અને તેને સર્વ બ્રહ્મમય દીસવા લાગ્યું. તે પછી તેણે અવસાન-પર્યંત પોતાની પ્રજાનું પુત્રવત તથા પુત્રીવત્ જ પાલન કીધું હતું.

### સત્પ્રાપ્તિ પ્રસંગ ઝડપી લેવો

સુવિચારે પ્રકટપ્રજ્ઞાને કહ્યું; "સૌંદર્ય એવો કોઇ પણ પદાર્થ જ નથી; છતાં અનેક જીવો અનેક પ્રકારનાં સૌંદર્યને વશ થઇને, અનેક વાસનાઓમાં લપટાયા કરે છે. કોઇ ધનને, કોઈ કીર્તિને, કોઇ ભોગને સૌંદર્યનું સ્થાન સમજી, તે પાછળ ગાંડો થાય છે. એવા સંસારી રગડામાં પણ જો તેને કોઇ અમૂલ્ય પ્રસંગ પ્રાપ્ત થાય અને ચટકી લાગી જાય, તો તેણે પોતાના દેહનું અને આત્માનું સાર્થક કરી લેવું ઇષ્ટ છે. જીવને એવા પ્રસંગો મળે તો તે ઝડપવામાં ચૂકવું નહિ. દેવકૃપાથી જ એવા પ્રસંગો આવી મળે છે; અને તે પ્રસંગો જવા દેવાથી જીવને હંમેશાંનો સંતાપ થાય છે. એટલું જ નહિ પણ જન્મે જન્મ તે જીવને ચોર્યાસીના ફેરામાં અટવાવું પડે છે.

* एक एव पदार्थस्तु त्रिधा भवति वीक्षितः ।
कामिनी कुणपं मांसं कामिभिर्योगिभिः श्वभिः ॥

† मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।

**નારદજી અને માયાનો જીવડો**

ભગવાન્ નારદ મુનિ કોઇ એક વયોવૃદ્ધ ગૃહસ્થને ત્યાં પધાર્યા અને તેમણે તેને કહ્યું: "હે અધિકારી જીવ ! તું વયમાં આવ્યો છે, તારે ઘેર પુત્ર પુત્રીઓ છે, તેં સંસાર ભોગવ્યો છે, ખાધું પીધું છે ને આનન્દ કીધો છે, હવે તું પ્રભુભજન કરીને આત્માનું સાર્થક કરી લે."

આ મૂઢમતિ સંસારી જીવડો નિત્ય સત્સંગ કરતો, મહાત્માઓનું પૂજન કરતો, દાનધર્મપરાયણ રહેતો, પરપીડનથી સદા દૂર નાસતો, તથાપિ માયાનો જીવડો હતો. સંસારપર એ અભાગિયાને બહુ પ્રીતિ હતી. સત્સંગશિરોમણિ નારદ જેવા પરમભક્ત તેને ઘેર પધાર્યા, તેનો લાભ લેવાની તેને ઇચ્છા થઇ નહિ. તે બોલ્યો; "હે મહારાજ! આપનું કહેવું સત્ય છે. આ છેલ્લા ચાર દહાડામાં જે સુકૃત્ય થાય, તે કરી લેવાની મારી ઘણી ઈચ્છા છે; હવે તો મારે પ્રભુભજનમાં પ્રીતિ કરવી જ જોઇએ. પણ શું કરું ? મારી ઇચ્છા તો ઘણીએ છે, પણ હજી આ રામ નાની અવસ્થામાં છે, શંકર ઠેકાણે પડ્યો નથી. એ જરા મોટા થાય, એટલે મારો નિશ્ચય છે કે, પ્રભુભજનમાં લાગી જઇશ."

નારદજીએ કહ્યું; "અરે માયાના જીવડા ! તારાથી આ માયાનો ત્યાગ થશે નહિ ! રામ અને શંકર કાળે કરીને મોટા થશે, એટલે તને વળી બીજી જંજાળ વળગશે; એટલામાં તારું અવસાન પૂરું થશે અને તું જેવો ને તેવો જ આ લોકમાંથી હાથ ઘસતો ને કપાળ કૂટતો ચાલ્યો જઇશ. તારે હજી ઘણાં સંકટો વેઠવાનાં છે, તેથી તારાથી આ ભવમાં પ્રભુભજન થવાનું નથી ને માયા છૂટવાની નથી." આમ કહીને નારદમુનિ અંતર્ધાન પામી ગયા.

માયામાં રચ્યાપચ્યા રહેલા મૂર્ખાની સ્થિતિ જેવી ને તેવી જ રહી ગઈ. પાછળથી તેને ઘણોએ પસ્તાવો થયો, પણ જે ઘડી ગઇ તે પાછી આવી નહિ.

જગન્નગરના જીવોએ પરમાત્માનું ધ્યાન કરવામાં–આજે નહિ ને કાલે કરીશ, બાલ્યાવસ્થામાં નહિ પણ તરુણાવસ્થામાં ને પછી વળી વૃદ્ધાવસ્થામાં પ્રભુભજન કરીશ, તત્ત્વાનુસંધાન કરીશ, માયાને પરાસ્ત કરીશ, સંસારની મમતા તજીશ, એવા વિચારમાં–ક્ષણ પણ ગુમાવવી નહિ. કાલે કરવાનું કાર્ય આજે કરો અને આજનું હમણાં જ કરી લ્યો. સમય (કાળ) કોઈની પણ રાહ જોતો નથી.*

* श्वः कार्यमद्य कुर्वीत पूर्वाह्णे चापराह्णिकम् ।
न हि प्रतीक्षते मृत्युः कृतमस्य न वा कृतम् ॥

## કાજળની કોટડીમાં કોઇક જ ડાઘ વગરનો રહે છે

ઘણા જીવો એમ સમજે છે કે, 'અમે જનકવિદેહી જેવા છિયે' અને એમ માનીને તેઓ પોતાને સિદ્ધવત્ જ સમજે છે. તેઓ માને છે કે, 'જેમ જનક, યાજ્ઞવલ્કય, વસિષ્ઠાદિ મહાત્માઓએ સંસારમાં રહીને પણ પરમાર્થ સાધ્યો હતો, તેમ અમે પણ પરમાર્થ સિદ્ધ કરીશું!' પણ મોહ-જાળમાં પડેલા અજ્ઞાની જીવડાઓ જાણતા નથી કે, જનક તે જનક જ હતા; યાજ્ઞવલ્કય તે યાજ્ઞવલ્કય જ હતા; વસિષ્ઠ તે વસિષ્ઠ જ હતા. બીજો જનક, વસિષ્ઠ કે યાજ્ઞવલ્કય થયો નથી ને થવાનો પણ નથી. તેમની તુલનાએ આવી શકે, એવો કોણ માનવી છે? જે જનકે સુલભાને કહ્યું કે, મારા એક હાથને કોઈ ચંદન ચર્ચે ને બીજાને વાંસલાથી વીંધે, તો પણ મને આનંદ કે શોક નથી! મૈત્રેયીને ને કાત્યાયનીને ત્યજી યાજ્ઞ-વલ્કયે જ્ઞાની છતાં અરણ્ય સેવ્યું હતું ને વસિષ્ઠના સો પુત્રોની પ્રાણહાનિ થઇ, તો પણ સતી અરુન્ધતીને કે મુનિને ક્રોધ, શોક કે મોહ થયો નહોતો. તેવી સ્થિતિને પહોંચનાર ને ઇશ એમની વચ્ચે શો ભેદ છે? આ સ્થિતિને પામેલો મનુષ્ય જીવ નથી પણ શિવ છે; ઈશ જ માત્ર નથી, પણ પરમેશ જ છે. આ સ્થિતિને જે પામ્યા નથી, રે જેમને તેના દ્વારનાં પણ સ્વપ્ને દર્શને થયાં નથી, તેવાઓ 'अहं ब्रह्मास्मि' અને 'तत्त्वमसि'નો જાપ જપ્યા કરે છે! પરંતુ તેઓ જગતની હાંસીનાં પૂતળાંઓ જ છે!

આ સંસાર એક કાજળની કોટડી સમાન છે. તેમાં ડાઘ વગર શુદ્ધ રહીને પરમાર્થ સિદ્ધ કરવો, એ કામ ઘણું કઠિન છે. એક મહાત્માએ કહ્યું છે કેઃ–

> "રામ ત્યાં નવ કામ ભાસે, કામ ત્યાં નવ રામઃ
> તુલસી બેઉ નહી મળે, રવિ રજની એક ઠામ."

જ્યાં માયાના વિલાસરૂપ જગત છે ત્યાં પરમાત્મા નથી, અને પરમાત્મા છે ત્યાં જગત્ નથી. પરમાત્માને અને જગતને એક જ સ્થળમાં લાવવાનો પ્રયત્ન કરનારા અજ્ઞાની છે. માયાના વિલાસરૂપ આ જગતના મિથ્યા પદાર્થોની સાથે યથેષ્ટ વ્યવહાર કરનારા અને કામ ક્રોધાદિકને વશ થયેલા મનુષ્યો જે ત્યાગ દર્શાવે છે, તે તેઓનો મિથ્યા દંભ જ છેઃ 'અહં બ્રહ્મ, અહં બ્રહ્મ' એ તેઓનો જગત્ઠગણો પ્રપંચ છે અને પરમાત્મા પણ તેવા બ્રહ્મઠગોથી કોટાનુ-કોટી કોશ દૂર જ રહે છે.

દંભી સંસારત્યાગી

એક ગૃહસ્થ સંસારત્યાગનો ડોળ કરી 'અહં બ્રહ્માસ્મિ' બની, પોતાના ઘરના એકાંત ભાગમાં રહેવા લાગ્યો. તેણે ઘરનો ખટરાગ સ્ત્રી પુત્રને સોંપી દીધો. તે લોકોને કહેવા લાગ્યો કે, 'હવે આપણે સર્વ જંજાળ છોડી દીધી છે; હવે તો તત્ત્વાનુસંધાન કરીને આત્માને શોધીએ છિયે; લોક સારું કહો, નરતું કહો આપણે કંઇ લેવાદેવા નથી; આપણે તો બ્રહ્મ છિયે । બ્રહ્મને શું ?' છતાં તેના કંદોરેથી કૂંચી છૂટી ન હતી !

આવા સંસારી બેરાગી જ્ઞાની પાસે એક પ્રસંગે એક અર્થી જીવે જઇને કહ્યું કે, "હે ભાઇ ! મને પૈસાની ઘણી જરૂર છે, માટે પચાસ રૂપિયા આપો."

રામને અને કામને એક આસને બેસાડનારા, 'અહું બ્રહ્માસ્મિ'ના જીવડાએ કહ્યું; "ભાઇ ! હુ તો પૈસાને હાથ પણ લગાડતો નથી; મારું છે શું કે તને આપું ? મેં સર્વનો ત્યાગ કીધો છે ?"

આમ વાત કરે છે, તેટલામાં એક દેણદાર સાથે તેના પુત્રને પંચાતી થઇ, એટલે રામકામદાસ તડૂકી ઊઠ્યા કે, 'પૈસા તારા બાપના હતા કે લઇ ગયો ને આપતાં પંચાત કરે છે ? પૈસા કંઇ પથ્થરા કે કાંકરા નથી કે તે છોડી દેવાય ?'

પેલો દેણદાર આજ સુધી જેને બ્રહ્મનિષ્ઠ જાણતો હતો, તે અત્યારે તેને બ્રહ્મઠગ ભાસ્યો; અને તેણે ઊંડો નિઃસાસો નાંખીને કહ્યું કે, 'લોકો કહે છે તેવા કળિજુગીયા વેદાંતીઓ* આજે મેં નજરે દીઠા.'

કહેવાનું તાત્પર્ય એ છે, કે, જેઓ ત્યાગીનો વેશ ઉપર ઉપરથી ધારણ કરે છે, પણ અંદરખાને સંસારના ખટરાગોમાં માથાં મારે છે, તેઓ જનક, યાજ્ઞવલ્કય અને વસિષ્ઠના ઓઠાં નીચે રહી, સંસારમાં વિચરતા કાદવથી લપટાયલા અલ્પ જીવડા જ છે. કનક, કાન્તા ને કીર્તિના ત્યાગી તે જ ત્યાગી, ને તે જ સંન્યાસી છે. સંસારમાત્રનો ત્યાગ તે જ ત્યાગ; પદાર્થમાત્રપર વિરાગ, તે જ વિરાગ ને સંકલ્પમાત્રનો સંન્યાસ તે જ સંન્યાસ.† એવા પુરુષમાં ને પરમાત્મામાં અંતર જ નથી. મોક્ષાભિલાષી જીવે જગતની જંજાળનો નિત્યને માટે ત્યાગ કરી દેવો જોઇએ. અહું બ્રહ્માસ્મિને પહોંચેલાને ઘરે નથી, ધને નથી, સંગે નથી, જગતે

* कलौ वेदांतिनो भांति फाल्गुने बालका इव ।

† સંન્યાસની અને ત્યાગની સમજણ માટે ગીતાજીના ૧૮ મા અધ્યાયના આરંભના શ્લોકો અને તે પરનું ભાષ્ય જ જોવું.

નથી, પુત્રે નથી, દારાએ નથી, પરંતુ અહં બ્રહ્માસ્મિનો મિથ્યા ડોળ ઘાલનારાઓને તો તે સર્વ છે. જનક વિદેહીનું આવા પુરુષો વાતવાતમાં જે ઉદાહરણ આપે છે, તે દંભપર છત્રછાયા છે. તે મહાત્મા પુરુષ તો સંસારમાં રહ્યા છતાં સંસારથી મુક્ત હતો; पद्मपत्रमिवांभसा–જળકમળવત્ સંસારમાં રહી, સાંસારિક વિષયોથી અલિપ્ત હતો; વૈરાગ્યાદિક વિષયો તેમના સમીપ દાસવત્ થઈ ગયા હતા; તેમની આત્મસત્તા પરમ શ્રેષ્ઠ હતી; તે આત્મરસાયનનો આસ્વાદ કરનારા હતા. જેનું આત્મબળ શ્રેષ્ઠ હોય છે, તે જ સંસારનો ત્યાગ કરી શકે છે; બાકીના તો પાંજરામાં પૂરાયલા અને મુખે રામરામ બોલતા સૂડલાઓ જ છે.

## સત્સંગ જ તારે છે

જગન્નગરના જીવોએ, નિત્ય સત્સંગ કરવો. સત્સંગ આત્મિક બળ આપે છે, સર્વ દૈહિક પાપને ભસ્મ કરે છે. ચેતનને સત્સ્વરૂપના અનુસંધાનમાં પ્રેરે છે. સત્સંગના પ્રતાપથી અનેક કુમાર્ગગામી જીવો પણ તરી ગયા છે.

એક સંત મહાત્માના ટોળામાં કોઈ એક અસાધુ પેસી ગયો. તે ઘણો જ દંભી હતો, છતાં સંતસેવામાં ઉત્સાહી હતો. અસાધુ જીવ સંતોની સાથે રહેતાં રહેતાં તેને અલપઝલપ જ્ઞાન પણ થયું, પરંતુ તે જ્ઞાનથી તેનું હૃદય રંગાયું ન હતું. આ જીવ બહારથી સાધુતા દર્શાવતો, સંતસેવામાં દોડતો, પ્રેમથી સંતને પગે પડતો પણ અંતઃકરણમાં અનેક પ્રકારની કુકામનાઓ કર્યા કરતો. અસાધુ તે અસાધુ!* તે સત્સાધુ એક તડાકે કેમ બને? એ અસાધુ દ્રવ્યને જોતો કે તે ગ્રહણ કરવાને આતુર થતો; સ્ત્રીને જોતો કે ભોગવિલાસની ઇચ્છાને આધીન થઇ જતો. પ્રભાતમાં સ્નાનસંધ્યા કરીને ગાયત્રીનો જાપ† જપતો. ત્યારે તેના મનમાં એવા સંકલ્પ વિકલ્પો પણ થતા કે, 'આદિત્ય ભગવાન્ રાજગાદી આપે તો હું અહોભાગ્ય થાઉં!' તેના હૃદયની આવી ઘટનાઓથી કેટલાક મહાત્માઓ અજ્ઞાત ન હતા, પરંતુ આ અનધિ-

* हंसः श्वेतो बकः श्वेतः को भेदो बकहंसयोः ।
नीरक्षीरविभागेन हंसो हंसो बको बकः ॥
काकः कृष्णः पिकः कृष्णः को भेदः पिककाकयोः ।
प्राप्ते वसन्तसमये काकः काकः पिकः पिकः ॥

† ॐ तत् सवितुर्वरेण्यम्, भर्गो देवस्य धीमहि, धियो यो नः प्रचोदयात्

કારી જીવ સંતોની સેવા ઉઠાવવાને સદાય તત્પર રહેતો હતો, તેથી દયાળુ મહાત્માઓએ તેને ઉન્નત સ્થાનમાં લઇ જવાની કામના કીધી.

ફરતું ફરતું આ સંત મહાત્માઓનું મંડળ કોઇ એક રાજાના રાજ્યમાં આવી પહોંચ્યું. તે રાજાને એક કન્યા હતી. તે રાજા ધર્મશીલ, સંતોનો સેવક ને સાંસારિક વિષયોને ધિક્કારનારો હતો. તે પોતાની કન્યા કોને પરણાવવી, તેના વિચારમાં ગુંચવાઇ ગયો હતો. તેણે વિચાર કર્યો કે, ૧ કોઈ રાજકુમારને મારી કન્યા આપીશ તો રાજાઓ મોટે ભાગે એવા દુષ્ટ હોય છે કે, તેઓ અનેક કુકર્મો કરવામાં સદા તત્પર રહે છે અને તેઓના રણવાસમાં અનેક સ્ત્રીઓ હોવાથી મારી પુત્રીને અનેક સંકટો વેઠવાં પડે. ૨ જો હું સામંતપુત્રને કન્યા આપીશ તો તે મારા ઐશ્વર્યથી અહંકારી બની, સજ્જન હશે તો પણ દુર્જન બની જશે. ૩ પ્રજાજનમાંથી કોઇને આપીશ તો રાજાનો જમાઇ થવાથી તે મદ-મત્સરમાં લીન થઈ અનેક પ્રકારનાં કુભાંડો કરવાને તત્પર થશે. આવો વિચાર થતાં, તે રાજાએ પોતાની પુત્રીનું લગ્ન કોઇ સંત મહાત્માની સાથે કરવાનો નિશ્ચય કીધો.

ઉક્ત સંતમહાત્માઓનું મંડળ તેની રાજધાનીમાં આવ્યું, એટલે રાજાએ પોતાના મુખ્ય મંત્રીને મુખ્ય સંત પાસે મોકલી પોતાની પુત્રીના પાણિગ્રહણની પ્રાર્થના કીધી. સંતોએ વિચાર કીધો કે, 'આપણે તે વળી સ્ત્રી શી? દ્રવ્ય શું? રાજ શું ને પાટ શું? સ્ત્રી અને દ્રવ્યનો ત્યાગ કરી, આત્માનુસંધાન કરવાને ત્યાગી થયા છિયે; सर्वसंकल्पसंन्यासी સર્વ સંકલ્પોનો સંન્યાસ કરવાનું મથન કરીએ છિયે, ત્યાં સંસારનો રગડો! વાહ! એ પણ ઠીક! જો સંસારી થઇએ તો અવશ્ય ઉભય લોકમાંથી ભ્રષ્ટ જ થઇશું. સ્ત્રી એ પરમ દુઃખની ખાણ છે, સ્ત્રી નરકમાં લઇ જનારી છે અને અનેક ઉપાધિઓ વધારનારી છે, તેનું તે પાણિગ્રહણ! વાહ! નરકનું દ્વાર હાજરાહજર!' આમ વિચાર કરીને સર્વે સંતોએ રાજકન્યાની સાથે પરણવાની ના પાડી, પણ પેલો ભોગવિલાસનો ભૂખ્યો અલ્પ સાધુપણાને પામતો અસાધુ પરણવાને તૈયાર થઇ ગયો.

રાજાની કન્યા, રાજગાદીનો વારસો, એમ બેવડા લાભથી તે લોભાયો. તેણે રાજકુંવરી સાથે પરણવાની હા પાડી. તુરત રાજસભામાં તેને લઈ જવામાં આવ્યો. જો કે તે જીવ સંસારના વિકારોમાં પ્રવૃત્ત હતો, તથાપિ સત્સંગને યોગે તેની મલિન બુદ્ધિ કંઇક સંસ્કારી થઇ હતી, તેથી તેણે રાજાને પૂછ્યું; "કોઇ રાજકુમાર નહિ, કોઈ પ્રધાનપુત્ર નહિ, કોઇ સરદારપુત્ર નહિ અને મને આ કન્યા આપવાનું કારણ શું?"

રાજાએ કહ્યું; "હે મહાત્મા! સંતો નિર્વિકારી, નિષ્કપટી, વિચાર-બળનું અને આત્મબળનું પોષણ કરનારા, પ્રપંચથી રહિત છે; તેથી જ હું મારી કન્યા તને દાનમાં આપવા ઇચ્છા કરું છું. સંતસેવાના પ્રતાપથી મારી પુત્રી પણ આગળ જતાં સંસ્કારી થઇને, ઉભય લોકનું શ્રેયઃસાધન કરવાને શક્તિમાન્ થશે ને ત્રિલોકની સ્વામિની થશે!"

સંતનો સંગ કરનારા આ ત્યાગીને તે સાંભળીને વિચાર થયો; 'ઓહો! સંતનો આટલો મોટો પ્રભાવ! હું શુદ્ધ સાત્ત્વિક સંત નથી, કામના મારા હૃદયમાં સળવળાટ કર્યાં જ કરે છે, તેટલું છતાં મને આ રાજકન્યાની પ્રાપ્તિ થાય છે, તો હું સાત્ત્વિક, નિરપેક્ષી, કામનારહિત, સર્વત્યાગી, સંત હોઉં તો હું શું પ્રાપ્ત ન કરી શકું? ત્રિભુવનનો સ્વામી થતાં મને શાનો વિલંબ લાગે? તેના સમક્ષ આ રાજપાટ શી ગણ-ત્રામાં? નહિ, નહિ! હું પરણીશ નહિ—હું શુદ્ધ સાત્ત્વિક સંત જ બનીશ. આ રાજકન્યાનો નહિ, પણ ત્રિભુવનનો સ્વામી થઇશ.' આમ વિચા-રીને તે ઊભો થયો અને રાજાને આશીર્વાદ દઇને બોલ્યો; "હે રાજન્! અમારે ત્યાગીને તે વળી લગ્ન શાં? હું આ રાજકન્યાનો કે તમારા રાજ્યનો સ્વામી થઇશ નહિ; પણ ત્રિભુવનનો સ્વામી થઇને અખંડાનંદ પ્રાપ્ત કરીશ." આટલું કહી તે પાછો સંતમંડળમાં આવીને ઊભો રહ્યો; અને તે સંત મહાત્મા અનેક જન્મમાં પરમાત્માની ઉપાસના કરી, આત્મસત્તા પ્રાપ્ત કરી, શુદ્ધ બનીને છેલ્લે અવતારે નામદેવનું નામ ધારણ કરી, પ્રભુગુણ ગાઇને પરમ ધામને પહોંચ્યો.*

નામદેવ

દેવિ પ્રકટપ્રજ્ઞા! સત્સંગ જ જગતમાં સારરૂપ છે; અનેક મહાત્માઓ સત્સંગથી જ તરી ગયા છે. જગન્નગરના જીવે જેમ બને તેમ સત્સંગ કરવો. સત્સંગ કરતી વખતે બહુ સંભાળ રાખવાની છે. માયાવી જગત્ પ્રપંચથી ભરેલું છે. 'સાધુને વેશે ધૂતારા ઘણા' તેમ અનેક સંત કહેવરાવનારા પુરુષો બગભગત બનીને જગતમાં વિચરે છે. એવાઓનો સંગ સત્સંગ કહેવાતો નથી, તેમ મોટા મોટા મઠો ને મંદિરો બાંધી બેઠેલા જીવો પણ સંત પદના અધિકારી નથી. એ તો માયાના જીવડા છે-તેઓને તો દૂરથી જ પ્રણામ કરવા.

---

* बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ॥ प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्ध-किल्बिषः । अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥

## સંતોનું લક્ષણ

**ખરો સંત**

સંત પુરુષ રજોગુણથી અને તમોગુણથી રહિત અર્થાત્ સત્ત્વશીલ હોય છે; તે જન્મ, જરા અને મૃત્યુના દુઃખને ગણકારતો નથી; કોઈનો દ્વેષ કરતો નથી, કોઈ ઉપર પ્રેમ* પણ કરતો નથી, તેમ જ માયિક પ્રેમમાં બંધાતો નથી, નિવૃત્તિ કે પ્રવૃત્તિની તે ઇચ્છા કરતો નથી; તેને પ્રકાશનો કે પ્રવૃત્તિનો મોહ નથી; તે ઉદાસીનની પેઠે જગતમાં વિચરે છે; તે સત્ત્વાદિક ગુણોથી ચલાયમાન થતો નથી; તેને કોઈ પ્રિય કે અપ્રિય નથી; પત્થરને અને કાંચનને તે સમાન ગણે છેઃ તે સ્તુતિની વા નિંદાની સ્પૃહા રાખતો નથી; માન અપમાનમાં સમાન બુદ્ધિ રાખે છે; તે મિત્રને અને શત્રુને સમાન ગણે છે; તે અવ્યભિચારી ભક્તિ કરીને પરબ્રહ્મને ઉપાસે છે; તે એકાંતિકને જ ભજે છે; તે કોઈ પણ જાતના સાંસારિક-પ્રાપંચિક કાર્યોનો આરંભ કરતો નથી; તે ઇન્દ્રિયોના વિષયો ઉપર વૈરાગ્ય રાખે છે; તે મનને નિયમમાં રાખે છે; સંકલ્પનો જે સંન્યાસ કરે છે-એ જ ખરો સંત છે પરંતુ ડોળઘાલુ સંતો રજોગુણથી અને તમોગુણથી ભરપૂર હોય છે.

**ડોળઘાલુ સંત**

તેઓને નથી શાંતિ કે નથી તત્ત્વનો નિશ્ચય. તેઓ તો જગતના જંજાળી જીવડાઓ જ છે. જગતમાં વિચરતા તેઓ દ્વેષ, કલેશ, માનભંગ ને નિંદાના જ ભોગી થાય છે. દર્શન કરતામાં જ એ જીવો ચિત્તને અને વિત્તને હરનારા છે; પરંતુ સંસારમાં લપટાયલા જીવોને ઉપદેશ દેનારા નથી. શુદ્ધ સાત્ત્વિક સંતો જ્યારે પ્રેમ, વીરતા, બ્રહ્મનાદ, ધર્મપ્રિયતા, દયાળુતા તથા દાનથી શ્રેય પ્રાપ્ત કરી, યમ, નિયમ, દમ, સ્વાધ્યાય, તપ, આર્જવ, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, ક્ષમા, અદ્રોહના ભોગી છે;†

---

* प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव ।। न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥ उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते। गुणा वर्तंत इत्येव योऽवतिष्ठति नेंगते ॥ समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः । तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥ मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः । सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥ मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते । स गुणान्समतीत्यैतान्ब्रह्मभूयाय कल्पते ॥

† अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः । दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम । दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता । भवंति संपदं दैवीमभिजातस्य भारत ! ॥ સજ્જનના આ ૨૬ ગુણો તે મોક્ષકારક દૈવી સંપત્તિ કહેવાય છે.

ત્યારે સંસારી સંતો દંભ, દર્પ, અભિમાન, પારુષ્ય તથા અજ્ઞાનના ભોગી છે.* શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કે, પ્રથમ દૈવી અને બીજી આસુરી સંપત્તિ છે. દૈવી સંપત્તિ તે સંત જ છે. એ સંતનો સંગ, તે સત્સંગ છે, ભિન્નતાનો-દ્વૈતનો ત્યાગ કરી એક નિષ્ઠાથી સંતસેવા કરવી. એ સંતસેવા જ જીવને સન્માર્ગે ચલાવીને ચિદાનંદના ધ્યાનમાં મગ્ન-મસ્ત કરાવે છે.

## દેહ શાનો છે તે જુઓ

જીવને આ સંસાર અનેક પ્રકારે કષ્ટદાયક છે. દેવિ છદ્મલિંગ ! જગન્નગરના જે જીવો જગન્નગરને જ સત્ય જોઈ, તેના જ ઉપાસક બન્યા છે, તેને યત્કિંચિત્ પણ જ્ઞાન નથી કે મારું આ લોકમાં જન્મ્યાનું સાર્થક ક્યાં છે; અને તેથી તે કષ્ટ, કષ્ટ ને કષ્ટ જ સહે છે. જીવનો પિંડ બંધાય છે ત્યાંથી તે છેવટ પર્યંત તે કષ્ટનો જ ભાગી બને છે. ગર્ભોપનિષદમાં જીવના કષ્ટની કથા છે, તે જે જાણે છે તે જ ગર્ભમાંથી છૂટવાનો પ્રયત્ન કરે છે. આપણું જે મનુષ્યશરીર દૃષ્ટિગોચર થાય છે, તે સ્થૂલ શરીર છે. પૃથ્વી, પાણી, તેજ, વાયુ ને આકાશ, એ પંચભૂતાત્મક પંચ વિષયો, પંચ કર્મેન્દ્રિયવાળું અને પંચ જ્ઞાનેન્દ્રિયવાળું એ શરીર છે. પંચ ઇન્દ્રિયથી તેનો નિર્વાહ થાય છે; ષટ્ રસ તેનો આશ્રય છે; ષડ્ ગુણથી તે વીંટળાયલું છે; સપ્ત ધાતુઓથી તેનું સ્થૂલ શરીર બંધાયલું છે; વાત, પિત્ત, કફ એ ત્રણ મળોથી સર્જિત છે; શુક્રનાં અને શોણિતનાં કારણવાળું છે; અને ભક્ષ્ય, ભોજ્ય, પેય ને ચોષ્ય એમ ચાર પ્રકારના આહારથી આ સ્થૂલ શરીરની ઉત્પત્તિ છે.† એમાં જે કઠિન ભાગ છે તે પૃથ્વી; દ્રવ ભાગ તે જળ, ઉષ્ણ ભાગ તે તેજ, ચલન વલન થાય છે તે વાયુ અને પોકળ તે આકાશ છે.‡ એ પંચ ભૂતો પોતપોતાનું નિર્માણકાર્ય કર્યા કરે છે. છ પ્રકારના રસથી લોહી, લોહીથી માંસ, માંસથી મેદ, મેદથી અસ્થિ, અસ્થિથી મજ્જા ને એ સર્વના

* दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च । अज्ञानं चाभिजातस्य पार्थ ! संपदमासुरीम् ॥ આ ૬ આસુરી, દુર્જનની સંપત્તિ બંધન કરનારી છે.

† पञ्चात्मकं पञ्चसु वर्तमानं षडाश्रयं षड्गुणयोगयुक्तम् ।
तं सप्तधातुं त्रिमलं द्वियोनिं चतुर्विधाहारमयं शरीरम् ॥ गर्भो. १

‡ तत्र यत्कठिनं सा पृथिवी, यद्द्रवं ता आपः, यदुष्णं तत्तेजः, यत्संचरति स वायुः, यत्सुषिरं तदाकाशमित्युच्यते । गर्भो. १

સંગથી વીર્ય બને છે.* પિતાના વીર્યથી અને માતાના શોણિતથી ગર્ભ નીપજે છે. ગર્ભ રહ્યાના પ્રથમ દિવસે વીર્ય અને શોણિત ઘટ્ટ થાય છે, સાતમે દિવસે વિશેષ ઘટ્ટ થાય છે; પખવાડીએ ગોળ પિંડાકારે થાય છે. મહિના પછી તે પિંડ મોટો થઇને કઠિન થાય છે. બીજે માસે મસ્તક જેવી આકૃતિ બને છે, ત્રીજે માસે હાથ પગના અસ્પષ્ટ આકાર બંધાય છે, ચોથે માસે પગ અને માથા વચ્ચેના આકાર ધારણ કરે છે, પાંચમે માસે વાંસાનું હાડકું તૈયાર થાય છે, છઠ્ઠે માસે ઇન્દ્રિયોના આકાર ધારણ કરે છે, સાતમે માસે જીવની સ્પષ્ટ પ્રતીતિ થાય છે, આઠમે માસે સર્વ અવયવો પૂર્ણ થાય છે, નવમે માસે અવયવો પોષણ પામીને વૃદ્ધિ પામે છે અને દશમા માસમાં ગર્ભ જન્મ પામે છે.† એ ગર્ભકાળમાં જીવને અનેક કષ્ટો સહેવાં પડે છે.

ગર્ભધારણકાળે માતા કે પિતા વ્યાકુળચિત્ત હોય તો ગર્ભ આંધળો, લૂલો, કૂબડો કે ઠૂંઠો અવતરે છે; પિતાનું વીર્ય અધિક હોય તો ગર્ભ પુરુષનું શરીર ધારણ કરે છે; માતાનું રુધિર અધિક હોય તો સ્ત્રીનું શરીર ધારણ કરે છે, સમાન હોય તો નપુંસકરૂપને ધારણ કરે છે.‡ વળી ગર્ભકાળમાં માતાને જે જે પીડા થાય છે, તે તે પીડા ગર્ભને પણ ભોગવવી પડે છે. તે દબાય છે, ચંપાય છે, મળમૂત્રની ખાણમાં ઊંધો પડ્યો રહે છે; મહાકષ્ટકારી જઠરાગ્નિમાં બળ્યો બળ્યો થાય છે; અતિ મલિન દુર્ગંધવાળા વાયુથી તે સદા ત્રાહિ ત્રાહિ કરતો દોડાદોડ કરે છે. એ જીવ ગર્ભમાં નિરાધાર છે, નિર્બળ છે, પરાયા આશ્રયે રહે છે ને પરના

* परस्परं सौम्यगुणत्वात्षड्‌विधो रसः, रसाच्छोणितं, शोणितान्मांसं, मांसान्मेदः, मेदसः स्नायवः, स्नायुभ्योऽस्थीनि, अस्थिभ्यो मज्जा, मज्जातः शुक्रम् । गर्भो. २
रसाद्रक्तं ततो मांसं मांसान्मेदः प्रजायते । मेदसोऽस्थि ततो मज्जा मज्जायाः शुक्रसम्भवः ॥

† ऋतुकाले सम्प्रयोगादेकरात्रोषितं कललं भवति, सप्तरात्रोषितं बुद्बुदं भवति, अर्धमासाभ्यन्तरे पिण्डो भवति, मासाभ्यन्तरे कठिनो भवति, मासद्वयेन शिरः सम्पद्यते, मासत्रयेण पादप्रदेशो भवति । अथ चतुर्थे मासे गुल्फजठरकटिप्रदेशा भवन्ति । पञ्चमे मासे पृष्ठवंशो भवति । षष्ठे मासे मुखनासिकाक्षिश्रोत्राणि भवन्ति । सप्तमे मासे जीवनसंयुक्तो भवति । अष्टमे मासे सर्वलक्षणसम्पूर्णो भवति । गर्भो. ३

‡ पितू रेतोऽतिरेकात्पुरुषः, मातू रेतोऽतिरेकात्स्त्री, उभयोर्बीजतुल्यत्वान्नपुंसको भवति । व्याकुलितमनसोऽन्धाः खञ्जाः कुब्जा वामना भवन्ति । गर्भो. ३

કષ્ટનો ભોક્તા બને છે. ઊંચા પગ ને નીચું મસ્તક, એવી સ્થિતિમાં-અંધારા અગારમાં-કે જ્યાં જીવનવાયુનો સંચાર નથી, પ્રકાશે નથી, કેવળ નરકનો કૂપ છલોછલ છે, ત્યાં રહેવાથી શું કષ્ટ થાય છે, તેનો વિચાર કરતાં કંપારી છૂટે છે. અહો કષ્ટ! અહો ગતિ!

ગર્ભમાં જીવ અનેક પ્રકારે પોતાના ઉત્પન્નકર્ત્તાની પ્રાર્થના કરે છે કે, 'હે પ્રભુ! આ સંકટમાંથી મારો ઉદ્ધાર કર! એ ઉપકારને હું ત્રિકાળે પણ ભૂલીશ નહિ.' આવી સ્થિતિમાં રહેલો ગર્ભ જ્યારે આ જગતના વાયુનો સ્પર્શ કરે છે, ત્યારે ઉહાં, ઉહાં, તું ત્યહાં! એટલે હું અહીં ને તું ત્યાં! બોલતો જગદીશને સંસારના વાયુના સ્પર્શ સાથે જ વીસરી જાય છે. શ્વાસોચ્છ્વાસ લેતાં જ પરમાત્માના ઉપકારને, આપેલા વચનને, કીધેલી પ્રતિજ્ઞાને ભૂલી જાય છે! અને જે અનેક કષ્ટો ગર્ભવાસમાં સહન કીધાં હોય છે તેમને વીસરી જાય છે. જે જગતમાં બીજરૂપે બંધાતાં દુઃખ, અંકુરિત થતાં દુઃખ, બીજ બહાર પડતાં દુઃખ અને ફૂલીફાલીને નવપલ્લવ થતાં પણ દુઃખ, તે જગતને સુખકારી, સત્ય, નિત્ય માનનારા જીવની પ્રજ્ઞાને ધન્ય જ કહેવી જોઈએ! આ જગતમાં જન્મ્યા પછી જે પુરુષના પુણ્યનો અત્યંત પરિપાક થાય છે, તે જ પુરુષ વૈરાગ્યને પામીને એ કષ્ટમાંથી મુક્તિ મેળવવાનો વિચાર કરે છે. તે વધુ વિચારે છે કે, 'મેં કર્મવશાત્ અસંખ્ય શરીરો ધારણ કર્યાં છે; તે તે શરીરોને યોગ્ય નવનવા આહારો કર્યા છે, અનેક માતાઓના સ્તનોનું પાન કર્યું છે, અનેક સુંદરીઓ સેવી છે, અનેક પુત્રોનાં લાડકોડ પૂરાં કીધાં છે, અનેક કુડકપટો કીધાં છે ને અનેક પ્રસંગે એક ખાડામાંથી નીકળીને બીજા ખાડામાં પડ્યો છું, જન્મ્યો છું અને મુવો પણ છું; સુખશય્યામાં પોઢ્યો છું ને નરકમાં રગદોળાયો છું. એવા દુઃખથી ભરેલા સંસારસાગરમાંથી હમણાં જ મારો છૂટકો થયો છે, તો આ દેહના નાશવંત-અસ્થિર-કષ્ટકારક સુખને ને આ સંસારને પ્રણામ કરવા જોઇએ! અશુભની નિવૃત્તિ કરવી જોઇએ; મુક્તિ માટે પરબ્રહ્મને શરણે જવું જોઇએ. અનેક જન્મોમાં, અનેક પુત્ર કલત્રોના શુભાર્થ અનેક કર્મો મેં કીધાં છે, પણ-તે સંબંધી જનો-સુખના ભોગવવાવાળાઓ જતા રહ્યા છે-ક્યાં જતા રહ્યા છે, તે હું જાણતો પણ નથી; અને મારા કર્મનો દાહ તો મેં હમણાં જ ભોગવ્યો છે. દશ માસો સુધી અંધકારમાં રહી, ઉગ્રમાં ઉગ્ર તપશ્ચર્યા મેં કરી છે. તેને હું સાર્થક કરીશ.' આવા વિચારવાળો જ-કોઇક જીવ-કરોડમાં એકાદો જીવ પોતાના દેહનું અને આત્માનું સાથે સાથે જ સાર્થક કરે

છે, ને પરમ પદ પ્રાપ્ત કરનારના સંઘમાં જોડાય છે.* તે જ જીવનું જન્મવું સાર્થક છે કે, જેને ફરી જન્મ નથી; તે જ જીવનું જન્મવું કલ્યાણકારી છે કે, જેણે અનેકોનું કલ્યાણ કીધું છે ને પરમપુરુષના સંઘમાં પ્રવેશ કીધો છો

### સકામ કર્મ દોષરૂપ છે

જગજગરના સંસારી જીવડાઓમાંનો કોઈ એક આતુર જીવ કોઇ સંત મહાત્મા પાસે જઇને ઊભો રહ્યો. ત્યાં બે સંતો પરસ્પર વાત કરતા હુવા.

બે સંતોની વાત

એક સંતે કહ્યું; "જીવે મરતાં સુધી કર્મો કરવાં જોઇએ. પિત્તળનું પાત્ર રોજ ને રોજ માંજવામાં આવે તો તે ચકચકિત રહે છે, તેમ જ અંતઃકરણની શુદ્ધિ માટે જીવને કર્મો કરવાં આવશ્યક છે."

બીજા મહાત્માએ કહ્યું; "સુવર્ણનાં પાત્રને માંજવાની કંઇ પણ જરૂર નથી; તે સદાય પ્રકાશ આપે છે. જેનું અંતઃકરણ શુદ્ધ થયું છે, તેણે કર્મની અપેક્ષા શા માટે રાખવી જોઇએ? નિત્ય કર્મ કરવાથી કંઈ પણ ફળ થતું નથી."

પ્રથમ મહાત્માએ કહ્યું; "નહિ, ફળ થાય છે. કાંચનપાત્ર શુદ્ધ છે, તથાપિ હવાના સ્પર્શથી, તેનામાં મલિનતા ઉત્પન્ન થાય છે; તેમ જ જ્યાં સુધી સંસારમાં જીવનો વાસ છે, ત્યાંસુધી તેને મલિન સંસારની, મલિન હવાના સ્પર્શથી, મલિનતાનો ભય છે—એ ભય નિવારણાર્થે કર્મોની આવશ્યકતા છે. પ્રથમ કર્મો કરવાનાં છે અને અંતકાળ પર્યંત પણ કર્મો કરવાનાં છે જ. સંસારમાં રહેલો જીવ જો કર્મોથી બહિર્મુખ થાય છે, તો તેને પતનનો ભય રહે છે."

સકામ નિષ્કામ કર્મ

બીજા મહાત્માએ કહ્યું; "સત્ય છે; પ્રારંભના કર્મથી અંતઃકરણ શુદ્ધ થાય છે; અંતઃકરણની શુદ્ધિથી જ્ઞાનની જિજ્ઞાસા થાય છે; જ્ઞાનની જિજ્ઞાસાથી શ્રવણમાં પ્રવૃત્તિ થાય છે; શ્રવણથી મનનની ટેવ પડે છે; મનનથી દૃષ્ટિ સમીપ નવો પ્રકાશ પ્રકટે છે; એ પ્રકાશમાં જેમ જેમ ઊંડી—સૂક્ષ્મ દૃષ્ટિ કરતા જઇશું તો છેક ઊંડાણમાં—અતિ દૂરના સ્થાનમાં નિજાનંદને જોવા ભાગ્યશાળી બને છે. કર્મો કરવાનાં છે ખરાં; પણ સકામ કર્મોનો ભોગી જ્યારે કર્મોનાં ફળમાં દોષ—દુઃખ—અનિત્યનો અનુભવ કરશે, ત્યારે પણ તેનાં કર્મો આપોઆપ છૂટી જ જશે. તે નિષ્કામનો ઉપાસક

* मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये । यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥

બનશે, ત્યારે જ તેને સત્, ચિત્ અને આનંદનું દર્શન થશે ને પછી તે તદ્રૂપ બની જશે–પારસરૂપ બની જશે; પછી તેને મલિન વાસુ બાધ કરી શકશે નહિ. એવા જ્ઞાનીને કર્મની અપેક્ષા જ શી છે? પણ જે મૂઢ જનો પરિપક્વ દશાને પામ્યા નથી, છતાં અહંભાવથી કર્મનો ત્યાગ કરે છે, તેમને માટે તો કર્મના ત્યાગથી ચોરાશીની રેંટમાળ જ સજેલી રહેશે."

તે મહાત્માને જિજ્ઞાસુએ પૂછ્યું; "હે સંત! કર્મો પોતાના અનુષ્ઠાનથી જ ચિત્તની શુદ્ધિ કરીને કૃતાર્થ થાય છે; અર્થાત્ તે કર્મો બ્રહ્માકાર વૃત્તિને પ્રાપ્ત થયા પછી તો અસ્ત જ પામે છે."

સંતે કહ્યું; "એ સ્થિતિને પ્રાપ્ત થયેલા જ્ઞાનીને કર્મો કરવાં ન કરવાં સમાન જ છે. જે નિષ્કામપણે કર્મ કરે છે, તે કર્મ જ નથી. જેમ જળપક્ષી પાણીમાં ડૂબકી માર્યાં છતાં પાણીથી યત્કિંચિત્ પણ ભીજાતું નથી તેમ બ્રાહ્મી સ્થિતિને–બ્રહ્માકારવૃત્તિને પ્રાપ્ત થયેલા જીવને કર્મો કંઇ બાધ કરતાં નથી, પણ નિષ્કામકર્મો તો સહાય કરે છે."

### બ્રહ્માકારવૃત્તિનું ફળ

જિજ્ઞાસુએ પૂછ્યું; હે મહાત્મન્! આ દશ્ય સર્વ અવિદ્યાનું કાર્ય છે; સર્વ વૃત્તિઓ ઉત્પન્ન થાય છે તે અવિદ્યાનું કાર્ય છે; તે જ રીતે બ્રહ્માકારવૃત્તિ કરવી, એ પણ અવિદ્યાનું કાર્ય છે, તો તે કરવાથી શું મહત્ફળ છે?

મહાત્મા ઉત્તર આપે છે. વંધ્યાપુત્ર જાય છે, એમ કહેવાથી વૃત્તિ તે આકાર કલ્પે છે; વાસ્તવમાં તો વંધ્યાપુત્ર છે જ નહિ, પણ શબ્દના શ્રવણથી તેવી આકૃતિ કલ્પે છે, તેમ જ બ્રહ્માકારવૃત્તિ એ પણ અવિદ્યાનું કાર્ય છે ખરું, તથાપિ તે સત્ ચિત્ આનંદરૂપ વૃત્તિ થઇ જાય છે ને તેથી પુનરાવૃત્તિરહિત મોક્ષરૂપ ફળ પ્રાપ્ત થાય છે. વૃત્તિ એ તો કાલ્પનિક જ છે. હવે કર્મ એ પણ અવિદ્યાનું કાર્ય છે, તથાપિ અવિદ્યાથી અવિદ્યાની નિવૃત્તિ થતી નથી; પરંતુ દશ્ય વિનાશી છે, એવું જ્ઞાન ઉત્પન્ન થવાની સાથે જ, કાર્યસહિત અવિદ્યાની નિવૃત્તિ થાય છે. એમ જ, જ્ઞાન–પરમની પિછાણ એ પણ અવિદ્યાનું કાર્ય છે ખરું, પરંતુ તેનાથી અવિદ્યાની નિવૃત્તિ ન થાય, એમ માનવાનું કારણ નથી. કેમકે જેમ વીંછી અનેક બચ્ચાં જણે છે ને તેને ખાઇ જાય છે અને સૂર્ય ઉદય પામતાં જ અંધકારને ખાઇ જાય છે, તેમ પરમનું જ્ઞાન ઉદય પામતાં જ તે અવિદ્યાને ખાઇ જવાની શક્તિવાળું છે અને અવિદ્યાના

બાધથી બ્રહ્મ એ જ સત્ રહે છે. જેમ કતક-રેણુ* એ માટીનું કાર્ય છે, તથાપિ તેને જળમાં નાંખવાથી માટીના કાર્યરૂપ મેલ કચરો વગેરેને નીચે બેસારી, જળને નિર્મળ કરીને પોતે પણ નીચે જઇ બેસે છે, તેમ જ અવિદ્યાથી ઉત્પન્ન થયેલી બ્રહ્માકાર વૃત્તિ, ચિદાનંદને પ્રાપ્ત કરવાની, 'હું બ્રહ્મ છું' એવી વૃત્તિને ધારણ કરાવે છે અને અવિદ્યાનું કાર્ય છતાં તે સત્ય ફળને અર્પે છે.

પ્રશ્ન–બ્રહ્મૈવાહમ્–'હું બ્રહ્મ છું' એવું વારંવાર અનુસંધાન–વિચાર–વૃત્તિ કરવાનું શું કામ છે? જે છે તે છે જ. રાજાને પટ્ટાભિષેક કીધો, એટલે તે રાજા થયો જ છે. તેને વારંવાર 'હું રાજા છું,' 'હું રાજા છું' એમ બોલવાનું–વિચારવાનું કંઇ પણ પ્રયોજન નથી. રાજા છે તે છે જ. એમ જ 'આ પટ છે,' 'આ ઘટ છે' એમ કહ્યાથી ને જાણ્યાથી પણ ફળ શું?

ઉત્તર–હે જિજ્ઞાસુ! તેં સત્ય કહ્યું; પણ સાંભળ. જેની પાસે સર્વ સામગ્રીઓ તૈયાર હોય, અર્થાત્ જે પૂર્વ જન્મનો જ સાધનસિદ્ધ હોય, જેનું અંતઃકરણ શુદ્ધ થઇને નિર્મળ બન્યું હોય, તેને 'तत्त्वमसि' આદિ ગુરૂપદેશથી આવરણભંગ થઇને જ્ઞાનપ્રકાશ થઇ જાય છે; પણ જેને તેમ નથી, તેને પૂર્વના દેહાદિકના અધ્યાસના સ્ફુરણરૂપ દોષ વારંવાર આવીને નડે છે. જેમ સૂર્યના સતત પ્રકાશતા તેજોરાશિનો વાદળાંથી અટકાવ થાય છે અને શુદ્ધ પ્રકાશ પડી શકતો નથી, તેમ જ અપૂર્ણ સંસ્કારીને પૂર્વના અધ્યાસથી 'ब्रह्मैवाहम'નો પ્રકાશ થઇ શકતો નથી. સૂર્યનો સંપૂર્ણ પ્રકાશ લેવા માટે આડ કરતાં વાદળાંઓ જેમ દૂર થવાં જોઇએ, તેમ મિથ્યા દેહાધ્યાસનું સંપૂર્ણ રીતે ઉન્મૂલન કરી નાંખવાને અને જ્ઞાનમય બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત કરવાને, સત્યાધ્યાસને સ્થાપન કરવાને, 'ब्रह्मैवाहम्'નું અનુસંધાન કર્તવ્ય છે જ. કેમકે, એમ કરતે કરતે દૃઢ અપરોક્ષ થઇ જતાં આરૂઢ દશા પ્રાપ્ત થાય છે અને તે દશા પ્રાપ્ત થયે, કંઈ પણ કર્તવ્ય અવશેષ રહેતું નથી. 'હું પોતે બ્રહ્મ છું,' એ તો સ્વભાવસિદ્ધ છે; પણ વચ્ચે વચ્ચે પુરુષ, 'હું જીવ છું, હું તે વળી બ્રહ્મ શાનો? ઇશ તો બીજો જ છે' એમ દ્વૈતની ભ્રાંતિમાં પડે છે; તે દૂર કરવા માટે, હું તે તે ને તે

સત્ય અધ્યાસ

* કતક એ એક જાતની વનસ્પતિ છે જેને નિર્મળી કહે છે. તેનો ગુણ પાણીનો મેલ કાપી નાંખી પોતે નીચે જઇ બેસે અને ઉપલા ભાગનું પાણી સ્વચ્છ, નિર્મળ બનાવે છે. રેણુ એટલે રજ, ઝીણી ભૂકી.

તે હું જ છું-હું બ્રહ્મ જ છું, અન્ય નથી, એ વિચારની અપેક્ષા જ છે. રાજાનું, ઘટનું કે અન્ય સ્થૂલ પદાર્થનું દૃષ્ટાંત એમાં સંભવતું જ નથી; કારણ કે સ્વભાવસિદ્ધ બ્રહ્મ અતિ સૂક્ષ્મ છે અને તે સ્થિતિને પ્રાપ્ત કરવી, એ અતિ દુર્ઘટ છે. હે જિજ્ઞાસુ! હીરો કેટલો અને કેવો પાણીદાર છે, તેની પરીક્ષા શિખવાને ઝવેરી પાસે રહીને દૃષ્ટિની સૂક્ષ્મતા વગેરે પરિપાક્તા કરવા માટે ઘણો કાળ અભ્યાસ કરવો પડે છે. વળી સૂર્ય સામાન્ય રીતે પ્રત્યક્ષ છે, છતાં તેનું સત્ય સ્વરૂપ જાણવાને જ્યોતિષના અભ્યાસની જરૂર છે; અને તે અભ્યાસથી તે કેવડો અને કેવો છે, તે જાણી શકાય છે. જો સ્થૂલને જાણવા સમજવાને અભ્યાસની જરૂર છે, તો સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ, તત્ત્વના તત્ત્વને સમજવાને અને તે સ્થિતિને પામવાને અધ્યાસની જરૂર હોય, એમાં આશ્ચર્ય શું? જેમ ભ્રમરીના અધ્યાસથી ચેળ ભ્રમરીરૂપ થઇ જાય છે.* તેમ 'ब्रह्मैवाहम्'ના નિત્ય અધ્યાસથી 'ब्रह्मैवाहम्' બની જવાય છે.

તારક અધ્યાસ

સુવિચારે છદ્મલિંગને કહ્યું; આટલા જ માટે સંસારી જીવડાઓએ હું દેહરૂપ છું, પુરુષ છું, સ્ત્રી છું, હું જન્મ મરણનો અધિકારી છું, એવા અધ્યાસને છોડી દઇને, પ્રથમ હું પરમાત્માનો દાસ છું, એવી ભાવના દૃઢ કરવી. તે ભાવના દૃઢ થવા પછી, પરમાત્મા મારા હૃદયમાં જ છે, એ ભાવના દૃઢ કરવી ને અંતે હું તો તે જ પરમાત્મા છું, બ્રહ્મરૂપ છું, અકર્તા છું, અભોક્તા છું, નિર્લેપ છું, એવો અખંડ અધ્યાસ કરવો. અથવા તો દેહભાવે હું તેનો પરમાત્માનો દાસ છું. જીવભાવે તેનો અંશ છું અને આત્મભાવે હું તે તે જ છું,† એવી નિશ્ચળ ભાવના નિત્ય રાખવી. જગન્નગરમાં રહેલા જીવોની વૃત્તિ, એ અધ્યાસને છોડાવીને અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પોના ગોટાળામાં ઘોંચી ઘાલે છે, અસત્યને સત્ય મનાવે છે, તેથી અસત્યના મુખમાં જ જીવ જકડાઇ રહે છે. તેનો તે અધ્યાસ ત્યજાવવા માટે, ब्रह्मैवाहमનો અધ્યાસ સર્વોત્તમ સાધન છે. અસત્ય જગતને પણ પ્રત્યેક જીવ પોતપોતાની વૃત્તિ અનુસાર જૂદે જૂદે રૂપે જુવે છે.

---

* આ કીટભ્રમરન્યાય કહેવાય છે. कीटोऽपि भ्रमरीं ध्यायन्भ्रमरत्वाय कल्पते।

† देहभावेन दासोऽहं जीवभावे त्वदंशकः।
आत्मभावे त्वमेवाहमिति मे निश्चला मतिः॥

## ભ્રાન્તિથી જ જગત્ ભાસે છે

એક સમયે દશ પુરુષો સાથે સાથે અંધારામાં ચાલ્યા જતા હતા. તેઓ ચાલતાં ચાલતાં એક ઘરના દ્વારપર આવ્યા. દ્વારના મધ્યમાં એક દોરડી પડેલી હતી. અંધકારના યોગે દોરડીનું સ્વરૂપ જણાયું નહિ, પણ આ સર્પ છે, એવી ભ્રાંતિથી તે દશે જણા તે દોરડીને બાજુએ ન ખસેડવાં કૂદી કૂદીને પસાર થઇ ગયા. પછી અન્યોન્યમાં વાત કરવા લાગ્યા. એકે કહ્યું કે, અહો! આ સર્પ કેવો મોટો છે! બીજાએ કહ્યું; ઘણો મોટો છે. વાત તો તદ્દન જૂદી જ હતી. એક જણે જે સર્પને જોયો તેને બીજાએ જોયો નથી, પણ દશે જણને પોતપોતાની વૃત્તિઓમાં જૂદો જૂદો સર્પ ભાસ્યો ને તેનો આરોપ તેમણે દોરડીમાં કરી દીધો. અધિષ્ઠાન દોરડી હતી. તેમાં સર્પનો અધ્યાસ થયો હતો. અને તેથી તેઓને દોરડી સર્પરૂપે જોવામાં આવી હતી. વસ્તુતાએ તો સર્પ ન હતો પણ દોરડી હતી. એમ જ જગત્ વિશે પણ જાણવું. જગત સત્ય નથી, છતાં દરેક પ્રાણીને બોલાતી વૃત્તિ અનુસાર જગત્ ભાસે છે ને તે પણ સત્ય ભાસે છે. અહીં તો કેવળ બ્રહ્મ પરમાત્મા જ છે, તે જ સત્ય છે, નિર્લેપ, નિર્વિકારી, સનાતન ને શુદ્ધ છે. એ પરમાત્માની સત્તાથી જગતની સત્તા ભિન્ન નથી. છીપમાં રૂપાનું ભાસવું, એ જેમ વિપર્યયજ્ઞાન છે, તેવું જ વિપર્યયજ્ઞાન, જગતની સત્યતામાં પણ છે. જ્ઞાનવૃત્તિમાં અનેક પ્રપંચો નહિ છતાં, જે પ્રતીતિ થાય છે, તે પણ વિપર્યયજ્ઞાન છે; મિથ્યા રૂપામાં ને મિથ્યા સર્પમાં સત્ય રૂપાની ને સત્ય સર્પની પ્રતીતિ કરવાને જેમ મિથ્યા બુદ્ધિ જાગૃત થઈ, છીપને તથા દોરડીને રૂપું અને સર્પ મનાવે છે, અર્થાત્ રૂપુંએ નથી, તેમ સર્પ નથી, પણ તેના અધિષ્ઠાન-રૂપ છીપ અને દોરડી જ છે ને રૂપું તથા સર્પ ભાસ માત્ર છે; તેમ જ વસ્તુતાએ, આ જગત્ નથી, પણ તેના અધિષ્ઠાનરૂપ પરબ્રહ્મ જ સત્ છે અને તે પરબ્રહ્મને લીધે જ જગત્ ભાસે છે. એ જ્ઞાન તે પ્રમાજ્ઞાન છે. એવું જ્ઞાન પ્રાપ્ત કરવું, એ જગન્નગરના જીવનું કર્તવ્ય છે. એ કર્તવ્ય તેને બંધન કરતું નથી, પણ મુક્ત કરે છે.

રજ્જુસર્પન્યાય

શુક્તિરજતન્યાય

### यदा दृष्टिस्तदा सृष्टिः *

જગતની પ્રતીતિનું કારણ અવિદ્યા છે. तस्य हेतुरविद्या। એ અવિદ્યાનો નાશ થયા વગર સતનું જ્ઞાન થતું નથી. નખથી શિખાપર્યંત અંતઃકરણ

* यथा दृष्टिस्तथा सृष्टिः ।

રહેલું છે, તેને ઉપહિત ચેતન-જીવ કહે છે ને અંતઃકરણની વૃત્તિ નેત્રદ્વારા બહાર નીકળીને લંબાઇ છે અને અમુક વિષય-પદાર્થ સુધી પહોંચી, તેમાં જે ચૈતન્ય છે, તે વિશેષ ચેતનવૃત્તિ, ઉપહિત ચેતનનું સાક્ષી છે, તેને જોય છે ને સત્ય માને-મનાવે છે. હવે સ્વપ્નમાં કેવળ અવિદ્યા જ છે. અને જગત્ પણ એ સ્વપ્ન જેવું છે. વળી કાર્યકારણ-રૂપ પ્રપંચ અને તેની પ્રતીતિ, એ અવિદ્યાનું કારણ છે. હવે પ્રપંચની-સંસારની પ્રતીતિ, જ્ઞાન થયા પૂર્વે જ છે; પણ સત્‌ની પ્રતીતિ થયા પછી પ્રપંચની સત્તા રહેતી નથી અને પ્રપંચની સત્તા-શક્તિ-નો નાશ થતાં જ જગતની ભ્રાંતિ ટળી જાય છે, અધ્યાસ મટી જાય છે ને અધિષ્ઠાન જે પરબ્રહ્મ, તે જ સત્ રહે છે.* यदा दृष्टिस्तदा सृष्टिः એમ, જ્યાં સુધી દૃષ્ટિથી જોવામાં આવે છે, ત્યાંસુધી નામરૂપાદિક સૃષ્ટિ જીવ કલ્પી પ્રપંચને સત્ય ઠરાવે છે;† પણ સત્યની પ્રતીતિની સત્તા તે જ આત્માની સત્તા છે અને આત્માની સત્તા કેટલી ને કેવી છે, તે જ્ઞાન વિના ને નિત્યના અધ્યાસ વગર પ્રતીત થતી નથી. તેથી જીવે સદા સર્વદા બ્રહ્મ-વાહમ્ નો અધ્યાસ રાખવો જોઇએ. એ અધ્યાસમાં લીન થયા પછી સત્ જ સૃષ્ટિમાં ને દૃષ્ટિમાં-વિશ્વમાં-અવકાશમાં એ અવશેષ રહે છે. પરમાત્મા દૂર નથી, પણ તે સન્નિધ જ છે. જોતાં આવડવું જોઇએ-તો જ તે દૃષ્ટિએ પડે છે. પ્રશ્ન થશે કેઃ-

### પરમાત્મા કેમ દૃષ્ટિએ પડે?

**બિંબપ્રતિબિંબ ન્યાય**

દર્પણમાં જેમ પદાર્થમાત્રનું અથવા આપણું પ્રતિબિંબ પડે છે, તથાપિ દર્પણમાં એમાંનું કંઇ પણ નથી; જેમ આપણે તથા પદાર્થ માત્ર દર્પણથી નિરાળા છીએ, તેમ આ વ્યવહારદૃષ્ટિથી પરમાત્મા નિરાળો છે-તે જે કલ્પે છે તે અવિદ્યાનું કારણ છે. પરમાત્મા સર્વવ્યાપી, સર્વમાં છે. જગતે જૂદું નથી, તુંએ જૂદો નથી, પરમાત્માએ જૂદો નથી, એ સર્વ એક જ છે. જે ભેદત્વ છે તે મલિન બુદ્ધિનું જ કર્તવ્ય છે.

**ચિત્ર અને ચિત્રકાર**

એક કાગળ ઉપર કોઇ એક ચિતારાએ સુંદર ચિત્ર કાઢ્યું. પછી તે ચિત્ર જોઇને ચિત્રકાર ઘણો મગ્ન થયો. તે ગાંડો ઘેલો થઇ ગયો ને તેને જોઇને નાચવા કૂદવા લાગ્યો. ચિત્ર અતિ સુંદર હતું; પણ એ ચિત્ર ક્યાં છે? તેવા વિચારથી તેણે કાગળને પૂછ્યું; "તારામાં ચિત્ર છે?"

---

* तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम् । † दृष्टिमात्रत्वमितरत्र ।

કાગળે કહ્યું; "ચિત્ર શું ને મારામાં શું, તે હું જાણતો નથી."
પછી કલમને પૂછ્યું; "તારામાં ચિત્ર છે ?"
કલમે કહ્યું; "ચિત્ર શું તે હું જાણતી નથી."
એમ કાળા પીળા રંગોને પૂછ્યું, તો તેઓએ કહ્યું કે "અમે પણ જાણતા નથી."

ચિતારાનું ચિત્ર તો છે જ, દેખાય પણ છે, ત્યારે એ ચિત્ર આવ્યું ક્યાંથી ? એવો તેને સ્વયં વિચાર થયો, ખરેખર એ ચિત્ર ચિતારાની બુદ્ધિમાં જ છે. એમ જ જીવની વાસનામાં જ આ જગત જીવ ને શિવનો ભેદ રહ્યો છે. જેણે એ ભેદ કાઢયો છે, જે નૈષ્ઠિક થઈને પરમાત્માને વિષે એકતાર થઇ ગયો છે, તેને પરમાત્માનો નિત્ય સાક્ષાત્કાર થાય છે.* એ એકતાર થવા માટે યથાર્થ જ્ઞાન સંપાદન કરવું જોઈએ.

### જ્ઞાન બે પ્રકારનાં છે

યથાર્થ જ્ઞાન અને અયથાર્થ જ્ઞાન. સત્‌ને જાણવું, એ યથાર્થ જ્ઞાન કહેવાય છે. સ્વપ્નામાં ઉત્પન્ન થયેલી કે ભ્રાંતિમાં દૃશ્યમાન થયેલી સૃષ્ટિને જે સત્ય માને છે અને તેમાં જ મોહ પામે છે, તે અયથાર્થ જ્ઞાન છે. જો કે બન્ને જ્ઞાનો ઈન્દ્રિયજન્ય છે; તથાપિ ઇન્દ્રિયો હો કે ન હો, તેનો કંઇ નિયમ નથી; કેમકે સ્વપ્નામાં ઇન્દ્રિયો નથી; તથાપિ ઇંદ્રિયોવડે આત્માના તે શરીરના એટલે સ્વપ્ન શરીરના વ્યવહારો કરાય છે. આ વ્યવહારો અસત્ છે એમ જેને પ્રતીત થાય છે, તેને જ યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થયું ગણાય છે. પરમાત્માના સંકલ્પ માત્રથી આ સૃષ્ટિ નિયમિતપણે ચાલે છે. પરમાત્મા સર્વવ્યાપક છે. એને ઇંદ્રિયો નથી. તે કર્તા ભોક્તા છતાં અકર્તા અભોક્તા છે, એવું જે જ્ઞાન તે યથાર્થ જ્ઞાન અથવા તો પ્રમાજ્ઞાન કહેવાય છે. પ્રમાજ્ઞાનવાળો જીવ પરમાત્માને અશરીરી, ઇંદ્રિયાદિકથી રહિત માને છે;† છતાં તેના યથાર્થ જ્ઞાનમાં પરમાત્માનો સાક્ષાત્કાર પણ અનુભવે છે, શરીરાદિ અવયવોવાળો જુએ છે; પણ નિશ્ચયપૂર્વક માને છે કે, જે શરીરની કલ્પના કરવામાં આવે છે, જે ઇંદ્રિયોની પ્રતીતિ બતાવવામાં આવે છે તેવો

---

* सकलमिदं (જગત્); अहं (જીવ) च वासुदेवः અને શિવ એ ત્રણે એક જ છે, એ ભક્તિમાર્ગનો ટોંચ પરનો સિદ્ધાંત છે. वासुदेवः सर्वम् (ગી. ૭-૧૯) એ ગીતાજીનો સિદ્ધાંત દુનિયાદારીને ઈશ્વરસ્વરૂપ મનાવનારો છે. सर्वं खल्विदं ब्रह्म (છાં. ઉ. ૩. ૧૪. ૧) સર્વ જગત બ્રહ્મરૂપ છે, એ વેદાંતનો સિદ્ધાંત છે.

† અશરીરી એટલે વ્યાવહારિક—આ ઇન્દ્રિયોથી દેખાય કે આ બુદ્ધિથી કલ્પાય તેવું નહિ, પણ એ સર્વથી પર જુદું એવું કોઇક દિવ્ય સ્વરૂપ.

તે નથી. તે ભજનારાને ભજે છે. ભજનારાનો આત્મા છે, ભજનારો તેનો આત્મા છે અને આત્મા આત્માના ઐક્યથી ભજનારાને સાયુજ્યમુક્તિનો અને દ્વૈતના વિષયથી ભજનારાને જ સામીપ્ય મુક્તિનો અધિકારી બનાવે છે.

જગત્ સ્વપ્નતુલ્ય છે

જેમ સ્વપ્ન સત્ય નથી તેમ જગત્ પણ સત્ય નથી. બન્નેના વ્યવહારો મિથ્યા છે. જેમ સ્વપ્નમાં એક રંક રાજા થાય છે, ધનાઢ્ય થાય છે, અને રાય રંક–ભિખારી બની જાય છે; પરંતુ તે પુરુષ જાગ્યા પછી જાગૃત દશામાં જુએ છે, ત્યારે તેને બધું મિથ્યા–આળપંપાળ લાગે છે; રાજા તે રાજા જ છે ને ભિખારી તે ભિખારી જ છે; રાજાની ઋદ્ધિ સિદ્ધિ ગઈ નથી ને ભિખારીનું ઠાચલું ગયું નથી, સર્વ હાજર છે; તેમ જ જગત, અને જગતના બધા વ્યવહારો માત્ર દૃષ્ટિએ રચેલી સૃષ્ટિમાં જ સત્ય જણાય છે; પરંતુ સત્ પદાર્થનું જ્ઞાન થયા પછી–અદ્વૈત દૃષ્ટિની પ્રાપ્તિથી સૃષ્ટિ દૃષ્ટિનો વિષય જ માત્ર રહે છે. હવે સ્વપ્નમાં કાર્યકારણ એક સાથે જ ભાસે છે, જેમ કોઇ કુંભાર મૃત્તિકા લેવાને ટોપલો લઈને જાય, લાવે, ગુંદે, ચાકપર ચડાવી તેનો ઘડો બનાવે અને એ રીતે નિમિત્ત કારણ અને ઉપાદાન કારણથી ઘટરૂપી કાર્ય બને છે, તેમ સ્વપ્નમાં નથી, સ્વપ્નમાં તો કાર્ય અને કારણ એકી વખતે જ પ્રકટ થાય છે,* એ સર્વ અવિદ્યાનો જ પ્રતાપ છે.

**જગતના કારણ વિશે શંકાઓ**

કોઈને શંકા થશે કે, (૧) અવિદ્યામાં જગતની કારણતા કેવી રીતે સિદ્ધ થશે? ઘટમાં મૃત્તિકા કારણ છે, પટમાં તંતુ કારણ છે; પરંતુ અવિદ્યા બધાનું કારણ શી રીતે હોય? (૨) બીજું, અવિદ્યા એકલી જ જગતનું કારણ હોય તો તે જડ છે અને જગતમાં તો વિચિત્રતા ભાસે છે, માટે એ કેમ અસત્ય સંભવે? જો અવિદ્યાને ચેતનનો આશ્રય છે એમ કહીશું, તો કારણો વળી બે થશે, અવિદ્યા ને ચેતન. (૪) વળી જગતનું કારણ જીવોનાં અદૃષ્ટો છે, તેથી જીવોનાં અદૃષ્ટોને જગતનું કારણ કહીશું કે, ઈશ્વરને જગતનું કારણ કહીશું? દૃષ્ટાંતમાં જેમ કર્મ અને ભોગ; કર્મનાં ફળો ભોગ છે, એ ભોગ અવિદ્યાનું કાર્ય છે, એમ કહીએ તો કર્મજન્ય યજ્ઞનું ફળ સ્વર્ગ છે, તે

* न तत्र रथाः, न रथयोगः, न पन्थानः भवन्ति अथ रथान् रथयोगान् पथः सृजते । बृ. उ. ४।३।१०

મિથ્યા થશે; અને તે મિથ્યા છે, એમ કહીશું તો શાસ્ત્રો ખોટાં ઠરશે- એનું સમાધાન કેમ થાય ?

શંકાસમાધાન

આ શંકાનું ઉત્તર એટલું જ કે, જે સત્ છે તેની ઉત્પત્તિ થતી નથી; પણ સત્ ત્રિકાલાબાધિત છે. તેમ જે અસત્ હોય છે તેની પણ ઉત્પત્તિ થતી નથી. જેમ વંધ્યા-પુત્ર, સસલાનાં શિંગડાં, આકાશનો છાંયડો વગેરેની ઉત્પત્તિમાં સત્યતા જ નથી. હવે જગત્ અસત્ છતાં તેની ઉત્પત્તિ કહી છે, તે જ સિદ્ધ કરે છે કે, જગત્ માયિક છે; તે સતે નથી, અસતે નથી, તેમ સત્ અસત્ બેએ નથી. જો જગતને સત કહીશું તો પ્રપંચમાં કાર્યત્વ આવશે નહિ અને અસત્ કહીશું તો તે અસંગ છે; કેમકે તે દેખાય છે, વ્યવહારાય છે અને સત્ તથા અસત્ કહીશું તો એકી વખતે સદ્રૂપતા તથા અસદ્રૂપતા જગત્માં ઘટી શકતી નથી. વાસ્તવિક રીતે જગત્ જેવું છે તેવું જ છે.

માનો કે તે અનિર્વચનીય છે. હવે અનિર્વચનીયનું કારણ પણ અનિર્વચનીય જ હોવું જોઇએ, અને તેનું નામ તે અવિદ્યા. જગતની ઉત્પત્તિ પૂર્વે જગત્ સત્ હોય તો સસલાંને શિંગડાં થવાં જોઇએ, અને સત્ અસત્ બે ધર્મો તો એક સ્થાનકે રહી જ શકતાં નથી. मृत्तिकेत्येव सत्यं એ અર્થ પ્રમાણે જગત સત્ય ગણાય. પણ તેમ નથી. કેમકે પ્રપંચ-જગતને સત્ય માને તો एकमेवाद्वितीयं ब्रह्म એ પરમ શ્રુતિ, સજાતીય, વિજાતીય ને સ્વગત ભેદ રહિતત્વ દર્શાવે છે, તે વચન મિથ્યા ઠરે. પણ જેમ ઘટ ઉત્પત્તિની પૂર્વે અસત્ છે અને ઉત્પત્તિ પછી સત્ જણાય છે, પણ જગતમાં તેમ નથી. જગત ઉત્પત્તિ પૂર્વે સત્ હોય તો એમાં કાર્યત્વ શાનું હોય ? અર્થાત્ જગત અનિર્વચનીય છે અને તેવું જ અનાદિ અજ્ઞાન તેનું કારણ છે. અજ્ઞાન એકલું છે, પણ તેની શક્તિ વિચિત્ર છે, તેથી એ કારણનું આ કાર્યરૂપ જગત્ પણ વિચિત્ર છે.

છીપમાં રૂપાનો ભાસ થાય છે, તેનું કારણ છીપ નથી. પણ એ રૂપાના ભાસનું કારણ અજ્ઞાન છે. એનું અન્ય નામ અવિદ્યા છે. એ અવિદ્યા જડ છે. ભલે તે ચેતનને આશ્રયે રહેલી છે, પરંતુ તેથી ચેતનમાં કારણતા આવતી નથી. ચેતન તો અધિષ્ઠાનને આશ્રયે રહે છે ને એકલી જ અવિદ્યા જગતનું કારણ બને છે. જીવોના અદૃષ્ટનું, ઈશ્વરનું તથા જગતનું કારણ માત્ર આ અવિદ્યા જ છે; અને આ જગત અવિદ્યારૂપ છે, તેથી જ તે મિથ્યા છે.

હવે યજ્ઞાદિક કરવામાં આવે છે, એ સાધન કર્મ છે અને સ્વર્ગાદિક લોકો તેનાં ફળો છે પણ તેનું તાત્પર્ય તો બ્રહ્મની એકતામાં જ છે. પરંતુ એમાંએ સાધ્ય અને સાધનભાવ દર્શાવી, બોધનદ્વારા क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति । એવું બોધન કરીને, જીવને સ્વર્ગાદિકમાં પણ વૈરાગ્યમાં વાળવાનો મર્મ રાખ્યો છે. સર્વમાં વૈરાગ્ય કરાવી, પરમાત્માને પદે શાંતિમાં પર્યવસાન પમાડવામાં જ શાસ્ત્રનું એ બોધવચન છે. બ્રહ્મપદ-કૃષ્ણપદ-રામપદ-નિજાનંદપદ-સ્વરૂપાનંદપદ-પરમપ્રેમપદની પ્રાપ્તિમાં સ્વર્ગાદિક લોકો તુચ્છ છે, એ જ ભાવ શાસ્ત્રકારો-મુનિ-યોગીજનોએ એ વચનથી દર્શાવ્યો છે. નિત્યનું સ્થાન તો પરબ્રહ્મ ધામ છે, કે જેની પ્રાપ્તિ થયા પછી પુનઃ જન્મમરણ નથી,* પુનઃ પડવાનું નથી. ઊંચે ને ઊંચે ઠેઠ સુધી ઊંચે જ ચડવાનું છે, કે જેનાથી ઊંચે ચડવાનું પણ નથી! ત્યાં જ નિત્ય અને મુક્ત દશા છે.

### સર્વવ્યાપી પરમ બ્રહ્મ જ પરમ છે

હે દેવિ! મને આશ્ચર્ય થાય છે કે, આવા નિત્યમુક્ત સ્થાનની પ્રાપ્તિને બદલે પ્રપંચના જીવડાઓ આ મોટો દેવ, આ નાનો દેવ, આ તો મારો ઇષ્ટ દેવ છે ને તે મોટો છે, એવા અભિમાનથી નિત્ય કલેશ વહોરી લે છે.

**કયા દેવ મોટા**

એક સમયે આપણા રાજાના દરબારમાં વિવાદ થયો કે કીયો દેવ મોટો? શંકર કે વિષ્ણુ? ગણેશ કે શક્તિ? સભામાંના વિદ્વાન ને ગુણવાન્, જ્ઞાની ને અજ્ઞાની સર્વ પોતપોતાની બુદ્ધિ અનુસાર વાદવિવાદ કરવા લાગ્યા. કોઇ શંકરની શ્રેષ્ઠતા પ્રતિપાદન કરવા મંડી ગયા; કોઇ વિષ્ણુનાં મોટાં કાર્યોની પ્રશંસા કરવા લાગ્યા. ચડભડાટ એટલો બધો વધી ગયો કે, વાત કરતાં કરતાં બધા મારામારી ઉપર આવી ગયા. વાસ્તવિકમાં કોઇએ શંકરનું કે વિષ્ણુનું પ્રત્યક્ષ દર્શન કીધું ન હતું; તેમ બંને દેવોમાંથી કોઇનું સ્વરૂપ પણ જાણ્યું ન હતું.

આ સંવાદ જોવાને સાક્ષાત્ હરિહર યોગીનું રૂપ ધારણ કરીને તે રાજસભામાં પધાર્યા. તેમણે બન્નેને શાંત પાડીને પૂછ્યું; હે દુનિયાદારીના ડાહ્યા પંડિતો! ધર્મના પોપલાઓ! તમારામાંથી કોઇએ શિવને કે વિષ્ણુને જોયા છે?"

વિવાદીઓએ કહ્યું; "ના મહારાજ!"

---

* यत्प्राप्य पुनर्जन्म न विद्यते। यस्मिन्गता न निवर्तंति भूयः ।

હરિહરે કહ્યું; "જો જોયા નથી, તો તમે તેની શ્રેષ્ઠતા કેમ પ્રતીત કરાવી શકશો? ઓ મૂઢમતિઓ! હરિ અને હર એક જ છે, તેમાં ભિન્નતા નથી. ભેદ માત્ર પ્રત્યેક પુરુષના જ્ઞાનબળમાં છે. આ દૃશ્ય માત્ર પરમાત્માનું સ્વરૂપ છે. પરમાત્માની વિભૂતિઓમાંથી કોઇની પણ નિંદા કરવાથી સત્ય ધર્મ પ્રવર્તાવી શકાતો નથી ને સત્યપદના અધિકારીએ થવાતું નથી. હરિ અને હર આ જગતમાં સર્વત્ર આત્મા-પરમાત્મા સ્વરૂપે બિરાજે છે." એમ કહેવાની સાથે જ આખા દરબારમાં તેજોરાશિરૂપ હરિ અને હર એક જ સ્વરૂપે દૃષ્ટિગોચર થયા. હરિના ઉપાસકે હરિને, હરના ઉપાસકે હરને, રામના ઉપાસકે રામને, બાળકૃષ્ણના ઉપાસકે બાળકૃષ્ણને, ગણેશના ઉપાસકે ગણેશને ને શક્તિના ઉપાસકે શક્તિરૂપે જોયા! હરિ અને હર-પરમ પ્રભુ વિના અન્ય કંઇજ દૃષ્ટિએ પડતું ન હતું. બધા લોકો પોતપોતાના આત્માને વિષે હરિને અને હરને જોવા લાગ્યા.

પછી તેજોરાશિ હરિહરે કહ્યું; 'આજ પરમાત્માનું એક જ-નિત્ય-શુદ્ધ-પરમ સ્વરૂપ છે, અન્ય કંઈ જ નથી. જેઓ સાધનસંપન્ન છે, તેઓને જ એ પ્રાપ્ત થાય છે. અન્યને થતું નથી. જે જગતના જીવડા મદાંધ બનીને પરમાત્માની વિભૂતિઓને દ્વૈતભાવથી જુવે છે, તેઓ સત્ ચિત્ આનન્દઘન પદના અધિકારી નથી; અને તેઓને સત્ય જ્ઞાન ત્રણે કાળોમાં પ્રાપ્ત પણ થતું નથી. પણ જેમ અંધારામાં રહેલો ચોર કચરામાં હાથ ઘાલીને પકડાવાની બીકથી નાસી જતાં છાણના ઢગલામાં જઇ પડે છે, અને તેની ધનપ્રાપ્તિની આશા નિર્મૂળ થાય છે, તેમ જેઓ પરમાત્માની વિભૂતિમાં ભેદદૃષ્ટિ કરે છે, તેઓ મિથ્યાવાદમાં લપટાઈ મોહના કાદવમાં ખરડાયા કરે છે. પરમાત્મા-મહેશ્વર અદ્વિતીય છે-શ્રેષ્ઠ છે-સર્વનું કારણ છે-સર્વમય છે. ગમે તે નામે તેને ઉપાસો, પણ તે ને તે જ છે. જળ-વારિ-પાણીને ગમે તેવા ભિન્ન નામથી મંગાવવામાં આવશે, તોપણ એક પદાર્થ જ આવશે; તેમ શંકરરૂપે, વિષ્ણુરૂપે, કૃષ્ણરૂપે, રામરૂપે, નૃસિંહરૂપે, વામનરૂપે, આદિત્યરૂપે, શક્તિરૂપે, ગણેશરૂપે, માનવરૂપે, વનસ્પતિરૂપે કે વિરાટરૂપે ઉપાસના કરવાથી પરિણામમાં તો અંતે એક પરબ્રહ્મની જ પ્રાપ્તિ કરવાની છે.* એ પ્રાપ્તિમાં શ્રદ્ધાની દૃઢતા ને વાસનાની નિર્મૂળતા, પ્રપંચનું મિથ્યાત્વ અને સત્યની પ્રતીતિ, સંકલ્પનો સંન્યાસ ને અહંમનો

* आकाशात्पतितं तोयं सागरं प्रतिगच्छति । सर्वदेवनमस्कारः केशवं प्रतिगच्छति ॥

વિનાશ, દ્વૈતનો નાશ ને અદ્વૈતમયદૃષ્ટિ, એ જ પ્રધાન કારણ છે. જેણે આત્મરસાયણ ખાધું છે, જે આત્મસત્તાથી વેષ્ટિત છે, જે આત્મરસનો સ્વાદિયો છે, તે જ આત્મા-પરમાત્માનું અનુસંધાન કરી પરમ પ્રભુને પામે છે.' આટલું કહીને હરિહર અંતર્ધાન પામી ગયા છતાં પણ જગતમાં ઘંટાકર્ણ જેવા અનેક મૂઢ જનો વસે છે. કે જેઓ પોતાની જડતાનો ત્યાગ નહિ કરતાં, પરમાત્માની વિભૂતિઓને અનેક પ્રકારે વર્ણવે છે અને મદાંધ બનીને સતની પ્રાપ્તિમાં નિર્બળ બની સતનેજ નિંદે છે.

## સત્ શું ?

એ સત્ શું છે ? કેવું છે ? કયાં છે ? હે પ્રકટપ્રજ્ઞા ! તું જાણે છે કે, સત્ તે સત જ છે. નામરૂપરહિત છે. તેને કોની ઉપમા આપું ? એ સત્ પરમ પ્રકાશિત છે, સર્વત્ર છે. જ્યાં દિવાકર નથી, નક્ષત્રપતિ નથી, નક્ષત્રો નથી, સર્વત્ર પ્રભા જ છે, જેને જાણવાથી-જોવાથી જે ફળસિદ્ધિ થાય છે તેથી અન્ય ફળસિદ્ધિ નથી, જેના સુખથી અન્ય સુખ નથી, જેના જેવું અન્ય રૂપ, સૌન્દર્ય, કળા કે જ્ઞાન નથી, જેનાં દર્શનથી શ્રેષ્ઠ દર્શન નથી, જેનાં દર્શન પછી અન્ય દર્શનની અભિલાષા રહેતી નથી, તે જ સત્ ! એ જ સતમાંથી રામ, કૃષ્ણ, શંકર, બ્રહ્મા, આદિત્ય, ગણેશ, શક્તિ, વિરાટ્, વિશ્વ ને પ્રાણીમાત્ર થયાં છે. એ જ સતને પરમાત્મા-પરમેશને મહેશ કહે છે. એ સતના દર્શનમાં જીવે સદા તત્પર રહેવું જોઇએ, મથન કરતાં રહેવું જોઇએ, ઉત્સાહી રહેવું જોઇએ. પણ જીવની ક્ષુલ્લકતા એટલી બધી અપાર છે કે, તે સત્ કરતાં અસતમાં વધુ મસ્ત રહે છે. મૂર્ખ પ્રાણી સંસારમાં રહીને આ મારો દેહ, આ મારી સ્ત્રી, આ મારો પુત્ર, આ મારો મિત્ર, આ મારો દાસ, આ મારો હાથી, આ મારો ઘોડો, આ મારી સંપત્તિ, એ સર્વ મારાં જ છે, હું જ આ કરું છું, મારા વિના કોણ કરે એવું છે-એમ હું હુંમાં બંધાઇ જઇ તેમાં જ લીન રહે છે, અને પોતાનું ઉત્તમ આયુષ્ય, માંસની પૂતળીઓની સેવામાં ને નાશવન્તને પ્રાપ્ત કરવામાં એળે ગુમાવે છે.*

કિંચિત્ સંસ્કારી પુરુષ પૂજન અર્ચનના ઠાઠમાં કાળક્ષેપ કરે છે ને અધિક યજ્ઞયાગમાં મચી સતનો ફેરો જે સ્વર્ગાદિક, તેની એષણા કરે

---

* देहस्त्रीपुत्रमित्रानुचरहयवृषास्तोषहेतुर्ममेत्थं सर्वे स्वायुर्नयन्ति प्रथितमलमयी मांसमीमांसयेह । एते जीवन्ति येन व्यवहृतिपटवो येन सौभाग्यभाजस्तं प्राणाधीश-मन्तर्गतममृतममुं नैव मीमांसयन्ति ॥

છે. એ સર્વ અસત્ વ્યવહાર જ છે. સત્‌ની એષણાનો વ્યવહાર નથી. જેના વડે આ સર્વ સંગે વ્યવહાર કરવાને કુશળ થવાય છે, તથા જેના વડે સૌન્દર્યની પ્રતીતિ થાય છે, તે પ્રાણના અધિપતિ પરમાત્માની શોધમાં કોઇનું ચિત્ત ચોંટતું નથી. કર્મઠની એષણા એ એષણા જ નથી, એ તો આવર્જન વિસર્જનનો ઘાટ છે. સ્ત્રી પુત્રોના ઉપર જેમની આત્મબુદ્ધિ છે, તે પામરો છે. જે પામરો તેમના સુખદુઃખને પોતાનું સુખદુઃખ માને છે, તેઓ વળી અલ્પ પ્રાણીઓ છે, અને તેમના રક્ષણની ચિંતામાં જેઓ રાતદિવસ નિર્ગમન કરે છે, તેઓ મૂઢ જ છે! જેઓ આ નાશવંત શરીરમાં અભિમાની છે, તે મરુભૂમિમાં જળની આશા કરનારા મૃગલા છે! જે શરીરને યમનિયમાદિકથી દંડવું જોઇએ, તે શરીરને જે મનુષ્યો વિષયના વિષયથી પોષે છે, તેઓને અમૃતની આશાથી મણિધરના રાફડામાં હાથ ઘાલવાથી જે ફળની પ્રાપ્તિ થાય છે, તે જ ફળ મળે છે. જેને સતના દર્શનની, નિત્ય પૂર્ણ પુરુષોત્તમની પ્રાપ્તિ કરવાની છે, તેણે અન્યની ઉપાસના કરવી નહિ. સાકર મેળવવાની ઇચ્છાવાળો બાવળને કે બોરડીને સેવે તે જેમ નિરર્થક છે, તેમ જ સત્પ્રાપ્તિ માટે અહંકાર ત્યજી, વૈરાગ્ય સજી, સંયમી બની પ્રેમી બનવું જોઇએ. જેમ બાવળને પંપાળનારો સાકરને પ્રાપ્ત કરી શકતો નથી, તેમ જ સંસારના કામાદિકને પંપાળનારો સત્‌ને પ્રાપ્ત કરી શકતો નથી. જેને પરમાત્માની સાથે લગની લાગે છે, તે આનંદ–લગની–લેહ–રસ અન્યને જણાવી શકતો નથી–ચખાડી શકતો નથી–તે અનુપમેય છે; જાણે છે–તે જ જાણે છે; તે જ તે સુખ ભોગવે છે. પરમાત્મામાં જે પ્રીતિ થાય છે, તે એક ભક્ત જ જાણે છે; અન્યને કહેવાથી તેને તેનો રસાસ્વાદ જણાતો નથી. પરમાત્માની પ્રાપ્તિમાં નામ, સ્મરણ, કીર્તન, લીલાતનુનું દર્શન, તેનામાં અથાગ પ્રીતિ, સાત્ત્વિક પદાર્થોના સંબંધથી પ્રેમની ઊર્મિઓનું ઉછળવું અને સતત તેમાં એકતાર થઇ જવું, એ જ સાધનનું પણ સાધન છે અને સારનું પણ સાર છે. એ જ સાધનસંપન્ન જીવ એક જ જન્મે નિજાનંદના સ્થાનનો નિવાસી બને છે. એ સ્થિતિને પ્રાપ્ત થયેલાને ભજનમાં કે ભજનારામાં દ્વૈતભાવ રહેતો નથી; પૂજ્યપૂજકભાવ શમી જાય છે–પૂજ્ય તે પૂજકરૂપ ને પૂજક તે પૂજ્યરૂપ બની જાય છે–અકળ પ્રેમી એ પદને પામે છે–પ્રેમાનંદને ભોગવે છે.

## પ્રેમ અને બ્રહ્મ એક જ છે

પ્રેમ કહો, જ્ઞાન કહો, બ્રહ્મ કહો, કૃષ્ણ કહો, રામ કહો, શંકર કહો, એ સર્વ એક જ છે; નામ માત્રનો જ ભેદ છે.* જળ કહો, વારિ કહો, પાણી કહો, સાગર કહો, રત્નાકર કહો, નદી કહો, પણ સર્વત્ર પાણી જ છે; માતા કહો, કાકી કહો, ભાભી કહો, દીકરી કહો, બહેન કહો, ગૃહિણી કહો, પણ સ્ત્રી જાતિરૂપે એક જ છે. નામનો જ ભેદ છે. એમ જ બ્રહ્મ વિશે પણ સમજવું- જ્ઞાનથી પણ બ્રહ્મની પ્રાપ્તિ છે, પ્રેમથી પણ બ્રહ્મની પ્રાપ્તિ છે. પ્રેમી અને જ્ઞાની એક જ છે. પ્રેમીથી જ્ઞાની શ્રેષ્ઠ છે, જ્ઞાનીથી પ્રેમી શ્રેષ્ઠ છે. આમાં અધિક ન્યૂનતા બુદ્ધિ રાખવી અજ્ઞાનતાનું કાર્ય છે.

કોઇ એક પ્રસંગે જ્ઞાની અને પ્રેમી અરણ્યમાંથી જતા હતા, તેવામાં સામો વાઘ જેવામાં આવ્યો.

પ્રેમીએ કહ્યું, "આપણે નાશી જઇએ, નહિ તો વાઘ ખાઈ જશે !"

જ્ઞાનીએ કહ્યું; "આપણે તો પરમાત્મરૂપ જ છિયે, પરમાત્મા પરમાત્માનું રક્ષણ કરશે જ !"

પ્રેમીએ કહ્યું; "ભલા માણસ ! જે કાર્ય આપણાથી થઇ શકે છે, તે કાર્ય માટે પરમાત્માને શ્રમ આપવો, એ શું યોગ્ય છે?"

**પ્રેમી અને જ્ઞાની**

પ્રેમી જન પરમાત્મામાં જે પ્રકારે એકતાર થઇ જાય છે, તેનું સ્વરૂપ નિરાળું છે. પ્રેમી અવતારી પુરુષ છે, જ્ઞાની સિદ્ધ પુરુષ છે; પ્રેમી અનેકોના સહવાસમાં આવી જળ કમળવત્ નિર્લેપ રહી અનેકોનો ઉદ્ધાર કરે છે. જ્ઞાની સિદ્ધદશામાં રહી જગતના ભયથી દૂર ભાગે છે; પ્રેમી જગતમાં છતાં પણ નિર્લેપ રહે છે; અને તે જ શ્રેષ્ઠ છે. પ્રેમી જે પ્રકારે પરમાત્મામાં એકતાર થઇ જાય છે-પરમાત્મસ્વરૂપ બની જાય છે, પરમાત્મામાં આત્માને વિલીન કરે છે, પરમ આત્મામાં આત્મા લીન થઇ જાય છે, તેની ખૂબીનું વર્ણન થઇ શકે એમ નથી. જ્ઞાનીની લીનતા જૂદા જ પ્રકારની છે. જ્ઞાની જળના બુદ્‌બુદ જેવો છે; જળમાંથી નીપજી જળમાં જ સમાઇ વિલયને પામે છે. પ્રેમી વીણાના સુર જેવો છે. પોતે આનંદ ભોગવી બીજાને ભોગવાવે છે છતાં બન્ને એક જ છે. માન કે પ્રેમી તે જીવન્મુક્ત છે, જ્ઞાની તે વિદેહમુક્ત

---

* वाचारंभणं विकारो नामधेयम् ।

છે.* જ્ઞાન એ જ પ્રેમ છે, પ્રેમ જ જ્ઞાન છે. જ્ઞાનથી ઉત્પન્ન થયેલો પ્રેમ સર્વથી શ્રેષ્ઠ છે, પ્રેમથી ઉપજેલું જ્ઞાન જ અચળ-અટળ-અબાધ્ય રહે છે. એ જ જ્ઞાનપ્રેમમાં રહેલો જ્ઞાની જીવ સર્વકાળ પરમાત્માનું સામીપ્ય ભોગવતો સાયુજ્યતાને પામે છે. આ અતિ અદ્ભુત છે, પણ સત્ય છે. એ જ દશાને પ્રાપ્ત જીવ ઈશ્વરની કૃપાથી સત્વર મુક્ત થઈ જાય છે.

અજામિલ જેવા ક્ષણ માત્રમાં પણ એ દશા પ્રાપ્ત કરી શક્યા છે. તે પ્રેમ† અનન્યતાનો પ્રતાપ છે. જે પ્રેમથી અજામિલે નારાયણનું ભજન કીધું છે, તે જ પ્રેમ શુદ્ધ ને સત્ય છે. જ્ઞાનીની વૃત્તિ તીવ્રતમ ઉચ્ચાભિલાષી છે; પ્રેમનું હૃદય-વૃત્તિ-ભાવના ઉચ્ચ અને સંસ્કારી છે. ઉભયના આત્મામાં પરમાત્માનું શુદ્ધ જ્ઞાન અને શુદ્ધ પ્રેમ એ સમાન-સચોટ જ છે. પ્રેમી અને જ્ઞાની ભૂમા-બ્રહ્મના‡ દર્શનના અધિકારી છે. પ્રેમી પરમાત્માના સકળ દરબારગઢમાં જવાનો અધિકારી છે; જ્ઞાની દરબારનો સામંત છે. રાજા સામંત સંગે સદા જ મંત્રણા કરે છે-પોતાના હૃદયની ઊર્મિઓ તેનામાં સમાવે છે, પણ પ્રેમી તો રાજાના રણવાસથી તે રાજાના ગુપ્ત કાર્યમાં પણ રાજાની સમીપમાં ને અંતરમાં, બન્ને સ્થાનકોમાં રહી શકે છે. જ્ઞાની જ્ઞાનમાં સ્વસુખ માટે જ તલસે છે.

---

* જીવન્મુક્ત અને વિદેહમુક્તનું સ્વરૂપ પૂર્વાપર સમજાવ્યું છે; તેનો સ્પષ્ટાર્થ આમ સમજવો. न वै सशरीरस्य सतः प्रियाप्रिययोरत्यंतमुपहतिरस्ति અને अशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः (छान्दो:८।१२।१) સશરીર જીવના પ્રિયાપ્રિયનો અત્યંત નાશ થતો નથી, ને જે અશરીરી છે તેને પ્રિયાપ્રિય સ્પર્શતા નથી. એ શ્રુતિ જીવન્મુક્તની પ્રતિપાદક છે. જ્ઞાનીને શરીરપાત પર્યંત જીવનમુક્તની સંજ્ઞા આપવામાં આવે છે. અને શરીરપાત અનંતર તેને વિદેહમુક્તિની સંજ્ઞા પ્રાપ્ત થાય છે. છતાં જનક જેવાને વિદેહમુક્તની સંજ્ઞાપ્રાપ્તિનું કારણ એટલું જ છે કે, તેમને દેહ ઉપરનું મમત્વ વિગત થયેલું-જતું રહેલું, તે જ છે. અર્થાત્ જનકને વિદેહમુક્તની સંજ્ઞા આપવામાં આવે છે, ત્યાં શાસ્ત્રદૃષ્ટ્યા તેને જીવન્મુક્ત પણ સમજવો; કારણ કે શરીર-પાત પૂર્વે, શાસ્ત્રદૃષ્ટ્યા કોઈ વિદેહમુક્ત કહેવાતો નથી. જ્ઞાનદૃષ્ટ્યા-મોક્ષદૃષ્ટ્યા જીવન્મુક્તને વિદેહમુક્ત ઉભયે એક જ છે; છતાં જીવન્મુક્તને પ્રારબ્ધ ક્ષીણ થતાં સુધી ભોગ ભોગવવા પડે છે, અને વિદેહમુક્તને કંઈ જ રહેતું નથી; કારણ કે તેના શરીરનો પાત થયો છે. અર્થાત્ જીવન્મુક્તના ચિત્તના સ્વરૂપનો નાશ થાય છે ને વિદેહમુક્તના ચિત્તનું સ્વરૂપ પણ નાશ પામે છે.

† અહીં પ્રેમ અને ભક્તિ પર્યાય અર્થમાં વાપર્યા છે. જ્યાં જ્યાં પ્રેમ શબ્દ છે ત્યાં ત્યાં ભક્તિ શબ્દ ઘટાવી શકાશે.

‡ यत्र नान्यद्विजानाति नान्यच्छ्रुणोति च । नान्यत्पश्यति यस्मिन्वै स भूमा प्रोच्यते श्रुतौ ॥

પ્રેમી પોતાના પ્રેમપાત્રના સુખને માટે પણ તલસે છે-પ્રેમી પોતાનું સર્વસ્વ પરમાત્માને જ જોય છે.

વૃન્દાવનની ગોપીઓ એ જ પ્રેમનું પાત્ર હતી. શ્રીકૃષ્ણને જગતના નાથ ન જાણતાં, ગોપીનાથ જાણી, શ્રીકૃષ્ણમય થવાથી તેઓ મુક્તિને પામી છે. એવા પ્રેમનું પાત્ર બનાવવાને તનમન-રહિત બની જવું જોઇએ, સદા ઉત્સાહી રહેવું જોઇએ, દૃષ્ટિ માત્રનો વિલોપ કરવો જોઇએ, દૃષ્ટિનો દૃષ્ટિમાં વિલય કરવો જોઇએ; ચિત્ત અને ચૈતન્ય, દ્રષ્ટા અને દૃષ્ય એવી નામ માત્રની ઉપાધિઓ ટળી જવી જોઇએ, ભેદ મટવો જોઇએ, અભેદમય થઇ જવું જોઇએ ને બલવતી ભોગવૃત્તિનો નાશ થવો જોઇએ. એ દિવ્ય પ્રેમ-જ્ઞાન, આત્માની પ્રગાઢ શક્તિ પ્રેમ-રસાયન, તેનો જે ભોગી છે તેનામાં સર્વકાળ તે રમણ કરે છે ને તેની વૃત્તિઓ વિરમી જાય છે. એ જ પ્રેમી પરમ જ્ઞાની છે કે, જેણે ભાવવૃત્તિથી ભાવત્વ, શૂન્યવૃત્તિથી શૂન્યત્વ, પરબ્રહ્મવૃત્તિથી પૂર્ણત્વ જાણ્યું છે, ને તેમાં સર્વસ્વનો વિલય કીધો છે.

હે પ્રકટપ્રજ્ઞા! જ્ઞાની પુરુષરૂપ છે, પ્રેમી સ્રીરૂપ છે. જેમ યુગલરૂપ વિના સૃષ્ટિ નથી, તેમ એકલા જ્ઞાનથી મોક્ષ છે, એમ હુ માનતો નથી; ગુરુદેવ પણ મનાવતા નથી. પ્રેમ વિના જ્ઞાન મિથ્યા છે, જ્ઞાન વિના પ્રેમ વ્યર્થ છે. જ્ઞાની ને પ્રેમી બન્નેય સાયુજ્યમુક્તિના નિજપદના અધિકારી છે, બન્ને પ્રેમ-બ્રહ્મરૂપ બની રહે છે; બ્રહ્મમાં જ વિલસે છે. જગતમાં રહ્યા છતાં જેનો દ્વૈતભાવ અદૃશ્ય થયો છે તે જ્ઞાની-પ્રેમી નિર્હેતુક ભક્તિમાં જ લીન રહે છે; કેમકે હરિપ્રેમ જ્ઞાન-રૂપ જ છે. જેમ સંસારી-અવિવેકી જીવને વિષયમાં અટળ પ્રીતિ છે તેવી જ અટળ હરિપ્રીતિ મારા હૃદયમાંથી જશો નહિ.

આ પ્રમાણેની અનેક પ્રકારની જ્ઞાનગોષ્ઠીઓ કીધા પછી, સુવિચાર-શર્મા અને પ્રકટપ્રજ્ઞા ગુરુના આશ્રમ પ્રતિ ચાલ્યાં. માર્ગમાં સુવિચારે પુનઃ કહ્યું; "તમે સાક્ષાત્ પ્રકટપ્રજ્ઞા છો! દેવિ! તમારા જ પ્રતાપથી આ જ્ઞાનની રિદ્ધિ સિદ્ધિ મને પ્રાપ્ત થઇ છે. તમે મારાથી વિશેષ ભાગ્યવતી છો, પ્રતાપી છો ને ઇશ્વરસાન્નિધ્ય પ્રાપ્ત કરવાને પૂર્ણ અધિ-કારી છો."

પતિમુખથી આવાં વચનો સાંભળીને થોડીકવાર છદ્મલિંગ અબોલ રહી અને પછી બોલી; "હે સ્વામિનાથ! હુ આ લોકના વ્યવહારમાં આપની દાસી છું; પ્રકટપ્રજ્ઞાનો પરમનાથ-સર્વસ્વ સુવિચાર છે. સુવિ-

ચાર જ પ્રકટપ્રજ્ઞાનો રક્ષક છે. પતિના સહવાસથી પત્ની નિર્વિકારી બની નિરંજનને જાણવાને ભાગ્યશાળી બને છે. જો આપ જેવા સંતનો મેં પાણિ ગ્રહણ કીધો ન હોત, તો મારી શી અવસ્થા થાત? સાક્ષાત્ શંકરના અવિચ્છિન્ન દર્શનનો લાભ મને પ્રાપ્ત થયો છે; તેમને મુખેથી ઝરતા જ્ઞાનામૃતનું નિત્ય પાન કરવામાં આવે છે, તે સર્વ આપનાં ચરણકમળનો જ પ્રતાપ છે. હે મહાત્મા! હે સંત! આપને શોધવા હું નીકળી ન હોત તો એ મહાત્માનાં દર્શનનો મને અલભ્ય લાભ ક્યાંથી મળત? કારણ માત્રનું કારણ અને મારા કલ્યાણમાં તત્પર રહેનારા હું માત્ર આપનેજ જોઉં છું. હું એટલુંજ ઇચ્છું છું કે, હું આપની સંગે જ સદા રહું અને આપ મજ સંગે સદા રહો—અને મજના મન-પ્રાણ-ચિત્ત સર્વ આપમાં વિલીન રહો.”

આ પ્રમાણે વાતચીત કરતાં કરતાં તેઓ ગુરુના આશ્રમમાં જઇ પહોંચ્યાં. માર્ગમાંથી ચૂંટી લીધેલાં સૌગંધિક પુષ્પોની માળા તેમણે ગુરુના કંઠ વિષે આરોપણ કીધી, અને કૃતાંજલિપૂર્વક ચરણવંદન કરી મહાત્માના મુખથી જ્ઞાનામૃતનું પાન કરવા તેઓ સન્નિધ જઈ બેઠાં.





# અષ્ટમ બિન્દુ

## શુદ્ધ સંકલ્પ-સાત્ત્વિક ભાવના

सति सक्तो नरो याति सद्भावं ह्येकनिष्ठया ।
कीटको भ्रमरीं ध्यायन्भ्रमरत्वाय कल्पते ॥

અર્થ-સદાસક્ત-એકનિષ્ઠાથી સત્(બ્રહ્મ)ના ચિંતનમાં લાગેલો પુરુષ સત્(બ્રહ્મ) પણાને પામે છે; ભ્રમરીના ધ્યાનવાળો કીટ ભ્રમરીરૂપને પામે છે.

વિવેકચૂડામણિ.

આજનું તેમનું ચારિત્ર્ય ગુરુદેવથી અજ્ઞાત ન હતું. જે જ્ઞાન સુવિચારે અને પ્રકટપ્રજ્ઞાએ પ્રાપ્ત કીધું છે તેથી મહાત્મા પ્રસન્નચિત્ત હતા. પ્રકટપ્રજ્ઞાને લીધે સુવિચારનું જ્ઞાનપ્રાપ્તિનું કાર્ય સંધાયું છે અને પ્રકટપ્રજ્ઞાપર સુવિચારની પૂર્ણ શ્રદ્ધા છે, એમ જાણી, તેના મનનું કંઈ વિશેષ સમાધાન કરવા માટે ગુરુદેવ બોલ્યા;

"વત્સ સુવિચાર! આ લોકના જીવને બન્ધ અને મોક્ષમાં મૂકનાર મન છે.* મન અનેક નવી નવી સૃષ્ટિઓને રચનારું છે. મનને સાત્ત્વિક માર્ગ પ્રતિ વાળીશું તો ત્યાં વળશે ને રાજસ કે તામસ માર્ગમાં પ્રેરીશું તો ત્યાં ભટકશે. એ માર્ગોમાં વિચરતાં, તે તે માર્ગરૂપ તે તે ભાવના-સંકલ્પ તે કરશે. ભાવનાનુસાર વાસના પ્રકટ થશે, વાસનાનુસાર ફળ-પ્રાપ્તિ થશે. એ ભાવનાનું ફળ તેને આ જન્મમાં મળે છે કે અન્ય જન્મમાં મળે છે. જેની ઉચ્ચ ભાવના દૃઢ-શુદ્ધ અંતઃકરણમાંથી ઉદ્ભવી

* मनो हि द्विविधं प्रोक्तं शुद्धं चाशुद्धमेव च ।
अशुद्धं कामसंपर्काच्छुद्धं कामविवर्जितम् ॥
मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।
बन्धाय विषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतम् ॥ બ્રહ્મબિંદુ ઉપનિષત્

હશે, તેને તેવાં ફળો પ્રાપ્ત થશે.* આ માટે જીવે સર્વકાળ ઊંચી-રૂડી-મોટી મોટી-ઉન્નતપણાંની-મોક્ષની ભાવના નિત્ય કર્યાં કરવી જોઇએ; અને મનને એ ભાવનામાં જ દૃઢ કરતાં રહેવું, એ સર્વથા શ્રેષ્ઠ કર્તવ્ય છે. કેમકે જે જેવી ભાવના કરે છે, જે જેવી વાસનાથી બંધાય છે, તેવો તેવો તે થાય છે. પુરુષ જો રાજાની ભાવના કરે છે તો તે રાજા બને છે, ચાંડાળની ભાવના કરે છે તો તે ચાંડાળ અવતરે છે, શ્રીમંતની ભાવના કરે છે તો શ્રીમંત, વિદ્યાની ભાવના કરનાર વિદ્વાન,† ચક્રવર્તીની ભાવના કરનાર ચક્રવર્તી, ક્રોધની ભાવના કરનાર ક્રોધી, ક્રૂરતાની ભાવના કરનાર ક્રૂર અને આત્મબળની ભાવના કરનાર પોતાની ભાવનાનુરૂપ ફળ પ્રાપ્ત કરે છે. અજ્ઞ મનુષ્ય કહે છે કે, 'હું રાજા થાઉં,' 'હું શ્રીમાન થાઉં' 'હું વિદ્વાન્ થાઉં,' 'હું કીર્ત્તિમાન્ થાઉં,' 'હું બ્રહ્મનિષ્ઠ બનું.'-પણ એવા મનોરથો ઘરમાં બેઠો બેઠો કર્યાં કરે તો તેથી તે કાંઇ રાજા કે ધનવાન્ થતો નથી, પણ જો તેની ભાવનાનુરૂ વાસના દૃઢ હશે, તો તે આ જન્મે નહિ તો અન્ય જન્મે પણ ભાવનાનુરૂપ ફળ પ્રાપ્ત કરશે જ.

### જીવના જીવિતની એક પવિત્ર ક્ષણ

પ્રત્યેક જીવના જીવનમાં એક ક્ષણ એવી આવે છે કે, તે ક્ષણમાં જે ભાવના દૃઢ ઘર કરી રહે છે, તેનો તેવી જ વાસનાનો પિંડ બંધાય છે, અને તે વાસનાનુરૂપ જ ફળપ્રાપ્તિ થાય છે. એ શુભ ક્ષણમાં દૃઢ થયેલો સંકલ્પ-મનોરથ-ભાવના જો અનુરૂપ ફળ આપે છે તો, સર્વકાળ જેને એક જ ભાવનાનું રટણ રહે છે, તેને તે ભાવના ફળે, એમાં આશ્ચર્ય શું છે? માત્ર તે ભાવના દૃઢ-શુદ્ધ-પવિત્ર હોવી જોઇએ-વિશેષ કંઇ નહિ. એક ક્ષણમાં એક ને અન્ય ક્ષણે બીજી, એમ પ્રતિક્ષણે પરિવર્તન પામતા સંકલ્પો કંઈ ભાવના-વાસના નથી; એ તો ભ્રમણા માત્ર છે. જે જે જીવો ઉન્નત સ્થાનને પામ્યા છે, પરમભક્ત, પરમજ્ઞાની બની-શ્વેતદ્વીપવાસી બની મુક્ત થયા છે, તે પેલા શુભ કાળમાં વિશુદ્ધ મને કરેલા સંકલ્પ-મનોરથ-ભાવનાનો જ પ્રતાપ છે. પવિત્ર કાળમાં થયેલી પવિત્ર ભાવના શનૈઃ શનૈઃ દૃઢ થાય છે; તે ભાવના પૂર્ણ થવાને તે મથન કરતો રહે છે ને માયાજાળમાંથી છૂટતો પણ જાય છે; તેને માર્ગ (સદ્ગુરુ) પણ મળે છે; ઉત્તરોત્તર સકળ સાધનસંપત્તિ પ્રાપ્ત કરી તે

* यादशी भावना यस्य सिद्धिर्भवति तादशी ।

† धनार्थी लभते धनं, विद्यार्थी लभते विद्याम् ।

પરમ ફળ પણ પ્રાપ્ત કરે છે. અલ્પ પ્રાણીઓ સંકલ્પ-મનોરથ ભાવનાનું માહાત્મ્ય ન જાણતા હોવાથી પ્રાપ્ત થયેલા ફળનાં અનેક કારણો કલ્પે છે; પણ એ સર્વ મિથ્યા છે. જે પ્રાપ્ત થાય છે,-નિર્ધન કે ધનવાન્, વિદ્વાન્ કે મૂર્ખ, દાતા કે કૃપણ, કીર્તિવાન્ કે નિંદાપાત્ર, રાય કે રંક, ભક્ત-આસ્તિક કે નાસ્તિક, જ્ઞાની કે અજ્ઞાની, બદ્ધ કે મુક્ત-એવા સર્વ આ પ્રપંચમાં જોવામાં આવે છે. તેનું મૂળ મંડાણ, આ લોકમાં જન્મ-જન્માંતરમાં પેલી પવિત્ર ક્ષણમાં થયેલા પવિત્ર દૃઢ સંકલ્પ-મનોરથ-ભાવના જ છે. આ પવિત્ર ક્ષણ ક્યારે આવીને ઊભી રહે છે, તે તે પુરુષ જાણતો નથી, તેટલા માટે પરમ પદની પ્રાપ્તિ ઇચ્છનાર જીવે પ્રતિક્ષણ ઉત્તમ સંકલ્પ-મનોરથ-ભાવના કરવાની મનને ટેવ પડાવવી. એ અદૃશ્ય રહેલી તે પવિત્ર ક્ષણ એળે ચાલી જાય નહિ ને જીવને હાથ ઘસવાં-ક્ષુદ્રક ભાવનાનો ભોગ થઈ પડી, જન્મજન્માંતર વટીયો વટીયો કરવાં, આવર્જન ને વિસર્જન-જન્મવું ને મરવું ને પુનઃ જન્મવાના ને મરવાના ભોગના ભાગી થવું પડે નહિ, તે માટે હંમેશ સાવધ રહેવું.

વત્સ ! આ જગતમાં જે અનેક કાર્યો સધાય છે, તે પૂર્વ જન્મની પેલી પવિત્ર ક્ષણની પવિત્ર ભાવનાનુરૂપ જ છે. એમાં કોઇ કોઇનું ઓશિંગણ નથી. કુંભાર ઘડો તૈયાર કરે છે, તેમાં નથી તેનાપર માટીનો ઉપકાર થતો કે નથી ચાકનો ઉપકાર થતો; કે નથી ચાકને ફેરવવાના દાંડાનો ઉપકાર થતો. એક બીજાનો સંયોગ થતાં પૂર્વકાળની ભાવનાનુરૂપ એક બીજાનું કાર્ય સધાય છે. જે જ્ઞાનની તને પ્રાપ્તિ થઇ છે, તેમાં પ્રકટપ્રજ્ઞાનું કંઈ બળ નથી, પણ તારા ને એના પૂર્વ જન્મોની પેલી પવિત્ર ક્ષણની પવિત્ર ભાવના જ પ્રધાન કારણ છે, ને તમારાં અનેક જન્મોનાં કર્મો આ જન્મે વિરમે છે. અનેક જન્મોના પવિત્ર સંકલ્પો-ભાવનાઓથી તમને આ જન્મે તેનું ફળ-યથાર્થ જ્ઞાન મળ્યું છે;* તમે સત્યને જાણ્યું છે; આજે તમારું તે જાણવું પૂર્ણત્વને પામ્યું છે. જીવ માત્રની તે પવિત્ર ક્ષણમાં જેવી જેવી ભાવના થાય છે, તે જ ભાવનાને અનુસરતો વાસના-પિંડ બંધાય છે ને એ જન્મજન્માંતરમાં તેને વાસનાનુરૂપ ફળ પ્રાપ્ત કરાવે છે. ભાવના જો સાત્ત્વિક હોય તો સાત્વિક ફળ મળે છે, રાજસ હોય તો રાજસ ફળ મળે છે અને તામસ હોય તો તામસી ફળ મળે છે. ચાલુ જન્મમાં જીવે જે જે ભાવનાઓ કરી હોય છે, તે તે

ભાવનાનુરૂપ ફળ

* बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।

ભાવનાઓ અન્ય જન્મે સ્ફુરાયમાન થઇને પ્રકાશી નીકળે છે. દૃઢ થયેલી ભાવનારૂપ, ચિંતન કરેલા પદાર્થ, ભોગ, પદવી, તેની સમક્ષ આવીને તે જ જન્મમાં પણ ખડાં રહે છે. ભાવનાનું બળ એટલું વિશાળ છે કે તેથી સચ્ચિદાનંદ વિરાટ્ સ્વરૂપ શ્રીપરમ પરમાત્મા પણ શુદ્ધ ભાવના કરનારની સંપૂર્ણ ઇચ્છાને આધીન થઇને અનેક પ્રકારના અવતારો પણ ધારણ કરે છે.

### દશરથરાયની જન્માંતરમાં થયેલી ભાવના

હે વત્સ ! ભગવાન્ શ્રીરામચંદ્રનાં માતપિતા-દશરથ કૌસલ્યાની પૂર્વ જન્મની ભાવનાનું તને યથાર્થ જ્ઞાન ન હોય તો સાંભળ.

મહારાજા દશરથ ને દેવી કૌસલ્યા જન્મ જન્માંતરમાં સ્વયંભૂ મનુ અને શતરૂપા હતાં. તેઓ તે જન્મમાં અનેક પ્રકારના

**મનુ અને શતરૂપા** મનોરથો કરતાં. તેમના મનોરથ સંકલ્પ-ભાવના-વાસના અતિ દૃઢ હતાં, તેથી તે જન્મમાં પણ તેમણે અનેક પ્રકારની સંકલ્પસિદ્ધિ કીધી હતી. ઉત્તમ સંકલ્પને અનુસરતાં દંપતીની ભાવના અતિ પ્રબળ ને દૃઢ થઇ ગઇ. બન્નેએ એવો મનોરથ કીધો કે, આપણે ત્યાં વિરાટ્ ભગવાન્ પુત્રરૂપે અવતરે, આપણે તેમની લીલા-ક્રીડા જોઇએ, તેમને લાડ લડાવીએ, અનેક પ્રકારનાં સુખો ભોગવીએ અને તેમના સંબંધથી અસાર એવા સંસારને તરી જઇએ.

દિનપ્રતિદિન તે ભાવના દૃઢ થતી ગઇ. તેઓ નિત્ય પ્રાર્થના કરવા લાગ્યાં કે, "હે પરમ પ્રભુ પરમાત્મા સર્વેશ્વર સર્વાધાર સચ્ચિદાનંદ ! તું ભક્તની કામનાનો કલ્પદ્રુમ છે. અનંત કોટી બ્રહ્માંડોની ઉત્પત્તિ તારી ઇચ્છા માત્રથી થાય છે;* ભક્તના પ્રેમને તું આધીન છે; તેની કામના પૂર્ણ કરવાને અનેક પ્રકારે તું દર્શન દે છે; જે તારે આધીન છે તેને તું આધીન છે. હે પ્રભુ ! તારા શુદ્ધ સાત્ત્વિક સ્વરૂપનું દર્શન થાય ને અમારી મનઃકામના પૂર્ણ થાય, એવી કરુણા કર !" આ પ્રાર્થના કરતા કરતા ભગવાન્ મનુ અને તેમનાં પત્ની શતરૂપા કંદ મૂળોનો આહાર કરીને પરમ તપ તપવા લાગ્યાં.

આ તીવ્ર તપના પ્રભાવથી તેમનું ધ્યાન-નિષ્ઠા-ભાવના એકરૂપ જ થઇ ગઇ. છેલ્લા સમયમાં તો માત્ર વાયુ ભક્ષણ કરીને જ દંપતી રહેતાં હતાં. તેમના તપના પ્રભાવથી આશ્રમસ્થાનનો આજુબાજુનો પ્રદેશ દેદીપ્યમાન થઇ ગયો હતો, બંને અસ્થિમાત્ર બની ગયાં હતાં છતાં

* इच्छामात्र प्रभोः सृष्टिरिति सृष्टौ विनिश्चिताः ।

દેદીપ્યમાનપણાનું વર્ણન થઈ શકે તેમ નથી. ઇંદ્રાદિક લોકમાં પણ તેમના તપનું યશોગાન થવા લાગ્યું. દેવ દેવાદિ તેના તપથી પ્રસન્ન-ચિત્ત થઇને અનેક પ્રકારનાં વરપ્રદાનો આપવાને તત્પર થયા. પરંતુ જેનો સંકલ્પ—મનનો મનોરથ શુદ્ધ, સુઘડ, સુંદર ને પરમ છે, જગત્ ઉપર જેને આસક્તિ નથી, જેની ભાવના તીવ્રતર થયેલી છે, જેની વિદ્યાશક્તિની વૃદ્ધિ થઈ છે અને અવિદ્યાનો હ્રાસ થયો છે, એવા મનુ ભગવાનને વરની કામના ન હોવાથી સર્વ દેવતાઓ મનુ ભગવાનની સ્તુતિ કરતા કરતા વિદાય થઇ ગયા.

પરમાત્માના ગુણગાનમાં ઉત્સાહસંપન્ન ધીર દંપતી વધારે ને વધારે સમાધિનિષ્ઠ થવાં ગયાં. તેમનો સંકલ્પ—ભાવના દૃઢ થતાં, તેઓ તેમાં જ તન્મય–તદાકાર થઈગયાં. તેમનું શરીર નિસ્તેજ થઇ ગયું અંતઃકરણ, પ્રાણનું સર્વ ભાન ને ચલન વલન શિથિલ થઇ ગયું. ભાવનાશક્તિની પૂર્ણતા એ જ તેમનો સંયમ હતો. જેમની ભાવના અખંડ, અવિચળ ને એકાગ્ર છે, તે કેટલા કાળ પર્યંત રહે છે, તેનું કંઇ પણ પ્રમાણ નથી. તે અનંત કાળ રહે છે. બંનેએ અનંતકાળ તપ તપ્યું.

એકાંતિક પ્રેમાળ ભક્તચંદ્રના આકર્ષણથી જેમ કરુણાસિંધુ એકદમ ઊછળી આવે છે, તે જ પ્રમાણે પરમાત્માની તેના ઉપર પૂર્ણ કૃપા થઇ. ગંભીરરૂપે અદ્વૈત બનેલા શતરૂપા ને મનુભગવાનનો આનન્દ-કલ્લોલધ્વનિ, કર્ણપ્રદેશમાં થઈને હૃદયમાં પ્રવિષ્ઠ થયો. તે અમૃતમય સ્પર્શથી શતરૂપા ને મનુભગવાનની ભાવના–સંવેદના ને શરીર અત્યંત પ્રફુલ્લિત થઇ ગયું. તે દિવ્ય ગાન કર્ણપ્રદેશમાં ધ્વનિરૂપે સંભળાવા લાગ્યું. આંતર દૃષ્ટિમાં પરમ તત્ત્વ જ્યોતિરૂપનું દર્શન થવા લાગ્યું. પરંતુ તેથી તૃપ્ત ન થતાં સ્વયંભૂ મનુએ પ્રાર્થના કીધી કે. "હે પ્રભુ! આપના મનોમય દર્શનથી જ મને તૃપ્તિ નથી; આ દીનને દૃગ્ગોચર થાઓ"

**સૌન્દર્યમૂર્તિનું વર્ણન**

ભક્તજનની પ્રેમપૂર્ણ ભાવના જોઇને, વિરાટ્ ભગવાનનો સાક્ષાત્કાર થયો. તે અનુપમ સૌન્દર્યમૂર્તિનું વર્ણન વાણી કરી શકે તેમ નથી. પરમાત્માના અંગ પ્રત્યંગમાં દિવ્ય શોભા છવાઇ રહી હતી; તેમના મૃદુ તેજસ્વી શ્યામ શરીરની કાંતિને નીલકમળ કે નીલમેઘની ઉપમા ભલે આપીએ; પરંતુ જગતમાં નામરૂપથી ઓળખાતા કોઇ પણ પદાર્થની ઉપમા તેને આપી શકાય તેમ નથી. તેમનાં કરકમળો, ચરણ-કમળો ને અધરોષ્ઠ પ્રખર અગ્નિના દાહપર શીતળ મેઘના સિંચનથી

જેવી શાંતિ થાય તેવી શાંતિ આપનારા હતા; સુભગ નાસિકાયુક્ત મુખચંદ્રની શોભા શરચ્ચંદ્રને લજ્જિત કરનારી હતી; વાંકડીઆ સુંવાળા ને ભ્રમર જેવા શ્યામ રંગવાળો કેશનો કલાપ, ગરદન ઉપર પથરાઇ રહ્યો હતો; નેત્રોમાંથી નીસરતું અમૃત, ભક્તના હૃદયને ઉલ્લસિત કરતું હતું; વિશાળ ભાલ ને કામના ધનુષ્ય જેવી વક્ર ભ્રમરો વચ્ચે કેસરી તિલક શોભી રહ્યું હતું; કાનમાં મકરાકૃતિ કુંડળો હતાં–તે ક્ષણે ક્ષણે ગાલની સાથે અથડાતાં તેમાંથી દિવ્ય પ્રકાશ પડતો હતો, તેથી મુખ-પ્રદેશ ઉપર દિવ્ય તેજ ઝળહળી રહ્યું હતું; મસ્તક ઉપર ધારણ કરેલો દિવ્ય મુકુટ રત્નોથી જડેલો હતો–તેમાં નવગ્રહનું તેજ ઝળકી રહ્યું હતું; સુંદર શંખાકાર કંઠમાં રહેલી મુક્તામાળા ને વૈજયંતીમાળા શ્યામ શરીર ઉપર તારાગણના સમુદાયની પેઠે, અનુપમ શોભતી હતી; વિશાળ વક્ષઃસ્થળમાં ભૃગુપદનું લાંછન નિસ્સીમ ગાંભીર્ય દર્શાવતું હતું; ભકતોનો ઉદ્ધાર કરનારા હાથીની શુંડ જેવા લાંબા બાહુઓમાં રત્નકંકણો દીપી રહ્યાં હતાં; અને ભક્તભયહરણ ચરણારવિંદોમાં સુવર્ણનાં નૂપુરો રૂમઝૂમ કરી રહ્યાં હતાં; સીધી ને કોમળ આંગળીઓમાં રત્નોની મુદ્રિકાઓ ઝળહળી રહી હતી; પગનાં આંગળાંનો અગ્રભાગ જ્યોત્સ્ના પ્રમાણે શોભા આપતો હતો; ચરણતળમાં વજ્ર, અંકુશ, ધ્વજ ને કમળનાં ચિહ્નો બિરાજમાન હતાં; પૃષ્ઠ ભાગમાં ભાથો હતો; હાથમાં અભયદંડ હતો; વીજળી જેવું ચળકાટ મારતું દિવ્ય પીતાંબર કટિપર ધારણ કરેલું હતું; શંખ, ચક્ર, ગદા ને પદ્મ એ ચાર પુરુષાર્થરૂપ ચાર આયુધોને ધારણ કર્યાં હતાં; ડાબી બાજુએ સૌંદર્યની શોભાની ખાણરૂપ ચિતશક્તિ મહામાયા મંદ મંદ હાસ્ય કરતી ને વંદન કરતી કરદ્વય જોડી ઊભી હતી. એવા જગન્મોહન સર્વેશ્વર ભગવાને લોકોત્તર અદૃષ્ટપૂર્વ રૂપ ધારણ કરીને તેમને દર્શન દીધાં.

દંપતીનાં નેત્રોમાં પ્રેમાશ્રુઓની ધારા વહેવા લાગી. અત્યાનંદથી તેમનો કંઠ ગદ્ગદિત થઇ ગયો; કષ્ટે પણ બોલવાને દંપતી સમર્થ થયાં નહિ. શરીર શિથિલ થઇ ગયું, છતાં દંડવત્ પ્રણામ કરતાં દંપતી હર્ષમૂર્છિત થઈ ગયાં. પછી દયાનિધિએ અભયપ્રદ હાથથી દંપતીને ઊઠાડીને કહ્યું, ‘ તમારી નિસ્સીમ પ્રેમાળ ભક્તિથી આકર્ષાઇને હું તમારે આધીન થયો છું. હે મનુ ! હે શતરૂપા ! તમે મારાં એકાંતિક ભક્ત છો; તમારા જે જે મનોરથો હોય તે તે નિસ્સંકુચિતપણાંથી મને કહો; તે પૂર્ણ કરવાને હું સદા ઉત્સુક છું. ભક્તને નહિ દેવા જેવું મારે કંઇ પણ

નથી. વિરાટમાં મારું જે જે કંઇ છે, તે સર્વ ભક્તોનું જ છે; હું પંડે પણ ભક્તોનો જ છું ને આ મારી ચિત્શક્તિ મહામાયા તમારી અનન્ય ભક્તિથી તમારાપર પ્રસન્ન છે. સાત્ત્વિકપણે તમારા કલ્યાણમાં અમે સદા તત્પર છીએ. હે મનુ ! હે ! શતરૂપા ! તમે જાણો કે હું ભક્તનો છું ને ભક્ત મારા જ છે!"

પરમાત્માની ચિત્તને પરમ શીતળ કરનારી આ વાણીથી અતિ શીતળ બનેલાં દંપતી બોલ્યાં; "હે જગન્નિવાસ! હે ભક્તવત્સલ ! હે સર્વેશ્વર ! તું અનંત વરદાનોને આપનારો અમારી સામે ઊભો છે, છતાં જેમ જન્મ-દરિદ્રી કલ્પવૃક્ષની નીચે ઊભો રહીને પણ વિપુલ સંપત્તિ માગવાને લજ્જા પામે છે, તેમ તારી પાસેથી શુ માગવું તે, હે પ્રભો! અમને સુઝતું નથી. તારા ઉદ્દંડ ઔદાર્ય આગળ અમે સદાય સંકુચિત છીએ; પરંતુ તારો અપૂર્વ પ્રેમ અમને ધીટ બનાવે છે. હે પ્રભુ ! તારા પ્રેમ-રત્નાકરમાં પ્રેમબદ્ધ થઇને ડૂબી રહીએ, તે માટે તું અમારે ત્યાં પુત્ર-રૂપે અવતર!"

આવી પ્રેમાળ વાણી શ્રવણ કરીને વિરાટ્ ભગવાને કહ્યું; "પુત્ર-વાત્સલ્યના પ્રેમ માટે તમારી ઇચ્છા તૃપ્ત કરવા, હું તમારો મનોરથ પૂર્ણ કરીશ. હે મહાભાગા સતી શતરૂપા! તું પૃથક્ વરદાન માગ; કેમકે મારી જે શક્તિ છે-ઐશ્વર્ય છે તે સતીનો પ્રતાપ છે. જગત્માં જન્મેલી ને જન્મતી સતીઓ નિરંતર મારી શક્તિમાં ને ઐશ્વર્યમાં વૃદ્ધિ કરે છે; એવી સતીનાં ચરણારવિંદો મારાં ચરણારવિંદથી વધુ પવિત્ર છે. તે સતીનો આનંદ પૂર્ણ કરવામાં મને પરમ આનંદ છે!"

સતી શતરૂપાએ કહ્યું; "હે આનંદકન્દ ! પતિના વરદાનથી મારા મનોરથો પૂર્ણ થયા છે. હે પ્રભુ! તારી નિર્વાસનિક ને એકાંતિક ભક્ત થાઉં, તારા બાળસુખની ભોક્તા બનું ને તારાં ચરણોમાં નિઃસીમ ભક્તિ કરીને, હું વૈરાગ્યવાન ને જ્ઞાની થઇને અંતે તારાં ચરણોને પામું, એવું વરદાન આપ ! તને લાડ લડાવું, તારામાં જ મારી વૃત્તિ સદાય જાગૃત રહે, હું તારું નિત્ય લાલનપાલન કરું, આવી મારી નિત્યની ભાવના છે, તે પૂર્ણ કર."

આવું મધુર ને અતિ ગૂઢ વચન સાંભળીને હાસ્યવદને નિરંજન, નિરાકાર ને સાકાર એવા વિરાટ્ ભગવાને કહ્યું; "હે જનનિ ! હે જનક! તમારી ઇચ્છા પ્રમાણે સર્વ થશે. રઘુકુળમાં દશરથ કૌસલ્યારૂપે તમે જન્મશો; અને રામરૂપે હું તમારે ત્યાં જન્મીશ. આ મહામાયા ચિદ્-

શક્તિ મારી ભાર્યા થશે. ત્યાં તમારા સર્વે મનોરથોને હું પૂર્ણ કરીશ. હે જનનિ! નન્દયશોદારૂપે ચન્દ્રવંશમાં તમે જન્મશો, ત્યાં કૃષ્ણરૂપે તમે મને બાળક પેરે લાડ લડાવજો!” આવું વરદાન આપી વિરાટ્ ભગવાન્ અંતર્હિત થઈ ગયા.

હે વત્સ સુવિચાર! એ ભાવનાનુરૂપ સ્વયં પરમાત્માએ સાકાર રૂપ ધારણ કરીને દશરથરૂપી મનુભગવાનના ઘરમાં વાસ કીધો હતો. શતરૂપા યશોદાએ તેમને લાડ લડાવ્યાં હતાં. હે વત્સ! જેની દૃઢ ભાવના છે તેને કંઈ અપ્રાપ્ય નથી.* પ્રાપ્ય અપ્રાપ્યનો પ્રશ્ન જેની ભાવના શુદ્ધ નથી, તેને જ છે.

આ જગન્નગરમાં અનેક જીવોમાં કોઈ મોટા ને કોઈ નાના છે, કોઈ ક્રૂર ને કોઈ મૃદુ છે, કોઈ રાજશ્રી છે ને કોઈ કાંચનહીન છે; એ સર્વ તેમની જન્મજન્મની ભાવનાનું જ ફળ છે. જેની ઉત્તમ ભાવના છે તે ઉત્તમ ફળને પામે છે; જેની કનિષ્ઠ ભાવના છે તે કનિષ્ઠ ફળને પામે છે. ઉત્તમ મોક્ષદાયી ભાવના-વાસના થવા માટે, કર્ત્તા ભોક્તાની ભાવના ત્યજી, સંસારની ભાવના ત્યજી, શરીરને વિનાશી સમજી, અહંસત્તાનો વિનાશ કરી, તેનો અનંતતામાં લય કરવો જોઈએ. એ ભાવના-વાસના શુદ્ધ છે ને જન્મનો ને મૃત્યુનો વિનાશ કરનારી છે—પરમ જ્યોતિનું દર્શન જ કરાવનારી નહિ, પણ પરમ જ્યોતિમાં વિલીન કરાવનારી છે-ચિદાનંદમય છે. દૃઢસંકલ્પયુક્ત શુદ્ધ સાત્ત્વિક ભાવનાનું ફળ પરમ કલ્યાણકારી અને સાયુજ્યમુક્તિનું દાતા છે. આ ભાવના પ્રબળ કરવા માટે પુરુષે સ્વસ્વરૂપનું દર્શન કરી નિત્ય ઇષ્ટનો જ અભ્યાસ રાખવો જોઈએ. એક દિવસમાં, એક વર્ષમાં કે એક જન્મમાં પેલી પવિત્ર ક્ષણમાં જન્મેલી ભાવના, જે ક્રમે ક્રમે પરિપક્વ દશાને પ્રાપ્ત થતી જાય છે, તે સિદ્ધ થતી નથી; પરંતુ નિત્ય નિત્ય, ક્રમે ક્રમે એ પવિત્ર ભાવનાને દૃઢ કરવાં કરતાં, જન્મજન્માંતરમાં તે શુદ્ધ સાત્ત્વિકપણાંને પામે છે; અને ત્યારે જ તેના ઇચ્છિત મનોરથો પૂર્ણ થાય છે.†

હે વત્સ સુવિચાર! જે ફળ આજે તને પ્રાપ્ત થાય છે, તે તારી અનેક જન્મજન્માંતરોની ભાવનાની પરિપક્વ દશાનું પરમ ફળ છે; પ્રકટપ્રજ્ઞા માત્ર નિમિત્ત જ છે. પ્રકટપ્રજ્ઞાથી તને ઉત્તમ જ્ઞાનની પ્રાપ્તિ થઈ છે, એમ તારે નહિ જાણવું. પણ કાળના કાળ સુધી સુવિચાર-

---

* तीव्रसंवेगानामासन्नः ।

† अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ।

સાત્ત્વિક ભાવનાથી થયેલી વિશુદ્ધિનું જ ફળ છે. પૂર્વ કાળમાં એવા અનેક પ્રસંગો બની ગયા છે, જેમાં માયાવશ જીવોને ક્ષણમાત્રના પ્રસંગથી શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત થયું છે. રહૂગણ રાજાને જડભરતના ક્ષણ માત્રના પ્રસંગથી પરમ જ્ઞાન પ્રાપ્ત થયું હતું; દેવહૂતિને કપિલદેવની પાસેથી અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થયું હતું; યુદ્ધ જેવા ભયાનક પ્રસંગમાં શ્રીકૃષ્ણે અર્જુનને જ્ઞાન આપ્યું હતું; પુત્રોના મરણથી ખિન્ન થયલાં દેવકીને શ્રીકૃષ્ણે મૃત પુત્રોનું દર્શન કરાવીને, જ્ઞાનની અધિકારિણી કીધી હતી; ઋષિના કંઠમાં મૃતસર્પનું આરોપણ કરાવીને શુકના મુખથી પરીક્ષિતને જ્ઞાન કરાવ્યું હતું. એ સર્વ શાથી બન્યું? એ શું એક જ જન્મના મનોરથ–સુવિચાર–સંકલ્પ–ભાવનાનું ફળ હતું? ના, ના, જન્મજન્માંતરમાં રહૂગણનો, દેવહૂતિનો, અર્જુનનો, દેવકીનો અને પરીક્ષિતનો દૃઢ સંકલ્પ હતો–પવિત્ર ભાવના હતી–જેથી છેલ્લે જન્મે નિમિત્તમાત્રથી પરમ જ્ઞાનવાન્ બની, મોક્ષના સાધનનો સંગ્રહ કરી તેઓ તરી ગયાં હતાં. ભાવનાને પ્રસંગ મળતાં જ તે પૂર્ણ થઇ. બાકી માર્ગમાં જવું ક્યાં, પાલખી ઊંચકવી ક્યાં, જડભરતનું કૂદવું ક્યાં, રહૂગણનું કુવાક્ય ક્યાં, ભરતે જ્ઞાનોપદેશ કરવો ક્યાં! એ કંઇ એક જ જન્મનું ને એક જ પ્રસંગનું ફળ નથી, પણ અનેક જન્મોની સાત્ત્વિક ભાવનાનું જ ફળ હતું. દેવહૂતિને પણ નવ પુત્રીઓ ઉપર પુત્રની કામના થવી ને તેને મુખે જ્ઞાન સાંભળવું, ભયાનક રણસંગ્રામ પ્રસંગમાં અર્જુનને મોહ થવો, શ્રીકૃષ્ણને પરમપુરુષ જાણ્યા પછી પણ, દેવકીએ મરેલા પુત્રોને માટે વિલાપ કરવો અને ધર્મનું રક્ષણ કરતા પરીક્ષિતને કલિના સંગથી ધર્મની વિસ્મૃતિ થવી અને તેના હાથે અકાર્ય થઇ જવું, શાપ પામવો અને શુકમુખે તત્ત્વોપદેશ સંપાદન કરી, અસારની પાર જવું, એ કંઇ સહજ પ્રસંગની સંપત્તિ નથી; પરંતુ અનંત જન્મોનું ફળ છે. એવું ફળ પ્રાપ્ત કરવાને પ્રત્યેક જીવે શુદ્ધ સાત્ત્વિક ષટ્સંપત્તિનું આરાધન કરી, ક્રમે ક્રમે ઉત્તમતા પ્રાપ્ત કરી, પૂર્ણત્વને પામવું જોઇએ. વત્સ! તને પણ એ પ્રસંગ પ્રાપ્ત થયો છે–એ તારું અહોભાગ્ય છે. તારી શુદ્ધ સાત્ત્વિક ભાવનાઓની અવધિથી જ સાંપ્રત પ્રસંગ પ્રાપ્ત થયો છે. પૂર્વકાળમાં એવો જ પ્રસંગ અવધૂતની માતાને પ્રાપ્ત થયો હતો.

ક્ષણમાત્રના પ્રસંગના દૃષ્ટાંતો

"હે આનન્દકન્દ! હે મહાત્મા! હે ગુરુદેવ! હે દયાસિંધુ! કૃપા કરીને અવધૂતની માતાને એ પ્રસંગ કેમ પ્રાપ્ત થયો હતો, તે અમને કહો." સુવિચારે કૃતાંજલિપૂર્વક કહ્યું.

## અવધૂતચરિત્ર

હિમગિરિના મહાત્માએ કહ્યું; "હે વત્સો ! પૂર્વકાળમાં નિર્ગુણ નગરમાં બુદ્ધિમતી નામની એક સ્ત્રી હતી. તે જન્મની દરિદ્રી હતી. ઉદરપોષણ પણ તે મહાકષ્ટે કરતી હતી. ઘેર ઘેર ને બારણે બારણે ભીખ માગીને તે પોતાનો નિર્વાહ કરતી હતી. એક પ્રસંગે બુદ્ધિમતી ફરતી ફરતી કોઈ બ્રાહ્મણીના ઘર સમીપ જઇ પહોંચી. આ બ્રાહ્મણી મરણશય્યાપર પડેલી હતી. એ બ્રાહ્મણીની પાસે શાલિગ્રામની એક પરમ પવિત્ર મૂર્તિ હતી. તેનું તે નિત્ય પૂજન-વંદન-સેવન કરતી હતી. મરણસમયે તેની નિત્યની સબળ ભાવના પ્રફુલ્લિત થઇ. તેનાં નેત્રો સમક્ષ પરમ પ્રભુ તરવરવા લાગ્યા. તે સમયે સર્વ દુઃખોને વિસારી દઈને તે એક જ રટણા કરવા લાગી કે, 'મારા મરણ પછી આ મારા ઇષ્ટ ભગવાન્ શાલિગ્રામનું કોણ પૂજન કરશે ?' એ પરમ પવિત્ર ભાવનાને યોગે, એ બ્રાહ્મણી બાઇના પરમ પવિત્ર દેહનો ત્યાગ કરવાને તેનો પવિત્ર આત્મા પ્રસન્ન નહોતો. સાત સાત લાંઘણો થયા છતાં પણ તે બ્રાહ્મણબાળાનો આત્મા તેના દેહનો ત્યાગ કરી ગયો નહિ. તે મુખે 'શાલિગ્રામ શાલિગ્રામ' જ જપ્યા કરતી હતી, એટલામાં બુદ્ધિમતી તેના દ્વારપર જઇ પહોંચી અને તે બ્રાહ્મણીને નિશ્ચેષ્ટ દશામાં જોઈ તેની સમીપ ગઇ. બ્રાહ્મણબાળાને ચેતન આવ્યું અને તે બોલી- "અલી બુદ્ધિમતિ ! આ મારા ભગવાન્ શાલિગ્રામનું મારી પેઠે જ તું નિત્ય પૂજન કરશે ?" બુદ્ધિમતીએ 'હા' પાડવાથી, બ્રાહ્મણબાળાએ શાલિગ્રામની મૂર્તિ તેને સોંપી; અને તત્ક્ષણે તેનો પવિત્ર આત્મા તેની શુદ્ધ ભાવનારૂપ દિવ્ય લોકમાં પ્રયાણ કરી ગયો.

તે બ્રાહ્મણબાળા પેરે બુદ્ધિમતી તે શાલિગ્રામનું નિત્ય પૂજન-વંદન-સેવન કરવા લાગી. ક્રમેક્રમે તેના ચિત્તમાં પેલી પવિત્ર ક્ષણમાં એવી ભાવના જન્મી કે, "આ શાલિગ્રામરૂપ પરમાત્મા મને જ્ઞાનોપદેશ કરીને અસાર સંસારમાંથી તારે તો મારું પરમ કલ્યાણ થાય. અરેરે, મારે એવો કોઇ જ્ઞાની પુત્ર પણ નથી, જે મને આ અસાર સંસાર-સાગરમાંથી તારીને મારા મનોરથો પૂર્ણ કરે !" આ જ ભાવના તેના ચિત્તપ્રદેશમાં નિત્ય નિત્ય વિપુલતા ધારણ કરવા લાગી. ક્રમેક્રમે તેની ભાવના એવી તો દૃઢ થતી ગઇ કે, 'કોઈ યોગી અવધૂત તેનો પુત્ર છે અને તે તેને જ્ઞાનોપદેશ કરે છે,' એવું તે દશે દિશામાં પ્રત્યેક કાર્યમાં,

દૃઢ ભાવના

પ્રત્યેક ક્ષણમાં ચન્દ્રના ને સૂર્યના મણ્ડલમાં, આકાશમાં ને નક્ષત્રોમાં જોવા લાગી. પ્રસંગે પ્રસંગે તેની ભાવના નવાં નવાં સ્વરૂપો ઉપજાવવા લાગી. 'જાણે કોઈ મહાત્મા બ્રાહ્મણને તે પરણેલી છે ને તેનાથી ગર્ભવતી થયેલી છે; તેના પેટમાં ૐકારનો જપ જપાય છે; જન્મતો પુત્ર ૐકારનો જ જાપ જપવા લાગ્યો છે; ૐકાર વિના અન્ય શબ્દનો તે ઉચ્ચાર જ કરતો નથી, અને ૐકારનો જાપ જપતો જપતો માવાને ઉપદેશ આપતો તે અવધૂતવેશી પુત્ર વનમાં ચાલ્યો જાય છે.' એવી અદ્ભુત લીલા તે નિત્ય પરોક્ષ ને અપરોક્ષ જોવા લાગી. દિવસે દિવસે તેની આ ભાવનાઓ વિકાસ પામવા લાગી, સાત્ત્વિકપણે દઢ થવા લાગી. સાક્ષાત્ શાલિગ્રામને અવધૂત વેશમાં તે જોવા લાગી. આવી જ ભાવનાનો તેનો પિંડ બંધાતો ગયો; અને ભાવનારૂપ વાસના સંગે તે પંચત્વને પામી.

પૂર્વ જન્મની ભાવનાનુરૂપ ને દઢ બંધાયલી વાસનાનુરૂપ, તેનો જન્મ શ્રીવિશ્વનાથની કાશીપુરીમાં થયો. વયમાં આવતાં તેના પિતાએ, વિધિપૂર્વક, એ જ નગરના વિવેકશીલ નામના સુજ્ઞાની બ્રાહ્મણ સંગે તેનાં લગ્ન કીધાં. આ જન્મનું તેનું નામ સિદ્ધસંકલ્પમતી હતું. સિદ્ધસંકલ્પમતી અહોરાત્ર પરમાત્માની સેવામાં પરાયણ રહેતી, શાલિગ્રામની પૂજા કરતી ને વૃત્તિ માત્ર નિરન્તર એકાગ્ર રાખી લયાવસ્થાને સિદ્ધ કરતી હતી; અને એમ નિર્વિકલ્પ દશા માટે ચિત્તૈકાગ્ર્ય સહજ પ્રાપ્ત થતું જતું હતું; પરમ જ્યોતિર્મયના દર્શનના પ્રભાવે માનુષવ્યવહાર ને બ્રહ્માંડ એકાકાર થઈ, તેની દૃષ્ટિએ તરવરતો હતો; અન્યના જીવનમાં તેના જીવનની ઉત્કૃષ્ટતા–ઉન્નતિ છે, એમ ભાસતું હતું! મોક્ષાધિકારીને એમ જ થાય, એથી વિપરીત કે વિષમ ન જ થાય–તેની તેવી જ ભાવના હતી, તદ્રૂપ દિવ્ય સત્ત્વો તેની દૃષ્ટિમાં સૃષ્ટિ રચતાં હતાં.

સિદ્ધસંકલ્પમતી પરમ સતી હતી, પતિપરાયણ હતી, વિવેકથી પોતાનું ગૃહકાર્ય યથેચ્છ કર્યા કરતી હતી ને ભાવનારૂપ વય થયા છતાં પણ પુત્ર ન થવાથી, તેની પ્રાપ્તિની કામના કરતી હતી. પોતાના કુળને અનુસરીને તેણે અનેક પ્રકારનાં વ્રતો કરવા માંડ્યાં ને ગરીબોને દાન દેવાં માંડ્યાં. શાલિગ્રામનું પૂજન કરતી વખતે પુત્રપ્રાપ્તિનો મનોરથ પૂર્ણ કરવા માટે તે ગદ્ગદિત કંઠે પ્રાર્થના કરવા લાગી. એ રૂપે પૂર્વ જન્મની તેની વાસનારૂપ ભાવના દઢ થવામાં જેટલી જેટલી ઉણપ હતી, તે આ જન્મમાં પૂર્ણ થતી ગઈ. તેની ભાવના પ્રમાણે સુદિનમાં અને સુયોગમાં તેને ગર્ભ રહ્યો.

ગર્ભ છ માસનો થયો, ત્યારે એક દિવસે તેનો પતિ વિવેકશીલ પૂજા કરતો હતો અને સિદ્ધસંકલ્પમતી તેની સમીપમાં બેઠી બેઠી પૂજાનું સાહિત્ય આપતી હતી, તે સમયે ગર્ભમાં ૐકારનો જાપ જપાવા લાગ્યો. સિદ્ધસંકલ્પમતી અને વિવેકશીલ આ ચમત્કાર જોઈ આશ્ચર્ય પામ્યાં, અને 'ગર્ભ કોઈ કારમો છે, કોઈ અવતારી છે,' એમ માનવા લાગ્યાં. દશમો માસ પૂર્ણ થતાં સિદ્ધસંકલ્પમતીને પ્રસવ થયો ને એક અવધૂત બાળકનો જન્મ થયો. જન્મતાં વેંત જ, તે બાળક મોટે મોટે ૐકારનો જાપ જપવા લાગ્યો. તે સિવાય તેણે ઉંવા કે તું ત્યાં, એવો કોઇ પણ પ્રકારનો ધ્વનિ કીધો નહિ. એ જોઇને સૂતિકાગૃહના સર્વ મનુષ્યો ચકિત થઈ ગયાં.

બાળક અવધૂત પાંચ વર્ષોનો થયો ત્યાંસુધી ૐકાર વિના કોઈ પણ ધ્વનિ કરતો ન હતો. માતપિતાને બાળક જ્યારે નાનું હોય છે, ત્યારે તે કયારે મોટું થાય, ચાલતું થાય, બોલતું થાય એવા અનેક મનોરથો થાય છે. તેવા મનોરથો વિવેકશીલને ને સિદ્ધસંકલ્પમતીને પણ થતા હતા. અવધૂત બાળક ખાતો હતો, રમતો હતો, પરંતુ એકે શબ્દનો ઉચ્ચાર કરતો ન હતો. તે જોઇને સર્વને આશ્ચર્ય લાગતું હતું. પુત્રને બોલાવવાના ઘણા ઘણા ઉપાયો માતપિતાએ કરવા માંડયા, પણ સર્વે નિષ્ફળ થયા. સગાં સહોદરે ને વ્યવહારજ્ઞાતા વૈદ્યોએ જણાવ્યું કે, બાળક મૂંગો છે, તેથી માતપિતા ઘણો જ સંતાપ કરવા લાગ્યાં. પરંતુ એ બાળકમાં દેહના ધર્મથી વિપરીતતા પ્રત્યક્ષ દર્શન દેતી હતી, તે મૂંગો છતાં બહેરો ન હતો, તે સર્વ સાંભળતો હતો, સર્વ સમજતો હતો, પદાર્થ માત્રને નીરખીને જાણે તે પદાર્થનું અવલોકન કરીને સાર ગ્રહણ કરતો હોય તેવી ક્રિયા કરતો હતો; છતાં પણ તે બાળક એક પણ શબ્દ બોલતો ન હતો.

અવધૂત બાળક આઠ વર્ષનો થયો. તેના યજ્ઞોપવીતનો કાળ આવી પહોંચ્યો. પિતાએ યજ્ઞોપવીતનો સંસ્કાર કરવાનો વિચાર કર્યો તે સમયે અન્ય બ્રાહ્મણો બોલ્યા કે, "તે ગાયત્રીને કેવી રીતે ભણી શકશે ?" કેટલાએક બ્રાહ્મણોએ કહ્યું કે, 'તેને યજ્ઞોપવીતનો સંસ્કાર તો થવો જ જોઇએ; તેના કાનમાં ગાયત્રીમંત્રનો ઉચ્ચાર કરવાથી તે સંસ્કૃત અને પવિત્ર થઇ શકશે.' પછી બ્રાહ્મણોની અનુમતિથી સંતાપ પામેલાં માતપિતાએ આ વિધિ પ્રમાણે યજ્ઞોપવીત આપવાનો વિચાર કર્યો.

## અવધૂતે માતાને કરેલો ઉપદેશ

યજ્ઞોપવીતની ક્રિયા માટે બાળક અવધૂતને યજ્ઞમંડપમાં બેસાડ્યો, ને બ્રાહ્મણો વેદોચ્ચાર કરતા अग्निमीळे पुरोहितम् નો ઘોષ કરવા લાગ્યા, તે સાથે જ અવધૂતે પણ પોતાના મધુર કંઠથી, પદ, ક્રમની સાથે વેદની ઋચાઓ ભણવા માંડી. એટલું જ નહિ, પણ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ ને અથર્વવેદના મંત્રો પણ સંસ્કારી પંડિતની પેઠે ભણવા માંડ્યા. તે નિહાળી બ્રાહ્મણમંડળ અત્યંત આશ્ચર્યચકિત થઇ ગયું—સંતુષ્ટ થયું. અને માતપિતાના હર્ષનો પાર રહ્યો નહિ.

જ્યારે માતા સિદ્ધસંકલ્પમતી બાળબ્રહ્મચારી અવધૂતને ભિક્ષા પીરસવા આવી, ત્યારે પ્રથમ ભિક્ષા પીરસતાં અવધૂત બાળયોગીએ 'भवति ! भिक्षां देहि'ને બદલે ઋગ્વેદનો મંત્રોચ્ચાર કીધો:— अग्निमीळे पुरोहितं यज्ञस्य देवमृत्विजम् ! होतारं रत्नधातमम् ! (અર્થ—યજ્ઞના દેવ, ઋત્વિજ, હોતા, રત્નોને ધારણ કરનારા અગ્નિદેવની હું સ્તુતિ કરું છું.) એ મંત્રોચ્ચાર સાંભળી બ્રાહ્મણમંડળ પુનઃ નિરવધિ ચકિત થઇ ગયું. તે પરસ્પર વાત કરવા લાગ્યું કે, જે જન્મનો મૂંગો છે, તેને આ વેદનું જ્ઞાન ક્યાંથી? (૨) બીજી વખત તેની માતા ભિક્ષા પીરસવા આવી, ત્યારે યજુર્વેદનો મંત્ર ભણતાં બાળયોગી અવધૂત બોલ્યો કે; ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत् । तेन त्यक्तेन भुंजीथाः ॥ (અર્થ—આ જગતમાં જે કંઇ પદાર્થ છે તે ઇશ્વરથી વ્યાપ્ત છે, તેનો ત્યાગ કરીને તું તારા આત્માનું રક્ષણ કર.)* (૩) ત્રીજીવાર તેની માતા ભિક્ષા પીરસવા આવી, ત્યારે તેના કર્ણ સમીપમાં જઇને અવધૂતે સામવેદનો મંત્રોચ્ચાર કીધો ॐ आप्यायन्तु ममांगानि वाक् प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिंद्रियाणि च सर्वाणि, सर्वं ब्रह्मोपनिषदं माहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोत् ॥ (અર્થ—મારાં અંગો, વાણી, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, બળ, સર્વ ઇંદ્રિયો તૃપ્ત થાવ, હું બ્રહ્મને વીસરું નહિ અને તે મને વીસરે નહિ.)† જેમ જેમ બાળ અવધૂત આ પ્રમાણે બોલતો ગયો, તેમ તેમ તેની માતાને ગભરાટ થતો ગયો ને તેનો પિતા દિઙ્મૂઢ જેવો બની પુત્રના મુખને જોઇ રહ્યો. બ્રહ્મમંડળ એકચિત્ત બની, તે શું કરે છે, તે જોવાને આતુર બની તેને વીંટીને ઊભું રહ્યું. (૪) ચોથીવાર બાળબ્રહ્મચારીની માતા, ભિક્ષા

---

* શુક્લયજુર્વેદીય વાજસનેયી મંત્રસંહિતોપનિષદ્—ઇશોપનિષદનો પ્રથમ મંત્ર. યજુર્વેદનો છેલ્લો ૪૦ મો અધ્યાય.

† સામવેદીય તવલકાર ઉપનિષત્—કેનોપનિષદનો શાંતિમંત્ર.

આપવા આવી, ત્યારે પુત્રના જૂદા જૂદા વેદના મંત્રો સાંભળીને સચકિત તથા સભય ઊભી જ રહી. તેણે બાળકને કહ્યું; "હે પુત્ર! તું આ શું કરે છે? ભિક્ષા લે."

બાળબ્રહ્મચારીએ કહ્યું; "હે જનનિ! હું ભિક્ષા ગ્રહણ કરું છું, હું ભિક્ષા ગ્રહણ કરું છું!" એમ કહીને તે અથર્વવેદનો મંત્ર બોલ્યોઃ- भद्रं कर्णेभिः शृणुयाम देवाः भद्रं पश्येमाक्षभिर्यजत्राः। स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिः व्यशेम देवहितं यदायुः। (અર્થ-હે યજન કરવા યોગ્ય દેવો! કર્ણોવડે કલ્યાણને સાંભળીને, નેત્રોવડે કલ્યાણને જોઇને અને સ્થિર એવાં અંગોવડે તમારી સ્તુતિ કરીને અમે શરીરોવડે દેવોનું હિત કરે તેવાં આયુષ્યને મેળવીએ.)*

આ મંત્રોચ્ચાર કરીને બાળબ્રહ્મચારી અવધૂતે કહ્યું; "હે જગદમ્બે! હે મમ જનનિ! હે જગજ્જનનિ! મને ભિક્ષા આપવાનો તારો મનોરથ છે. તેથી તું ચાર ચાર વાર ભિક્ષા આપવા આવી છે, પણ મને જે ભિક્ષા જોઇએ છે, તે તેં મને એકવાર પણ આપી નથી-મારી માગી ભિક્ષા તું મને આપીશ?"

સિદ્ધસંકલ્પમતીએ કહ્યું; "હે પુત્ર! અપાર આનંદ મને પ્રાપ્ત થયો છે; તારા જેવો પુત્ર, તારા પિતાનો વંશ રાખનાર છે, તેથી તારા પિતાને પણ આનંદ થયો છે; આ બ્રહ્મમંડળ જે તારા કારમા સ્વરૂપથી અને તારી દેવાંશી વાણીથી આનંદ ભોગવે છે, તેઓની સમક્ષ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, હે પુત્ર! જે ભિક્ષાની તને કામના હશે, તે ભિક્ષા આપીને તારો મનોરથ હું અવશ્ય પૂર્ણ કરીશ"

પ્રસન્નચિત્તવાળા અવધૂતે હાસ્યપૂર્ણ વદનથી કહ્યું; "હે માતા! હે અંબા! તારા આ પુત્રને સંન્યાસ લેવાની ભિક્ષા આપ."

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते। पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते॥

(અર્થ-આ પૂર્ણ છે, પેલું પણ પૂર્ણ છે, પૂર્ણથી જ પૂર્ણ થાય છે અને પૂર્ણનું પૂર્ણ લઇ લેવાથી પૂર્ણ જ અવશેષ રહે છે!†) એ જ મારી ભિક્ષામાં પૂર્ણતા છે."

બાળકના મુખથી આ વચન સાંભળીને, સિદ્ધ સંકલ્પમતીને તેના વ્યાવહારિક અજ્ઞાનથી જે આઘાત થયો, તેનું વર્ણન કરવાને કોઇપણ શક્તિમાન્ નથી. ચારે મુખોવડે બ્રહ્મા અને હજાર મુખોવડે શેષ પણ તેનું વર્ણન કરવાને સમર્થ નથી. હજી હમણાં જ-આજે જ-પ્રાણથી પણ

* અથર્વવેદીય બ્રાહ્મણોપનિષદ્-પ્રશ્નોપનિષદનો શાંતિમંત્ર.

† શુક્લયજુર્વેદીય મંત્રસંહિતોપનિષદ્-ઇશોપનિષદનો શાંતિમંત્ર.

અધિક પ્રિય પુત્ર—બાળકે મૌનવ્રત ત્યજેલું છે. અને હર્ષપૂર્વક યજ્ઞોપવીત સંસ્કાર કરાવનારા બ્રહ્મદેવો સાથે માતપિતા આનંદાબ્ધિમાં તરવા લાગ્યાં છે; પુત્ર ભાગ્યશાળી છે, અવતારી છે, સંપૂર્ણ જ્ઞાની છે, એવા વિચારમાં દંપતી કલ્લોલ કરે છે; પુત્ર મોટો થઈ આપણું પરિપાલન કરશે, પિતૃઋણ આપીને આપણને તારશે, 'પું' નામના નરકમાં પડતાં અટકાવશે, લોકસમુદાયમાં આવા સકળગુણસંપન્ન પુત્રથી આપણી કીર્તિમાં વૃદ્ધિ થશે, એ આનંદ ભોગવવાનો હજી પ્રારંભ થાય છે, તે જ ક્ષણે પુત્રે સંન્યાસ લેવાની ભિક્ષા માગી, તે સાંભળીને વિવેકશીલ તે સિદ્ધસંકલ્પમતીને કેવો આઘાત થયો હશે, તેની કલ્પના કરવી અશક્ય છે.

સિદ્ધસંકલ્પમતીનાં નેત્રોમાંથી ખળખળ પાણી વહેવા લાગ્યાં, તેનો કંઠ રુંધાઈ ગયો. મહાકષ્ટે પણ તે બોલી શકી નહિ. તે ક્ષણભર ચિત્તભ્રમથી ગ્રસ્ત બની ગઈ ને તેથી તેને મૂર્છા આવી ગઈ.

માતાની આવી અવસ્થા થયેલી જોઇને બાળ અવધૂતે તેનાં નેત્રો ઉપર હાથ ફેરવીને તેને સાવધ કરી, ત્યારે માતા બોલી; "હે પુત્ર! તેં આ શી ભિક્ષા માગી? મારા પ્રભુ શ્રીશાલિગ્રામની કૃપાથી તારા જેવું પુત્રરત્ન મને સાંપડ્યું. તે શું સંન્યાસ લેવા માટે? હે પુત્ર! ગૃહસ્થાશ્રમ ભોગવ્યા પૂર્વે, અમારા લાડકોડનો લ્હાવો લેવરાવ્યા પૂર્વે તું સંન્યાસ લે, તે અમારાથી કેમ સહન થશે? હે પુત્ર! તું કોઇ બીજી ભિક્ષા માગ."

બાળબ્રહ્મચારીએ કહ્યું; "હે માતા! મારે એ જ ભિક્ષા જોઇએ છિયે, અન્ય નહિ. હે માતા! એ ભિક્ષા આપવામાં તને શી બાધા છે?"

માતાએ કહ્યું; "હે પુત્ર! તું મારો રક્ષક છે, મારા મનોરથો પૂર્ણ કરનારો છે, પણ મારી આજ્ઞા વિના તારાથી સંન્યાસ લેવાય નહિ."

પુત્રે કહ્યું; "હે અંબે! તારી પ્રતિજ્ઞા છે તે પૂર્ણ કર. મારા પિતાનો વંશ રાખનાર ધર્મશીલ ત્રણ પુત્રોની ને એક પુત્રીની તું માતા થશે; માટે મને સંન્યાસ લેવાની આજ્ઞા આપ!"

પછી બાળ અવધૂતે ફરી કહ્યું; "હે અંબે!

अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ।
नित्यं सन्निहितो मृत्युः कर्तव्यो धर्मसंग्रहः ॥

(અર્થ—શરીરો નાશવંત છે; તેમ જ વૈભવો પણ શાશ્વત નથી; અને મૃત્યુ નિત્ય પાસે રહેલું છે, તેથી ધર્મનો સંગ્રહ કર્યા કરવો.) એ જન્મ ધર્યાનું કર્ત્તવ્ય છે."

સિદ્ધસંકલ્પમતી બોલી; "હે વહાલા પુત્ર ! માતાની આજ્ઞા વગર તું તારું કર્તવ્ય કેમ પૂર્ણ કરશે ?"

"હે અંબે ! માતા કોણ ને વળી પુત્ર કોણ ?" અવધૂતે પૂછ્યું. "તું માતા કોની ને હું પુત્ર કોનો ? હું તો અવધૂત, યોગી, બાળબ્રહ્મ-ચારી છું ! મારે માતા શાની ને પિતા શાનો ? હું અજન્મા, અવિકારી, અલિપ્ત, નિરંજન છું. તે તેં હજી જાણ્યું નહિ ? તારા મનમાંથી પુત્ર ને માતાનો વિચાર જડમૂળથી છેદી નાંખી, તું મારા ને તારા સ્વરૂપને જો. હે જનનિ ! તારી પૂર્વ જન્મની ભાવના પૂર્ણ કરવા મેં જન્મ ધર્યો છે. તારી ભાવના હતી કે, 'મને શાલિગ્રામ જેવો પવિત્ર ને કલ્યાણદાતા પુત્ર થાય ને તે અસાર સંસારસાગર તરવાનો ઉપદેશ આપી, મારું કલ્યાણ કરે, તે વાસના–ભાવના પૂર્ણ કરવાને જ મારો અવતાર છે.' હે મા ! તું જાણ કે, આ શરીર અનિત્ય છે ને આયુષ્યનો ભરોસો નથી. જેમ આકાશમાં વિદ્યુત્ ચમકી ક્ષણમાં નાશ પામે છે, સાગરમાં ક્ષણમાં બુદ્દબુદ થઇ, દેખાઇ ક્ષણમાં જ લોપ થાય છે, તેવું જ આયુષ્ય છે. જગતમાં કોઇ ચિરંજીવ નથી ને કોઈ સ્થિર પણ નથી; તેટલા માટે પ્રાપ્ત ક્ષણમાં, પુરુષે આત્મકલ્યાણ કરી લેવું. એક પવિત્ર ક્ષણમાં જન્મેલો, પવિત્રતામાં દૃઢ થઇ વૃદ્ધિ પામેલો સાત્ત્વિક સંકલ્પ–પવિત્ર ભાવનામાં, મેં તરણોપાય દૃઢ કરી સિદ્ધ કીધો છે ને તું કરી લે ને તારી ભાવના સફળ કર. હે અંબે ! આ સ્મશાનભૂમિ તરફ તું જો. ત્યાં નિત્ય અસંખ્ય મનુષ્યો ભસ્મીભૂત થાય છે, તેમાંથી જેઓએ તત્ત્વસંગ્રહ કીધો છે, જન્મના–દેહના–આત્માના ધર્મને જાણ્યો છે, નિત્ય ધર્મ શો છે, તે જાણી પરમાત્માને પીછાણ્યો છે, તે જ જન્મના તથા મૃત્યુના ફેરામાંથી બહાર નીકળી ગયા છેઃ શેષ તો મિટ્ટીમાંથી ઘડાય છે, મિટ્ટીમાં મોહ પામી, મિટ્ટીમાં જ પડી, મિટ્ટીમાંથી પુનર્જન્મ ધરી, પુનઃ મિટ્ટીમાં સમી જાય છે.

આકાશમાં સૂર્યનારાયણ દેવનો ઉદય થાય છે અને લોકદૃષ્ટ્યા તે અતિ તીવ્ર ગતિથી કોટ્યાનકોટી કોશોની મજલ કરે છે. એની ગતિથી ક્ષણે ક્ષણે જીવનું આયુષ્ય ક્ષીણ થતું જાય છે. રાત્રિ પડે છે ને પાછું પ્રભાત થાય છે. તે પ્રત્યેક ક્ષણે આયુષ્ય ક્ષીણ થતું જાય છે, તેનો વિચાર કોને છે ? સૌ મિથ્યા રગડામાં રગદોળાયલા જ રહે છે અને એમ કરતાં કરતાં, આજે ભજન કરીશું, કાલે ઇશ્વર સેવીશું, ત્રીજે દિવસે જ્ઞાન મેળવીશું, એવા વિચારમાં ને વિચારમાં છત્રીસ હજાર

રાત્રિઓ (૧૦૦ વર્ષો) સમાપ્ત કર્યા જાય છે ને કર્તવ્ય ચૂકી જાય છે. હે માતા ! એ છત્રીસ હજાર દિવસોમાં (સો વર્ષોમાં) પણ આ જગન્નગરના જીવોની કામના પૂર્ણ થતી નથી. નિત્ય નિત્ય તેઓ નવી નવી ઉપાધિઓમાં-માયામાં આનંદપૂર્ણ હૃદયે રગદોળાયા કરે છે, અને અંતે લક્ષ ચોરાશીની રેંટમાળમાં પડીને જન્મમરણના ફેરામાં અટવાયા કરે છે. જેમ થોડા પાણીનું માછલું થોડા કાળમાં જ મરી જાય છે, તેમ જ મનુષ્ય પણ અલ્પાયુષી છે, તેથી થોડા કાળમાં મરણ પામે છે. જેમ વૃક્ષપર પડેલું વરસાદનું પાણી ક્ષણભર સ્થિર રહી શકતું નથી, થોડી ક્ષણમાં જ જમીનપર ગબડી જાય છે, સુકાઇ જાય છે, અને હતું નહતું થઇ જાય છે, તેવી જ આ શરીરની પણ ગતિ છે. જીવ જન્મે છે, બાલ્યાવસ્થા ભોગવે છે, યૌવનનો અનુભવ લે છે, વૃદ્ધ થાય છે અને મરણ પામે છે. આ જ આ દેહનો નિત્યનો ધર્મ છે.* એમાંથી તરી જનારાને માટે અનિત્ય પદાર્થપર વિરાગ ને નિત્યપર રાગ થવો એ નિત્યનું કર્તવ્ય છે. જેમ વટવૃક્ષ ઉપર લીલાં પાંદડાં આવે છે, તેમાંથી નાનાં મોટાં કુમળાં સૂકાં વખત આવ્યે ખરી પડે છે અને કાળને વશ થઈ પોતાનું આયુષ્ય પૂર્ણ કરે છે,† તેમ જ આ જગતના જીવોમાં અનેક જીવો જન્મે છે, તેમાંના નાના કે મોટા, વખતે કે કવખતે, કાળના મુખમાં જઇ પડે છે.

હે અમ્બે ! આ પ્રમાણે જગતના જીવોની વ્યવસ્થા છે. આ મનુષ્યદેહ નિત્ય પ્રાપ્ત થતો નથી. તે તો બહુ કાળના પુણ્યના સંચયનું પરિણામ છે; અનેક જન્મોની શુભ વાસનાનું ફળ છે; જન્મજન્માંતરની ભાવનાઓનો પ્રતાપ છે. તેમાં પરમ પુરુષ સાથે ગાઢો સ્નેહ કરવો, તેના પ્રેમમાં લીન થવું, એ જ સકળ તત્ત્વનું તત્ત્વ, સારનો સાર ને ધર્મનો ધર્મ છે. પિતા, માતા, પુત્ર, ધન, સુખ એ તો ચાર ઘડીની ચટકી છે, તેમાં મોહ શો ? તારો મોહ ત્યજ ને મને જ ભજી, તરી જા‡ ને મને આજ્ઞા આપી કૃતાર્થ થા.”

---

*अस्ति, जायते, वर्धते, विपरिणमते, अपक्षीयते અને नश्यति એ ષડ્ભાવ વિકાર છે.

† આ વટવૃક્ષના દૃષ્ટાંતને લગતી પીપળાના વૃક્ષને ઉદ્દેશીને એક કહેવત છે તે આ પ્રમાણે—

'પીપળપાન ખરંતાં, હસતી કૂંપળીઆં;
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપુડીઆં:'

આ કહેવતમાં થોડો ફરક નજરે પડે છે પણ ભાવાર્થ એક જ છે.

‡ अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ।

સિદ્ધસંકલ્પમતીનું આ ઉપદેશથી સમાધાન થયું નહિ, તેના હૃદયમાં હજી કંઇક અજ્ઞાન-કંઇક મોહ-કંઇક વ્યાવહારિક વાસનાનો સંચાર હતો. તેનો નાશ કરવા, તેને દૂર કરવા અવધૂતે ફરીથી એકવાર મનપર લીધું. તે પુનઃ બોલ્યો; "હે અમ્બે ! આ નદી તરફ તારી દૃષ્ટિ કર. તે ખળખળાટ કરતી વહી જાય છે. તેનો અપાર વેગ જો ! દૂર દૃષ્ટિ કરતાં તેનો વેગ તને જણાશે, પણ આ સ્થળથી તે કેમ વહે છે, તે જણાતુંએ નથી. વળી એ નદી આગળ ને આગળ વધતી જઇ સમુદ્રને મળે છે, પણ પોતાનાં મૂળ સ્થાનને પુનઃ પ્રાપ્ત થઈ શકતી નથી. એમ જ આ દેહનું પણ સમજ. બાળક કેમ વધે છે, કેમ જગતમાં રમે છે, જગતમાંના લોકો તેને કેમ રમાડે છે, તે કેમ મોટો, જાડો, માંદો થાય છે, શિશુ, કિશોર, તરુણ ને વૃદ્ધ કેમ થાય છે, કેમ મૃત્યુને પામે છે તે, આ નદીના સમીપમાં ઊભેલાને જેમ તેનો વેગ જણાતો નથી, પણ દૂરથી જોનારાને જ તે જણાય છે, તેમ જ મારી ગતિ તને જણાતી નથી, અન્ય જ તે જોઇ શકે છે. વળી જેમ નદી મૂળ સ્થાનને પુનઃ પ્રાપ્ત થતી નથી, તેમ જ જીવને પુનઃ બાળપણું પ્રાપ્ત થવાનું નથી; તો પછી બાળપણામાં સંન્યાસ ન લેવો ને વૃદ્ધાવસ્થામાં સંન્યાસ લેવો, એનો અર્થ શો ? ગયું તે પાછું આવતું જ નથી. પણ હે જનનિ ! કાળનો વેગ તો અતિ ત્વરિત છે—નદીના વેગ કરતાં પણ જીવિતનો વેગ વધારે પ્રચણ્ડ છે. મારા પ્રતિ તું દૃષ્ટિ કર. હજી ગઈ કાલે હું નાનું બાળક હતો, આજે જોતજોતાંમાં મોટો થઈ ગયો છું. ક્યારે મોટો થયો, કેવી રીતે મોટો થયો, તેનું તને જ્ઞાન પણ નથી. અમ્બે ! આયુષ્યની-જીવિતની આવી ગતિ છે. પુત્ર, સ્ત્રી, ધન, વૈભવ, દેહ-આયુષ્ય નાશવંત છે. જેમ સમુદ્રમાં રહેલો મગર સપાટાબંધ મનુષ્યને ગ્રહણ કરે છે, તેમ કાળ પણ મનુષ્યને સપાટાબંધ વશ કરી લે છે. વિશ્વમાં કોઇ અમર નથી. અમર તો તે જ છે કે, જેણે પોતાના દેહનું જ નહિ, પણ આત્માનું કલ્યાણ કરવાનું સ્વરૂપાનુસંધાનરૂપ અમૃત પીધું છે."

સિદ્ધસંકલ્પમતીએ કહ્યું; "હે પુત્ર ! તે સંસારનો લહાવો લીધો નથી તે લે, અને પછી તારી સાથે જ અમારું પણ કલ્યાણ કરી કલ્યાણને માર્ગે ચડ ને ચડાવ !"

"હે જનનિ ! કહે મને, સંસાર એટલે શું ? સંસાર એટલે અજ્ઞાન, સ્વપ્ન કે કંઇ અન્ય છે ! પણ જેમ ઊંઘમાં આવેલું સ્વપ્ન જાગૃતાવસ્થામાં નાશ પામે છે, તેમ જ, હે અમ્બે ! સ્વપ્નરૂપ આ સંસાર પણ નામરૂપ-

રહિત જાગૃતાવસ્થા–જ્ઞાનાવસ્થા પ્રાપ્ત થતાં નાશ પામી જાય છે, એવો સંસાર ભોગવવા મને તું કહે છે, ને તેમાં કલ્યાણ માને છે ? શી વિપરીત મતિ ! પણ હે અમ્બે ! જાણુ કે સુંદર વૃક્ષ ઉપર મોગરાનું કે ગુલાબનું ફૂલ સુંદરતામાં પ્રકાશી રહે છે ખરું, પણ જેને આજે આપણે સુગંધિદાર જોઇએ છિયે, તે કાલે કરમાઈ જાય છે–સૂકાઈ જાય છે, દૃષ્ટિમાંથી જતું રહે છે ને મનઃસૃષ્ટિમાંથી પણ નાશ પામે છે; કેમકે કાળ તેને ખાઇ જાય છે–વીસરાવી દે છે. તેમ જ આ આયુષ્ય આકાશમાં ઝબકતી વીજળીના જેવું છેઃ એ ક્ષણમાં તે દૃષ્ટિએ પડે છે, પણ બીજે જ ક્ષણે તે ક્યાં અદૃશ્ય થઈ જાય છે તેની કોઇને ખબર પણ પડતી નથી. હે અંબે ! એવું આયુષ્ય અસ્થિર છે, તેમાં જીવે તત્ત્વોપદેશ ગ્રહણ કરીને પરમ કલ્યાણ પામવા માટે પ્રયત્ન કરવો જોઇએ. સંસાર ભોગવવા માટે નહિ ! મારાએ અનેક જન્મો થયા છે ને તારાએ અનેક જન્મો થયા છેઃ* ત્યાં તું માતાએ ન હતી ને હું પુત્રે ન હતો. અનેક પુત્રોનું સુખ તેં અનુભવ્યું છે ને અનેક માતાઓનાં લાડકોડ મેં પણ ભોગવ્યાં છે. તેમાંના એકે પુત્રનું તને આજે સ્મરણ નથી, તેમ તેનો મોહ પણ નથી, તેં જેમ તેઓનો મોહ ત્યજી દીધો છે, તેવો જ મારા પ્રતિ પણ વિરાગ ધારણ કર, ને આ વિશ્વપ્રતિ પણ વિરાગ ધારણ કર, ને તારા આત્માનું કલ્યાણ કરી લે; કેમકે તારા આત્માના કલ્યાણ માટે જ મારે જન્મ ધરવો પડ્યો છે. હે મા ! આ જન્મે, તારા સંકલ્પનો સંન્યાસ કરીને સ્વસ્વરૂપનું અનુસંધાન કરી, મોક્ષને પામ; યુક્ત એવાં કર્મફળનો ત્યાગ કરી નૈષ્ઠિક બનીને શાંતિને પામ ! પણ જે અયુક્ત છે તેની કામનામાં ફલાસક્તિ કરી બંધનમાં પડ નહિ.† તું યુક્ત થઇ સર્વ કર્મનો ત્યાગ કરીને અભ્યાસથી તથા વૈરાગ્યથી ચિત્તનો નિરોધ કર,‡ વાસનાનો ક્ષય કર, મનનો લય કર, તત્ત્વજ્ઞાન સંપાદન કર. આ પ્રપંચ મિથ્યા છે, તેનું મિથ્યાપણું જાણીને તારા આત્માને સાધ્ય રાખ ને મારા પ્રતિની જ નહિ, પણ આ લોકની ને દેવલોકની–બ્રહ્મલોકની ને સત્યલોકની સર્વ વાસનાને ત્યજી દે. પૂર્વ

---

* बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ! ॥

† युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥

‡ अभ्यासवैराग्याभ्यां तन्निरोधः ।

જન્મમાં તારી જે જે ભાવનાઓ બંધાઈ રહેલી છે, તેમનાપર જ્ઞાનામૃતનું સિંચન કરીને પવિત્રતાને પુષ્ટ કર. તેમને નવપલ્લવિત કર ને તારા આત્માનું સાર્થક કરી લે. હે મૈયા! દેહની અનિત્યતા જાણી મારા જ સ્વરૂપમાં તું સદાય નિમગ્ન રહેશે તો તું પરમ પદને પામશે."

વાત્સલ્ય પ્રેમથી ઉભરાઈ ગયેલી માતાને પુત્રનો જ્ઞાનોપદેશ સાંભળતાં, પૂર્વ જન્મની ભાવનાનું સ્મરણ થઇ આવ્યું. પૂર્વ જન્મમાં શાલિગ્રામની પૂજા કરતાં એને જે જે ભાવનાઓ થતી હતી, તેમનું તાદૃશ ચિત્ર તેની સમીપમાં ખડું થઈ રહ્યું. તેને જ્ઞાન પ્રાપ્ત થયું. તેનો મોહ નાશ પામ્યો. તે પોતાના પુત્રને પુત્રરૂપે નહિ પણ અદ્‌ભુત યોગીરૂપે જોવા લાગી. બ્રહ્મા, વિષ્ણુ ને શંકરસ્વરૂપે તેનું તેને દર્શન થયું! તે રૂપમાં તે તદાત્મક થઇ ગઇ। એ રૂપના સ્વરૂપાનુસંધાનમાં તે એવી તો લીન થઇ ગઇ કે, તેની મનઃસૃષ્ટિમાંથી દ્વૈત ઓગળી ગયું, દેહનું ભાન પણ ભૂલાઇ ગયું! બ્રહ્મદેવસમાજ આ બાળક અવધૂતનું જ્ઞાન જોઇને તેને વંદન કરવા લાગ્યો. બાળ અવધૂતને હર્ષ કે શોક, મારું કે તારું, એમાંનું કંઇ નહોતું. તેની વૃત્તિ તેની માતાના કલ્યાણમાં જ લાગેલી હતી.

થોડીવારે ભ્રાંતિ મટતાં સિદ્ધસંકલ્પમતી બોલી; "અહો! હું આજે કૃતાર્થ થઇ છું! જેમ દેવહૂતિનું કલ્યાણ કરવાને કપિલ ભગવાન જન્મ્યા હતા, તેમ જ મારું કલ્યાણ કરવાને માટે આ અવધૂત યોગીનો જન્મ થયો છે. મારું મમત્વ અને અહંત્વ ક્ષીણ થયું છે ને નષ્ટ થયું છે. આ અદ્‌ભુત મૂર્તિમાં હું લીન છું. એ જ મૂર્તિનું ધ્યાન અને ભાવના અંતકાળ પર્યંત મને રહો!" પછી પુત્રને ઉદ્દેશીને તે બોલી; "હે યોગીન્દ્ર! હે વિપુલ જ્ઞાની! મેં ભિક્ષા આપી. આપની ઇચ્છામાં આવે ત્યાં વિચરો."

તુરત જ જે દંડકમંડલુ હાથમાં હતાં તે લઇને અવધૂતે વનમાં પ્રયાણ કીધું. તેનું અકલિત ચરિત્ર નીરખી જનસમાજ કૃતાર્થ થયો.

પ્રયાણકાળે તે અવધૂત મહાત્માએ કહ્યું કે; "અશાશ્વત દેહને જે અનિત્ય જાણે છે, અનિત્ય દેહના સુખને જેણે તિલાંજલિ આપી છે અને પરમાત્માની ભક્તિમાં જે લીન છે, તે શાશ્વત પરબ્રહ્મ ધામનો ને તેના સુખનો ભાગી થાય છે. અહો લોકો! શાશ્વત અને અશાશ્વત જાણી, નિત્ય મુક્ત પરમ આનંદના ભાગી થવાનો પ્રયત્ન કરી, જેના હૃદયાકાશમાં તે ભાવના પ્રબળ થઇ સંચાર કરશે તે જ તેના સુખનો ભોક્તા થશે."

## ભાવનાનું સ્વરૂપ

વત્સ સુવિચાર ! એ જ અવધૂત યોગી તે ગુરુ દત્તાત્રેય છે. તેણે જ જગતના કલ્યાણરૂપ ચોવીસ પદાર્થોમાંથી તત્ત્વ ગ્રહણ કરી, ચોવીસ ગુરુઓ કીધા હતા.* શુદ્ધ ભાવનાને તેણે જ પરમ પદે સ્થાપી છે. પ્રકટ-પ્રજ્ઞા તો તારા પ્રસંગમાં એક કારણ જ છે; તેમ તેના પ્રસંગમાં તું પણ કારણ છે. તમારી બન્નેની પૂર્વ જન્મોની ભાવના સાત્ત્વિકપણાને પામી હતી, તેનું જ આ જન્મમાં ફળ પ્રાપ્ત થાય છે. જે જીવ ધ્યાનની-સંકલ્પની-મનોરથની-ભાવનાની પૂર્ણ દૃઢતા કરે છે, તે જીવનો પિંડ-ભગવાન્ મનુ પ્રમાણે-શુદ્ધ સાત્ત્વિક વાસનાનો બંધાય છે. તે વાસના પવિત્ર ને દૃઢ થતાં પૂર્ણાનન્દને પ્રાપ્ત થાય છે, જેને જેવો ને જેપર પ્રેમ હશે, જેની જેવી ભાવના હશે, જેની જેવી વાસના દૃઢ હશે, તેને તેવે રૂપે ઇષ્ટ સ્વરૂપની ને ઇચ્છિત ફળની પ્રાપ્તિ થશે. પ્રેમ જ પ્રમુખ છે, ભાવના બળવાન્ છે, સંકલ્પ સિદ્ધિ આપે છે, પ્રેમભક્તિથી જ તન્મયતા, તદ્દાકારતા-સાક્ષાત્કાર પ્રાપ્ત થાય છે. જેને એ સ્થિતિ પ્રાપ્ત થાય છે, તેના આનન્દનો પાર રહેતો નથી. તેનો આનંદ અનિર્વચનીય છે; ન્યૂનતારહિત છે.

પરબ્રહ્મના સન્નિધ વિરાજતા ભક્તજનો શુદ્ધસાત્ત્વિક ભાવનાવાળા છે; તેથી સર્વ જ તેમને પ્રિય અને સમાન છે. જેઓ સર્વસ્વ ઇશ્વરાર્પણ કરતા સતા વ્યવહારમાં વિચરે છે-અસત્થી દૂરના દૂર રહે છે, તેઓ-માંના રાજા કે રાંક સાયુજ્યતામાં સમાન જ છે, ઇશ્વરસન્નિધ એકા-સન ઉપર બેસવાનો સ્ત્રી કે પુરુષ, બ્રાહ્મણ કે ચાંડાલ, ધનવાન્ કે નિર્ધન સર્વને સમાન અધિકાર છે. તમારા બન્નેની પણ ઇશ્વરસન્નિધ સમાનતા જ છે. જેમ પતિતપાવિની જાહ્નવીના નિરનિરાળા ઘાટોપર

---

* ચોવીસ ગુરુઓના નામો-૧ પૃથ્વી, ૨ વાયુ, ૩ આકાશ, ૪ જલ, ૫ અગ્નિ, ૬ ચન્દ્ર, ૭ સૂર્ય, ૮ કપોત, ૯ અજગર, ૧૦ સમુદ્ર, ૧૧ પતંગ, ૧૨ મધુમક્ષિકા, ૧૩ હાથી, ૧૪ મધુહર્તા, ૧૫ હરણ, ૧૬ મત્સ્ય, ૧૭ પિંગલા વેશ્યા, ૧૮ કુરર, ૧૯ બાલક, ૨૦ કન્યા, ૨૧ બાણ બનાવનાર, ૨૨ સાપ, ૨૩ કરોળિયો અને ૨૪ સુપેશકાર. આ ચોવીશને દત્તાત્રેયે ગુરુ બનાવ્યા હતા. એમનાથકી તેણે ક્રમાનુસાર ૧ નિષ્કંપતા, ૨ નિ:સંગતા, ૩ અવિચ્છિન્નતા-નિર્લેપતા, ૪ પાવિત્ર્ય-જનકતા, ૫ દોષરાહિત્ય, ૬ નિર્વિકારતા. ૭ અભિન્નતા, ૮ નિ:સંગતા, ૯ યદૃચ્છા-લાભસંતુષ્ટતા-અયાચકતા, ૧૦ ગાંભીર્ય, ૧૧ અનાસક્તતા, ૧૨ સારગ્રાહકતા, ૧૩ સ્પર્શવિમુખતા, ૧૪ નિર્લોભતા, ૧૫ અનાકૃષ્ટતા, ૧૬ અલોલુપતા, ૧૭ નિષ્કામતા, ૧૮ અપરિગ્રહતા, ૧૯ નિરભિમાનતા, ૨૦ એકાકિતા, ૨૧ બાહ્યાભ્યંતરવૃત્તિશૂન્યતા, ૨૨ સુખસાલીનતા, ૨૩ અદ્વિતીયતા અને ૨૪ ધ્યાનતત્પરતા આ ચોવીસ ગુણો ગ્રહણ કર્યા હતા.

એકસરખું જ પાવન કરનારું જળ વહે છે, તેમ જ પોતપોતાની રુચિ અનુસાર શુદ્ધ ભાવનાથી જે જે ભક્તોએ જેવી જેવી ઉપાસના કીધી છે, જ્ઞાન સંપાદન કીધું છે, તેમને તેવું ફળ મળ્યું છે, પણ જેની પ્રેમાળ ભાવના ઇશ્વરપ્રતિ જ છે, તે સર્વ પરમ પુરુષ સમીપ સમાન જ છે. રુચિની વિચિત્રતા પ્રમાણે જેમ સુવર્ણના અનેક અલંકારો નૂતન નૂતન સ્વરૂપે દર્શન દે છે, પણ અંતે તો સુવર્ણ જ છે,* તેમ પ્રેમી ભક્તની વિચિત્ર રુચ્યનુસાર પરબ્રહ્મનાં નૂતન નૂતન રૂપો દેખાય છે, પણ તે સર્વે એક જ છે. ઇશ્વર, પરમાત્મા, પરબ્રહ્મ, પુરુષોત્તમ, નારાયણ, આદિ-પુરુષ, પરમજ્યોતિ, હરિ, હર એક જ છે–માત્ર નિસ્સીમ પ્રેમ અને એકાંતિક ભક્તિનાં સ્વરૂપો જ જુદાં દર્શન દે છે. એ સર્વ ભાવનાનાં જ નૂતન નૂતન રૂપો છે. એ નૂતન નૂતન ભાવનારૂપ નૂતન નૂતન સ્વરૂપધારી પરમાત્માના સાન્નિધ્યનો જીવ પોતપોતાની ભાવનાનુસાર અધિકારી છે.

શુદ્ધ ભાવના પ્રદીપ્ત કરવા બાહ્ય રંગનો ત્યાગ કરવો અને આંતર-દૃષ્ટિને જાગૃત કરવી; હૃદયપ્રદેશમાં દર્શન દેતા ભગવત્સ્વરૂપનું નિરંતર ધ્યાન કરવું; ચરણકમળથી દૃષ્ટિ ઝમાવી અતિ શાંતપણે ધીમે ધીમે દૃષ્ટિને ઊંચે ઊંચે ચડાવી, ભગવાનનાં મુખારવિંદપર સ્થિર સ્થાપવી અને એ જ ક્રમે ધીમે ધીમે નીચે ઊતારી ચરણકમળોપર પુનઃ સ્થિર કરવી. એમ આરોહણ અવરોહણ કરતાં કરતાં ચરણોપર અને નેત્રોપર દૃષ્ટિ સ્થિર થઈ જશે; ભક્તની દૃષ્ટિ ત્યાં જ લીન થઇ જશે; અને પછી એ-ત્રિકાળે પણ દૈવવશાત્ ધાડા અંધકારમાં અજ્ઞાનમાં જવાનો સમય આવે તોપણ તે સ્વરૂપ-મૂર્તિ (તત્ત્વનું જ્ઞાન-સ્વરૂપાનુસંધાન) વિદૂર થશે નહિ, પણ તેમાં જ તે લીન રહેશે. પછી ક્રમે ક્રમે ધ્યાતાનો અને ધ્યેયનો લોપ થઇ જશે, અને સ્વરૂપ બિંદુરસદ્વારા પરમાત્મામાં એવું લીન થઇ જશે કે, ત્યાં જ અવધિ, ત્યાં જ મુક્તિ, સર્વત્ર 'हरिरेव जगज्जगदेव हरिः' જણાશે."†

આ પ્રમાણેની ભાવનાનું અપૂર્વ જ્ઞાન આપી, યોગીન્દ્ર મહાત્મા વિરામ પામ્યા; અને શુદ્ધ સાત્ત્વિક ભાવનાથી ભાવિત થયેલાં દંપતી પોતાના આશ્રમ પ્રતિ વિદાય થયાં: એ દિવસથી નિત્ય શુદ્ધ સાત્ત્વિક ભાવનાને વિશેષ નિર્મળી, વિશેષ તેજસ્વી ને અતિ દૃઢ કરતાં ગયાં.

---

* ધાટ ધડ્યા પછી નામરૂપ જુજવા, અંતે તો હેમનું હેમ હોય.

† १ देशबन्धश्चित्तस्य धारणा । २ तत्र प्रत्ययैकतानता ध्यानम् । ३ तदेवार्थमात्र-निर्भासं स्वरूपशून्यमिव समाधिः । पातंजलयोगदर्शनम् । विभूतिपादः ।



# નવમ બિન્દુ

## ભક્તાધીન ભગવાન્

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥
सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ श्रीगीता.
आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे ।
कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः ॥ श्रीभागवत.

અર્થ—જે બ્રહ્મભૂત–અહંબ્રહ્માસ્મિના નિશ્ચયવાળો આત્મા, પ્રસન્ન, રાગદ્વેષાદિથી મુક્ત–વિશુદ્ધ ચિત્ત છે, તે કદી શોચ કે કામની ઈચ્છા કરતો નથી. સર્વભૂત–પ્રાણીમાત્ર પ્રતિ સમાનવૃત્તિ હોઇ (હોય છે તો), (જે) મારી પરમ ભક્તિને પ્રાપ્ત કરે છે, (તે) સદા સર્વ કરતાં મને જ (પરબ્રહ્મ–ઈશ્વરને જ) શરણ રહે તો તે મારા પ્રસાદથી શાશ્વત–અવિનાશી–અવ્યય પદને પામે છે !

અર્થ—ભગવાન્ શ્રીહરિના ગુણો જ એવા છે કે આત્માના જ આનંદમાં રમનારા મુનિઓ કામક્રોધાદિક–અહંકારરહિત હોય છે તોપણ ભગવાન્ વિષે ફળાનુસંધાનરહિત ભક્તિ કરે છે.



પરબ્રહ્મના સાક્ષાત્ અંશાવતારી નિત્યમુક્ત યોગીન્દ્ર મહાત્મા ધ્યાનમાંથી મુક્ત થઇને આનંદરૂપે વિરાજમાન હતા. આજનું તેમનું મુખારવિંદ અતિ પ્રસન્ન હતું; આનંદ તેમના મુખપર ઝગઝગી રહ્યો હતો. સમય પણ એવો સુંદર હતો કે, એ યોગીન્દ્ર મહાત્માના પ્રસન્ન ચિત્તને આહ્લાદિત કરતો હતો. વનરાજિઓ ફાલીફૂલીને બહેકી રહી હતી; નિર્દોષ પક્ષીઓ જાણે પરબ્રહ્મની અલૌકિક લીલાનું ગાન કરતાં હોય, તેમ મધુર સ્વરથી કલરવ કરી રહ્યાં હતાં; ઠામઠામ કાળાં મૃગો રમતાં–દોડતાં નિર્ભયપણે ગેલ કરી રહ્યાં હતાં, અને નજી-

કના આશ્રમનાં મુનિબાળકોની આસપાસ કૂદી નાચીને આનંદ ઉપ-
જાવતાં હતાં. મુનિબાળકો પણ તેમને પંપાળીને તેમનાં મુખોનાં ચુંબનો
લેતાં હતાં. એ જોઇને યોગીન્દ્ર મહાત્મા પરમાત્માની પરમ લીલાને
પ્રણામ કરતા હતા.

મહાત્માનું આવું અલૌકિક દિવ્ય પ્રસન્ન મુખ જોઇને સુવિચાર ને
છદ્મલિંગ પણ ઘણા જ પ્રસન્ન થઇ ગયાં. તેઓએ માર્ગમાંથી આવતાં
માનસ સરોવરમાંથી ઉત્તમ કમળો ચૂંટી લઈને, પ્રત્યેકે પોતાનો પ્રેમ-
ભક્તિ-આનંદ દર્શાવવા એક એક માળા ગૂંથી હતી, તે મહાત્મા મુક્ત-
દેવના પ્રસન્ન ચિત્તમાં આમોદપ્રમોદ વધારતાં, તેમના કંઠમાં પરમ પ્રેમથી
આરોપી સાષ્ટાંગ પ્રણામ કરીને તેમની સન્નિધિમાં બેઠાં.

**પરમધામવર્ણન**

પછી પ્રસન્ન ચિત્તે યોગીન્દ્ર મહારાજ બોલ્યા; "હે વત્સ સુવિ-
ચાર! હે પ્રકટપ્રજ્ઞા! આપણો સમાગમ, આ
જગતની લીલા માટે આજે તો છેલ્લો જ છે! આપણે
પાછા મળીશું: આપણે અનિર્વચનીય સ્થાનમાં
મળીશું ખરા, પણ ત્યાં આ રૂપે નહિ; તે સ્થાનમાં આપણું સ્વરૂપ
નૂતન જ બની જશે. જ્યાં મળીશું ત્યાં હુંએ નથી ને તુંએ નથી; ત્યાં
બ્રાહ્મણે નથી, શૂદ્રે નથી, ગુરુએ નથી ને શિષ્યે નથી; ત્યાં શોક, મોહ
કે ભયે નથી-ત્યાં અભય જ છે. ત્યાં કહેનારે નથી, સાંભળનારે નથી,
કર્તાએ નથી, ભોક્તાએ નથી, દ્વેષે નથી ને રાગે નથી; લોભ, મોહ,
મદ, મત્સર, આશા, તૃષ્ણા, ધર્મ, અર્થ, કામ એમાંનું ત્યાં કંઇએ નથી,
ત્યાં પાપ પુણ્ય, સુખદુઃખ, વેદ, યજ્ઞ, યાગ, ભોજન કે ભોજ્ય એમાંનું
કંઇએ નથી; ત્યાં મૃત્યુની શંકા નથી ને જન્મનો ભય નથી, જાતિનો
ભેદ નથી ને વિજાતિથી સંકોચ પામવાનું નથી. ત્યાં પિતાએ નથી ને
માતાએ નથી, બંધુએ નથી ને મિત્રે નથી; ત્યાં માત્ર ચિદાનંદ પરમ
પવિત્ર પરમાત્મા જ છે. એ જ પરમાત્માને પ્રાપ્ત કરવાની આ લોકના
જીવમાં શુદ્ધ સાત્ત્વિક પ્રબળ વાસના થવી જોઈએ.* કર્તા ભોક્તા
આદિ કર્મોનો જેના હૃદય-ચિત્તમાંથી લોપ થઇ ગયો છે, જેનો મનો-
લય થયો છે, જે વૃત્તિ શૂન્ય કરી, આત્મમય બની, સર્વત્ર એકતા
અનુભવે છે ને જે પરમ શ્રદ્ધાથી પરમાત્મા-બ્રહ્મને ભજે છે, એવા જીવો
જીવન્મુક્ત છે; અને એ જીવન્મુક્ત જ વિદેહમુક્તરૂપે વ્યવહારમાં
વિચરી, એ અવિનાશી-અચ્યુતધામને પામે છે. આ એક પ્રકારની

* मामिच्छाप्तुं धनञ्जय ।

વાસના છે, પણ જીવન્મુક્તના આત્મામાં આવી જે વાસના વાસ કરીને દૃઢપણે રહી છે, તે વાસના નથી, પરંતુ શુદ્ધ સત્ત્વ નામનું સત્તા-સામાન્ય છે; અને આકાશની પેઠે જીવને ઉપાધિ થયા છતાં, કર્મ ધર્મમાં જે લેપાતો નથી, સર્વજ્ઞ છતાં જે મૂઢની પેઠે બેસી રહે છે, જે વાયુની પેઠે અશક્ત રહીને સર્વત્ર વિચરે છે, એ જ જીવન્મુક્તની દશા છે. એ દશા ભોગવતા જીવને ચિદાનંદના ધામમાં પ્રવેશ કરવાનો અધિકાર છે. જે આત્મ શબ્દ બ્રહ્મને જાણી એટલે વેદની પેલે પાર પહોંચે છે, તે જ્ઞાનવાન્ બની પરમ મોક્ષને પામે છે.

હે વત્સ ! એ અધિકાર તમને સંપૂર્ણ પ્રાપ્ત થયો છે. આજે જે ઉપદેશ હું તમને આપું છું, તેને તમારા હૃદયપદેશમાં નિત્યનો સ્થાપન કરશો તો ચિદાનંદના ધામમાં આપણે એક જ સ્વરૂપે એક જ દૃષ્ટિમાં, એક જ વાણીમાં ને એક જ વાસનામાં મળીને આનંદે કલ્લોલ કરીશું ! તદર્થ જ્ઞાનોદયમાં પ્રતિબંધક જે મલિન વાસના, તેનો સંગ ન થવા દેવો, પણ અંતઃકરણ શુદ્ધ કરી વૃત્તિશૂન્ય બનવું અને ત્યારે જ નિર્વિકલ્પ અક્ષય અભય બ્રહ્મધામમાં પ્રવેશ કરી શકાય છે. કાલથી તમારે સંસારમાં જઇને દેહના જે ભોગો ભોગવવાના શેષ છે તે ભોગવવા; પણ પૂર્ણ પરમાત્માને પ્રાપ્ત કરવા માટે જે નિશ્ચલ મંત્ર છે તેનો સદા મનસા વાચા કર્મણા જાપ જપ્યા કરવો,* જેમ ૐ પરમ પવિત્ર છે, સર્વ સિદ્ધિદાતા છે, તેવો જ એક મંત્ર છે. એ મંત્રનું નામ

**માયિક પ્રેમ અને અલૌકિક પ્રેમ**

પ્રેમ–ભક્તિ–શ્રદ્ધા ! જગતના માયિક પ્રેમના જેવો એ પ્રેમ નથી, સ્વાર્થમય કે નથી દુરાશાવાળો પરંતુ એ પ્રેમ તો અલૌકિક છે. એ પ્રેમ વૈખરી વાણીથી વર્ણવી શકાય તેવો નથી; કોઈ શાસ્ત્રોએ એ પ્રેમનું વર્ણન કીધું નથી; એ પ્રેમ વેચાતો લઇ શકાતો નથી ને માગેલો મળી શકતો નથી; કરવાં એ કરી શકાતો નથી. એ પ્રેમ દિવ્ય છે, અદ્વિતીય છે. અચળ છે, નિત્ય અને મુક્ત છે. એ પ્રેમમાં જ પરબ્રહ્મનું અલૌકિક સ્વરૂપ છેઃ ના, એ પ્રેમ જ બ્રહ્મ છે ! એ સાક્ષાત્ બ્રહ્મ છે ! એ અદ્વિતીય બ્રહ્મ છે ! એ જ પરમાત્માની નિષ્કામ અનન્ય નિર્નિમિત્ત (અહૈતુકી) ભક્તિ છે; એ જ સાયુજ્ય મુક્તિ છે; એ જ અક્ષરધામનો વાસ છે; એ જ કૈવલ્ય અને નિર્વાણ

* तज्जपस्तदर्थभावनम् ।

છે. એની પેલી પાર કંઇ પણ નથી. દ્રષ્ટાની દૃષ્ટિ જ્યાં સુધી પહોંચે છે, તેનાથી અનન્ત કોશો દૂર વસેલા ચિદાનન્દ ઘનશ્યામ સચ્ચિદાનન્દ પરમ પ્રભુ પરમાત્માનું જે ધામ છે તે પ્રેમધામ છે. એ ધામમાં જ્યારે આપણે મળીશું-વસીશું, ત્યારે આ સ્થૂળના પરમાણુઓ જોવામાં આવશે નહિ; ત્યાં દેહ, દૃષ્ટિ, વાણી, શ્રવણ, સર્વ દિવ્ય અને અલૌકિક જ રહેશે. એ દિવ્ય પ્રેમધામમાં જવાને અનેક માર્ગો તને શ્રવણ કરાવ્યા છે; હવે સ્મરણ (મનન) અને નિદિધ્યાસન નિત્ય ચાલુ રાખવાનું કર્મ શેષ રહ્યું છે. તે પૂર્ણ કરીને જગતમાં વિચરો! તમે જીવન્મુક્ત છો, માટે જગતમાં વિચરવાથી તમને કોઈ પણ રીતનો બાધ આવશે નહિ.

**પરમ ધામે કેમ પહોંચવું**

ચિદાનંદનું પ્રેમધામ પ્રાપ્ત કરવાનો શ્રેષ્ઠ માર્ગ પ્રેમધામનિવાસી સચ્ચિદાનંદ સ્વરૂપનું એકલક્ષ્ય રાખી વાસના માત્રના બીજને ક્ષીણ કરી, મનોલય કરી, નિર્વિકલ્પ અસંપ્રજ્ઞાત સમાધિમાં સ્થિર થવું ને શ્રદ્ધાથી સતત પરમાત્માનું ધ્યાન ધર્યા કરવું-સંકલ્પ માત્રનો સંન્યાસ કરવો-રાગ, દ્વેષ, મોહ, માયા, મમતાનો ત્યાગ કરવો-અહંતા તથા મમતાનું સદાને માટે ભસ્મ કરવું-કર્મો માત્ર નિષ્કામ બુદ્ધિએ કરવાં! અકર્મનો ત્યાગ કરી પરમ સ્વરૂપનો પરમ પ્રેમ પ્રાપ્ત કરવામાં પરમ વિલીન થઇ રહેવું-એ જ આ જીવનો જન્મારો-આવર્જન ને વિસર્જન સફલ કરનાર, ઉત્તમમાં ઉત્તમ સંકલ્પ છે માટે તેની જ વાસના બંધાવી જોઇએ. એ વાસના જે પૂર્ણ કરે છે, તે પરમ પ્રેમી બની જાય છે. પ્રેમી એટલે સચ્ચિદાનંદરૂપ જ. તેને આધીન સચ્ચિદાનંદ પ્રભુ સદા જ છે. તે ને તે એક જ છે. तत्त्वमसिનો જ્ઞાતા પરમ પ્રેમી જ આત્મસ્થ છે; આત્મસ્થ જ પરમાત્માની એકરૂપતાનો ભોગી છે.* અવસાનકાળે તે આત્મસ્થ—પરમ પ્રેમી જ પોતાના દિવ્ય ધામમાં જઈ નિત્યનો આનંદ ભોગવે છે-આત્માને પરમાત્મા સમાન જ બનાવી દે છે,-રે પોતામાં જ વિલીન કરે છે. હવે પરમાત્માના પરમ પ્રેમના સમાધિસુખમાં જે અટળ-નિત્ય રમણ કરે છે, તે સર્વકાળ જ પરિતૃપ્ત છે, ને તેનાં દુઃખમાત્ર ટળી જાય છે. જેનાં દુઃખ માત્ર ટળી ગયાં, તેને સુખ જ સિદ્ધ છે. એવા ભક્ત-આત્મસ્થ પર પરમાત્માની સદા જ કૃપા-પ્રસન્નતા છે.

* आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिन्तयेत् ।

પરમાત્મા એવા દયાળુ છે કે, જે તેનો ભક્ત બને છે, તેની ઇચ્છાને જ વશ વર્તી તેના જ થઇ રહે છે-એટલે સુધી કે ભક્તની ઇચ્છા પ્રબળ ગણાય છે, અને પરમેશ્વર-ભગવાનની ઇચ્છા ગૌણ થઇ જાય છે. એવા સિદ્ધ દશાવાળા ભગવદ્ભક્તો ધન, કુટુંબ, કીર્તિ વગેરે સર્વ દોષોથી મુક્ત બની, અત્યંત શાંત થઈ, પ્રેમમસ્ત રહીને આ લોકમાં વિચરે છે, ભૂતદયાવડે આર્દ્ર બને છે, વાણીદ્વારા જ્ઞાનામૃત પ્રકટ કરે છે, માયાને મૂઢ બનાવીને હાંકી કાઢે છે, લોકલજ્જાના તાપને હાંકી કાઢે છે અને તેમનું હૃદયકમળ પરમાત્માના પ્રેમામૃતથી સદાય પ્રફુલ્લિત રહે છે. એવા ભક્તને આધીન ભગવાન્ છે. એ ભક્તની ઇચ્છાથી પ્રતિકૂળ એક પાંદડું પણ હલાવવાને તે સશક્ત નથી. એવી પરમ-અનન્ય ભક્તિ સિદ્ધ કરેલા જીવો જ પરમાત્માની ઇચ્છાથી પરમાત્માના સ્વરૂપમાં જ સોહે છે.

ભક્તની ઇચ્છા તે જ ભગવદિચ્છા

### નવમી રાત્રિએ કૌરવોની યુદ્ધમંત્રણા

મહાભારતના યુદ્ધની નવમી રાત્રિએ પાંડવોના પ્રતિપક્ષી કૌરવો સભા ભરીને બેઠા હતા. બન્ધુ દુઃશાસન, ગુરુપુત્ર અશ્વત્થામા, વિકર્ણ, મિત્ર કર્ણ, હિતચિંતક મામો શકુનિ આદિ રાજાઓની સાથે પ્રતાપી રાજા દુર્યોધન મંત્ર કરતો હતો. એ દિવસે યુદ્ધમાં નારાયણના સખા અર્જુને અદ્ભુત પરાક્રમ કીધું હતું, તેથી તે ખિન્નવદન હતો. મંત્રસભામાં યુદ્ધના વિષયમાં સર્વ રાજાઓએ પોતપોતાના વિચારો દર્શાવ્યા. પછી દુર્યોધન બોલ્યો; "હે મિત્ર રાજાઓ! યુદ્ધારંભને આજ નવ દિવસો થયા; આપણું અસંખ્ય સૈન્ય છતાં આપણે પાંડવોનો પરાભવ કરી શકયા નથી. બન્ધુઓ! આજે અર્જુને સંહાર કરવામાં ગજબ કીધો છે. જો એવો ને એવો તે સંહાર કર્યો જશે, તો મારો નિશ્ચય છે કે, આપણે જય પામીશું નહિ. એની મને મોટી ચિંતા થાય છે, ને હવે કોઇ પણ માર્ગ મને સૂઝતો નથી કે જેનો આપણે અંગીકાર કરીએ."

આ વચન સાંભળીને પરમ પ્રેમવડે ઉત્કંઠિત બનેલા કર્ણે કહ્યું; "મહારાજ દુર્યોધન! હું આપનું શું હિત કરું તે મને કહો? જો સેનાપતિપદે હું હત તો કયારનીએ મેં આ પૃથ્વીને અપાંડવી કીધી હત, પણ ભીષ્મપિતામહ સેનાપતિ હોવાથી મારી પ્રતિજ્ઞા છે કે, તેઓ જ્યાંસુધી સેનાપતિ હોય ત્યાંસુધી મારે યુદ્ધ કરવું નહિ, તેથી હું નિરુપાય છું. જો ભીષ્મપિતામહ સેનાપતિપદનો ત્યાગ કરે, અસ્ત્ર શસ્ત્ર તજી દે તો પછી

કર્ણની સલાહ

મારો કેવો પ્રભાવ છે, તે હું સકળ જગતને દર્શાવીશ. ભીષ્મપિતામહ પાંડવોના પક્ષપાતી છે;–જેવા તમે તેમના સગા છો, તેવા જ પાંડવો પણ તેમના સગા છે; અને પાંડવો ઉપર પ્રીતિ હોવાથી મન મૂકીને પિતામહ યુદ્ધ કરતા નથી. યુદ્ધારંભે પિતામહે વળી કહ્યું પણ છે કે, 'હું પાંડવોનાં સૈન્યને હણીશ, પણ પાંડવોને નહિ;' તેથી જ્યારે તેમની સામા અર્જુન ઊભો રહે છે, ત્યારે તેઓ સંકુચિત મને બાણ મારે છે! હવે તમે ભીષ્મપિતામહને કહો કે, તેઓ સેનાપતિપદનો ત્યાગ કરે. પછી જુઓ મારા હાથ કેવા છે! ભલે કૃષ્ણ અર્જુનને સહાય કરે, યુધિષ્ઠિરનું રક્ષણ કરે, ભીમની ગદાને તેજસ્વી બનાવે, પણ એક સપાટામાં હું અર્જુનનો નાશ કરીને વિજય પ્રાપ્ત ન કરું તો મારું નામ કર્ણ નહિ!"

કર્ણનાં વચનને સર્વેએ અભિનંદન આપ્યું. પુનઃ કર્ણ બોલ્યો, "રાજા દુર્યોધન! તમે ભીષ્મપિતામહને જઇને કહો કે, 'તમે પાંડવોના પક્ષપાતી છો, તેથી તમારાથી પાંડવોનો પરાજય થઇ શકે તેમ નથી. વળી તમે વૃદ્ધ છો ને અર્જુન યુવાન્ છે, એ જોડું અસમાન છે. વૃદ્ધ યુવાનનો કેમ પરાજય કરી શકે? તમે વૃદ્ધ છો, તેથી ગંગા કાંઠે જઈ રહો; હું તમને સર્વ સાહિત્ય–દાસ દાસીઓ પૂરાં પાડીશ અને તમારી નિત્ય સેવા કરીશ.' આ કહેવાથી પિતામહ ઘણા ગુસ્સે થશે, તેથી તેઓ કાં તો સેનાપતિપદ છોડી દેશે અથવા કંઇ અવનવું કરશે." આ વચનને પુનઃ સર્વેએ અનુમોદન આપ્યું, અને દુર્યોધન ઉત્સાહી બનીને એકલો જ ભીષ્મપિતામહના શિબિરમાં ગયો.

એ સમયે ભીષ્મપિતામહ સાક્ષાત્ બ્રહ્મરૂપ નંદનંદના ધ્યાનમાં નિમગ્ન હતા. તેમને પ્રણામ કરીને દુર્યોધન નીચે મોઢ થોડીવાર બેસી રહ્યો. પિતામહે પૂછ્યું "રાજા દુર્યોધન! તારે કંઇ કહેવું છે?"

દુર્યોધન બોલ્યો; "આજે અર્જુને પોતાનું પરાક્રમ જે પ્રકારે દાખવ્યું છે તે જોયા પછી હે પિતામહ! આપણે શું કરવું, તે કંઇ મને સૂઝતું નથી. આપણું સૈન્ય અસંખ્ય છતાં પણ અર્જુન અને ભીમ નિત્ય નિત્ય તે એટલું તો ઓછું કરતા જાય છે કે, હું ધારું છું કે બે ચાર દહાડામાં આપણા સર્વ સૈન્યનો સંહાર વળી જશે!"

ભીષ્મપિતામહ બોલ્યા; "તાત દુર્યોધન! હું મારું કર્ત્તવ્ય તો યથાર્થ રીતે કર્યો જાઉં છું, તેમાં કોઇ રીતની કચાશ રાખતો નથી.

રથી, મહારથી, પેદળ, હયદળમાંથી દશ હજાર યોદ્ધાઓનો મારી પ્રતિજ્ઞા પ્રમાણે હું નિત્ય સંહાર કરું છું !"

દુર્યોધને કહ્યું; "હે નરશાર્દૂલ ! આપ સત્ય કહો છો, પરંતુ આપ હવે વૃદ્ધ થયા જો, અર્જુન તરુણ છે, ઉગ્ર તેજસ્વી છે, આજાનુબાહુ છે, બાણાવળી છે, તેને આપ પહોંચી શકો એમ નથી ! વળી આપના મનમાં પાંડવોનો પણ પક્ષ છે, તેથી મનમાન્યું યુદ્ધ આપ કરી શકો નહિ, એમાં હું આપનો શો દોષ કાઢું ? પણ તમારે સ્થાને જો કર્ણ હોત તો તેણે ક્યારનાએ પાંડવોને સ્વર્ગનાં દ્વાર બતાવી દીધાં હોત ! જો આપ સેનાપતિના પદનો ત્યાગ કરો અને ગંગાતટે વાસ કરો તો કર્ણ સૈન્યમાં આવી પાંડવોનો સંહાર કરે. આપના આશ્રમમાં, હું આપને ત્યાં સર્વ સાહિત્ય પૂરું પાડીશ; આપ ત્યાં રહી પ્રભુભજન કરો. હે પિતામહ ! તમે જો સેનાપતિપદનો ત્યાગ કરો તો મારો નિશ્ચય છે કે, કર્ણ અર્જુનને પૂરો પડી શકશે, એટલું જ નહિ, પરંતુ અર્જુનનો પરાજય કરીને અપાંડવી પૃથ્વી કરશે !" દુર્યોધનના આ રીતના વચનો સાંભળતાં જ ભગવદ્ભક્ત, નૈષ્ઠિક બ્રહ્મચારી, ક્ષાત્ર ધર્મનું શુદ્ધ હૃદયથી સેવન કરનાર ગંગાપુત્રે ઉદાસીનતા સાથે મંદ સ્મિત કર્યું.

દુર્યોધનમુખે કર્ણનો સંદેશો

ક્ષત્રિયને શસ્ત્રનો ત્યાગ કરી સંન્યાસ ધારણ કરવાનું કે ગંગાતટે વાસ કરવાનું કહેવું, એ મોટું અપમાન છે. મર્મમાં ને મર્મમાં દુર્યોધને ગંગાપુત્રનું જે અપમાન કીધું, તે પરમ પુરુષના ઉપાસક, હું ને મારાના ત્યાગી, તેમ જ શાંત, દાંત, રાગ દ્વેષ રહિત છતાં એ ધર્મભ્રષ્ટ કરાવનારાં વચનને સહન કરી શક્યા નહિ; તથાપિ પોતાના ક્રોધને નિયમમાં રાખીને તેઓ બોલ્યા; "હે તાત દુર્યોધન ! હું પૂર્ણ ઉલ્લાસથી ક્ષાત્રધર્મને અનુસરીને યુદ્ધ કરું છું; પણ તું અર્જુનનું બળ જાણતો નથી, તેથી જ મને દૂષણ આપે છે. યુદ્ધ કરવામાં મેં ઉણપ રાખી નથી. શ્રીકૃષ્ણની પ્રતિજ્ઞા મૂકાવી, એ તું તારા અહંકારમાં વીસરી જાય છે. અર્જુન કેવો વીરપુરુષ છે, તેનું તને ને તારા સહાયકારી મિત્રોને જ્ઞાન નથી; અને તેથી જ તું મારા બળાબળની કિંમત આંકી શકતો નથી. હવે સાંભળ ! તારા કર્ણ જેવા સો કર્ણો સામા આવે તોપણ જેનો સારથિ શ્રીકૃષ્ણ છે, તેને કોઇ જીતી શકે તેવા કોઇને આ વિશ્વમાં હું જોતો નથી. છતાં તારા મનમાં એમ શંકા રહે છે કે, હું પાંડવોનો પક્ષ કરું છું, તો સાંભળ પુનઃ મારી પ્રતિજ્ઞા; આવતી કાલે હું જે યુદ્ધ કરું, તે

ભીષ્મપ્રતિજ્ઞા

તું જોજે. 'એ યુદ્ધમાં કાં તો હું નહિ ને કાં તો પાંડવો નહિ.' પછી તારે મારે અર્થે ગંગાતટપર સુંદર મંદિર બંધાવવાની પણ આવશ્યકતા નથી, તેમ મારી સેવામાં સુંદર દાસ દાસીઓ મોકલવાની પણ તને આવશ્યક્તા રહેશે નહિ." સત્‌ના ઉપાસક ભીષ્મપિતામહની આ પ્રતિજ્ઞા સાંભળીને, હૃદયમાં પ્રસન્ન થયેલા દુર્યોધને પિતામહના પાદોને વંદન કીધું અને તે ત્યાંથી વિદાય થયો.

તુરત તે મંત્રગૃહમાં આવ્યો. કર્ણ, શકુનિ આદિ પોતાના આસમંડળને તેણે ભીષ્મપિતામહની પ્રતિજ્ઞા નિવેદન કીધી. ક્ષણવારમાં સર્વત્ર એ વર્તમાન પ્રસરી ગયા. કૌરવની છાવણીમાં હર્ષનાદ ફેલાઇ ગયો. મોટમોટા મહારથીઓએ માન્યું કે 'આવતી કાલે જે બચે તે નવે અવતારે આવ્યો જાણવો;' કેમકે ભીષ્મપિતામહ પોતાની પ્રતિજ્ઞા સફળ કર્યા વિના રહેશે નહિ. રથી રથીમાં, મહારથી મહારથીમાં, પેદલ પેદલમાં અનેક પ્રકારની વાતો થવા લાગી. કોઇ બોલ્યો કે, આવતી કાલે આ સમયે અર્જુન જીવશે નહિ; કોઇએ કહ્યું કાલે અપાંડવી પૃથ્વી થઇ જશે અને મહારાજ દુર્યોધન એકચક્રે રાજ્ય કરશે.

સંજયે રાજા ધૃતરાષ્ટ્રને કહ્યું; અર્જુન જીતાવો સહેલો નથી ! તેને યોગીન્દ્ર કૃષ્ણની સહાયતા છે. વળી ભીષ્મપિતામહ વૃદ્ધ છે, એટલે તેના રથના કટકે કટકા ભીમની ગદા કરી નાંખશે.

ધૃતરાષ્ટ્રે કહ્યું; હે સંજય ! તું પાંડવોની કીર્તિ મા ગા. ભીષ્મપિતામહ જેવા તેવા નથી, તેમની પ્રતિજ્ઞા કોઈ કાળે પણ અફળ ગઇ નથી, તો અર્જુનના શા ભાર ! નક્ષત્રી પૃથ્વી કરનારા પરશુરામનો પણ જેણે પરાજય કીધો છે, તે અર્જુનનો પરાજય કરીને જોતજોતામાં તેને ધૂળ ચાટતો કરશે !

છાવણીમાંના મહારથીઓએ વિચાર્યું કે, ભીષ્મપિતામહની પ્રતિજ્ઞામાં પ્રપંચ તો નહિ હોય ? તેમણે શી પ્રતિજ્ઞા કીધી છે–'કાં તો હું નહિ ને કાં તો પાંડવો નહિ.' પાંડવો પણ તેમના પુત્રો જ છે કે ની ! પિતા પુત્રનો ઘાત કરે એ તો સાક્ષાત કલિયુગ આવ્યો જ સમજવો. પણ ભીષ્મપિતામહ સત્યવાદી છે, દુરાધર્ષ છે, અમોઘ બાણ મારનાર છે; તેમની પ્રતિજ્ઞા અફળ તો નહિ થાય. આમ સૈન્યમાં અનેક પ્રકારના ગપાટા સપાટા ચાલવા લાગ્યા. હર્ષમાં આવી જઈને વાર્તાવિનોદમાંથી સર્વ સૈન્યે એવી તો મોટી વીરગર્જના કીધી કે પાંડવ સૈન્ય ખળભળી ઊઠયું.

**પાંડવોની યુદ્ધ મંત્રણા સભા**

પાંડવોની છાવણીમાં—યુધિષ્ઠિરના શિબિરમાં દશમે દિવસે કેમ યુદ્ધ કરવું, તેનો વિચાર કરવાને ધૃષ્ટદ્યુમ્ન આદિ સેનાપતિઓની સાથે પાંડવો બિરાજમાન હતા. તેઓ કૌરવોની છાવણીમાં થતા આનંદધ્વનિઓ સાંભળીને, તેનું કારણ જાણવાને આતુર થઇ ગયા. એટલામાં ભીષ્મપિતામહની છાવણીમાંથી પાંડવોનો દૂત આવ્યો. તેણે ભીષ્મપિતામહની પ્રતિજ્ઞા કહી સંભળાવી. એ પ્રતિજ્ઞા સાંભળતાં જ પાંડવો નિસ્તેજ બની ગયા, તેમનાં ગાત્રો શિથિલ થઇ ગયાં અને તેઓ એક બીજાના મોઢા સામું ટગર ટગર જોઈ રહ્યા.

સર્વ મંડળને ક્ષુભિત જોઈ રાજા યુધિષ્ઠિર બોલ્યા; "ભીષ્મપિતામહ સત્યવાદી છે, તેમનું વચન કોઇ પણ કાળે અસત્ય થશે નહિ. પિતામહે જે પ્રતિજ્ઞા કરી છે, તે સહજ વિચારનું પરિણામ નહિ હોય. બંધુઓ! આપણા જીવિતનો પાક આજે જ પૂર્ણ થયો છે એમ સમજો!"

આ વચન સાંભળી ભીમ ને અર્જુન કંઇ પણ બોલી શકયા નહિ. ક્ષણવારમાં પાંડસેનામાં પણ એ સમાચાર ફરી વળતાં હાહાકાર વ્યાપી ગયો. ભીષ્મપિતામહના પરાક્રમથી કોઈ પણ અજ્ઞાત ન હતું; તેઓ અજિત હતા. તેમણે દિગંતમાં દિગ્વિજય કીધો હતો. તેમની પ્રતિજ્ઞા સાંભળીને નાનાથી તે મોટા સુધી સર્વ સૈનિકો ચિન્તાતુર બની ગયા. કેટલાએક ક્ષુલ્લક મનના સેનાનીઓ થરથર ધ્રૂજવા લાગ્યા: અને ઘોર સંહારનો વિચાર કરવાં તેમનાં શરીરો પ્રસ્વેદથી ભીંજાઇ ગયાં. યુધિષ્ઠિર, ભીમ ને અર્જુન શા નિર્ણયપર આવે છે, તે જાણવાને આખી છાવણી ટમટમી રહી.

પાંડવોની મંત્રસભામાં થોડીવારે ધૃષ્ટદ્યુમ્ન બોલ્યો; "મહારાજ! ભીષ્મપિતામહ અતુલ પરાક્રમી છે, અમોઘ બાણોની વૃષ્ટિ કરનારા છે. પણ જય પરાજય મનુષ્યના હાથમાં નથી: એ કાર્ય તો પ્રારબ્ધનું છે. ભીષ્મપિતામહ સત્યપ્રતિજ્ઞ છે, અજિત છે ને અગાધ શક્તિવાળા છે—છતાં તે પણ મનુષ્ય છે!"

અર્જુને કહ્યું; "ધૃષ્ટદ્યુમ્ન! તું ભૂલે છે, તે ગંગાપુત્ર છે, દિવ્ય તેજસ્વી છે, સ્વચ્છંદમૃત્યુ પામનારા છે—તેમની ઇચ્છા વગર મૃત્યુ તેમની પાસે આવી શકે તેમ નથી. તેમની વાણીમાંથી કોઈ પણ સ્થળે કોઇ પણ કાળે અસત્ય વેણ નીકળ્યું કોઇએ સાંભળ્યું નથી, તેમની પ્રતિજ્ઞા સફળ જ થશે!"

ધૃષ્ટદ્યુમ્ને કહ્યું; "આપ સત્ય કહો છો. ભીષ્મપિતામહ અજિત છે, દુરાધર્ષ છે અને નરશાર્દૂલ છે; પણ હે અર્જુન ! નિયંતાએ તેમને પણ બે હાથ આપેલા છે ને આપણને પણ બે હાથ આપેલા છે. ક્ષત્રિયે ભયથી ધ્રૂજવું, એ તેના ક્ષાત્રધર્મને કલંક લગાડનાર છે. સત્યવાદી ભીષ્મપિતામહ પોતાની પ્રતિજ્ઞા સિદ્ધ કરશે, એ નિઃસંશય છે, તથાપિ આપણે ક્ષુલ્લક પ્રાણી માફક પરાજય તો પામીશું નહિ, આપણે કંઇક યુક્તિ કરવી જોઇએ."

મંત્રસભામાં દ્રૌપદી બેઠાં હતાં, તે બોલ્યાં; "હું ધારું છું કે, આ અતિ મહત્ત્વનો પ્રસંગ છે. મારા બંધુ શ્રીકૃષ્ણની સલાહ વધારે ઉપયોગી થઇ પડશે. ભીષ્મપિતામહના અક્ષયબાણથી મારા પતિઓનું મૃત્યુ થાય, એ કેમ જોવાશે ? મારા સત્યપ્રતિજ્ઞ સ્વામીઓએ શત્રુઓનો પરાજય કરીને મને અખંડ સૌભાગ્યવતી રાખવાનું જે પણ લીધું છે, તે મિથ્યા થવું ન જ જોઇએ. શ્રીકૃષ્ણને બોલાવો, તેમની સલાહ લો. આ સંહારમાંથી તેના સિવાય બીજું કોઈ રક્ષણ આપી શકે તેવું નથી." શાણી રાણી દ્રૌપદીની શાંત વાણી સાંભળીને દૂતદ્વારા યુધિષ્ઠિર મહારાજાએ શ્રીકૃષ્ણને તેડાવી મંગાવ્યા.

સકળ જગતને ઉત્પન્ન કરનાર, રક્ષણ કરનાર ને સંહાર કરનાર શ્રીકૃષ્ણ ઘણે મંદ પગલે મોટા વિચારમાં લીન થયેલા પાંડવોની મંત્રસભામાં આવ્યા ને યુધિષ્ઠિરને પ્રણામ કરીને બેઠા. રાજા યુધિષ્ઠિરે પિતામહની પ્રતિજ્ઞાનો ઇત્થંભૂત વૃત્તાંત તેમને નિવેદન કીધો. શ્રીકૃષ્ણ ક્ષણભર મૌન ધારણ કરી રહ્યા. પછી કેશવ કહ્યું; "ભીષ્મપિતામહનું વચન કદી પણ વ્યર્થ જશે નહિ; તેમની કરેલી પ્રતિજ્ઞા કાલે પ્રભાતમાં સફળ જ થશે ને આવતી કાલની સંધ્યામાં આ પૃથ્વી પાંડવો વિનાની થશે. શી યુક્તિ કરવી, તે મને પણ સૂઝતી નથી. મહારાજ યુધિષ્ઠિર ! જે નૈષ્ઠિકવ્રતધારી છે, જેણે આત્મતત્ત્વ પ્રાપ્ત કીધું છે, ઉદાસીનપણે જે જગતમાં વિચરે છે, સ્વસ્વરૂપમાં જેને અનુસંધાન છે, અનાત્મ પદાર્થનું જેમને ચિંતન જ નથી, મોહ તથા દુઃખના કારણરૂપ સર્વ પદાર્થોનો ત્યાગ કરીને જે આનંદરૂપમાં વિલસે છે, એવા બ્રહ્માનંદી યોગી પુરુષના વચનની નિષ્ફળતા કરવાને કોણ સમર્થ છે ? આપને માટે એ જ કર્તવ્ય શ્રેષ્ઠ છે કે પૂર્ણ બળથી લડવું. અર્જુન જેવો બાણાવળી આપણો સહાયક છે, ભીમ જેવો મહાબળવાન ગદાધારી તમારી સહાયતામાં ઊભો છે, ધૃષ્ટદ્યુમ્ન જેવો સમર્થ સેનાપતિ

છે, દ્રુપદરાજપુત્ર શિખંડીને હાથે ભીષ્મપિતામહનું મૃત્યુ નિર્માણ થયું છે એમ કહેવામાં આવે છે, તો પછી તમને શો ભય છે?"

શ્રીકૃષ્ણનાં આવાં માર્મિક વચનો સાંભળીને ભીમ બોલ્યો; "ભાઈ શ્રીકૃષ્ણ! ભીષ્મપિતામહની સામા ટકી શકવાની મારી તો જરા પણ શક્તિ નથી, અર્જુનમાં શક્તિ હોય તો અર્જુન જાણે! હું તો ગદાથી યુદ્ધ કરી શકું! ગડદાપેચ કરવામાં આપણે કુશળ છિયે; આપણી ગદા જ્યાં ઊછળે ત્યાં કોઇના આશરા નથી; પરંતુ બાણ મારવામાં કુશળ ભીષ્મપિતામહની સામા હું ક્ષણભર પણ ટકી શકું, એવી મારી તો હિંમત નથી. અર્જુનને પોતાના બળ પરાક્રમપર શ્રદ્ધા હોય તો એકલો તે જ ટકી શકે!"

તત્ક્ષણે અર્જુન બોલ્યો; "તમે શી કવાત રો છો? ભીષ્મપિતામહની સામા હું ટકી શકું? આકાશમાં સુસવાટા કરતાં આવતાં એમનાં બાણો હું પાછાં વાળી શકું કે? રે તમે જાણતા નથી, પણ પિતામહ એક હાથે બાણો ફેંકતા નથી, પણ હજાર હાથે બાણો ફેંકે છે. મારા બાણનો વેગ એમના બાણના વેગને પહોંચી શકે નહિ. તેમના બાણની ગતિ જ દૃષ્ટિએ પડતી નથી, તો તે છેદાય જ કેમ?"

શ્રીકૃષ્ણે કહ્યું; "જો અર્જુન હિંમત હારી જાય છે, તો પછી આપણો ઉપાય જ નથી. આપણા સૈન્યનું સર્વ બળ અને સૈન્યનો સર્વ વિશ્વાસ એકલા અર્જુન ઉપર જ છે. જ્યારે અર્જુન જ હતાશ થઇ જાય, ત્યારે બીજા કોની એવી ગતિ છે કે જે ભીષ્મપિતામહની સામે ક્ષણભર પણ ટકી શકે? મને તો પ્રત્યક્ષ દેખાય છે કે, આવતી કાલે ઘોર સંહાર થશે અને પૃથ્વી અપાંડવી થશે! કાલે મહાન્ અનર્થ થશે! જે જીવે તે નવે અવતારે જ આવ્યો ગણાશે. ભીષ્મપિતામહનું બળ દિવ્ય અને તેજસ્વી છે, તેના બાણના મારમાંથી કોઇ પણ બચી શકે એમ નથી.'

શ્રીકૃષ્ણનાં આવાં વચનો સાંભળીને દ્રૌપદી બોલ્યાં; "હે કૃષ્ણ! ભીષ્મપિતામહના સંહારમાંથી પાંડવોનું રક્ષણ થઇ શકે તેમ નથી જ? પાંડવોના સંહારથી આ તમારી બહેન દ્રૌપદીને તમો વિધવા જોવાને ઉત્સુક્ત છો? હે કરુણાસિંધુ! હે દીનવત્સલ! જો તમે દયા કરો તો ભીષ્મપિતામહના બાણોમાંથી પાંડવોનું રક્ષણ થઇ શકે જ. અનેક સંકટોમાંથી તમે અમને ઉગાર્યાં છે; તમારા જ પ્રતાપથી બળતા લાક્ષાભવનમાંથી પાંડવોનું રક્ષણ થયું છે; ભરી સભામાં મારી લજ્જા

રાખનાર પણ તમે જ છો; દુર્વાસાના કોપમાંથી મુક્તિ અપાવનાર પણ તમે જ છો; હું તમારી ભગિની છું! સર્વકાળ તમને જ ભજું છું! પાંડવો તમારા ભક્તજનો છે. એ ભકતો તમારે શરણે છે, અને શરણાગતને રક્ષણ આપવાનું તમો જે ભગવાન, તેનું શું કાર્ય નથી? હું વિધવા થઈશ તે શું તમને રુચશે? દયા કરો! કરુણાળુ રહો! ભક્તભયભંજન! આ સંકટમાંથી રક્ષણ કરવાને તમારા સિવાય બીજું કોઇ સમર્થ નથી; બાંહે ગ્રહ્યાની લાજ રાખો.

સીંચ્યો તબ તરૂવર ભયો, કાટયોતબ ભયો જહાજ;
તારે પણ ડુબવે નહિ, બાંહ્ય ગ્રહ્યાકી લાજ.

જો ભીષ્મપિતામહ પોતાના પુત્રો ઉપર જ અકૃપાવન્ત થશે અને પાંડવો નિર્બીજ થશે, તો જગતમાં નીતિ ઉપર અનીતિનો જ જય થશે! દુર્યોધને અમને જે જે સંકટો આપ્યાં છે, તે તે સંકટોનો તેને જરા પણ બદલો મળશે નહિ. રે! તેણે જે અધર્માચરણ કીધું છે, તે અધર્માચરણ શું સફળ જ થશે? મોટા ભાઇની સ્ત્રી જે માતાસમાન છે, તેને ભરસભામાં લાવીને તેનાં વસ્ત્રો ખેંચવાની જે દુષ્ટતા તે દુષ્ટે દર્શાવી છે, તેનું ફળ મળ્યા વગર નિષ્કંટક રાજ્યનો તે સ્વામી થઇ બેસશે? દુષ્ટાત્મા દુઃશાસને જ્યારે વડિલોના સમક્ષમાં નિર્લજ્જપણે મને કહ્યું કે, તું દુર્યોધનના ખોળામાં બેસ; તે સમયે ભીમે પ્રતિજ્ઞા કરી છે કે, દુઃશાસનના રક્તથી તારી વેણી ભીંજવીશ ત્યારે જ આ કેશકલાપ બંધાશે, તે પ્રતિજ્ઞા શું અફળ જશે? એ સર્વ તમે કેમ સહન કરી શકશો? હે ભગવન્! હે મહેશ! હે શરણાગતવત્સલ! તમારી ઇચ્છા વગર એક તરણું પણ હાલી શકતું નથી; તમે જ અર્જુનને કહ્યું છે કે, 'मयैव ते निहताः—મેં જ તે સર્વને હણેલા છે,' તે વચન તમે કેમ મિથ્યા થવા દ્યો છો? ભલે, તમારી ઈચ્છા મને વિધવા બનાવીને દુર્યોધનને નિષ્કંટક રાજ્યની પ્રાપ્તિ કરાવવાની હોય તો તેમ થાઓ, પણ જગત શું કહેશે? પાંડવોને પક્ષે શ્રીકૃષ્ણ જેવા સમર્થ જગન્નિયંતા છતાં પણ, અનીતિમાન કૌરવોએ તેમનો નાશ કીધો, ધર્મ ઉપર અધર્મનો વિજય થયો!"

શ્રીકૃષ્ણ શાંત મને બોલ્યા, "હે કૃષ્ણા! હું અને તું એક જ છિયે; તું માયા છે, હું મહેશ્વર છું; તું શક્તિ છે, હું સર્વેશ્વર છું. પણ હું ભક્તાધીન ભગવાન્ છું. આ પાંડવો મારા ભક્ત છે એ સત્ય છે, પણ એવા જ મારા પરમ ભક્ત ભીષ્મપિતામહ પણ છે. હે દ્રૌપદી! ભક્તની ઈચ્છા વગર હું એક તરણું પણ ફેરવવાને સમર્થ નથી!"

શ્રીકૃષ્ણનાં આ વચનો સાંભળીને દ્રૌપદી ધ્રુશકે ધ્રુશકે રડવા લાગી; ત્યારે કરુણાસિંધુ, દીનવત્સલ ભગવાને કહ્યું; "રાણી દ્રૌપદી ! પાંડવોનું રક્ષણ કરવું હોય તો મારી સાથે ચાલો, આપણે કોઇ યુક્તિ શોધી કહાડીએ."

દ્રૌપદી બોલ્યાં; "તમારી આજ્ઞાને હું સદા જ અનુસરનારી છું. તમે જ પાંડવોનું રક્ષણ કરવાને સમર્થ છો; કહો, હું આપની શી આજ્ઞાનું પાલન કરું ?" તુરત શ્રીકૃષ્ણ ઊભા થયા, દ્રૌપદીએ પણ બે હાથ જોડી ઊભાં થઇને પતિઓને પ્રણામ કીધા.

પછી શ્રીકૃષ્ણ દેવી દ્રૌપદીને સાથે લઈને યુધિષ્ઠિરના તંબૂમાંથી બહાર નીકળ્યા. મન્ત્રસભામાંનો કોઈ પણ શ્રીકૃષ્ણનાં વચનનો ભેદ સમજી શક્યું નહિ. સર્વનાં મન ચિંતાતુર જ હતાં, સર્વની શાંતિનું કેન્દ્ર શ્રીકૃષ્ણ જ હતું. એ ક્ષણે સર્વની વૃત્તિ કૃષ્ણમય જ હતી.

તંબૂમાંથી બહાર નીકળી શ્રીકૃષ્ણે કહ્યું; "દ્રૌપદી ! આ કાળી-મઝમ રાત્રે મારી સાથે આવશો ? તમને કંઇ ભય તો નથી ?"

દ્રૌપદીએ કહ્યું; "જ્યાં સર્વેશ્વર છે ત્યાં ભય શો ? ચાલો, ક્યાં જવું છે ? હું સદા તમારી આજ્ઞાનુસાર, સૂર્યની પાછળ પાછળ જેમ છાયા જાય છે, તેમ તમારી પાછળ આવીશ !" પછી શ્રીકૃષ્ણ અને દ્રૌપદી પાંડવસેનાની છાવણીને ખૂંદતાં ખૂંદતાં, અનેક માર્ગો અને તંબૂઓ જોતાં જોતાં, આગળ ને આગળ ચાલવા લાગ્યાં.

ચાલતાં ચાલતાં દ્રૌપદી ઘણી થાકી ગઈ. તે કરુણાળ સ્વરે બોલી;–"હે ભગવન્ ! આપ મને ક્યાં તેડી જાવ છે ?"

શ્રીકૃષ્ણે કહ્યું; "પાંડવોને મૃત્યુના મુખમાંથી ઉગારવા !"

દ્રૌપદી બોલી; "હું હવે છેક જ થાકી ગઇ છું; પાછલી રાતનો કૂકડો પણ બોલવા લાગ્યો છે, તો તમે હવે મને ક્યાં લઇ જાઓ છો તે કહો. હવે વધારે આગળ ચાલવાની મારામાં શક્તિ રહી નથી." એમ વાત કરતાં ચાલતાં ચાલતાં તેઓ કૌરવોની છાવણીના સીમાડા ઉપર આવી પહોંચ્યાં.

તારાઓ ચળક ચળક ચમકારા મારી રહ્યા છે; સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે; શાંતિમાં લવલીન થઇ જવાય છે; તેમાંથી અનેક પ્રકારના ભેદ પ્રભેદોનો આમોદપ્રમોદ જણાય છે. તે સમયે માયા ને મહેશ્વર સીમાડાની બહાર આવ્યાં. દૂરથી એક ઝળઝળાં પ્રકાશી

રહેલો તંબૂ દેખાતો હતો, તે બતાવીને શ્રીકૃષ્ણે કહ્યું; "હે સતિ દ્રૌપદિ ! હવે વધુ આગળ જવાનું નથી. હું કહું છું તે તમે લક્ષપૂર્વક સાંભળો ! આ સામે જે શિબિર દેખાય છે તે ભીષ્મપિતામહનો છે. ભીષ્મપિતામહ સદાય જાગૃત જ છે. એમને જઇને પ્રણામ કરો અને આશીર્વાદ ગ્રહણ કરો. એ જ આશીર્વાદ પાંડવોને મૃત્યુના મુખમાંથી ઉગારશે."

ભીષ્મપિતામહના શિબિરની આસપાસ પહેરેગીરો ચોકી કરતા હતા; તંબૂની બહાર અને અંદર દીવાનો પ્રકાશ છવાઇ રહ્યો હતો; કિનખાબનો તંબૂ ઝળાંઝળાં ઝબકારા મારી રહ્યો હતો. દેવી દ્રૌપદી એકલાં તંબૂના દરવાજા સમીપ પહોંચ્યાં. ભીષ્મપિતામહના શિબિરમાં કોઇ પણ સ્ત્રીને જવાની આજ્ઞા ન હતી, પરંતુ દેવી દ્રૌપદીનું અલૌકિક પાતિવ્રત્ય ભીષ્મપિતામહ જાણતા હોવાથી, એક તેને જ, કોઇ પણ સ્થળે ને કોઇ પણ સમયે, આવવાનો પ્રતિબંધ ન હતો. એ વાત સર્વ પહેરેગીરો જાણતા હોવાથી, અટકયા વગર દેવી દ્રૌપદી પિતામહના શિબિરમાં દાખલ થયાં.

જેવાં દેવી દ્રૌપદી શિબિરમાં પેઠાં કે, તે જ ક્ષણે એક ચોપદારનું રૂપ ધારણ કરીને શ્રીકૃષ્ણે પણ શિબિરમાં જવાનો પ્રયત્ન કર્યો. પહેરેગીરે તેમને અટકાવ્યા. શ્રીકૃષ્ણ એક બાજુથી પાછા હઠે ને બીજી બાજુથી જવાનો પ્રયત્ન કરે, પણ સઘળી તરફથી તેમને રોકવામાં આવ્યા. છેવટે લઘુલાઘવી કરીને એવી ચપલતાથી શ્રીકૃષ્ણ શિબિરમાં દાખલ થઇ ગયા કે, પહેરીગીરો જોઇ જ રહ્યા. શ્રીકૃષ્ણે ચોપદારનું એવું સ્વરૂપ ધારણ કર્યું હતું કે. તેને કોઇ પણ ઓળખી શકયું નહિ. તંબૂમાં દાખલ થઇને, ચોકીદારોના બેસવાના એક બાજઠ ઉપર શ્રીકૃષ્ણ બેસી ગયા ને દેવી દ્રૌપદી ભીષ્મપિતામહ જે શય્યા ઉપર હતા, તે ખંડમાં ગયાં.

પિતામહ પલંગપર ઓશીકે અઢેલી લાંબા પગો કરી સૂતા હતા. તેમના શ્વેત કેશોને શોભાવે એવી શ્વેત શાલ તેમણે ઓઢેલી હતી, તેમનાં નેત્રો મીચેલાં હતાં અને મનમાં જે શ્રીકૃષ્ણ પરમાત્માએ દ્રૌપદીને પાંડવોને અભય અપાવવાને મોકલી હતી, તે જ પરમાત્માનું તે ધ્યાન ધરતા હતા. નંદનંદન શ્રીકૃષ્ણ ભગવાનનો જાપ તેમના મુખથી ચાલુ જ હતો. મહાત્મા ભીષ્મ શ્રીકૃષ્ણની અદ્ભુત લીલાનો તે સાક્ષાત્કાર કરતા હતા, તેવામાં જ દ્રૌપદીએ જઇ પ્રણામ કરીને કહ્યું; "સસરાજી ! હું આપને પ્રણામ કરું છું !"

મીંચેલાં નેત્રે જ ભીષ્મપિતામહે કહ્યું; "अखंडसौभाग्यवती भव !"

પછી નેત્રો ઉઘાડીને કહ્યું; "અહો ! કોણ દેવી દ્રૌપદી ! તમે અત્યારે પાછલી રાત્રિના અહીં કયાંથી ?"

દ્રૌપદીએ ભીષ્મપિતામહની લજ્જા કાઢી બે હાથ જોડીને કહ્યું; "સસરાજી ! આજનો દિવસ આપની પુત્રવધૂ સૌભાગ્યવતી છે ! એ સૌભાગ્યસહિત આપનું છેલ્લું જ દર્શન કરવા હું આવી છું ! મારા સ્વામીઓની આજ્ઞાથી આપનું દર્શન વંદન કરવાને આવી છું ! આપે પ્રતિજ્ઞા લીધી છે કે, આવતી કાલે અપાંડવી પૃથ્વી કરવી ! આપનું વચન કોઈ કાળે પણ મિથ્યા થાય તેવું નથી ! આપ સત્યવાદી છો, તેથી કાલે અપાંડવી પૃથ્વી થશે. આપના પુત્રોના અવસાન પછી, આપની આ પુત્રવધૂનું દર્શન, તેના સૌભાગ્ય સાથે આપ પૂજ્ય કરી શકશો નહિ. તેથી છેલ્લી વારનું આપને નમન કરવાને આવી છું !"

તુરત જ ભીષ્મપિતામહ શય્યાપરથી બેઠા થઈ ગયા ને દ્રૌપદીને પૂછયું; "આ સમયે તું કોની સાથે આવી છે ?"

શ્રીકૃષ્ણના શિખવ્યા પ્રમાણે દ્રૌપદીએ કહ્યું; "સેવક સાથે !"

ભીષ્મપિતામહ બોલ્યા; "દ્રૌપદી ! આ સર્વ પ્રપંચ શ્રીકૃષ્ણનો જણાય છે, તે વિના અન્યની બુદ્ધિ જ નથી. તારો તે સેવક કયાં છે ? તે અનાથનો નાથ, દીનવત્સલ, ભક્તરક્ષક, પાંડવોનો પ્રિય મિત્ર, દેવકીનો જાયો, ગોપીઓનો પ્રાણ, લાડીલો ગોપાળ કનૈયો-તારો સેવક કયાં છે ?" ભીષ્મપિતામહની અગાધ બુદ્ધિ જોઇને દ્રૌપદી દિઙ્મૂઢ બની ગઇ, સંભ્રમમાં પડી ગઇ.

ભીષ્મપિતામહે એકદમ ઊભા થઇને દ્રૌપદીને કહ્યું; "એ અનાથનો નાથ કયાં છે, તેનું મને દર્શન કરાવ !"

દ્રૌપદી બોલી; "હે મહારાજ ! એ તો દ્વારપર છે !" તુરત જ અડવાણે પગે ભીષ્મપિતામહ તંબૂની પહેલી કનાત બહાર આવ્યા.

અહીંયાં ચોપદારના વેશમાં શ્રીકૃષ્ણ પરમાત્મા, હાથમાં છડી લઇને ઊભા હતા, તેમનું દર્શન કરી, તે વિસ્મિત મને હાથ જોડીને ઊભા રહ્યા ને તેમનાં ચરણકમળમાં હર્ષનાં અશ્રુઓ પાડતાં તેમણે પ્રણામ કરીને કહ્યું; "હે જગતના નાથ ! હે પાંડવોના સખા ! આપને આટલો બધો શ્રમ લેવાનું શું પ્રયોજન ? આવો પ્રપંચ રચવાનું શું પ્રયોજન ? આપનું મારેલું સર્વ જગત્ મરેલું જ છે; એ જગતમાં હું પણ સમાયલો છું; આ દાસ આપની ઇચ્છાને સદાય આધીન જ છે. હે કેશવ ! હે પરમ

પ્રભુ પરમાત્મા ! હે ચિદાનંદસ્વરૂપ ! આપની ઇચ્છા વિના એક પાંદડું પણ ફરકતું નથી. તો આ તમારો ભક્ત કોણ ? આપની ઇચ્છાનુસાર પવન વાય છે, સૂર્ય તપે છે, અગ્નિ પ્રકાશે છે,* બ્રહ્મા સૃષ્ટિ રચે છે, રુદ્ર સંહાર કરે છે. આપની જ ઇચ્છા પ્રમાણે આ સૃષ્ટિનો વ્યવહાર ચાલે છે. આપ જ આ જગતના જીવોના જન્મ, વૃદ્ધિ, જરા, મૃત્યુના કારણ છો; આપની આજ્ઞાનું કોઈ પણ ઉલ્લંઘન કરી શકે એમ નથી, એવા આપે, આ દાસને માટે પ્રયાસ શા માટે ઉઠાવવો જોઇએ ? હે દેવકીનંદન ! હે યશોદાનંદવર્ધન ! હે ગોપીઓના પ્રાણ ! હે પ્રેમના સાગર ! હે સચ્ચિદાનંદ ! હે મહેશ્વર ! હું આપની કેઇ આજ્ઞાને નહિ ઉઠાવું તેમ છે ? આપનું નામસ્મરણ જ આ જગતના શોક તથા મોહમાંથી રક્ષા કરનારું છેઃ હરિ એવા બે અક્ષરોનો શબ્દ જ પ્રાણીઓને સંસારરૂપી મહાસાગરમાંથી તારીને અક્ષય, અભય, સર્વ સુખના ધામરૂપ તટપર મૂકે છે,† એવા હરિરૂપ શ્રીકૃષ્ણચંદ્રે મારે માટે આટલો શ્રમ ન ઉઠાવવો જોઈએ."

આટલું બોલતાં બોલતાં ભીષ્મપિતામહ એવા તો ગળગળા થઇ ગયા કે, તેમનો કંઠ રુંધાઇ ગયો. પછી તેઓ પરમાત્માનાં ચરણો વચ્ચે મસ્તક મૂકીને પડ્યા જ રહ્યા, ત્યારે તેમને ઊભા કરીને શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું; "હે ભીષ્મપિતામહ ! તમે મારા સ્વામી છો, વડીલ છો, તમારી કોઇ પણ આજ્ઞા પાળવાને આ વ્યવહારબંધનથી હું સદા જ બંધનમાં છું. હું આપનો દાસ છું, મને આજ્ઞા કરો તે ઉઠાવવાને હું તત્પર છું."

ભીષ્મપિતામહે કહ્યું; "હે ગોપીકાંત ! હે જનાર્દન ! હે જગન્નાથ ! હે પરમ પુરુષ ! હે પુરુષોત્તમ ! આપનાં વચનો સાંભળીને મને અત્યંત ઔદાસીન્ય પ્રાપ્ત થયું છે. આપ હજી પણ શું મારી કસોટી કરો છો ? હું શું આપનું સ્વરૂપ જાણતો નથી ? કૌરવસભામાં દુર્યોધનને, રણમાં અર્જુનને, જે વિરાટ સ્વરૂપનું આપે દર્શન કરાવ્યું તે તમે નથી ? ઓ પ્રભુ ! આપ આ વિશ્વનું કારણ છો, વિશ્વનું પાલન કરનારા છો, અવ્યક્ત છો, અવિનાશી છો, દૈત્યોનો સંહાર કરનારા છો, નિદ્રારહિત પ્રાણ વાયુને જીતનારા છો, શાંત, દાંત તથા જિતેંદ્રિય છો, સર્વના

---

* भीषाऽस्माद्वातः पवते भीषोदेति सूर्यः । भीषाऽस्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पंचमः ।

† सकृदुच्चरितं येन हरिरित्यक्षरद्वयम् ।
बद्धः परिकरस्तेन मोक्षाय गमनं प्रति ॥ पाण्डवगीता.

સાક્ષી છો, ભક્તને આનંદ અપનારા છો, ભક્તનું પાલન કરનારા છો, અનેક અવતારો ધરીને અનેક લીલાઓને વિસ્તારનારા છો ને ધર્મની સંસ્થાપના માટે અનેક અવતારધારી છો; હે ભગવન્! હે કમળનયન! આપ આ સેવક ઉપર–આપના ભક્ત ઉપર દયા કરીને તેને છળો નહિ! કૌરવોની ઇચ્છા તૃપ્ત કરવાને જ્યારે મેં પ્રતિજ્ઞા લીધી, ત્યારે જ હું જાણતો હતો કે, આપની ઇચ્છા વિના એક તરણું પણ હાલી શકે તેમ નથી. આપે અર્જુનને કહ્યું છે કે, 'સર્વ કૌરવ યોધવીરોને મેં પૂર્વથી હણેલા છે,' છતાં મારે માટે આપને જે શ્રમ પડ્યો છે તે અપરાધને માટે ક્ષમા કરો! ક્ષમા કરો! મહાત્મા પરમાત્માના પરમ ભક્ત ભીષ્મ–પિતામહનાં દીન વચનો સાંભળીને, શ્રીકૃષ્ણ પણ ગળગળા થઇ ગયા.

પછી પ્રેમપુરઃસર ભીષ્મપિતામહનો હાથ પકડી તેમને છાતીસરસા ચાંપીને શ્રીકૃષ્ણ બોલ્યા; "હે ભીષ્મપિતામહ! હે તત્ત્વના તત્ત્વને જાણનારા ગાંગેય! હે પરમભક્ત! આપ કૃતાર્થ છો. આપના જેવું ત્રણે લોકોમાં કોઈ પણ નથી; આપ ને હું એક જ છિયે, તથાપિ હું આપને આધીન છું. હે નરશાર્દૂલ! હે નૈષ્ઠિક બ્રહ્મચારી! હે સત્યપ્રતિજ્ઞ! હે અભિદરૂપ! આપના વચનનું ખંડન કરવાને હું સમર્થ નથી. આપે લીધેલી પ્રતિજ્ઞાને આપ જ સફળ કરશો, એવો નિશ્ચય હોવાથી અને તેમ કરવાં અધ-ર્મનો ધર્મ ઉપર વિજય થાય, તે અનીતિને જગતમાં પ્રવર્તતી અટકા-વવા અર્થે જ મારે આ શ્રમ લેવો પડ્યો છે. હે ભક્ત ભીષ્મ! હે ગાંગેય! તમે લીધેલી પ્રતિજ્ઞાને નિષ્ફળ કરવા તમે પોતે જ સમર્થ છો, અન્ય નથી જ. પાંડવો તો શું, પણ આ બ્રહ્માંડનો સ્વામી જે હું, તે પણ એ પ્રતિજ્ઞા અન્યથા કરવાને સમર્થ નથી, તો પછી બીજાની તો ગતિ જ શી? આ દ્રૌપદી મારી પરમ ભક્ત છે, તેવા જ તમે પણ છો. પાંડ-વોથી પણ તમે મને પરમ પ્રિય છો. વિશ્વનો અચળ નિયમ એ છે કે, માતપિતા પુત્રોના રક્ષણકર્તા છે. એ અચળ નિયમનો ભંગ ન થાય, માટે આ દ્રૌપદીને આપનાં ચરણોમાં વંદન કરવાની મેં પ્રેરણા કીધી છે. અને જણાવ્યું છે કે, "પાંડવોપર આવેલા આ મહાન સંકટમાંથી તેમનો ઉદ્ધાર કરવાને ભીષ્મપિતામહ વિના અન્ય સમર્થ નથી; ભીષ્મપિતામહનો તું આશીર્વાદ પ્રાપ્ત કર, તેથી જ તારું સૌભાગ્ય સચવાઈ રહેશે!" હે ભક્તશિરોમણિ! દ્રૌપદીની પોતાના સૌભાગ્યની કામનાને આપે સફળ કીધી છે અને પાંડવો મૃત્યુના મુખમાંથી ઉગર્યા છે. આપના મૃત્યુનો ઉપાય શો છે તે જ આપ દ્રૌપદીને કહો, કેમકે તમે સ્વચ્છંદમૃત્યુ છો.'

ભીષ્મપિતામહ બોલ્યા; "હે સચરાચર વ્યાપી વિભુ! હે સર્વજ્ઞ! આપથી શું અજાણ્યું છે? દ્રુપદરાજપુત્ર શિખંડીના બાણથી જ મારું મૃત્યુ છે, તે આપ જાણો છો; છતાં મને શા માટે પૂછો છો? શું આટલા જ માટે આપને શ્રમ લેવો પડ્યો? હે દીનદયાળ! હે ભક્તવત્સલ! હે કરુણાસાગર! આપના એક નિમેષ માત્રથી જ આખા જગતનો પ્રલય થાય તો હું શી ગણત્રીમાં?"

શ્રીકૃષ્ણે કહ્યું; "હે મહાત્મન્! હે ગાંગેય! હે સ્વચ્છંદમૃત્યુવાળા! આપની ઇચ્છા વગર આપનું મૃત્યુ કરવાને કોણ સમર્થ છે? તેમાં તમે જે મારા પરમભક્ત, તેમનું મૃત્યુ આણવાને તો કોઈ પણ સમર્થ નથી. હું, જે આ સર્વ સર્જું છું, પાળું છું, સંહારું છું, તે સમર્થ નથી, તો પાંડવો કેમ સમર્થ બનશે? પાંડવો આપના પુત્રો છે. એમના કલ્યાણને માટે તમે સદાય ઉત્સુક રહો, એમાં કાંઇ પણ આશ્ચર્ય નથી. પણ તમે પ્રતિજ્ઞા કરી છે કે, આવતી કાલે રણસંગ્રામમાં 'કાં તો હું નહિ, કે કાં તો પાંડવો નહિ,' આ તમારી પ્રતિજ્ઞા સદા તમારી ઇચ્છા પ્રમાણે જ સફળ થઈ શકે તેવી છે. તમારા બાહુબળ આગળ પાંડવોનો પરાજય જ છે; અને પાંડવોનો પરાજય-નાશ એ ત્રણે લોકોમાં તમારી કીર્ત્તિ તથા યશને* લાંચ્છન લગાડનાર થઈ પડે. એ ભયથી જ, દેવી દ્રૌપદીને તમારા આશીર્વાદ માટે-અખંડ સૌભાગ્યની પ્રાપ્તિ માટે તમારા જેવા નિત્ય બ્રહ્મચારીને પગે પડાવી. પાંડવો જે તમારા પુત્રો છે તેમનું રક્ષણ તમારી ઇચ્છાનુરૂપ થયું છે, તમને હણવાને પાંડવો સમર્થ નથી, અને પાંડવોને તમે હણો તો પિતાએ સંતાનોનો ઘાત કીધો, એ અધર્મનું પાતક ને અપકીર્તિમાંથી સંરક્ષણ કરાવવા તથા તમારી પ્રતિજ્ઞા 'હું નહિ કે પાંડવો નહિ' એનું સાફલ્ય કરાવવા માટે જ તમારી ભક્તિને અધીન થઇ, તમારી પાસે દ્રૌપદીને વરદાન અપાવવા મેં પ્રેરણા કીધી છે. હે ભક્ત! હું સદા ભક્તની જ ઇચ્છાને વશવર્તી છું. મારા ભક્તની ઇચ્છાથી હું કિંચિત પણ વિદૂર જઈ શકતો નથી. જો તમારી ઇચ્છાથી વિપરીત થાય તો મમ ભક્તનું બિરદ જાય, જે હું સહન કરવે અસમર્થ છું. હે ગાંગેય! જે પોતાને અર્પણ કરે છે, તે બીજાને બચાવે છે, પણ તમારે તો પોતાને અર્પણ કરી પોતાના જ આત્માને બચાવવાનો છે. તમો જીવનનું લઘુત્વ ને મરણનું

---

* दानादिप्रभवा कीर्तिः शौर्यादिप्रभवं यशः। દાન દેવાથી જે પ્રાપ્ત થાય છે તે કીર્તિ ને વીરતાથી જે પ્રાપ્ત થાય છે તે યશ, ભીષ્મપિતામહ બંનેના ભોક્તા હતા.

ભવ્યત્વ સારી રીતે જાણો છો. તમે વ્યવહારસંબંધથી બંધાઈ, તમારા દિગન્ત પર્યંત વ્યાપેલા વિશાળ–પ્રફુલ્લિત આત્માને ક્લેશ વહોરાવ્યો છે, અર્થીથી તમારા તૃપ્ત આત્માને નીચો નમાવ્યો છે,* તે હું સહન કરી શકતો નથી. તમે જીવન્મુક્ત છો, છતાં તમારામાં વ્યવહારબંધનની† જે વાસના સહજ હતી, તેનો આજે તમે ક્ષય કીધો છે અને તમે વિદેહમુક્ત સિદ્ધ થયા છો;‡ કેમકે પરમ અક્ષર બ્રહ્મનો તમને સાક્ષાત્કાર થયો છે ને સદસદ્રૂપ માયાને ભેદીને પરબ્રહ્મને અનુભવી તમે આત્મસ્થ થયા છો. આ પૃથ્વીપર તમારું ભાવી

દીર્ઘ દેહ

જીવન ક્લેશકારી ન નીવડે, તેથી મારામાં સમાવવા માટે જ તમારે મુખે તમારું મૃત્યુ નિર્માણ કરાવવાનું આવશ્યક જોયું, ને પરજીવન સમીપ સ્વજીવન તુચ્છ જણાવવા તમને પ્રયાણ સૂચવ્યું છે. હે મમ પ્રાણ! પરમ અભેદભક્ત! પ્રારબ્ધકર્મના ભોગો અજ્ઞાનીને તથા જ્ઞાનીને સમાન હોય છે, પણ જ્ઞાનીને ધૈર્યને લીધે ક્લેશ થતો નથી, ત્યારે ધૈર્યરહિત અજ્ઞાની ક્લેશને પામે છે.‖ પંથ કાપનારા બે પુરુષો સમાન રીતે જ પરિશ્રમને વશ થાય છે, પણ જે માર્ગના અંતરને જાણે છે તે ધૈર્ય રાખીને ધીમે ધીમે ચાલે છે અને અજ્ઞાની–નહિ જાણનારો વ્યાકુળ બનીને ક્લેશ વહોરે છે. હે ગાંગેય! તમે પૂર્ણજ્ઞાની છો, પૂર્ણભક્ત છો, મારું અંતર છો; તમને જ વિદિત છે કે, તમે પ્રમુખ સર્વ કૌરવ યોધવીરો પૂર્વથી લૌકિક દૃષ્ટિએ હણાયલા છે-સ્વતઃ મુવેલા જ છે, એ સત્ય છે. તદપિ તમે તે હું જ છું, તેથી તમારી ઇચ્છા વિરુદ્ધ હું કંઇ પણ કરી શકું તેમ નથી. જ્ઞાની મારું અંતર છે,$ પણ ભક્ત તો મારું સાક્ષાત્ સ્વરૂપ છે. જે મારામાં જ લીન છે, અહંકારવૃત્તિથી રહિત છે, કેવલ આત્મારામ છે, તે કંઇ પણ ઇચ્છતો નથી, તે કામનારહિત જ છે.¶ હે પિતામહ! એવા જ તમે મારા પરમભક્ત છો, સત્ત્વસ્વરૂપને અનુભવનારા છો, પ્રબુદ્ધ છો, મહાત્મા છો, અચળ છો, ભેદથી રહિત છો. હે તત્ત્વના તત્ત્વને જાણનારા!

* सर्वस्य दासोऽहम्।

† સંબંધીજનના સ્નેહની.

‡ वासनाक्षयान्मुक्तिः ।

‖ सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।। कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥

$ ज्ञानी त्वात्मैव मे मतम्।

¶ यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः। आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥

સ્વસ્વરૂપના આનંદમાં સદા આનંદે રમનારા ! તમે મને જીત્યો છે. ને તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવાને હું સમર્થ નથી; હવે કહો, હું તમારું શું પ્રિય કરું ?"

ભીષ્મપિતામહે ગળગળા સ્વરે કહ્યું; 'હે પરબ્રહ્મ ! હે પરમાત્મા ! હે સકલ સૃષ્ટિના સ્વામી ! આપના સ્વરૂપની પ્રાપ્તિમાં જ મારી કૃતાર્થતા છે. આપની ઇચ્છા પાંડવોને વિજય અપાવવાની છે, એ આપનું એક નિમેષ માત્રનું કર્તવ્ય છે. આ સર્વ જગત્ મૃત્યુના મુખમાં જ છે. આપ કાળના પણ કાળ છો, તેમ અક્ષરના સ્વામી છો. આપનાં દર્શન એ જ મારે સાલોક્ય, સારૂપ્ય, સામીપ્ય અને સાયુજ્ય મુક્તિ છે; એથી મારે વધારે શું જોઇએ ? આપનાં નિત્યમુક્ત સ્વરૂપનું મારા હૃદયમાં દર્શન સ્મરણ રહો;' ને

"ભારત જુદ્ધ સમય જે સુંદર, અર્જુન રથને હાંક્યો;
તે શ્રીકૃષ્ણ સ્વરૂપ જગસુંદર, મમ મનડું રહે ઢાંક્યો.
સુંદર અલકાવલીમાં રહી છે, રણની ધૂળ લપટાઇ;
લોહે શ્રમજલ બિન્દુ વદનપર, છબી લાગે સુખદાઇ.
મમ ઘાડા બાણનથી ઘાયલ, ખંડિત કવચ અંગ ધાર્યું;
અનુદિન રહો મુજ નેણાં આગે, એ છે મુજનું માગ્યું.
જેને મૂજ પ્રતિજ્ઞા માટે, નિજ પ્રતિજ્ઞા ટાળી;
તેજ સ્વરૂપમાં લાગે લગની, ગતિ મારી બનવારી.
પાંડવ સૈનને મૂર્છિત જોઇ, મુજ સામા ધસી આવ્યા;
કોપ ભરી દૃષ્ટિ કરી સ્વામિ, ચક્ર ફેરી ડરાવ્યા.
પગ પકડી પારથ ત્યાં રોકે, સૃષ્ટિ થરથર કંપે;
હસ્તી દળવા કેસરી પેરે, ઉછાહ વાધ્યો અંગે.
સખા વિનતિ નવ ગણુકારી, મુજ વધ કરછી ધાયા;
તુટી રહ્યું તન કવચ મનોહર, શોભી રહ્યા ઘનછાયા.
પીતાંબર ફરફરી રહ્યું છે, એ છબી લાગે પ્યારી;
તેહ રૂપે વસો ચિત્ત મારે, સદા શ્રી ગિરિવરધારી."

ભીષ્મની આ પ્રાર્થનાથી શ્રીકૃષ્ણ પરમાત્મા ગળગળા થતા ભીષ્મપિતામહને ભેટી પડ્યા. અન્યોન્યનાં રોમાંચો ખડાં થઇ ગયાં, ભેદભાવ મટી ગયો, પરમ જ્યોતીરૂપનું દર્શન થઈ ગયું ! ભીષ્મ નહિ, કૃષ્ણ નહિ, પણ એક જ–અદ્વૈતાત્મરૂપ પરમજ્યોતિ ! શ્રીકૃષ્ણ તે જ ભીષ્મરૂપ ને ભીષ્મ તે જ શ્રીકૃષ્ણરૂપ થઇ રહ્યા. ભીષ્મ, કૃષ્ણ, દ્રૌપદી, પહેરે-

ગીરા, સેવક સર્વને એક જ રૂપે અપરોક્ષ ને પરોક્ષ દર્શન થયું. અખંડ ઐક્ય ! પરમ દર્શન !

પછી ભીષ્મપિતામહે શ્રીકૃષ્ણનું અર્ઘ્ય પાદ્યથી પૂજન કીધું. પોતાના ભક્તનો થોડા કાળમાં આ જગતમાંથી વિરહ થવાનો છે, તેની વેદનાથી ઘવાયલા શ્રીકૃષ્ણે ગદ્‌ગદિત કંઠે ભીષ્મપિતામહને અનેક આશીર્વાદો આપીને વિદાય માગી, ત્યારે પુનઃ ભીષ્મે પ્રાર્થના કીધી કેઃ—

પ્રિય પ્રાણનાથ, મન મોહન સુંદર પ્યારા;
ક્ષણું એક્કે પણ નવ રહો, મુજ નેણુનથી ન્યારા.
તુજ દર્શન વિણ તન, રોમ રોમ દુઃખ વ્યાપે;
તુજ સ્મરણુ વિણ આ વિશ્વ, વિષ સમ લાગે.
તુજ સંયોગ વિણ તન, વિયોગ દુઃખ બૌ સાલે;
અકળાય પ્રાણ જવ તુજ–મૂર્ત્તિ નવ ભાલે.
મુજ દુઃખ હરણ ઓ જીવન–પ્રાણ આધારા;
ક્ષણું અક્કે પણ નવ રહો૦ ૧.

આ જીવનના આધાર, બ્રહ્મ ૐ તત્સત્;
તુજ વિણ જગનો ઠાઠ, ભાસે તૃણુવત્.
તુજ દર્શનથી સહુ રમ્ય, અવર, નહિ ચારું;
તુજ વિણ આ જગનું સુખ, લાગે નહિ પ્યારું.
સચ્ચિદાનંદ ઘનરૂપ, આ નેણના તારા;
ક્ષણું એક્કે પણ નવ રહો૦ ૨.

તુજ વિણ લાગે ક્ષણ એક, કલ્પ સમ ભારી;
તુજ વિણ સ્વર્ગનું સુખ, મહા નરક દુઃખકારી.
તુજ સંગે વનનું સુખ, જાઉં છું વારી;
મારે મન વસ્યા એક, શ્રી ગિરિવરધારી.
રહો સદાકાળ મનમાંહ્ય, પ્રાણના પ્યારા;
ક્ષણું એકકે પણ નવ રહો૦ ૩.

દ્રૌપદીને અખંડ સૌભાગ્ય પ્રાપ્ત થયું; પાંડવો બચ્યા; સ્વચ્છંદમૃત્યુ ભીષ્મપિતામહે સ્વેચ્છાને અધીન થઇ, સ્વજીવનથી પરજીવન શ્રેષ્ઠ માની, સ્વજીવનને પરમસ્વરૂપમાં વિલીન કીધું. દશમા દિવસના મહાભારતના યુદ્ધમાં શિખંડોના નિમિત્તે, પણ સત્યનો વિજય કરીને ભીષ્મપિતામહ અર્જુનના બાણોથી પરાજય પામ્યા, અને પરમાત્માના રૂપમાં જ વિલીન થઇ, ઉત્તરાયણુમાં સ્થૂલ દેહનો ત્યાગ કરી, સૂક્ષ્મની

પાર દેવયાનમાર્ગે વિચર્યા. ભક્તનાં લાડકોડ પૂરાં પાડનાર પરમાત્માએ જે અદ્ભુત લીલા એ પ્રસંગે દર્શાવી છે, તે અવર્ણનીય છે.*

**श्रीकृष्णस्तु भगवान् स्वयम् ।**

યોગીન્દ્ર મહાત્માએ સુવિચારને સંબોધીને કહ્યું; "તાત સુવિચાર ! પરમાત્મા સદાય પોતાના ભક્તને અધીન છે. જેવી જેવી ભાવનાથી ભક્ત પરમાત્માને ભજે છે, તેવી તેવી ભાવનાથી પરમાત્મા તેને અધીન થઇ રહે છે. જ્યારે કુરુસભાના અન્ય જીવો શ્રીકૃષ્ણને મનુષ્યભાવથી જોતા હતા,† ત્યારે જીવન્મુક્ત ભીષ્મપિતામહ શ્રીકૃષ્ણને પરમાત્માના શુદ્ધ સ્વરૂપમાં જોતા હતા. શ્રીકૃષ્ણનું યથાર્થ અભિદ, એકરસમય સ્વરૂપ

---

* અદ્વૈતાત્મક દર્શનના આ ગ્રંથમાં દ્વૈતભાવ દર્શાવનાર આ બિન્દુ જોઇ, કોઇ પણ વાચકને શંકા થશે; કેમકે "ભકતાધીન ભગવાન્" નામનું આ બિન્દુ છે, તે ઉપરથી સ્પષ્ટ રીતે દ્વૈતની પ્રતીતિ થાય છે. પરંતુ તેમ નથી, એ સૂક્ષ્મદૃષ્ટિથી જોતાં સત્વર જણાશે; કારણ કે, આ બિન્દુમાં તો અભેદપદ કેમ પ્રાપ્ત કરાય, તેને માટે વિવેચન કરવામાં આવ્યું છે ને અદ્વૈતનો બોધ કરીને અભેદભાવ જ સિદ્ધ કરવામાં આવ્યો છે. અહીં ભક્તશબ્દે કરીને સ્વસ્વરૂપને જાણનારો જીવાત્મા સમજવો અને ભગવાન્ શબ્દે કરીને શુદ્ધ પરબ્રહ્મ પરમાત્મા સમજવા. જીવાત્મા જો કે પરમાત્માના સ્વરૂપમાં મળી જાય છે, તોપણ તે પરમાત્માનાં અંશરૂપે જ ગણાય છે. એમાં સમુદ્રતરંગન્યાય એક દૃષ્ટાંતભૂત છે. જેમ તરંગ સમુદ્રમાંથી જ ઉત્પન્ન થઇને સમુદ્રમાં પાછો મળી જાય છે, પરંતુ તરંગ કંઇ સમુદ્ર કહેવાતો નથી, પણ તરંગ સમુદ્રનો જ કહેવાય છે; એમ જ જીવ વ્યાપક બ્રહ્મમાં મળી જાય છે, તો પણ તે બ્રહ્મ નહિ-પરંતુ બ્રહ્મભૂત કહેવાય છે. આ સિદ્ધાંતને અદ્વૈતમતના પ્રતિપાદન કરનારા શ્રીમચ્છંકરાચાર્યે 'सत्यपि भेदापगमे नाथ ! तवाहं न मामकीनस्त्वम् । सामुद्रो हि तरंगः क्वचन समुद्रो न तारंगः ॥' એ શ્લોકમાં અભેદનું હાર્દ, અદ્વૈતમતનો સારાંશ, વેદાંતમતનું રહસ્ય જણાવ્યું છે. એનો અર્થ એવો થાય છે કે, 'હે નાથ ! તારામાં અને મારામાં અભેદ છે, એ જો કે સત્ય છે, તોપણ હું તારો છું, તું મારો નહિ; જેમ કે સમુદ્રના તરંગો હોય છે, પણ કદી તરંગોનો સમુદ્ર હોતો નથી,' આમાં જ્ઞાન સાથે ભક્તિરસ ઉછળી રહેલો છે. એથી પણ સ્પષ્ટ કથન ભગવાન્ શંકરાચાર્યે એક સ્થળે આ પ્રમાણે કરેલું સ્મરણમાં છે. देहदृष्ट्या तु दासोऽहं जीवदृष्ट्या त्वदंशकः । आत्मबुद्ध्या त्वमेवाहमिति मे निश्चिता मतिः ॥ અર્થ:—"હે પ્રભો ! દેહદૃષ્ટિએ જોતાં હું તમારો દાસ છું, (કારણ કે તમે સર્વગુણયુક્ત સ્વામી છો.) જીવભાવે જોતાં હું તમારો અંશ પ્રકટયો છું, અને શુદ્ધ આત્મદૃષ્ટિએ જોતાં તમે તે હું જ છું, (જે તમે તે જ હું છું, તમારાથી હું જૂદો નથી અને મારાથી તમે જૂદા નથી.) એવી મારી નિશ્ચિત મતિ છે.

† अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् । परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥

કૌરવસભામાં માત્ર ભીષ્મપિતામહ અને વિદુર એ જ જોઇ શકયા હતા, અને તેમને જ પરમાત્મા અધીન હતા; અન્ય જીવોને તો પોત-પોતાની ભાવનાનુરૂપ દર્શન થયું હતું. આ સૃષ્ટિનો સંહાર કરવાને સમર્થ એવા પરમાત્મા ભીષ્મપિતામહનો કાળ આણવાને અસમર્થ નહતા, પરંતુ પરમાત્મમય જ ભીષ્મપિતામહ હતા. પરમાત્માને તે વશ નહતા, પણ ભીષ્મપિતામહને વશ તે હતા; કારણ કે તે પરમાત્માના ઐકયનો અનુભવ કરતા હતા. ભીષ્મપિતામહ પરમાત્માના પરમ ભક્ત હતા, તેમનામાં રાત દહાડો લીન હતા, તેઓ તેમનું પ્રત્યક્ષ દર્શન જનસમૂહમાં કે એકાંતમાં કર્યા કરતા હતા. એવા ભક્તજનની પ્રતિજ્ઞા અફળ નહિ કરવા માટે, દ્રૌપદીને સાથે લઇને, ભીષ્મપિતામહનો આશીર્વાદ અપાવીને, તેમનાં જ વચનનું સાફલ્ય પરમાત્માએ કરી બતાવ્યું હતું. શ્રીકૃષ્ણ એકલા જ જાણતા હતા કે, ભીષ્મ દુરાધર્ષ છે, અજિત છે, આ લોકમાં તેમની બરોબરી કરી શકે તેવો કોઇ પણ નથી; તે શ્રીકૃષ્ણ–પરમાત્માના પણ પરમ ભક્ત હતા ને તેમણે શ્રીકૃષ્ણને પણ જીતેલા હતા ! એવા પરમ ભક્તની પ્રતિજ્ઞા અફળ જાય, એ પરમાત્મા સહન કરી શકે નહિ.

પ્રિય વત્સ સુવિચાર ! એ જ ભક્તની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા પરમાત્માએ પોતાની પ્રતિજ્ઞા ત્યજી ચક્રરૂપી શસ્ત્ર હાથ ધર્યું હતું. પોતાના ભક્તના હિતને માટે પરમાત્માએ થોડો શ્રમ ઉઠાવ્યો નથી. પ્રહ્લાદને જ્યારે સંકટ આવી પડ્યું, ત્યારે નૃસિંહનું અમાનુષિક રૂપ ધારણ કરીને તેણે તેના સંકટનું નિવારણ કર્યું હતું અને ભક્ત તથા પ્રિય સખા અર્જુનને રણમાં તૃષા લાગી, ત્યારે ત્યાં જ ગંગા ઉત્પન્ન કરીને તેની તૃષા મટાડી હતી. પરમાત્માએ અનેક ભક્તોની અનેક વેળાએ કામનાઓ પૂરી છે.

## શ્રીકૃષ્ણરૂપનું રહસ્ય

હે પ્રિય વત્સો ! શ્રીકૃષ્ણ પરમાત્મા પૂર્ણ અવતારી છે. એમનું સ્વરૂપ દિવ્ય છે, એમનું જ્ઞાન પણ દિવ્ય છે. એ પરમ અદ્ભુત સ્વરૂપની અવતારલીલાનું રહસ્ય પણ અદ્ભુત જ છે. નંદ એ બ્રહ્મ છે; યશોદા એ મુક્તિ છે; વસુદેવ એ વેદ છે: દેવકી એ બ્રહ્મવિદ્યા છે; ગોપી એ ગો (પૃથ્વી, વાણી, ઇન્દ્રિયો, ગૌ) છે; શ્રીકૃષ્ણે હાથમાં ધરેલી યષ્ટિકા એ યોગમંત્ર છે; બંસી એ સૌમ્ય સ્વરૂપ છે; ગોપસખાઓ

એ દેવતાઓ છે; વનનાં વૃક્ષો એ તપસ્વીઓ છે અને વૃન્દાવન એ સાક્ષાત્ વૈકુંઠ જ છે. બળભદ્ર એ શેષનાગ છે અને સ્વય એ વેદે નિરૂપણ કરેલું પરબ્રહ્મનું સ્વરૂપ છે. શ્રીકૃષ્ણે જે અનેક પ્રકારની લીલાઓ કીધી છે, તેમાં અપરમાતા રોહિણી એ ધ્યાનમૂર્તિ છે; સત્યભામા એ અહિંસા સ્વરૂપ છે; અક્રૂર એ સત્ય છે; ઉદ્ધવ એ ઇંદ્રિયનિગ્રહ છે; કંસ એ કલહ છે; અઘાસુર એ કામ છે; ચાણુર એ દ્વેષ છે; મુષ્ટિક એ મત્સર છે; કુવલયાપીડ એ દર્પ છે; બકાસુર એ ગર્વ છે; તૃણાવર્ત એ લોભ છે; કેશી સાક્ષાત ક્રોધની મૂર્તિ છે. શ્રીકૃષ્ણે ધારણ કરેલો શંખ એ લક્ષ્મીરૂપ છે; નંદકખડ્ગ એ રુદ્રનું ઉગ્રરૂપ છે; સુદર્શન ચક્ર એ જ્ઞાનચિહ્ન છે; ધારણ કરેલો બાણ એ કાળ છે; શાર્ઙ્ગધનુષ એ માયા છે; પદ્મ એ જગતનું બીજ છે; વૈજયંતી માળા એ વાયુ છે; તુલસીમાળા એ ભક્તિ છે; ચમર એ ધર્મ છે; છત્ર એ આકાશ છે, અને પટરાણી રુક્મિણી એ બુદ્ધિ–આદ્ય શક્તિ–મહામાયા છે.*

આવું શ્રીકૃષ્ણના પરમ સ્વરૂપનું સ્મરણ ભીષ્મપિતામહ દૃષ્ટિ સમીપથી ક્ષણભર પણ ખસેડતા નહતા. શ્રીકૃષ્ણથી ભિન્ન તેઓને કંઈ પણ દૃષ્ટિએ પડતું ન હતું. ચરાચરમાં, જ્યાં દૃષ્ટિપાત થતો ત્યાં ત્યાં, તે એ જ સ્વરૂપમાં વિહરતા હતા. તે સર્વ કર્મ ધર્મ શ્રીકૃષ્ણને અર્પતા, ફલાભિસંધિના ત્યાગી રહેતા, ને કામરહિત બની તેને જ પરબ્રહ્મપૂર્ણનું પૂર્ણ, તત્ત્વનું તત્ત્વ ને સારનું સાર જાણતા–અનુભવતા. એવા પરમભક્ત ભીષ્મને શ્રીકૃષ્ણ આધીન જ હતા.

હે જીવન્મુક્તો ! પરમાત્માનું તમારે ક્ષણભર પણ ધ્યાન–લક્ષ મૂકવાનું નથી. તેના જ લક્ષમાં જે જીવ નિમગ્ન થાય છે, તેણે સર્વ તીર્થમાં સ્નાન કર્યું, સર્વ પૃથ્વીનું દાન કર્યું, સહસ્ર યજ્ઞો કર્યા, પિતૃઓને ઉદ્ધાર્યા, દેવોનું યજન કર્યું, એમ સમજવું. પરમાત્માના લક્ષમાં વિહરતો જીવ સંસારી નથી, દેહી નથી, પણ કામનાથી મુક્ત જ છે, નિત્ય કેવળને પ્રાપ્ત કરનારો છે, નિર્ગુણ બ્રહ્મ છે. તેને ઇંદ્રિયોના અર્થને વિષે તેમ કર્મ વિષે પણ આસક્તિ રહેતી નથી. જે પુરુષે સર્વ સંકલ્પોનો નાશ કીધો છે,† તે જ ચિદાનંદરૂપ પરબ્રહ્મનો સખા છે, બંધુ છે, ને ચિદાનંદરૂપ જ છે. પરમાત્માની સાયુજ્યમુક્તિ પ્રાપ્ત કરવા માટે પ્રથમ શ્રવણ, કીર્ત્તન અને સ્મરણની આવશ્યકતા છે; પછી પાદસેવન,

---

* વિસ્તાર માટે જુઓ કૃષ્ણોપનિષત્.

† यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते । सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥

અર્ચન અને વંદન કરતાં કરતાં દાસ્યભાવ મનમાં આણવો.* એ દાસ્ય ભાવમાં હું તેમનો છું, એવો વિચાર મનમાં દૃઢપણે ઠસાવવો. એ શરણું શ્રેષ્ઠ છે; પણ મૃદુ છે.

એમાં પુરુષે મનસા વાચા કર્મણા આ જ દૃઢ નિશ્ચય કરી લેવો કે, હે દીનવત્સલ ! હે દયાસિંધો ! હે કરુણાસાગર ! આપનું અલૌકિક

દાસભાવની પ્રાર્થના

સ્વરૂપ જાણવાને હું અસમર્થ છું; છતાં આપનું સ્વરૂપ હું જોઉં છું ને આપના જ પ્રેમમાં રમું છું. હે નાથ ! મારા તમારા વચ્ચે મોટો ભેદ છે, છતાં હું તમારો જ છું; હું તમારે શરણે છું; હું તમારો પરમ ભક્ત છું. હે નાથ ! તમે મારા નથી, તથાપિ હું તમારો છું. માટે મારા ઉપર દયા કરીને આપ મને આપની ભક્તિનો પરમ અધિકારી કરો ને આપને શરણે લ્યો. આ નરકરૂપ સંસારમાં અપાર દુઃખમાંથી ઉગારીને તમે મને તમારી સેવાનો અધિકારી કરો. હે નાથ ! જેમ સમુદ્રમાંથી નીપજતા તરંગો સમુદ્રના છે, સમુદ્ર કંઇ તરંગનો નથી, તેમ જ હે દીનવત્સલ ! ભેદભાવ હોવા છતાં હું તમારો છું. તમે મારા નથી.

આ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે સાધનોનો અભ્યાસ પરિપાક દશાને પામવો જોઇએ. આ ભક્તિપ્રકાર મૃદુ છે. એવી દાસ્યની સ્થિતિ પૂર્ણ થતાં દાસ પણ સખા થાય છે. એવું આ સંસારમાં અનેક સ્થળે જોવામાં આવ્યું છે, તો પરમાત્મા એકનિષ્ઠ ભક્તને પોતાનો સખા કરવાનો વિલંબ કરે તેમ નથી. એ સ્થિતિમાં, જે પરમાત્માનું દાસ-સ્થિતિમાં ભેદભાવે ઉપાસન થતું હતું, અને જે પરમાત્માનું અન્યરૂપે સેવન થતું હતું, તે પરમાત્મા સખા સ્થિતિમાં ભક્તના હૃદયમાં જ નિવાસ-સ્થિતિ કરી સર્વકાળ રહે છે. એ સ્થિતિમાં આવેલા જીવના ચર્મચક્ષુ સમક્ષથી પરમાત્મા દૂર જાય, પરંતુ તેના હૃદયચક્ષુ સમીપથી તેનું વિદૂર થવું, એ તો અશકય જ હોય છે. સંસારમાં રહ્યા છતાં અનેક જાતનાં દુઃખો આવી પડે, તેવે સમયે પણ પરમાત્મા જેના હૃદયમાંથી વિદૂર થઇ શકતા નથી, તેવા ભક્તને અંતે પરમાત્મા પોતાના હૃદય સાથે, જેમ ગોપીઓને ચાંપી હતી, તેમ ચાંપીને તેની સર્વ કામનાઓને સફળ કરે છે. ભક્તિનો આ દ્વિતીય પ્રકાર મધ્યમ ગણાય છે, પણ ભક્તિનો શ્રેષ્ઠ પ્રકાર આત્મનિવેદન છે.

---

* श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् । अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥
इति पुंसार्पिता विष्णौ भक्तिश्चेन्नवलक्षणा । क्रियते भगवत्यद्धा तन्मन्येऽधीतमुत्तमम् ॥

એ સ્થિતિને પ્રાપ્ત થયેલા જીવને वासुदेवः सर्वम् । સર્વત્ર વાસુદેવ વગર બીજું કંઇ પણ દૃષ્ટિએ પડતું નથી. હું તે તે ને તે તે હું, એવી સાત્ત્વિક ભાવના તેના હૃદયમાં વિલસે છે; તેવો પુરુષ, નિત્ય, મુક્ત પરમાત્માનો પરમ અનન્યભક્ત છે.

**આત્મનિવેદન ભક્તિ**

જે પોતાથી અન્ય કંઇ જોઇ શકતો નથી, અન્યને ઉપાસતો નથી, અન્યનું શરણું લેતો નથી, જે સર્વાકાર, સર્વમય, ચિદાનંદસ્વરૂપમાં જ વિલસે છે, સર્વત્ર અભેદમય જુએ છે, તે નિઃસંશય રહીને સંસારની સર્વ કામનાનો ત્યાગ કરી દે છે. તેને શત્રુ કે મિત્ર, સ્વજન કે અન્યજન, સુવર્ણ કે ભસ્મ, પારસમણિ કે પાષાણ, રોગ કે ભોગ, તીર્થ કે શ્વપચનું ઘર, દેવાંગના કે કૂબડી, શ્વાન કે સર્વાંગસુંદર અશ્વ, અમૃત કે વિષ, આ લોક કે દેવલોક, કીટત્વ કે વિહંગમત્વ, કોઇ પણ સ્થિતિ સમાન છે. તેમાં તે સુખ કે દુઃખ માનતો નથી, પણ એકરૂપ રહે છે. જેની સ્વર્ગની, ઇંદ્રપદની કામના નષ્ટ થઈ છે, તે જ સાયુજ્ય મુક્તિનો સ્વામી છે. શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે તેમ, કર્મફળના આસંગો તજી, નિત્ય તૃપ્ત, નિરાશ્રય એવો જે કર્મને વિષે અત્યંત પ્રવૃત્ત છતાં પણ કંઈ કરતો નથી,* જોવા છતાં પણ જોતો નથી, સાંભળવા છતાં પણ સાંભળતો નથી, કર્તવ્ય માત્રમાં જેની ઉદાસીનતા છે, તે સદાય તૃપ્ત છે, સદાય મુક્ત છે. એ સ્થિતિને પ્રાપ્ત થયા પછી એ ભક્તને પુનર્જન્મ નથી; તેને ઉદયે નથી, તેમ અસ્તે નથી; તે સત્ કે અસત્થી વિદૂર નથી, તેમ ભિન્ને નથી. જેનું અહંત્વ નાશ પામ્યું છે, તે સાક્ષાત્ બ્રહ્મરૂપ જ છે. આત્મસ્વરૂપના સહજાનંદમાં સદા વિહરતા, સ્વચ્છંદ લીલા ભોગવતા, એ ભક્તો નિઃસંગ, નિરર્ગળ, એવી રીતે વિચરે છે કે, જેમ પાણીમાં ચાલતા મચ્છની ગતિ કે આકાશમાં ઊડતા પક્ષીની ગતિ ગૂઢ રહે છે–અને તેનો પાર પામી શકાતો નથી, તેમ આત્મનિષ્ઠ એકાંતિક ભક્તને મનુષ્ય તો શું પણ દેવતાઓ પણ કળી શકતા નથી. આવી સ્થિતિને પ્રાપ્ત થઇને, હે તાત! તમે જગતમાં વિચરો. તમને કોઇ પણ પ્રકારનો દોષ લાગશે નહિ. પરમાત્મા ભક્તનો છે, ભક્ત તેનો છે, ભક્ત ને તે એક સ્વરૂપ છે. એ સ્થિતિને પ્રાપ્ત થયેલો જીવ, દેહી છતે જીવન્મુક્ત છે; વિદેહી છતે જીવન્મુક્ત છે.

હરિઃ ૐ શાંતિઃ ! શાંતિઃ ! શાંતિઃ !

---

* त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः। कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः॥

## જ્યોતીરૂપનું દર્શન

પોતાના પ્રિય શિષ્યોને આ પ્રમાણે ઉપદેશ કરીને યોગીન્દ્ર મહાત્મા ક્ષણમાત્ર મૌન ધરી રહ્યા. બને શિષ્યો ગુરુદેવના મુખદર્શનનું પાન કરતાં ગળગળા થઈ ગયા. જવાની ઇચ્છા ન છતાં, નિરિચ્છાએ ઊઠ્યા; મન્દ મન્દ પગલે ચાલવા માંડ્યું. ગુરુદેવ તેમનો મનોભાવ જાણી ગયા, ઊઠ્યા. તેમણે બન્નેને હૃદયસરસા ચાંપ્યા, માર્ગસ્થ કીધા.

થોડાંક પગલાં આગળ જઈ, સુવિચાર ને પ્રકટપ્રજ્ઞાએ યોગીન્દ્ર દેવનું પુનઃ દર્શન કરવા મુખ ફેરવ્યું. શું દૃષ્ટિએ પડ્યું ? પર્ણકુટી-ગુહા ન હતી, સિંહ પણ ન હતો, માત્ર યોગીન્દ્ર ! સમાધિસ્થ યોગીન્દ્ર ! તે આકાશના અવકાશમાં ઊભા હતાં. ધીમે ધીમે તે આકાશમાં વ્યાપક જણાવા લાગ્યા. સુવિચાર ને પ્રકટપ્રજ્ઞાની દૃષ્ટિ એકતાર થઇ. પછી ધીમે ધીમે, ક્ષણે ક્ષણે તેમના સ્થૂળ કે સૂક્ષ્મ પરમાણુઓ ઓગળવા લાગ્યાં ને જોતજોતામાં તે એવા અદૃશ્ય-અગોચર થતા ગયા કે, ચર્મચક્ષુથી જોવું અશકય થઈ પડ્યું.

બન્ને શિષ્યો યોગીન્દ્રના આ પ્રમાણે અકસ્માત અદૃશ્ય થઈ જવાથી-વિશ્વમાં વિશ્વમય થવાથી અતિ ઘણા મુંઝાઇ ગયા. તેમનાં નેત્રોમાંથી એક સરખી અશ્રુઓની ધારા વહેવા લાગી. એટલામાં ચોપાસ એક દિવ્ય સ્વરૂપ વ્યક્ત થવા લાગ્યું. તે સર્વવ્યાપી સ્વરૂપ, મહાતેજોરાશિનો પુંજરૂપ અલૌકિક ગાન કરતું હતું, સર્વત્ર છવાઇ ગયલું હતું. જે દિશામાં દૃષ્ટિ કરે તે દિશામાં મહાત્માનું સ્વરૂપ દર્શન દેતું હતું, ત્યાંથી મધુરો ગાનનાદ એવો જ નીકળતો હતો કે, "સંસારના

**દિવ્ય બોધ**

નિષ્કામપણે સ્વયં પ્રાપ્ત થયેલા ભોગો ભોગવીને કૃતકૃત્ય-રૂપ થયા વિના પરમાત્માનું પરમધામ પામી શકાતું નથી. તે ધામ પ્રાપ્ત કરનારાએ સર્વ વાસનાનો ત્યાગ કરવાનો છે. હે શિષ્યો ! હે બાળકો ! તમારું શેષ આયુષ્ય મહાત્મક કરીને સંસારમાં વિચરણ કરવાથી કોઈ પણ જાતનો તમને પ્રત્યવાય લાગશે નહિ. જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે મારો જન્મ છે. આ જન્મ પણ તે જ છે. મારારૂપ થશો, મારા ભક્ત થશો, તો તમારી ગતિ છે, મોક્ષ છે." આ પ્રમાણે ધૂમતા નાદમાંથી નીકળતા શબ્દ-બ્રહ્મસ્વરૂપમાંથી એક પરમજ્યોતિ પ્રકટ થઇ અને જોતજોતામાં આકાશના અવકાશમાં વિલીન થઈ ગઇ.

બંને દંપતી શુદ્ધરૂપ બન્યા છતાં પણ ગુરુવિરહથી ઉદાસ થઇ ગયાં. પછી કેટલોક કાળ પર્વતપર રહી, ગુરુની આજ્ઞાને અનુસરી, પ્રારબ્ધ ભોગવવાને તેમણે એ દિવ્ય સ્થળનો ત્યાગ કીધો, તે બન્ને ધીમે ધીમે હિમગિરિનું સૌન્દર્ય નીરખતાં નીરખતાં પોતાના સ્થાનમાં આવી રહ્યાં. જે ઉત્તમ જ્ઞાન તે મહાત્મા પાસેથી પ્રાપ્ત કીધું હતું, તેનો અનેક લોકોને ઉપદેશ આપીને, સંચિત કર્મના ભોગ ભોગવી, નિર્વાસનિક બની-શુદ્ધ નિર્ગુણ બની, કાળની જ નિરીક્ષા કરતાં તેઓ સંસારમાં વિચરવા લાગ્યાં અને કાળ આવતાં પરમાત્માનાં પ્રેમધામમાં જઇને અખંડ પ્રેમાનન્દની લીલાનો અનુભવ કરવા લાગ્યાં.

इति श्रीनंदनंदनपादारविंदमिलिंदेन देशाइकुलोत्पन्नेन सूर्यरामसुतेन इच्छारामेण विरचिते चन्द्रकान्ते पर्णकुटीरहस्यनाम्नि चतुर्थप्रवाहे तत्त्वानुसंधानोपदेशनामा द्वितीयः खंडः ॥

---

## વિલય

कृष्णे रताः कृष्णमनुस्मरन्ति रात्रौ च कृष्णं पुनरुत्थिता ये ।
ते भिन्नदेहाः प्रविशन्ति कृष्णं हविर्यथा मन्त्रहुतं हुताशे ॥

અર્થ—શ્રીકૃષ્ણ(પરમાત્મા)માં આસક્ત, શ્રીકૃષ્ણનું ક્ષણે ક્ષણે સ્મરણ કરનાર, રાત્રિના સૂતાં પણ શ્રીકૃષ્ણનું (અર્થાત્ નિદ્રા, સ્વપ્નમાં પણ શ્રીકૃષ્ણનું), ઊઠતાં પણ શ્રીકૃષ્ણનું જેને સ્મરણ થાય છે, તેવો જીવાત્મા ભિન્ન દેહવાળો છતાં, જેમ મંત્ર ભણી હોમેલું હવિ અગ્નિમાં મળી જાય છે, તેમ શ્રીકૃષ્ણમાં મળી જાય છે.

---

[ નોંધ—ચન્દ્રકાન્તમણિના ચતુર્થ વિભાગનો અથવા પંચમ પ્રવાહનો અલ્પ આરંભ કરીને ગ્રન્થકર્તા અમારા પૂજ્ય પિતા શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ એમનો દેહ શાંત પડ્યો. દયાળુ સર્વેશ્વરની ઇચ્છા આ ગ્રન્થની પૂર્તિને અનુકૂળ ન થઇ, એટલે આ ગ્રન્થમાળાનો છેલ્લો ભાગ યદૃચ્છાએ અપૂર્ણ દશામાં જ રહ્યો છે, અને તે કોઇથી પૂર્ણ થઇ શકે તેમ નથી. સદ્ગતના વચનામૃત પ્રમાણે તેઓશ્રીનો યોગેશ્વર શ્રીકૃષ્ણ અને ઉદ્ધવના સંવાદ દ્વારા પરમાત્માના પરમધામનું અવર્ણનીય શક્ય વર્ણન આપવાનો વિચાર હતો, પણ તે ફલીભૂત થયો નહિ. ઘણા જિજ્ઞાસુઓ તેમના રચિત ચતુર્થ ભાગ માટે પૃચ્છા કરયા કરે છે, તેઓની જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે આ ખુલાસો કરીએ છીએ. ન. ઈ. દેસાઈ ]

---

[ ચંદ્રકાંત ભાગ ૪ થાના થોડાકજ પાનાં લેખકે લખ્યાં હતાં. ત્યારપછી લેખકનું તા૦ ૫-૧૨-૧૯૧૨ ના રોજ અચાનક હૃદય બંધ પડી જતાં અવસાન થયું, એટલે ગ્રંથ અપૂર્ણ રહ્યો છે. -પ્રકાશક
તા૦ ૧-૧૦-૪૮ ]

# ચન્દ્રકાન્ત

(વેદાન્તજ્ઞાનનો મુખ ગ્રન્થ)

## ચતુર્થ ભાગ

પંચમ પ્રવાહ-અભ્યાસયોગ; ષષ્ઠ પ્રવાહ-જીવન્મુક્તિ;
સપ્તમ પ્રવાહ-પરમધામ-કૈવલ્યધામ


કર્ત્તા

**ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ**

"ગુજરાતી"ના આદ્ય તંત્રી. "ગુજરાતી" પ્રેસના સ્થાપક. "ગુજરાતી" પંચાંગના પ્રવર્તક.
સંપાદક-"બૃહત્ કાવ્યદોહન," "નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ," "પદબંધ ભાગવત,"
"કૃષ્ણચરિત્ર," "પંચદશી" ઉપર "ચન્દ્રકાન્ત વિવરણ"ના કર્તા. હિન્દ અને
બ્રિટાનીયા, દિલ્હીપર હલ્લો, શિવાજીની સુરતની લૂટ, સવિતા સુંદરી, ગંગા,
ટીપુ સુલતાન, બાળકોનો આનંદ વગેરેના પ્રણેતા. વાલ્મીકિ રામાયણ,
શુક્રનીતિ, વિદુરનીતિ, યમસ્મૃતિ, ચારુચર્યા અથવા શુભાચાર,
કળાવિલાસ, અરેબિયન-નાઇટસ,
ઇત્યાદિના ભાષાંતરકર્તા.



"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,
સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ-મુંબઈ

સંવત ૨૦૦૪ ] [ સન ૧૯૪૮

પુસ્તક મળવાનું ઠેકાણું—

## "ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ,

સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ ૧



## ચન્દ્રકાંતની કરવા ધારેલી રચના

| | |
|---|---|
| ચન્દ્રકાંત ભાગ ૧ લો | प्रथम प्रवाह—पुरुषार्थ<br>द्वितीय प्रवाह—चैतन्य |
| ચન્દ્રકાંત ભાગ ૨ જો | तृतीय प्रवाह—अच्युतपदारोहण |
| ચન્દ્રકાંત ભાગ ૩ જો | चतुर्थ प्रवाह—पर्णकुटी रहस्य |
| ચન્દ્રકાંત ભાગ ૪ થો | पंचम प्रवाह—अभ्यासयोग<br>षष्ठ प्रवाह—जीवन्मुक्ति<br>सप्तम प्रवाह—परमधाम—कैवल्यधाम |



"'ચંદ્રકાંત ૪ થા ભાગ'નાં ૮૦ પૃષ્ઠ લખાયાં છે, પણ અગાડી ચાલતું જ નથી."

ઇચ્છારામ સૂ. દેસાઈ

લેખકના પરમમિત્ર સદ્ગત છગનલાલ ઠાકોરદાસ મોદી પર તા૦ ૨૧-૧૧-૧૯૧૦ ના લખેલા પત્રમાંથી ઉદ્ધૃત.

**નોંધ:**-ચંદ્રકાંત ભાગ ચોથાનું માળખું, રૂપરેખા, રચના નીચે પ્રમાણે ગોઠવી રાખી હતી, પણ તે પ્રમાણે કરવાને લેખક દીર્ઘ આયુષ્ય ભોગવવાને આ પૃથ્વીતળપર હૈયાત રહી શક્યા નહિ, તેથી આ ચંદ્રકાંતનો ચોથો ભાગ પૂર્ણ લખાયો નથી. તેટલા પૂરતો ચંદ્રકાંત ગ્રંથ અપૂર્ણ કહેવાય. નીચેની અનુક્રમણિકા પરથી વાંચનારને ચોથા ભાગનું ઝાંખું, અસ્પષ્ટ દર્શન થઇ શકે તો ઇશ્વરકૃપા સમજવી.

ગાંધી જયંતી :: તા૦ ૨-૧૦-૧૯૪૮ **બાળુભાઇ ઇચ્છારામ દેસાઇ**

## અનુક્રમણિકા



## લેખકનું વક્તવ્ય

**ચંદ્રકાંત પ્રથમ ભાગ** (સન ૧૮૯૧ માં) તૈયાર કીધો ત્યારે આ પ્રમાણેની રચના કરવા નિર્ધારી હતી ને માત્ર દિશા દર્શાવી હતી; પણ લખતાં લખતાં જેમ વિચારમાં વધારે ઊંડો ઉતરતો ગયો, તેમ તેમ એ ક્રમમાં સહજ ફેરફાર થતો ગયો છે. **ઇ. સૂ. દેસાઇ. સન ૧૯૧૨.**

# सुमङ्गलम्

प्रशस्ताचरणं नित्यमप्रशस्तविवर्जनम् ।
एतद्धि मङ्गलं प्रोक्तमृषिभिस्तत्त्वदर्शिभिः ॥ १ ॥

નિત્ય પ્રશંસનીય ઉત્તમ આચરણથી વર્તવું અને અપ્રશંસનીય ખરાબ આચરણનો ત્યાગ કરવો એને જ તત્ત્વદર્શી ઋષિઓએ મંગલ કહ્યું છે. ૧

मंगलामंगलं यत्तद्यत् करोतीतीश्वरो हि मे ।
तत्सर्वं मंगलायेति विश्वासः सख्यलक्षणम् ॥ २ ॥

ઈશ્વર જે કાંઇ મંગળ કે અમંગળ કરે છે તે સર્વ મારા મંગળ માટે જ છે, એવો દૃઢ વિશ્વાસ હોય તેને ઈશ્વર સાથેના સખ્યપણાના લક્ષણ તરીકે ઓળખવામાં આવે છે. ૨

यत्कृतं यत्करिष्यामि तत्सर्वं न मया कृतम् ।
त्वया कृतं तु फलभुक् त्वमेव मधुसूदन ॥ ३ ॥

હે મધુસૂદન ! મેં જે કંઈ કરેલું હોય અથવા હું જે કંઈ કરીશ તે સર્વ મારું કરેલું નથી, પણ તેં કરાવેલું છે, અને તેના ફળના ભોક્તા પણ તમે જ છો. ૩

येन केन प्रकारेण यस्य कस्यापि देहिनः ।
संतोषं जनयेत् प्राज्ञः तदेवेश्वरपूजनम् ॥ ४ ॥

પ્રાજ્ઞ માણસે કોઇપણ પ્રકારે મહેનત લઇને માનવ જનને સંતોષ આપ્યો હોય તો તે જ તેનું ઈશ્વરપૂજન છે. ૪

यत्सत्तया सदिदमस्ति यदात्मभासा प्रद्योतितं जगदशेषमपास्तदोषम् ।
तद्ब्रह्म निष्कलमसंगमपारसौख्यं प्रत्यग्भजे परममंगलमद्वितीयम् ॥ ५ ॥

જેની સત્તાથી આ જડ ચેતનાત્મક સર્વ જગત્ અસ્તિત્વ ભોગવે છે અને જેના પ્રકાશથી પ્રકાશે છે, તે સર્વ જાતના નિષ્કળ, સર્વ સંગથી રહિત, દોષોથી રહિત, અપાર સુખસ્વરૂપ, પરમ મંગલમય અને ઘટઘટમાં વ્યાપી રહેલા અદ્વિતીય એવા બ્રહ્મને હું ભજું છું. ૫

नापृष्टः कस्यचित् ब्रूयात् न चान्यायेन पृच्छतः।
जानन्नपि हि मेधावी जडवत् लोक आचरेत् ॥ ६ ॥

પૂછ્યા વિના બોલવું નહિ, છળકપટથી પૂછનારને જવાબ આપવો નહિ, મેધાવીએ તો સર્વ જાણતો હોવા છતાં જગતમાં જડ પ્રમાણે આચરણ કરવું. ૬

केचिद्वदन्ति धनहीनजनो जघन्यः केचिद्वदन्ति गुणहीनजनो जघन्यः।
व्यासो वदत्यखिलवेदपुराणविज्ञो नारायणस्मरणहीनजनो जघन्यः ॥ ७ ॥

સાંસારિકો વદે છે કે ધનહીન જન કંઈ કામનો નહિં; નીતિજ્ઞો કહે છે કે ગુણહીન મનુષ્ય કંઈ કિંમતનો નહિ; પરંતુ અખિલ વેદ પુરાણ જાણનારા વ્યાસદેવજીનું તો એમ કહેવું છે કે, શ્રીનારાયણના સ્મરણથી વિમુખ થયેલ મનુષ્ય જ ખરેખર પામર છે. ૭

सूनुः सच्चरितः सती प्रियतमा स्वामी प्रसादोन्मुखः
स्निग्धं मित्रमवञ्चकः परिजनो निष्क्लेशलेशं मनः।
आकारो रुचिरः स्थिरश्च विभवो विद्यावदातं मुखं
तुष्टे विष्टपहारिणीष्टदहरौ संप्राप्यते देहिनाम् ॥ ८ ॥

જો જગતનો ઉદ્ધાર કરનાર વિષ્ણુ ભગવાન્ પ્રસન્ન થયા હોય તો જ પુરૂષને સારાં આચરણવાળો પુત્ર થાય છે, સતી સાધ્વી સ્ત્રી મળે છે, સ્વામી ( શેઠ વગેરે પોષણ કરનાર ) પ્રસન્ન રહે છે, સ્નેહવાળો મિત્ર મળે છે, નોકર વગેરે શુદ્ધ મનથી રહે છે, મનમાં થોડો પણ ક્લેશ રહેતો નથી, સુંદર રૂપ પ્રાપ્ત થાય છે, વૈભવ સ્થિર થાય છે, અને મુખ વિદ્યાથી શુદ્ધ થાય છે. ૮

कोऽहं कस्त्वं कुत आयातः का मे जननी को मे तातः।
इति परिभावय सर्वमसारं सर्वं त्यक्त्वा स्वप्नविचारम् ॥
का तव कांता कस्ते पुत्रः संसारोऽयमतीव विचित्रः।
कस्य त्वं वा कुत आयातस्तत्त्वं चिंतय यदिदं भ्रातः ॥ ९ ॥

હું કોણ? તું કોણ? ક્યાંથી આવ્યો? મારી જનની કોણ? મારો પિતા કોણ? આ પ્રમાણે સ્વપ્નતુલ્ય સર્વ સંસારનો ત્યાગ કરી સર્વ અસાર છે એમ જાણ. તે જ પ્રમાણે તારી સ્ત્રી કોણ? તારો પુત્ર કોણ? તું જ પોતે કોનો? અથવા તું ક્યાંથી આવ્યો છે? આ સંસાર જ ઘણો વિચિત્ર છે. માટે હે ભાઈ! આ સર્વ વસ્તુસ્થિતિનું તું મનન કર. ૯

काहं ब्रह्मेति विद्या निरतिशयसुखं दर्शयन्ती विशुद्धं
कूटस्थस्वप्रकाशं प्रकृतिसुचरिता खण्डयन्ती च मायाम्।
काविद्याहंममेति स्थगितपरसुखा चित्तभित्तौ लिखन्ती
सर्वानर्थाननर्थान् विषयगिरिभुवा वासनागैरिकेण ॥ १० ॥

જે નિત્ય નિરતિશય સુખરૂપ, વિશુદ્ધ, કૂટસ્થ, સ્વયંપ્રકાશ એવા પરબ્રહ્મનાં સ્વરૂપને દર્શાવતી તથા માયાનું ખંડન કરતી, સ્વભાવથી જ સુચરિત્રવાળી 'अहं ब्रह्म' હું બ્રહ્મરૂપ છું, એવા આકારની બ્રહ્મવિદ્યા ક્યાં અને પરબ્રહ્મના સુખને ઢાંકી દેનારી તથા વિષયરૂપી પર્વત ઉપર ઉત્પન્ન થયેલા વાસનારૂપી ગેરૂવડે ચિત્તરૂપી ભીંત ઉપર સર્વ જાતના અનર્થોને આલેખતી અર્થાત્ ચિત્તને અનર્થોના તરફ ઘસડી જનારી 'अहं, मम' હું તથા મારૂં તારૂં એવા પ્રકારની અવિદ્યા ક્યાં? ૧૦

यामासाद्य त्रिलोकीजनमहितशिवावल्लभारामभूमि
ब्रह्मादीनां सुराणां सुखवसतिभुवां मण्डलं मण्डयन्ति।
नो गर्भे व्यालुठन्ति क्वचिदपि मनुजा मातुरुत्क्रान्तिभाज-
स्तां काशीं नो भजन्ते किमिति सुमतयो दुःखभारं वहन्तः ॥११॥

ત્રણે લોકમાં પરમપૂજ્ય શ્રી ઉમાવલ્લભ એવા શંકરની વિશ્રામ ભૂમિરૂપ કાશીપુરીમાં જે મનુષ્યો નિવાસ કરે છે, તે મનુષ્યો બ્રહ્માદિક દેવતાઓના સુખકારક સ્થાનોને પણ અલંકૃત કરે છે. અર્થાત્ તે તે પવિત્ર સ્થાનોના પણ એક આભૂષણવત થઈ પડે છે. એટલું જ નહિ, પરંતુ તેઓને માતાના ગર્ભમાં કદી પણ પુનઃ આળોટવું પડતું નથી અને જન્મમરણના ફેરામાંથી હમેશને માટે મુક્ત થઈ જાય છે. માટે હે સુમતિમાન પુરુષો! તમે શા માટે સાંસારિક દુઃખના ભાવને વહ્યા કરો છો? અને કાશીપુરીમાં શા માટે વાસ કરતા નથી? ૧૧

प्रणतदुरितचौरः पूतनाप्राणचौरः
वलयवसनचौरो बालगोपांगनानाम्।
नयनहृदयचौरः पश्यतां सज्जनानाम्
अपहरति मनो मे कोऽप्ययं कृष्णचौरः ॥ १२ ॥

શરણે આવેલાના દુઃખ હરનાર, પૂતનાના પ્રાણ હરનાર, બાલગોપીઓના બંગડી અને વસ્ત્ર હરણ કરનાર તથા જ્ઞાની સજ્જનોના નયન અને હૃદય ચોરનાર એવા કોઈ એક અનિર્વચનીય કૃષ્ણ ચોર મારૂં મન હરી જાય છે. ૧૨

गङ्गातीरे हिमगिरिशिलाबद्धपद्मासनस्य
ब्रह्मध्यानाभ्यसनविधिना योगनिद्रां गतस्य ।
किं तैर्भाव्यं मम सुदिवसैर्यत्र ते निर्विशङ्काः
संप्राप्स्यन्ते जरठहरिणा शृङ्गकण्डूविनोदम् ॥ १३ ॥

ગંગાના તીર ઉપર હિમગિરિની શિલાપર પદ્માસન વાળી, વિધિ પ્રમાણે બ્રહ્માનું ધ્યાન ધરીને યોગનિદ્રાને પામેલા એવા મારા શરીરને નિ:શંક થઈને ઘરડાં હરણાં પોતાનાં શિંગડાં ઘસે, અર્થાત્ (ઘરડાં હરણ પોતાનાં શિંગડાં ઘસે તો પણ સમાધિ છુટે નહિ એવી બ્રહ્મધ્યાનલીન યોગનિદ્રાને પ્રાપ્ત થયેલા) એવા મારા સુદિવસો અંતિમ સમયમાં વ્યતીત થાઓ. ૧૩

ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तंति भूयः ।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ १४ ॥

જ્યાં આગળ ગયેલા ફરીને સંસારમાં આવતા નથી તેવા સંસાર વૃક્ષના મૂળભૂત વિષ્ણુપદને શોધવું. પરમાત્માને શોધનારા પુરૂષે જે પરમાત્માથી ચિરકાળવડે આ સંસારની પ્રવૃત્તિ થઇ છે, તે જ આદિ પુરૂષને શરણે જાઉં છું. એ પ્રમાણે એકાંત ભક્તિથી પરમ પદને શોધવું. ૧૪

निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥ १५ ॥

જેઓ માનરહિત તથા મોહરહિત છે, જેઓએ પુત્રાદિના સંગનો દોષ જીત્યો છે, જેઓ આત્મજ્ઞાનમાં નિષ્ઠાવાળા છે, જેઓ વિશેષ કરીને કામનારહિત છે અને સુખ દુ:ખના કારણ હોવાથી સુખ દુ:ખને નામે બોલતાં ટાઢ તડકો વગેરે દ્વંદ્વરહિત એવા માયારહિત જ્ઞાની પુરૂષો વિષ્ણુના અવિનાશી સ્વરૂપને પામે છે. ૧૫

न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।
यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥ १६ ॥

સૂર્ય, ચંદ્ર તથા અગ્નિ જે પદને પ્રકાશ કરી શકતા નથી અને યોગીઓ જે પદને પામીને ફરી અવતરવા નથી, તે મારૂં પરમ ધામ–કૈવલ્ય ધામ–સ્વરૂપ છે. ૧૬

---

ॐ तत्सत् परमात्मने नमः

# चन्द्रकान्त

## चतुर्थ विभाग—पंचमप्रवाह—कैवल्यधाम

### पीठिका

**न तत्र सूर्यो भाति न चन्द्रतारकंनेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।**
**तमेव भान्तमनुभाति सर्व्वं तस्य भासा सर्व्वमिदं विभाति ॥**

**અર્થ**—ત્યાં સૂર્ય પ્રકાશતો નથી; ન તો ચન્દ્ર, ન તો તારા મંડળ. વિજળી પણ ચમકતી નથી, તો અગ્નિ તો ક્યાંથી પ્રકાશી શકે? તેના પ્રકાશવાથી જ આ સર્વ પ્રકાશે છે. સ્વયં પ્રકાશ બ્રહ્મના પ્રકાશવડે આ સર્વ લોક પ્રકાશે છે.

સર્વેશ્વર, એક છતાં અનેકરૂપે પ્રાણીમાત્રના ઘટઘટમાં વ્યાપી રહ્યા છે. જે નિરંજન નિરાકાર છે, છતાં સાકાર સ્વરૂપે જે યોગીઓની સમાધિમાં પ્રત્યક્ષ થાય છે, જે સર્વ વિશ્વમાં વ્યાપી રહ્યા છે, અને જેને હરિ એવા નામ સંબોધનથી પ્રાણિમાત્ર ઉપાસે છે, અને હું જેનું નિત્ય સ્તવન કરી નિત્ય નમું છું, તે ક્યાં છે? રે, મારા દેહની અંદરના કોઇ ગુપ્ત સ્થાનમાં મને એવું શું થાય છે કે જેનાથી હું સદા ઉદાસ રહું છું? મને આ દશ્યમાંના કોઇ પર પણ પ્રીતિ થતી નથી; હું મારા હૃદયસ્થ કોઇ ગુપ્ત સ્થાનમાંથી નીકળતા અગ્નિવડે બળ્યાં કરું છું. મારા અંતરનો એ અગ્નિ કોઇ શાંત પાડતો નથી! કૃષ્ણ પણ મારા મનનું સમાધાન કરતો નથી; તો અન્ય તો કોણ એવો છે કે મને શાંત પમાડી શકે—મારું સમાધાન કરે? મને પદાર્થમાત્ર ગમતા નથી, મને ધન ધામ ગરાસ ગમતાં નથી, મને સ્ત્રી પુત્ર પરિવાર પર પ્રીતિ થતી નથી! હું સર્વાંગે બળું છું! રે, કોણ મને શાન્તિ પમાડે—મારા મનનું કોણ સમાધાન કરે? કોણ મને સત્ય માર્ગ દર્શાવે? વેદો જેનું વર્ણન કરે છે એવા પરમાત્માને કોણ મિલાવે? હું કોણ? ક્યાંથી આવ્યો? શા માટે આવ્યો? મોકલનાર કોણ? આ દેહને તો ક્ષણ-ભંગુર કહે છે—ટકોરો વાગતાં ફુટી જાય તેવો માને છે, તે નાશવંત છે; તેનો નાશ થયા પછી તેમાં જે કંઈ અગોચર છે, જેને હંસલો કહે છે, તે ક્યાં જશે? રે, તેનો નાશ શા માટે? તે સદા આ લોકમાં કેમ ન રહે? અવિ-નાશી કેમ નહિ? દેહથી તે હંસલો છુટો શા માટે થાય? તે કરાવનાર કોણ?

તે છુટો થઇ જ્યાં જશે ત્યાં શું થશે? પણ તે જશે ક્યાં? રે, રે, તેનું મને જ્ઞાન નથી, મને કોઇ તે આપતું નથી—સમજાવતું નથી! જ્યાં એ હંસલો જશે ત્યાં તેને કોણ પૂછશે? શું પૂછશે? પછી તે ક્યાં જશે? આ વિચારથી મારું મન ગભરાય છે, મને સર્વ અકારું લાગે છે. એ વિચારથી હું છતી આંખે અંધ છું, છતે કાને બહેરો છું, છતી જીભે સ્વાદ—રસ વગરનો છું, છતે મ્હોડે મુંગો છું. મને કશાથી પણ આનંદ થતો નથી, કોઇનું પણ બોલવું મને રુચતું નથી. મને આ લોકમાં રહેવાની ઇચ્છા થતી નથી. આ લોકમાંથી જવાની ઇચ્છા થતી નથી. ક્યાં જાઉં? શું કરું? હે હરિ! જેને હું નિત્ય ઉપાસું છું, તે તું મને શાન્તિ આપ.”

આવા શબ્દો પોતાના મન સાથે બોલતો એક વિકલવેશી પુરુષ રેવતાચળની પવિત્ર ભૂમિપર મંદમંદ પગલે, મ્લાન મુખે, ઉંચે ને ઉંચે ચઢ્યો જાય છે. ચોમેર અંધકાર વ્યાપી રહ્યો છે. દિશાઓ શૂન્ય છે. અહુણાં પશુ કે પક્ષી, માનવ કે જનાવર કોઇનો શબ્દ સંભળાતો નથી. સમયે સમયે વાયુદેવ પોતાનો પ્રતાપ બતાવે છે, ત્યારે પર્વત પરના વૃક્ષોના ધુમવાનો, ડાળી સાથે ડાળીઓ અથડાવાનો, પાંદડાનો ખરરર પડવાનો ઝીણો ને જાડો અવાજ કંઇક કાન ઉપર પડે છે. આ પુરુષને નિર્જનપણાથી ભય થતો નથી. તેની દૃષ્ટિ માત્ર આકાશના એક તારા ઉપર જ ઠરી છે, અને તેને લક્ષી ઉપરનો ઉપર ચઢ્યો જાય છે. આસપાસ અનેક વનરાજીઓ છે, તેમાંથી પરાગમય પવન પરાગ ફેલાવે છે, તેથી પણ આ પુરુષને કંઇ આનંદ થતો નથી; પવનના સુસવાટાથી તેના ખુલ્લા શરીરને કંપારવ થતો નથી, ભયે નથી, તેમ આગળ વધવાથી તેને કંઇ આશા હોય તેમ પણ જણાતું નથી.

પ્રાચીમાં હજી અરુણોદય થયો નથી.*

* [ **નોંધ—**ચન્દ્રકાન્ત મણિના ચતુર્થ વિભાગનો અથવા પંચમ પ્રવાહનો આટલો જ આરંભ કરીને ગ્રન્થકર્તાનો દેહ શાંત પડ્યો. દયાળુ સર્વેશ્વરની ઈચ્છા શી હશે, તે કળી શકાય તેમ ન હોવાથી આ ગ્રન્થ અપૂર્ણ દશામાં જ રહ્યો છે અને તે કોઇથી પૂર્ણ થઇ શકે તેમ નથી. સદ્ગતના વચનામૃત પ્રમાણે તેઓશ્રીનો યોગેશ્વર શ્રીકૃષ્ણ અને ઉદ્ધવના સંવાદ દ્વારા પરમાત્માના પરમધામનું અવર્ણનીય શક્ય વર્ણન આપવાનો વિચાર હતો, પણ તે ફળીભૂત થયો નહિ. ઘણા જિજ્ઞાસુઓ તેમના રચિત ચતુર્થ ભાગ માટે પૃચ્છા કર્યા કરે છે, તેઓની જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે આટલો—જેટલો હતો તેટલો ભાગ અત્ર છાપેલો છે. **ન. ઈ. દેશાઈ** ]

## ગંગા— એક ગુર્જર વાર્તા

કર્તા:—ઇચ્છારામ. સૂર્યરામ દેશાઈ

આ વાર્તા ગુર્જર સંસારની અનુપમ સત્ય ઘટના ઉપર ઘડાયલી છે આ વાર્તામાં વપરાયલી ભાષા ગુજરાતી ભાષામાં વિદ્વાનોએ શુદ્ધ ઉત્તમ ગુજરાતી ભાષાના નમુના તરીકે સ્વીકારેલી છે. ઇ. સ. ૧૮૮૦–૮૫ માં મુંબઈની કોલેજમાં શિખતા વિદ્યાર્થીઓનું ગૃહજીવન અને પાઠશાળાનું જીવન કેવું હોય છે તે આબેહુબ દર્શાવ્યું છે. કિ. રૂ. ૨ ટ. ખ. રૂ. ૦।

## શિવાજીની સુરતની લુટ

મહાન શિવાજીએ સુરતની બે વેળા લુટ ચલાવી તેનો એતિહાસિક વૃત્તાંત આમાં સામેલ છે. આત્મારામ ભૂખણવાળા કોણ બહિરજી અને બેરાગી; સુરત પર મરાઠાઓએ ઘેરો ઘાલ્યો ત્યારે સુરતના શહેરીઓએ શું કર્યું; શિવાજી મહારાજની કચેરી; લશ્કરને ખાવાનું, પગાર, રહેવાનું કેમ મળતું, કેવું મળતું વગેરેનો ખ્યાલ આ વાર્તાજ આપે છે. આખરે સુરતીઓ મરાઠાઓને પાછા હઠાવે છે. કિ. રૂ. ૨. ટ. ખ. રૂ. ૦।।

## સવિતા સુંદરી

આ વાર્તા પણ સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇની રચેલી છે. તેમાં હિંદુ સંસારની એક ખરાબ રૂઢિનું આબેહુબ હાસ્યજનક ચિત્ર છે. તેમાં કન્યા પરણવા જતા કુળવાન્ ઘરડા વરનો થયેલો ફેસ્તો વાંચવાલાયક છે રમુજી અને ઉપદેશવાળી વાર્તા છે. કિ. રૂ. ૦।. ટ. ખ. ૧ આનો

## મહારાણી વિક્ટોરિયાનું જીવનચરિત્ર

આમાં રાજતેજોમયી ઇંગ્લાંડની રાણીની વાર્તારૂપે રસિક જીવનકથા છે. આ પુસ્તક મુંબઇ ઇલાકાના તથા ગાયકવાડના સરકારી કેળવણી ખાતાએ ઇનામ અને લાયબ્રેરીમાં રાખવા મંજુર કીધું છે. કીં. ૧–૮–૦.

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ, સાસુન બિલ્ડિંગ, સર્કલ, કોટ, મુંબઇ

# શુક્રનીતિ

અનુવાદક: ઈચ્છારામ સૂર્યરામ દેસાઇ

આ ગ્રન્થ રાજકાજ અને સામાન્ય વ્યવહારમાં ઘણો ઉપયોગી ગણાયો છે. એ નીતિશાસ્ત્રવેત્તા શુક્રાચાર્યનો રચેલો છે. યુરોપી અને હિન્દી વિદ્વાનોએ તેના ભારે વખાણ કર્યા છે. મૂળ અને ભાષાંતર સાથે આપેલાં છે. રાજ અને વ્યવહારનીતિ સમજવા માટે રાજા રજવાડાઓ અને ઠાકોરો તથા જમીનદારો અને શ્રીમંતો માટે આ એક માર્ગદર્શક પુસ્તક છે. સામાન્ય વ્યવહાર સમજવા માટે સર્વેને એકસરખો ઉપયોગી આ ગ્રન્થ છે. કીંમત રૂ. ૨-૦-૦.

# વિદુરનીતિ

શ્રી મહાભારતમાં લડાઇ પહેલાં મહાત્મા વિદુરે અંધ રાજા ધૃતરાષ્ટ્રને જે ઉપદેશ આપ્યો છે તેનો આ ગ્રન્થમાં સમાવેશ કરેલો છે નીતિસાસ્ત્રનું તત્વ એમાં સુંદર રીતે સમજાવેલું છે. ભાષાંતર સરળ અને સુબોધક છે અને તેની ચાર આવૃત્તિઓ થઇ છે એ તેની લોકપ્રિયતા દર્શાવે છે. કીં. ૦-૮-૦.

# કામંદકીય નીતિસાર

આ પણ નીતિશાસ્ત્ર ઉપર એક ઉપયોગી ગ્રન્થ છે. એ કામદંક નામના બુદ્ધિશાળી બુદ્ધ સાધુનો રચેલો છે. એની ખ્યાતી ચીન, સીઆમ અને પરદેશોમાં ઘણી છે. રાજનીતિ અને સામાન્ય વ્યવહારનીતિ સંબંધમાં આ બે નીતિનાં પુસ્તકો અવશ્ય વાંચવા જેવા છે. કીં. રૂ. ૨-૦-૦.

# ચારૂચર્યા અથવા શુભ આચાર

આ ગ્રન્થ જો કે નાનોશો છે પણ વધારે ઉપયોગી છે. એમાં ૧૦૧ દાખલાઓ છે. અર્ધા વાક્યમાં નીતિનો એક સિદ્ધાંત અને બીજા અર્ધામાં ભાગવત રામાયણ, મહાભારત અને પુરાણો વગેરેમાંથી અનુકૂળ ઉદાહરણો આપેલાં છે. આ પુસ્તક લઇને માબાપો પોતાના છોકરાઓને જ્ઞાન આપે તો તેઓ વ્યવહારકુશળ અને ધાર્મિક થાય. કીં. રૂ. ૦-૪-૦

ગુજરાતી પ્રિ. પ્રેસ, સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ

## કળાવિલાસ

**અનુવાદક અને ટીકાકારઃ ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ**

નામ પ્રમાણે આ ગ્રન્થ કળાઓનો ભંડાર છે. આ ચોપડી વાંચવાથી વ્યવહારકુશળ થવાય છે. ૧૦૦૧ કળાઓ કવિ ક્ષેમેન્દ્રે એમાં બતાવી છે જે વાંચવાથી અને સમજવાથી સંસારમાં ઠગાવાનો ભય રહેતો નથી. એમાં દરેક કીસમી માણસ, વેશ્યા, વેપારી વગેરે શી શી યુક્તિઓ વાપરે છે તેનું વર્ણન સમજુતી દાખલા સાથે આપેલું છે. નથી.

## રાસેલાસની કથા

મિસરના રાજપુત્રની તત્વજ્ઞાનવાળી કથા આમાં આપી છે. ડા૦ જોનસનનો અંગ્રેજી ભાષામાં આ ગ્રન્થ ઘણો વખણાયેલો છે. એમાં ઇજીપ્તના પીરામીડો વગેરેના સુંદર જાણવાજોગ વર્ણનો છે અને તે ઉપરથી મનુષ્યનો થતો તત્તબોધ આપેલો છે. નથી.

## શ્રીકૃષ્ણકથામૃત

મહાભારત, ભાગવત, હરિવંશ, પદ્મપુરાણ વગેરે ઉપરથી તારવીને લખેલું શ્રીકૃષ્ણનું અલૌકિક ચરિત્ર, રાસાદિલીલાનું રહસ્ય ઇત્યાદિ આ ગ્રંથમાં વર્ણવ્યાં છે. કિં૦ રૂ૦ ૦–૪–૦. ટ. ખ. ૧ આનો.

## શ્રીકૃષ્ણચરિત્ર

કવિ ગિરધરકૃત રાગરાગણીમાં છે. આમાં શ્રીમદ્ભાગવતના દશમસ્કંધની ઉત્તમ રસમય કથા છે. કવિની કાવ્યશક્તિ એમાં અપૂર્વ રીતે ખીલેલી છે. વૈષ્ણવોએ અને કૃષ્ણકથારસ ભોગીજનોએ અવશ્ય વાંચવા જેવો ગ્રન્થ છે. નથી.

**ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ**

રીઝર્વ બેંકની પાછળ, સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ મુંબઇ



ઇચ્છારામ સૂ-દેસાઈ.

જન્મ (સુરત)
વિ. સં. ૧૯૦૯ શ્રાવણ સુદ ૬ ને બુધવાર
(તા૦ ૧૦-૮-૧૮૫૩)

દેહવિલય (મુંબઈ)
વિ. સં. ૧૯૬૯ કાર્તિક વદ ૧૩ ને ગુરૂવાર
(તા૦ ૫-૧૨-૧૯૧૨)